# Index to the Fourteenth Volume of the Journal of the Indian Merchant's Chamber.

## ધી દેશી વેપારી ચેમ્બરના માસિકના ૧૪ મા પુસ્તકની અનુક્રમણિકા.

## ૪ પરચુટણ વિષયો, ખબરો તથા આંકડા.

*Registered No. B.810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

અધિપતી—જયસુખલાલ કૃષ્ણલાલ મેહેતા.

પુસ્તક ૧૫ મું. VOL. XV. JULY 1922. No. 1 જુલાઈ ૧૯૨૨ અંક ૧ લો.

## અનુક્રમણિકા.

# હુંડીના બજાર ઉપર કાબુ.

દેશપરદેશો વચ્ચેના હુંડીના ભાવમાં વધઘટ તો થતીજ રહે પણ તેને હદમાં રાખી શકાય તે માટે જે પ્રયત્નો થાય છે તે મોટે ભાગે સરકારની સહાયતાથીજ હોય છે. એવા પ્રયત્નના બે વર્ગ પાડી શકાય. એક તો એવા કે જેમા કાંઇ થોડાં વખત માટે સાધવાનો હેતુ હોય જેમકે લડાઇ દરમ્યાન યુનાઇટેડ સ્ટેટસ વગેરે દેશો સાથેના હુંડીના ભાવને કાબુમાં રાખવા માટેના બ્રિટીશ સરકારના પ્રયત્નો. બીજો પ્રકાર એ છે કે જેમાં હંમેશને માટે કાંઇ હેતુ સાધવાનો હોય. જેમ કે હિંદ અને પરદેશો વચ્ચેની હુંડીનો ભાવ સ્થીર કરવા માટેના પ્રયત્નો. આ બેઉના ઇતિહાસમાંથી ઘણું શીખવાનું મળી શકે. હિંદમાં દેશી રાજ્યોમાં જ્યાં જ્યાં જુદા સીકા ચાલે છે ત્યા તે રાજ્યો તથા બ્રિટીશ મુલક વચ્ચેના વેપારને અંગે નીકળની હુંડીનો ભાવ ઘણી વાર અસ્થીર રહે છે. આમ થવામાં કારણે ઘણાં હોઇ શકે પણ તેને કાબુમાં રાખવા માટે કેવા ઇલાજો લેવા જોઇએ તે રશીયા તથા જર્મન વચ્ચેની લેવડદેવડના ઇતિહાસ ઉપરથી સમજાય એવા છે. કચ્છમાં ચાલતી કોરી, વડોદરાના રાજ્યમાં અગાઉ ચાલતો હતો તે બાબાશાઇ રૂપીયો, હાલમાં નીઝામના રાજ્યમાં ચાલતા રૂપીઆ વગેરેની કીંમત બ્રિટીશ રૂપીઆમાં ગણતા સ્થીર નથી રહેતી તેને સ્થીર કરવામાં એ ઇતિહાસ ઉપયોગી થઇ પડે. હકીકત એવી હતી કે રશીયામાં ચાલતા રૂબલના સીકાઓને બદલે રૂબલમાં ગણવાની ચલણી નોટો વેપારને અંગે કેટલીક વાર પરદેશ જતી. એક વેળા એ નોટોના ભાવની વધઘટ ઉપર જરમન બજારોનો કાબુ વધી પડવાથી રશીયાની આંટને ધોકો પુગવાનો સંભવ લાગતાં રશીયન સરકારના ખજાનચી વીટેએ જરમનીમાં આડત્યો મોકલી ત્યાં ફરતી રશીયન રૂબલની નોટો ખરીદવા માંડી અને એના સંબંધમાં વાયદાના સોદા થવા હોવાથી બજાર ઉપર એટલો કાબુ મેળવ્યો કે પોતે કરેલા કબાલા પુરા પાડવાને માટે ત્યાંના વેપારીઓ અશક્ત નીવડયા કારણ કે રશીયન રૂબલની નોટો તેમની પાસે હતી તે કરતાં વધારે રકમની લેખણે સટ્ટાનો સખત બોજો વેઠી રહતી. છેવટે હાંસેલ ઉત્કાર સુધી એ વેપારીઓને અમુક પ્રકારે સગવડ આપી ત્યારે એ બજાર ઠેકાણે આવ્યું. હિંદમાં દેશી રાજ્યોની ચલણી નોટો જેવું કશું છેજ નહીં એટલે લેવડદેવડ સીકામાંજ થાય છે અને તેના, સોદા પણ વાયદાના ન થવાં માત્ર રોકડાનાજ થાય છે એટલે દેશી રાજ્યોના સીકાઓ તથા બ્રિટીશ રૂપીયા વચ્ચે કીંમતનું પ્રમાણ બદલાતું રહેવાનાં કારણોમાં મુખ્ય બેજ હોય છે અને તે એ કે એ સીકાઓ છુટથી પાડવામાં આવતા ન હોવાથી ચાંદીના ભાવ સાથે એની એકસરખી વધઘટ થવાની આશા રહેતી નથી અને મુલકના નાના વિસ્તારના પ્રમાણમાં વેપારની લેવડદેવડ કોઇ વાર અતિશય મોટી હોય અથવા સટો ચાલતો હોય તે વેળા તેની સ્થિતિ ખાસ માહીતીનાં સાધનો અને અભ્યાસ વગર સમજાતી નથી. પરંતુ તેવી વેળા પણ પોતાના રાજ્યના સીકાની આંટ ટકાવી રાખવા માટે જરૂર પડે તેવે પ્રસંગે બ્રિટીશ મુલકમાં આડત્યા મારફતે પોતાના સીકા ખરીદી લેવાનું અને જરૂર પડે ત્યારે બ્રિટીશ રૂપીઆમાં લેવડદેવડ કરવાનું બને તો એ બે વચ્ચે કીંમતનું પ્રમાણ સ્થીર રાખવું મુશ્કેલ નથી,

---

એટલુંજ નહીં પણ ઇચ્છવા જોગ છે. એવો પ્રયત્ન એ દેશી રાજ્યની સરકારની મદદથીજ થઇ શકે.

જરમનીની સરકાર અત્યારે "માર્ક" નામથી ઓળખાતા પોતાના સીકા અથવા તેના આધારે રહેલી ગણાતી ચલણી નોટોના ભાવ પરદેશમાં સ્થીર ટકે તે માટે એવાજ ઇલાજો લે છે. બહોળો વેપાર અને ગંજાવર લેવડદેવડને લીધે એમાં કોઇ કોઇ વાર એ નિષ્ફળ પણ થાય પરંતુ એકંદરે એનો પ્રયત્ન યોગ્ય દિશામાં અને સફળ છે એમ સર્વ કોઇ કબુલ કરશે

અત્યારે જરમનીના પરદેશ સાથેના વેપારની બાકી લડાઈ અગાઉ રહેતી તેટલી છે એટલે ભાવમાં ફેરફાર રહેવા માટે માત્ર બેજ કારણ હોઇ શકે:—(૧) લડાઇને અંગે કરેલા નુકસાનના બદલા તરીકે અપાતી રકમો અને (૨) પરદેશોમાંથી મળતી અથવા પરદેશોમાં ખરચાતી રકમો લડાઇ અગાઉ હતી તે કરતાં અત્યારે વધારે અથવા ઓછી હોય તો તે તફાવત

પણ એમ જણાવવામાં આવે છે કે પરદેશો સાથેની હુંડીનો ભાવ હાલની સ્થિતિએ રાખવાને જરમની આતુર છે કેમકે એથી ચલણી નોટોના બદલામાં પરદેશી નાણાં મળે છે અને જરમનીના ઉદ્યોગોને ઉતેજન મળે છે. એ પ્રમાણે હુંડીના ભાવ ખોટી હદે સ્થીર કરવાના ગેર લાભ હવે પછી જણાશે. અત્યારે એક પાઉંડને બદલે પાંચસો કે હજાર માર્કની નોટ મળી શકે છે તેમાં કેટલેક અંશે જરમનીની સરકારની એ રાજનીતિ કારણરૂપ છે એમ માનવામાં આવે છે. જ્યારે પરદેશો પાસેથી પોતાને જોઇતો માલ ખરીદવાને માટે હાલમાં માર્કની જે નોટો હાલને ભાવે આપે છે તેજ નોટો પરદેશીઓ જરમની પાસેથી ખરીદેલા માલની કીંમત તરીકે પાછી આપશે ત્યારે એના ગેરલાભ જણાશે. તે વેળા એ માર્કસ જેમને પાછા મળશે તે કારખાનાંવાળાઓ પોતાનાં માણસોને પગાર તરીકે આપવાના નાની રકમના સીકા માગશે અને ખેડુતો સંગીન નાણાં માંગશે તે વેળા નોટોને બદલે સંગીન અવેજ કેવી રીતે આપવો એ સવાલ જરમન સરકારને પજવશે.

આ કરતાં જુદી જાતના કેટલાક પ્રશ્નો ઇંગ્લંડની સરકારની ચલણની રાજનીતિએ ઉપસ્થીત કર્યા છે. લડાઇ દરમ્યાન એમની રાજનીતિ એવી હતી કે લડાઇથી અલગ રહેલા દેશો ખાતે નાણા મોકલવાનો પ્રસંગ ન આવે એવી રીતે કામ કરવું. એમ કરવાથી સરકારને વર્તમાનપત્રો તરફથી કેટલીક પજવણી થઇ પણ તે સહન કરીને સરકારે પોતાની રાજનીતિ ચાલુ રાખી. એમાં કરવાનું કામ સહેલું અને થોડુંજ હતું અને તે એ કે એવા પરદેશોમાંથી માલ, જામીનગીરીઓ કે નાણાંની લોન લેવી અને તેનો ઉપયોગ એ દેશો સાથેની હુંડીનો ભાવ ટકાવી રાખવામાં કરવો પણ એ પગલાં તો યુનાઇટેડ સ્ટેટ્સ સાથેની લેવડદેવડની સરખામણીમાં નજીવાંજ હતાં. ખરી કસોટી તો એ અમેરીકન રાજ્યની સાથેના વહેવારમાંજ થઇ હતી. લડાઇમાં એ રાજ્યે ઝંપલાવ્યું તે અગાઉ એની રાજનીતિ એવી હતી કે પરદેશોને નાણાં ધીરવાં નહીં અને પાછળથી પણ જ્યારે પરદેશોને નાણાં ધીરવાં માંડયાં ત્યારે એવો ખાસ સંભાળ રાખી કે એને પરિણામે હુંડીનો ભાવ ઘટીને દેશના ઉદ્યોગ ધંધાને નુકસાન ન કરે. એનું પરીણામ એ થયું કે હુંડીનો ભાવ પોતાના ગેરલાભમાં જતો જેમ યુનાઇટેડ સ્ટેટસની સરકારે અટકાવ્યો તેવીજ રીતે બીજી બાજુ જતો અટકાવવાની ફરજ બ્રિટીશ સરકારની ઉપર આવી પડી. એ હુંડીની લેવડદેવડ અને એના તેજીમંદીના સોદા ગમે તે વેપારી ગમે તેવી રીતે કરે તોપણ એના ભાવ ગગડે

નહીં એવી સંભાળ લેવી એ નાનીસુની વાત નહતી. તેને માટે વારંવાર એવા ઉપાય લેવા પડતા કે જેને લીધે બ્રિટીશ સરકારને ખોટ જાય. બ્રિટીશ સરકારે ટકાવી રાખવા ઠરાવેલો ભાવ ૧ પાઉંડની બરોબર ચાર ડોલર અને સાડી છોંતેર સેંટનો હતો. એ ટકાવી રાખવા માટે બે રીતે કામ લેવું પડતું. જ્યારે ભાવ ઘટી જાય એટલે કે એક પાઉંડની બરોબર એટલા ડોલર પણ મળી ન શકે તે વેળા એ ભાવ ટકાવવા માટે એ ભાવે પાઉંડ લઇને ડોલરમાં નાણાં આપવાં પડતાં. એથી ઉલટું જ્યારે ભાવ વધી જતો ત્યારે એ ભાવે ડોલર નાણાં લઇ બ્રિટીશ પાઉંડ આપવા પડતા. એક વેળા હલકાં પડેલાં નાણાં બજાર કરતાં સ્હેજ પણ વધારે ભાવે લેવામાં જતી ખોટ બ્રિટીશ સરકારને ભોગવવી પડતી. છતાં એ પ્રમાણે ભાવ ટકાવવાનું ઇંગ્લંડની સરકારે એટલા માટે સ્વીકાર્યું કે જો એ ભાવ ઘટી જાય તો ઇંગ્લંડમાં ચાલતાં નાણાંની અર્થાત બ્રિટીશ નોટની કીંમત ઘટી જાય. ઇંગ્લંડમાં તે વેળા ચલણમાંથી સોનાના સીકા ખેંચી લેવામાં આવેલા હોવાથી તેને બદલે આપેલી નોટની આંટ એ પ્રમાણે ટકાવવી પડી પણ એમાં મુશ્કેલી વધતી ગઇ અને તેનું કારણ એ હતું કે સરકારની આવક કરતાં ખરચ વધારે હોવાથી ખુટતી રકમ બજારનાં લોન કહાડી લેવાનું પાછળથી ન બન્યું અને તે વેળા અવેજ વગરની ચલણી નોટો વધારી. એવું થાય ત્યારે પરદેશોમાં લોન ઉભી કરવાથી મુશ્કેલી થોડો સમય દુર થાય. પણ પરદેશમાં આંટ એવે સમયે નબળી પડે છે અને તેથી કાંતો વધારે વ્યાજ આપવું પડે છે અથવા દેશની થાપણ તરીકે જકાતની મહેસુલ અગર એવા કોઇ અવેજને ગીરો મુકવો પડે છે. ટર્કીને કે ચીનને નાણાં ધીરનારા દેશોના પ્રતિનિધિઓ એ બે દેશોની સરકારની આર્થિક રાજનીતિ ઉપર એવીજ રીતે મેળવેલો કાબુ ભોગવે છે. આવો કાબુ આપવો અથવા વધારે વ્યાજ આપવું એ બેમાંથી એક પણ માર્ગ ન પરવડવાથી છેવટે બ્રિટીશ સરકારે અમેરીકન હુંડીનો ભાવ ગગડતો અટકાવવાના પ્રયત્નો છોડી દીધા.

પરદેશો સાથેની હુંડીઓ વેચવા લેવાનું કામકાજ કરતી બેંકોના પ્રતિનિધિઓની સહાયતાથી હુંડીના ભાવ સ્થીર રાખવાના પ્રયત્નો નોરવે, સ્વીડન તથા ડેન્માર્ક એ ત્રણ દેશો વચ્ચે ૧૮૭૩-૫ મા થયા હતા અને લડાઇ દરમ્યાન તથા તે પછીના સમયમાં ગ્રીસ અને ઇટલીમાં થયા હતા. ત્યાં પણ તે નિષ્ફળ નીવડવાનું કારણ એજ હતું કે અવેજ વગર ચલણી નોટો વધારવાના કામ ઉપરનો કાબુ એ હુંડીનું કામકાજ કરનારાઓના હાથમાં ન હતો.

આ બધા દેશોમાં મોટે ભાગે ચલણી સીકાઓ સોનાના હોવાથી મુશ્કેલીઓ તો માત્ર અસાધારણ સંજોગોમાજ ઉભી થાય અને એ સંજોગો દુર થતાં એ મુશ્કેલીઓ પણ મટી જાય.

હંમેશ માટે હુંડીના ભાવને કબુમાં રાખવા માટેનો જબરો પ્રયત્ન તો હિંદમાં થયો છે અને તે વિશેષ ધ્યાન ખેંચવા લાયક એટલા માટે છે કે બીજા દેશોના સીકા જ્યારે સોનાના છે ત્યારે હિંદમાં ચાલતો રૂપયાનો સીક્કો ચાંદીનો છે. એ સીકાઓ પાડવામાં આવે ત્યાં સુધી માત્ર ચાંદીના અવેજવાળી નવી નોટો પાડવા બરોબર થાય અને જ્યારે ચાંદીનો ભાવ ઘટે ત્યારે એ અવેજની કીંમત ઘટે તેના પ્રમાણમાં એ સીકાના રૂપમાં ફરતી નોટો હલકી પડે. કાગળ ઉપર છાપેલી નોટોનું ચલણ પણ સામે અવેજ વધાર્યા વગર વધારાય તો તેનું પણ એવુજ પરીણામ આવે. હિંદમાં અવેજ વગરના ચલણમાં વધારો થતો રહ્યો છે તેથી હિંદી રૂપયો હલકો પડ્યો છે. એ કેટલો હલકો પડ્યો તે જાણવાની કસોટી એ છે કે લડાઇ અગાઉ રૂપયો ૪૮ સેંટની કીંમતનો હતો તેના હમણાં ૨૯ સેંટ મળે છે બીજી રીતે કહીએ તો લડાઇ

અગાઉ મો ડોલરના રૂ. ૨૨૫ પડતા હતા તેને બદલે અત્યારે તો લગભગ રૂ. ૩૫૪ આપવા પડે છે. એ સ્થિતિ બદલવી હોય અને કાયમ માટે સારી સ્થીરતા રૂપયાને અપાવવી હોય તો એ ઉપાયો લેવાની જરૂર છે અને તે એ કે નવા રૂપયા પાડવા નહીં અને અવેજ વગરની નોટોની રકમ સરકારી મહેસુલમાંથી ભરી આપવી. આ ઉપાયો લેવાયા પછી હિંદમાં દુકાળ નહીં હોય તો આયાત કરતાં નીકાશ વધારે થશે તે વેળા હિંદના ચલણમાં સીકાની જેટલી જરૂર હશે તેટલી સોનાના સીકાથી પુરાશે. તેમ થવા દેવા માટે સોનાના સીકા તથા રૂપયા વચ્ચે એવુ પ્રમાણ ઠરાવવું જોઇએ કે જે સ્થીર રહે ૧૬ પેન્સની બરોબર રૂપયો એ પ્રમાણ ૧૮૯૨ થી ૧૯૧૭ સુધી યોગ્ય હતું અને અત્યારે પણ છે. એથી જુદું પ્રમાણ ઠરાવાશે તો હિંદની પરદેશો સાથેની હુંડીનો ભાવ સ્થીર થશે નહી.

---

## ફ્રાન્સ તથા પોલંડ વચ્ચે થયેલા વેપારી કોલકરારો.

આ કોલકરારોની વીગત ઇંગ્લંડમાં બોર્ડ ઓફ ટ્રેડ જર્નલના તા૦ ૧૮-૫-૨૨ ના અંકમાં પ્રગટ કરવામાં આવી છે તે ઉપરથી માલમ પડે છે કે બીજા કોઇ પણ રાજ્યને માલ આયાત કરવા દેવા માટે સારામાં સારી શરતો રાખેલી હોય તેનો લાભ ફ્રાન્સમાં કુદરતથી અથવા ઉદ્યોગથી પેદા થયેલ માલને પોલાંડમાં આયાત કરતી વેળા આપવામા આવશે. ખોરાકની ચીજો તંબાકુ તથા ફ્રેન્ચ સંસ્થાનોથી આવતી કેટલીક ચીજોને એવો લાભ આપતી વેળા એ ચીજો કોઇ પણ ઠેકાણે બની હોય તો પણ તેને માટે વાધો લેવામાં આવશે નહીં. તેને માટે માત્ર એકજ શરત રહેશે અને તે એ કે એ માલ પોલંડમાં આયાત કરનારી પેઢી ફ્રાન્સની અથવા પોલાંડના લોકોએ ફ્રાન્સમાં રજીસ્ટર કરેલી હોવી જોઇશે. એના બદલામા પોલાડનો માલ સઉથી ઓછા દરે ફ્રાન્સમાં આયાત કરવા દેશે. માલની આયાત કે નીકાશ માટે બંધી હોય તે કોઇ પણ દેશને માટે દુર કરવામાં આવે તે વેળા તેવો લાભ પણ ફ્રાન્સ તથા પોલાડ એક બીજાને આપશે.

બીજે સ્થળે મોકલવા માટે આયાત કરેલા એક બીજાના માલ ઉપર જકાત લેવામાં આવશે નહીં અને બીજો કોઇ પ્રકારનો અંકુશ મેલવામાં આવશે નહીં,

કોઇ પણ ચીજના વેપાર ઉપર ભાવના સંબંધમા અંકુશ રાખવામા આવે તો તે બાબતમાં પણ ત્રીજા કોઇ રાજ્યને અથવા તેની પ્રજાને જે લાભ આપવામા આવે તેવો લાભ એક બીજાને પણ આપવામા આવશે.

પોતાના રાજ્યની પાસે આવેલાં રાજ્યને વધારે સારી શરતોથી વેપાર કરવા દેવાની બેઉ પક્ષો માટે છુટ રહેશે.

આ કોલકરારનો લાભ પક્ષકારો શિવાય બીજાને મળતો અટકાવવા માટે આયાત થતા માલના સંબંધમાં તે કયા બન્યો છે તે દર્શાવનારૂ સરટીફીકેટ માગવામા આવશે. જે માલ દેશમાં કુદરતથી પેદા થયો હોય અથવા જેની કીંમતનો અરધા કરતા વધારે ભાગ તે દેશની પેદાશ તથા મજુરીને લીધે હોય તેને તે દેશમા બનેલો ગણવામાં આવશે.

બીજા કોઇ દેશની પ્રજાને અયોગ્ય રીતે હરીફાઇ કરતા અટકાવવા માટે પગલા ભરવામા આવશે. ઉદ્યોગીક માલેકીના હકનું રક્ષણ કરવામા આવશે. વેપારી મુસાફરોને નમુના લઇને

ફરવાની છુટ રહેશે અને એવા નમુના ઉપર કોઇ પણ પ્રકારની જકાત લેવામાં આવશે નહીં. એવા વેપારી મુસાફરોને ઓળખવા માટે તેમને પાસ આપવામાં આવશે.

પક્ષકારોમાંથી એક દેશમાં સ્થપાયેલી કંપની દેશમાં કામ કરે તો તેની સાથે પણ તે પોતાના દેશમાં સ્થપાઇ હોય એવી રીતે ગણીને પક્ષકારો કામ લેશે.

---

**ટર્કીમાં જકાતની પદ્ધતિ**—કોન્સ્ટેન્ટીનોપલ ખાતેના બ્રિટીશ હાઇ કમીશનરનો વેપાર ખાતાંનો સેક્રેટરી આ વિષે નીચે પ્રમાણે વિવેચન કરે છેઃ—

લડાઇ અગાઉ ટર્કીમાં આયાત માલ ઉપર ૧૧ ટકા અને નીકાશ ઉપર ૧ ટકો જકાત લેવામાં આવતી હતી. યુરોપમાં લડાઈ જાગ્યા પછી થોડા વખતમાં તે વધારીને ૧૫ ટકા જેટલી કરી. તે વેળા ટર્કી લડાઇથી અલગ હતું તો પણ આ વધારા માટે પરદેશોના વેપારીઓ પાસેથી આયાત કરનારાઓએ વાંધો લીધો હતો. લડાઇમાં ટર્કીએ ભાગ લેવા માંડયો ત્યાર પછી જુદી જુદી ચીજો ઉપર પૃથક પૃથક ઠરાવેલી જકાત લેવાનું ચાલુ કરવામાં આવ્યું તે લડાઇ બંધ પડી ત્યાં સુધી ચાલુ રહ્યું. પરદેશોના વેપારી પ્રતિનિધિઓએ નીકાશ જકાત ઘટાડવા આગ્રહ કર્યો પણ હુંડીની સ્થિતિ ધ્યાનમાં લેતાં માલ ઉપર જથાના પ્રમાણમાં નક્કી થયેલી આયાત જકાત ચાલુ રાખવામાં તેમને લાભ લાગવાથી તે ચાલુ રહેવા દીધી. પછી ટર્કીની નાણાં સંબંધી સ્થિતિ બગડી એટલે લડાઇ અગાઉનું ધોરણ દાખલ કરવાનો વિચાર ટર્કીની સરકારે કર્યો પણ તે માટે આવડતવાળા નોકરો પુરતી સંખ્યામાં ન મળવાની મુશ્કેલી દર્શાવી પરદેશોના પ્રતિનિધિઓએ માત્ર જકાત ઘટાડવાનોજ આગ્રહ કર્યો. ટર્કી સરકારે તે ઉપરથી એમ વિચાર કર્યો કે લીરાનો હુંડીયામણનો ભાવ ઘટી ગયો છે તે જોતાં આયાત જકાત ચાર ગણી કરી નાંખવી. એંગોરા ખાતે સરકારે ૧૯૨૦માં એમજ કર્યું હતું, પણ આ દરખાસ્ત પણ નકામી ગઇ. છેવટે ચીજોની આયાત ઉપર જકાત ઉપરાંત નીચે જણાવેલી ચીજોના વપરાશ ઉપર પર કર નાંખવામાં આવ્યોઃ— ચા, કેરોસીન, કોફી, ખાંડ, દીવાસળી, જરમન લાકડું, સીગારેટ, કાગળો તથા રમવાનાં પાનાં. જો કસ્ટમ્સ જકાત કીંમત ઉપર ૧૧ ટકા જેટલી ઠરાવવામાં આવે તો એ ચીજોના વપરાશ ઉપર કર નંખાવો ન જોઇએ એમ વાંધો લેવામાં આવ્યો પણ જાહેર થયું કે કીંમતના પ્રમાણમાં જકાત લેવામાં આવશે. બ્રિટીશ વેપારના સંબંધમાં એ ફેરફાર તા૦ ૨૯–૧૦–૨૧ થી અમલમાં આવ્યો. માલના વપરાશ ઉપરનો કર પણ ભરવો પડે છે. એથી થતી આવક ટર્કીની સરકારની કુલ આવકના પાંચમા ભાગ જેટલી છે એટલે તે કહાડી નખાય એવો સંભવ હમણા નથી.

---



## નોંધ.

૧૫
૧૯૨૨.

**ઔદ્યોગીક તકરારો મટાડવા માટેની કોર્ટ** સ્થાપવાના સંબંધમાં હિંદી સરકારે પ્રજાનો અભિપ્રાય જાણવા પ્રયત્ન કરેલો હતો એમ આપણે જોયું છે. એમાં મુખ્ય વાંધો એ રજુ થાય છે કે અત્રે એવા વાંધાની પતાવટ સરકાર દરમ્યાનગીરીથી થઇ શકે તેમ નથી. આ મુદ્દો તપાસવા જેવો છે પણ ઇંગ્લંડનો ઇતિહાસ જાણવાજોગ દૃષ્ટાંત પુરૂં પાડે છે. ત્યાં વાંધો પડે ત્યારે કોણ ન્યાયપક્ષે છે તે નક્કી કરવાનોજ સવાલ હતો અને તે કામ સરકારથી થઇ નહી શકે એમ કેટલાકનું કહેવું હતું પણ લોકોની દલીલ એ હતી કે વાંધાની બાબદમાં પક્ષકારમાંથી કોણ ન્યાયી છે તે અમે જોનાર નથી. તેમના કજીયાથી પ્રજાને દુઃખી થવા ન દેવી એ સરકારનું કામ છે. આપણે પણ હિંદમાં એમજ કહી શકીએ કે કોઇ બે પક્ષો વચ્ચે વાંધો પડતાં દરમ્યાનગીરી કરી બેઉના મનનું સમાધાન કરવું સહેલું નથી પણ તે કાર્યથી દુર રહી પ્રજાના લાભનો ભોગ અપાય તે જોયા કરવું તેના કરતાં વચ્ચે પડવું એ વધારે સારૂં છે અને તેમ કરવાની સરકારની ફરજ છે. જો એવા વાંધાની બાબદમાં નીષ્પક્ષ વેપારી વર્ગની મદદ લેવાય તો વાંધાનો યોગ્ય રીતે નીવેડો થઇ શકે.

---

**યુક્રેનીયામાં** દુકાળ ચાલે છે તેને લગતી હકીકત જીનોઆ ખાતે ઇન્ટરનેશનલ કમીશન ફોર રશીયન રીલીફ તરફથી તા૦ ૩૦-૪-૨૨ ને રોજ પ્રગટ કરવામાં આવી છે તેની નકલ આ ચેમ્બરને મળી છે. હકીકત બહુજ દયા ઉપજાવે એવી છે. ૪૫ વરસની તંદુરસ્ત માતા પોતાનાં તંદુરસ્ત બાળકોમાંથી એકને મારી નાખે અને તેને રાંધી કુટુંબનો નીભાવ કરે એવા બનાવ બન્યાની સાબીતી એમાં વાંચી કોનું હૃદય પીગળ્યા વગર રહે?

---

**રશીયામાં સરકારના અતીશય જુલમનું પરીણામ** એવું આવ્યું છે કે ત્યાંની પ્રજા ખુવાર થઇ ગઇ છે અને પરદેશો પાસેથી આગલી સરકારે લીધેલાં નાણાં પાછાં આપવાને હાલની સરકાર અશક્ત થઇ છે. ફ્રાન્સ વગેરે દેશોની પ્રજા તેથી રશીયન પ્રજા સાથે છેડાઇ પડી છે અને અત્યારે ત્યાં ઘણોજ સખત દુકાળ ચાલે છે તે છતાં રશીયન પ્રજાને પરદેશો તરફથી મદદ મેળવવી મુશ્કેલ છે. અમને ભય છે કે હિંદી સરકાર પણ જો લશ્કરી ખર્ચમાં ઉડાઉપણું અને સરકારી નોકરીમાં, માલની ખરીદીમાં તથા ચલણના સોદામાં પરદેશીઓને ખટાવવાની રાજનીતિ ચાલુ રાખશે તો એવુંજ પરીણામ આવશે.

---

**રેલ્વે વધારવાની જરૂર** વિષે હિંદમાં બહુ ભાર મેલવામાં આવે છે તે સમયે પીરૂ દેશમાં કેવી સ્થિતિ છે તે તપાસીએ. ત્યાં ૧૮૪૦ માઇલ રેલ્વે છે અને દેશનો વીસ્તાર ૬૫૦૦૦૦ ચોરસ માઇલ જેટલો છે જ્યારે તેની વસતી ૫૦ લાખ માણસની છે. ત્યાં ૨૪૦ માઇલ લાંબી "ઓરોયા" રેલવે બાંધવા માટે પચાસ લાખ પાઉંડ જેટલો ખરચ થયો હતો.

---

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧, બેંક ઓટ, ફોર્ટ મુંબઇ.

રેલ્વેનો વધારો કેવો જોઇએ—દેશની અંદર રેલ્વે મારફતે માલની લાવ.લઇ જા માટે રાખવામાં આવેલા દરને અતી ઉંચા લઇ જવાં અટકાવવા માટેનો સહુથી સરસ માર્ગ એ છે કે એની હરીફાઇમાં કામ કરે એવી ગોઠવણ દરીયામાર્ગે માલની લાવલઇજા કરનારી સ્ટીમરો મારફતે કરવી. આ કામ ખરેખર સફળ ક્યારે થાય કે આપણા દેશના દરીયા કીનારા ઉપરની સંખ્યાબંધ જગાઓએ બંદર તરીકેની સગવડ કરવામાં આવે અને ત્યાં સુધી રેલ્વે લઇ જવામાં આવે. ગુજરાતમાં સુરત, ભરૂચ, ખંભાત વગેરે શહેરો માટે રેલ્વેનાં સ્ટેશનો છે અને એ શહેરો દરીયાને કીનારે પણ આવેલાં છે પણ ત્યાં દરીયા કીનારે બંદર તરીકેની સગવડ પુરતી નથી તે કરવાની અને બંદર સુધી રેલ્વે જતી હોય એવી ગોઠવણ કરવાની પણ જરૂર છે.

---

સ્ટીમર ઉપર કામ કરનારા ખલાસીઓ વગેરેને નોકરીમાં રાખવા બાબદમાં હાલ જે રીતે કામ લેવામાં આવે છે તેને વખોડી કહાડનારો રીપોર્ટ એ સંબંધમાં તપાસ કરવાને માટે સરકારે નીમેલી કમિટીએ રજુ કર્યો છે. એના પહેલા ત્રણ ફકરા પ્રગટ કરતાં સરકાર અટકી છે. બાકીના ફકરાઓમાં કમિટીએ કરેલી ભલામણો વિશે દરીયા કીનારાવાળા પ્રાંતોની સરકારોના મત લેવામાં આવનાર છે.

---

પ્રીંટરો તરીકે કામ કરનારા યોગ્ય લાયકાતવાળા માણસો પુરતી સંખ્યામાં મળતા ન હોવાથી એ ધંધાને લગતું શિક્ષણ આપવાનો વિભાગ કોઇ ટેકનોલોજીકલ કોલેજમાં કહાડવો એમ હિંદી સરકારે વિચાર રાખ્યો છે. હાલમાં તે માટે નાણાંની જોગવાઇ ન હોવાથી માત્ર કલકત્તા ખાતેના સેંટ્રલ પ્રેસમાં એ કામ શીખવા માટે ત્રણ જણને પસંદ કરી દરેકને દર મહીને પચાસ રૂપીઆની સ્કોલરશીપ આપવા ઠરાવ્યું છે. ઉમેદવારોની મોટી સંખ્યા હતી પણ તેમનામાંથી ત્રણ જણને એ માટે પસંદ કરવામા આવ્યા છે. મુંબઇમાં પણ આવી ગોઠવણ થવાની ઘણી જરૂર છે.

---

## ખાંડનો ઉદ્યોગ.

હિંદમાં અત્યારે ૧૮ કારખાનાંઓ છે અને તેમાં ખાંડ, ગોળ તથા રાબ થાય છે એમાંથી ૪ બીહાર અને ઓરીસામાં, ૮ સંયુક્ત પ્રાંતમાં, ૪ મદ્રાસમાં, ૧ માઇસોરમાં અને ૧ બંગાળમાં છે. મુંબઇ ઇલાકામાં એકે નથી. એમાં કેટલી ખાંડ બને છે તે વગેરે વીશે પુછપરછ કરવામાં આવતાં ૧૯૨૦ માટે ૧૫ અને ૧૯૨૧ માટે ૧૭ કારખાનાંઓને લગતી વીગત મળી શકી હતી તે ઉપરથી જણાય છે કે પેદાશ નીચે પ્રમાણે હતી:—

| | ૧૯૨૦ માં | ૧૯૨૧ માં |
|---|---|---|
| | મણ. | મણ. |
| રસ ભઠીએ ચઢાવ્યા | ૨૨૧૨૮૧૭ | ૨૪૭૧૦૨૬ |
| ખાંડ ઉતરી | ૧૨૧૧૨૭૪ | ૧૩૨૪૬૪૬ |
| ગોળ ઉતર્યો | ૭૨૩૯૬૫ | ૮૭૦૭૦૪ |

ગોળની ઉતર વધારે હોવાનું કારણ એ છે કે એ કારખાનાંઓમાં ગોળ બનાવવાનું ૧૯૨૧ માં શરૂ થયું અને એ કારખાનાંઓને લગતી વીગત ૧૯૨૦ માટે ન મળી પણ ૧૯૨૧ માટેની મળી.

રસમાંથી ખાંડ મેળવવાનું પ્રમાણ જુદે જુદે ઠેકાણે બહુ વધારે કે ઓછું રહે છે. ઉત્તર હિંદુસ્તાનમાં હલકા ગોળમાંથી ૩૫ થી ૪૫ ટકા જેટલી ખાંડ મળે છે. જ્યારે દક્ષિણ હિંદુસ્તાનમાં ગોળ સારો હોય છે અને તેમાંથી વધારે ખાંડ મળે છે. ખાંડ બનાવવા માટેના કારખાનાંની સંખ્યા સંયુકત પ્રાંતોમાં વધારે છે, તો પણ મદ્રાસ ઇલાકામાં ખાંડ વધારે બને છે. એ બેની સરખામણી નીચે પ્રમાણે છે:—

| | ૧૯૨૦ માં | ૧૯૨૧ |
|---|---|---|
| | મણ. | મણ. |
| સંયુકત પ્રાંતો | ૩૫૦૩૨૦ | ૪૫૮૪૧૭ |
| મદ્રાસ ,, | ૪૧૦૧૦૯ | ૪૮૧૪૪૮ |

હિંદમાં કારખાનાંઓમાં બનેલી ખાંડની વિગત નીચે પ્રમાણે છેઃ—

| વર્ષ | ખાંડ | ગોળ |
|---|---|---|
| | મણ | મણ. |
| ૧૯૨૦-૨૧ | ૬૬૯૨૯૧ | ૪૦૪૭૧૨ |
| ૧૯૧૯-૨૦ | ૬૨૮=૨૦ | ૩૯૦૬૫૩ |

આ ઉપરાંત દેશમાં કારખાનાંઓની બહાર સાફ કરવામાં આવતી ખાંડને પણ ગણતરીમાં લઇએ તો કુલ પેદાશ ૭૩૧૧૩ ટન ૧૯૨૦ ૨૧ માટે ગણાય. આગલે વરસે એ ૬૭૪૭૬ ટન જેટલી હતી.

હિંદમાં આયાત થયેલી ખાંડ કેટલી હતી તે દર્શાવનારા આંકડા નીચે આપ્યા છે:—

| વર્ષ. | ટન. | કીંમત કરોડ રૂપીઆ. |
|---|---|---|
| ૧૯૨૧-૨૨ | ૬૮૪૯૯૧ | ૨૫ |
| ૧૯૨૦-૨૧ | ૧૬૪૩૩૧ | ૧૦ |
| ૧૯૧૯-૨૦ | ૩૪૦૫૧૧ | ૧૮ |

આ ઉપરથી દેખાય છે કે ૧૯૨૦-૨૧ ના વરસની આયાત કરતાં ગયે વરસે આયાત ચાર ગણી હતી તે છતાં કીમત માત્ર અઢી ગણી હતી એટલો ભાવ ઘટયો હતો.

* * * * *

કયુબામાં ખાંડ ઘણી બને છે ત્યાં તે માટેનો ખર્ચ કેટલો થાય છે તે દર્શાવનારા આંકડા નીચે પ્રમાણે છે:—

| | | |
|---|---|---|
| શેરડીમાં ખાંડનું પ્રમાણ | ટકા | ૧૧.૨૮ |
| ટન શેરડીનો ખર્ચ | ડૉલર | ૯.૮૪ |
| ટન ખાંડ દીઠ ખર્ચ | ડૉલર | ૮૭.૬૬ |

ખર્ચ ની વીગત:—

| | શેરડીના ટન દીઠ ખર્ચ ડૉલર | ખાંડ ટન દીઠ ખર્ચ ડૉલર |
|---|---|---|
| મીલમાં શેરડી આવે ત્યાં સુધીમાં | ૬·૧૧ | ૫૫·૫૨ |
| ખાંડ બનાવવા માટે | ૨·૦૦ | ૧૮·૧૬ |
| સંચાની મરામત | ૧·૨૭ | ૧૧.૫૩ |
| ગુણો | ·૪૬ | ૪·૧૮ |
| રેલ્વે નુર | ·૪૫ | ૪ ૦૮ |
| સ્ટીમર નુર | ·૨૮ | ૨·૫૪ |
| બંદરપર | ·૨૪ | ૨·૦૬ |
| ટેક્સ વીમો તથા કોર્ટ માટે | ·૨૧ | ૧·૯૦ |
| | ૧૧·૦૨ | ૧૦૦ |

આ ખર્ચ ની તપસીલ બીજી રીતે નીચે દર્શાવી છે—

| | શેરડી ટન દીઠ ડૉલર | ખાંડ ટન દીઠ ડૉલર |
|---|---|---|
| ખેતરમાં | ૩·૪૭ | ૩૧·૫૦ |
| કાપણી વગેરે માટે | ૨·૭૫ | ૨૪·૯૬ |
| કારખાનામાં | ૩·૮૩ | ૩૪·૮૪ |
| વેચવાની દુકાને | ·૯૭ | ૮·૭૨ |
| | ૧૧·૦૨ | ·૧૦૦ |

ક્યુબાના શેરડીના નવા પાકની ખાંડની આયાત ત્યાંના બંદરો ખાતે તા૦ ૧૬-૨-૨૨ દીને આખર થયેલાં અઠવાડીયામાં ૧૦૪૫૮ ટન જેટલી હતી જ્યારે એજ અઠવાડીયામાં ખાંડની પેદાશ ૧૫૭ કારખાનાંઓમાં ૧૬૩૧૭૮ ટન જેટલી થઈ હતી. એમાંથી બંદરેથી થયેલી નીકાશ જુના પાકની ૯૨૪૪૬ ટન અને નવા પાકની ૩૭૦૪૩ ટન જેટલી હતી. એ માલ યુનાઇટેડ સ્ટેટ્સ, કેનેડા, યુરોપ તથા જાપાન મોકલવામાં આવ્યો હતો. તા૦ ૧૬-૨-૨૨ સુધીના છેલ્લા ચાર અઠવાડીઆમાં ૫૧૨૬૬૦ ટન જેટલી ખાંડનો ઉઠાવ થયો હતો. તા૦ ૧૩ મી ફેબ્રુઆરીને દિને કારખાનાઓમાં તથા વખારોમાં અને ત્યાંના બંદરો ખાતે સ્ટીમરોમાં મળી કુલ ખાંડ ૧૧૮૧૭૦૬ ટન જેટલી હતી. ક્યુબામાં ખાંડનો જથો તા૦ ૨-૩-૨૨ ને દીને ૩૫૮૦૦૦ ટન જેટલો હતો.

* * *

કેનેડામાં સાફ કરેલી ખાંડનો ઉઠાવ ૧૯૨૧ માં ૩૨૯૪૭૩ ટન જેટલો હતો. ૧૯૨૦ માં તે ૩૦૨૩૮૨ ટન જેટલો હતો. એ એમ દેખાડે છે કે ૧૯૨૦ માં વસ્તીમાં દરેક જણ દીઠ

૮૧ રતલ ખાંડનો વપરાશ હતો ત્યારે ૧૯૨૧ માં ૮૮ રતલ હતો. બીટમાંથી બનેલી ખાંડની પેદાશ ૧૯૨૦ માં ૩૪૬૬૩ ટન હતી તે ૧૯૨૧ માં ઘટી ૩૩૪૮૨ ટન થઇ હતી.

ખાંડનો જથો કેટલો હતો તે નીચે પ્રમાણે દર્શાવ્યું છે:—

| | ૧૯૨૧ માં | ૧૯૨૦ માં |
|---|---|---|
| સાફ કરેલી | ૧૯૪૦૧ | ૩૨૮૯૬ |
| કાચી | ૭૪૦૮૮ | ૭૪૫૫૯ |

*　　*　　*

ઇંગ્લંડમાં ખાંડની આયાત ગયા જાનેવારીમાં ૧૦૫૦૭૪ ટન હતી તે વધીને ફેબ્રુઆરીમાં ૧૫૧૧૫૭ ટન થઇ હતી જેમાં ૨૮૨૬૫ ટન સાફ કરેલી અને ૧૨૨૮૯૨ સાફ કર્યા વગરની હતી. સાફ કરેલી ખાંડ ૩૨૮૦ ટન હૉલેંડથી, ૩૬૭૨ ટન ઝેકોસ્લોવાકયાથી, ૧૭૫૦૫ ટન યુનાઇટેડ સ્ટેટ્સથી, ૬૩૨૫૭ ટન કયુબાથી ૪૪૫૫૬ ટન મોરીશસથી અને ૪૭૦૧ ટન બ્રીટીશ વેસ્ટ ઇંડીઝથી આવેલી હતી. ઇંગ્લંડમાં ખાંડ સાફ કરવાનાં કારખાનાઓમાંથી ૬૬૫૨૫ ટન બજારમાં આવી હતી. ઇંગ્લંડમાં ખાંડનો વપરાશ જાનેવારીમાં ૩૧ દીનમાં ૧૨૯૧૧ ટન અને ફેબ્રુઆરીમાં ૨૮ દીનમાં ૧૦૯૭૪૫ ટન જેટલો હતો. તા૦ ૨૮-૨-૨૨ ને દીને સ્ટોક ૧૪૧૬૫૦ ટન જેટલો હતો.

*　　*　　*

યુનાઇટેડ સ્ટેટસમાં ૧૯૨૨ ના વરસમાં જોઇએ તેટલી ખાંડ મળશે કે નહી તે વીશેનો અડસટો નીચે રજુ કર્યો છે:—

| | હજાર ટન | |
|---|---|---|
| કયુબામાં છેલા ત્રણ વરસ દરમ્યાન થયેલા પાકની ખાંડ (આવેલી તથા આવવાની મળીને) | ૩૮૫૯ | |
| પોર્ટોરીકોની ખાંડ | ૩૭૭ | |
| હવાઇ ટાપુમાં બનેલી ખાંડ | ૪૩૭ | |
| વરજીન ટાપુમાં " | ૫ | |
| બીજા મુલકોથી આવવાની | ૫૦ | |
| કારખાંનાઓમાં પડેલી | ૧૫૭ | |
| કુલ... | ૪૯૪૯ | |
| | | હજાર ટન |
| એને સાફ કરે તે પછી બાકી રહે ટન | | ૪૬૦૨ |
| બીટની ખાંડ | | ૪૫૦ |
| આ વરસે યુનાઇટેડ સ્ટેટસમાં જવાની બીટ તથા શેરડીની ખાંડ | | ૯૦૦ |
| | કુલ | ૫૯૫૨ |
| એમાંથી નીકાસ થશે | | ૯૦૦ |
| | | ૫૦૫૨ |
| આ વરસના બાકીના ભાગમાં વપરાશે | | ૩૬૦૦ |
| બાકી રહેશે. | | ૧૪૫૨ |

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

તા. ૧-૧-૨૩ ને દીને એ રીતે ૧૪૫૨૦૦૦ ટન ખાંડ યુનાઇટેડ સ્ટેટસમાં બાકી રહેશે.

યુનાઇટેડ સ્ટેટસમાં ખાંડની પેદાશ છેલ્લાં પાંચ વરસમાં કેટલા હજાર ટન હતી તે નીચે દર્શાવી છેઃ—

| વરસ | બીટની | શેરડીની | બીજી | કુલ |
|---|---|---|---|---|
| ૧૯૧૭ | ૭૬૫ | ૨૪૫ | ૫ | ૧૦૧૬ |
| ૧૯૧૮ | ૭૬૦ | ૨૮૪ | ૬ | ૧૦૫૧ |
| ૧૯૧૯ | ૭૨૬ | ૧૨૨ | ૫ | ૮૫૩ |
| ૧૯૨૦ | ૧૦૯૦ | ૧૭૬ | ૪ | ૧૨૬૯ |
| ૧૯૨૧ | ૧૦૧૨ | ૨૭૦ | ૨ | ૧૨૮૫ |

*  *  *

જાવામાં ફેબ્રુઆરીના છેલા પખવાડીયામાં સારો વરસાદ થયો છે ત્યાં પાકને માટે સારી આશા છે. ફેબ્રુઆરીની આખરે ખાંડનો સ્ટોક ૭૦૦૦૦ ગાંસડી જેટલો હતો.

મોરીશ્યસમાં તા. ૨૪મી ફેબરૂઆરીને દીને ખાંડનો સ્ટોક ૯૧૩૦૦૦ ગાંસડી જેટલો હતો. ભાવ મોરીશસના બંદરેથી ડીલીવરી લેનારને માટે રૂ. ૧૪૯ હંડરવેટનો હતો.

ફીલીપીનમાં, ખાંડ બનાવવાનાં કારખાનાં હમણાં દીવસે તેમજ રાતે કામ કરે છે. કુલ પેદાશ ત્યાં ૨૮૫૦૦૦ ટન જેટલી થવાની વકી છે. એમાંથી ૨૧૫૦૦૦ ટન એવી જાત છે કે જે અમેરીકા જશે અને ૭૦૦૦૦ ટન બીજી જાત છે જેની નીકાશ ચીન અને જાપાન ખાતે થાય છે.

*  *  *

હવાઇના ટાપુમાં ૧૯૨૧ માં શેરડીના પાકનો વીસ્તાર ૨૩૬૫૦૦ એકર હતો જેમાંથી ઉતર ૪૬૫૭૦૦૦ ટન થઇ હતી.

*  *  *

ખાંડના ઉદ્યોગની હરીફાઇ દેશ પરદેશ વચ્ચે કેટલી છે તે દર્શાવવા માટે જુદી જુદી જાતની ખાંડના ઇંગ્લંડમાં બોલાવા ભાવો નીચે આપ્યા છેઃ-

| તા. ૧૭-૨-૨૨ | શી. પે |
|---|---|
| મોરીશસ ક્રીસ્ટલ | ૪૧—૯ |
| જાવા સફેદ | ૪૫—૯ |
| કયુબાની કાચી ખાંડ | ૧૩—૪ |
| બીટની ,, ,, | ૧૨—૯ |

*  *  *

યુરોપમાં બીટની ખાંડની પેદાશ ગયા ફેબ્રુઆરી સુધીમાં નીચે પ્રમાણે હતીઃ—

| | હજાર ટન |
|---|---|
| જરમની | ૧૬૭૦ |
| ફ્રાન્સ | ૨૭૧ |
| હોલંડ | ૩૭૩ |
| બેલ્જીયમ | ૨૮૯ |
| ઝેકોસ્લોવાકયા | ૬૪૦ |

આ વરસે યુરોપમાં વાવણી ગયા વરસ કરતાં પાંચ ટકા જેટલી વધારે છે.

---

મેટલીક શીર્તીંગની સારી ડીઝાઇન ગમશે કે?




## ( ૧ ) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૨૨ મી એપ્રીલ સને ૧૯૨૨ ને રોજ બપોરે ત્રણ કલાકે મળી હતી. જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ પુરશોતમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) | શેઠ જહાંગીર બમનજી પીટીટ |
| ,, દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ-પ્રમુખ) | સર વીઠ્ઠલદાસ ડી. ઠાકરસી |
| ,, મનમોહનદાસ રામજી | શેઠ મોતીલાલ વલ્લભજી |
| ,, લાલજી નારણજી | ,, બી. એફ. માદન |
| ઑ. શેઠ લલ્લુભાઇ શામળદાસ | ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ |
| શેઠ એન એમ. મઝુમદાર | ઑ. શેઠ ફીરોઝ સી. સેઠના |
| ,, જમનાદાસ વસનજી મનજી | શેઠ મોરારજી મુળરાજ ખટાઉ |
| ,, વાલચંદ હીરાચંદ | |

૧ ડેક પેસેન્જર કમીટીના રીપોર્ટ ઉપર ચેમ્બરની સબ કમીટી તરફથી જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે કમીટી આગળ રજુ થતાં કેટલાક સુધારા વધારા સાથે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ એક્સાઇઝ કમીટી તરફથી પૂછવામાં આવેલા સવાલના જવાબમાં ચેમ્બરની સબ-કમીટી તરફથી જવાબના સવાલનો એક ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો. આ ખરડો કમીટી આગળ રજુ થતાં કેટલાક સુધારા વધારા સાથે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૩ રેલ્વે રીપોર્ટના સંબંધમાં નામદાર હીંદી સરકારના વેપાર ખાતા ઉપર મોકલી આપવા સારૂ જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે કેટલાક સુધારા વધારા સાથે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૪ શેઠ ડબલ્યુ ટી. હાલાઇના ૨૪ ઠરાવો ઉપર જે સબ કમીટી નીમવામાં આવી હતી તે સબ કમીટીનો રીપોર્ટ કમીટી આગળ રજુ થતાં તે સર્વાનુમતે મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

૫ શેઠ ડીકાભાઈ પ્રેમચંદ તથા શેઠ એસ. આર. બમનજી તરફથી ચેમ્બરની કમીટીના સભાસદ તરીકે રાજીનામાં આવેલાં હતાં. આ રાજીનામાં ઉપર વિચાર કરતાં શેઠ ડીકાભાઇ પ્રેમચંદને તેમના પત્રના સંબંધમાં ફરીથી વિચાર કરવા બાબત પત્ર લખવાનો ઠરાવ થયો હતો. શેઠ એસ. આર. બમનજી ઇગ્લાંડ જવાના હોવાથી કમીટી ઉપર તેમની ખાલી પડેલી જગાએ સર દીનશાહ પીટીટની નીમણુક કરવાનો ઠરાવ થયો હતો.

૬ ચેમ્બરની પહેલી ત્રીમાસીક જનરલ સભાનો દિવસ તથા વખત નક્કી કરવા બાબત વિચાર કરતાં તે સભા તા. ૨૦ મી મે સને ૧૯૨૨ ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા.) બોલાવવાનો ઠરાવ થયો હતો.

૭ શેઠ લક્ષ્મીદાસ રવજી ટેરસી તરફથી પત્ર આવ્યો હતો અને તેમણે મહાત્મા ગાંધી તથા બીજા રાજદ્વારી કેદીઓ તરફ નામદાર સરકારની વર્તણુક વરફ ચેમ્બરની નાપસંદગી જણાવવાની સુચના કરી હતી. આ બાબત ઉપર કેટલુંક વિવેચન થયા બાદ તેનો વિચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૮ શેઠ જહાંગીર પીટીટ તરફથી કમીટી આગળ ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો. કે ' શેઠ મનમોહનદાસ રામજી લેજીસ્લેટીવ એસેમ્બ્લી ઉપર જેઓ ચેમ્બરના પ્રતિનિધી છે તેમને આથી જણાવવામાં આવે છે કે નામદાર હિંદી સરકારના બજેટમાં નવ કરોડનો ખાડો હોવા છતાં પણ તેમણે કાપડ ઉપરની આયાત જકાતના વધારા સામે કયાં કારણોથી વિરૂદ્ધ મત આપ્યો ? વળી જે લોકોમાં એમ કહેવામાં આવે છે કે ના. સરકારના સભાસદો તરફથી ચુંટી કાઢેલા સભાસદો ઉપર દબાણ મુકવામાં આવ્યું હતું. તે બાબતમાં કંઇ સત્યતા છે કે નહિ તે શેઠ મનમોહનદાસ કમીટીમાં જણાવશે. ”

શરૂઆતમાં શેઠ મનમોહનદાસ તરફથી એવો ખુલાસો કરવામાં આવ્યો હતો કે તેમણે આયાત જકાત વધારવાની વિરૂદ્ધમાં મત આપ્યો નહોતો આ પરથી શેઠ જે. બી. પીટીટે પોતાના ઠરાવનો પેહેલો ભાગ પાછો ખેંચી લીધો હતી. ઠરાવના બીજા ભાગના સંબંધમાં એવો પ્રશ્ન ઉભો થયો હતો કે તે બાબત શેઠ મનમોહનદાસને અંગત બાબત નહિ હોવાથી તેમનો ખુલાસો માગી શકાય કે કેમ ! આ બાબત ઉપર મત લેવાતાં તેની તરફેણમાં બે અને તેની વિરૂદ્ધમાં સાત મત એ રીતે ઉડી ગઇ હતી.

બાદ સભાને વખત પુરતો નહિ હોવાથી સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૨૯ મી એપ્રીલ સને ૧૯૨૨ ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે સદ્દગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ પુરશોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) | શેઠ એન. એમ. મજુમદાર |
| ,, દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ-પ્રમુખ) | ,, વલ્લભદાસ ચ. શીવજી |
| ,, મનમોહનદાસ રામજી | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી. |
| ,, લાલજી નારણજી | ,, વાલચંદ હીરાચંદ |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી. | |

૧ તા. ૧ તથા ૮ મી એપ્રીલ સને ૧૯૨૨ ને રોજ મળેલી કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨ અમેરીકાના કોનસલ તરફથી પત્ર આવ્યો હતો કે ફીલાડેલફીઆમાં નવમો નેશનલ [illegible] મે માસની તા. ૧૦, ૧૧ તથા બારને રોજ મળનાર છે. આ બાબત તરફ

ચેમ્બરના સભાસદોનું લક્ષ ખેંચવાની વિનંતી કરી હતી. આ પત્રની આભાર સહીત નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૩ શેઠ ઓધવજી લક્ષ્મિદાસ ઠક્કર તરફથી પત્ર આવ્યો હતો કે કેટલાક અપ્રમાણિક વેપારીઓ રાતોરાત પોતાની પેઢીઓનાં નામ બદલી નાંખી ગોડાઉનમાંથી માલ કાઢી લઈ લેણદારના નાણાં ડુબાડે છે. આ બાબતમાં કમીટીની દાદ માંગેલી હતી. પત્ર ઉપર વિચાર કરતાં તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૪ સ્ત્રીઓને વકીલાત કરવા દેવાની પરવાનગી આપવાના સંબંધમાં નામદાર મુંબઈ સરકાર તરફથી એક પત્ર આવ્યો હતો અને તે બાબત કમીટીનો અભિપ્રાય મંગાવેલો હતો. આ બાબતમાં કમીટીને કાંઈ વિચાર દર્શાવવાના નથી એ મતલબનો પત્ર નામદાર મુંબઈ-સરકાર પર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૫ પેરીસની સ્પેશીઅલ અને કોમરશ્યલ એસોસીએશન તરફથી પત્ર આવ્યો હતો અને તે એસોશીએશનને આ ચેમ્બર સાથે જોડાવાની ભલામણ કરી હતી. આ બાબત ઉપર વિચાર કરતાં ચેમ્બરના સેક્રેટરીની યુરોપની મુસાફરીનો રીપોર્ટ કમીટી આગળ જે વેળા રજુ કરવામા આવે ત્યાં સુધી મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૬ નામદાર હીંદી સરકારના વેપાર ખાતા તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં રેલ્વેના એન્જીન અને સાંચાકામની બનાવટ ઘણે ભાગે હિંદુસ્તાનમાં કરવાના સબંધમાં ના. સરકાર તરફથી જે કમીટી નીમવામાં આવી હતી તે તરફ કમીટીનું લક્ષ ખેંચવામાં આવ્યું હતું. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૭ શીપીંગના સંબંધમાં કમીટી તરફથી લખાણ કરવામાં આવ્યું હતું તેના જવાબમાં ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે તે સંબંધમાં વિચાર કરવા સારૂ એક કમીટી નીમવામાં આવેલી છે. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૮ શેઠ મથુરાદાસ વસનજી તરફથી પત્ર આવ્યો હતો કે કોટન સેસના સંબંધમાં ચેમ્બરની કમીટીના વિચાર જાણ્યા પછીથી તેમણે પ્રથમ રૂની ખીલવણીના સંબંધમાં લેબોરેટરીની યોજનાને ઇન્ડીઅન કોટન કમીટીમાં જે ટેકો આપ્યો હતો તે ટેકો તેમણે પાછો ખેંચી લીધો છે. આ સંબંધમાં સેન્ટ્રલ કોટન કમીટીના સેક્રેટરી ઉપર જે પત્ર લખ્યો હતો. તેની નકલ બીડેલી હતી. શેઠ મથુરાદાસ વસનજીએ ચેમ્બરની કમીટીના વિચારોને અનુકુળ થઇ પોતાનો જે ટેકો પાછો ખેંચી લીધો હતો તે બાબતમાં આભાર માનનારો એક પત્ર તેમને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૯ શેઠ લક્ષ્મીદાસ રવજી ટેરસી તરફથી મ. ગાંધી તથા બીજા રાજદ્વારી કેદીઓ તરફ જેલમા જે વર્તણુંક ચલાવવામાં આવે છે તે તરફ કમીટીનો વાંધો દર્શાવવાની ભલામણ કરનારો જે પત્ર આવ્યો હતો તે પર વધુ વિચાર કરતાં ના. મુંબઈ સરકારના હોમડીપોર્ટમેન્ટ ઉપર એક પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૦ મુંબઇ ટેલીફોન કંપનીના લાઇસન્સના સંબંધમાં ના. હીંદી સરકાર તરફથી પત્ર આવ્યો હતો અને લાઇસન્સની એક નકલ બીડી હતી લાઇસન્સની એક કલમમાં જણાવ્યું હતું કે કંપનીના બોર્ડ ઉપર ચેમ્બરની કમીટીના એક સભાસદની કંપની તરફથી નીમણુંક કરવામાં આવશે. આ પત્ર ઉપર વિચાર કરતા ના. હિંદી સરકારપર પત્ર લખી જણાવવાનો ઠરાવ

થયો હતો કે કંપનીના બોર્ડ ઉપર ચેમ્બરના પ્રતીનીધીની કંપની નીમણુંક કરે તેને બદલે ચેમ્બર પોતાને પસંદ પડતા પ્રતીનીધીની ગોઠવણ કરે એવી વ્યવસ્થા વધારે ઇચ્છવા લાયક હતી.

૧૧ ચેમ્બરના બોજ્બે પોર્ટ ટ્રસ્ટ ઉપર પ્રતિનિધિત્વના સંબંધમાં ના. મુંબઇ સરકાર તરફથી પત્ર આવ્યો હતો કે તે બાબતપર તેઓ વિચાર કરે છે અને થોડા વખતમાં નિર્ણય ઉપર આવશે. આ પત્રના જવાબમાં જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે કમીટી આગળ રજુ થતા તે પસાર કરવાનો તથા તેની નકલ ના. મુંબઇ સરકાર ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૧૨ મેસર્સ દામજી અસારીયા એન્ડ કો. તથા શેઠ આર. આર. નાબર તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાને અરજીઓ આવી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો. સ્ક્રુટીનીઅર તરીકે શેઠ ગીરજાશંકર બી. ત્રીવેદીની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો. ફક્ત બેજ અરજીઓ હોવાથી તેનો બેલટ મુલ્તવી રાખવાનો ઠરાવ થયો હતો.

૧૩ ના. હીંદી સરકાર તરફથી રેલ્વે રીસ્ક નોટની બાબતમાં જે કમીટી નીમવામાં આવેલી છે તે તરફ કમીટીનું લક્ષ ખેંચવામાં આવ્યું હતું અને અભિપ્રાય મંગાવેલો હતો. પત્રો ઉપર વિચાર કરતાં ચેમ્બરના સેક્રેટરીએ એક ખરડો તૈયાર કરી કમીટી આગળ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૧૪ શેઠ ઇસ્માઇલ બદરૂદીન તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ઘોઘા બંદર કેવી રીતે તુટી ગયું એનું વર્ણન કર્યું હતું અને તે બાબતમાં નામદાર સરકારને લખાણ કરવાની ભલામણ કરી હતી. આ પત્રની નકલ એ. શેઠ લલ્લુભાઇ શામળદાસ ઉપર અભિપ્રાય સારૂ મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૧૫ કુપરેજ અને મરીન લાઇન્સ મેદાનના સંબંધમાં કમીટી તરફથી જે પત્ર લખવામા આવ્યો હતો તેના જવાબમાં ના. મુંબઇ સરકારના જનરલ ખાતા તરફથી આવ્યો હતો કે તે મેદાનો ઉપર ડેવેલપમેન્ટ ખાતા તરફથી કાંઇપણ બાંધકામ કરવામાં આવશે એ પહેલાં તે સાથે સંબંધ ધરાવતા લોકો તથા જાહેર સસ્થાઓને અભિપ્રાય જણાવવાની તક આપવામાં આવશે. આ પત્ર ઉપર વિચાર કરતાં ચેમ્બર એક સંબંધ ધરાવતી સસ્થા ગણીને ના. સરકાર કાંઇપણ બાંધકામ કર્યા પહેલાં તેનો અભિપ્રાય મંગાવશે એ મતલબનો એક પત્ર ના. મુંબઇ સરકાર પર લખી જણાવવાનો ઠરાવ થયો હતો

૧૬ શેઠ મોરારજી મુળજી ખટાઉ બહારગામ જવાના હોવાથી કમીટીમાંથી ગેરહાજર રહેવા સારૂ ૧॥ માસની રજા માગેલી હતી. રજા મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

૧૭ શેઠ જમનાદાસ બચ્છરાજ તથા મેસર્સ લાભચંદ મોતીચંદ તરફથી ચેમ્બરના સભાસદ તરીકે રાજીનામા આવ્યાં હતા તે મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

૧૮ શેઠ સારાભાઇ પ્રતાપરાય તરફથી પત્ર આવ્યો હતો કે ફોરીન મેલ શનીવારે આવીને શુક્રવારે ઉપડવાની યોજનાના સંબંધમાં કમીટી તરફથી જે અભિપ્રાય ના. સરકાર ઉપર મોકલી આપવામા આવ્યા છે તે સંબંધમાં વેપારીઓને એક અઠવાડીઆની વ્યાજ-ખાધ જવાનો જે

---

સંભવ છે તે બાબત ઉપર કંઇ વિચાર કરવામા આવ્યો હતા કે કેમ ? અને જો તેમ ન થયું હોય તો તે બાબતમાં વધુ લખાણુ કરવું. આ પત્ર ઉપર વિચાર કરતાં તે સંબંધમાં ભૂગ લખાણુ ના. મુંબઇ સરકાર ઉપર મોકલી આપ્યું હોવાથી કમીટી ફર્‌.થી લખાણુ કરી શકે એમ નથી તે મતલબનો પત્ર શેઠ સારાભાઇને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૯ નામદાર સરકારના જુદા જુદા ખાતાંઓના ખર્ચમાં કાપકુપ કરવાના સંબધમા બ્રીટીશ ચેમ્બરસો તથા દેશી ચેમ્બરે મળી નમદાર વાઇસરોયને ડેપ્યુટેશને જવું એ મતલબની સુચના મે. પ્રમુખ સાહેબ તરફથી કરવામા આવેલી હતી. આ સુચના કમીટી તરફથી મંજુર રાખવાનો ઠરાવ થયો હતો. ત્યાર બાદ મે. પ્રમુખ સાહેબ તરફથી જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે કમીટી સમક્ષ વાંચી સંભળાવતાં તેના મુખ્ય મુદ્દાઓ મંજુર રાખવાનો ઠરાવ થયો હતો. ડેપ્યુટેશન ઉપર ચેમ્બરના પ્રતીનીધી તરીકે મે. પ્રમુખની નોમણુંક કરવાનો ઠરાવ થયો હતો. આ બાબતમાં મે. પ્રમુખે કરેલા પ્રયાસની આભાર સહીત નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૨૦ ધી બોમ્બે શ્રોફ મહાજન તરફથી પત્ર આવ્યો હતો અને તેમની એસોસીએશને પોસ્ટ કાર્ડ ઉપર પુરતી ટીકીટો નહી ચોડવાને લીધે રદ કરવાનો ખાતા તરફથી જે નિયમ હતો તે સંબધી વાધો ઉઠાવી જે તાર ના. હીંદી સરકરપર મોકલાવ્યો હતો તેની નકલ બીડી હતી અને કમીટી તરફથી ટેકો આપવાને વિનંતી કરેલી હતી.

આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક ખાસ સભા મંગળવાર તા. ૧૬ મી. મે. સને ૧૯૨૨ ને રોજ સાંજના ૬ કલાકે ( સ્ટા ટા. ) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ. (પ્રમુખ) | શેઠ જમનાદાસ વસનજી મનજી. |
| ,, દેવીદાસ માધવજી ઠાકરસી. (ઉપ–પ્રમુખ) | ,, વાલચંદ હીરાચંદ. |
| ,, મનમોહનદાસ રામજી | ઑ. શેઠ ફીરોઝ સી. સેઠના. |
| ,, લાલજી નારણુજી. | શેઠ ગીરજાશંકર બી. ત્રીવેદી. |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી. | ,, એન. એમ. મઝુમદાર. |
| ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ. | ,, માવજી ગોવીંદજી શેઠ |

૧ ના. મુંબાઇ સરકાર તરફથી કોટન ટ્રાન્સપોર્ટ બીલ ઉપર અભીપ્રાય મંગાવેલો હતો આ બાબતમાં મે. પ્રમુખ સાહેબ તરફથી જે ખરડો રજુ કરવામાં આવ્યો હતો તે પસાર કરવાનો તથા તેની નકલ ના. મુંબાઇ સરકાર તરફ મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૨ મુંબઇના પોસ્ટ માસ્ટર જનરલ તરફથી પરદેશમાં પારસલો લાવલઇજા કરવાના સંબંધમાં જે પત્ર આવેલો હતો. તેના જવાબમાં એક ખરડો તયાર કરવામા આવેલો હતો. આ ખરડો કમીટી આગળ રજુ થતા તે પસાર કરવાનો તથા તેની નકલ પોસ્ટ ખાતા પર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૩ શેઠ ડબ્લ્યુ. ટી. હાલાઇ તરફથી પત્ર આવેલો હતો કે તેમના ૨૪ ઠરાવનંા સંબંધમાં કમીટી તરફથી જે પત્ર વ્યવહાર ના. સરકાર સાથે કરવામાં આવ્યો હતો અને જે પત્રવ્યવહાર

વર્તમાનપત્રોમાં પ્રગટ કરવામાં ન આવ્યો હોય તેની નકલ મોકલી આપવા તેમણે ચેમ્બરની ઓફીસને પત્ર લખેલો પણ ઓફીસ તરફથી નકલો પુરી પાડવામાં આવી નથી. આ બાબત પર વીચાર કરતાં શેઠ હાલાઇને પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો કે ચેમ્બરની ઓફીસનો ટાઈપીસ્ટ રજા ઉપર હોવાથી નકલો પુરી પાડવાનું બની શકે તેમ નથી પણ જો તેઓ ચેમ્બરની ઓફીસમાં ઓફીસ ટાઇમ દરમીયાન આવશે તો તે વેળા એમના ઠરાવને લગતો પત્રવ્યવહાર એમની આગળ રજુ કરવામાં આવશે.

૪. શેઠ ડબલ્યુ ટી. હાલાઇ તરફથી બીજો પત્ર આવ્યો હતો કે તેમના તરફથી આવતી ત્રીમાસીક સભા આગળ ૪ ઠરાવ રજુ કરવામાં આવનાર છે તેની નોંધ લઇ તેની નકલો રાબેતા મુજબ સભાસદોમાં ફેરવવી. આ પત્ર ઉપર વીચાર કરતાં પહેલા ત્રણ ઠરાવો રાબેતા મુજબ સભાસદોમાં ફેરવવાનો ઠરાવ થયો હતો. ચોથા ઠરાવના સંબંધમાં તે ઠરાવમાં જણાવેલી ૨૪ દરખાસ્તો ઉપર કમીટીનો રીપોર્ટ ત્રીમાસીક સભાના કાર્યક્રમ ઉપર છે એ મતલબનો પત્ર શેઠ હાલાઇને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૫. સ્ટેમ્પ એકટના સુધારાના સંબંધમાં ના. મુંબઇ સરકાર તરફથી પત્ર આવ્યો હતો અને કમીટીનો અભીપ્રાય મંગાવેલો હતો પત્ર ઉપર વીચાર કરવા સારૂં નીચે જણાવેલા ગૃહસ્થોની સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

મે. પ્રમુખ.

| | |
|---|---|
| શેઠ મનમોહનદાસ રામજી | શેઠ એસ. એન. પોચખાંનાવાળા. |
| ,, લાલજી નારણજી | ,, કીકાભાઈ પ્રેમચંદ |

૬ મુંબઇની લેબર ઓફીસના ડાયરેકટર તરફથી મુંબઇ ઇલાકામાં હડતાળને લગતી કેટલીક વીગતો પુરી પાડવાના સંબંધમાં એક પત્ર આવ્યો હતો. પત્ર પર વીચાર કરતાં તે બાબતમાં કમીટી અભિપ્રાય આપી શકે તેમ નથી પણ મુંબઇ તથા અમદાવાદની મીલ ઓનર્સ એસોસીએશન વીગત પુરી પાડી શકશે એ મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૭ સરકારી ખાતાના ખર્ચમાં કાપકુપ કરવાના સંબંધમાં નીમાએલી કમીટીના પ્રમુખ તરીકે લૉર્ડ ઇન્ચકેપની નીમણુંક થએલી હોવાથી તે નીમણુંકના સંબંધમાં વીચાર કરતાં હાલ તુરત કાંઇ પગલાં લેવાની જરૂર નથી એ મતલબનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા ગુરૂવાર તા. ૨૫ મી મે સને ૧૯૨૨ ને રોજ બપોરે ૩ કલાકે ( સ્ટા. ટા. ) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ પુરષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) | શેઠ એન. એમ. મઝુમદાર |
| ,, મનમોહનદાસ રામજી | ઑ. શેઠ પી. સી. સેઠના |
| ,, લાલજી નારણજી | શેઠ કીકાભાઇ પ્રેમચંદ |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરશી | ,, વાલચંદ હીરાચંદ |
| ,, બી. એફ. માદન | ,, માવજી ગોવિંદજી |
| ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ | |

---

૧. સરકારી ખાતાના ખર્ચમાં કાપકુપ કરવાની ભલામણ સારૂ સીમલા મુકામે ના. વાઇસરોયની મુલાકાતે જનારા ડેપ્યુટેશન વખતે ચેમ્બરના પ્રમુખ શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ તરફથી વાંચવામાં આવનારા ભાષણોનો ખરડો રજુ કરવામા આવ્યો હતો. આ ખરડો કેટલાક સુધારા વધારા સાથે મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

૨. મેસર્સ આર. રૂસ્તમજી કાં. તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ઘઉંની નીકાશ ઉપર ના. સરકાર તરફથી જે અંકુશ મુકવામાં આવ્યો છે તે સંબંધમાં કમીટીનું લક્ષ ખેંચ્યું હતું અને સીલોનમાં ઘઉંની નીકાશ કરવાની પરવાનગી મેળવવાના સંબંધમાં કમીટીની દાદ માગેલી હતી. પત્ર ઉપર વિચાર કરતા તે સંબંધમાં કમીટી કાંઇ કરી શકે તેમ નથી તે મતલબનો જવાબ લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૩. શેઠ ડબલ્યુ ટી. હાલાઇ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં નીચે પ્રમાણે મુદ્દા રજુ કરેલા હતા.

અ. એમના ૨૪ ઠરાવો ઉપર સબ કમીટીના સભાસદો તરફથી જે લેખી અભીપ્રાયો આવેલા હોય તેની નકલ પુરી પાડવી.

બ. એમની લેન્ડ એકવીઝીશન એકટને લગતી દરખાસ્ત ઉપર ત્રીમાસીક સભામાં જે પોલ લેવામાં આવ્યો હતો તેનું વીગતવાર પરિણામ બન્ને પક્ષનાં નામ સાથે મોકલી આપવું

ક. એસોસીએટેડ ચેમ્બર ઓફ કૉમર્સનું જે ડેપ્યુટેશન સીમલે ના. વાઇસરોયની મુલાકાતે જનાર છે તેમાં ચેમ્બર સામેલ થનાર છે એમ ખબર મળી છે, આ સંબંધમાં કમીટીએ જે ઠરાવ કર્યો હોય તેની નકલ પુરી પાડવી કે જેથી ડેપ્યુટેશનમા ચેમ્બરે સામેલ ન થવું એ મતલબનું રેકવીઝીશન મોકલી આપવાની તેમને તક મળે.

અ. પહેલી બાબતના સંબધમા ઠરાવ થયો હતો કે સબ કમિટીના સભાસદોએ કરેલી મીનીટ બહાર પાડવી નહિ. એવો ઠરાવ થયેલો હોવાથી સબ કમીટીના જુદા જુદા સભાસદોએ કરેલા રીપોર્ટની નકલ કમીટી પુરી પાડી શકતી નથી.

બ. પોલના પરીણામની વીગત પુરી પાડવાનો ઠરાવ થયો હતો.

ક. આ સંબંધમાં સ્થાનીક વર્તમાન પત્રોમા પ્રેસનોટ મારફત જે ખબર આપવામાં આવી હતી તેની નકલ મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર તા. ૨૭મી મે સને ૧૯૨૨ને રોજ બપોરના ત્રણ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા. મે. પ્રમુખની ગેરહાજરીમાં તેમનું સ્થાન શેઠ મનમોહનદાસ રામજીને આપવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| શેઠ મનમોહનદાસ રામજી | શેઠ મોતીલાલ વલ્લભજી |
| ,, લાલજી નારણજી | ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ |
| ઓ. શેઠ લલ્લુભાઇ શામળદાસ | ,, એન. એમ. મજુમદાર |
| શેઠ મોતીલાલ કાનજી | ,, મહમદભાઇ હાજીભાઇ |

૧. રેલ્વે રીસ્ક નોટના સંબંધમાં સેક્રેટરી તરફથી તૈયાર કરવામાં આવેલા ખરડા ઉપર વીચાર કરવામાં આવ્યો હતો. હાલ જે રેલ્વે રીસ્ક અને ઓનર્સ રીસ્ક એવો તફાવત છે તે કાયમ રાખવાની તરફેણમાં મત આપવો કે તે તફાવત દુર કરી બધો માલ રેલ્વેના જોખમેજ લઇ જવાની ભલામણ કરવી. એ બાબત ઉપર કેટલીક ચર્ચા કરવામાં આવી હતી. આ સંબંધમાં ઇંગ્લંડ અમેરીકા જર્મની વીગેરે દેશોમાં કેવા કાયદાઓ છે તેની માહીતી મેળવવાને સારૂ ના. હીંદી સરકારના રેલ્વે બોર્ડ ઉપર એક પત્ર લખી પુછવાનો ઠરાવ થયો હતો. તે દરમ્યાન ચેમ્બરના સોલીસીટર મારફત આ સંબધમા જો કાંઇ સાહિત્ય મળી શકે તો તે એકઠું કરી કમીટીની એક ખાસ સભા મંગળવાર તા. ૩૦ મી મે સને ૧૯૨૨ ને રોજ સાંજે ૪।। વાગે બોલાવવાનો ઠરાવ થયો હતો. બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

તા. ૨૭ મી મે સને ૧૯૨૨ની મુલ્તવી રહેલી સભા મંગળવાર તા. ૩૦મી મે સને ૧૯૨૨ને રોજ ૪।। કલાકે સ્ટા. ટા મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા. મે. પ્રમુખની ગેરહાજરીમાં તેમનું સ્થાન શેઠ મનમોહનદાસ રામજીને આપવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| શેઠ મનમોહનદાસ રામજી | શેઠ વાલચંદ હીરાચંદ |
| ,, લાલજી નારણજી | ,, મહમદભાઇ હાજીભાઈ લાલજી |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, લાલજી ગોવિંદજી |
| ,, એન. એમ. મઝુમદાર | |

(૧) ચેમ્બરના સોલીસીટર તરફથી મળેલા સાહીત્યમાંથી કેટલોએક ભાગ કમીટી સમક્ષ વાંચી સંભળાવવામાં આવ્યો હતો. રેલ્વે ઉપર ચઢતો બધો માલ ફકત રેલ્વેનાં જોખમે લઇ જવો એ મતલબનો અભિપ્રાય જણાવવાનો ઠરાવ થયો હતો. અધુરા પેક કરેલા દાગીનાઓના સંબંધમાં જરમનીમાં જેવી શરતે તે દાગીનાઓ રેલ્વે કંપનીઓ તરફથી સ્વીકારવામાં આવે છે તેવી શરતો સુચવવાનો ઠરાવ થયો હતો.

આ ઠરાવની રૂએ ચેમ્બરના સેક્રેટરીએ એક ખરડો તૈયાર કરી શેઠ એન. એમ. મઝુમદારને મંજુરી સારૂ મોકલી ત્યાર બાદ તેની નકલ ના. હિંદી સરકારના રેલ્વે બોર્ડ ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૧૦ મી જુન સને ૧૯૨૨ને રોજ બપોરે ત્રણ કલાકે મળી હતી. જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) | શેઠ વલ્લભદાસ ચતુરભુજ શીવજી. |
| ,, લાલજી નારણજી. | ,, મોરારજી મુળરાજ ખટાઉ. |
| ,, મોતીલાલ કાનજી. | ,, વાલચદ હીરાચંદ. |
| ,, મોતીલાલ વલ્લભજી. | ,, મહમદભાઇ હાજીભાઇ લાલજી. |
| ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ | ,, માવજી ગોવિંદજી. |
| ,, એન. એમ. મઝુમદાર. | ,, મનુ સુબેદાર. |
| ,, જમનાદાસ વસનજી મનજી. | |

---

૧. તા. ૨૨; તથા ૨૯ મા અપ્રાલ તથા તા. ૨૬; ૨૭, ૨ , ૩૦ [illegible] ૧૯૨૨ રોજ મળેલી કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨. શેઠ સારાભાઇ પ્રતાપરાય તરફથી પત્ર આવ્યો હતો કે પી. એન્ડ ઓ મેલના આવવા જવાના વખતમાં ફેરફાર થનારો હોવાથી નવી યોજના પ્રમાણે વેપારીઓને એક અઠવાડીઆની વ્યાજ ખાધ જવાનો સંભવ છે. આ બાબત ઉપર શેઠ સારાભાઇને રૂબરૂમાં કમીટીમાં બોલાવીને તેમની પાસેથી પુરી વીગત જાણવાનો તથા તે દરમીયાન તે બાબત વીચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૩. શેઠ લક્ષ્મીશંકર નર્મદાશંકર તરફથી પત્ર આવ્યો હતો કે પોતાની દેત્રોજ મુકામે જે ફેક્ટરી છે ત્યાં સાઈડીંગ મેળવવાને સારૂ ઘણા વખતથી રેલ્વે કંપનીને લખાણ કરવા છતાં કાંઇ દાદ મળતી નથી. આ બાબત પર વીચાર કરતાં તે સંબંધમા રેલ્વે બોર્ડ ઉપર પત્ર લખવાનો ઠરાવ થયો હતો.

૪. શેઠ રામજી ભારમલ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં મુંબઇમાંથી બહાર ગામ જતા અનાજ ઉપર ટાઉન ડયુટી પાછી આપવાના સંબંધમાં મુંબાઇ મ્યુનીસીપાલીટીના કાયદા તરફ કમીટીનું લક્ષ ખેંચ્યું હતું અને દાદ માગી હતી. પત્ર ઉપર વીચાર કરતાં મ્યુનીસીપલ કમીશનર પાસેથી એક પત્ર લખી પ્રથમ ખુલાસો મંગાવવાનો ઠરાવ થયો હતો.

૫. ઇમારતી લાકડાંના વેપારીઓની કેટલીક અગવડોના સંબંધમાં કમીટી તરફથી જે પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં બી. બી. એન્ડ સી. આઇ રેલ્વેના જનરલ ટ્રાફીક મેનેજર તરફથી પત્ર આવ્યો હતો. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૬. શેઠ ગોપાળજી ચાંપસી તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં, એકસ્ચેંજ બેંક તરફથી લેવામાં આવતા બી. સી. રેટસના સંબંધમા કમીટીની દાદ માગેલી હતી.

આ પત્ર ઉપર વીચાર કરતાં નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| શેઠ લાલજી નારણજી | શેઠ મોતીલાલ વલ્લભજી. |
| ,, મોતીલાલ કાનજી | ,, મનુ સુબેદાર. |
| ,, એસ. એન. પોચખાનાવાળા | ,, ગોપાળજી ચાંપસી. |

૭ ચેમ્બરના સેક્રેટરીની યુરોપની "ટુર" ના સંબંધમાં નીચેની ખર્ચની રકમો મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

૧ પાઉન્ડ ૨૧ આખી દુનિયાની ચેમ્બરોના કાયદા કાનુન વીગેરેનો ઇંગ્રેજીમાં તરજુમો કરાવવા સારૂ.

૨ રૂ. ૩૦૦-૦-૦ "ફીટ" ખાતે વધારે ખર્ચાયા તે બદલ.

૩ રૂ. ૩૬૬-૦-૦ પરચુરણ મુસાફરીના ખર્ચ ખાતે.

૮ શેઠ મથુરાદાસ વસનજી તરફથી પત્ર આવ્યો હતો કે તેઓ કાશમીર જનાર હોવાથી કોટન કમીટી ઉપર ચેમ્બરના પ્રતીનીધી તરીકે બીજા કોઇ ગૃહસ્થની નીમણુક કરવી કારણ કે કોટન કમીટીમાં થોડા વખતમાં કેટલાક અગત્યના પ્રશ્નો ચર્ચાવવાના છે. ચેમ્બરના પ્રતીનીધી તરીકે પ્રમુખ શેઠ પુરૂષોત્તમદાસની નામણુંક કરવાનો ઠરાવ થયો હતો.

---

૯ પરદેશનાં પારસલ લાવ લઇજા કરવાના સંબંધમાં કમીટી તરફથી જે ખુલાસો પુછાવેલો હતો તેના જવાબમાં પોસ્ટ માસ્તર જનરલ તરફથી પત્ર આવેલો હતો. આ સંબંધમાં જે જવાબનો ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે પર વીચાર કરતાં તે મંજુર કરવાનો તથા તેની નકલ પોસ્ટ ખાતા પર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૧૦ કોટન કમીટીના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે ના. હીંદી સરકાર તરફથી હિંદુસ્થાનના રૂના પાકના આંકડા તૈયાર કરવામાં આવે છે તેમાં "પંજાબ અમેરીકન" જાતના આંકડા જુદા બતાવવા જોઇએ. તેમની આ ભલામણોને ચેમ્બરનો ટેકો માગેલો હતો. કોટન કમીટીએ સુચવેલા સુધારા સાથે કમીટી સંમત્ત છે એ મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૧ શેઠ મથુરાદાસ વસનજી તરફથી ચેમ્બરની કમીટીના સભાસદ તરીકે રાજીનામું આવેલું હતું તે પર વીચાર કરતાં તેમની જગાપર શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરીની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

૧૨ સ્ટેમ્પ એકટના સુધારાના સંબંધમાં ના. મુંબઇ સરકાર તરફથી જે પત્ર આવ્યો હતો તેના જવાબમાં એક ખરડો તૈયાર કરવામા આવેલો હતો. આ ખરડાપર વીચાર કરતાં તે કેટલાક સુધારા વધારા સાથે મંજુર રાખવાનો તથા તેની નકલ ના. મુંબઇ સરકારપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૧૨ શેઠ દેવીદાસ માધવજી તથા શેઠ ફાજલ ઇબ્રાહીમ તરફથી કમીટીની મીટીંગમાંથી ગેરહાજર રહેવાની પરવાનગીના સંબંધમાં પત્રો આવેલા હતા. બંન્ને સભાસદોની રજા મંજુર કરવાનો ઠરાવ થયો હતો. પણ શેઠ ફાજલ ઇબ્રાહીમ વીલાયત ગયેલા હોવાથી તેમની જગાપર શેઠ કરમાલી ઇબ્રાહીમની એકટીંગ નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

૧૩ મુંબઇના ડીરેકટર ઓફ કોમર્શીઅલ ઇન્ટેલીજન્સ તરફથી પરશયામાં જતા માલની જકાતથી તે દેશ સાથેના વહેપાર ઉપર કાંઇ માઠી અસર થાય છે કે કેમ તે સંબંધમા કમીટીનો અભીપ્રાય મંગાવેલો હતો. આ બાબત ઉપર વીચાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (એક્સ ઓફીસીઓ)

| | |
|---|---|
| ,, લાલજી નારણજી | શેઠ મહુમદ જાફર મૌલા ⎫ |
| ,, મોતીલાલ કાનજી | મી. દેહદરી ⎬ કો ઓપ્ટ કરેલા |
| ,, મોતીલાલ વલ્લભજી | ,, શુસ્ત્રી ⎭ |

૧૪ ખેતીવાડીને લગતાં ઢોરના સંબંધમાં તથા મીલીટરી "ડેરી" ની દેખરેખના સંબંધમાં મે. પ્રમુખ તરફથી એક ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો જે સર્વાનુમતે પસાર કરવાનો ઠરાવ થયો હતો. ઠરાવની નકલ ના. હીંદી સરકારના રેવન્યુ અને એગ્રીકલ્ચર ખાતા ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૧૫ ઇસ્ટ આફ્રીકા તથા સાઉથ આફ્રીકામાં વસતા હીંદીઓની મુશ્કેલીઓના સંબંધમાં વીચાર કરતાં એ. શેઠ લલ્લુભાઇ શામળદાસ તથા બીજા તે સંબંધમા માહીતી ધરાવનારા સભ્યોની સલાહ પ્રમાણે પગલાં લેવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

# (૨) ધંધાને લગતી સબ કમીટીઓ.

## ચાલુ વર્ષને સારૂ જુદા જુદા ધંધાને લગતી સબ કમીટીઓની ચુંટણીનો હેવાલ.

ચેમ્બરના કાયદા કાનુન નં. ૨૩ની રૂએ જુદા જુદા ધંધાને લગતી સબ કમીટીની ચુટણીનું કામ હાથ પર લેવામાં આવ્યું હતું અને રાબેતા મુજબ દરેક ધંધાને લગતા સભાસદો ઉપર પ્રથક પ્રથક સરક્યુલર મોકલી આપવામાં આવ્યા હતા કે અમુક દીવસે અને વખતે આપના ધંધાને લગતા સભાસદોમાંથી ચાલુ વર્ષને સારૂ પાંચ સભાસદોની સબ કમીટીની ચુંટણી કરવાની છે માટે આપ અવશ્ય પધારશો. આ સરક્યુલરના જવાબમાં કોઇ પણ ધંધાને લગતા સભાસદોએ તસ્દી નહી લેવાથી બીજો સરક્યુલર કહાડવામાં આવ્યો હતો. અને તેમાં ગયે વર્ષ જે સભાસદો સબ કમીટીમાં હતા તેમનાં નામ જણાવવામાં આવ્યાં હતાં અને તે નામમાં જો કાંઇ ફેરફાર કોઈ સભાસદને સુચવવો હોય તો વાકીદે તેમ કરવાને વીનતી કરેલી હતી. આ સરક્યુલરના જવાબમાં ઘણે ભાગે જવાબ આવેલા ન હતા. કેટલાક સભાસદો તરફથી ચાલુ સભાસદોને ચાલુ વર્ષને સારૂ કાયમ રાખવાની ભલામણો આવેલી હતી અને કેટલાક કેસમાં સભાસદોમાં ફેરફાર સુચવવામાં આવ્યો હતો. સભાસદોનો ઘણો મોટો ભાગ ગયા વર્ષ માટે સ્થપાએલી સબ કમીટીઓ ચાલુ વર્ષને સારૂ કાયમ રાખવાની તરફેણમાં હોવાથી તે સબ કમીટીઓ કાયમ રાખવામાં આવેલી છે. બેંકર અને શ્રોફના ધંધાને લગતા, સભાસદોની સંખ્યા ચાલુ વર્ષમાં દસથી વધારે હોવાથી તેમને સબ કમીટી ચુંટવાનો હક પ્રાપ્ત થયેલો હતો અને તે સર્વે સભાસદો ઉપર સરક્યુલર મોકલવામાં આવ્યો હતો. પણ કમીટીના નીમેલા વખતે કોઇપણ સભાસદ હાજર થયેલા નહી હોવાથી તે ધંધાને લગતી સબ કમીટી ચુંટવામાં આવેલી નથી.

જુદી જુદી સબ કમીટીઓની વીગત અને તેને લગતા સભાસદોનાં નામઃ—

### ૧. લોખંડ તથા પોલાદની ચીજોના વેપારીઓની સબ કમીટીઃ—

૧ શેઠ મુળજી હરીદાસ
૨ ,, જી. બી. ત્રીવેદી.
૩ ,, એચ. એ. ખંભાતી.
૪ ,, એમ. એચ. સંજાના.
૫ ,, રામચંદ્ર એન. ભટ્ટ.

### ૨. સોના ચાંદી તથા હીરાના વેપારીઓની સબ કમીટીઃ—

૧ શેઠ માણેકચંદ પાનાચંદ
૨ ,, ગુલાબચંદ દેવચંદ
૩ ,, રહીમતુલ્લા મુળજી
૪ ,, ચતુર્ભુજ ગંગારામ
૫ ,, નારણદાસ મનોરદાસ

૩. કોલસાના વેપારીઓની સબ કમીટી:—

૧ શેઠ ગોવિંદજી માધવજી
૨ મેસર્સ કેશવલાલ બ્રધર્સ
૩ શેઠ મણીલાલ જુગલદાસ
૪ ,, નાનુ એન. ભરૂચા.
૫ મેસર્સ વકીલ બ્રધર્સ

૪. સુતર તથા તાંબા પીતળના વેપારીઓની સબ કમીટી:—

૧ શેઠ ન્યાલચંદ લલુચંદ
૨ મેસસ પી. એન. મહેતાની કું.
૩ ,, પ્રલ્હાદભાઇ દોલતરામની કું.
૪ શ્રી બોમ્બે આયર્ન એન્ડ કોપર એન્ડ બ્રાસ મર્ચન્ટસ એશોસીએશન.
૫ શેઠ ચુનીલાલ બળદેવદાસ

૫. કમીશન એજંટ તથા કંટ્રાકટરોની સબ કમીટી:—

૧ શેઠ વાલચંદ હીરાચંદ
૨ ,, પાઠક વાલચંદ
૩ મેસર્સ પાલનજી એદલજીની કું.
૪ શેઠ તુળસીદાસ રામદાસ
૫ મેસર્સ તાતા કન્સ્ટ્રકશન કું.

૬. રસાયણી પદાર્થો તથા રંગના વેપારીઓની સબ કમીટી:—

૧ શેઠ કપીલરામ એચ. વકીલ
૨ મેસર્સ એન. પોવેલની કું.
૩ શેઠ હોરમસજી બાપુજી ગજદર
૪ ,, નારણદાસ ભવાનજી
૫ ,, સુરજી વલ્લભદાસ

૭. આયાત તથા નીકાશ કરનારા વેપારીઓની સબ કમીટી:—

૧ ધી મોરીશીયસ શીપર્સ એસોશીએશન.
૨ મેસસ કાવસજી દીનશા બ્રધર્સ
૩ શેઠ નારણદાસ વી. ડોસા.
૪ ,, સીરાજ એ. વાસી.
૫ ,, સારાભાઇ પ્રતાપરાય.

૮. મીલ એજંટોની સબ કમીટી:—

૧ શેઠ હુશેનભાઇ એ. લાલજી
૨ ,, રવનશી ધરમશી
૩ ,, લક્ષ્મીદાસ હરીદાસ
૪ ,, રામેશ્વરદાસ બીરલા
૫ ,, સુલતાન આઇ. જાનમહમદ

૯. કાપડના વેપારીઓની સબ કમીટીઃ—

૧ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી
૨ ,, મોતીલાલ વલ્લભજી
૩ ,, વીઠ્ઠલદાસ ડી. ગોવિંદજી
૪ ,, લલજી ગોવિંદજી
૫ ,, મોતીલાલ કાનજી

૧૦. રૂના વેપારીઓની સબ કમીટીઃ—

૧ શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ
૨ ,, વસનજી જીવનદાસ
૩ ,, મથુરાદાસ વસનજી ખીમજી
૪ ,, રઘુનાથદાસ લાલજી
૫ ,, પેસ્તનજી એન. મસાની

૧૧. વીમાવાળાઓની સબ કમીટીઃ—

૧ શેઠ એમ. વી. મર્ચન્ટ.
૨ ,, કે. એચ. સેટલવાડ
૩ ,, જે. સી. સેટલવાડ
૪ લે. કે. જે. રીડ હાઇડ
૫ શેઠ મોરારજી પ્રેમજી ગોકુળદાસ

૧૨. શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ સબ કમીટીઃ—

૧ મેસર્સ બાટલીવાલા એન્ડ કરાણી
૨ શેઠ જમનાદાસ મોરારજી
,, મદનલાલ ચૌધરી ( ધી બોમ્બે સ્ટોક એક્ષચેંજ )
૪ ,, કે. આર. પી. શ્રોફ
૫ મેશસ છોટાલાલ કોઠારી એન્ડ કું.

૧૩. અનાજ તથા બીયાના વેપારીઓની કમીટીઃ—

૧ શેઠ વેલજી લખમશી નપુ
૨ ,, છોટાલાલ કીલાચંદ
૩ ,, રણછોડદાસ હરજીવનદાસ ગાંધી.
૪ ,, હીરજી ઘેલાભાઈ
૫ ,, લાલજી પદમસી

———

## (૩) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહીને આ માસિકમાં જૂદો વિભાગ રાખવામાં આવે છે જે ગ્રહસ્થોને પોતાની ઓફીસે કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરીની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વિગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી છે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી ફી લેવામાં આવશે નહિ અન્ય વેપારી ભાઇઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ૪ આના લેવામાં આવશે. તેજ મુજબ જે ભાઇઓ નોકરીની તજવીજમાં હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવી વિગતવાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી જે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમા દાખલ કરવામા આવશે. દરેક વખતે જાહેર ખબર આપવા માટે ફકત ૪ આનાની નજીવી ફી લેવામા આવશે. જે જે વેપારી ભાઇઓ તેમજ અરજદારોને પોતાનાં નામ જાહેર કરવાની ઇચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે જણાવવા તસ્દી લેવી.

A Hindu gentleman with 20 years business experience Imports and Exports having travelled all over Europe is open to engagement for responsible post on suitable terms, no objection to go abroad, Apply Secretary, this Chamber

## (૪) પત્રવ્યવહાર.

નં. ટી ૫૦૫ તા. ૨-૬-૨૨.

રેલ્વે બોર્ડના મદદનીશ સેક્રેટરી જોગ, સીમલા.

મહાશય,

વમારો તા. ૧૭ મી એપ્રીલ ૧૯૨૨ નો પત્ર મળ્યો તેના જવાબમાં નીચે પ્રમાણે વીચારો દર્શાવવાની મને આજ્ઞા થઇ છે:—

૨. મારી કમીટીને ધાસ્તી છે કે રેલ્વે રીસ્કનોટની ખટપટ અને તેની બગવડો તથા વેપારીઓને ભોગવવી પડતી હેરાનગતી તથા તેથી રેલ્વેના સત્તાવાળાઓ અને વેપારી વર્ગ વચ્ચે ઉત્પન્ન થતી કડવાશની લાગણી એ બધાનું કારણ છે કે રેલ્વેને જોખમે માલ લઇ જવાના અને વેપારીઓને જોખમે માલ લઇ જવાના દરમા ફેરફાર રહે છે. માલના માલીકને જોખમે માલ લઇ જવાનો દર ઓછો હોય છે અને તેથી તે દરે માલ નોંધાવવાને વેપારીઓ લલચાય છે અને રેલ્વેના જોખમે માલ સ્વીકારવા માટે રેલ્વેવાળાઓ ઘણાજ જોખમે નારાજ હોય છે. ઓછા દરે માલના માલેક તે જોખમે માલીકની નીકાશ થાય એવી બેઉ પક્ષની ઇચ્છા રહે છે. કંપની એથી પોતાને માથેના જોખમમાંથી મુક્ત રહેવા ઇચ્છે છે. અને માલ મોકલનાર પાસેથી અમુક સંજોગોમા એ મુકતી લખાવી લે છે.

---

૩. હાલના કાયદાની રૂએ તો પોતાના માલની માફકજ પોતાને સોંપાયેલા માલની પણ સંભાળ રાખવાને માટે રેલ્વે કંપની બંધાયેલી છે-પણ રેલ્વે એકટની કલમ ૭૨ માં એવું ઠરાવ્યું છે કે હિંદી સરકારે સ્વીકારેલું હોય એવા ફૉર્મમાં કરેલાં લખતની રૂએ એ જોખમદારીમાં રેલ્વે કંપની ઘટાડો કરી શકે.

૪ એક અથવા બીજું કારણ દર્શાવીને રીસ્ક નોટ ઉપર સહી કરવાની માલ મોકલનારને ફરજ પાડવામાં આવે છે તેથી રેલ્વે કંપનીઓ જોખમદારીમાંથી મુકત થઇ જાય છે પણ તેમાંથી નીચે દર્શાવ્યા પ્રમાણે માઠાં ફળ નીવડે છેઃ—

(અ) રેલ્વેમાં કામ કરતાં માણસોને અપ્રમાણિક થવાથી ઘણી લાલચ મળે છે.

(બ) માલ મોકલનારને ઘણી મોટી ખોટ જાય છે.

(ક) માલ મોકલનાર તથા રેલ્વેવાળાઓ વચ્ચે કોર્ટોમાં મુકદ્દમા ચાલે છે.

(ડ) નુકશાની માટેના દાવાઓમાં રેલ્વે કંપનીને છેતરવાના પ્રયત્નો અને એવા દાવાઓ તપાસવા માટેનાં ખાતાંના ખરચ રૂપે જાહેર પ્રજાનાં નાણાંની બરબાદી થાય છે.

(ઇ) વેપારી વર્ગની ફરીયાદો પ્રત્યે રેલ્વે બેદરકારી રાખે છે.

૫ મારી કમીટીને એમ લાગે છે કે આનો ખરો ઇલાજ એ છે કે રેલ્વેને જોખમે માલ લઇ જવાનો દર જ રહેવા દેવો અને તે એ માલીકને જોખમે માલ લઇ જવાનો જે દર હાલ છે તેના જેટલો ઓછો રેલ્વેને જોખમે માલ લઇ જવાનો દર રાખવો અને રેલ્વેને જોખમે માલ મોકલવા માટેનું જે ફૉર્મ છે તેમાંથી વેપારી વર્ગને હેરાન કરનારી અને અપ્રમાણીકપણું તથા ચોરીને ઉત્તેજન આપનારી વીગત કાઢી નાંખવી. રેલ્વેના જોખમે માલ મોકલવાનાં દર હાલમાં વધારવામાં આવ્યા છે તે ધ્યાનમાં લઇને એવું કરવું જોઇએ કે રેલ્વેના રીસ્કના દર હાલના ઓનર્સ રીસ્કના દર જેટલા રાખીને તે દરે રેલ્વે કંપની તરફથી બધો માલ સ્વીકારવો જોઇએ.

૬. આ સંબંધમાં આટલી વીગત જાણવાની જરૂર છેઃ—(અ) ઓનર્સ રીસ્કથી મોકલેલા માલના સંબંધમાં કેટલી રકમના દાવા કરવામાં આવ્યા હતા; (બ) એમાંથી કેટલી રકમના દાવા કંપનીએ કબુલ રાખ્યા હતા અને નુકશાની આપી હતી; (ગ) રેલ્વે રીસ્કથી મોકલેલા માલ બાબતના દાવા કેટલી રકમના હતા અને (ઘ) એમાંથી કેટલી રકમના દાવા કબુલ રાખી નાણાં આપવામાં આવ્યાં હતાં. આ હકીકત છેલ્લાં પાંચ વરસ માટેની મેળવવાની મારી કમીટીની ઇચ્છા છે. એ વીગત મળશે તો આ સવાલ ઉપર સારૂં અજવાળું પડશે.

૭. રેલ્વેઓ ઉપર આટલી મોટી રકમની ચોરીઓ કેમ થાય છે તે સમજી શકાતું નથી કેમકે રેલ્વે માટે જુદી પોલીસ, માલ રાખવા માટે અલાહેદી જગા અને કામમાટે માણસોની મોટી સંખ્યા છે. રેલ્વે રીસ્કથી માલ લઇ જવા માટે કાંઇ વધારે સંભાળ લેવી પડે અને તેથી વધારે ખર્ચ થાય એવું નથી એટલે ઓનર્સ રીસ્ક કરતાં વધારે દર રેલ્વે રીસ્ક માટે રાખવાની જરૂર નથી.

૮. બધો માલ રેલ્વે રીસ્કથીજ લેવાય એવી અમારી સુચના કબુલ કરવામાં આવશે તો રેલ્વેવાળાઓની બેદરકારી મટશે અને તેથી ચોરીઓ થતી અટકશે. વેપારી વર્ગની ફરીયાદ દુર કરવા માટે આ શીવાય બીજો કોઇપણ ઉપાય કામે લાગે એવો નથી.

ધી બોમ્બે ટાઇપ માટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

૯. જે માલ બરાબર બંધ કરવામાં આવેલો ન હોય તેને બરાબર રીતે બંધ કરવામાં આવે અથવા તેના સંબંધમાં નુકસાની નહી માંગવાની કબુલાત માલ મોકલનાર આપે ત્યાં સુધી તે ન સ્વીકારવાની રેલ્વે કંપનીઓને સત્તા હોવી જોઇએ. રેલ્વે રીસ્ક અને ઓનર્સ રીસ્ક એવા બે દર જર્મનીમાં નથી. અને સ્વીકારેલા માલમાં કાંઇ ઘટે કે નુકશાન થાય તેને માટેની જોખમદારી રેલ્વેવાળાઓ સ્વીકારે છે. માત્ર જે માલને બરાબર બંધ કરવામાં આવેલો ન હોય તેને માટેની જોખમદારી ત્યાં રેલ્વેને માથે રહેતી નથી. અહીં પણ આ બે દરને બદલે એકજ દર રહે તો રેલ્વે કંપનીઓના લાભ પણ એજ પ્રમાણે સંભાળશે. રીસ્કનોટોની હાલની ફરીયાદો દુર કરવાની સંભાળ લેવી પડશે તે માટેની સુચનાઓ રજુ કરવાની કમીટી રજા લે છે.

૧૦. રેલ્વે રીસ્ક નોટ ફોર્મ એ.

માલને બરાબર બંધ કરવામાં આવ્યો ન હોય અથવા તેમાંથી કાંઇ ગળે કે રસ્તામાં બગડે એવો હોય ત્યારે આ ફોર્મ વપરાય છે. તેના સંબંધમાં રીસ્કનોટમાં જે શબ્દો છે તે એવા અચોક્કસ છે કે જો માલનું બારદાનજ પહોંચાડાય તો પણ રેલ્વે કંપની ઉપર દાવો ન રહે. આ શબ્દો એવી રીતે સુધારવા જોઇએ કે જે સ્થિતિમાં માલ મળ્યો છે તે સ્થીતી વર્ણવીને એજ હાલતમાં માલ પહોંચાડાય તો કંપની પાસે નુકસાની મંગાય નહીં.

૧૧. રીસ્ક નોટ ફાર્મ સી.

જ્યારે માલ મોકલનારને હીસાબે ઉઘાડાં ગાડાં કે મછવામાં માલ મોકલાય ત્યારે તેથી જો નુકસાન થાય તો તેમાંથી રેલ્વે કંપનીને છુટી રાખવા માટેનું ફાર્મ છે એના શબ્દો પણ અચોકસ છે. એના અર્થ જુદી જુદી રીતે કરવામાં આવે છે. માલ ઉપર ટારપોલીન ઢાંકયું ન હોય તો તે માટે કંપની જોખમદાર નહી એમ કેટલીક કોર્ટોએ ઠરાવ્યું છે. જ્યારે બીજી કોર્ટોએ ઉલટાજ ચુકાદા આપ્યા છે. અહીં પણ એવા શબ્દો જોઇએ કે માલની જે સંભાળ કોન્ટ્રેક્ટ રૂપે "બેલી" એ લેવી જોઇએ તેટલી સંભાળ લેવાની કંપનીની ફરજ રહેશે.

૧૨. રીસ્ક નોટ ફાર્મ બી.

આના શબ્દો ઘણાજ અચોકસ છે અને રેલ્વેવાળાઓએ આનો ઘણો અયોગ્ય લાભ લીધો છે. જો બે દર રહે તો આમાં એવું ઠરાવવું કે ઓછા દરે માલીકને જોખમે આ માલ કંપની સ્વીકારે છે પણ આ માલ લઇ જવામાં રેલ્વેવાળા અથવા તેમના વતી કામ કરનારાઓ અને તેમનાં માણસોની ગફલતથી કે ચોરીથી નુકસાની થશે તો તે ભરી આપવી પડશે. એ ગફલત કે ચોરીથી કોઇ માલનું આખું પેકેજ ચોરાય તો પુરવાર કરવાની જવાબદારી હાલમાં માલ મોકલનારને માથે રહે છે અને તે પુરવાર કરી શકાતું નથી. હમણાંજ સેંટ્રલ ઇંડીયન સ્પી. વી. કંપની વીરૂદ્ધ જી. આઇ. પી. રેલ્વે કંપનીવાળા મુકદમામાં મુંબઇની હાઇકોર્ટે ટીકા કરી હતી કે નુકશાન કેવી રીતે થયું તે સંબંધી ખુલાસો આપીને ફરીયાદ પક્ષને મદદ કરવાની રેલ્વેવાળાઓની ફરજ છે. માલ ખોવાયો એટલું સ્વીકારવાથી રેલ્વેવાળાઓ જોખમદારીમાંથી છુટી જવા ન જોઇએ.

"ચાલતી ટ્રેને લુંટ" શબ્દોનો અર્થ વધારે સ્પષ્ટ કરવો જોઇએ. ચોરીનો એમાં સમાવેશ થવા દેવો ન જોઇએ.

આગના સંબંધમાં વેપારીઓ પાસેથી મળેલી વીગત ઉપરથી માલમ પડે છે કે જો કોઈ માલ આગમાં સપડાય છે તો તેના સંબંધમાં રેલ્વેવાળાઓ બહુજ બેદરકારીથી કામ લે છે. જો માલને આગમાંથી બચાવવા માટે બનતી સર્વ પ્રકારની સંભાળ લીધી હોય તોજ તે માટેની ખોટમાંથી રેલ્વેવાળાઓ મુક્ત રહી શકે એવી ગોઠવણ હોવી જોઈએ.

૧૩ રીસ્ક નોટ ફોર્મ એચમાં પણ એવોજ ફેરફાર કરવો જોઈએ.

૧૪ રેલ્વે એક્ટની કલમ ૧૪૦ મીમાં સુધારો કરવો જોઇએ. રેલ્વે સવાવાળાઓ શબ્દની વ્યાખ્યા એવી હોવી જોઈએ કે રેલ્વેના કોઇ પણ જોખમદાર અમલદારને વેપારી નોટીસ આપે તો તે નોટીસ રેલ્વે સવાવાળાઓને આપેલી ગણાશે. એજંટ ટ્રાફીક મેનેજર ટ્રાફીક સુપરીન્ટેન્ડંટ, ગુડસ સુપરીન્ટેન્ડંટ, તેમના ડેપ્યુટી અને એવાજ બીજા જોખમદાર અમલદારોને રેલ્વે તરીકે સ્વીકારવા જોઇએ.

લી० આજ્ઞાંકીત,

જે. કે. મહેતા.

સેક્રેટરી.

---

રૂના કેટલાક જાણીતા વેપારીઓ ઉપર નીચે પ્રમાણે પત્ર મોકલાવ્યો છે:—

મહાશય,

ઈંડીયન કોટન કમીટીના રીપોર્ટમાં કરવામાં આવેલી ભલામણની રૂએ એક યોજના વઈચાર કરવામાં આવી છે જેનો હેતુ એ છે કે ખેતીવાડી ખાતાંની તથા રૂના વેપારને લગતી માહીતી એ ખાતાંને તથા વેપારી વર્ગને પુરી પાડનારૂં ખાતું કામ કરે. હાલ એ યોજના ઉપર ઇંડીયન સેંટ્રલ કોટન કમીટી વીચાર ચલાવે છે. એમ ધ્યાન ખેંચવામા આવ્યું છે કે નીકાશ માટે તથા મીલમાં વપરાશ માટે જુદી જુદી જાતના રૂના ઉઠાવમાં વધઘટ હંમેશાં થતી રહે છે માટે જેનો ખપ વધતો જતો હોય તેના ઉપરજ ધ્યાન આપવું ઘટે છે. આ સંબંધમાં ઇંડીયન સેંટ્રલ કોટન કમીટી જાણવા માગે છે કે તમારી પેઢીએ કેટલી ગાંસડી નીકાશ કરી. એ માહીતી તમારી પાસે હોય તેટલી આ સાથે મોકલેલા પત્રકમા ભરી મોકલશો એવી વીનંતી છે. એ પત્રક આ ચેમ્બરમાં અથવા ઇંડીયન સેંટ્રલ કોટન કમીટીના સેક્રેટરી ઉપર બારોબાર (વુડ હાઉસ રોડ, ફોર્ટ, મુંબઇ) મોકલાવશો. એ માહીતી માત્ર તેને લગતાં ખાતાનાં કામકાજ માટેજ માગેલી છે અને તે ખાનગી રાખવામાં આવશે.

લી આજ્ઞાંકીત,

સનુભાઈ એમ. મઝુમદાર

મદદનીશ સેક્રેટરી.

---

**કોલસાના વર્ગ** પાડવાની ફરજ પાડવા માટે દક્ષીણ આફ્રીકામાં કાયદો કરવામાં આવ્યો છે જેમાં એવી કલમ છે કે જ્યાં સુધી એ પ્રમાણે વર્ગ પાડી તે બાબતનું સરટીફીકેટ મેળવવામાં આવે નહી ત્યાં સુધી કોલસાની નીકાશ કરી શકાશે નહીં તથા સ્ટીમરને કોલસો પુરો પાડી શકાશે નહીં.

**પ્રદર્શન**—ઝેકોસ્લોવાકીયા, બોહીમીયામાં, રીશન્બર્ગ ખાતે તા. ૧૨મીથી તા. ૨૦મી આગસ્ટ ૧૯૨૨ સુધી બોહીમીયા, મોરેવીયા, સાઇલેશીયા, તથા સ્લોવાકયાની દેશ પરદેશમાં ખપતી ચીજોનું પ્રદર્શન ભરાવાનું છે. કાપડ, કાચની ચીજો, ચીનીકામ વગેરેના ઉતમ નમુના ત્યાં જોઇ શકાશે. વધારે વીગત આ ચેમ્બરમાં પુછવાથી જાણી શકાશે. ગયે વરસે એવા પ્રદર્શનમાં અબજો રૂપીયાનો માલ ખપી ગયો હતો.

સ્વીડનમાં ગોથેમ્બર્ગ ખાતે એક પ્રદર્શન તા. ૩જી થી ૭ મી જુલાઇ સુધી ખુલું રહેશે એમાં સ્વીડનમાં બનેલા સર્વ પ્રકારના માલના સારા નમુનાઓ મેલવામાં આવશે.

**જાપાનમાં કાગળ બનાવવાનો ઉદ્યોગ** પાછો ઠેકાણે આવે છે. માલની છત વધી જવાથી પેદાશમાં વીસ ટકા જેટલો ઘટાડો ત્યાંનાં કારખાનાંવાળાઓએ ગયા ડીસેમ્બરમાં કર્યો હતો જ્યારે માર્ચ માસમાં પેદાશ ગયા વરસ કરતાં માત્ર દસ ટકા જેટલીજ ઓછી હતી. મે મહીના પછી અગાઉની માફક છુટથી કાગળની પેદાશ કરવી એવો ઠરાવ થયો છે. કાગળનો જથ્થો નીચે પ્રમાણે હતો :

| | લાખ રતલ. |
|---|---|
| ૧—૧—૨૧ | ૧૨૯૫ |
| ૩૦—૯—૨૧ | ૧૦૦૦ |
| ૧—૩—૨૨ | ૮૨૦ |

૧૯૨૧ માં ૫૩૪૪ લાખ રતલ જેટલી કાગળની કુલ પેદાશ થઇ હતી જ્યારે ૫૫૧૩ લાખ રતલ કાગળ વેચાયા હતા. આ વરસે પેદાશ ૬૪૭૦ લાખ રતલ જેટલી થવાની વકી છે.

**ઇંગ્લંડનો વેપાર** ઘટતો જાય છે. ગયા ૧૯૧૪ તથા ૧૯૨૦ ના વરસમાં દરમહીનાની સરેરાશ આયાત તથા નીકાશ ગયા ફેબ્રુઆરી સાથે સરખાવીને નીચે દર્શાવી છેઃ—

| આયાત. | હજાર પાઉંડ. |
|---|---|
| ૧૯૧૪ માં દરમહીને | ૫૦૦૯૭ |
| ૧૯૨૦ ,, ,, | ૧૪૨૮૬૧ |
| ૧૯૨૨ ના ફેબ્રુઆરીમાં | ૫૯૨૦૧ |
| નીકાશ. | |
| ૧૯૧૪ માં દરમહીને | ૩૫૮૬૩ |
| ૧૯૨૦ ,, ,, | ૧૧૧૨૯૭ |
| ૧૯૨૨ ના ફેબ્રુઆરીમાં | ૫૮૩૩૫ |

**પરીક્ષા**—વારનાં દોરડાંની મદદ વગર વારના સંદેશા મોકલવા તથા લેવાનું કામ કરનાર કલાર્કો ટપાલ અને તાર ખાતાંને જોઇએ છે તે સંબંધી એક જાહેરનામું હમણાં સરકારે બહાર પાડયું છે જેમાં જણાવ્યું છે કે તેમને કેળવણી આપવાનું કામ સરકાર માથે લેતી નથી પણ સોળ વરસ કરતાં વધારે ઉમરનો કોઇપણ શખ્સ જે બ્રીટીશ સરકારની અથવા હીંદમાં આવેલાં દેશી રાજ્યની રૈયત હશે તો તેની પરીક્ષા લઇને તેને સરટીફીકેટ આપવામાં આવશે. એવી પરીક્ષા માટે મુંબઇ, કલકત્તા, કરાચી, મદ્રાસ તથા રંગુન ખાતેનાં સરકારનાં રેડીયો સ્ટેશનના વડા અથવા હીંદી સરકારનાં તાર અને ટપાલ ખાતાંના વડા ઉપર અરજી તથા બે રૂપયાની ફી મોકલવી. વધુ વીગત પણ તેમની પાસેથીજ મળશે.

**નોરવેનો વેપાર**—નોરવે બેંક તરફથી એપ્રીલ માટે બહાર પાડવામાં આવેલા રીપોર્ટ ઉપરથી માલમ પડે છે કે એપ્રીલ મહીનામાં બેંકની નોટોનું ચલણ અગાઉના જેટલુંજ એટલે કે ૩૩૫૦ લાખ ક્રોનર જેટલું હતું.

માલના ભાવોમાં ઘટાડો થયો ચાલુ છે. એનો આંકડો ૨૪૦ ઉપરથી ઘટીને ૨૩૬ નો થયો છે. મુખ્ય ઘટાડો અનાજ કોલસા, તથા લોખંડના ભાવમાં હતો. ૧૯૨૦ ના સપ્ટેંબરમાં ભાવનો આંકડો ૪૨૫ નો હતો.

પરદેશો સાથેની હુંડીનું બજાર ચુપ મજબુત હતું. બોંડ બજાર પણ હજી ઘણું મજબુત રહ્યું છે. ઉદ્યોગોના તથા બેંકોના શેરોના કાંઇ સોદા નથી. સ્ટીમર કુંપનીઓના શેરોના ભાવ મજબુત છે જો કે તેમનું કામકાજ નહીં જેવુંજ છે.

લાકડાનું બજાર ચુપ છે. તેમાં કામકાજ કાંઇ નથી. કાગળ બનાવવા માટેના લાકડાંમાંથી મેળવેલા માવા માટે લેવાળી જોશમાં છે. કાગળને માટે પણ લેવાળી સારી છે. બ્લીચડ સલ્ફાઇટ માટે ઘણી લેવાળી છે.

પાઇરાઇટાસની નીકાશ વધતી જાય છે. અને હવે એ નીકાશનો જથો નોંધ લેવા જેવો થયો છે.

સ્ટીમરોનાં નુરના દર ઘટ્યા છે પણ બાલ્ટીક તરફની લાવલઇજા માટેના દરમાં કાંઇક સુધારો થોડા વખતમાં થશે એવી વકી છે.

ખાંડના ઉપર સરકારી ઇજારો હતો તે તા. ૮ મી. એપ્રીલથી નીકળી ગયો છે.

---

## પાકની ખબરો.

**મુંબઈ ઇલાકામાં અળસી તથા સરસીના** પાક વીશેની યાદી તા. ૧૪મી મેને દીને બહાર પાડવામાં આવી છે તે ઉપરથી જણાય છે કે એનો વીસ્તાર નીચે પ્રમાણે છે:—

| | અળશી એકર | સરસી એકર |
|---|---|---|
| બ્રીટીશ જીલામાં | ૯૪૪૦૦ | ૨૩૭૮૦૦ |
| દેશી રાજ્યોમાં | ૮૦૦૦ | ૨૧૧૦૦ |
| | ૧૦૨૪૦૦ | ૨૫૮૯૦૦ |
| ગયા વરસની કરતાં કેટલા ટકા ઓછા કે વધારે | —૬૦ | —૩૬ |

ધી [illegible]

અળશીના પાકની ઉતર કર્ણાટક ખાનદેશ અને સતારામાં હંમેશના ૬૬થી ૭૫ ટકા જેટલી અને બીજે ઠેકાણે ૨૮થી ૫૩ ટકા જેટલી થવાની વકી છે. એ પાકની કાપણી થઇ ગઇ છે.

સરસીના પાકની સ્થીતી સારી હતી.

ઉતરનો અડસટો નીચે પ્રમાણે છે.

| | અળસી | સરસી |
|---|---|---|
| | ટન | ટન |
| બ્રીટીશ જીલામાં | ૯૬૦૦ | ૩૬૧૦૦ |
| દેશી રાજયોમાં | ૮૦૦ | ૩૨૦૦ |
| | ૧૦૪૦૦ | ૩૯૩૦૦ |
| ગયા વરસ કરતાં કેટલા ટકા વધારે કે ઓછા | —૮૭ | —૨૧૮ |

**હીંદના ઘઉંના પાકને લગતી વીગત** દર્શાવનારી ખાસ યાદી તા. ૩૧-૫-૨૨ ને દીને બહાર પાડવામાં આવી છે તેમાં નીચે પ્રમાણે હકીકત આપી છે:—

ઘઉંના પાકનો વીસ્તાર હીંદમાં ૨૮૨ લાખ એકર જેટલો છે. ૧૯૨૦-૨૧ માં તે ૨૫૨ લાખ એકર જેટલો હતો. એની ઉતર એકર દીઠ ૭૮૦ રતલ જેટલી થવાની આશા છે. આગલે વરસે તે એકર દીઠ ૫૮૮ રતલ જેટલી હતી. કુલ ઉત્તર આ વરસે ૯૮ લાખ ટન જેટલી થવાની વકી છે. ગયે વરસે તે ૬૬ લાખ ટન હતી. એની સરખામણી માટે જુદા જુદા પરદેશોને લગતી વીગત નીચે આપી છે:—

| | વીસ્તાર | ઉત્તર |
|---|---|---|
| | લાખ એકર | લાખ ટન |
| યુનાઇટેડ સ્ટેટસ | ૩૮૧ | ૧૫૬ |
| કેનેડા ( ગયે વરસ ) | ૨૩૨ | ૮૦ |
| આસ્ટ્રેલીયા | ૯૫ | ૩૫ |

પરદેશ મોકલવા માટે ફાજલ જથો કેનેડામાં ૪૬ લાખ ટન અને આસ્ટ્રેલીયામાં ૨૪ લાખ ટન જેટલો ગણવામાં આવે છે. કેટલાક દેશોમા માત્ર ઘઉના પાકનો વીસ્તાર કેટલો છે તે વીગત નીચે આપી છે:

| | લાખ એકર | આગલા વરસ સાથે. સરખાવતાં વધઘટ ટકા |
|---|---|---|
| ફ્રાન્સ | ૧૧૮ | —૬ |
| સ્પેન | ૯૬ | —૩ |
| રૂમાનીયા | ૩૫ | —૩૧ |
| બલ્ગેરીયા | ૧૮ | —૧૪ |
| પોલાંડ | ૨૪ | +૨૪ |
| અલ્જીરીયા | ૩૦ | +૭ |
| કેનેડા | ૮ | +૬ |
| ઇટલી | ૧૧૪ | —૬ |

**જાપાનમાં ચોખાની પેદાશ**—૧૯-૨૧ થીમાં જાપાનમાં ચોખાના પાકની ઉતર ૫૫૧ લાખ કોકુ જેટલી થયેલી જણાવવામાં આવે છે. ૧૯૨૦ ના કરતાં તે ૧૨ ટકા જેટલી ઓછી છે. ૧૯૧૧ માં ચોખાના પાકની ઉતર જાપાનમાં ૫૧૭ લાખ કોકુ જેટલી થઇ હતી. સઉથી મોટો પાક ૧૯૨૦ માં હતો જે વેળા ઉતર ૬૩૧ લાખ કોકુ જેટલા હતી.

---

**પીરૂમાં ઘંઉની પેદાશ** વધવા લાગી છે. અત્યાર સુધી ચીલી નામના દેશથી તથા આસ્ટ્રેલીયાથી અને આરજેન્ટાઇનથી ઘઉં આયાત કરવામાં આવતા હતા. એ આયાત ઘટશે કેમકે પીરૂમાં ઘઉંના પાકનો વીસ્તાર ૧૯૨૧ માં ૨૦૫૧૩૫ એકર જેટલો હતો. દર એકર દીઠ ઉતર ૧૦૧૮ માં ૯ બુશલ અને ૧૯૧૯ માં ૧૨ બુશલ જેટલી હતી.

---

**ચીનમાં ચાનો ઉદ્યોગ** ઘટતો જાય છે કારણ કે રશીયામાં તેનો ઉઠાવ બહુ થતો હતો તે હવે ઘટી ગયો છે. ચીનથી જુદા જુદા દેશો ખાતે કેટલી ચા ૧૯૨૦ માં ગઇ હતી તે દર્શાવનારી વીગતની નીચે પ્રમાણે છેઃ—

| દેશો. | કાળી ચા<br>હજાર રતલ | લીલી ચા<br>હજાર રતલ |
|---|---|---|
| આસ્ટ્રેલીયા ન્યુઝીલાંડ | ૪૩૫ | ૨૪ |
| હીંદુસ્તાન | ૧૧૧ | ૧૧૯૦ |
| કેનેડા | ૧૩૬ | ૫૮૬ |
| દક્ષીણ અને મધ્ય અમેરીકા | ૧૦ | — |
| ડચ ઇંડીઝ | ૯૪ | — |
| ફ્રાન્સ | ૩૦૧ | ૩૫૦૨ |
| હાંગકાંગ | ૭૯૩૮ | ૪૭૪૦ |
| જાપાન | ૨૯ | ૪૪૭ |
| મકાઓ | ૮૫૯ | ૩૫ |
| ફીલાપીન | ૩૩ | — |
| રશીયા | ૪૨ | ૭૩ |
| સીંગાપુર | ૫૧૫ | ૩૧ |
| સીયામ | ૧૧૦ | ૧૭ |
| ટર્કી ઇજીપ્ત વગેરે | ૧૨૯ | ૨૨૧૮ |
| ઇંગ્લંડ | ૨૩૮૭ | ૨૨૩૮ |
| યુનાઇટેડસ્ટેટસ | ૨૭૪૬ | ૬૭૫૬ |
| બીજા દેશો | ૭૮૧ | ૧૩૨ |

ધી બેગબે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ, મુંબઇ.

એ ર્નીકાશ ૧૯૧૯ ની સરખામણીમાં કેટલી ઘટી તેની વીગત નીચે પ્રમાણે છેઃ—

| | કાળી ચા હજાર રતલ | | લીલી ચા હજાર રતલ | |
|---|---|---|---|---|
| | ૧૯૧૯ | ૧૯૨૦ | ૧૯૧૯ | ૧૯૨૦ |
| હીંદુસ્તાન | ૧૩૬ | ૧૧૧ | ૨૩૦૦ | ૧૧૯૦ |
| ફ્રાન્સ | ૧૦૪૧ | ૩૦૧ | ૭૧૫૦ | ૩૫૦૨ |
| હોંગકોંગ | ૧૦૩૩૬ | ૭૯૩૮ | ૨૬૦૦ | ૪૭૪૦ |
| રશીયા | ૩૦૭૯ | ૪૨૭ | ૨૨ | ૨ |
| ઇંગ્લંડ | ૧૮૩૫૭ | ૨૩૮૭ | ૯૨૫૩ | ૨૨૩૮ |
| યુનાઇટેડસ્ટેટસ | ૧૪૦૧ | ૨૭૪૬ | ૯૭૨૪ | ૬૭૫૬ |
| બીજા દેશો | ૧૪૩૭ | ૭૮૧ | ૨૭૫ | ૧૩૨ |

**હીંદમાં રૂના પાકને**–લગતી વધારાની યાદી ગઈ તા. ૪–૫–૨૨ ને દીને બહાર પાડવામાં આવી હતી. જે ઉપરથી જણાય છે કે મદ્રાસ પ્રાંતમાં રૂના પાકનો વીસ્તાર ૧૭૯૧ હજાર એકરનો છે એની ઉતર ૩૪૭ હજાર ગાંસડી જેટલી થવાની વકી છે. કોઇંબટુર કંબોડી ચાની ઉતર સારી થવાની આશા છે.

આ આંકડા સાથે લેતાં અગાઉ પ્રકટ કરેલી યાદીમાં ફેરફાર કરવો પડે. તે કર્યા પછી એમ લાગે છે કે હીંદમા કુલ રૂના પાકનો વીસ્તાર તથા ઉતર નીચે પ્રમાણે ગણાય:—

| | હજાર એકર | ઉતર હજાર ગાંસડી (દરેક રતલ ૪૦૦) | દર એકર દીઠ ઉતર રતલ |
|---|---|---|---|
| ઉમરા | ૯૪૪૮ | ૨૪૫૧ | ૧૦૪ |
| ધોળેરા | ૧૮૪૮ | ૪૫૬ | ૯૯ |
| બંગાલ સીંધ | ૨૭૧૧ | ૬૯૯ | ૧૦૩ |
| ભરૂચ | ૯૬૮ | ૧૭૦ | ૭૦ |
| વેસ્ટર્ન નોર્ધર્ન | ૧૧૧૩ | ૧૩૪ | ૪૮ |
| કોકાનાડા | ૨૧૭ | ૪૨ | ૭૭ |
| ટીનાવલી સાલેમ કંબોડીયા | ૮૯૯ | ૨૫૪ | ૧૧૭ |
| કુમટા ધારવાડ | ૮૨૩ | ૧૮૭ | ૯૧ |
| કોસીલા બરમા વગેરે | ૪૩૯ | ૭૦ | ૬૪ |
| કુલ | ૧૮૪૩૬ | ૪૪૬૩ | ૯૭૦ |
| ૧૯૨૦–૨૧માં | ૨૧૩૪૧ | ૩૬૦૧ | ૬૭ |
| ૧૯૧૯–૨૦માં | ૨૩૩૫૨ | ૫૭૯૬ | — |

હીંદમાંથી રૂની નીકાશ છેલાં પાંચ વરસમાં નીચે પ્રમાણે હતીઃ–

| | |
|---|---|
| ૧૯૧૬–૧૭ | ૨૧૩૭ |
| ૧૯૧૭–૧૮ | ૧૭૩૧ |
| ૧૯૧૮–૧૯ | ૧૨૫૩ |
| ૧૯૧૯–૨૦ | ૨૭૦૨ |
| ૧૯૨૦–૨૧ | ૨૨૮૬ |

---

ઇજીપ્તમાં ૧૯૨૦–૨૧માં રૂના પાકનો વીસ્તાર ૧૩૪૧૦૦૦ એકર અને ઉતર દરેક ૪૦૦ રતલની એવી ૮૧૭૦૦૦ ગાંસડી જેટલી હતી જ્યારે ગયે વરસે ૧૮૯૭૦૦૦ એકર અને ૧૪-૯૧૦૦૦ ગાંસડી હતી. અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટસના પાકની ઉતરનો ગયા ડીસેંબરમાં કહાડેલો અડસટો ૧૦૪૨૫૦૦૦ ગાંસડી જેટલો હતો જે આગલે વરસે ૧૯૨૩૪૦૦૦ ગાંસડી જેટલો હતો. ટેકસસ્તમાં શરૂઆતના પાકને હવાથી નુકશાન થયું છે. અલ્જીરીયામાં પાક લણવાનો વખત થયો છે. પણ વરસાદને લીધે એમાં ઢીલ થાય છે.

**આફ્રીકામાં રૂનો પાક**—નાઇજીરીઆમાં દક્ષીણ વિભાગમાં ગયા સપ્ટેમ્બર અને અકટોબરમાં વધારે વરસાદ થવાને લીધે રૂનાં પાકની સ્થીતી ઉપર માઠી અસર થઇ છે. ત્યાં દેશી રૂની ૫૦૦૦ ગાંસડી અને વીદેશી પ્રકારના રૂની ૨૦૦૦ ગાંસડી જેટલી ઉત્તર થવાનો અડસટો છે. લાંબા તારનો રૂ ઉગાડવા માટે ખાસ તે જાતનાં બીયાંનો મોટો જથો મોકલવામાં આવ્યો હતો પણ ખેતીનો વીસ્તાર મોટો હોવાથી જોઇએ તેવી દેખરેખ રખાઇ નહીં એટલે ટુંકા તારના રૂની સાથે લાંબા તારનો રૂ ખેડુતોએ ભેળી નાંખ્યો છે. લાંબા તારનો રૂ જુદો રાખવા અને તેને માટે મળી શકતા વધારે ભાવ ઉપજાવવા એ ખેડુતોને સમજાવવામાં આવે છે.

ઉત્તર વિભાગમાં પાકની હાલત સારી છે. ગઇ તા. ૧ ડીસેંબર પછી ૭૯૨૮ ગાંસડી ખરીદવામાં આવી છે. ગયે વરસે એ પાકની ઉત્તર ૫૧૧૨ ગાંસડી અને ૧૯૨૦માં ૩૩૮૦ ગાંસડી જેટલી થઇ હતી.

બ્રીટીશ સામ્રાજ્યમાં રૂ વધારે ઉગાડવા માટે સ્થપાયલી એસોસીએશને દેશી કપાસ માટે દર રતલે સવા પેન્સ અને વીદેશી સારી જાત માટે બે પેન્સનો ભાવ આપવાની જામીનગીરી આપી છે. એમાંથી કપાસીયા કાઢી નાંખ્યા પછી માત્ર ૨૭ ટકા સારૂ રૂ મળે છે એટલે દેશી રૂ માટે ૪॥ પેન્સ અને વીદેશી જાતના રૂ માટે ૭॥ પેન્સનો ભાવ પડે. વળી એ માલને બજારમાં લાવવાનો, ખરીદનાર દલાલીનું કમીશન, કોથળાની કીમત, માલ ગાડામાં ભરી જીનમાં લઇ જવા લાવવાનું ખર્ચ જીનમાં સાફ કરાવવાનો અને ગાંસડી બંધાવવાનો ચાર્જ, દરીયાનો વીમો સ્ટીમરનું નુર અને વેચવાનો ચાર્જ એ બધું માલ ઉપરજ ચઢે. ન્યાસાલેંડમાં બધો પાક ગયે વરસે એસોસીએશને ખરીદી લીધો હતો. આ વેળા વધારે સારી જાતના રૂનો પાક કરવામાં આવ્યો છે. વળી બજારમાં રૂના જાતવાર જુદા વર્ગો પાડવામાં ઘણી સંભાળ લેવાઇ છે. હવેના પાક માટે પણ સારી આશા છે. યુરોપીયનો તેમજ દેશીઓ બેઉ વધારે વીસ્તારમાં રૂનો પાક કરશે એવી વકી છે.

યુગેન્ડામાં પાક આ વેળા સારો નથી. ગયે વરસે ઉત્તર ૭૫૦૦૦ ગાંસડી હતી તેને બદલે આ વરસે અરધા ભાગ જેટલી ઉતર થશે. વરસાદ ઓછો હતો અને નાઇલમાં પણ પાણી ૭ ફીટ જેટલાં નીચાં હતાં. કદાચ આવતે વરસે ઇજીપ્તનો રૂનો પાક ઓછો કરવામાં આવે એવો સંભવ છે.

---

**ક્વીન્સ લેંડમાં** ભોયસીંગનો પાક વધારવા માટેના પ્રયત્નો થાય. આ વરસે ૭ હજાર એકર જમીનમાં એક કંપની તરફથી પાક કરવામાં આવ્યો છે. તેની ઉત્તર જુન

માસમાં થવાની વકી હતી. વરસમાં બે વાર પાક ઉતરે છે. આ છ હજાર એકરમાંથી આ વેળા બસો ટન અને આથરટન ખાતે એવા એક મોટા ખેતરમાંથી ચારસો ટન મળી કુલ છસો ટન સીંગ મળવાની વકી છે.

---

**ફોરમોઝામાં ચોખાના પાકનો:**—વીસ્તાર પેહેલા તથા બીજી વારના પાક મળીને ૧૯૨૧ માં ૧૨૪૦૫૬૭ એકર જેટલો હતો અને તેની ઉતર આશરે ૨૪૬૨૫૧૮૪ બુશલ જેટલી થવાની વકી હતી. દર વરસે એનો વીસ્તાર વધતો જાય અને તેની ઉતર ૧૯૩૪ સુધીમાં વધીને ૫૧૫ લાખ બુશલ જેટલી થાય એવી યોજના હાથ વધારવામાં આવી છે એમ થાય તો તેમાંથી ૨૮૩ લાખ બુશલ ચોખા જાપાન મોકલી શકાય. કાનહેનની નહેરથી ૧૪૫૭૮૦ એકર જમીનમાં ચોખાનો પાક કરી શકાશે અને ૧૪૫૨૦૦ એકર જમીન સુધારીને એ કામમાં લેવાશે, વળી નદીઓનાં કીનારા બાંધી લઇને ૪૮૦૦૦ એકર અને જેટલી જમીન મેળવાશે કાનહેનની નેહેરોવાળા ભાગમાં વરસાદ પાછળના ભાગમાં થશે તેથી એ વેળાના પાકનો વીસ્તાર ૮૬૧૭૬૨ એકર અને પહેલા પાકનો વીસ્તાર ૬૮૯૩૩૭ એકર જેટલો રહેશે. ૧૯૩૪ સુધીમાં નેહેરો એટલી પથરાઇ જશે કે નેહેરોનાં પાનીની સગવડ વગરનો વીસ્તાર માત્ર ૧૨૨૬૨૧ એકર જેટલો રહેશે.

ફોરમોઝામાં ચોખાનો વપરાશ માથાદીઠ ૫૮૬ બુશલ જેટલો ગણતાં ૧૯૩૪ કુલ ૨૩૨ લાખ બુશલ વપરાશે અને બાકી ૨૮૩૬૦૩૮૫ બુશલ નીકાશ મળે ફાજલ પડી શકાશે એમ ગણતરી છે.

**કુવીન્સલેંડમાં ચોખાનો**—પાક કરી શકાય એમ છે ત્યાં ભીનાશવાળી જમીનમાં એકર દીઠ ૧૨૦ બુશલ ડાંગેર થાય છે. જ્યાં જમીન સુકી હોય છે, ત્યાં એકર દીઠ ડાંગેરની ઉતર ૮૦ બુશલ જેટલી છે. ભીનાશવાળી જમીનમાં વાવેલી ડાંગેરના છોડવાને કયારામાં ઉગાડી પાછળથી બીજી જમીનમાં ફરી રોપવા પડે છે. આ બધી મુશ્કેલીઓના ઉપાય લેવામાં આવે છે. આસ્ટ્રેલીયામાં આ વાત થતા એવીજ જાતના ચોખાના જેટલાજ સારા ચોખા કવીન્સલેંડમાં થાય છે. કોઇ કોઇ ઠેકાણે તો વરસમાં બે વાર ડાંગેરનો પાક ઉતરે છે ત્યાં ડાંગેરની ખેતીનો વીસ્તાર વધે એવા પ્રયત્નો કરવામાં આવે છે. અગાઉ ત્યાં ચોખાની મીલો હતી તે પાછળથી બંધ પડી છે. એ મીલો પાછી ચાલુ થાય એટલું કરવા માટેની હીલચાલ ચાલી રહી છે.

## પોર્ટ ટ્રસ્ટની વખારોમાં પડેલો માલ.

મુંબઇનાં પોર્ટ ટ્રસ્ટની વખારોમાં ગયા મે માસ દરમ્યાન પડેલા માલની વીગત ગઇ તા. ૮-૬-૨૨ ને દીને બહાર પાડવામાં આવી છે તે નીચે પ્રમાણે છે:—

| માલની જાત. | તા. ૧-૫-૨૨ ને દિને સ્ટોક. | મે માસમાં થયલી ડીલીવરી. | તા. ૧-૬-૨૨ ને દિને સ્ટોક |
|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી ... | ૧૪૦૮૮ | ૨૨૫૬ | ૧૨૬૮૧ |
| ,, ,, પેટી ... | ૨૪૭૭૦ | ૩૩૨૨ | ૨૨૫૩૯ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી | ૧૧૬૪ | ૫૯ | ૧૧૨૭ |
| ,, ,, પેટી .... | ૩૨૨૯ | ૧૨૨ | ૩૧૬૧ |
| સુતરાઉ ટવીસ્ટ તથા યાર્ન પેકેજીઝ | ૧૬૧૨૮ | ૩૨૧૫ | ૧૬૭૩૮ |
| રેશમ તથા ઉનના ,, ,, | ૮૮૩ | ૩૨૬ | ૬૭૩ |
| ત્રાંબુ—ટન ... ... | ૧૬૫૬ | ૧૬૮ | ૧૭૮૫ |
| પીતળ—ટન .... ... | ૨૩૨૦ | ૧૭૮ | ૨૨૯૦ |

# ટર્કીનો આયાત વેપાર.

ત્યાં આયાત વેપાર ૧૯૨૧ ની શરૂઆતમાં ઓછો હતો, પણ તે પછી તેમાં વીશેશ ઘટાડો થયો છે. એને લગતી વીગત નીચે પ્રમાણે છેઃ—

| | લાખ પાઉંડ |
|---|---|
| કાપડ | ૨૦૦ |
| લોટ તથા અનાજ | ૧૬૦ |
| ઉન તથા રેશમનાં કપડાં | ૯૨ |
| ખાંડ તથા સંસ્થાનોમાંથી આવતો માલ | ૫૫ |
| ધાતુની ચીજો | ૪૯ |
| તેલ, ચરબી, સાબુ | ૩૦ |
| જાનવરો વગેરે | ૪૫ |

એમાં જુદા જુદા દેશોથી આવેલો માલ કેટલો હતો તે નીચે દર્શાવ્યું છેઃ—

| | લાખ પાઉંડ | કેટલા ટકા |
|---|---|---|
| ઇંગ્લંડ | ૧૭૫ | ૨૧ |
| અમેરીકા | ૧૩૦ | ૧૫ |
| ફ્રાન્સ | ૯૦ | ૧૧ |
| ઇટલી | ૯૦ | ૧૧ |
| બેલજીયમ | ૬૦ | ૭ |
| હોલેંડ | ૫૦ | ૬ |
| રૂમાન્યા | ૪૦ | ૫ |
| બલ્ગેરીયા | ૩૬ | ૪ |
| બાટુમ | ૨૦ | ૨॥ |

બલ્ગેરીયામાંથી થતા માલની આવકમાં છેલ્લાં થોડા વખત દરમ્યાન ઘણો વધારો થયો છે.

આયાતમાં ચામડાં ફ્રેંચ અને અમેરીકન હોય છે અને હોઝીયરી જર્મન હોય છે. ઇંગ્લંડથી સાબુ ઘણો આવ્યો છે. પણ બહુ વેચાયો નથી. ઉનનો માલ ઘણો એકઠો થયો છે. હજી ફલાલીન ઇટલીથી ટર્કી જાય છે. એનું કારણ એ છે કે ઇટલીની હુંડીના ભાવ વધારે સારા છે.

અમેરીકન કોલસાનો ભાવ અગાઉ ઘણો ઓછો હતો પણ ઇંગ્લંડમાં કોલસાની અછતથી ભાવ વધવાથી ટર્કીમાં અમેરીકન કોલસાના ભાવ પણ વધ્યા. હવે તો ટર્કીનો કોલસો પુષ્કળ છે એનો ભાવ ઘટાડવાથી ખાણો કામ કરતી બંધ પડી છે. એને લીધે એંગોરાની સરકારે જકાત ઘટાડીને અર્ધી કરી નાંખી છે. વરસની આખરે તો કાર્ડીફનો કોલસો પણ આવવા લાગ્યો એટલે હવે માત્ર ઉંચી જાતનો ટર્કીશ કોલસોજ ખાસ કામમાં વપરાય છે.

---

# વેપારી પુછપરછ.

કોઇપણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે સંબંધ બાંધવા ઇચ્છા હોય તો તેણે અમને ખબર આપવી જેથી એ સંબંધી વિગત આ વિભાગમાં દાખલ કરવામાં આવશે.

નીચે જણાવેલ પૂછપરછ ઇન્ડીઅન ટ્રેડ જનરલ ઉપરથી લીધેલી છે અને તે વિષેની વધારે માહીતી મેળવવા ઇચ્છનારે નીચે દર્શાવેલો નંબર લખીને પોતાના રેફરન્સ સાથે ડીરેક્ટર જનરલ ઓફ કોમર્શ્યલ ઇન્ટેલીજન્સ, કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા સરનામે પૂછાવવું.

એલ ૫૧ માછલી પકડવા માટેની જાલી ભરવવાની લાકડી બનાવવા માટે કામ લાગે એવા બાંબુ પુરા પાડનારનાં નામ દક્ષીણ હીંદુસ્તાનમાં એક પેઢી માગે છે.

,, ૫૨ મદ્રાસમાં પેન્સીલ બનાવનારાં કારખાનાંના માલીકો બ્રીટીશ પૂર્વ આફ્રીકામાંથી પેન્સીલ માટે કામ લાગે એવું લાકડું પુરૂં પાડનારનાં નામ માગે છે.

,, ૫૩ લંડનની એક પેઢી હીંદમાંથી કપાસીયા, અળસી તથા દીવેલી નીકાશ કરનારનાં નામ માગે છે.

,, ૫૪ કે પરેલ તેલ તથા હીંદની બીજી પેદાશો નીકાશ કરનાર પેઢી તરફથી આડત્યા થવાની લંડનની એક પેઢીને ઇચ્છા છે.

,, ૫૫ ઇજીપ્તમા એલેકઝાંડ્રીયા ખાતેની એક પેઢી હીંદમાંથી લોટ નીકાશ કરનાર સાથે કામ પાડવા ઇચ્છે છે.

,, ૬૦ બ્રીટીશ ગાયાનામાં એક પેઢી હીંદમાંથી નીચે જણાવેલો માલ નીકાશ કરનાર સાથે કામ પાડવા માગે છે:—પાઘડી, શાલ, જાજમ, ઓશીકાં માટેનું કપડું, ચાદરો, ચારસા, ટેબલ કલોથ.

,, ૬૧ મેડ્રીડ (સ્પેન)ની એક પેઢી હીંદમાં બનેલો માલ કમીશનથી વેચવાનું કામ માગે છે.

,, ૬૨ બેઝવાડા ખાતેથી લખનાર ખબરપત્રી એવી પેઢીઓનાં નામ માગે છે કે જેમને હીરા માણેક વગેરેની ખાણો શોધવાનું તથા ખાણો ચલાવવાના કામની માહીતી હોય.

,, ૬૪ ન્યુયોર્કની એક પેઢી હીંદમાંથી ચામડાં, હરડાં તથા ઉન નીકાશ કરનાર સાથે કામ પાડવા ઇચ્છે છે.

,, ૬૫ ત્રીનીદાદ ખાતેની એક પેઢી હીંદથી ઘી, ચોખા, રાઇનું તેલ, દાળ, ગાંજો, મસાલા, બીયા, કેસર, અને જુટના કોથળા વેચવા મોકલનારના આડત્યા થવા માગે છે.

× × ×

બ્રીટીશ ટ્રેડીંગ એંડ એન્જીનીયરીંગ કંપની (મેડો સ્ટ્રીટ કોટ મુંબઇ) પરદેશો સાથે વેપાર કરનારી પેઢીઓને પોતાની સલાહ મફત આપી મદદ કરવા તૈયાર છે અને જો તેમની ઇચ્છા હશે તો તેમનો પત્ર વ્યવહાર પણ કરશે. સારી રીતે ચાલતી હીંદી પેઢીઓ સાથે સંબંધમાં આવવાની એમની ઇચ્છા છે. અમેરીકા સાથે વેપાર કરનારાઓને તેઓ વધારે ઉપયોગી થઇ શકશે.

× × ×

મુંબઇના રેશમના એક વેપારી સ્વદેશી રેશમી તથા સુતરાઉ કાપડ કમીશનથી વ્હેંચી આપવા ઇચ્છે છે. શરત માટે લખો

રેશમવાળા જગજીવન હેમચંદ શાહ

ન્યુ ચીંચબંદર, મુંબઇ, નં. ૯

---

દીવાલના માટે ફેન્સી ટાઇલ્સની છેલ્લી ડીઝાઇનો જોશો કે?

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઓફીસમાં નવી શોધો માટે નીચે મુજબ વધુ અરજીઓ કરવામાં આવી હતી. આ બાબતનો સઘળો પત્ર વ્યવહાર કોન્ટ્રોલર ઓફ પેટન્ટ્સ એન્ડ ડીઝાઇન્સ કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા એ સરનામે કરવો.

| નં. | અરજદાર. | શોધની બાબત. |
|---|---|---|
| ૮૧૩૮ | વેસ્ટર્ન ઇલેકટ્રીક કું. | સીગ્નલ માટે લોહચુંબકનો ઉપયોગ. |
| ૮૧૩૯ | જે. એમ. ઓરટેગા | ગુંથવા વગેરે કામમાં વપરાતી સોયો તથા તેને લગતા સંચા |
| ૮૧૪૪ | જે. એન. બીસ્વાસ | મીણબતીનો દીવો. |
| ૮૧૪૬ | ઇ. આઇ. ડુ. પોંટડીને મુર્સ એન્ડ કું. | ખાણમાં પવન મોકલવા માટેની નળીયો. |
| ૮૧૪૯ | સી. એફ. ગ્રીન | રોટરી ડુપ્લીકેટીંગ મશીન. |
| ૮૧૫૪ | ઇંટરનેશનલ જનરલ ઇલેકટ્રીક કું | ઇલેકટ્રીક સ્વીચ. |
| ૮૧૬૧ | એચ. જી. સ્કીન | વોટર લીફ્ટ |
| ૮૧૬૯ | ઓ. કે. ગુસ | અક્ષય ઓટોમેટીક લુમ |
| ૮૧૭૦ | એ. એચ. ક્રેન્સ્ટેબલ | બીયાં વાવવાની રીત અને તેને મ ટેના ઓજારો. |
| ૮૧૭૧ | એ. ઇ. ટન્સ્ટન | પ્રવાહી હાઇડ્રો કારબન સાફ કરવાની રીત. |
| ૮૧૭૨ | સી. ઇ. ફીડ | તેલના કુવા ખોદવાના સ ચા. |
| ૮૧૭૩ | કેમીશ ફેબ્રીક ગ્રોશેમ ઇલેકટ્રોન | એઝો રંગ બનાવવાની રીત. |
| ૮૧૮૦ | ડી. સી. કેક | પાણી બરબાદ થતું અટકાવવાની રીત. |
| ૮૧૮૧ | કે. એન્જેલ્સ | બાલ કાતરવાના સંચા. |
| ૮૧૮૨ | ઇ. સેંડો | કસરત માટેનાં ડમ્બેલ વગેરે સાધનો બનાવવાની રીત. |
| ૮૧૮૬ | જે. ઇવાન્સ | ચીત્રો વગેરેને જાહેરાત આપવા માટેનો સંચો. |
| ૮૧૯૦ | ચારી એંડ કું. | નીમક સાફ કરવા માટેનો સચો. |
| ૮૧૯૧ }<br>૮૧૯૨ } | સ્ટેન્ડર્ડ ઓઇલ કું. | વોરટ શુદ્ધ કરવાની રીત. |
| ૮૧૯૩ | ઘ. બી. હેલી. | ડબલ એકટીંગ લુમ. |
| ૮૨૦૦ | બી. કે. દાસ | ઘણા દોરા સાથે નીકળે એવો કાંતવાનો સંચો. |
| ૮૨૦૭ | બીબી-ઓવન્સ શીટગ્લાસ કું. | અમુક જાતના કાચ બનાવવાની રીત. |

૮૨૦૮ એકતીઓલા જેટ ઓપ્ટીમસ—રાંધવા માટેનો સંચો.

૮૨૦૯ ડબલ્યુ ચોલ્ટન—રેસા સાફ કરવાના સંચા

૮૨૧૩ ડબલ્યુ પી. ડેપર—બનાવટી રેશમના તથા સુતરના દોરાને વળ ચઢાવવાની રીત.

૮૨૨૨ એચ. એસ. કોનરાડ—ટેલીફોન.

૮૨૨૪ એચ. ડબલ્યું પેરી—જેના એન્જીન કે ડબા ઉતરી ન પડે એવી રેલ.

૮૨૨૮ બુનસન બ્લોઅર કું.—ભઠ્ઠી.

૮૨૨૯ એચ. જે. ઓટો—કાંતવાનો સંચો.

૮૨૩૧ વન હેન્ડ ક્લોક કું.—ઘડીયાળ.

૮૨૩૨ ટી. બી. કારમાઇકલ અને ડબલ્યુ. એચ. ઓડલ્સ્ટન—ચામડાં કેળવવાની રીત.

૮૨૩૪ એમ. કે. દીન—ચરખા.

૮૨૩૮ પી૦ સો૦ મલીક અને એસ. સા. મલીક—રાંધવાનો સંચો.

૨૪૩ પી. કે. મોઇત્રે અને પી સી. મઝુમદાર—વીરેંદ્ર ચરખો.

# વેપારી આંકડા.

## કાપડની પેદાશ તથા આયાતની સરખામણી.

| જાત | | માર્ચ માસમાં ૧૯૨૨ હજાર યાર્ડ. | માર્ચ માસમાં ૧૯૨૧ હજાર યાર્ડ. | એપ્રીલથી માર્ચ સુધી ૧૯૨૧-૨૨ હજાર યાર્ડ. | એપ્રીલથી માર્ચ સુધી ૧૯૨૦-૨૧ હજાર યાર્ડ. |
|---|---|---|---|---|---|
| કોરા તથા ધોયેલાં કાપડની | પેદાશ ... | ૧૧૭ | ૧૧૨ | ૧૨૮૪ | ૧૧૨૯ |
| ” ” | આયાત... | ૫૭ | ૭૫ | ૯૪૧ | ૧૦૦૧ |
| રંગીન કાપડ | પેદાશ... | ૩૪ | ૩૧ | ૪૪૬ | ૪૫૦ |
| ” ” | આયાત... | ૧૦ | ૨૫ | ૧૩૮ | ૪૮૦ |

## કાપડની પેદાશ. ( એપ્રીલથી માર્ચ માસ સુધીમાં. )

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૧ | ૧૯૨૨ | લાખ રતલ. ૧૯૨૧ | ૧૯૨૨ | લાખ વાર. ૧૯૨૧ | ૧૯૨૨ |
|---|---|---|---|---|---|---|
| મુંબઇ .... .... | ૫૨૨૯ | ૫૧૦૧ | ૨૯૨૩ | ૩૨૬૬ | ૧૩૦૪૮ | ૧૪૫૫૩ |
| મદ્રાસ .... ... | ૨૨૦ | ૧૮૨ | ૧૩૦ | ૧૧૩ | ૩૯૯ | ૩૫૬ |
| બંગાલ ... .... | ૯૩ | ૭૩ | ૫૦ | ૪૬ | ૨૩૮ | ૨૨૩ |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૭૬ | ૧૬૭ | ૧૦૮ | ૧૧૮ | ૩૬૧ | ૩૯૮ |
| મધ્ય પ્રાંત .... | ૨૬૯ | ૨૪૮ | ૧૫૧ | ૧૬૪ | ૫૯૭ | ૬૧૬ |
| દેશી રાજ્યો ... | ૨૫૧ | ૨૫૫ | ૨૮૧ | ૨૯૩ | ૧૦૫૫ | ૧૦૫૬ |
| કુલ ... | ૬૨૯૧ | ૬૦૭૭ | ૩૬૭૪ | ૪૦૭૪ | ૧૫૮૦૮ | ૧૭૩૧૫ |

એપ્રીલથી માર્ચ માસ સુધીમાં.

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | લાખ રતલ. ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | લાખ વાર ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ |
|---|---|---|---|---|---|---|
| મુંબાઇ ... .... | ૪૨૪ | ૪૩૬ | ૨૭૦ | ૨૭૬ | ૧૨૨૨ | ૧૨૮૧ |
| મદ્રાસ .... ... | ૨૧ | ૧૯ | ૧૩ | ૧૨ | ૪૦ | ૩૮ |
| બંગાલ ... .... | ૬ | ૫ | ૪ | ૩ | ૧૯ | ૧[illegible] |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૦ | ૧૦ | ૭ | ૭ | ૨૪ | ૨[illegible] |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૧૮ | ૨૧ | ૧૧ | ૧૪ | ૪૬ | ૫[illegible] |
| દેશી રાજ્યો ... | ૧૮ | ૨૦ | ૨૨ | ૨૬ | ૮૩ | ૯[illegible] |
| કુલ... .... | ૫૦૩ | ૫૨૦ | ૩૩૨ | ૩૪૨ | ૧૪૪૭ | ૧૫૧૯ |

## હિંદમાં સુતરની નંબરવાર પેદાશ, તથા આયાતની સરખામણી

| લાખ રતલ. નંબર | માર્ચ માસમાં ૧૯૨૨ પેદાશ | ૧૯૨૨ આયાત | ૧૯૨૧ પેદાશ | ૧૯૨૧ આયાત | એપ્રીલથી માર્ચ સુધી. ૧૯૨૧-૨૨ પેદાશ | ૧૯૨૧-૨૨ આયાત | ૧૯૨૦-૨૧ પેદાશ | ૧૯૨૦-૨૧ આયાત |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ થી ૨૫ | ૪૮૯ | ૨૦ | ૫૦૨ | ૭ | ૬૧૯૯ | ૮૧ | ૫૯૧૯ | ૮૦ |
| ૨૬ થી ૪૦ | ૫૮ | ૩૯ | ૫૨ | ૨૩ | ૬૯૪ | ૩૦૯ | ૬૫૬ | ૨૬૫ |
| અને ઉપરાંત | ૧ | ૬ | ૨ | ૩ | ૨૩ | ૮૮ | ૨૦ | ૫૦ |

## સુતરની પ્રાંતવાર પેદાશ ( લાખ રતલ. )

| | માર્ચ માસમાં | | એપ્રીલથી માર્ચ. | |
|---|---|---|---|---|
| પ્રાંત. | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ |
| મુંબઈ .... ... | ૩૯૨ | ૩૮૦ | ૪૬૬૯ | ૪૯૨૬ |
| મદ્રાસ ... .... | ૪૦ | ૪૪ | ૪૧૨ | ૪૪૩ |
| બંગાલ ... ... | ૨૯ | ૨૭ | ૩૩૩ | ૩૩૬ |
| સંયુક્ત પ્રાંતો ... | ૨૬ | ૨૬ | ૩૭૦ | ૪૦૪ |
| અજમેર-મેવાડ ... | ૨ | ૨ | ૨૦ | ૨૫ |
| પંજાબ ... ... | ૨ | ૩ | ૨૭ | ૩૫ |
| દીલ્હી ... .. | ૩ | ૩ | ૩૯ | ૨૯ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૨૭ | ૨૮ | ૩૯૩ | ૨૯૫ |
| દેશી રાજ્યો ... | ૩૩ | ૩૪ | ૩૮૩ | ૩૯૩ |
| કુલ .... | ૫૫૭ | ૫૫૦ | ૬૬૦૦ | ૬૯૨૩ |

## હિંદુસ્તાનનો પરદેશ સાથનો વેપાર ( માર્ચ માસમાં )

| | ( લાખ રૂપીયા. ) આયાત. | | ( લાખ રૂપીયા. ) નીકાશ | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| ખોરાક તંબાકુ વગેરે ... | ૩૬૯ | ૧૯૩ | ૪૬૮ | ૬૭૨ |
| કાચો માલ .. ... | ૨૧૭ | ૧૬૭ | ૬૯૬ | ૧૦૮૮ |
| બનેલો માલ ... .... | ૧૯૫૯ | ૧૪૦૨ | ૫૦૧ | ૫૨૯ |
| પરચુરણ ... ... | ૩૯ | ૨૦ | ૨૬ | ૧૧ |
| કુલ ... .. | ૨૫૮૬ | ૧૭૮૩ | ૧૬૯૩ | ૨૩૦૧ |

---

# હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઈ. સ. ૧૯૨૨ના એપ્રીલ માસમાં થયેલી આયાત એ પ્રમાણે હતીઃ—

| આયાત. | એપ્રીલ ૧૯૨૧ | એપ્રીલ ૧૯૨૨ |
|---|---|---|
| | રૂ. ૧૦૦૦ | રૂ. ૧૦૦૦ |
| જીવતા જનાવરો ... ... .... ... | ૭૮ | ૧૦ |
| દારૂગોળો હથીયાર વિગેરે .... ... ... | ૨૨૫ | ૭૧ |
| બૉબીન ... ... ... ... ... | ૧૪૫૯ | ૬૪૫ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે .... ... ... | ૭૫૧ | ૪૮૯ |
| બુટસ અને શુઝ ... ... ... ... | ૨૯૩ | ૮૫ |
| ઘર બાંધવાનો સામાન ... ... ... ... | ૧૯૯૫ | ૧૨૭૩ |
| મીણબત્તી .... ... . ... .... | ૫ | ૪૭ |
| રસાયણિક પદાર્થો ... ... .. ... | ૧૭૪૧ | ૧૪૯૪ |
| ઘડીયાળો ... ... .... ... ... | ૩૦૫ | ૧૩૧ |
| કોલસા ... ... ... .... ... ... | ૨૪૯૨ | ૪૮૧૫ |
| કૉફી ... ... ... ... ... ... | ૪૦ | ૫૭ |
| કાથો (સોંદરી) ... .... .... ... ... | ૬૦ | ૨૩ |
| દોરડા .... ... ... .... ... ... | ૮૦ | ૭૫ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) .. ... ... | ૨૧૨ | ૧૭૫ |
| કપુર ... .... ... ... ... ... | ૧૯૭ | ૫૮ |
| બીજી જાતની મળી કુલ દવા ... ... ... | ૧૩૬૦ | ૧૦૭૪ |
| લુગડા વગેરે રંગવાની ચીજો .... ... ... | ૪૨૪૮ | ૧૯૭૪ |
| માટીની ચીજો તથા ચીની કામ .... ... ... | ૭૧૧ | ૭૮૭ |
| ફટાકડા .... ... .... ... ... | ૨૩ | ૪૩ |
| ફરનીચર ... ... .... ... ... | ૨૮૮ | ૧૪૮ |
| કાચનો સામાન.... .... .... ... ... | ૨૫૪૮ | ૨૦૬૭ |
| ચોખા ... ... ... ... ... | ૧૨ | ૫૬ |
| ઘઉં .... .... ... ... ... ... | ... | ૧૯૩૭ |
| ઘઉંનો લોટ ... .... .... ... ... | .... | ૧૨૫ |
| ધુપ .... ... .... .... ... ... | ૩૧ | ૨૦ |
| હાર્ડવેર ... .... .... ... .... | ૮૦૮૬ | ૪૨૩૫ |
| ચામડા બિન કેળવાયલાં ... .... ... ... | ૭૦ | ૫૭ |
| ઇલેક્ટ્રીસીટીને લગતા હથીઆરો .... ... ... | ૫૮૫૨ | ૨૧૧૮ |
| સંગાતનાં વિગેરેને મળી કુલ હથીઆરો. ... ... | ૭૩૪૮ | ૨૯૫૨ |
| હાથીદાંત .... ... ... ... ... | ૨૫૪ | ૧૪૭ |
| ઝવેરાત .... .... .... ... ... | ૯૨ | ૨૧૬ |

| ચીજનું નામ, | એપ્રીલ માસમાં ૧૯૨૧ | ૧૯૨૨ |
|---|---|---|
| | રૂા. ૧૦૦૦ | |
| કેળવાએલાં ચામડાં... ... ... ... | ૮૫૫ | ૫૮૩ |
| દારૂ ... ... ... ... ... | ૪૪૫૭ | ૩૨૮૩ |
| મશીનરી અને મીલ સ્ટૅાર્સ ... ... .... | ૩૪૧૪૦ | ૨૬૬૫૭ |
| દીવાસળી ... ... ... ... ... | ૧૩૧૨ | ૧૪૦૯ |
| પીત્તળ કાંસુ વગેરે ... ... ... ... | ૬૦૫ | ૨૩૮૪ |
| ત્રાંબુ ... ... ... ... ... | ૧૩૭ | ૧૦૯ |
| લોઢું ... .... ... ... ... | ૫૨૪ | ૬૧૭ |
| લોઢું અથવા સ્ટીલ... ... ... ... | ૧૭૫૯૩ | ૧૫૪૭૨ |
| સ્ટીલ ... ... ... ... ... | ૩૪૧૦ | ૨૭૯૧ |
| સીસું ... ... ... ... ... | ૨૩૩ | ૧૭૫ |
| કેરોસીન તથા બાળવાનું તેલ ... ... ... | ૫૯૦૬ | ૪૯૩૨ |
| અળસીનું તેલ ... ... .... ... | ૧૩૬ | ૧૩૨ |
| સર્વ જાતનાં તેલો મળી કુલ ... ... ... | ૧૦૪૯૩ | ૬૩૯૨ |
| રંગ રોગાન વિગેરે ... ... ... ... | ૧૨૨૫ | ૧૦૮૮ |
| કાગળો ... .... ... ... ... | ૨૬૨૪ | ૧૪૨૮ |
| રેલ્વે ગાડાંઓ તથા બીજો સામાન ... ... | ૨૫૩૬૪ | ૧૩૧૯૮ |
| રબર ... .... ... ... ... | ૯૫૩ | ૧૩૨૦ |
| શીકું ... ... ... ... ... | ૪૨૦ | ૪૭૦ |
| સાબુ ... ... ... .... ... | ૩૭૫ | ૭૨૮ |
| સોપારી ... ... ... ... ... | ૧૦૬૭ | ૬૩૬ |
| તેજાનો કુલ ... ... ... ... | ૧૮૫૦ | ૯૦૯ |
| સ્ટેશનરી ... ... .... ... ... | ૧૦૪૯ | ૭૩૯ |
| ખાંડ ... ... ... .... ... | ૨૬૭૯૭ | ૮૭૧૦ |
| રૂ ... ... ... ... ... | ૪૨૩૪ | ૧૮૧૬ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... .... ... | ૭૧૪૪ | ૯૪૭૪ |
| સુતરાઉ હોઝીયરી ... ... ... ... | ૬૦૫ | ૪૦૯ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... ... ... | ૨૨૯૧૮ | ૧૨૯૮૨ |
| ધોયલાં પીસ ગુડઝ ... ... ... .... | ૬૬૧૪ | ૮૬૫૭ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ ... ... | ૧૧૭૫૮ | ૫૬૩૧ |
| શીવવાના દોરા ... ... ... ... | ૬૦૬ | ૫૧૯ |
| સુતરાઉ માલ એકંદર ... ... ... | ૫૪૮૭૦ | ૩૯૯૭૬ |
| રેશમ કાચું ... ... ... ... | ૪૩૮ | ૩૦૧ |
| રેશમના પીસ ગુડઝ ... ... ... | ૩૬૯૯ | ૧૪૯૧ |
| કાચું ઉન.... .... ... ... .... | ૧૪૯ | ૫૩ |
| ઉનની હોઝીઅરી .... ... ... ... | ૯૪ | ૪૨ |
| ઉનના પીસ ગુડઝ ... ... ... ... | ૧૫૬૪ | ૭૩૦ |
| તંબાકુ ... ... ... ... ... | ૭૮૮ | ૧૫૨૫ |
| રમકડા.... ... ... ... ... | ૨૭૮ | ૨૯૩ |

| ચીજનું નામ. | એપ્રીલ માસમાં ૧૯૨૧ | ૧૯૨૨ |
| --- | --- | --- |
| | (રૂા. ૧૦૦૦) | |
| છત્રીઓ ... ... ... ... | ૨૦૯ | ૫૦ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૩૧૦ | ૨૨૬ |
| લાકડાં.... ... ... ... ... | ૧૭૮૬ | ૬૦૮ |
| ગાડા તથા ગાડીઓ (રેલ્વે સિવાય) ... ... | ૧૦૧૬ | ૨૨૫ |
| સાઇકલો (મોટર વગરની) ... ... ... | ૧૮૪ | ૨૨૫ |
| મોટર સાઇકલ ... ... ... ... | ૯૬ | ૬૪ |
| ,, કાર ... ... ... ... | ૨૩૨૦ | ૧૫૦૨ |
| કુલ ખાનગી આયાત ... | ૨૫૮૬૮૮ | ૧૭૮૩૯૬ |
| સરકારી આયત ... ... ... ... | ૮૭૫૨ | ૭૧૪૨ |
| નીકાશ ચીજનું નામ, | | |
| જીવતાં જાનવરો ... ... ... ... | ૪૪૮ | ૧૮૭ |
| મીણબત્તી ... ... ... ... | ૫૨ | ૨૭૫ |
| સૉલ્ટ પીટર ... ... ... ... | ૩૨૯ | ૨૩૩ |
| કોલસા... ... ... ... ... | ૪૦૧ | ૮૯ |
| કોફી ... ... ... ... ... | ૪૦૨૨ | ૩૦૧૬ |
| કાથા, (સીંદરી) ... ... ... | ૬૩૮ | ૭૮૧ |
| દોરડાં ... ... ... ... ... | ૧૨૯ | ૧૩૪ |
| દવાઓ ... ... ... ... ... | ૪૬૩ | ૧૬૫ |
| ગળી ... ... ... ... ... | ૮૦૯ | ૨૩૩ |
| હરડાં બેહાં .. ... ... ... | ૪૫૩ | ૫૧૯ |
| લુગડાં, ચામડા વિગેરે રંગવાની ચીજ કુલ ... ... | ૧૪૩૫ | ૯૬૫ |
| બ્રસ કરવા માટે રેસા ... ... ... | ૬૪ | ૧૫૦ |
| ફળ ને શાક ... ... ... ... | ૬૯૬ | ૬૫૮ |
| ડાંગર ... ... ... ... ... | ૧૪૧૭ | ૬૮૯ |
| ચોખા ... ... ... ... ... | ૨૨૯૬૯ | ૫૫૫૪૭ |
| ઘઉં ... ... ... ... ... | ૩૨૩૫ | ૫૭ |
| ઘઉંનો લોટ ... ... ... ... | ૧૯૫૨ | ૯૬૩ |
| ચોખા ઘઉં અને બીજી જાતનો દાણો કુલ ... ... | ૩૦૭૬૮ | ૫૮૫૯૯ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... ... | ૩૨૮૨ | ૪૪૭૮ |
| લાખ ... ... ... ... ... | ૨૭૩૧ | ૬૩૨૬ |
| કેળવાયલાં ચામડાં ... ... ... | ૨૨૧૬ | ૪૧૨૩ |
| ખાતર ... ... ... ... ... | ૬૯૯ | ૯૧૧ |
| મેંગેનીઝ ઓર ... ... ... ... | ૯૨૧ | ૮૯૫ |
| ધાતુ કુલ ... ... ... ... | ૩૦૯૧ | ૪૬૩૪ |
| અબરખ ... ... ... ... | ૧૪૮૮ | ૩૩૮ |
| દીવેલ તેલ ... ... ... ... | ૧૪ | ૩૯ |
| કોપરેલ તેલ ... ... ... ... | ૧૮ | ૬૫૭ |

| | એપ્રીલ માસમાં | |
|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | (રૂા. ૧૦૦૦) | |
| અળસીનું તેલ ... ... ... .... | ૪૫ | ૮ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... ... ... | ૩૬૦ | ૧૩૦૬ |
| ખોળ .... ... ... ... ... | ૬૨૬ | ૧૫૦૮ |
| અફીણ ... ... ... ... ... | ૪૨૯૯ | ૨૭૦૭ |
| રબર .... .... ... .... .. | ૯૭૯ | ૩૭૦ |
| દીવેલી ... ... ... ... ... | ૪૧૯ | ૧૮૯૪ |
| ટોપરા .... ... ... ... ... | ૧૭ | ૬૬૩૮ |
| કપાસીયા ... ... ... .... ... | ૨૪૦ | ૧૭૬૦ |
| ભોંયસીંગ ... ... ... ... ... | ૩૨૦૧ | ૧૧૫૮૨ |
| અળસી ... ... .... ... ... | ૯૭૧ | ૩૪૩૨ |
| સરસવ ... ... ... ... ... | ૪૫૭ | ૬૨૩૫ |
| તલ ... ... ... ... ... | ૨૮ | ૨૮૧૬ |
| તેજાનો ... ... ... .... ... | ૧૧૮૨ | ૮૦૮ |
| ખાંડ ... ... ... ... .. | ૯૧૦ | ૧૫૩ |
| ચા... ... ... ... ... .... | ૭૫૬૦ | ૨૫૦૩ |
| કાચું રૂ ... ... ... ... ... | ૪૨૧૬૬ | ૪૪૭૭૪ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... ... | ૫૫૩૮ | ૫૨૨૨ |
| રૂમાલ અને શાલો ... ... .... ... | ૨૪૦ | ૨૮૨ |
| પીસ ગુડઝ ... ... ... ... ... | ૬૬૯૪ | ૪૮૨૪ |
| શણ ... ... ... ... ... | ૧૪૭ | ૪૧૯ |
| જ્યુટ કાચું ... ... ... ... ... | ૬૧૩૫ | ૧૧૩૧૪ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ૨૮ | ૭૨ |
| જ્યુટની બનાવટ ... ... ... .. | ૨૩૫૭૨ | ૨૬૫૫૯ |
| રેશમ (કાચું) ... ... ... ... | ૯૪ | ૧૧૭ |
| રેશમ કુલ ... ... ... .... ... | ૧૩૭ | ૧૪૦ |
| ઉન કાચું ... ... ... ... ... | ૧૩૬૭ | ૧૭૪૨ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... ... ... | ૫૪૧ | ૭૧૯ |
| તંબાકુ બીડી વીગેરે ... ... ... ... | ૪૬૮ | ૩૫૫ |
| લાકડાં પાટીયાં વીગેરે ... ... ... ... | ૩૮૫ | ૧૪૪૭ |
| કુલ ખાનગી નીકાશ.... .... ... ... | ૧૬૯૩૬૯ | ૨૩૦૧૯૫ |
| સરકારી માલની નિકાશ. .... ... ... | ૩૬૬૭ | ૧૧૨૪ |

મેટેલાઇ શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

*Registered No. B.810*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHA.

| | રૂ. આ. પા. | | | રૂ. |
|---|---|---|---|---|
| છુટક નકલ રોકડેથી | ૦—૬—૦ | દેશી | વાર્ષિક લવાજમ મુંબઈ | ૩ |
| „ „ વી. પી થી | ૦—૧૦—૦ | | „ „ હીંદુસ્તાન | ૪ |
| | | | „ „ પરદેશ. | ૪— |

# વેપારી ચેમ્બરનું માસિક.

અધિપતી—જયસુખલાલ કૃષ્ણલાલ મેહેતા.

પુસ્તક ૧૫ મું. VOL. XV. AUGUST 1922. No. 2 ઓગસ્ટ ૧૯૨૨

## અનુક્રમણિકા.

સુચના—ચેમ્બરની કમીટીએ જાહેર કરેલા ન હોય એવા જે વીચારો આ માસીકમાં દર્શાવવા આવે તેને માટે ચેમ્બરની કમીટી જોખમદાર નથી.

# મીઠા વેરો.

નવજીવનના તા. ૨૨-૬-૨૨ના અંકમાં "મીઠા વેરો" એ વિષય ઉપર રા. છગનલા નથુભાઇ જોષીનો એક લેખ છે. તેમાં જણાવ્યું છે કે "સીધી કે આડકતરી રીતે દરેક પ્ર ઓછામાં ઓછો આટલો કર તો ભરેજ છેઃ—

| | વાર્ષીક વપરાશ | કર. |
|---|---|---|
| અન્ન | ૩૦ | ૫ |
| વસ્ત્ર | ૧૦ | ૨ |

એવી ગણતરી છે કે માણસની આવકનો પાંચમો ભાગ એક કે બીજે રસ્તે સરકારના હાથમાં જાય છે જ.

આમાં મીઠું ન હોત તો સરકારને કાંઈ ભારે ખોટ પડી જવાની હતી? વાર્ષીક ૨૨થી ૨૫ રૂપયાની હીંદી પ્રજાજનની આવક ગણાય છે તેટલામાંથી ૨૦ ટકા સરકારના ભાણામાં ભરે એ પણ શું ઓછું છે કે વળી મીઠાના કરની એ જરૂર રહી?

આ વર્ણનમાં કેટલીક વાત વિવાદાસ્પદ છે. હીંદી પ્રજાની વાર્ષીક સરેરાશ આવક માથા દીઠ ૨૨ થી ૨૫ રૂપીઆની છે? જો હોય તો તેનો પાચમો ભાગ સરકાર લે છે? નીચે દર્શાવેલા આંકડા ઉપરથી દેખાશે કે આ બેઉનો જવાબ "હા" માં અપાય એમ નથી. કાં તો આવક વધારે છે અથવા કરનું પ્રમાણ જુદુંજ છે.

હીંદી સરકારની કુલ આવક

| વરસ | | પાઉંડ | | |
|---|---|---|---|---|
| ૧૯૧૯-૨૦ | નકી રકમ ... ... | ૧૧૭૩૭ | લાખ | ઇંડીયન ઇયર બુક પા. ૨૦૭ |
| ૧૯૨૦-૨૧ | સુધારેલો અડસટો ... | ૧૧૪૪૮ | ,, | |
| ૧૯૨૧-૨૨ | બજેટ ... ... | ૧૨૮૩૧ | ,, | |

દરેક પાઉંડની બરોબર દસ રૂપયા તો ઓછામાં ઓછા ગણવા પડે. તેમ ગણતાં ૧૯૧૯-૨૦ માં સરકારી આવક રૂા. ૧૧૭૩ કરોડ થાય તેને ૩૧ કરોડ હીંદી પ્રજાજન વચે વહેંચીયે તો માથા દીઠ રૂા. ૩૮ આવે. આટલી રકમ જે પ્રજા પાસેથી સરકારી આવક તરીકે મળે તેની પોતાની આવક રૂા. ૨૨ કે ૨૫ ની કેમ ગણાય? કદાચ કરની રકમ આપ્યા પછી બાકીની રકમ રૂ. ૨૨ થી ૨૫ રહે એમ માનીએ તો પણ આવકના પાંચમા ભાગ જેટલો કર સરકારને અપાય છે એમ ન કહેવાય કારણ કે ૩૮+૨૨=૬૦ માથી ૩૮ નું પ્રમાણ સેંકડે ૬૩ ટકા જેટલું આવે.

નવજીનનમા એ લેખમા મીઠાના હાલના ભાવ આપ્યા નથી પણ એક ઠેકાણે જુના કાળની વાતો લખતાં બ્રીસ્ટલના વેપારીઓના શબ્દોમાં જણાવ્યું છે કે "ઇંગ્લંડમાં મીઠું ૨૨ રૂપયે ટનના ભાવે મળે છે અને હિંદમાં ૧૮૦ રૂપયે ટન વેચાય છે" અને માન્ચેસ્ટરના વેપારીઓના શબ્દોમાં જણાવ્યું છે કે "હીંદમાં આયાત થતા મીઠા ઉપર દર ટને સાત પાઉંડની એટલે કે બે હજાર ટકા જેટલી જકાત નાંખવી એ હીંદુસ્તાનને કચડી

નાંખનાર ગણવી જોઇએ" તે પછી મીઠા ઉપરનો કર ઘટયો છે એમ જણાવ્યું છે તોપણ અમને લાગે છે કે નીચે આપેલી હકીકત અત્યારની સ્થિતિ સમજવામાં વધારે ઉપયોગી થઇ પડશેઃ–

| હીંદમાં જુદે જુદે સ્થળે રહેતા ભાવ | છુટક એક રૂપયાના કેટલા શેર તથા છટાંક | જથાબંધ મણ એકના કેટલા રૂપયા |
|---|---|---|
| રંગુન | ૯—૦ | ૩—૧—૭ |
| યેવતમાલ | ૮-૧૨ | ——— |
| સીમલા | ૮—૮ | ——— |
| દીલ્હી | ૧૫-૦ | ૨—૨—૯ |
| કલકતા | ૧૦-૦ | ૩—૬—૦ |
| મુંબઇ | ૧૦-૮ | ૨—૮—૦ |
| રત્નાગીરી | ૧૨-૬ | ——— |
| બરદ્વાન | ૧૪-૦ | ૩—૦—૦ |
| આગ્રા | ૧૪-૬ | ૨—૫—૦ |
| કારવાર | ૧૬-૧૦ | ——— |
| સુરત | ૧૮-૮ | ૨—૧—૦ |
| અલવાર | ૧૮ ૧૨ | ——— |
| વડોદરા | ૧૯-૦ | ——— |
| જેપુર | ૧૯-૩ | ——— |
| શીકારપુર | ૧૬-૦ | ૨—૨—૦ |
| કરાંચી | ૨૦-૦ | ૧--૧૦-૬ |
| બન્નુ (સરહદ) | ૨૧-૪ | ——— |
| પેશાવર | ૧૬-૭ | ૨—૫—૬ |
| જેસલમીર | ૨૨-૦ | ——— |
| રાજકોટ | ૫૦-૦ | ——— |
| ગૌહતી | ——— | ૪—૪—૦ |
| નાગપુર | ૯-૧૦ | ૪—૦—૦ |
| મદ્રાસ | ૧૮-૦ | ૧-૧૧—૦ |

વાંચનાર જોઇ શકશે કે હિંદુસ્તાનમાં જુદે જુદે સ્થળે ભાવ ઘણા વધારે ઓછા રહે છે જેથી ભાવ અને કર વચેનું પ્રમાણ નક્કી કરવું મુશ્કેલ છે.

આપણે રંગુનમાં રહેતો ભાવ લઇશું તો તે દર મણ દીઠ રૂ. ૩।ના જેટલો છે તેની સરખામણીમાં આયાત થતા મીઠાનો ભાવ અને સરકારની મીઠા ઉપરની આવક નીચે આપી છેઃ-

| વરસ | આયાત થયેલું મીઠું | | | આયાત તથા પેદાશ પરની મળીને સરકારની મીઠાની મહેસુલ |
|---|---|---|---|---|
| | હજાર ટન | કીંમત લાખ રૂપયા | ભાવ ટન દીઠ રૂ. | લાખ રૂપયા |
| ૧૯૧૯-૨૦ | ૪૪૬ | ૨૦૯ | ૪૭ | ૫૭૦ |
| ૧૯૨૦-૨૧ | ૬૨૦ | ૨૨૮ | ૩૭ | ૬૧૪ |
| ૧૯૨૧-૨૨ | ૪૭૨ | ૧૫૧ | ૩૨ | ૭૦૦ |

દર મણે રૂ. ૧-૧૦-૬ થી રૂા. ૪-૪-૦ સુધીના ભાવ ઉપર દર મણે સવા રૂપયાની જકાત એ પાંચમા ભાગ કરવાં તો ઘણી વધારે છે પણ બે હજાર ટકા તો નથીજ અને જથાબંદ ભાવ પણ ટનના રૂ. ૧૮૦ની હદે સ્થીર રહેલો નથી. નિમકની આયાતને તેના ભાવ સાથે ઘણો ઓછો સંબંધ છે કેમકે ભાવના પ્રમાણમાં આયાતમાં જાણવા જોગ વધારો કે ઘટાડો થયો નથી એટલુંજ નહી પણ સરકારની આવક કાંઇ ભાવની કે આયાતની વધઘટના પ્રમાણમાં વધેલી કે ઘટેલી નથી. ખરી હકીકત એ છે કે પરદેશો મીઠું એ બહુ ચોખું હોવાથી માત્ર મોજશોખવાળાઓ વાપરે છે એટલે તેની આયાત ઉપરથી દેશની જરૂરીયાતનુ માપ નીકળી ન શકે. અત્યારે દેશની પ્રજાને માથે કરનો કુલ બોજો બહુ છે તેમાં ઘટાડો કરવાની જરૂર છે એટલું જો સ્વીકારીયે તો એ ઘટાડાનો લાભ પ્રજાના સર્વે વર્ગોને મળવો જોઇએ અને તેવો લાભ તો માત્ર મીઠા ઉપરની મહેસુલ ઘટાડવાથી, તથા ટપાલ અને રેલ્વેના દર ઘટાડવાથી જ આપી શકાય. મીઠાની લાવલઇજા માટેના દર જો ઓછા હોય તો હીંદનાં જુદાં જુદાં સ્થળોએ રહેતા મીઠાંના ભાવ વચે ઉપર દર્શાવ્યો તેટલો તફાવત રહીજ કેમ શકે? એ દર્શાવે છે કે રેલ્વેના એ દર આકરા અને મીઠાની પેદાશ કરવાના ઉદ્યોગને નુકશાન કરનારા છે. સરકારે મીઠા ઉપરની મહેસુલ કમી કરીને તથા તેની લાવલઇજા માટેના રેલ્વેના દર ઘટાડીને પ્રજાને રાહત આપવાની ઘણીજ જરૂર છે. કાપડની પેદાશ ઉપરના કરથી પ્રજા ન્હીડાયેલી છે. પણ ઘેર શુદ્ધ સ્વદેશી કાપડ બનાવી શકે છે ત્યાં સુધી હુલડ કરવા માટે પ્રજા પ્રેરાય એવો ભય ન ગણાય; પણ મીઠા ઉપરના કરથી તો પેદાશજ અટકે છે અને મીઠા વગર પ્રજા ટળવળે છે. મીઠાની આયાત ઉપર કર લેવાય તો તેટલોજ કર હીંદમાં આયાત થતો દારૂગોળો, દવાઓ, રૂ, ઉન, પોશાક, ખોરાક અને બીજી તમામ ચીજો ઉપર શા માટે ન લેવાય? કઇ ચીજ મીઠા કરતાં પણ વધારે જરૂરની પ્રજાને માટે છે? ખાતર અને દવાઓ પણ હીંદમાં બને એમ છે અને તેની પેદાશ માટે અટકાવ નથી એટલે પરદેશથી ઓછી કે મોંઘી આવે તો દેશની પેદાશથી ગરજ સરે, પણ જે ચીજની પેદાશ કાબુમાં હોવાથી ઓછી હોય તેની આયાત તથા લાવલઇજામાં કાંઇ પણ વીઘ્ન ન જોઇએ.

---

## રશીયા તથા જરમનીના લેણદેણ સંબંધી આપણી રાજનીતિ.

બ્રસલ્સ ખાતે, જીનોઆ ખાતે અને તે પછી હેગ ખાતે દેશપરદેશના પ્રધાનો પ્રતિનીધીઓ તથા અનુભવીઓની કોન્ફરન્સો ભરાઇ એ બધાંમાં જરમની પાસેથી નુકશાનીના બદલાને નામે લેવાનો દંડ કેમ વસુલ કરવો તે વીશે ચર્ચા કરવાનો હેતુ હતો પણ પરીણામ હજી કાંઇ નથી. રશીયન સરકારે આંખ મીચીને ખર્ચ કર્યો અને તે માટે જેમ ફાવ્યું તેમ દેવું કર્યું. પરરાજ્યોના મુર્ખાઓએ લોભથી તેને નાણાં ધીર્યાં અને એમણે ધાર્યું હશે કે એ નાણાં પાછાં મેળવવાના હકને પેટે કોઇ વેળા લાગ સાધીને ખાણો ખોદવાના કે એવા હક મેળવી લઇશું. રશીયન પ્રજા હવે કહે છે કે નાણાં લેનાર મરી ગયા તેની સાથે તે આપનારનું લ્હેણું પણ ડુબી ગયું. દેવાદારની પાછળ રહેનારાઓ કાંઇ વારસામાં દેવું આપવાને બંધાયલા નથી. જરમની કહે છે કે જેમ બીજાં રાજ્યો મારી પાસેથી માગે છે તેમ હું રશીયા પાસેથી માગું છું પણ તે વસુલ ન થાય તો હું શું કરૂં? માલના બદલામાં માલની આપ લે એની સાથે કરવાને હું રાજી છું એમાં મને અટકાવનાર કોણ છે? ફ્રાન્સ કહે છે કે જો જરમની અને રશીયા માલ લઇ માલ આપે તો એમની પાસે સોના રૂપાનાં

નાણાં આવે કેવી રીતે અને એમની પાસેથી લ્હેણું વસુલ કેવી રીતે થાય? અમારું એ લ્હેણું ખોટું પડે તો ઇંગ્લંડનું અમારી પાસેનું લ્હેણું અમે પણ ન આપીયે. ઇંગ્લંડ કહે છે કે ફ્રાન્સ તથા બીજાં રાજ્યોને લડાઇ દરમ્યાન તથા તે પછી ધીરેલી રકમ અમને પાછી ન મળે, રશીયાને લડાઈ અગાઉ ધીરેલી રકમ પણ ન મળે વથા જરમની પાસેથી નુકશાનીનો બદલો ન મળે તો અમેરીકા પાસે લીધેલી લોન અમે પાછી કેમ આપીયે? યુરોપનાં રાજ્યો આવી રીતે કહે છે કે નાદાર સ્થિતિમાં આવી પડયાં છે અને ઇંગ્લંડ પણ એ દીવાળીયાઓમાંનું એક છે. તે સર્વનો ઉદ્ધાર કરવા કાજે પોતાનું લ્હેણું અમેરીકાએ છોડી દેવુ એ ઉપાય સુચવાયો છે પણ અમેરીકનોને તે કબુલ નથી. આ ગુંચવણનો ઉપાય શોધવા કાજે ઉપર જણાવ્યા પ્રમાણે ત્રણ સ્થળે કોશેશો થઇ પણ નિષ્ફળ ગઇ છે. મધ્ય યુરોપના મુલકોમાં કાચો માલ છે તેમાથી જોઇતો માલ બનાવી આપવા માટે મજુરો છે પણ તેઓ મજુરીનો બદલો માગે છે. સરકારનાં દેવાં ભરવા માટે મહેનત કરવાની તેઓ ના પાડે છે. તેમણે વઇયાર કરેલો માલ પુષ્કળ પડેલો છે પણ તે ખરીદવા માટે કોઇની પાસે નાણું નથી. ઇંગ્લંડમા જે નોટની કીંમત પાંચ પાઉંડ છે તેના અમેરીકાનાં બજારમાં માત્ર સાડીબાવીશ ડૉલર ઉપજે છે જયારે પાંચ પાઉંડના સોનાના સીક્કા મેળવવા માટે સવા ચોવીસ ડોલર ખરચવા પડે. દેવાળીયાપણાનો આ પુરાવો છે. જેમ ઇંગ્લંડની સ્થિતી સુધરશે તેમ આ ભાવ પણ સુધરશે. હીંદના સરકારની સ્થીતી પણ એવીજ છે. સાડા ચારસો રૂપિયામાં બસો ડોલર અગાઉ મળવા હતા તેને બદલે અત્યારે સાતસો રૂપિયા આપવાં પણ બસો ડોલર મેળવવા મુશ્કેલ પડે છે કારણ કે હીંદી સરકારની આંટ તથા ચાંદીના ભાવ એ બેની ઉપર રૂપિયાની કીંમત પરદેશમા ટકી રહેવાનો આધાર છે તે બેઉ નબળા પડયા છે. એ આંટ ટકાવી રાખવા માટે "પેપર કરન્સી રીઝર્વ" અને "ગોલ્ડ સ્ટેન્ડર્ડ રીઝર્વ" ની સ્થાપના થઇ છે તેમાં દર વરસે વ્યાજ વધે છે; પણ હીંદી સરકારના ખજાનચીએ એમાંથી ઉપાડી વાપરી નાંખેલી મોટી રકમોને લીધે એ આંટ ટકી રહી નથી. જો રશીયા પરદેશો પ્રત્યેનું દેવું કબુલે અને જો જરમની દંડ આપે તો ઇંગ્લંડની સ્થીતિ મજબુત થાય. એમ થવાનો સંભવ કેટલો છે? એક પક્ષે એમ કહેવાય છે કે દંડની રકમ આપવા માટે જર્મની પાસે જોઇએ તેટલો માલ છે. જર્મનો જવાબ વાળે છે કે એ માલના ઘરાક કયા છે? બધા દેશો ચીંતા કરે છે કે રખે એ માલ આપણા દેશમાં ખપે અને એવો માલ બનાવવાના આપણા ઉદ્યોગોને કચરી નાખે? એના જેવોજ માલ બનાવનારા ઇંગ્લંડના કારખાનાંવાળા પણ પોતાના ઉદ્યોગોને જર્મનીની હરીફાઇથી બચાવવાની ધમાલમા પડયા છે. એ કારખાનાવાળા કહે છે કે અમારા ઉદ્યોગ માટે નાણાંની મદદ આપો અને તે માટે જર્મની પાસેનો દંડ નાણામાં વસુલ કરો. જર્મ-નીના માલથી દુર રહેવાની ઇંગ્લંડની ઇચ્છા છે. હીંદને તો એવો માલ સસ્તામાં મળે તો લેવાની ઇચ્છા છે. એ માલ હીંદમા ખપશે તો યુરોપની ખ્રીસ્તી પ્રજાઓની સ્થીતી સુધ-રશે. હીંદના મેહેમેડનોને એ વાત ગમશે? જો ટર્કીને સારી સ્થીતીપર લાવવું હોય તો એ જર્મનીના માલથી પણ દુરજ રહેવુ જોઇએ, જેથી યુરોપની નાદારીની મુદત લંબાય. રશીયા તથા જર્મની પ્રત્યેની હીંદની રાજનીતિનો આ પ્રશ્ન વેપારી વર્ગ કેવી રીતે ઉકેલશે? જે માલ આપણે ખરીદીએ તેની કિંમત જેમ વધે તેમ ઇંગ્લંડ વગેરેને લાભ થાય તેથી એનો કિંમત વધારવા માટેના ઉપાવો શોધાય છે. હીંદનો લાભ એ માલના કીંમત ઘટે તેમાં છે. આટલું ધ્યાનમા રહે તો આપણી રાજનીતી નકી કરવી મુશ્કેલ નથી. આપણે

પ્રી એલ્ફ્રેડ ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

જર્મનોનો કે રશીયાનો કે બીજા દેશોનો જે માલ સસ્તો મળે તે પહેલો વાપરવો પણ એવી રીતે પરદેશી માલ વાપરવાનું જેમ બને તેમ ઓછું રાખવું અને તે માલવાળાઓ વચ્ચે હરીફાઈ વધે એવાં પગલાં ભરવાં જોઇએ કેમકે તેથી જરમન માલ સસ્તો વેચાવાનો સંભવ વધે. દંડની રકમને પેટે રૂહરનો પ્રાંત જરમનીના તાબામાંથી લઇ લેવાની ફ્રાન્સની માગણીની સામે આપણે થવું જોઇએ કેમકે મુલકથી જે દંડ અપાય તો માલ સસ્તે ભાવે વેચવાની જરમનીને કાંઈ જરૂર ન રહે. "ઇમ્પીરીયલ કોમર્સ" નામના માસીકમાં આ વીશે ચાલતી ચર્ચા પ્રત્યે વાંચનારનું ધ્યાન ખેંચવું અત્રે યોગ્ય લાગે છે.

---

## શેર બજારમાં સટો અટકાવવો કેવી રીતે?

મુંબઇનાં શેર બજારમાં પળાવા નીયમોમાં વખતો વખત થતા ફેરફાર ઉપર જેમણે ધ્યાન આપ્યું હશે તેમને એક વાત ખાસ નોંધ લેવા લાયક લાગી હશે અને તે એ કે અવારનવાર સટાનું જોર વધી જાય તે વેળા તેને કાબુમાં રાખવા માટે શેરોના ભાવની હદ નક્કી કરવામાં આવે છે. આવા બનાવો 'શેરમેનીયા' પછીનાં ચાળીસ વરસમાં જવલેજ બનતા હતા તે હાલમાં વધારે બનવા લાગ્યા છે. મોટી કીંમતના જે શેરોની સંખ્યા નાની હોય તે એવા સટા માટે બહુ અનુકુળ થઇ પડે છે. જો કોઇ કંપનીના શેરોની કુલ સંખ્યા પાંચ હજાર હોય અને તેના માલીકોની સંખ્યા પાંચસોની હોય તો તેમાંથી અરધા કરતાં વધારે ભાગના શેરો વધારે ભાવ આપીને પણ મેળવી શકાય એમ મનાય છે. તેવી વેળા એ શેરો ખરીદીને કંપનીનો કાબુ મેળવવાના હેતુથી એ શેરો ખરીદવાને માટે એક અથવા વધુ આસામીયો મળીને બહાર પડે છે. તેમની તરફની લેવાળીને લીધે ભાવ વધે છે પણ જો તે કંપનીના શેરો જેમની પાસે હોય તેઓમાંથી મોટો ભાગ વધુ કીંમત લઇને પણ પોતાનો માલ વેચવાની ના પાડે તો માત્ર થોડાક શેરો ખરીદનાર નક્કી ભાગ્યેજ કરે. દર વરસે મળનારી વહેંચણી ધ્યાનમાં લેતાં જોઇએ તે કરતાં વધારે ભાવ આપેલો હોય તો એ શેરો પાસે રાખવાથી ખોટ જાય છે એટલે તે ખોટ મટાડવા માટે છેવટે તે વેચવા નીકળવું પડે છે. કેટલીકવાર પોતાની એ નબળાઇ છુપાવી બજારને તેજીમાં વણાતું દેખાડી તેઓ પોતાના શેરો છુપી રીતે વેચી નાંખી સટામાંથી છુટા થાય છે અને તેમને બદલે બીજા સટાવાળાઓ એ શેરો ખરીદીને ખોટમાં સપડાય છે. આવી વેળા ભાવને અતીશય હેર ફેર થવા અટકાવવા માટે ભાવની નીચામાં નીચી કે ઉંચામાં ઉંચી હદ બાંધવાની માગણી થાય છે. એથી જુદોજ દાખલો તેજીનો લઇએ. અમુક શેરો ખરીદી લેવા માટે અમુક મોટો શેઠીયો અગર તેમનો દલાલ પ્રયત્ન કરે છે એવી માન્યતા સામાન્ય રીતે ફેલાવાના સાથે ગામના સામાન્ય લોકો પોતાની પાસે નાણાની સગવડ ન હોવા છતાં તે શેરો ખરીદવા નીકળે છે અને પછી વખત આવે છે તે વેળા નાણાં આપવાને અશક્ત નીવડે છે ત્યારે એમને હીસાબે એ શેરો બજારમાં વેચાય છે તે વેળા ભાવમાં ઘણો ઘટાડો થાય છે. એથી ઉલટું કેટલીક વાર વેચનારાઓ એવીજ રીતે ખોટાં વેચાણમાં પકડાય છે અને પોતાની પાસે શેરો ન હોવા છતાં કરેલાં વેચાણ બજા લાવી શકતા નથી તે વેળા જેમની પાસે શેરો હોય અથવા જેમણે તે શેરો ખરીદવાના સોદા કરેલા હોય તેઓ બહુજ ઉંચે ભાવે પોતાના શેરો વેચવાને તઇયારી દેખાડી સામા પક્ષને નીચોવવા પ્રયત્ન કરે છે. સટો ખેલનારાઓ પાસે જોખમને પહોંચી વળવાને

સાધન હોય ત્યાં સુધી તેઓ તરફથી વચ્ચે પડીને ભાવને અંકુશમાં રાખવાની માગણી કરવામાં આવતી નથી પણ કેટલીક વાર એટલા જોખમને પહોંચી વળવાને તેઓ અશકત નીવડે છે અને કેટલીક વાર બજારમાં શેરોના ભાવ બંધાય તો પોતાની જોખમદારી કમી થવાની કેટલાકને આશા હોય છે ત્યારેજ તેઓ એવી માગણી કરવા નીકળે છે કે સટા ઉપર અંકુશ રાખો. શેરબજારના સુકાનીઓએ એવી સ્વાર્થી અને અન્યાયી માગણી સ્વીકારીને વચ્ચે પડવાના દાખલા આવા સંજોગોમાંજ બને છે. તે સુકાનીઓનાં કામને વાજબી રીતે વખોડવામાં આવે છે. જેમણે પોતાની પાસે શેર ન હોય તે છતાં વેચ્યા હોય તેઓએ એ શેરના ભાવ વધે તેમ વધારે રકમ નુકશાની માટે આપવી પડે. જેમણે પોતાની પાસે નાણાંના સાધનો ન હોવા છતાં શેરો ખરીદવાનો સોદો કર્યો હોય તેઓ નાણાંને અભાવે એ શેરો લઇ ન શકે ત્યારે તેના ભાવ જેમ નીચા જાય તેમ વધારે રકમની ખોટ એમને જાય; પણ ભાવ બાંધીને આવી ખોટની રકમ વધતી અટકાવવાથી આ એક પ્રકારના સટાને ઉત્તેજન મળે છે અને તેથીજ એ પ્રમાણે ભાવની હદ નક્કી કરવાના કાર્યને પ્રજા વખોડે છે. વાયદાના સોદા કરવા દેવાથી એવા સટાને ઉત્તેજન મળે છે માટે તે પણ બંધ કરવા એવી માગણી કોઇ કોઇવાર કરવામાં આવે છે પણ તે યોગ્ય નથી કેમકે ભવિષ્યમાં માલની ખરીદી કે વેચાણ કરવા માટે અત્યારથી સોદા કરવા એ કોઇપણ રીતે અયોગ્ય નથી. ખેતરમાંથી પાક લણવામાં આવે તે અગાઉ તેમાંથી અમુક ભાગ વેચી રાખવાને ખેડુત ગોઠવણ કરે તો તેમાં કોઇ વાંધો લઇ શકે નહીં; માત્ર તેણે જેટલા માલ માટે એવો સોદો કર્યો હોય તેટલો માલ આપવાની પોતાની શકતી માટે પુરતી ખાત્રી મેળવવી જોઇએ. તેમ ન હોય તો તેને ખોટમાં ઉતરવું પડે. આવા વાયદાના સોદા થઇ શકે તો જ મીલો પોતાનાં કારખાનાંઓમાં કયો માલ બનાવવો તે નકી કરી શકે; વાયદાના ભાવ કાચી ચીજો માટે તૈયાર ન હોય તો તેમાંથી બનતા માલ માટે વાયદાના સોદા કરી ન શકાય અને એવા સોદા ન કરે તો કાં તો જેમ જેમ માલ બનાવવા માટેના આરડર મળતા જાય તેમ તેમ માલ બનાવી આપવો પડે અથવા બજારમાં કેવો માલ ખપશે તેનો અડસટો કાઢી તે પ્રકારનો માલ બનાવી અને પાછળથી તેના ભાવ જે પ્રમાણે ઉપજે તે પ્રમાણે નફો કે નુકશાન ભોગવવાની ફરજ પડે. એકજ પ્રકારનો માલ બનાવવા માટેના આરડર મોટી સંખ્યામાં તુરતની ડીલીવરી માટે મળવાનો સંજોગ એટલો જવલે હોય છે અને ઉધારે માથે બનાવેલા માલને અંગે ભાવની વધઘટનો જોખમ એટલો મોટો રહે છે કે તે બેથી દુર રહી વાયદાના સોદા કરનારની હાલની સ્થીતી વધારે ઇષ્ટ ગણાય. જેમ બીજા માલના સંબંધમાં આ રીતે જોતાં વાયદાના સોદાની જરૂર રહે તેજ પ્રમાણે શેરોના સંબંધમાં પણ નાણાં રોકનારાઓ જો વાયદાના સોદા ન કરી શકે તો નવી કંપનીઓના શેરો બજારમાં ફરતા કરવાનું મુશ્કેલ પડે અને જુના શેરો ધરાવનારાઓને પણ તેની ઉપર ડીવીડંડ તરીકે મળવાની રકમમાં વધઘટ થવાનો જોખમ ઘણો રહે; આ કારણથી વાયદાના સોદા બંધ કરવા ઇષ્ટ નથી. જો અમુક પ્રકારની સંભાળ લેવાય તો એવી બંધી કરવાની જરૂર પણ ન પડે. વાયદાના સોદા કરનારે પોતે શેરો અગાઉ ખરીદેલા હોવા જોઇએ અને તે શેરોના નંબર સોદો કરતી વેળા દર્શાવવા પડશે એટલુંજ જો નીયમોમાં નકી થાય તો જેમની પાસે શેરો ન હોય તેઓ વેચાણ કરી ન શકે. એજ પ્રમાણે વાયદાની ખરીદી કરનારે તેની કીંમતના પચીસ કે પચાસ ટકા જેટલી રકમ અનામત મુકવી, અથવા પાકી મુદતે શેરોની કીંમતનાં પુરાં નાણાં આપી તેની ડીલીવરી લેવામાં

આવશે એવી જામીનગીરી બે ઠો પાસેથી મેળવી રજુ કરવી એવી ફરજ જો તે ખરીદનારને માથે મેલાય તો નાણાંના સાધન વગર ખરીદી કરવાનો સટો પણ અટકી પડે. વાયદાના સોદા બંધ પાડવાની સુચના આ રીતે નુકશાનકારક અને બીનજરૂરી છે એટલું જોયા પછી આપણે વીચારવાનું એ રહે છે કે અહીં જણાવ્યા તેવા નીયમોની ગેરહાજરીમાં શેરોના ભાવની હદ બાંધવી ઇષ્ટ છે કે નહીં. અમને લાગે છે કે જેનો સટો વધી ગયો હોય તેવા શેરોના સોદા બંધ કરવાની સત્તા ડીરેકટરો વાપરે તો તે વેળા ભાવ નકી ઠરવાની પણ કદાચ જરૂર પડે એમ મનાય છે તે યોગ્ય નથી. અમુક તારીખ પછી અમુક શેરોના સોદા શેર બજારના સુકાનીયો (બોર્ડ) ની રજા વગર કોઇએ કરવા નહીં એમ ઠરાવવાથી હેતુ સરી શકે અને તે તારીખ અગાઉ કરેલા સોદા જેઓ બજા લાવી ન શકે તેમનો માલ પાકી મુદતે લીલાંઉથી રોકડે વેચવાને માટે મંજુરી આપી શકાય. આમ હોવાથી ભાવ કાપવાની જરૂર ક્યાં રહે છે તે સમજી શકાતું નથી. વળી એવી રીતે ભાવની નક્કી ઠરેલી હદની બહાર સોદા મુંબઇના શેર બજારનાજ દલાલો છુપી રીતે અથવા તો અન્ય સ્થળે કરે એમ માનવું ખોટું નથી. ભાવ કાપવાની આ રીત ઘણીજ અન્યાયી હોવા છતાં તેની સામે પોકાર ઘણો સમય ચાલતો નથી તેનું કારણ એ છે કે જુના સોદાનો નીવેડો કોઇ પણ રીતે થોડા સમયમાં કરવામાં આવ્યા પછી એ શેરોનું કામકાજ કાં તો તદન બંધ પડી જાય છે અથવા માત્ર રોકડેથીજ થાય છે એટલે એમાં સટાને અવકાશ રહેતો નથી; પણ એવી રીતે ભાવ કાપવાથી જેમને ખોટ જાય છે અથવા જેમનો નફો કપાઇ જાય છે તેઓ એટલા ચ્હીડાય છે કે તેઓ જુના શેર બજારનું જોર કમી કરીને નવું શેરબજાર કાઢવાનો પ્રયત્ન કરે છે. પીટીટના શેરોના ભાવ કપાયા પછી નવું શેર બજાર એવાજ કારણથી નીકળ્યું હતું અને જો કે તે થોડા માસ ઉપર બંધ થયું હતું તો પણ છેલા થોડા માસ દરમ્યાન અમુક અમુક જાતના શેરોના ભાવ કાપવામાં આવશે એવી અફવાઓ ઉડતી રહી હતી જેને પરીણામે નવું શેરબજાર ફરીથી સ્થપાયું છે. શેરબજારમાં કામકાજ કેમ થાય છે તે જોનાર કોઇ પણ સમજુ માણસ તુરતજ સ્વીકારશે કે શેરબજાર એકત્ર રહેવાથી સટા ઉપર જેટલો અંકુશ રાખી શકાય છે તેટલો એકથી વધુ શેરબજાર હોય છે ત્યારે રાખી શકાતો નથી. તેથી નવું શેરબજાર કહાડવાની પ્રવૃત્તીને અમે વખોડી કહાડીયે છીયે એટલુંજ નહીં પણ અમે ભલામણ કરીયે છીયે કે જુના બજારમાં ભાવ કાપવાનું અયોગ્ય પગલું ભરાતું અટકાવવા માટે જરૂર પડતા સર્વ ઇલાજો લેવામાં પોતાની લાગવગનો બને તેટલો ઉપયોગ કરવો. તેમાં જેટલો યશ મળવાનો અને જનસમાજનું તથા વેપારી વર્ગનું કલ્યાણ સધાવાનો સંભવ છે તેટલો બે બજારો જુદાં રાખવાથી નથી. ભાવ કાપવાને લગતો ઠરાવ કરવાની સત્તા તો શેર બજારના સુકાનીયોને રહેજ. કાયદાનો આશ્રય લેવાથી એ સત્તા રદ થાય એવી અમને આશા નથી; પણ એ સત્તાનો ઉપયોગ થાય તે વેળા દલાલોના એક બીજા પ્રત્યેના હકો તથા તેમના ઘરાકોના હકની બાબતમાં અન્યાય ન થાય તે જોવાની ફરજ શેર બજારના સુકાનીઓને માથે છે અને એ ફરજ વીસરીને એઓ જે કાંઇ કરે તેને અમલમાં આણવાની મનાઇ કરનારો હુકમ કોર્ટ પાસે મેળવી શકાય કે કેમ તે વીશે ધારાના કાબેલ હીમાયતીઓની સલાહ પ્રમાણે વર્તવું ઠીક થઇ પડશે. જાણીતી કંપનીઓના અમુક રકમની કીંમતના શેરો ધરાવનાર કોઇ પણ ગૃહસ્થ સભાસદ થઇ શકે એવી શેર હોલ્ડર્સ એસોસીએશન સ્થપાય તો તે પણ શેરોના સટાને કાબુમાં રાખવા માટે યોગ્ય ઇલાજો વખતો વખત સુચવીને તથા અન્ય રીતે ઉપયોગી થઇ પડે એવો સંભવ હોવાથી તેવું મંડળ સ્થાપવાનો અત્રે કોઇ પ્રયત્ન કરશે તો પ્રજાનો આશીર્વાદ મેળવવાને તે ભાગ્યશાળી થશે. કલકતા ખાતે એવું મંડળ કામ કરે છે.

શંભુલાલ.

---

# ચેમ્બરનો વિભાગ.

## (૧) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૨૪ મી જુન સને ૧૯૨૨ ને રોજ બપોરે ત્રણ કલાકે. (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા

| | |
|---|---|
| શેઠ પુરશોત્તમદાસ ઠાકોરદાસ. (પ્રમુખ) | શેઠ મોરારજી મુળરાજ ખટાઉ. |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી. | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી. |
| ,, મોતીલાલ વલ્લભજી. | ,, વાલચંદ હીરાચંદ |
| ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ. | ,, મહમદભાઇ હાજીભાઇ લાલજી |
| ,, એન. એમ. મઝુમદાર | ,, માવજી ગોવીંદજી. |
| ઓ. શેઠ. ફીરોજ સી. સેઠના. | ,, મનુ સુબેદાર |
| શેઠ વલ્લભદાસ ચ. શીવજી. | ,, ગુલાબચંદ દેવચંદ જવેરી. |

૧ તા. ૧૦ જુન સને ૧૯૨૨ ને રોજ મળેલી કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ નીચે જણાવેલા ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાની અરજીઓ આવેલી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો તા. ૩ જી જુલાઇ થી તા. ૧૦ મી જુલાઇ ૧૯૨૨ સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્કુટીનીયર તરીકે શેઠ ગીરજાશંકર બી. ત્રીવેદીની નીમણુક કરવાનો ઠરાવ થયો હતો.

૧ મેસસ છોટાણી એન્ડ કાં.
૨ શેઠ યશવંતરાય હરિપ્રસાદ દેશાઇ
૩ મેસર્સ મનહરલાલ એન્ડ કાં.
૪ શેઠ બેહેરામજી એન. ગામડીઆ
૫ બેહેરામ જે. બી. પીટીટ.

૩. શેઠ સારાભાઇ પ્રતાપરાય તરફથી પી એન્ડ ઓ. કું. ના કોન્ટ્રાકટના સંબંધમાં પત્ર આવ્યો હતો કે નામદાર સરકારની મેલ લાવવા લઇ જવાની યોજના પ્રમાણે વેપારી લોકોને એક અઠવાડીઆની વ્યાજ ખાઇ જવાનો સંભવ છે.

ચેમ્બરની કમીટીએ શીપીંગના સંબંધમાં જે પ્રથમ લખાણ કર્યું હતું તેના જવાબમાં નામદાર હિંદી સરકાર તરફથી પત્ર આવ્યો હતો અને જણાવ્યું હતું કે ચેમ્બરના લખાણમાં ઉભા કરેલા સર્વ મુદ્દાઓ ઉપર વિચાર કરવા સારૂ કમીટી નીમવામાં આવેલી છે અને મેલની લાવ લઇજા કરવાના પ્રશ્ન ઉપર અલગ રીતેજ વિચાર કરવામાં આવનાર છે. નામદાર સરકારના પત્ર ઉપર વિચાર કરતાં કમીટીએ પ્રથમ લખાણ કર્યું હતું તેના છેલ્લા ભાગ તરફ

ફરીથી લક્ષ ખેંચી તથા શેઠ સારાભાઇએ જણાવેલી સુચનાનો સમાવેશ કરી એક પત્ર ના. હિંદી સરકાર પર લખવાનો ઠરાવ થયો હતો.

૪ વેપારી કોલકરારના સંબંધમાં કમીટી તરફથી ના. હિંદી સરકારના વેપાર ખાતા પર જે પત્ર લખવામાં આવ્યો હતો. તેના જવાબમાં ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે કોલકરારની નકલો પુરી પાડી શકાય તેમ નથી કારણ કે તે કોલકરારની વિગતનું કદ વીસ પુસ્તક જેટલું છે. પણ તે સઘળા કોલકરારોનો એક ટુંક સાર ખાતા તરફથી પ્રગટ થનાર છે કે જેની એક નકલ ચેમ્બરને પુરી પાડવામાં આવશે. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૫ ધી ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઅલ અને કોમરસ્યલ કોંગ્રેસના ઓ. સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે કોન્ગ્રેસની બેઠક મુંબઇ મુકામે મળ્યા પછી બીજી બેઠક થઇ નથી. આવી વેપારી કોમને ઉપયોગી સંસ્થા પડી ભાંગવી ન જોઇએ તે તરફ કમીટીનું લક્ષ ખેંચ્યું હતું. પત્ર ઉપર વીચાર કરતાં હિંદુસ્તાનની દેશી વેપારી ચેમ્બરો તથા એસોસીએશનો જો આ સંસ્થાને આર્થિક મદદ કરવા તૈયાર હોય તો ચેમ્બરે પણ તે બાબતમાં ફરી વિચાર કરી મદદ કરવાનો ઠરાવ થયો હતો.

૬ ચેમ્બરની હાલની સંસ્થામાં કેટલાક સુધારા સુચવનારો પત્ર ચેમ્બરના સેક્રેટરી તરફથી બે પ્રમુખ ઉપર મોકલાવી આપવામાં આવેલો હતો. આ પત્ર ઉપર વિચાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

૧ શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી (ઉપ પ્રમુખ)
૨ ,, મનુ સુબેદાર.
૩ ,, ગીરજાશંકર બી. ત્રિવેદી.
૪ ,, એન. એમ. મઝુમદાર
૫ ,, મનમોહનદાસ રામજી એમ. એલ. એ.
૬ ,, મારજી ગોવિંદજી શેઠ.

૭ ટ્રેડીએર એક્ટના સુધારાના સંબંધમાં ના. મુંબઇ સરકાર તરફથી અભીપ્રાય પુછાવ્યો હતો આ પત્ર ઉપર વિચાર કરતાં શેઠ મનુ સુબેદારના અભિપ્રાય મુજબ ના. સરકારને પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો

૮ ધી એન્જીનીઅર ઇન ચીફ માઉન્ટ આબુ તરફથી મુંબઇ અને સીંધ વચ્ચે રેલ્વે કનેકશનની યોજનાના સંબંધમાં પત્ર આવ્યો હતો. પત્ર ઉપર વિચાર કરતાં તેમાં પુછાવેલી વિગત ઉપર કમીટી કાઇ અભિપ્રાય આપી શકે તેમ નથી તે મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૯ મુંબઇના ડાયરેકટર ઓફ કોમરસ્યલ ઇનટેલીજન્સ તરફથી ના. હિંદી સરકારના આંકડા ખાતા તરફથી જોઇંટ સ્ટોક કંપનીનો વાર્ષિક રીપોર્ટ હાલ જે છપાવવામાં આવે છે તે જો બંધ કરવામાં આવે તો વેપારી કોમને વાંધો છે કે કેમ તે સંબંધમાં ચેમ્બરનો અભિપ્રાય પુછાવેલો હતો. ખાતા તરફથી દર માસે પ્રગટ થતા આકડામાં આખા વર્ષના આંકડા તથા બીજા ઉપયોગી કોઠા કે જે હાલ ફકત વાર્ષિક રીપોર્ટમાંજ પ્રગટ કરવામાં આવે છે

તે ઓ ખાતા તરફથી માર્ચ મહીનાના અંકમાં પુરા પાડી શકાય તેમ હોય તો વાર્ષીક રીપોર્ટ છપાવવાનું બંધ કરવાને કમીટી ખાસ વાંધો લેતી નથી તે મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

હિંદુસ્તાનની અંદરના વેપારના આંકડાના પુસ્તકના સંબંધમાં પણ ઉપર પ્રમાણે કમીટીનો અભિપ્રાય પુછવામાં આવ્યો હતો પણ આ પુસ્તક કમીટીને જરૂરનું લાગવાથી તથા તેવી મતલબનું બીજું કોઇ પણ પુસ્તક પ્રગટ થતું નહી હોવાથી તે છપાવવાનું બંધ ના પાડવું એ મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૦ શેઠ સર હોરમસજી દીનશા એડનવાળાને ના. સરકાર તરફથી સરનો ખીતાબ ઇનાયત થયેલો હોવાથી તેમને મુબારકબાદીનો પત્ર લખી મોકલવાનો ઠરાવ થયો હતો.

૧૧ મુંબાઇ પોર્ટ ટ્રસ્ટના ચેરમેનને મોટર પુરી પાડવાના સંબંધમાં ચેમ્બર તરફથી જે ખુલાસો માગનારો પત્ર ના. મુંબઇ સરકાર પર લખી મોકલવામાં આવ્યો હતો તેના જવાબમાં સરકાર તરફથી એક પત્ર આવ્યો હતો કે કમીટીને જોઇતો ખુલાસો પોર્ટ ટ્રસ્ટ પાસેથી મળશે. આ પત્ર સંતોષકારક નહી હોવાથી તે સબંધમાં ફરીથી એક પત્ર ના. મુંબઇ સરકાર પર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૨. માલેગામના કેટલાક વેપારીઓ ઉપર માલેગામ હલ્લડ વખતે થયેલી નુકશાની વસુલ કરવાના સંબંધમાં ના. મુંબાઇ સરકાર તરફથી જે પગલાં લેવામાં આવવાનું ગેઝેટમાં જાહેર કર્યું હતું તે તરફ કમીટીનું લક્ષ ખેંચવામાં આવ્યું હતું. આ સંબંધમાં પત્રનો ખરડો જે અગાઉથી તૈયાર કરવામાં આવ્યો હતો તે કેટલાક સુધારા વધારા સાથે મંજુર કરવાનો તથા તેની નકલ ના. મુંબઇ સરકાર પર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૧૩ પારીસની ઇન્ડીઅન સોશીયલ એસોસીએશન તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ઇજીપ્ટ સ્ટીમર ઉપર ડુબી ગયેલા ખલાસીઓના કુટુંબને મદદ તરીકે ૬૭ પાઉન્ડનો ચેક બીડેલો હતો. મોકલેલી રકમનો આભાર સહીત સ્વીકાર કરવાનો ઠરાવ થયો હતો તથા ડુબી ગયેલા ખલાસીઓની વીગત કંપની તરફથી ઓ. શેઠ ફીરોઝ સેઠના પુરી પાડે ત્યાર બાદ આપેલી રકમની વહેંચણીના સંબંધમાં પગલાં લેવાનો ઠરાવ થયો હતો.

---

ધી ઇન્ડીઅન મરચંન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૮ મી જુલાઇ સને ૧૯૨૨ના રોજ બપોરના ૩ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) | શેઠ વાલચંદ હીરાચંદ |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, મહમદભાઇ હાજીભાઇ લાલજી |
| ઓ. શેઠ લલ્લુભાઇ શામળદાસ | ,, માવજી ગોર્વીદજી |
| શેઠ કરમાલી ઇબ્રાહીમ | ,, મનુ સુબેદાર |
| ,, બી. એફ. માદન | ,, સર દીનશાહ એમ. પીટીટ |
| ,, એન. એમ. મઝુમદાર | ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી |
| ,, મોરારજી મુળરાજ ખટાઉ. | |

૧ તા. ૨૪મી જુન સને ૧૯૨૨ને રોજ મળેલી કમીટીની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ ના. હિંદી સરકારના વેપાર ખાતાના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે તેઓ તા. ૧૯મી જુલાઇએ મુંબઈ મુકામે આવનાર છે અને એક અઠવાડીઉં રહેનાર છે તે દરમીઆન "વેપારી કોલકરાર" અને એમના ખાતાને લગતા બીજા સવાલો ઉપર જો કમીટીને ચર્ચા કરવી હોય તો તેઓ મુલાકાત આપવા ખુશી છે. આ પત્રના જવાબમાં ચેમ્બરની કમીટી ઓ. મી. લીન્ડસેને મળવાને ઘણી ખુશી છે એ મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો: મુલાકાતનો વખત તથા દીવસ પાછળથી લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૩ મેસર્સ બી. દાસ એન્ડ કું. તરફથી પત્ર આવ્યો હતો કે સરકારી ખર્ચની કાપકુપના સંબંધમાં વિચાર કરવા સારૂ ચેમ્બરની કમીટી તરફથી મીટીંગ ભરીને કાંઇ વિચાર કરવામાં આવ્યો છે કે કેમ ? આ પત્ર ઉપર વિચાર કરવાં નીચે જણાવેલા મેમ્બરોની એક સબ કમીટી નીમવાનો તથા તે મતલબનો પત્ર મેસર્સ બી. દાસને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| ઑા. શેઠ લલ્લુભાઈ શામળદાસ | શેઠ બી. એફ. માદન |
| ,, ,, ફીરોજ સી. શેઠના | ,, મનુ સુબેદાર. |
| શેઠ મનમોહનદાસ રામજી | ,, એન. એમ. મઝુમદાર |

૪ ધી ન્યુ કોરોનેશન કોમરશ્યલ કોલેજના પ્રિન્સીપાલ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ચેમ્બરની આગેવાની હેઠળ વેપારી વિષયોની પરીક્ષા લેવાવી જોઈએ એવી મતલબની ભલામણ કરી હતી. આ મતલબની યોજનાનો ચેમ્બરના સેક્રેટરીની ભલામણોમાં સમાવેશ થયેલો હોવાથી તે સંબંધમાં નીમાએલી સબ કમીટી ઉપર આ પત્ર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૫. મેસર્સ બી. દાસ એન્ડ કું. તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ચેમ્બર તરફથી સીડનહામ કોલેજમાં બે ફેલોશીપ સ્થાપવાની ભલામણ કરેલી હતી. ચેમ્બરની નાણાં સંબંધી સ્થિતિ જોતાં પત્રમાં જણાવેલી યોજના અમલમાં મુકી શકાય તેમ નથી તે મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો

૬ હિંદુસ્તાનના દેશી વેપારી એસોસીએશનોની એક કોન્ફરન્સ બોલાવવાના સંબંધમાં વિચાર કરતાં એક કોન્ફરન્સ મુંબઇ મુકામે બોલાવવાનો ઠરાવ થયો હતો તથા હિંદુસ્તાનની મુખ્ય દેશી વેપારી એસોસીએશનો ઉપર પત્ર લખી પુછાવવાનો ઠરાવ થયો હતો કે આ યોજના સાથે તેઓ સંમત છે કે કેમ ? અને જો હોય તો તે કોન્ફરન્સમાં ભાગ લેવા સારૂ પ્રતિનિધિઓ મોકલી શકશે કે કેમ ?

૭. ના. હિંદી સરકારના રેલ્વે બોર્ડ તરફથી હિંદુસ્તાનની રેલ્વેનો વહિવટ કંપની અગર સરકારના હાથમાં રહેવો જોઇએ એ મતલબનો પત્ર આવ્યો હતો અને ચેમ્બરનો અભિપ્રાય મંગાવ્યો હતો. આ બાબત આખા હિંદુસ્તાનને લગતી હોવાથી ઉપર જણાવેલી કોન્ફરન્સની બેઠકમાં તેને ચર્ચવાનો ઠરાવ થયો હતો.

---

૮ શેઠ જી. બી. ત્રિવેદી તરફથી પત્ર આવ્યો હતો કે લન્ડનની ઇકોનોમીકસની શાળામાં હાલે એક એવો નિયમ કરવામાં આવ્યો છે કે છ કરતાં વધારે હીંદી વિદ્યાર્થિઓ દાખલ કરવા નહિ. આ સંબંધમાં કમીટીની દાદ માગી હતી. પત્રની નકલ શેઠ એન એમ. મજુમદાર ઉપર અભીપ્રાય સારૂ મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૯ નીચે જણાવેલા ગ્રહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાની અરજી આવી હતી જેને શએતા મુજબ બેલટ ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દિવસો તાં. ૧૭-૭-૨૨થી ૨૪-૭-૨૨ સુધીના સુકરર કરવામાં આવ્યા હતા. સ્કુટીનીઅર તરીકે શેઠ મોરારજી મુળરાજ ખટાઉની નીમણુક કરવાનો ઠરાવ થયો હતો.

૧ મેસર્સ એચ. એમ ચવના એન્ડ કાું.
૨ ધી ટાટા મીલ્સ લી.
૩ ધી સ્વદેશી મીલ્સ લી.
૪ ધી ડેવીડ મીલ્સ લી
૫ ધી સ્ટેન્ડર્ડ મીલ્સ લી.

૧૦ ધી ઇમ્પીરીઅલ સીટીઝનશીપ એસોસીએશન તરફથી પત્ર આવ્યો હતો કે કેટલીક એસોસીએશનના આશરા હેઠળ ઇસ્ટ આફ્રીકા, સાઉથ આફ્રિકા તથા ફીજીમાં વસ્તા હિંદીઓની હાડમારીના સંબંધમાં મુંબઇના શહેરીઓની એક જાહેર સભા બોલાવવાનો વિચાર છે તો તેમાં ચેમ્બર જોડાશે કે કેમ? ચેમ્બર જોડાવાને ખુશી છે તથા જાહેર સભાના ખર્ચમાં પોતાનો વ્યાજબી ભાગે પડતો ફાળો આપશે એવી મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) તથા શેઠ મનુ સુબેદારને જાહેર સભાના ઠરાવો ઘડવાના સબંધમાં જે સબ કમીટી નીમવામા આવે તે ઉપર ચેમ્બરના પ્રતીનીધી તરીકે નીમવાનો ઠરાવ થયો હતો.

સભાનું કામકાજ પુરૂં થયા બાદ ઓ. મો. સી. વી. મહેતા ના. મુંબાઇ સરકારના એક્સાઇઝ ખાતાના પ્રધાન સાથે તેમના ખાતાને લગતા કેટલાક વીશયો ઉપર સામાન્ય ચર્ચા થઇ હતી.

ત્યારબાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

## (૨) ચેમ્બરની લાયબ્રેરી.

ચેમ્બરના સભાસદો ચેમ્બરની લાયબ્રેરીનો લાભ બહુજ ઓછો લે છે. તેનું કારણ અનુમાનથી એવું લાગ્યું કે ચેમ્બરમાં કયાં વર્તમાનપત્રો તથા ચોપાન્યાં આવે છે તે વીશેની માહીતી સભાસદોને નહીં હશે. આમ લાગવાથી ચેમ્બરમાં આવતા વર્તમાનપત્રો તથા ચોપાન્યાંની યાદી નીચે રજુ કરી છે અને હવે આશા છે કે એ વાંચીને સભાસદો આ લાયબ્રેરીનો લાભ વધારે લેશે.

---

ધી બોમ્બે ટાઇમ્સ મા. ૨૧. અંક ઓફ કોમર્સ ...

# List of Magazines and Journals received in the Chamber's Library.

## QUARTERLY.

1. Bombay Co-operative Quarterly.
2. Journal of Indian Industries and Labour.
3. The Indian Clerk.
4. Indian Economic Society's Journal.

## MONTHLY.

5. Agricultural Journal of India.
6. Birmingham Chamber of Commerce Journal.
7. British Export Register.
8. Cotton Spinning and Weaving Returns for Indian Mills.
9. Export and Import Reviews ( Berlin ).
10. Glasgow Chamber of Commerce Journal.
11. Harper's Magazine ( London ).
12. Indian Textile Journal.
13. Industrial India.
14. International Review of Agricultural Economics ( Rome ).
15. International Trade Developer.
16. Labour Gazette ( Bombay Labour Office ).
17. Manchester Chamber of Commerce Journal.
18. Modern Review.
19. Netharland India Review.
20. Patent Office Journal.
21. Sea Borne Trade of India.
22. System.
23. Trade by Land of British India.

## WEEKLY.

24. Board of Trade Journal ( London ).
25. Bombay Government Gazette ( All Parts ).
26. Calcutta Commercial Gazette and Investor's Guide.
27. Capital.
28. Commerce. ( Calcutta and Bombay ).

29. Commerce and Finance (New York).
30. Commercial and Financial Chronicle (New York).
31. Commercial Intelligence Journal of Canada.
32. Commerce Reperts (Dept. of Commerce U. S. A.).
33. Economist.
34. Gazette of India (All Parts).
35. Imperial Commerce and Affairs (London).
36. Indian Trade Journal.
37. International Crop Report (Rome).
38. Investor's Review.
39. London Chamber of Commerce Journal.
40. Manchester Guardian Commercial.
41. Nation and the Atheneum.
42. Statist.
43 Times Trade Supplement (London).
44. Textile Mercury (Manchester).

## GUJARATI.

### MONTHLY.

45. Bhagyodaya.
46. Budhi Prakasha.
47. Chetan.
48. Digamber Jain.
49. Dnyan Vardhak and Masik Mitra.
50. Gujarat.
51. Khetiwadi Vidnyan.
52. Rushi Mukh.
53. Sahitya.
54. Vaidya Kalpataru.
55. Vasant

### Marathi.

56. Udyan.

---

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઈ.

## (૩) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો:

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહીને આ માસિકમાં જૂદો વિભાગ રાખવામાં આવે છે જે ગ્રહસ્થોને પોતાની ઓફીસો કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વિગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી આ વિભાગમ જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી ફી લેવામાં આવશે નહિં. અન્ય વેપારી ભાઇઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ૪ આના લેવામાં આવશે. તેજ મુજબ જે ભાઇઓ નોકરીની તજવીજમાં હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવી વિગતવાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી જે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. દરેક વખતે જાહેર ખબર આપવા માટે ફકત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે. જે જે વેપારી ભાઇઓ તેમજ અરજદારોને પોતાનાં નામ જાહેર કરવાની ઈચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે જણાવવા તસ્દી લેવી.

A Hindu gentleman, with 20 years business experience–Imports and Exports–having travelled all over Europe, is open to engagement for responsible post on suitable terms, No. objection to go abroad, Apply Secretary, this Chamber.

A gentleman, who has Studied for I. C. S. possessing good knowledge of Economics and Statistics & having 3 years' Business Experiance, London, wants post as a Manager, or Secretary or any other responsible Job. Please write to Box No. 11. C/o this Journal

એક ગુજરાતી વણિક યુવાન કે જેણે બ્રીટીશ ઇસ્ટ આફ્રિકા, બરમા, કલકત્તા, પંજાબ, મુંબઈ, ગુજરાત, અને કાઠીઆવાડમાં મુસાફરી કરી વ્યાપારી અનુભવ સારી રીતે મેળવેલ છે, ઇંગ્રેજી, ગુજરાતિ, સ્વાહીલી, તથા હીંદી ભાષા સાથે પત્રવ્યવહાર, હીસાબ, અને ઓફીસને લગતા કામ કાજનો અનુભવ ધરાવે છે તે ત્રાવેલીંગ એજન્ટ તરીકે આબરૂદાર મીલ, કારખાના કે ઓફીસમાં નોકરી કરવા ખુશી છે.

## (૪) ચેમ્બરનો પત્ર વ્યવહાર.

### કોલસા માટે રેલ્વેનાં ગાડાં.

ઇંડીયન માઈનીંગ ફેડરેશનની જહેરીયાની શાખાના સેક્રેટરી તરફથી આ ચેમ્બરને મળેલા પત્રમા જણાવ્યુ છે કે કોલસાના વેપાર માટે રેલ્વે ગાડાં મળવાની મુશ્કેલી દુર થતી જાય છે. હવે "એકસ-ઈ" કલાસના ગાડા પણ મળવા માંડયાં છે અને લોકોને ચાલુ માસથી જોઇતી સગવડ મળશે એવી વકી છે. બજારના ભાવ પણ હાલ રીતસરના છે. આવી સ્થીતી હોવાથી જો માલવાળાઓ અને મુબઇના કારખાનાવાળાઓ હાલના સંજોગોમા હીંદી કોલસાનો અને ખાસ કરીને બંગાલના કોલસાનો જ ઉપયોગ કરશે તો હીંદના ઉદ્યોગને ઘણી મદદ મળશે. વળી પરદેશી કોલસા કરતાં બંગાળનો કોલસો બહુ વધારે સસ્તો છે તેથી એનો ઉપયોગ પરદેશી કોલસાને બદલે કરવાથી હીંદના એકંદર ખર્ચમાં પણ ઘણો બચાવ થશે.

---

## અન્ય ચેમ્બરો તથા સંસ્થાઓ.

### ઈંડીયન પેસેંજર્સ એંડ ટ્રાફીક રીલીફ એસોસીએશન

આ એસોસીએશનની કારોબારી કમીટીની એક સભા તા. ૪ થી જુલાઈ ૧૯૨૨ ને દીને મી. બરજોરજી ફરામજી ભરૂચાના પ્રમુખ પણ હેઠળ મળી હતી જે વેળા મી. એલ. આર. ટેરસી તથા મી. અનંતરામ વૈકુંઠનાથ હાજર હતા. મી. લીલાધર રાયસંપત, મી. એલ. જી. ખરે તથા રેલ્વે ટ્રાફીક ના અધીપતી મી. ચાર્લ્સ વ્હીલર પણ હાજર હતા.

શરૂઆતમાં મી. નેણસીએ દરખાસ્ત મુકી કે જેમણે અગાઉ રૂ. ૧૦૦ અને રૂ. ૨૫ ની રકમો આપી હોય તેમને અનુક્રમે પેટ્રન તથા લાઈફ મેમ્બર તરીકે ગણવા. કમીટીએ સર્વાનુમતે તે પસાર કરી હતી.

૨ બેલોટથી મત લેવાના સંબંધમાં જે નીયમો છે તે ઘણી નકામી મહેનત આપનારા છે તેને સુધારી નવા નીયમો ઘડવા માટે મી. નેણસી, મી. લીલાધર રાય સંપત તથા મી. એલ. જી. ખરેની કમીટી નીમાઈ હતી.

૩ રેલ્વે ભાડામાં કરેલા વધારા માટે વાંધો લેનારો તારનો સંદેશો હીંદી સરકારનાં વેપાર અને ઉદ્યોગ ખાતાંના સેક્રેટરી ઉપર મોકલવાનું કમીટીએ મંજુર કર્યું હતું. આણંદ ખાતે રેલ્વે કોન્ફરન્સે પસાર કરેલા ઠરાવો સ્વીકારવામાં આવ્યા હતા.

૪ આકોલા સ્ટેશને પાણી પુરૂં પાડવાનું અટકાવવાના સંબંધમાં ત્યાંની સેવાસમીતીને એવો પત્ર લખવાનો ઠરાવ થયો કે આ બાબદમાં કમીટી તપાસ ચલાવે છે અને તેનું પરીણામ જણાય ત્યાં સુધી એવા કાંઈપણ પગલા ન ભરશો કે જેથી કટોકટીના પ્રસંગ ઉપસ્થીત થાય. વળી આ સંબંધમાં રેલ્વે કંપનીને પત્ર લખી પુછાવવાનો પણ ઠરાવ થયો હતો.

૫ રેલ્વેના અમુક ડબા યુરોપીયનો તથા એંગ્લો ઈંડીઅનો માટે રીઝર્વ રાખવા સંબંધી એવો ઠરાવ થયો કે રેલ્વે બોર્ડ સાથે તથા રેલ્વે કંપનીઓ સાથે પત્ર વ્યવહાર કરી પુછાવવું કે એ પ્રમાણે રીઝર્વ કરવાનું બંધ પાડવાનો બોર્ડનો ઠરાવ ક્યારથી અમલમાં આવશે?

૬ અતીશય ગીરદી થવાના સંબંધમાં બી. બી. એન. સી. આઈ રેલ્વે કંપનીએ બહાર પાડેલા સરક્યુલરની સભાએ નોંધ લીધી હતી.

૭ મારવાડી વીદ્યાલયમાં આ એસોસીએશન તથા પારસી રાજકીય સભાએ ભેગા મળીને જે સભા ભરી હતી તેમાં થયેલા ઠરાવો સ્વીકારવામાં આવ્યા હતા.

૮ નીચે જણાવેલા સભાસદોને કારોબારી કમીટીમાં લેવા ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| ૧ મી. હંસરાજ પ્રાગજી ઠાકરસી. | ૫ મી. મણીલાલ એન. જોશી. |
| ૨ ,, ગુલાબચંદ દેવચંદ. | ૬ ,, ડા. જાદવજી હંસરાજ |
| ૩ ,, જમનાદાસ મહેતા. | ૭ ,, એલ. જી. ખરે. |
| ૪ ,, લીલાધર રાયસંપત. | |

**કેનેડાની બેંકોને લગતો કાયદો** આ વરસે સુધારવામાં આવનાર છે તે તકનો લાભ લઇને તેમાં રહેલી એક ખામી દુર કરવા માટે ઇંગ્લંડમાં લીસ્ટરના વેપારીઓ પ્રયત્ન કરી રહ્યા છે. બ્રીટીશ એજંટસ એસોસીએશન ઓફ કેનેડા એ બાબદમાં ઉત્સાહથી કામ કરે છે. લીસ્ટરની ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખ મી. આર્થર કેમ્પે બ્રેડફર્ડ, લીડસ, હડર્સફીલ્ડ, નોટીંગહેમ તથા લંડનના ડેલીગેટો સાથે કેનેડાના હાઇ કમીશનરની મુલાકાત લીધી હતી. ફરીયાદ એવી છે કે કાચા માલમાંથી તૈયાર માલ બનાવવાનું કારખાનું હોય તેને નાણાં ધીરનારી કેનેડાની બેંકો એ તૈયાર થતા માલની જામીનગીરી ઉપર નાણું ધીરી શકે છે. તે પ્રમાણે નાણાં ધીરવામા આવ્યાં છે એમ લોકોને ખબર પડે એટલા માટે " બીલ ઓફ સેલ " કે " ડીબેન્ચર " લખાવી લેવાની તેમને જરૂર રહેતી નથી. આનું પરીણામ એ આવે છે કે જ્યારે કેનેડાના કોઇ કારખાનાંવાળા નાદાર થાય છે ત્યારે કેનેડાની બેંકો પોતાનું લહેણું પુરૂં વસુલ કરી શકે છે. ઇંગ્લંડના કાયદામાં એવી ગોઠવણ નથી તેથી કેનેડાનો કાયદો સુધારીને ઇંગ્લંડના કાયદાના જેવો બનાવવો એવી સુચના કરવામાં આવી છે. કેનેડાના હાઇ કમીશનરે તે વીશે સંભાળ પૂર્વકવીચાર કરવાની કબુલાત આપી હતી.




**ઔદ્યોગીક સહકારની** હીલચાલ હીંદમાં સામાન્ય રીતે વધતી જાય છે એ ખુશી થવા જોગ છે. આપણા મુંબઇ ઇલાકામાં નીરા નેહેરવાળા ભાગમાં એ હીલચાલે કરેલી પ્રગતી ઘણી નોંધ લેવા જોગ છે. ત્યાં ખેતીવાડીની ઉન્નતી એ નેહેરને લીધે ઘણી ઝડપથી છેલાં થોડાં વરસો દરમ્યાન થઇ પણ તે વેળા જો ઔદ્યોગીક સહકાર માટેનાં મંડળો ન હોત તો આટલી ઝડપથી ઉન્નતી થાત નહીં. એ મંડળો સહકારી સોસાયટીઓ તરીકે ઓળખાય તેમની થાપણ ઉછીની લીધેલી રકમો સાથે લેતાં, ૧૯૧૧-૧૨ થી ૧૯૨૦-૨૧ દરમ્યાન સરેરાશ રૂ. ૭૭૮૯૩૨ જેટલી હતી. એ મુદત દરમ્યાન બે વાર દુકાળ પડયો હતો તેથી એ સોસાયટીઓએ ધીરેલી રકમ વસુલ કરવામાં મુશ્કેલી નડી હશે પણ નીરા તથા બારામતી ખાતે ગોળ વેચવા અને ખાતર તથા ખેતીનાં ઓજારો પુરાં પાડવા માટેની દુકાનો ખોલીને બીજા પ્રાંતોને દર્શાવી આપ્યું છે કે પોતાની ઉન્નતી માટે કેવાં પગલાં દરેક જીલાના લોકોએ ભરવાં જોઇએ અને તેથી કેટલો લાભ થઇ શકે. નેહેરથી પાણીની સગવડ જોઇએ તેવી મળી તેની સાથે આ દુકાનો મારફતે માલ વેચવાની સગવડ મળવાથી એ વીભાગમાં શેરડીનો પાક ઘણો વધ્યો છે. એમાં સઉથી મોટી માલેગામ રૂરલ સોસાયટી છે તેના સભાસદોની અનામત રૂ. ૪૦૦૦૦ ની છે જ્યારે બહારના ગૃહસ્થોની અનામત રૂ. ૬૬૦૦૦ છે. એ ઉપરાંત ફંડ રૂ. ૨૮૦૦૦ નું છે. બીજી એવી સોસાયટીઓની સ્થીતી પણ એકંદરે સારી છે. એટલું છતાં ત્યાંના નેહેરો ખાતાંની સામે ખેડુતોની ફરીયાદો ઓછી નથી. એ મટે તો હજી વધારે ઉન્નતી થઇ શકે. છેલી ખેતીવાડી કોન્ફરન્સ ભરાઇ ત્યારે ખેડુતો તરફથી એ વીશે કેટલીક ચર્ચાનો પ્રયત્ન થયો હતો. મુખ્ય પ્રશ્નો હતા કે (૧) એકજ જાતનો પાક ફરી ફરીને કરવાથી જમીનનો કસ જતો રહે છે તેનો અટકાવ કેવી રીતે કરવો? (૨) નેહેરોના પાણી લેવાય અને રસાયણી ખાતરો વપરાય તેથી જમીનમાં પાણી ભરાઇ રહેવાથી મેલેરીયા વગેરે રોગો થાય છે તે રોગોનો ફેલાવો

કેમ અટકાવવો અને એ પાણી ભરાઇ ન રહે તેને માટે શું કરવું ! નહેરો ખાતાં તરફથી પાણી પુરૂં પાડતી વેળા ખેડુત સાથે એવી શરત કરવામાં આવે છે કે એ પાણીનો લાભ તેણે પોતાના ખેતરના ત્રીજા ભાગનેજ આપવો પણ ખેડુતો એ વીભાગને બદલી શકે એમ હોવા છતાં તેમ કરવા નથી. બીજા પ્રશ્નોનો નીવેડો લાવવા માટે અનુભવી વીદ્વાનોની મારફતે તપાસ ચલાવવી ઘટે છે.

---

**સહકારની સંસ્થાઓ** મારફતે દુર્ગુણી જનોને સુધારવા માટેના જે આડકતરા પ્રયત્નો થાય છે તેની અસર ઝટ જણાતી નથી પણ ચાલુ રહે તો લાંબે સમયે તે ઘણા લાભકારી નીવડે છે. જનસમાજનો એવી સંસ્થાઓએ કેટલો ઉત્કર્ષ સાધ્યો તેનો સરવાળો જેમ મોડો કઢાય તેમ વધારે વીશ્વાસ રાખવા જોગ નાવડે; પણ અફીણ વગેરે માદક પદાર્થોનું સેવન ખેડુતો વગેરેમાં ઘણું વધી ગયેલું છે એવી સામાન્ય માન્યતા છે તેઃ તે દુર્ગુણને દુર કરવા માટે એ સંસ્થાઓ શાં પગલાં લે છે તે તેમના રીપોર્ટોમાં જવલેજ દર્શાવાય છે અને દેશી ભાષામાં એ સંસ્થાના લાભ લોકોને સમજાવવાના પ્રયત્નો થતા હોય એવું દર્શાવનાર સાહિત્ય પણ બહુ નજરે પડતું નથી. એ બે બાબદો વીશે એ સંસ્થાઓની ખીલવણી માટે ઉત્સાહ ધરાવતા અગ્રણીઓનું ધ્યાન ખેંચવું જરૂરનું લાગે છે.

---

**નોટો માટે રીઝર્વ ફંડનું પ્રમાણ** વર્ષની આખરે જુદા જુદા દેશોમાં કેટલું હતું તે દર્શાવનારી વીગત નીચે આપી છેઃ—

| | ૧૯૧૩ | ૧૯૧૮ | ૧૯૨૧ |
|---|---|---|---|
| સ્પેન | ૨૪ | ૬૬ | ૫૯ |
| ડેન્માર્ક | ૫૦ | ૪૩ | ૪૮ |
| આસ્ટ્રેલીયા | —— | —— | ૪૪ |
| સ્વીડન | ૪૩ | ૩૫ | ૪૩ |
| નોર્વે | ૪૧ | ૨૮ | ૩૫ |
| ફ્રાન્સ | ૬૧ | ૧૧ | ૯ |
| ઇજીપ્ત | ૯૪ | ૭ | ૯ |
| બેલ્જ્યમ | ૨૩ | ૮ | ૪ |
| ફીન્લેંડ | ૩૧ | ૩ | ૩ |
| ગ્રીસ | ૧૦ | ૪ | ૨ |
| યુગોસ્લેવીયા | — | — | ૧ |
| બલ્ગેરીયા | ૨૯ | ૨ | ૧ |
| ઝેકોસ્લોવાકીયા | —— | — | — |
| રૂમાન્યા | ૩૪ | — | — |
| પોલાંડ | — | — | — |
| આસ્ટ્રીયા હંગરી | ૪૨ | — | — |
| યુનાઇટેડ સ્ટેટસ | —— | ૭૫ | ૧૧૩ |
| ગ્રેટબ્રીટન | ૧૧૮ | ૧૧૨ | ૧૦૧ |
| જાપાન | ૫૨ | ૬૧ | .૮૦ |
| નેધરલેંડ | ૫૧ | ૬૫ | ૬૩ |
| સ્વીટઝરલેંડ | ૫૪ | ૪૨ | ૫૪ |
| કેનેડા | ૪૦ | ૩૨ | ૩૭ |
| ઇટલી | ૬૨ | ૮ | ૫ |
| જરમની | ૪૫ | ૧૦ | —— |

---

ધી ભોરએ ટાઇલ માટે ૨૧ બેક ઓટ, ફોર્ટ મુંબઇ.

**ખાંડની કીમત** તેની આયાત ઉપરથી સરેરાશ ભાવને આધારે જકાત માટે નકી કરવામાં આવે છે તે માટે ૨૩ ડચ સ્ટેન્ડર્ડની ખાંડનું ધોરણ મનાય છે. એવી ખાંડની આયાત ગયા અકટોબરની શરૂઆતથી ગયા જુનની આખર સુધીમાં ૫૯૩૫૮૬૬ હંડરવેટ જેટલી થઇ હતી અને તેનો સરેરાશ ભાવ રૂ. ૧૫ાા નો હતો.

**શું જોઇએ?**—પ્રજા તરફથી ચુંટાયલા સભાસદો જ્યારે મીનીસ્ટર થાય ત્યારે તેમને શું જોઇએ? એજ કે એમનાં ખાતાંનો કારોબાર એવો સારી રીતે ચાલે કે તેનો બધો જશ એ મીનીસ્ટરોને મળે અને બધું કામ અમલદારો કરે. પણ અમલદારોને શું જોઇએ? એજ કે એ અમલદારો પોતાની ઇચ્છા પ્રમાણે રાજ્ય કરે અને તે માટેની જવાબદારી મીનીસ્ટરો ઉપાડે. આપણે હાલના સંજોગોમા શી વ્યવસ્થા કરીયે કે રાજ્યનો કારોબાર કરકસરથી ચાલે અને જશ અપજશ પણ જેને ઘટતો હોય તેનેજ મળે?

---

"તેલવાળી ચીજો, અને વનસ્પતિમાંથી મળતું તેલ" એ વીશે ફ્રેંચ ભાષામાં લખાયલાં પુસ્તકના સબંધમાં રોમ ખાતેનાં ઇન્ટરનેશનલ ઇન્સ્ટીટયુટ ઓફ એગ્રીકલ્ચરનો પ્રમુખ જણાવે છે કે ૧૪૦ દેશોને લગતી ખબર આ પુસ્તકમાં આપવામાં આવી છે અને તેનો બહોળો ફેલાવો થયો છે. એને માટે ઘણો સારો અભિપ્રાય આવ્યો છે પણ એમાં માત્ર વીસેક પાનાં જેટલો ભાગજ ઇંગ્રેજી ભાષામાં છપાયો છે તેથી બાકીના ભાગને પણ અંગ્રેજીમા તરજુમો કરી છપાવવો એવી સુચના થઇ છે. આ સુચના સ્વીકારવી કે કેમ તે ઠરાવ કરવા અગાઉ એવા ઇંગ્રેજી પુસ્તકનો ઉઠાવ કેટલો થશે તે જાણવાની ખાહેશ હોવાથી આ ચેમ્બરને તે વીશે પૂછાવ્યું છે. જેઓ એવું પુસ્તક લેવા તઇયાર હોય તેમણે આ ચેમ્બરમાં ખબર આપવી જેથી તે વીશેની માહીતી રોમ ખાતે મોકલી આપવામા આવશે.

---

**જરમનીના માલના ભાવમાં** હેલાં ત્રણ વરસથી ચાલુ વધારો થતો રહયો છે. ત્યા દેશમા જુદી જુદી ચીજો જે પ્રમાણમાં વપરાતી હોય તે પ્રમાણમાં લઇ તેની કીમતનો સરવાળો કરવામા આવે અને ત પછી જુદી જુદી મુદતે એવા સરવાળા સરખાવવામાં આવે તે ઉપરથી માલના ભાવમા થતો વધારો કે ઘટાડો જણાઇ આવે. ૧૯૧૩ના વરસમાં રહેલા ભાવના સરવાળાની સરખામણીમા હેલા ત્રણ વરસ દરમ્યાન ભાવ કેટલા વધારે રહ્યા છે તે નીચે દર્શાવ્યું છે.

| | દેશમાં બનતી ચીજોના | પરદેશથી આયાત થતી ચીજોના | બેઉ મળીને |
|---|---|---|---|
| ૧૯૧૩ મા સરેરાશ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| ૧૯૧૯ જાન્યુઆરી | ૨૫૮ | ૨૮૮ | ૨૬૨ |
| ,, જુલાઇ | ૩૪૧ | ૩૫૫ | ૩૪૯ |
| ૧૯૨૦ જાન્યુઆરી | ૯૬૧ | ૨૫૩૧ | ૧૨૫૬ |
| ,, જુલાઇ | ૧૨૬૦ | ૧૮૯૮ | ૧૩૬૭ |
| ૧૯૨૧ જાન્યુઆરી | ૧૦૬૨ | ૧૮૨૩ | ૧૪૩૯ |
| સપ્ટેમ્બર | ૧૯૫૨ | ૨૬૪૩ | ૨૦૬૭ |
| ૧૯૨૨ જાન્યુઆરી | ૩૩૮૩ | ૫૦૭૫ | ૩૬૬૫ |
| ફેબ્રુઆરી | ૩૬૧૬ | ૫૩૪૩ | ૩૯૮૭ |

---

દુનિયાંના જુદા જુદા દેશોમાં વેપારની ત્યા નાંણાં સંબંધી શી સ્થીતિ છે તે દર્શાવનાર રીપોર્ટો ઇંગ્લંડનાં ડીપાર્ટમેંટ ઓફ્ ઓવરસીઝ ટ્રેડ તરફથી બહાર પાડવામાં આવ્યા છે: તેમાં નીચે જણાવેલા દેશોમાંથી પ્રત્યેક માટે જુદો અંક છે જેની કીંમત તેની સામે દર્શાવી છે.

| | | |
|---|---|---|
| ચીલી | ( ડીસેંબર ૧૯૨૧ ) | ૨ શી ૯ પે. |
| કોલંબીયા | ( સપ્ટેંબર ૧૯૨૧ ) | ૧ શી. |
| જરમની | ( માર્ચ ૧૯૨૨ ) | ૫ શી. |
| ગુટેમાલા | ( ફેબ્રુઆરી ૧૯૨૨ ) | ૧ શી. |
| હંગરી | ( માર્ચ ૧૯૨૨ ) | ૧ શી. |
| ઇટલી | ( ડીસેંબર ૧૯૨૧ ) | ૧ શી. ૯ પે. |
| હોલંડ | ( ફેબ્રુઆરી ૧૯૨૨ ) | ૧ શી. ૩ પે. |
| નોર્વે | ( ડીસેમ્બર ૧૯૨૧ ) | ૨ શી. ૩ પે. |
| પેરેગ્વે | ( સપ્ટેંબર ૧૯૨૧ ) | ૧ શી. ૩ પે. |
| પીરૂ | ( અકટોબર ૧૯૨૧ ) | ૧ શી. ૩ પે. |
| સર્વીયા | ( એપ્રીલ ૧૯૨૧ ) | ૧ શી. |
| સ્પેન | ( ડીસેંબર ૧૯૨૧ ) | ૧ શી. ૬ પે. |
| સ્વીડન | ( માર્ચ ૧૯૨૨ ) | ૧ શી. ૬ પે. |
| સ્વીટઝરલેંડ | ( ડીસેંબર ૧૯૨૧ ) | ૧ શી. ૯ પે. |
| ટર્કી | ( ફેબ્રુઆરી ૧૯૨૨ ) | ૧ શી. |
| ઉરૂગ્વે | ( નવેંબર ૧૯૨૧ ) | ૧ શી. |

**મનાઇ**—આસ્ટ્રેલીયાની સરકારે કહાડેલાં કસ્ટમ્સ નોટીફીકેશન નં. ૫૨ તથા ૫૩ માં જણાવ્યું છે કે ધાતુએ, તેની મેળવણીઓ, ખનીજ પદાર્થો અને સોનું એટલી ચીજોની નીકાશ માટે મનાઇ કરવામાં આવી છે જ્યારે હલકી ધાતુઓની નીકાશ સરકારના વેપાર ખાતાંના પ્રધાનની રજા મેળવીને થઇ શકશે.

**ઇજારો રદ**—ઇટલીની સરકારે ખાંડના વેપારનો ઇજારો તા. ૧ લી આગસ્ટ ૧૯૨૨ થી રદ કર્યો છે.

**ઇજારો લેવાયો**—ઉરૂગ્વેની સરકારે દારૂની પેદાશ આયાત તથા વેચાણ માટેનો ઇજારો પોતાને હાથ રાખવા માટેનો ધારાનો ખરડો રાજસભામાં દાખલ કર્યો છે. અત્યાર સુધીમાં જેઓની પાસે દારૂ હોય તેમણે નેવું દીવસમાં તે વેચી નાંખવો. તે પછી દારૂ રાખવા માટે કર આપવો પડશે આયાત માટે પણ અમુક કર લઇ રજા આપવામાં આવશે. દારૂની પેદાશ કરવા માટેના કારખાનાં સરકાર લઇ લેશે. દારૂની પેદાશ માટે માલ જોઇએ તેવો સસ્તો ન મળી શકે ત્યારે અથવા પેદાશ કરતાં વધારે ઉઠાવ થવાથી લોકોની માગણીને પહોંચી વળવાને સરકાર અશક્ત થઇ પડે ત્યારે પરદેશથી વગર જકાતે દારૂ આયાત કરવાની રજા સરકાર આપી શકશે.

**જકાત વધી**—ફ્રાન્સમાં "મોલ્ટ" અર્થાત જુવારની આયાત ઉપરની જકાત પંદર ટકા જેટલી હતી તે વધારી ૩૦ ટકા જેટલી તા. ૩ મે ૧૯૨૨થી કરવામાં આવી છે.

**જકાત નંખાઇ**—માર્ટીનીકના ટાપુમાંથી ખાંડ તથા ગોળની નીકાશ ઉપર તા. ૩૧ માર્ચ ૧૯૨૨ થી જકાત નખાઇ છે.

---

**નીકાશ માટે પરવાનગી**—સ્પેનની સરકારે ત્રીસ હજાર ટન બટાટાની નીકાશ માટે પરવાનગી આપી છે પણ તે માટે નીકાશ કરનારે દર ટને દસ પેસેટા લેખે જકાત આપવી પડશે. એજ પ્રમાણે દર સો કીલોસ દીઠ એક પેસેટા જેટલી જકાત આપીને ૨૫૦૦૦ટન મસુરની દાળ નીકાશ કરવા માટે પણ પરવાનગી આપી છે.

**જકાતમાં ફેરફાર**—દક્ષીણ આફ્રીકામાં આયાત તથા નીકાશ માટેની જકાતમાં ફેરફાર કરવા સંબંધી હકીકત તા. ૫ મી મે ને દીને ત્યાંની પાર્લમેંટ સન્મુખ રજુ કરવામાં આવી હતી તેમાં એવું છે કે સીગારેટની આયાત ઉપરની જકાત દર રતલે એક શીલીંગ હતી તે વધારીને ૩ાા શીલીંગ જેટલી રાખી છે. બીજી જાતની તંબાકુ ઉપરની આયાત જકાત ઓછી કરી છે. ધાબળીયોની આયાત ઉપરની જકાત વીસ ટકાની હતી તેને વધારીને પચાસ ટકાની રાખી છે જો બ્રીટીશ બનાવનારાઓ પાસેથી આવી હોય તો તે ધાબળીયો ઉપર ત્રણ ટકા જેટલી રકમ વળતર તરીકે પાછી આપવામાં આવશે. ખેળ (સ્ટાર્ચ) ઉપરની જકાત વીસ ટકા જેટલી હતી તેને બદલે દર રતલે એક પેન્સ જેટલી રાખી છે. હુંડીના ભાવની વધઘટને પહોંચી વળવા માટે એમાં એવી ગોઠવણ છે કે જ્યારે અમુક માલની આયાત સ્થાનીક ઉદ્યોગોને હાનીકરતા છે. એમ લાગે ત્યારે તે માલની કીંમત સરકાર નકી કરે તેને આયાત થયેલા માલની કીંમત સાથે સરખાવતાં રહેતા તફાવતના પચાસ ટકા જેટલી રકમ જકાત તરીકે લેવામાં આવશે.

**જાપાનની સ્તીમરો**—દુનીયામાં જુદા જુદા દેશો વચે દરીયા માર્ગે ઉતારૂઓ તથા માલની લાવ લઇજા કરવાના કામમાં જાપાનની સ્તીમરો કેટલો ભાગ લે છે તે વીશે એમ જણાવવામાં આવે છે કે લડાઇ અગાઉ જાપાનની સ્તીમરો જાપાનનાં બંદરો તથા પરદેશનાં બંદરો વચે ફરતી હતી પણ પરદેશનાં બંદરો વચે પહોંચાડવાનું કામ કરતી નહીં હતી. હવે તો આટલાંટીક મહાસાગરમાં જાપાનીઝ સ્તીમરો મોટે ભાગે ફરતી હોય છે. આસ્ત્રેલીયાના ઘઉં, સાગોનના ચોખા, અને કેટલોક અમેરીકન માલ આ વરસે જપાનીઝ સ્તીમરોમાં આવ્યો હતો પણ એ લાવ લઇજાનું કામ પુરૂં થયું એટલે એવી મોટી સ્તીમરોના શા હાલ થશે તે વીશે ચીંતા થવા લાગી તે વેળા ઉત્તર અમેરીકાનાં પેસીફીક મહાસાગર તરફનાં બંદરોથી યુરોપનાં બંદરોએ ઘઉં લઇ જવાનું કામ જાપાનીઝ સ્તીમરોએ મેળવ્યું. હાલમાં તો ૪૦ પેન્સ સુધીના દરે સ્તીમરો ફેરવવા માટે મીજી કઇશુન કૈશા, કાવાસાકી કીસેન કઇશા, કોકુસાઇકીસેન કઇશા વગેરે સ્તીમર કંપનીઓએ અમેરીકન વેપારીઓ સાથે કંત્રાકટ કર્યો છે. મીચુમારૂ, ટીકુકુમારૂ, વેન્કુવરમારૂ વગેરે નવ સ્તીમરો એમાં રોકાઇ છે. જો ઘઉંની નીકાશ વધારે થશે તો બીજી પણ મોટી સ્તીમરો એ કામમાં વપરાશે.

---

**પ્રદર્શન "પ્રેગ ઇંટરનેશનલ સેમ્પલ્સ ફેર"** નામનું પ્રદર્શન તા. ૩ જી થી તા. ૧૦ મી સપ્ટેમ્બર સુધીમાં ભરાવાનું છે. તેને લગતી વીગત ચેમ્બરને મળી છે. ઝેચોસ્લોવાકયાનાં રાજ્ય તરફથી અહીં રહેતો કોન્સલ આ વીશે વધુ ખબર જોઇતી હશે તે પુરી પાડશે એમ જણાવવાની અમને વીનંતી કરવામાં આવી છે.

રીશેન્બર્ગ ખાતે પણ ઇંટરનેશનલ ફેર તા. ૧૦ મી થી તા. ૨૦ ઓગસ્ટ સુધી ભરવામાં આવનાર છે. વધારે વીગત આ ચેમ્બરમાંથી મળી શકશે.

---

કાચ તથા માટીનાં વાસણો બનાવવાનો ઉદ્યોગ બ્રાઝીલમાં ખીલતો જાય છે. ૧૯૧૩માં ત્યાં પરદેશથી ૨૭૩૫૮ ટન જેટલો એ માલ આયાત થયો હતો જ્યારે હવે તે આયાત દશ હજાર ટન કરતાં પણ ઓછી છે. ગયે વરસે એ આયાત ૯૮૩૦ ટન જેટલીજ થઇ હતી. લડાઇ અગાઉ એ માલ પુરો પાડનારાઓમાં મુખ્ય સ્થાન જરમનીનું હતું અત્યારે એ માલ મોટે ભાગે યુનાઇટેડ સ્ટેટસથી આવે છે. ફ્રાન્સ અને બેલ્જ્યમથી પણ થોડો માલ. ત્યાં જાય છે.

**આયોડાઇનની પેદાસ**—દક્ષીણ અમેરીકાનાં ચીલી રાજ્યમાં નાઇટ્રેટ બનાવનારી પેઢીઓ ઘણી છે તેમાંથી કોઇપણ મોટી પેઢીને આરડર મળે તો આખી દુનીયાંને જોઇએ તેટલો આયોડાઇન બનાવી આપે. પણ એ બનાવનારાઓ એની કીંમત વધારવા માટે પેદાશને અમુક હદમાં રાખવાનો સંપ કરી બેઠા છે અને આયોડાઇનને માટે વધારે લેવાળી જગાડવાના હેતુથી એનો ઉપયોગ કરવાની નવી નવી રીત શોધવા માટે ઇનામો આપે છે. ચીલીથી આયોડાઇનની નીકાશ ૧૯૧૩ માં ૫૧૩૪૪૦૦ પેસોની કીંમતની હતી. ૧૯૧૬ માં તે વધીને ૨૧૬૨૭૯૩૬ પેસો જેટલી થઇ હતી. તે પછી એની નીકાશ ઘટી છે અને ગયે વરસે માત્ર ૯૯૯૧૧૩૨ પેસોની કીંમતનો આયોડાઇન નીકાશ થયો હતો.

**સ્ટીમરોનું નુર**—ઇજીપ્તનો રૂ ઇંગ્લંડ અને યુનાઇટેડ સ્ટેટસ ખાતે લઇ જવા માટે નુર અનુક્રમે ૨૫ અને ૩૫ શીલીંગ નકી કરનારાં કંટ્રાક્ટ સ્ટીમરવાળાઓ અને રૂ. ચઢાવનારાઓ વચ્ચે થયાં છે. અમેરીકન રેલ્વેવાળાઓ રૂ ની લાવલઇજા માટેનું નુર તા. ૨૫-૭-૨૨થી વધારવાના હતા. વધારે વીગત જાહેર થઇ નથી.

---

**કાર્ડ માટેનું પોસ્ટેજ**—ફ્રાન્સનાં ટપાલખાતાંએ એવું ઠરાવ્યું છે કે જે કાર્ડની એક બાજુપર માત્ર ચીત્ર હોય અને કાંઇપણ લખાણ ન હોય અને બીજી બાજુએ અરધા ભાગમાં શીરનામું અને અરધા ભાગમાં બીજુ કાંઇપણ લખાણ હોય એવાં પોસ્ટ કાર્ડ ઉપર માત્ર દસ સેંટીમ્સ લેખે પોસ્ટેજ લેવાશે જેથી એવાં કાર્ડનો ઉપયોગ વધે અને તે બનાવવાના ધંધાને ઉત્તેજન મળે. વળી બીલ્સ, રીસીટ, વગેરેને ખુલાં કવરમાં (બુક પોસ્ટની માફક) મોકલે તો ૨૫ને ઠેકાણે પંદર સેન્ટીમ્સ જેટલુંજ પોસ્ટેજ લેવાશે વળી પોસ્ટ ઓફીસના શીરનામા પર પોતાના બધા કાગળો મંગાવનારા વેપારી મુસાફરો વગેરે માટે પોતાને ઘર કે આફીસ કે કારખાનાના શીરનામે પત્રો મંગાવનાર કરતાં પાંચ સેન્ટીમ જેટલો ઓછો દર લેવામાં આવશે.

---

**વેનીઝુવેલામાં કોલસાની ખાણો** માત્ર અમુક ભાગોમાંજ આવેલી છે. વીભાગનો વીસ્તાર ૪૦ ચોરસ માઇલ જેટલો છે તેમાંથી ૫૬ લાખ ટન કોલસો મળવાની આશા છે એ ખાણો સરકારની માલેકીની છે અને અગાઉ તો તેમાંથી કોલસો કઢાડવાનું કામ કંપનીઓને સોંપવામાં આવતું હતું પણ હવે તો એ કામ સરકારી ખાતાં મારફતે કરવામાં આવે છે.

---

**કેનેડાનો વેપાર**—ગયા મે માસમાં થયેલી કેનેડામાં આયાત ૬૬૧૨૨૦૦૦ ડોલરની કીંમતની થઈ હતી જે ગયે વરસે મે માસમાં થયેલી આયાત કરતાં ૨૩૮૧૦૦૦ ડોલર જેટલી ઓછી છે. કેનેડાની નીકાશ ૬૯૧૪૬૦૦૦ ડોલરની કીંમતની હતી ગયા વરસની સરખામણીમાં તે ૯૫૯૩૦૦૦ ડોલરનો વધારો બતાવે છે. ગયે વરસે વેપાર બાકીમાં ૮૯૪૯૦ ડોલર જેટલું દેવું હતું તેને બદલે આ વરસે વેપાર બાકી ખાતે ૩૦૨૫૦૦ ડોલર લ્હેણા થયા હતા.

---

# ચર્ચા પત્રો.

## હિન્દી સ્ટીમરોની જરૂર.

લેખક

**ગુલાબચંદ મુ. બાવીશી, હેડમાસ્તર.**

ધી શીયા ઇ. ઇ. આગાખાન અંગ્રેજી સ્કુલ.

દારેસલામ, આફ્રીકા.

સ્ટીમરોમાં હિન્દી લોકોને તેમજ ગોવાના પ્રજાને માટે ઉંડા ફાળકા રાખવામા આવેલા હોય છે જેમાં ઠાસો ઠાસ સામાન, અને સાથો સાથ હિન્દી સ્ત્રી પુરૂષોને ભરવામાં આવે છે અંદર હવા આવવા માટે બહુ જુજ સાધનો રાખેલાં હોય છે. દર ૨૪ કલાકે ઠેઠ લોકો ઝાડુ લઇને સાફ કરવા આવે છે. અંદરથી પાણી જવા માટે ખાસ કાંઇ સાધન જોવાતું નથી. એક ફાળકામા લગભગ ૧૫૦ ઉપરાંત માણસો બેસી શકે છે. ફાળકા સફાચટ મેદાન જેવા હોય છે. નરનારી એકબીજાને ગમે તેવી હાલતમાં જોઇ શકે છે.

પૂર્વ આફ્રિકાની મ્હારી બે મુસાફરી દરમ્યાન હું અમુક પ્રકારના તોફાની છમકલા જોઇ ચુક્યો છું અને જો આપોઆપ તે સમાઇ ન જાય તો કેવુ ભયંકર સ્વરૂપ પકડે તેની મ્હને ખાત્રી થઇ ચુકી છે. તેવા સંકટના સમયમાં શું કરવુ ?

એક વખતની મુસાફરીમા મ્હારી સાથે રેવ. એન્ડ્રુસજી પણ હતા. કેબીનમાં ડેપ્યુટેશન લઈને હું ગયો હતો. કમનસીબ બાબતો રજુ કરી હતી. જવાબમાં હિન્દી સ્ટીમરો થતાં દુઃખ દૂર થશે, એમ મણે જણાવ્યું હતું.

સ્ટીમરમા અમલદારો તરીકે, કેપ્ટન અને ચીફ ઓફીસર હોય છે. કારકુનો ઘણે ભાગે હિન્દી હોય છે. આ એક રાહતનુ સ્થાન લેખાય ખરૂં. પણ આ અધિકારી સાહેબો સેકન્ડ કલાસના ફુરશદે વિભાગમાં બીરાજેલા હોય છે. હિન્દી લોકોની ફાળકા વિગેરેમાં તપાસ કરવા માટે, ભાગ્યેજ કારકુન કે ચીફ ઓફીસર નાચે આવે છે. આને ગફલત ગણી શકાય ખરી ?

વળી ઉપરના ભાગમાં દવાખાનું રાખવામાં આવેલું હોય છે. પણ ડોકટર સાહેબ હમ્મેશા ઉપરટપકેની પણ તપાસ કરવા પધારતા નથી. તેઓ શું હમ્મેશા ન પધારે ?

કેપ્ટન સાહેબના તો દર્શને દુર્લભ !! ત્યારે મારામારી, બલાત્કાર, ચોરી કે ગાળાગાળી થાય ત્યારે ફરિયાદ કરવા કોની પાસે જવું ? અંગ્રેજી ન જાણતા હોઇયે તો !! કોઇ સ્ત્રીની લાજ લુંટાતી હોય ત્યારે અચાનક ખબર કોને આપવા ? ફાળકામાં જાજરૂમાં કે ચાલીમાં ભયંકર જોખમ કે સંકટ આવી પડે ત્યારે શું કરવું ? ચેતવણી આપવા માટે કયા સાધનનો ઉપયોગ

---

કરવો? આ પ્રશ્ન મ્હારી અલ્પ દૃષ્ટિયે અગત્યનો જણાય છે કારણ કે એવા સંકટના સમયમાં કઇ સાંકળ ખેંચવી?

ભર દરીયે સ્ટીમર ઉભી ન રાખી શકાય ઉભી ન રહી શકે, પરન્તુ ચાલુ સ્ટીમરે દરેક પતાવટ તો થઇજ શકે. પણ સાંકળ કયા? ચેતવણી અને બચાવના સાધન કયાં?

સેકન્ડ કે ફસ્ટ કલાસમાં અને સેલુનોમાં, ત્રીજા વર્ગના ડેક પેસેન્જરો જતાં બ્હીએ અને ક્ષમા કરજો કે કપડાં પણ એવા ગંદાં પહેરેલા હોય છે કે ઉપર જવાને માટે લાયકાતનું પ્રમાણ પત્ર પણ આપણે સ્વચ્છતા અને સુઘડતાથી દેવું પડે છે અને નૈતિક હિમ્મત રાખવી પડે છે. એ ન હોય તો ઉપર ન પણ જઇ શકીયે સફાઇ તો દેહની હોવીજ જોઇયે.

એજન્ટસ સંકટના સમયે બચાવ શોધવા માટે કાંઇક ગોઠવણ કરવાનું ધ્યાનમાં લેશે તેવી આશા છે.

દરીયાઇ મુસાફરી એ, જીવનના સાહસની ધન્ય પળોમાંની, એક પળ છે.

અસ્તુ.



## વાણિજ્યમાં ઉત્તેજનની આવશ્યકતા.

લેખક;

ગુલાબચંદ સુ. બાલિશી, હેડમાસ્તર,

ધી શીયા ઇ. અ. આગાખાન ગુ. અંગ્રેજીસ્કુલ, દારેસલામ આફ્રિકા.



લાખો અને કરોડો રૂપીયાનો વેપાર કરે તે વેપારી કહેવાય, ૨૫) રૂપીયાનો માલ સાચવીને બેઠેલો તે પણ વેપારી, અને પાન બીડીનો વેપાર કરી ખાય તે પણ વેપારી કહેવાય કદાચ તેઓની સ્વતન્ત્રતા ઉપર નજર નાખીયે તો ન્હાના મ્હોટા વેપારીયો છે, તેમ કહી શકાય, પરન્તુ વેપારની ભાવના અને લક્ષણમાં મહાન તફાવત છે અને એ તફાવતની અંદરજ આવકજાવકની નિશાનીયો સમાયેલી છે.

યુરોપમાં કોઇ મનુષ્યને વેપાર કરવો હશે, અથવા હુન્નર કે કૃષિનું કામ શીખવા જવું હશે, તો ઉત્તેજન મળશે, અને દિશાઓ સુદ્ધા પણ બતાવવામાં આવશે, જ્યારે આપણામાં, તે વસ્તુસ્થિતિ હજુ આ તી પહોચી નથી અલબત્ત કોઇ કોઇ સ્થળે, રાજય તરફથી કે ખાનગીમાં, અમુક ગૃહસ્થ તરફથી યુરોપ, જાપાન કે અમેરીકા જવા માટે પ્રાયઃ ખર્ચ મળતું હશે. પરંન્તુ ખાનગીમાં અમુક પ્રકારની શર્તો હશે, અને એ શર્તો ભવિશ્યમાં પાળવાની પસંદગીએ એ કરાવાતું હશે. જો શર્તો સિવાય સાહાય્ય મળતી હોય તો તો સર્વે ધન્યવાદને પાત્ર છે. પણ આ બહુ જુજ હશે. મેટ્રીક કે બી. એ. સુધી અભ્યાસ કર્યો બાદ ઉદરપૂર્ણાર્થે, નોકરી, ગુલામી જીવન ધારણ કરવાના તાલાવેલી લાગીજ રહી હોય. શરૂઆતથીજ ઉત્તેજન આપી વ્યાપાર કે હુન્નરના બીજ સારા વિદ્યાર્થિઓના હૃદયમાં વાવવામાં ન આવેલા હોય, તે કેવી રીતે અન્ય વસ્તુ શોધી કે પસંદ કરી શકે? આમ પરિસ્થિતિ છે. કહો, એવા સંયોગોમાં આપણો દેશ કઇ રીતે ઉચ્ચત્તર સ્થિતિ પ્રાપ્ત કરી શકે?

આપણા દેશમાં તો કોઇ વેપાર કરવાની મહત્વાકાંક્ષા કરે, અને કોઈ પાસે મદદ માગે તો મળે નહીં. પરન્તુ તે બીચારાની ઉલ્ટી ઇર્ષ્યા કરે અને કઇ રીતે તે વેપારી નાબુદ થાય તેની ગોઠવણ કરે. કોઇને મદદ દેવાની તો વાતજ નહીં. હુન્નર વિગેરેના કામકાજમાં પણ મદદ દેવાની બીલકુલ વાતજ નહીં. એવી રીતે આપણે આપણા દેશની, ઉન્નતિની આશા વાણિજ્યના દષ્ટિ બિન્દુએ કેવી રીતે રાખી શકીયે? તો હવે શ્રીમંત વેપારી ગૃહસ્થોએ યથાશક્તિ ઉત્તેજન ન્હાના ન્હાના ધંધાદારીયોને દેવાની આવશ્યક્તા છે.

વેપારીયોયે અરસપરસ મદદ કરવી, તે એક બીજાની ફરજ છે, અને વેપારમાં ઉત્તેજન આપવું તે પણ પોતાની મ્હોટામાં મ્હોટી ફર્જ છે.

વેપારમાં અરસપરસ દિલ થાય, એટલે રાષ્ટ્રની આર્થિક આબાદી વેહ્રાસરં થવાની.

અસ્તુ.

---

# વેપારી વિષયો.

## દુનીયામાં રૂનો ખપ.

યુનાઇટેડ સ્ટેટસનાં વેપાર ખાતાંએ ઘણી તપાસ કરીને તૈયાર કરેલી યાદીમાં જણાવ્યું છે કે તા. ૩૧-૭-૨૨ને દીને અખર થતા વરસમાં કુલ ૨૧૦ લાખ ગાંસડી જેટલો ઉઠાવ દુનીયાંના જુદા જુદા દેશોમાં થશે. ગયે વરસે થયેલી કુલ પેદાશ કરતાં સાઠ લાખ ગાંસડી જેટલો એ વધારે છે. રૂની પેદાશ તથા તેનો વપરાશ એ બેના આંકડાની સરખામણી આપી છે:—

| | | (લાખ ગાંસડી) |
|---|---|---|
| | પેદાશ | વપરાશ |
| ૧૯૦૮–૯ | ૨૦૦ | ૨૪૦ |
| ૧૯૦૯–૧૦ | ૧૯૦ | ૨૧૦ |
| ૧૯૧૩–૧૪ | ૨૨૦ | ૨૨૦ |
| ૧૯૧૪–૧૫ | ૨૪૫ | ૨૧૦ |
| ૧૯૧૫–૧૬ | ૨૨૦ | ૧૮૭ |
| ૧૯૧૮–૧૯ | ૧૭૫ | ૧૭૦ |
| ૧૯૨૦–૨૧ | ૨૧૦ | ૧૭૦ |
| ૧૯૨૧–૨૨ | ૧૫૨ | ૨૧૦ |

લડાઇ દરમ્યાન રૂનો વપરાશ એની પેદાશ કરતાં ઓછો હોવાથી માલ શીલીકમાં વધવા માંડયો તેને પરીણામે ૧૪૦ લાખ ગાંસડી તા. ૧–૮–૨૧ને દીને એકઠી થઇ હતી. ચાલુ વરસની સ્થીતી નીચે દર્શાવી છે.

---

(રતલ ૪૭૮ની દરેક એવી ૧૦૦૦ ગાંસડી)

| | અમેરીકન રૂ | દુનીયામાં બધી જાતનો કુલ રૂ |
|---|---|---|
| તા. ૧-૮-૨૧ ને દીને આગલી બાકી | ૯૩૫૧ | ૧૪૧૩૫ |
| ૧૯૨૧નો પાક | ૭૯૫૪ | ૧૫૧૯૭ |
| કુલ | ૧૭૩૦૫ | ૨૯૩૩૨ |
| તા. ૧-૮-૨૧થી તા. ૩૧-૩-૨૨ સુધીમાં વપરાસ | ૮૭૬૯ | ૧૪૯૦૩ |
| બાકી તા. ૧-૪-૨૨ ને દીને | ૮૫૩૬ | ૧૪૪૨૯ |
| તા. ૧-૪-૨૨ થી ૩૧-૭-૨૨ સુધીમાં વપરાશ | ૪૨૪૫ | ૬૯૯૧ |
| તા. ૧-૮-૨૧ ને દીને બાકી રહેશે | ૪૨૯૧ | ૭૫૧૨ |

યુનાઇટેડ સ્ટેટસમાં સ્થીતી કેવી છે તે નીચે આપેલી વીગત પરથી સમજાશે;—

| | (૧૦૦૦ ગાંસડી) |
|---|---|
| તા. ૧-૮-૧૯૨૧ને દીને શીલકમાં પડેલી ... ... ... | ૬૫૩૪ |
| આયાત તા. ૧-૮-૨૧થી ૩૧-૩-૨૨ ... ... ... | ૧૨ |
| નવા પાકની આવી ... ... ... ... ... | ૭૯૭૭ |
| કુલ છત | ૧૪૮૨૪ |
| બાદ નીકાશ (તા. ૩૧-૩-૨૧ સુધીમાં) ... ... ... | ૪૨૯૭ |
| બાકી | ૧૦૫૨૭ |
| બાદ વપરાઇ (તા. ૩૧-૩-૨૨ સુધીમા) ... ... ... | ૪૦૦૨ |
| બાકી | ૬૫૨૫ |

આ આંકડામાં તા. ૩૧-૩-૨૨ થી ૩૧-૭-૨૨ સુધીમાં દુનીયામાં રૂનો વપરાશ કેટલે થશે તે વીશેના આંકડા માત્ર અડસટાથી આપેલા છે તે અડસટો કેટલો ખરો પડે છે તે જોવાનું છે.

---

ધી બોમ્બે ટાઇલ માટે ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ, મુંબઈ.

# કેનીયામાં કાગળ બનાવવાનો ઉદ્યોગ.

આ ઉદ્યોગ માટે વપરાતી ચીજોમાં લાકડામાંથી બનાવેલો માવો મુખ્ય છે. જ્યાં વિશાળ જંગલ હોય ત્યાં તે માટે અનુકુળ લાકડામાંથી એ માવો બનાવાય છે તેથી જંગલમાંથ એ જાતનાં લાકડાં મેળવવાનું સાધન એ ઉદ્યોગ માટે બહુ કીમતી થઇ પડયું છે. પુવ આફ્રીકાના કેનીયા સંસ્થાનમાંથી એ માલ મળી શકે કે કેમ તે વીશે વારંવાર પુછપરછ થતી હતી તે ઉપરથી કરવામાં આવેલી તપાસ ઉપરથી ત્યાં એ માવો મેળવવાના સાધ• ઘણાં સારાં છે એમ લાગ્યું છે. ત્યાની સરકારે તે માટે ટેન્ડર માગ્યાં હવાં. તેની શરતો એવી હુતી કે જંગલમાંથી પોતાને જોઇએ તેવાં લાકડાં કાઢીને હવામાં સુકવવાં. તે પછી તેનું જે વજન થાય તે ઉપર અમુક રકમનો કર આપનારને એ માલ લેવાનો ઇજારો વીસ વરસ માટે મળશે. એ રકમ તરીકે ઓછામાં ઓછી દર ટન દીઠ બે શીલીંગ લેવામાં આવશે. તેટલો અથવા તેથી વધારે ભાવ આપવાની ઇચ્છા હશે તેનાં ટેન્ડર લેવામાં આવશે અને જેનું ટેન્ડર વધુ ભાવનું હશે તેને ઇજારો મળવાનો વધારે સંભવ રહેશે. ત્યાં કીકુયુ પ્રાંતમાં ચાળીસ હજાર ટન અને મઉ પ્રાંતમાં વીસ હજાર ટન માવો દર વરસે મળવાની વકી છે. પહેલા પાચ વરસ માટે એ રીતે જે થાય તે રકમને બદલે દર વરશે સો પાઉંડની લાઇસન્સ ફી પડશે. છઠે તથા સાતમે વરસે પાંચસો, આઠમે વરસે એક હજાર, અને નવમે વરસે બે હજાર પાઉંડ લાઇસન્સ ફીના આપવા પડશે. કરની રકમ અને લાઇસન્સ ફી બેમાંથી જે રકમ વધારે હશે તે આપવી પડશે. ઇજારો મળ્યા પાંચ વરસ પછી દર વરસે દસ હજાર ટન અને પહેલાં દશ વરસ પછી દર વરસે વીસ હજાર ટન માવો બનાવવો પડશે. જંગલમાં બાંબુના જથાનો એક પછી એક વીભાગ કાપવા દેવામાં આવશે. કપાયેલા વીભાગને તે પછીનાં દસ વરસ સુધી અડકવા દેવામા આવશે નહીં. આવી શરતોથી ટેંડરો ગઇ તા. ૧-૪-૨૨ સુધીમાં મળે એવી રીતે માગવામાં આવ્યાં હતાં. પણ કેન્યામાં એ એ શીવાય બીજા જીલાઓમાથી વધારે સારા બાબુ મળી શકે તેમ છે. કેનીયાના પર્વતની ઢળતી બાજુઓ ઉપર બાબુના ઝાડનો પુષ્કળ વીસ્તાર છે; પણ ન્યેરી રેલ્વે બંધાય ત્યાં સુધી એનો ઉપયોગ કરીને લાભ ખાટવાનો સંભવ નથી; કારણ કે માલની લાવ લઇજા માટેનો ખર્ચ ઘણો વધી જાય. કાગળનો ઉદ્યોગ ખીલવવા માટે નાણાંની થાપણ કેનીયામાં રોકવાના સંબંધમા ત્યાંની સરકાર સાથે કેટલોક પત્રવ્યવહાર આ ટેન્ડરો માગવા અગાઉ ચાલ્યો હતો પણ તે રીતે નાણાં રોકવા માટેની શરતો સરકાર કબુલી શકે એવી ન હતી. આવી યોજનાઓ માટે ટેન્ડર માગીને સામાન્ય હરીફાઇ ઉત્પન્ન કરવા જતાં લાભ થાય એવી ખાતરી નથી કેમકે એમ કરવા જતાં ખાંડનો ઉદ્યોગ ખીલવવાના પ્રયત્ન ત્યાં નીષ્ફળ ગયા છે. આ બાંબુના માવા માટે પણ ટેન્ડરો મંગાયાં તેથી કેટલાંક પત્રો નારાજ થયાં છે.

* * * *

# હીંદી રૂની જુદી જુદી જાત માટે લેવાળી.

નામદાર સરકારે નીમેલી ઇંડીયન સેંટ્રલ કોટન કમીટીના સેક્રેટરી મી. બી. સી. બર્ટે હાલમાં એક નાનું પુસ્તક બહાર પાડ્યું છે તેનું નામ Demand for various typas & Indian Cotton (એટલે કે હીંદી રૂની જુદી જુદી જાત માટે લેવાળી) છે.

---

એની કીંમત નથી. આપી એમાં પહેલાં ૧૮ પાનામાં ચર્ચા છે અને તે પછી આંકડા તથા નકશા છે. દરેક જાતમાંથી કયા નંબરનું સુતર બનાવી શકાય તેની તપાસ લીધા પછી તે નંબરના સુતરની પેદાસ ઉપરથી એ જાતના રૂ માટે કેટલી લેવાળી હોઇ શકે તેની તપાસ એ નાના પુસ્તકમાં લીધી છે. તેમાં એ જણાવે છે કે હીંદમાં સઉથી વધારે જરૂર લાંબા તાર નીકળી શકે એવા રૂની છે.

બત્રીસ ઉપરાંતના નંબરના સુતરની પેદાસ ૧૪૫ લાખ રતલ અર્થાત ૪૨૦૦૦ ગાંસડી જેટલી છે પણ તેને લાયકનો રૂનો પુરતો જથો હીંદમા બનતો નથી અથવા બનતો હશે તો તેમાથી થોડો ભાગ હલકા રૂ સાથે ભેળાઇ જવાથી આટલા બારીક સુતર માટે નીરૂપયોગી થઇ પડતો હશે જેથી બાકીનો જેટલો એવો રૂ હીંદમાંથી મળી શકે તેટલો ૩૨ કરતા વધારે નંબરનું સુતર બનાવવા માટે પુરતો થઇ પડનો નથી એટલે સુગાંડાનું અને અમેરીકન રૂ આયાત કરવું પડે છે. એ આયાત ૮૦૦૦૦ ગાસડી જેટલી થાય છે.

૧ થી ૧૨ નંબરનું સુતર બને એવા રૂની પેદાશ નીચે પ્રમાણે થાય છેઃ—

| | સરેરાશ. | હજાર ગાસડી વધારેમા વધારે. | ઓછામાં ઓછા |
|---|---|---|---|
| બંગાલ ગીંધ | ૮૦૮ | ૧૨૨૫ | ૫૮૧ |
| ખાનદેશ | ૨૭૯ | ૪૪૫ | ૧૪૮ |
| મધ્યપ્રાંત ( રોઝયમ ) | ૧૮૦ | ૧૮૦ | ૧૮૦ |
| કોમીલા બરમા વગેરે | ૯૧ | ૧૩૩ | ૯૮ |
| | ૧૩૫૮ | ૧૯૮૩ | ૧૯૦૭ |

એ પેદાશમાંથી ૨૩૬૦૦૦ ગાંસડી જેટલો ભાગ મીલની બહાર ખપે છે અને ૫૧૦૦૦૦ ગાંસડી મીલોમાં ખપે છે જ્યારે બાકીનો ૬૧૫૦૦૦ ગાંસડી જેટલો રૂ નીકાસ કરી શકાય છે. એવી નીકાશ વધતામાં વધતી ૧૨૪૦૦૦૦ ગાંસડી જેટલી ઓછામાં ઓછી ૩૫૪૦૦૦ ગાંસડી જેટલી થયેલી નોધાઇ છે.

૧૩ થી ૧૫ નંબરના સુતરની પેદાશ કુલ પેદાશના નવ ટકા જેટલી છે. ૧૯૧૮-૧૪માં એ પ્રમાણ ૧૨ ટકા જેટલું હતું. એને માટે કુલ રૂ જોઇએ તેટલું મળી શકે. છે મધ્યપ્રાંતો તથા બીરારનું રૂ મોટે ભાગે એ કરતા વધારે ચહડતા નંબરનું સુતર બનાવવા માટે નકામું હોય છે. આ નંબરોનાં સુતરની પેદાશ માટે ૧૮૮૦૦૦ ગાંસડી રૂ ૧૯૨૦-૨૧માં વપરાયું હતું જ્યારે "ઉમરા" ના પાકની ઉતર લગભગ વીસ લાખ ગાંસડી જેટલી હશે.

૧ થી ૧૫ નંબર સુધીના સુતર માટે એકઠો વીચાર કરીયે તો એમ દેખાય છે કે એ સુતરની પેદાશ માટે ૬૯૫૦૦૦ ગાંસડી જેટલો રૂ ખપે છે જ્યારે એને લાયક રૂની પેદાશ નીચે પ્રમાણે છેઃ—

| | સરેરાશ | હજાર વધારેમાં વધારે | ગાંસડી ઓછામાં ઓછી |
|---|---|---|---|
| બંગાલ સીંધ | ૮૦૮ | ૧૨૨૫ | ૫૮૧ |
| ખાનદેશ | ૨૭૯ | ૪૪૫ | ૧૪૮ |
| કોમીલા બરમા વીગેરે | ૯૧ | ૧૩૩ | ૬૮ |
| બીરાર મધ્ય પ્રાંતો | ૮૭૬ | ૧૨૮૯ | ૫૧૪ |
| મધ્ય હિંદુસ્વાન | ૨૦૫ | ૩૧૧ | ૧૧૬ |
| | ૨૨૫૯ | ૩૧૭૮ | ૧૫૧૦ |

૧૬ થી ૧૯ નંબરના સુતરની પેદાશ હીંદમાં પેદા થતા કુલ સુતરના બાર ટકા જેટલી હતી તેમાં વધારો થવાની વલણ લાગે છે. એને માટે ૨૫૨૦૦૦ ગાંસડી ખપે છે. એને લાયકના રૂનો પેદાશ ૮૪૧૦૦૦ ગાંસડી ધારવામા આવે છે.

વીસ નંબરના અથવા તે કરતાં પણ ચહુડવા પ્રકારના સુતરની પેદાશ ૧૯૨૦-૨૧ માં ૩૩૬૦ લાખ રતલ જેટલી હતી. રૂમાંથી સુતર બનાવની વેળા તેના પા ભાગ જેટલું રૂ "વેસ્ટ" માં જાય છે તેનો થોડોક ભાગ પાછળથી હલકા નંબરના સુતરની પેદાશ માટે કામે લાગી શકે છે પણ એમાથી કાંઇપણ ભાગ વીસ નંબરના અથવા તેથી ચહુડતા પ્રકારના સુતરની પેદાશ માટે કામ લાગી શકતો નથી. એ પચીસ ટકા સાથે લેતાં કુલ ૧૦૫૦૦૦૦ ગાંસડી જેટલો રૂ મીલોમાં ખપે. ગામડાંઓમાં આવો રૂ મુદ્દલ ન ખપે એમ ગણીયે તો એની ૩૩૮૦૦૦ ગાંસડી નીકાશ માટે ફાજલ પડે. ઇંડીયન કોટન કમીટીના રીપોર્ટમા ગણતરી જુદી છે એના અડસટા પ્રમાણે ૨૫૦૦૦૦ ગાંસડી નીકાશ માટે ફાજલ પડે; ગામડાઓમાં ૨૪૨૦૦૦ ગાસડી ખપવાનો અડસટો લઇએ તો બાકી નીકાશ થઇ શકે એવો જથો આંકડાઓ ઉપરથી જેટલો લાગે તેટલો નીકાશ થતા રૂની બરોબર નથો એટલે ગણુતરીમાં કાંઇ ભુલ છે; પણ તેનું કારણ એટલુંજ છે કે ખપ જતાં પેદાશમાંથી રહેતી બાકી જોઇએ તે કરતા ઓછી ગણી છે. આ કરતા વધારે આધાર રાખવા લાયક ગણુતરી માહીતી માટેનાં હાલના સાધનોથી બની ન શકે.

જુદી જુદી જાતના રૂનો નીકાશ જાપાન વધા પુર્વના દેશો ખાતે કેટલી થઇ હતી તેને લગતો વીગત નીચે દર્શાવી છે।

હજાર ગાંસડી

| | ૧૯૧૭-૧૮ | ૧૯૧૯ | ૧૯૨૦ | ૨૦-૨૧ |
|---|---|---|---|---|
| બંગાલ-સીંધ-પંજાબ | ૭૮ | ૫૮ | ૮૪ | ૧૪૭ |
| પંજાબ-અમેરીકન | ૧૭ | ૬૬ | ૮૫ | ૭૦ |
| ઉમરા | ૨૧૯ | ૪૫૭ | ૪૫૧ | ૫૨૫ |
| મધ્ય પ્રાતો | ૫૦ | ૧૨૯ | ૧૬૯ | ૧૬૧ |
| ભરૂચ | ૬૯ | ૫૯ | ૧૦૬ | ૧૮૮ |

| | | | | |
|---|---|---|---|---|
| વેસ્ટર્ન-નોર્થર્ન | ૫ | ૬ | ૯ | ૧૩ |
| તીનાવેલી-કંબોઠ્યા | ૩૨ | ૪૦ | ૨૧ | ૩૦ |
| કુમટા ધારવાડ | ૯ | ૧૭ | ૧૨ | ૧૪ |
| કોકાનાડા | ૬ | ૪ | ૩ | ૬ |
| ધોળેરા | ૩૦ | ૪ | ૬૩ | ૧૬ |
| મઠીયો | ... | ૩ | ૧ | ૧૮ |
| બારસી-નાગપુર | ૮ | ૨ | ૮ | ૬ |
| હૈદરાબાદ | .. | .... | ૧૦ | ૭ |
| આફ્રીકન | ... | ... | ૨ | ૨ |
| બીજી જાતો | .. | ૪ | ૧ | ૯ |
| રીપોર્ટમાં દર્શાવેલી ગાંસડી-કુલ | ૫૨૭ | ૮૫૨ | ૧૦૩૦ | ૧૨૧૫ |
| ખરેખર થયેલી નીકાશ | ૧૧૧૫ | ૧૧૦૯ | ૧૬૫ | ૧૫૮૯ |
| રીપોર્ટ પુરા પાડનારી પેઢીઓની સંખ્યા | ૭ | ૧૦ | ૧૦ | ૧૫ |

જાપાનમા સુતરના ઉદ્યોગની સ્થીતી.

| વરસ | સ્પીંડલોની સંખ્યા | સુતરની પેદાશ. હજાર સ્વલ |
|---|---|---|
| ૧૯૦૩ | ૧૨૯૭૯૬૬ | ૨૮૫ |
| ૧૯૧૩ | ૨૧૬૭૯૨૬ | ૭૫૦ |
| ૧૯૧૯ | ૩૧૭૯૫૬૮ | ૧૧૭૫ |
| ૧૯૨૦ | ૩૧૬૧૭૫૩ | ૧૧૨૮ |

જાપાનમા અમેરીકન રૂની આયાત હજાર ગાંસડી.

| | |
|---|---|
| ૧૮૯૭ | ૬૪ |
| ૧૯૦૦ | ૩૨૩ |
| ૧૯૦૪ | ૪૬ |
| ૧૯૦૫ | ૪૩૬ |
| ૧૯૦૯ | ૨૦૯ |
| ૧૯૧૦ | ૯૫ |
| ૧૯૧૪ | ૩૫૩ |
| ૧૯૧૬ | ૫ ૩ |
| ૧૯૧૭ | ૫૩૦ |

| | |
|---|---|
| ૧૯૨૦ | ૮૭૬ |
| સરેરાશઃ— | |
| ૧૮૯૭-૧૯૦૧ | ૧૭૫ |
| ૧૯૦૨—૧૯૦૬ | ૧૭૨ |
| ૧૯૦૭-૧૯૧૧ | ૧૮૫ |
| ૧૯૧૨-૧૯૨૧ | ૬૭૩ |

છેવટે મી. બર્ટ સારાંશ રૂપે જણાવે છે કેઃ—

૧ રૂના પાકનો અર્ધ કરતાં વધારે ભાગ હીંદનીજ મીલોમા ખપે છે.

૨ હીંદમા સુતરની પેદાશનો લગભગ અરધો ભાગ વીસ કરતાં વધારે નબરનો હોય છે અને એ પ્રમાણ વધતું જાય છે. એને માટે જોઇએ તેટલોજ હોય છ' જેથી નીકાશ માટે બહુજ થોડો ફાજલ પાડી શકાય છે.

૩૨ કરતા વધારે નબરના સુતરની પેદાશનું પ્રમાણ ઘટતુ જાય છે. હાલ જે પેદાસ થાય છે તેને માટે રૂ મોટે ભાગે આયાત થયેલું હોય છે. નીકાશ કરી શકાય એવો લગભગ બધો રૂ નાના તારનો હોય છે. એ કરતાં વધારે સારી જાતના રૂની નીકાશ માટે વેપાર ગોઠવાયો છે પણ તે માટેનો જથો થોડો હોવાથી અને રૂ જોઇએ તેટલો સાફ ન હોવાથી એ વેપાર બહુ વધતો નથી. વીસ કરતા ચહડતા નબરનું સુતર બની શકે એવો રૂ જો પેદા કરાય તો દુનીયામા ખપે એવો થઇ પડે અને હલકા નંબરને લાયકનો રૂ પરદેશોમા ખપાવવાની જે મુશ્કલી કેઈ કોઇ વેળા પડે છે તે મટે. જ્યારે દુનીયામા રૂનો પાક મોટો હોય છે ત્યારે હીદના નાના તારના રૂ માટે પરદેશોમા લેવાળી ઓછી રહે છે. ૧$\frac{1}{8}$ ઇંચ તાર નીકળે એવો રૂ પેદા કરવાની કોશેશ કરવી જોઇએ કેમકે તવા રૂની પેદાસ દુનીયામાં જોઇએ તે કરતા ઓછી છે એવો સારો રૂ પદા કરી ન શકાય તો પણ હીંદમાં રૂની જાત જેમ સુધરે તેમ વધારે લાભ છે. હલકા નંબરોનાં સુતર બનાવવા માટે જોઇએ તે કરતા ઘણો વધારે રૂ હીંદમા પેદા થાય છે તે જાત વધારે પેદા કરવાથી જે લાભ થાય તે કરતા વધારે લાભ રૂની જાત સુધારવાથી મળી શકે; તેટલા માટે કોઇ પણ ઠેકાણે હાલના કરતા વધારે હલકો રૂ ઉગાડવાનો પ્રયત્ન થાય તો તેથી હીંદને હાની થવાનો સંભવ રહે.

---

# ઇંગ્લંડનો હીંદ સાથેનો વેપાર.

ઇંગ્લંડની સરકારે હીંદમાં નીમેલા સીનયર સ્ટ્રેડ કમીશનરે કરેલા રીપોર્ટમાં નીચે પ્રમાણે વીવેચન છેઃ-।

૧૦૨૦-૨૧ ના વરસમાં હીંદમાં થયેલી આયાત ૩૩૫॥ કરોડ રૂપયાની કીંમતની હતી ૧૯૨૧-૨૨ માં તે ઘટીને રૂ.૨૦૬ કરોડની થઇ હતી. ઇંગ્લંડથી થયેલી આયાત ૨૦૪ કરોડ ઉપરથી ઘટી ૧૫૦ કરોડ જેટલી રહી હતી. એ ઘટાડો ૨૬ ટકા જેટલો હતો. યુનાઇટેડ સ્ટેટસથી હીંદમાં આવેલા માલની કીંમત ૩૫ કરોડ પરથી ઘટી ૨૧ કરોડ જેટલી રહી હતી તે ઘટાડો ૩૯ ટકા હતો. જાપાનથી થયેલી આયાત ૨૬ ને બદલે ૧૩ કરોડ જેટલી અર્થાત ૫૦ ટકા ઓછી હતી. દુનિયાંમાં બધે વેપાર મંદ પડયો છ તેથી તથા ઘણો માલ શીલકમાં રહેવાથી આવું પરીણામ આવ્યું છે. તેમાં ધ્યાન રાખવા જેવું તો એ છે કે જરમનીથી આયાત થયેલા માલની રકમ ૪॥ કરોડથી વધી ૭॥ કરોડ જેટલી થઇ હતી જેમાં મુખ્ય રંગ, હાર્ડવેર, કાચની ચીજો, લોખંડ તથા સ્ટીલ અને લડાઇ અગાઉ જે માલ માટે હીંદમાં જરમનીએ પ્રતીષ્ટા મેળવી હતી તેવો પરચુરણ માલ હતો. વેપારમાં અગત્યની ગણાય એવી ચીજો મોકલનારાઓમાં મુખ્ય પદ અનુક્રમે ઇંગ્લંડ, જાવા, યુનાઇટેડ સ્ટેટસ, જાપાન, જરમની તથા બેલ્જયમનું હતું.

આયાત થયેલા માલમાં નોંધ લેવા જોગ, મશીનરી અર્થાત સંચાકામ તથા મીલો માટેનો સામાન હતો. તેની રકમ ૧૯૨૦-૨૧ મા ૨૨૨૭ લાખ રૂપયા જેટલી હતી. ૧૯૨૧-૨૨ માં તે વધીને ૩૪૨૫ લાખ રૂપયા જેટલી થઇ હતી. તેમાં ૨૮૩૨ લાખ રૂપયાનો માલ ઇંગ્લંડથી અને ૪૫૧ લાખ રૂપયાનો માલ યુનાઇટેડ સ્ટેટસથી આવ્યો હતો. એમાં જુદી જુદી જાતના સંચાકામમાંથી નીચે જણાવેલી ચીજોનો આયાત વધી અથવા ઘટી હતીઃ-

| | ૧૯૨૦-૨૧ માં આયાત લાખ રૂપિયા | ૧૯૨૧-૨૨ આયાત લાખ રૂપિયા |
|---|---|---|
| કાપડ માટેના સંચા | ૩૬૭ | ૭૬૪ |
| જુટ ,, ,, | ૨૭૭ | ૪૩૨ |
| વીજળીક ,, | ૨૧૯ | ૩૯૦ |
| બોઇલર | ૧૫૯ | ૨૫૫ |
| ખાણો માટેના સંચા | ૩૦ | ૬૨ |
| તેલની પેદાશ માટે સંચા | ૮ | ૫૪ |
| પેપર મીલના સંચા | ૩૨ | ૩૪ |
| રાઇસ અને ફ્લોર મીલના સંચા | ૫૫ | ૬૪ |
| લાકડાં વહેરવાની ,, ,, | ૧૮ | ૨૯ |
| ખડના કારખાનાના ,, | ૧૭ | ૯૮ |
| શટલ્સ | ૧૪ | ૧૭ |
| પરચુટણ સંચા કામ | ૪૧૩ | ૬૪૦ |

| | | |
|---|---|---|
| ખેતી માટેના સંચા | ૨૯૭૦ | ૧૦૦૫ |
| જોડા શીવવાના ,, | ૪૬૫ | ૨૨૫ |
| ચામડાં કેળવવાના ,, | ૮૨૨ | ૫૮૪ |
| મશીન ટુલ્સ | ૧૩૮૨૩ | ૮૪૧૦ |
| આઇસના ,, | ૨૨૫૫ | ૧૫૫૯ |
| શીવવાના તથા ગુંથવાના સંચા | ૬૮૦૫ | ૨૮૭૧ |
| ચાને લગતા સંચા | ૩૯૧૦ | ૨૬૮૬ |
| ટાઇપરાઇટર | ૩૬૩૩ | ૧૫૫૨ |

અત્યારે મુખ્ય હરીફાઇ ઇંગ્લંડ અને યુનાઇટેડ સ્ટેટ્સ વચ્ચે છે અને તેમાં પણ ઇંગ્લંડ ટકી રહ્યું છે. જરમન માલની આયાત ૧૭ લાખ રૂપીયાપરથી ૫૫ લાખ રૂપીયાની કીંમતની થઇ હતી જેમાં મુખ્ય ચોખાની મીલ માટેના તથા ખાંડના ઉદ્યોગને લગતું સંચાકામ હતું.

કાસ્ટ આયર્ન પાઇપ્સ એન્ડ ફીટીંગ્સ ની આયાત ઘટીને ૯૬ લાખ રૂપયા જેટલી થઇ હતી. એમાં ઇંગ્લંડનો માલ ૭૮ લાખથી ઘટી ૬૮ લાખની કીમતનો અને યુનાઇટેડ સ્ટેટસનો માલ ૨૫ ને બદલે ૨૬ લાખ રૂપયાનો હતો.

ટીન પ્લેટની આયાત ૩૪૦ લાખથી ઘટી ૧૪૦ લાખ રૂપયા જેટલી રહી હતી. મોટર ગાડીઓ માટેના રબર ટાયરની આયાત ૯૬ લાખ રૂપયા જેટલી થઇ એમાં ઇંગ્લંડથી ૨૬ લાખ, ઇટલીથી ૧૧ લાખ, અને યુનાઇટેડ સ્ટેટથી ૨૦ લાખ રૂપયા કીંમતનો માલ આવેલો હતો જ્યારે આગલે વરસે તેની રકમ અનુક્રમે ૩૪, ૪૩ અને ૩૭ લાખ રૂપયા જેટલી હતી. ફ્રાન્સથી આવેલો માલ ૨૮ લાખ રૂપયાનો હતો જે આગલે વરસે માત્ર ૧૪ લાખ રૂપયાની કીંમતનો હતો.

કોલસાની આયાત લડાઇ પછી પહેલીજવાર અગત્યની થઇ પડી છે. છેલ્લાં ત્રણ વરસોની સરખામણી નીચે આપી છેઃ-

| | હજાર રૂ. |
|---|---|
| ૧૯૧૯-૨૦ | ૧૧૯૬ |
| ૧૯૨૦-૨૧ | ૨૯૧૭ |
| ૧૯૨૧-૨૨ | ૫૭૮૦૧ |

૧૯૨૨ મા કુલ ૧૪૮૯ હજાર ટન કોલસો આવ્યો હતો જેમાંથી ૭૦૫ હજાર ટન ઇંગ્લંડથી, ૩૩૯ હજાર નાતાલથી, અને ૨૬૮ હજાર ટન પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રીકાથી આવેલો હતો તેની કીંમત અનુક્રમે ૨૯૨ તથા ૧૨૫ અને ૧૦૧ કરોડ રૂપયાની હતી.

હીંદી ખાણોમાંથી કોલસાની પેદાશ ઘટી છે અને સ્તીમરનાં તથા રેલ્વેનાં નુરના દર ભારે છે તેથી પરદેશી કોલસાની આયાત વધશે.

---

## ટર્કીનો વેપાર.

(ગયા અંકથી ચાલુ)

આયાત થયેલા માલમાંથી ઘણો ભાગ તો પાછો બીજા કોઇ દેશ ખાતે નીકાશ થઇ જાય છે. કુલ નીકાશમાં વધારે માલ એ પ્રમાણે પરદેશથી આવેલો અને ફરીથી નીકાશ થયેલો હોય છે દેશમા બનેલા માલની નીકાશ એ કરતા ઓછી થાય છે.

આયાત જ્યારે ૮૫૨ લાખ પાઉંડની હતી ત્યારે નીકાશ માત્ર ૯૮ લાખ પાઉંડ જેટલી હતી જેમા નીચે જણાવેલી ચીજો મુખ્ય હતીઃ—

| | લાખ પાઉંડ |
|---|---|
| તંબાકુ | ૨૩ |
| સુકાં ફળ | ૧૦ |
| બાળવાના પદાર્થો | ૧૫ |
| ઉન | પાા |
| ઓલાઈવ ઓઈલ | ૩ાા |
| કાચાં તથા અર્ધ કેળવેલાં ચામડાં | ૮ |
| રેશમ | પાા |
| કાગળ ચીથરાં વગેરે | ૮ાા |
| રૂ-કાપડ | ૪ાા |
| અફીણ દવાઓ રસાયણીક પદાર્થો | ૩ા |
| બીજી ચીજો | ૧૧ |

એમા જુદા જુદા દેશોનો હીસ્સો નીચે પ્રમાણે હતોઃ—

| | હજાર પાઉંડ |
|---|---|
| ઇંગ્લંડ | ૭૩૫ |
| ફ્રાન્સ | ૭૦૦ |
| ગ્રીસ | ૯૦૦ |
| હોલંડ | ૧૬૫૬ |
| ઇટલી | ૬૦૦ |
| ઇજીપ્ત | ૪૫૦ |
| અમેરીકા | ૪૦૦ |
| રૂમાન્યા | ૭૬૨ |
| બલ્ગેરીયા | ૩૪૨ |
| બાટુમ | ૪૭૫ |

હોલેંડમાં જે માલ જાય છે તેમાં તંબાકુ મુખ્ય છે. એમાં મોટો ભાગ જરમની માટે હોય છે.




કોફી——આ પાકનો વીસ્તાર નીચે પ્રમાણે છેઃ—

| | (એકર) ૧૯૧૯-૨૦ | ૧૯૨૦-૨૧ |
|---|---|---|
| મદ્રાસ | ૨૫૦૯૦ | ૨૬૫૯૯ |
| કુગ | ૩૨૯૦૦ | ૩૨૧૯૨ |
| માઇસોર | ૫૫૨૯૫ | ૬૨૭૭૬ |
| ત્રાવણકોર | ૮૮૯ | ૯૩૩ |
| કોચીન | ૨૧૪૭ | ૨૧૭૨ |
| કુલ | ૧૧૬૪૧૧ | ૧૨૪૬૭૨ |

તા. ૩૦ મી જુન સુધીમાં થયેલી ઉતરના આંકડા નીચે પ્રમાણે છે.

| | લાખ રતલ<br>૧૯૧૯-૨૦ | લાખ રતલ<br>૧૯૨૦-૨૧ |
|---|---|---|
| મદ્રાસ | ૪૫ | ૪૯ |
| કુગ | ૭૦ | ૭૧ |
| માઇસોર | ૯૩ | ૯૮ |
| ત્રાવણકોર | ૧ | [illegible] |
| કોચીન | ૨ | ૨ |
| કુલ | ૨૧૩ | ૨૨૪ |

કોફીના પાક માટે અગાઉ રોકાયેલી જે જમીન હમણા છોડી દેવાઇ છે તેનો વિસ્તાર ૩૮૮૦ એકર છે જ્યારે પાક માટે ઉપયોગમાં લેવાયેલી નવી જમીનનો વીસ્તાર ૧૨૧૪૧ એકર છે. કુલ બગીચાઓની સંખ્યા ૨૯૪૨ ની છે અને તેમનો કુલ વીસ્તાર ૨૨૩૫૨૪ એકર છે. દસ એકર કરતાં ઓછા વીસ્તારવાળા બગીચાઓને લગતી વીગત મળી ન હોવાથી આ આંકડાઓમાં ગણાઇ નથી અને એટલે અંશે આ આંકડા અધુરા છે. સારી જમીનમાં એકર દીઠ ૨૪૬ રતલ કોફી પેદા થાય છે.

આ પાક માટે રોકાયેલાં લોકોની સંખ્યા ૧૯૨૦-૨૧ માં ૭૪૯૪૫ ની હતી જેમાંથી ૫૦૩૩૪ તો હંમેશાં એ કામ કરનારા હતા. છેલ્લાં પાંચ વરસમાં કોફીની આયાત તથા નીકાસને લગતા આંકડા નીચે આપ્યા છેઃ—

(હજાર હંડ્રવેટ)

| | પરદેશથી આવી. | તેમાંથી નીકાશ થઇ. | હીંદની પેદાશમાંથી નીકાશ થઇ. |
|---|---|---|---|
| ૧૯૧૭-૧૮ | ૧૯ | ૧૦ | ૧૯૫ |
| ૧૮૧૮-૧૯ | ... | ૩ | ૨૧૮ |
| ૧૯૧૯-૨૦ | ૩૬ | ૨૧ | ૨૭૨ |
| ૧૯૨૦-૨૧ | ૩૩ | ૨૮ | ૫ |
| ૧૦૨૧-૨૨ | ૩૫ | ૧૬ | ૨૩૫ |

આ આયાત મુખ્ય કરીને સ્ટ્રેટ સેટલમેંટ અને કેનીયાથી થાય છે અને એશયા તુર્કસ્તાન તથા મસ્કત વગેરે મુલકમાં એની નીકાશ થાય છે હીંદી કાફીની નીકાશનો મુખ્ય ભાગ ઇંગ્લંડ તથા ફ્રાન્સ જાય છે. પણ ૧૯૧૮-૧૯માં ૩૩૦૯૦ હંડ્રવેટ અને ૧૯૧૯-૨૦ માં ૫૭૯૨૩ હંડ્રવેટ કાફી નીકાશ થઇ હતી, તે પાછળથી બંધ પડી છે.

---

# વેપારી આંકડા.

## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઈ. સ. ૧૯૨૨ના મે માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતીઃ—

| આયાત. | મે | | એપ્રીલથી મે સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | રૂ. ૧૦૦૦ | | રૂ. ૧૦૦૦ | |
| જીવતાં જનાવરો ... | ૧૨૪ | ૧૮૦ | ૨૦૩ | ૧૯૦ |
| દારૂગોળો હથીયાર વિગેરે | ૩૮૨ | ૩૫૨ | ૬૦૭ | ૪૨૪ |
| બૉબીન ... ... | ૯૯૯ | ૫૮૬ | ૨૪૫૯ | ૧૨૩૧ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે | ૪૫૩ | ૪૯૧ | ૧૨૦૪ | ૯૮૦ |
| બુટસ અને શુઝ ... | ૧૨૨ | ૧૩૬ | ૪૧૬ | ૨૨૧ |
| ઘર બાંધવાનો સામાન ... | ૨૪૦૯ | ૧૪૨૭ | ૪૪૦૫ | ૨૭૦૦ |
| મીણબત્તી .... ... | ૩ | ૧૧ | ૮ | ૫૮ |
| રસાયણિક પદાર્થો ... | ૧૬૭૧ | ૨૦૫૧ | ૩૪૧૨ | ૩૫૪૫ |
| ઘડીયાળો ... ... | ૨૪૩ | ૧૯૨ | ૫૪૮ | ૩૨૪ |
| કોલસા ... ... ... | ૧૮૮૬ | ૪૭૧૯ | ૪૩૭૯ | ૯૫૩૫ |
| કૉફી ... ... ... | ૧ | ૪૬ | ૪૧ | ૧૦૪ |
| કાથો (સીંદરી) ... .... | ૧ | ૫ | ૬૧ | ૨૭ |
| દોરડાં .... ... ... | ૧૧૬ | ૧૦૨ | ૧૯૬ | ૧૭૭ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) | ૧૨૬ | ૧૨૦ | ૩૩૯. | ૨૯૫ |
| કપુર ... .... ... | ૧૧૨ | ૯૫ | ૩૦૯ | ૧૫૫૮ |
| બીજી જાતની મળી કુલ દવા | ૧૦૯૯ | ૧૨૬૬ | ૨૪૫૯ | ૨૩૪૦ |
| લુગડાં વગેરે રંગવાની ચીજો | ૪૪૨૯ | ૩૨૨૫ | ૮૬૭૮ | ૫૧૯૯ |
| માટીની ચીજો તથા ચીની કામ | ૬૦૨ | ૭૧૨ | ૧૩૧૪ | ૧૫૦૦ |
| ફટાકડા .... ... | ૩૪ | ૧૭ | ૫૭ | ૬૦ |
| ફરનીચર ... ... | ૧૯૩ | ૧૨૨ | ૪૮૧ | ૨૭૦ |
| અન્નનો સામાન.... .... | ૨૦૯૩ | ૨૧૪૪ | ૪૬૪૧ | ૪૨૧૨ |
| ચોખા ... ... | ૫ | ૨ | ૧૭ | ૫૮ |
| ઘઉં .... .... ... | ... | ૩૮ | ... | ૧૯૭૫ |
| ઘઉંનો લોટ ... .... | ૧ | ૭૮ | ૨ | ૨૦૩ |
| ગુંદ ... ... .... | ૮ | ૨૦ | ૩૯ | ૪૦ |

| ચીજનું નામ | મે માસમાં | | એપ્રીલથી મે સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | રૂ. ૧૦૦૦ | | રૂ. ૧૦૦૦ | |
| હાડ વેર ... .... | ૫૭૪૨ | ૫૨૬૬ | ૧૩૮૨૮ | ૯૫૦૨ |
| ચામડાં બિન કેળવાયલાં ... | ૪૪ | ૭૬ | ૧૧૪ | ૧૩૪ |
| ઇલેકટ્રીસીટીને લગતા હથીઆરો | ૫૩૦૨ | ૨૬૯૬ | ૧૧૧૫૪ | ૪૮૧૫ |
| સંગીતનાં વિગેરેને મળી કુલ હથીઆરો. | ૬૪૩૭ | ૩૪૬૧ | ૧૩૭૮૩ | ૬૪૧૩ |
| હાથીદાંત .... . | ૪૫૬ | ૧૬૦ | ૭૧૦ | ૩૦૮ |
| ઝવેરાત .... .... | ૭૦ | ૧૧૭ | ૧૬૨ | ૩૩૪ |
| કેળવાએલાં ચામડાં .. .. | ૬૭૪ | ૫૩૬ | ૧૫૩૦ | ૧૧૧૯ |
| દારૂ ... ... ... | ૩૭૬૫ | ૩૧૫૦ | ૮૨૨૨ | ૬૪૩૪ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... | ૩૪૩૯૪ | ૨૩૦૮૩ | ૬૮૫૩૪ | ૪૯૭૪૦ |
| દીવાસળી ... ... ... | ૧૦૮૪ | ૧૦૩૦ | ૨૩૯૬ | ૨૪૪૦ |
| પીત્તળ કાસુ વગેરે ... ... | ૨૯૦ | ૨૫૫૧ | ૮૬૫ | ૪૯૩૬ |
| ત્રાંબુ ... ... ... | ૧૪૪ | ૧૫૨ | ૨૮૧ | ૨૬૧ |
| લોઢું ... .... ... | ૩૯૨ | ૭૪૮ | ૯૧૭ | ૧૩૬૬ |
| લોઢું અથવા સ્ટીલ .. ... | ૧૪૩૩૨ | ૧૬૫૧૨ | ૩૧૯૨૫ | ૩૧૯૮૪ |
| સ્ટીલ ... ... ... | ૨૭૮૪ | ૩૬૭૩ | ૬૧૯૪ | ૬૪૬૫ |
| સીસુ ... .. ... | ૧૬૪ | ૧૬૯ | ૩૯૮ | ૩૪૫ |
| કલઇ .... ... .... | ૧૬૮૬ | ૭૧૦ | ૨૪૯૮ | ૯૮૧ |
| કેરોસીન તથા બાળવાનું તેલ ... | ૫૫૪૬ | ૩૨૭૦ | ૧૧૪૫૨ | ૮૨૦૨ |
| અળસીનું તેલ ... ... | ૫૧ | ૧૧૧ | ૧૮૮ | ૨૪૪ |
| સર્વ જાતનાં તેલો મળી કુલ .. | ૯૦૪૪ | ૪૫૭૭ | ૧૯૫૩૭ | ૧૦૯૬૯ |
| રંગ રોગાન વિગેરે ... ... | ૮૬૧ | ૧૨૨૩ | ૨૦૮૬ | ૨૩૧૧ |
| કાગળો ... .... ... | ૧૭૦૨ | ૧૯૮૯ | ૪૩૨૬ | ૩૪૧૮ |
| રેલ્વે ગાડાઓ તથા બીજો સામાન | ૨૪૨૩૫ | ૧૭૯૪૭ | ૪૯૬૦૦ | ૩૧૧૪૬ |
| રબર ... .... ... | ૬૧૭ | ૧૬૬૩ | ૧૫૭૧ | ૩૦૧૪ |
| મીઠું .. ... | ૩૮૩ | ૭૦૮ | ૮૦૪ | ૧૧૭૮ |
| સાબુ ... ... ... | ૧૯૦ | ૮૪૭ | ૫૬૬ | ૧૫૭૫ |
| સોપારી ... ... ... | ૧૪૯૭ | ૧૨૩૬ | ૨૫૬૫ | ૧૮૭૩ |
| તેજાનો કુલ ... .. | ૧૯૫૫ | ૧૬૯૭ | ૩૮૦૬ | ૨૬૦૭ |
| સ્ટેશનરી ... ... .... | ૭૯૬ | ૮૪૯ | ૧૮૪૬ | ૧૫૮૮ |
| ખાંડ ... ... ... | ૧૧૫૫૫ | ૯૪૫૬ | ૩૮૩૫૩ | ૧૮૧૬૬ |
| રૂ ... ... ... | ૨૧૦૭ | ૧૪૩૦ | ૬૩૪૨ | ૩૨૪૭ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... | ૬૧૬૧ | ૮૭૩૪ | ૧૩૩૦૬ | ૧૮૨૦૯ |
| સુતરાઉ હોઝીયરી ... ... | ૩૬૧ | ૪૪૭ | ૯૬૭ | ૮૫૭ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... | ૧૮૮૦૬ | ૧૬૦૫૨ | ૪૧૭૨૪ | ૨૯૦૩૪ |

| ચીજનું નામ. | મે માસમાં | | એપ્રીલથી મે સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | (રૂા. ૧૦૦૦) | | (રૂા. ૧૦૦૦) | |
| ધોયલાં પીસ ગુડઝ ... ... | ૪૭૭૦ | ૬૩૨૦ | ૧૧૩૮૫ | ૧૪૯૭૮ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ | ૮૦૯૦ | ૫૬૨૪ | ૧૯૮૪૯ | ૧૧૨૫૬ |
| શીવવાના દોરા ... ... | ૨૪૦ | ૫૧૨ | ૮૪૬ | ૧૦૩૨ |
| સુતરાઉ માલ એકંદર ... | ૪૧૧૩૨ | ૩૯૭૯૬ | ૯૬૦૦૨ | ૭૬૫૨૪ |
| રેશમ કાચું ... ... | ૧૫૪૧ | ૧૧૭૩ | ૧૯૮૦ | ૧૪૭૫ |
| રેશમના પીસ ગુડઝ ... | ૩૩૬૬ | ૨૨૪૨ | ૬૪૦૧ | ૩૪૫૪ |
| કાચું ઉન .... .. | ૬૦ | ૪૫૯ | ૨૦૯ | ૫૧૨ |
| ઉનની હોઝીઅરી .... .... | ૧૧ | ૪૭ | ૧૦૬ | ૮૯ |
| ઉનના પીસ ગુડઝ ... ... | ૯૯૨ | ૮૭૬ | ૨૫૬૬ | ૧૬૦૬ |
| તંબાકુ ... ... ... | ૭૭૮ | ૧૪૭૧ | ૧૫૬૭ | ૨૯૯૭ |
| રમકડાં .... ... ... | ૨૩૭ | ૨૯૧ | ૫૧૬ | ૫૮૪ |
| છત્રીઓ ... ... | ૨૯૪ | ૨૦૮ | ૫૦૩ | ૨૫૮ |
| છત્રીઓનો સામાન ... .. | ૧૪૧ | ૩૮૬ | ૪૫૧ | ૬૧૨ |
| ગાડાં તથા ગાડીઓ (રેલ્વે સિવાય) | ૯૮૫ | ૨૬૮ | ૨૦૦૨ | ૪૯૪ |
| સાઇકલો (મોટર વગરની) ... | ૧૦૬ | ૨૦૭ | ૨૯૧ | ૪૩૨ |
| ,, (મોટર વાળી) .... | ૮૫ | ૫૨ | ૧૮૧ | ૧૧૬ |
| મોટરકાર ... ... ... | ૧૧૫૭ | ૧૨૬૯ | ૩૪૭૮ | ૨૭૭૧ |
| લાકડું .... ... .... | ૮૪૧ | ૫૪૯ | ૨૬૨૮ | ૧૧૫૭ |
| કુલ ખાનગી આયાત | ૨૦૭૪૦૭ | ૧૯૦૧૩૦ | ૪૬૬૦૯૩ | ૩૬૯૦૨૭ |
| સરકારી માલની આયાત .... | ૧૬૮૦૧ | ૧૭૯૪૯ | ૨૫૫૫૪ | ૨૫૦૯૨ |

## નીકાશ ચીજનું નામ.

| | | | | |
|---|---|---|---|---|
| જીવતાં જાનવરો ... ... | ૨૦૩ | ૨૧૨ | ૬૫૧ | ૩૯૯ |
| મીણબત્તી .... ... | ૧૧૬ | ૨૨૧ | ૧૬૮ | ૪૫૭ |
| સૉલ્ટ પીટર ... ... | ૫૮૮ | ૨૫૧ | ૯૧૭ | ૪૮૫ |
| કોલસા .. ... .... | ૨૬૫ | ૫૯ | ૬૬૭ | ૧૪૮ |
| કોફી ... ... ... | ૨૯૨૭ | ૨૩૪૫ | ૬૯૪૯ | ૫૩૬૨ |
| કાથો, (સીંદરી) ... | ૪૯૯ | ૧૨૬૫ | ૧૧૩૭ | ૨૦૪૬ |
| દોરડા ... ... .... | ૭૦ | ૮૭ | ૨૦૦ | ૨૨૨ |
| દવાઓ ... ... ... | ૩૮૩ | ૧૪૬ | ૮૪૬ | ૩૬૧ |
| ગળી ... ... ... | ૬૪૪ | ૫૩૬ | ૧૪૫૩ | ૧૩૬૯ |
| હરડાં બેહાં .. ... | ૨૨૧ | ૮૩૫ | ૬૭૫ | ૧૬૫૫ |
| લુગડાં, ચામડાં વિગેરે રંગવાની ચીજ કુલ | ૧૧૦૭ | ૧૯૧૮ | ૨૫૪૨ | ૨૧૮૩ |

| ચીજનું નામ. | મે માસમાં | | એપ્રીલથી મે સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | (રૂા. ૧૦૦૦) | | (રૂા. ૧૦૦૦) | |
| પ્રેસ કરવા માટે રેસા .... | ૧૯ | ૨૨૧ | ૮૩ | ૩૭૨ |
| ફળ ને શાક ... .... | ૫૮૪ | ૬૫૦ | ૧૨૮૦ | ૧૩૦૯ |
| ડાંગર ... ... ... | ૨૭૭ | ૩૫૧ | ૧૬૯૫ | ૧૦૪૦ |
| ચોખા ... .... ... | ૩૩૨૨૩ | ૪૬૨૧૫ | ૫૬૨૨૩ | ૧૦૧૭૬૨ |
| ઘઉં ... ... ... | ૨૧૫૧ | ૮૩ | ૫૩૮૭ | ૧૪૧ |
| ઘઉંનો લોટ ... .... | ૨૬૨૮ | ૧૫૮૭ | ૪૫૮૧ | ૨૫૫૦ |
| ચોખા ઘઉં અને બીજી જાતનો દાણો કુલ | ૩૯૮૦૬ | ૪૯૫૫૨ | ૭૦૫૭૪ | ૧૦૮૧૫૧ |
| વગર કેળવાયલાં ચામડાં ... | ૪૦૧૪ | ૪૭૧૭ | ૭૨૯૬ | ૯૧૯૫ |
| લાખ ... ... ... | ૫૬૨૭ | ૮૫૧૨ | ૮૩૫૮ | ૧૪૮૩૯ |
| કેળવાયલાં ચામડાં ... | ૨૩૮૮ | ૪૭૯૭ | ૪૬૦૪ | ૮૯૨૧ |
| ખાતર ... ... ... | ૫૪૧ | ૯૭૪ | ૧૨૪૦ | ૧૮૮૫ |
| મેંગેનીઝ ઓર ... ... | ૭૯૦ | ૧૧૫૨ | ૧૭૧૨ | ૨૦૪૮ |
| ધાતુ કુલ ... ... | ૨૧૪૬ | ૩૨૭૦ | ૫૨૩૮ | ૭૯૦૫ |
| અબરખ ... ... | ૩૧૦ | ૬૨૩ | ૧૭૯૮ | ૯૬૨ |
| દીવેલ તેલ .... ... | ૯ | ૧૭૯ | ૨૩ | ૨૧૭ |
| કોપરેલ તેલ ... ... | ૭૫ | ૬૧૨ | ૯૪ | ૧૨૪૬ |
| આળસીનું તેલ ... ... | ૧ | ૫ | ૪૭ | ૧૩ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... | ૨૪૩૫ | ૪૧૪૩ | ૨૭૯૬ | ૫૪૫૦ |
| ની .... ... ... | ૭૮૪ | ૧૨૧૦ | ૧૪૧૦ | ૨૬૧૯ |
| અફીણ ... ... ... | ૫૪૦ | ૨૫૫૯ | ૪૮૩૯ | ૫૨૬૬ |
| રબર .... .... ... | ૫૭૮ | ૪૦૬ | ૧૫૫૮ | ૭૭૬ |
| દીવેલી ... ... ... | ૨૨૨ | ૧૫૯૬ | ૬૪૧ | ૩૪૯૦ |
| ટોપરાં .... ... ... | ૧૯૯ | ૨૩૧૨ | ૨૧૬ | ૩૯૫૦ |
| કપાસીયા ... ... ... | ૮૪૪ | ૧૭૦૫ | ૧૦૮૪ | ૩૪૬૫ |
| સોયસીંગ ... ... ... | ૩૪૫૧ | ૭૬૧૨ | ૬૬૫૩ | ૧૯૧૯૫ |
| અળસી ... ... .... | ૧૧૩૦ | ૧૧૭૫૮ | ૨૧૦૨ | ૧૫૧૯૦ |
| સરસવ ... ... ... | ૩૫૩ | ૪૮૨૦ | ૮૧૦ | ૧૧૦૫૬ |
| તલ ... ... ... | ૪૪ | ૧૮૯૩ | ૭૨ | ૪૭૧૦ |
| તેલનો ... ... ... | ૮૨૫ | ૧૩૩૬ | ૨૦૦૭ | ૨૧૪૫ |
| ખાંડ ... ... ... | ૧૨૬ | ૫૩ | ૧૦૩૬ | ૨૦૭ |
| ચા... ... ... ... | ૮૧૭૪ | ૩૦૭૨ | ૧૫૭૩૫ | ૫૫૭૬ |
| કાચું રૂ ... ... ... | ૪૭૫૧૭ | ૬૨૬૫૫ | ૮૯૬૮૩ | ૧૦૭૪૨૯ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... | ૧૦૨૦૫ | ૪૫૭૫ | ૧૫૭૪૩ | ૯૭૯૭ |

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

| ચીજનું નામ. | મે માસમાં ૧૯૨૧ (રૂ. ૧૦૦૦) | મે માસમાં ૧૯૨૨ (રૂ. ૧૦૦૦) | એપ્રીલથી મે સુધી ૧૯૨૧ (રૂ. ૧૦૦૦) | એપ્રીલથી મે સુધી ૧૯૨૨ (રૂ. ૧૦૦૦) |
|---|---|---|---|---|
| રૂમાલ અને શાલો ... ... | ૫૨ | ૮૨ | ૨૯૨ | ૩૬૪ |
| પીસ ગુડઝ ... ... ... | ૭૬૨૩ | ૫૦૯૯ | ૧૪૩૧૮ | ૯૯૨૪ |
| શણ ... ... ... | ૨૧૨ | ૫૮૨ | ૩૫૯ | ૧૦૦૧ |
| જ્યુટ કાચું ... ... ... | ૪૬૮૧ | ૧૮૯૮૬ | ૧૦૮૧૬ | ૩૦૩૦૦ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... | ૧ | ૭૯ | ૩૦ | ૧૫૧ |
| જ્યુટની બનાવટ ... ... | ૨૧૪૨૩ | ૨૫૯૩૨ | ૪૪૯૯૬ | ૫૨૪૯૨ |
| રેશમ (કાચું) ... ... | ૧૨૪ | ૧૦૯ | ૧૮૧ | ૨૦૪ |
| રેશમ કુલ ... ... ... | ૨૩૭ | ૨૪૪ | ૩૭૪ | ૩૮૫ |
| ઉન કાચું ... ... ... | ૬૦૫ | ૬૪૨૪ | ૧૯૭૩ | ૮૧૬૭ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... | ૪૭૬ | ૧૨૯૮ | ૧૦૫૮ | ૨૦૨૪ |
| તંબાકુ બીડી વીગેરે ... ... | ૬૭૯ | ૬૬૨ | ૧૧૪૭ | ૧૦૧૭ |
| લાકડાં પાટીયાં વીગેરે ... ... | ૭૯૭ | ૫૪૫ | ૧૧૮૩ | ૧૯૯૩ |
| કુલ ખાનગી નીકાશ .... .... | ૧૮૪૧૪૪ | ૨૫૯૯૧૫ | ૩૫૩૫૧૪ | ૪૯૦૧૧૦ |
| સરકારી માલની નિકાશ. ... .... | ૨૬૨૨ | ૬૭૫ | ૬૨૮૯ | ૧૮૦૦ |



## જોઈંટ સ્ટોક કંપનીઓ.

ગયા માચ માસમાં સ્થપાયેલી જોઈંટ સ્ટોક કંપનીઓની વીગત નીચે પ્રમાણે છેઃ—

| નં. | નામ. | અગ્રેસરો તથા ઠેકાણું. | કામકાજ. | થાપણ. રૂ. ૧૦૦૦ |
|---|---|---|---|---|
| ૧ | ત્રીપુરા ઈંડસ્ટ્રીયલ બેંક | સુરેશચંદ્ર ઘોશ કોમીલા ટીપેરા. | શરાફી | ૨૫૦ |
| ૨ | અશીયાટીક ઇન્વેસ્ટમેંટ કોરપોરેશન | ૧૩ ઓલ્ડકોર્ટ હાઉસ સ્ટ્રીટ કલકત્તા | શરાફી અને ધીરધાર | ૨૦૦ |
| ૩ | લક્ષ્મી ઇંડસ્ટ્રીયલ બેંક | પી. બેનરજી ૮૦ ચોરીઘી કલકત્તા | ,, | ૧૦૦૦ |
| ૪ | ફેડરેશન બેંક | રેન્બી એન્ડ કું. બ્રાહ્મણપરા, રાજશાહી | ,, | ૧૦૦ |
| ૫ | વાઇકર એન્ડ કું. | બાલાજી લક્ષ્મણ થોસર એંડ વેંકટેશ એ. વાઇકર, હુબલી | ,, | ૧૦૦ |
| ૬ | ત્રાવણકોર હિંદુ ત્રસ્ટ | ચેંગન્નુર ત્રાવણકોર | શરાફી | ૨૦૦ |

# દેશ સેવા—Our Mission




દરેક દેશની પ્રજા નાણું સાચવવાની ટેવ ગ્રહણ કરી આગળ વધી છે.

હીંદુસ્થાનમાં પણ તે ટેવ દાખલ કરી આપણા દેશની ઉન્નતી થાય તે વિચારથી સેંટ્રલ બેંક ઓફ ઈંડીયા લીમીટેડની હોમ સેવીંગ સેફની યોજના પ્રજાના સનમુખ રજુ કરવામાં આવી છે.

ભારત માતાની કાંઇક સેવા બજાવવાના ઉત્તમ હેતુથી અને પ્રજાને પોતાનું હાલનું નાણું સાચવવાનું એટલું સાધન મળી શકે એ ધારણાથી આ યોજના રચાઈ છે તેનો લાભ લેળવો.

આ તમારા લાભની વાત છે. બેંકને તો નાની રકમનાં ખાતાઓમાં વધુ તકલીફ ઉઠાવવી પડે છે.

સો. ન. પોંચખાનાવાલા.
મેનેજીંગ ડીરેકટર.

| | | | |
|---|---|---|---|
| ૭ ઇસ્ટેટ લોન એંડ ઈંડસ્ટ્રીઝ (ઈંડીયા) | હેન્સલક્ષ સન્સ એંડ કું. ૪, ડાકર્સ લેન કલકત્તા | ધીરધાર | ૧૦,૦૦,૦૦ |
| ૮ રસલ કું. | ૮ કલાઈવરો, કલકત્તા | શેરોનું | ૫૦૦ |
| ૯ અલીમોર કું. | કલાઇવ બીલ્ડીંગ કલકત્તા | ,, | ૫૦૦ |
| ૧૦ અનામલાઇ યુનીયન એંક | એ. આર. શ્રીનીવાસ મુડલીયર, અન્નામલાઈ, મદરાસ, | એંકનું | ૧૦૦ |
| ૧૧ ચીન્નાયકાગમ શ્રી ધનલક્ષ્મી વીલાસની ધી | એમ. રંગાસ્વામી ગુંડર કોઇંબતુર | ,, | ૧૦૦ |
| ૧૨ મદ્રાસ બેનીફીટ કું. | એસ. એમ. કે. મહમદ રોથર મદ્રાસ | ચીઠીનું | ૧૦૦ |
| ૧૩ પરોપકાર દ્રવીયસગાય બેનીફીટ કું. | મનુસ્વામી નાઇડુ મદ્રાસ | ચીઠીનું | ૧૬ |
| ૧૪ શ્રી મીનાચી વીલાસ બેનીફીટ કું. | ટી. નાદમુની નાયગર, મદ્રાસ | ,, | ૨૦ |
| ૧૫ સાઉથ આર્કટ ઈંડસ્ટ્રીયલ વર્કસ | વી. અપસ્વામી, કડાલુર મદ્રાસ | મોટર | ૨૫ |
| ૧૬ સી. ટી. ઓટો ત્રાન્સપોર્ટ કું. | એસ. એન. ગામડીયા એંડ ઇ. વી. અરડાધ, જેઠા સ્ટ્રીટ, લેમીંગ્ટન રોડ, મુંબઇ | ,, | ૯૯ |
| ૧૭ પીસલવર્સ પ્રીન્ટીંગ એંડ પબ્લીશીંગ કું. | ટી. કે. રાજગોપાલન ત્રીચીનાપોલી, | છાપવાનું વધા પ્રગટ કરવાનું | ૨૦ |
| ૧૮ તામીલ પબ્લીશીંગ કું. | એ. વી. સુબ્રમનીયા આયર, તીનાવેલ્લી મદ્રાસ | ,, | ૧૦૦ |
| ૧૯ બીકાનેર કેમીકલ એંડ ફર્મોસ્યુટીકલ વર્કસ | ૯, જગમોહન મલીક સ્ત્રીટ, કલકત્તા | દવાઓનું | ૬૦ |
| ૨૦ બંગાલ આયુર્વેદ એંડ ત્રેડીંગ કું. | કમર્શીયલ યુનીયન, વોલટર રોડ. ઢાકા | ,, | ૨૦૦ |
| ૨૧ આર. સી. ગુપ્ત એંડ સન્સ | ૪૮. કલાઇવ સ્ત્રીટ કલકત્તા | ,, | ૧૦૦ |
| ૨૨ વ્હાઇટ હોલ ફાર્મસી | ૧૩૧, લોઅર સરકયુલર રોડ, કલકત્તા | ,, | ૫૦ |
| ૨૩ શ્રી યોગ આશ્રમ ફાર્મસી, | દેહરાદુન | ,, | ૫૦૦ |
| ૨૪ કીશોરગંજ શુગર કેન ક્રુશીંગ મીલ્સ | નંદી, દાસ, એંડ કું. કીશોરગંજ. | શેરડી પીલવી | ૧૦૦ |
| ૨૫ હેનરી વીલ્યમ્સ | કલકત્તા | એન્જીનીયરીંગ | ૨૦૦૦ |
| ૨૬ શેશે એંડ સુંદરમ | ટયુટીકોરીન | ,, | ૫ |
| ૨૭ તાજ એન્જીનીયરીંગ વર્કસ | એમ. એચ. દીનશા એંડ કું. મુંબઇ | ,, | ૩૦૦ |
| ૨૮ શેરપુર ઇમ્પ્રુવમેંટ સીન્ડીકેટ | એંટર પ્રાઇઝ એંડ કું. હેસ્ટીંગ સ્ત્રીટ, કલકત્તા | વીજળી | ૫૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૨૯ કરાંચી લાઇમ સેંડબ્રીક કું. | ઓડીન ટેલર પ્રટ એલ્ફીન્સ્ટન સ્ત્રીટ કરાંચી | ઇંટો ચુનો વગેરે બનાવવાં | ૩૫૦ |
| ૩૦ થીવ્સ કોટન એંડ કું. | મુંબઇ | આડત | ૭૦૦૦ |
| ૩૧ લીવર બ્રધર્સ | કલકવા | સાબુ વગેરે બનાવવા | ૧૨૦૦૦ |
| ૩૨ પાયોનીયર સોપ એંડ કેમી કલ વર્કસ | બીસ્વાસ એંડ કું. કલકવા | " | ૨૫૦ |
| ૩૩ તારકીબંદર યુનીયન સ્ટોર્સ એંડ સ્મોલ ઇંડસ્ત્રીઝ | ફ્રેંડસ એંડ કું. તારકીબંદર બારીસાલ | વેપાર | ૨૦ |
| ૩૪ નેશનલ ટેકસટાઇલ્સ | મહેતા એંડ કું. કેનીંગ સ્ત્રીટ કલકત્તા | વેપાર અને માલ ચઢાવનાર | ૨૫૦ |
| ૩૫ સારા કોટન એંડ સીલ્ક ફેકટરી | રામચંદ્ર મુકરજી, સારા પબ્ના | કાપડ અને સુતર બનાવવું | ૧૦૦ |
| ૩૬ પાલીશીલ્પ ભંડાર | જોગેંદ્રનાથ સરકાર શૈલકુપ જેસોર | વેપાર | ૨૦ |
| ૩૭ બીનાપાણી ઇંક સ્ટોર | જે. ચેટરજી, કોર્નવાલીસ સ્ત્રીટ, કલકત્તા | શાહી | ૫૦ |
| ૩૮ એમ. એ. સાસુન એંડ સન્સ | ઇઝરા સ્ત્રીટ, કલકત્તા | વેપાર | ૧૦૦૦ |
| ૩૯ લક્ષ્મી નારાયણ સેન એંડ સન્સ | ૬૨, ચોરંઘી, કલકત્તા | સોના રૂપાના દાગીના | [illegible] |
| ૪૦ જેમ્સ હીંકસ એંડ સન્સ | ઇસ્ટર્ન ઇંડસ્ત્રીયલ ટ્રેડીંગ કું. કલકત્તા | દીવા ગેસ વગેરે | ૨૫,૦૦ |
| ૪૧ બંગાલ મર્ચંટસ યુનીયન | ઘોશ મીત્ર એંડ કું. કલકત્તા | વેપાર | ૫૦ |
| ૪૨ બંગાલ હાર્ડવેર એંડ સ્ટીલ કું. | હેરીસન રોડ, કલકત્તા | " | ૫૦ |
| ૪૩ ઇ. જી. કુલેપ એંડ કું. | મીશન રોડ, કલકત્તા | " | ૫૦૦ |
| ૪૪ મીચલ એંડ કું. | પાર્ક સ્ત્રીટ કલકત્તા | દરજીનું | ૨૦૦ |
| ૪૫ મહાલીંગમ સોલ્ટ વર્કસ | ૫, મીશનરો, કલકવા | નીમક બનાવવું | ૨૦૦૦ |
| ૪૬ દેવ | ૩૩, કેનીંગ સ્ત્રીટ, કલકવા | વેપાર અને આડત | ૫૦ |
| ૪૭ રેન્બી એંડ કું. | બ્રાહ્મણપરા, રાજશાહી | " " | ૨૦ |
| ૪૮ લક્ષ્મીનારાયણ સેન એંડ સન્સ (તીતાગઢ) | તીતાગઢ | દાગીના બનાવવા | ૬૦ |
| ૪૯ કલ્યાણગંજ ધર્મગોળ બેકીંગ કું. | જામીનીકાંત ઘોસ કલ્યાણગંજ દીનાજપુર | વેપાર | ૧૦૦ |
| ૫૦ ચરખા સ્પી. એંડ વી કું. | કે. લક્ષ્મણ નાયક દક્ષીણ કાનરા, મદ્રાસ | કાપડ સુતર બનાવવાનું | ૨૦ |
| ૫૧ સી. પરીખ એંડ કું. | બળવંતલાલ કેવળચંદ પરીખ એંડ કું. ઘીકાંટારોડ અમદાવાદ | વેપાર | ૧૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૨ ટીકારામ એ ંડ સન | બદરો બીલ્ડીંગ બરાબઝાર, અલીગઢ | વેપાર | ૧૦૦ |
| ૩ રોઝ એ ંડ કું. | શીયાલકોટ | રમત ગમતનાં સાધનો | ૪૦ |
| ૪ પી. મુકરજી એ ંડ કું. | દીલ્હી | કોલસાનો વેપાર | ૨૦૦ |
| ૫ આસામ વીવીંગ ફેક્ટરી | બીષ્ણુપ્રસાદ બારૂઆ, લાહીંગના ઠાચારી, આસમ | કાપડ તથા સુતર બનાવવું | ૨૦ |
| ૬ જુરા સ્પીનીંગ એ ંડ વીવીંગ કું. | ચારી એ ંડ કું. મીશનરો, કલકતા | મીલોનું | ૨૦,૦૦ |
| ૭ નલથીનપુતુર સ્પી. એ ંડ મીલ્સ | વી. દેશીઠાચારી કોઇલીપટી, પાલમકોટા | ,, | ૧૦,૦૦ |
| ૮ હુગરાજુલી ટી. કું. | એ ંડ રૂ સુલ એ ંડ કું. કલકતા | ચા, ગળી વગેરેની પેદાશ તથા વેપાર | ૨.૦ |
| ૫૯ તેલોઇજાન ટી. કું. | મેકલાઉડ એ ંડ કું. ૩૨, ડેલહાઉઝી સ્કવેર, કલકત્તા | શાકભાજી વગેરે ઉગાડવાં | ૬,૦૦ |
| ૬૦ બોરાહી ટી. કું, | બેગડનલોપ એ ંડ કું. | ચા કાફી વગેરે ઉગાડવાં | ૬,૦૦ |
| ૬૧ એગ્રીકલ્ચર એ ંડ ફીશરી | ખુલના સીન્ડીકેટ ખુલના | ખેતી તથા ઢોર ઉછેરવાં અને માછલી પકડવી | ૧૦૦ |
| ૬૨ ઇસ્ટર્ન ડ્રીલીંગ સીન્ડીકેટ | ૪, કલાઇવ બીલ્ડીંગ કલકતા | કોલસા, ગાસલેટ વગેરે માટે ખાણોનું | ૧૯,૦૦ |
| ૬૩ કલકતા કોલ કું. | કેનીંગ સ્ટ્રીટ, કલકતા | કોક બનાવવાનું | ૫૦ |
| ૬૪ ઇબરીવર કોલ્યરી | મેકલાઉડ હાઉસ કલકત્તા | લોખંડ તથા કોલસાની ખાણો | ૫,૦૦ |
| ૬૫ કોયાડી કોલ કું. | કેનીંગ સ્ટ્રીટ, કલકત્તા | કોલસાની ખાણ | ૧,૦૦ |
| ૬૬ ટવીન્ચોસ એ ંડ ટવીન્ચ્આઝ કોરપોરેશન | ચેનાન યંગ અપર બરમા | કેરોસીનની ખાણ | ૨૦,૦૦ |
| ૬૭ ગુપ્ત એસ્ટેટ્સ | ૨૭, ગ્રેસ્ટ્રીટ, કલકત્તા | જમીનનો વેપાર | ૨૫,૦૦ |
| ૬૮ રંગાશેહા હીલ | કે. એસ. રામસ્વામી આયર મુંબઈ | જંગલ તથા જમીન લેવી વગેરે | ૧,૦૦ |
| ૬૯ સાઠયે કુમાર એસ્ટેટ | ,, | ,, | ૨,૫૦ |
| ૭૦ ગ્યોગન લેંડ સીન્ડીકેટ | ૮૦ મોગલ સ્ટ્રીટ, રંગુન | જમીનનો વેપાર | ૨,૦૦ |
| ૭૧ ત્રાવણકોર શુગર્સ | આનંદ નારાયણદાસ ખુશાલદાસ એ ંડ કું. ત્રીવેંદ્રમ | ખાંડ બનાવવી | ૧૨,૦૦ |
| ૭૨ નેશનલ થીયેટર્સ ઓફ ઇંડીયા | દીલ્હી | નાટક શાળાઓ સીનેમા વગેરે | ૧૦,૦૦ |

(કુલ થાપણ ચઉદ કરોડ નેવ્યાસી લાખ પચીસ હજાર) કુલ રૂ. ૧૪૮૯૨૫

## પરદેશનો વેપાર.

મે માસમાં.

| ( લાખ રૂપીયા. ) | આયાત. | | નીકાશ | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| ખોરાક તંબાકુ વગેરે ... | ૨૦૨ | ૧૯૧ | ૫૪૪ | ૫૮૬ |
| કાચો માલ ... ... | ૧૬૯ | ૧૬૬ | ૭૭૩ | ૧૪૭૬ |
| બનેલો માલ ... .... | ૧૬૮૮ | ૧૫૧૯ | ૪૯૫ | ૫૨૨ |
| પરચુટણ ... ... | ૧૨ | ૨૮ | ૨૭ | ૧૩ |
| કુલ ... ... | ૨૦૭૪ | ૧૯૦૬ | ૧૮૪૧ | ૨૫૯૯ |

એપ્રીલ તથા મે માસમાં

| ( લાખ રૂપીયા. ) | આયાત. | | નીકાશ. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| ખોરાક તંબાકુ વગેરે ... | ૫૭૨ | ૩૮૫ | ૧૦૧૨ | ૧૨૫૮ |
| કાચો માલ .... .... | ૩૮૭ | ૩૩૪ | ૧૪૬૯ | ૨૫૬૪ |
| બનેલો માલ ... ... | ૩૬૪૮ | ૨૯૨૧ | ૯૬૭ | ૧૦૫૧ |
| પરચુટણ .... .... | ૫૨ | ૪૮ | ૫૪ | ૨૪ |
| કુલ ... ... | ૪૬૬૦ | ૩૬૯૦ | ૩૫૩૫ | ૪૯૦૧ |

## કાપડની પેદાશ તથા આયાતની સરખામણી.

| જાત | | માર્ચ માસમાં | |
|---|---|---|---|
| | | ૧૯૨૨ | ૧૯૨૧ |
| | | હજાર યાર્ડ. | હજાર યાર્ડ. |
| કોરા તથા ધોએલાં કપડની | પેદાશ ... ... ... .. | ૧૦૮ | ૧૨૭ |
| ,, ,, | આયાત ... ... ... ... | ૫૮ | ૭૬ |
| રંગીન કાપડ | પેદાશ ... ... ... ... | ૩૧ | ૩૮ |
| ,, ,, | આયાત ... ... ... ... | ૯ | ૨૧ |

## સુતરની નંબરવાર પેદાશ, તથા આયાતની સરખામણી

લાખ રતલ. એપ્રીલ માસમાં

| નંબર | ૧૯૨૨ | | ૧૯૨૧ | |
|---|---|---|---|---|
| | પેદાશ | આયાત | પેદાશ | આયાત |
| ૧ થી ૨૫ ... ... ... ... ... | ૪૯ | ૧ | ૪૮ | ... |
| ૨૬ થી ૪૦ ... ... ... .... .... | ૫ | ૩ | ૫ | ૧ |
| અને ઉપરાંત ... ... .... ... ... | ... | ... | ... | ... |

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઈ.

## સુતરની પ્રાંતવાર પેદાશ (લાખ રતલ.)

એપ્રીલ માસમાં.

| પ્રાંત. | ૧૯૨૧ | ૧૯૨૨ |
|---|---|---|
| મુંબઈ ... | ૩૮૭ | ૩૯૧ |
| મદ્રાસ ... | ૩૭ | ૪૧ |
| બંગાલ ... | ૨૬ | ૨૨. |
| સંયુક્ત પ્રાંતો ... | ૨૯ | ૩૨ |
| અજમેર-મેવાડ ... | ૧ | ૧ |
| પંજાબ ... | ૨ | ૩ |
| દીલ્હી ... | ૨ | ૨ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. ... | ૨૭ | ૨૭ |
| દેશી રાજ્યો ... | ૩૦ | ૩૧ |
| કુલ ... | ૫૪૫ | ૫૫૪ |

## પ્રાંતવાર કાપડની પેદાશ.

(એપ્રીલ માસમાં.)

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. | | લાખ રતલ. | | લાખ વાર. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨: |
| મુંબઈ ... | ૪૯૨ | ૪૦૧ | ૩૧૪ | ૨૫૪ | ૧૪૩૦ | ૧૧૭ |
| મદ્રાસ ... | ૨૦ | ૧૯ | ૧૩ | ૧૨ | ૩૯ | ૩ |
| બંગાલ ... | ૫ | ૨ | ૩ | ૨ | ૧૫ | [illegible] |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૦ | ૧૨ | ૭ | ૮ | ૨૬ | ૨ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર | ૨૧ | ૨૦ | ૧૪ | ૧૩ | ૫૬ | ૫ |
| દેશી રાજ્યો .. | ૨૦ | ૧૯ | ૨૩ | ૨૩ | ૮૭ | ૮ |
| કુલ ... | ૫૭૮ | ૪૮૧ | ૩૭૭ | ૩૧૭ | ૧૬૬૨ | ૧૪૦ |




મેસર્સ આઇ. એંડ ઇ. ફ્રેંકનેલ (૨૯૧ બ્રોડવે, ન્યુયોર્ક સીટી) ધાબળી બનાવવા માટે ઉન નીકાશ કરનારના તથા ધોયા વગરના ગ્રેશટીંગ આયાત કરનારનાં નામ માગે માલની કીંમતના નેવુ ટકા જેટલી રકમ માટે નાણાની ગોઠવણુ તુરતજ કરવામા આવશે બાકીના દસ ટકા ન્યુયોર્કમા મળેથી આવશે. વધુ વિગત માટે લખો આ ચેમ્બરને અથ અત્રેના અમેરીકન કોન્સલને.

*Registered No. B.810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

| | | | | |
|---|---|---|---|---|
| | રૂ. આ. પા. | | | રૂ. આ. પા. |
| છુટક નકલ રોકડેથી | ૦—૬—૦ | | વાર્ષિક લવાજમ મુંબાઈ | ૩—૮—૦ |
| ,, ,, વી. પી. થી | ૦—૧૦—૦ | | ,, ,, હીંદુસ્તાન | ૪—૦—૦ |
| | | | ,, ,, પરદેશ | ૪—૧૨—૦ |

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

અધિપતી—જયસુખલાલ કૃષ્ણલાલ મેહેતા.

સ્તક ૧૫ મું. VOL. XV. SEPTEMBER 1922. No. 3 સપ્ટેમ્બર ૧૯૨૨ અંક ૩ જો.

## અનુક્રમણિકા.

સુચના—ચેમ્બરની કમીટીએ જાહેર કરેલા ન હોય એવા જે વીચારો આ માસીકમાં દર્શાવવા આવે તેને માટે ચેમ્બરની કમીટી જોખમદાર નથી.

# મોટરકાર બનાવવાનો ઉદ્યોગ.

કેટલાંક વરસોથી મોટરકાર બનાવવાના ઉદ્યોગમાં યુનાઇટેડ સ્ટેટસ કરતાં યુરોપ વધારે ચઢીયાતું હતું અને ફ્રાન્સ, જરમની, ઇંગ્લંડ, ઇટલી તથા સ્વીટઝરલેંડથી મોટરકારો યુનાઇટેડ સ્ટેટસ જતી. યુનાઇટેડ સ્ટેટસમાં બનેલી મોટરકાર એ દેશની બહાર દેખાતી ન હતી એ સ્થીતી અત્યારે બદલાઇ ગઇ છે. હવે અમેરીકનો પણ વધારે સારો માલ બનાવવા લાગ્યા છે. લોકોને કેવો માલ પસંદ પડશે અને કેવો માલ વધારે ટકાઉ તથા સગવડ ભર્યો નીવડશે તેને તેમણે અભ્યાસ કર્યો છે અને તેમનો માલ યુરોપના દેશોમાં એટલી છુટથી જવા લાગ્યો છે કે ત્યાં હરીફોને નસાડવાને શક્તીવાન થશે એમ લાગે છે. એ ઉદ્યોગની ખીલવણી કેટલી ઝડપથી થઇ છે તે નીચેના આંકડા પરથી ખબર પડશે:—

| | પેસેંજરકાર (હજાર) | મોટર ગાડાં (હજાર) | કુલ સંખ્યા (હજાર) | કીંમત લાખ ડોલર |
|---|---|---|---|---|
| ૧૮૯૯ | ૩ | ...... | ૩ | ૪૭ |
| ૧૯૦૪ | ૨૧ | ...... | ૨૧ | ૩૦૮ |
| ૧૯૦૯ | ૧૨૭ | ૩ | ૧૩૦ | ૧૬૫૧ |
| ૧૯૧૪ | ૫૪૪ | ૨૫ | ૫૬૯ | ૪૫૮૯ |
| ૧૯૧૯ | ૧૬૫૭ | ૩૧૬ | ૧૯૭૪ | ૧૮૮૫૧ |
| ૨૯૨૦ | ૧૮૮૩ | ૩૨૨ | ૨૨૦૫ | ૨૨૩૨૯ |

ઇ. સ. ૧૯૨૧માં આ ઉદ્યોગ નબળો પડયો હતો. માત્ર ૧૬૮૦ હજાર ગાડી કે ગાડાં બનાવવામાં આવ્યાં હતાં. ૧૯૨૦ની સાલ સાથે સરખાવતાં તે ૨૪ ટકા જેટલો ઘટાડો દર્શાવે છે.

૧૯૨૦માં એ વેપારમાં વેપારીઓ કેટલો નફો મેળવતા હતા તે દર્શાવવા માટે એટલું કહી શકાય કે માલ બનાવનારે વેચ્યો તે વેળા તેની કીંમત ૫૫ કરોડ પાઉંડની હ પણ વેપારીઓએ ઘરાકોને તેજ માલ વેચવા માટે રાખેલી છુટક કીંમત નેવું કરોડ પાઉંડની હતી.

વળી એ ઉદ્યોગથી રબરના ઉદ્યોગને ઘણું ઉત્તેજન મળ્યું હતું અને તેમાં આપણે આશ્ચર્ય પામીએ એવો વધારો થયો હતો.

મોટરકાર બનાવવાના કામમાં રોકાયેલા મજુરોની સંખ્યા ૧૯૦૪માં ૧૩૩૩૩ની હતી તે વધીને ૧૯૧૦માં ૭૦૩૫૬૦ની થઇ હતી. એના ઉપર આધાર રાખતા બીજા ઉદ્યોગો સાથે લઇએ તો કુલ દસ લાખ કરતાં વધારે માણસોને એથી આશ્રય મળે છે. યુનાઇટેડ સ્ટેટસમાં એ ઉદ્યોગ માટે વીસ લાખ ટન સ્ટીલ દર વરસે વપરાય છે.

દુનીયામાં જુદા જુદા દેશોમાં મળી કુલ ૧૦૯ લાખ મોટરકાર નોંધાઇ છે તેમાંથી ૯૨ લાખ યુનાઇટેડ સ્ટેટસમાં નોંધાયેલી છે. વળી કેનેડા તથા ઇંગ્લંડ વગેરે દેશોમાં જઇને યુનાઇટેડ સ્ટેટસના

લોકો ત્યા મોટરકાર બનાવે છે. દુનીયામાં મોટરકાર જેટલી બને છે તેનો નેવુ ટકા જેટલો ભાગ એ રીતે અમેરીકનો બનાવે છે બાકીના લોકોએ બનાવેલી મોટરકાર દસ ટકા જેટલી હશે. યુનાઇટેડ સ્ટેટસમાં અત્યારે એક કરોડ મોટરકાર હશે જ્યારે ઇંગ્લંડમાં માત્ર ૭૫૦ હજાર હશે અને તેમાં પણ અર્ધો ભાગ તો અમેરીકનોએ બનાવેલી હશે. મોટરકાર બનાવવાનો ઇંગ્લંડનો ઉદ્યોગ હવે નાશ પામે એવા ભયમાં છે જ્યારે દુનીયામાં એ ઉદ્યોગમાં પ્રથમ સ્થાન અમેરીકનોએ પ્રાપ્ત કર્યું છે. એમણે જેમ બને તેમ સસ્તો માલ બનાવવા પર ધ્યાન આપ્યું છે ફોર્ડના જાણીતા માર્કાની મોટરકાર માટે ૩૨૫ ડોલર એટલે કે પોણોસો પાઉંડ સુધી કીંમત ઘટાડી છે અને તોપણ તે માટે રોકાયેલા મજુરોને ઇંગ્લંડમાં અપાય છે તે કરતાં ત્રણ ગણી મજુરી યુનાઇટેડ સ્ટેટસમાં મળે છે અને નફો પણ ઇંગ્લંડ કરતા ત્રણ ગણો અમેરીકનો કરે છે. ઇંગ્લંડનો ખેડુત જેટલી સહેલાઇથી ૩૦ પાઉંડ ખરચી શકે તેટલી સહેલાઇથી અમેરીકન ખેડુત ફોર્ડકાર માટે ૩૨૫ ડૉલર ખરચે છે. અમેરીકન ખેડુતો પાસેથી મોટરકારની સંખ્યા ૩૧ લાખ જેટલી છે. એકલા ટેકસાસ પ્રાંતના ખેડુતો પાસે બે લાખ મોટરકાર છે એ મોટરકારની નીકાશ છેલાં થોડાં વરસો દરમ્યાન કેટલી વધી છે તે નીચે દર્શાવી છેઃ—

| વરસ | પેસેન્જરકાર (હજાર) | મોટર ગાડાં (હજાર) |
|---|---|---|
| ૧૯૧૫ | ૨૩ | ૧૩ |
| ૧૯૧૬ | ૫૬ | ૨૧ |
| ૧૯૧૭ | ૬૪ | ૧૫ |
| ૧૯૧૮ | ૩૬ | ૧૦ |
| ૧૯૧૯ | ૬૭ | ૧૫ |
| ૧૯૨૦ | ૧૪૧ | ૨૯ |

એમાં છેલા એક વરસમાં થયેલો વધારો ખાસ નોંધ લેવા જેવો છે.

---

## ઈંગ્લંડનું દેવું કેવી રીતે વધી ગયું?

ઇ. સ. ૧૭૯૩માં ઇંગ્લંડ તથા ફ્રાન્ચ વચે લડાઇ શરૂ થઇ ત્યારે ઇંગ્લંડની સ્થિતિ સંતોષકારક હતી. દેવું મોટે ભાગે સાત વરસની લડાઇ તથા અમેરીકન વીપ્લવને લીધે જાગેલી લડાઇને લીધે થયું હતું. અને તે ૨૩૯૫ લાખ પાઉંડ જેટલું હતું. ચલણી નોટોની રકમ ૧૧૦ લાખ પાઉંડ જેટલી હતી અને તેની સામે બેંકોની સધર જામીનગીરી હતી. લડાઇ જાગી એટલે સરકારી મહેસુલથી વધી ગયેલા ખરચને પહોંચી શકાયું નહીં. વર્ષમાં ગયેલી ખોટની રકમ ૧૭૯૫ માં ૩૨૦ લાખ અને ૧૭૯૬ માં ૩૬૦ લાખ હતી. તેને પહોંચી વળવા માટે

એટલી રકમની લોન બેંક ઓફ ઇંગ્લંડ પાસેથી લેવામાં આવી હતી. ૧૭૯૭ માં પાક સારો ન ઉતર્યો અને વેપારમાં પણ મંદી આવી તેને લીધે હેમબર્ગ સાથેની હુંડીને ભાવ ગગડવા માંડયો એટલે ઇંગ્લંડથી સોનું પરદેશ ખાતે નીકાશ થઇ જશે એવી ધાસ્તી ઉત્પન્ન થઈ તેથી બેંકની નોટને બદલે નાણાં આપવાનું બંધ પાડવામાં આવ્યું. વટાવીને નાણાં મેળવી ન શકાય એવી નોટોનું ચલણ એ રીતે શરૂ થયું. પરીણામે માલના ભાવ ૧૮૦૧ સુધીમાં પચાસ ટકા વધ્યા અને સરકારની મહેસુલ ખર્ચ માટે જોઇએ તે કરતાં ઓછી પડવાથી દર વરસે ખોટ આવવા લાગી અને તેને પહોંચી વળવા માટે દર વરસે નવું દેવું કરવું પડયું. ચલણી નોટોનો ફેલાવો વધારવામાં આવ્યો નહીં તેથી બજારમાં નોટો માટે વટાવ બોલાયો નહીં. ૧૮૦૮-૧૮૦૯ની લગભગમાં સ્થીતી બદલાઇ. એ વરસમા સટો શરૂ થયો અને બજેટમાં મોટો ખાડો પડવાથી નવી લોન કહાડવી પડી એટલુંજ નહીં પણ બેંક ઓફ ઇંગ્લંડની નોટનાં ચલણમા પણ વધારો કરવામાં આવ્યો. ૧૮૧૦ સુધીમાં ૨૫૦ લાખ પાઉંડની નોટો ચલણમાં ફરતી થઇ અને ભાવનું પ્રમાણ દેખાડનારાઓ આક ૧૬૪ સુધી ગયો તે પછી નોટો માટે બજારમા ખુલી રીતે વટાવ બોલાવા લાગ્યો. ૧૮૦૯મા સોનાનો ભાવ આંઉસની ૭૭ શી. ૧૦॥ પેન્સને બદલે ૯૦ શીલીંગ બોલાયો અને પરદેશોને સાથેની હુંડીના ભાવમાં તે પ્રમાણે ફેરફાર થયો. રીકાર્ડોએ તેનું ખરૂં કારણ પારખી કહાડયું અને ૧૮૧૦ માં બુલીઅન કમીટીએ રીપોર્ટમાં સ્પષ્ટ દર્શાવ્યું કે નોટો ઉપરના વટાવનું અને પરદેશો સાથેની હુંડીના ભાવમાં થતી ઘટનું કારણ નોટો વટાવવા માટેની સગવડના અભાવનુંજ હતું. સરકારે એ વાત તેનો વેળા સ્વીકારી નહીં પણ તે વખતથી સરકાર નવી લોન કહાડવામાં અને ચલણી નોટોમાં વધારો કરવામાં બહુજ સંભાળથી વર્તવા લાગી. લડાઇ પછી ૧૮૧૮ માં ભાવનો આક ૧૩૫ નો હતો તે ઘટીને ૧૮૨૦ માં ૧૦૬ સુધી ઘટી ગયો અને વેપાર ધંધો સુધરવાથી સરકારની મહેસુલ તથા ખરચનું સમતોલપણું થયું એટલે ચલણી નોટોને બદલે સોનાના સીક્કા આપવાની તૈયારી કરવાનું બની શકયુ. ૧૮૨૧ માં એ તૈયારી સંપુર્ણ થયેથી નોટને બદલે નાણાં આપવા માંડયાં. પછી ચલણી નોટોની સંખ્યા ઘટાડવાની વખત આવી તે બધાંને દુખદાયી થઇ પડી અને વેપારી વર્ગમાં પણ અસંતોષ ફેલાયો. લડાઇને લીધે ગ્રેટ બ્રીટનને માથે ૮૬ કરોડ પાઉંડનું દેવું થયું. તેને ધીમે ધીમે ઘટાડવા માટે ઘણો પ્રયત્ન કરાયો પણ જેટલી રકમ ભરાતી તેટલી રકમ પાછળથી થોડી વારે લડાઇ જાગતાં લોનથી ઉભી કરવી પડતી એટલે દેવામા ઘણી ઝડપથી ઘટાડો થઈ શકયો નહી. ૧૮૫૪ સુધીમાં દેવું ઘટાડીને ૭૬૯૦ પાઉંડ સુધી લાવી શકયું પણ ક્રીમીયન વોર પછી પાછું ૮૦૮૦ લાખ પાઉંડ સુધી વધી ગયું. વળી પાછું ૧૯૦૦ સુધીમાં ઘટાડીને ૬૨૮૦ લાખ પાઉંડ જેટલું કર્યું એટલે ૧૯૦૪ મા બોઅર વોર જાગવાથી વધીને ૭૭ કરોડ પાઉંડ જેટલું થયું. ૧૯૧૪ મા યુરોપીયન લડાઇ જાગી તે વેળા ૬૬૧૦ લાખ પાઉંડ જેટલુ દેવું હતું. તે લડાઇ દરમ્યાન વધીને ૧૯૧૬ માં ૧૧૮૮૯ લાખ, ૧૯૧૯ મા ૫૮૭૧૬ લાખ અને ૧૯૨૦ મા ૭૪૩૪૯ લાખ પાઉંડ થયુ પછી સુલેહનો વખત છતાં વધીને ૧૯૨૧ માં ૭૮૩૧૮ લાખ પાઉંડ સુધી દેવું વધ્યુ છે અને તેને ઘટાડવા માટે બહુ આગ્રહથી પ્રયત્ન થાય છે તો પણ તેમાં હજી સુધી ફતેહ મળી નથી.

---

મેટેલીક શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે?

# નોંધ.

**ઇંગ્લંડની મુશ્કેલીઃ**—જરમની પ્રત્યે કેવી રાજનીતી પાળવી તે વીશે ઇંગ્લંડના રાજદ્વારીઓમાં ઘણો મતભેદ છે.

એક પક્ષ જણાવે છે કે જર્મની પાસેથી જેમને નાણાં મળ્યાં છે તેવા દેશોની સ્થીતી સારી છે જ્યારે ઇંગ્લંડને એ નાણાં ન મળ્યાં તેથીજ ઇંગ્લંડની પ્રજા હાલની મુશ્કેલી ભોગવે છે. બીજો પક્ષ જણાવે છે કે જર્મની પાસે નાણાં માગશો તો તે ઉભા કરવા માટે એ વધારે માલ બનાવશે અને ઇંગ્લંડમાં અથવા પરદેશોમા વેચશે એટલે તેજ જાતના ઇંગ્લંડના માલ માટે ભાવ ઓછા મળવાથી ઇંગ્લંડના ઉદ્યોગોને હાની પહોંચશે અને અત્યારે ઇંગ્લંડની જે દુઃખદાયી સ્થીતી છે તેનું કારણ પણ જર્મની પાસે રાજ્યોએ વસુલ કરેલી રકમોજ છે.

એક પક્ષ કહે છે કે કરકસર વગર આવક તથા ખર્ચનું સમતોલપણું થઇ નહીં શકે. બીજો પક્ષ કહે છે કે નવા કર વગર સમતોલપણું નહીં મળે.

નવા કર નાંખવાનાં સાધન નથી જડતાં ત્યારે એક પક્ષ એમ બતાવે છે કે જેમની પાસે મીલકત હોય તેમની પાસે વધારે કર લેવો.

બીજો પક્ષ કહે છે કે એમ કરવા જતાં મીલકતની કીંમત ઘટશે અને તે પરદેશીઓને હાથ જશે મીલકતની આવક કરતાં જેટલો વધારે કર હોય તેટલી રકમ ઉભી કરવા માટે તે મીલકતમાં નાણાં રોકનાર લોકોએ અને તેને મળતાં વ્યાજ અગર નફા ઉપરનો કર ઘટે તોજ તેઓ વધારે નાણાં એ કામ માટે રોકી શકે. તેમ ન થાય તો ઉદ્યોગ ધંધામાં રોકાતી રકમમાંથીજ તે મેળવવી પડે એટલે નુકશાન તો છેવટે આખા દેશને થાય.

કોઇ કોઇ વ્યક્તી એમ પણ ભલામણ કરે છે કે દેશોને માટે લોનથી ઉભી કરેલી રકમની ઉપર માત્ર વ્યાજ આપવામા આવશે એમ જાહેર કરી મુદ્દલ રકમ જેટલું દેવું કાયમનું કરી નાંખવું. મીલકતદાર ઉપર કર નાખવામા રહેલી મુશ્કેલી પણ થોડી નથી. કોઓપરેટીવ અર્થાત સહકારી મંડળીઓ તથા ટ્રેડ યુનીયન અર્થાત ઉદ્યોગોમા રોકાયેલા મજુરોનાં મંડળો એ સંસ્થાઓ પાસે જે મીલકત હોય તે ઉપર કર વસુલ કરવો કે નહીં? એમ જણાવવામાં આવે છે કે મીલકત ઉપર કર નાખવાનું પરીણામ એજ આવે કે સરકારી લોનમાં નાણાં રોકનારને ખોટ જાય આ ઉપરથી એમ પ્રશ્ન ઉપસ્થીત થયો કે જેમણે નાણાં બચાવીને સરકારને ધીર્યાં તેમનાં કરતાં એવી રીતે ન વર્તનારની સ્થીતી આ વાર વધારે સારી નથી? આ દલીલ કરનાર એમ કહેવા માગે છે કે મીલકત ઉપર કર નાખવાને બદલે એનો ઉપયોગ કરવામાં જેઓ ઉડાઉપણે વર્તતા હોય તેમની ઉપરજ કર નાખવો એટલે કે જીંદગી નીભાવવા માટે જરૂરની હોય એવી સગવડ તથા ચીજો ઉપર કર નહીં નાંખવા મોજ-શોખનાં સાધનો ઉપરનો કર વધારવો.

---

તંબાકુ—ઈંગ્લંડના લોકો તંબાકુનો ઉપયોગ એટલી છુટથી કરે છે કે પર રાજ્યો પાસેથી પોતાને જોઇતી તંબાકુ ન મળે તો શું કરવું તેની કેટલાકને ચીંતા પડી એટલે બ્રીટીશ સામ્રાજ્યમાં તંબાકુની પેદાશ વધારવા તરફ ધ્યાન દોરવ્યું. કેનેડાના બ્રીટીશ સંસ્થાનમાં તંબાકુની પેદાશ ઘણાં વરસો અગાઉ ફ્રેંચોએ શરૂ કરેલી હતી તેમાં છેલ્લાં વીસ વરસ દરમ્યાન ઘણો વધારો કરી શકાયો છે. તેને પરીણામે કેનેડાની રાજધાની કવેબેકમાં પેદા થતી તંબાકુ દુનીયાંના બધા દેશોમાં જાય છે. ૧૯૦૧માં તેનો વીસ્તાર કવેબેકમાં ૮૬૬૧ એકર જેટલા હતો તે વધીને ૧૯૨૧માં ૩૩૩૦૦ એકર જેટલો થયો એટલે પેદાશ પણ એ અરસામાં ૭૬ લાખ રતલ પરથી વધી ૨૬૬ લાખ રતલ જેટલી ૧૯૨૧ માં થઇ હતી તેની કિંમત ૧૪ લાખ પાઉંડ જેટલી હતી, લડાઇ અગાઉ ઈંગ્લંડમાં કવેબેકની તંબાકુ જતી ન હતી. હોલંડ બેલજ્યમ તથા જરમનીમાં પણ તંબાકુની આયાત થોડી હતી અને કેનેડાની તંબાકુનો મોટો ભાગ યુનાઇટેડ સ્ટેટસમાં જતો હતો. હવે તો એમાંથી બનાવેલી સીગારેટ વગેરેનો ખપ ઈંગ્લંડમાં સાધારણ થઇ પડયો છે. તેમ થવાનું કારણ એકજ છે અને તે એકે એ તંબાકુને સાફ કરવાની સંભાળ કેનેડામાં ઘણીજ લેવાય છે અને તેના સંબંધમાં છેલામાં છેલી વેજ્ઞાનીક શોધનો લાભ લેવામાં આવે છે. હીંદની તંબાકુના સંબંધમાં પણ એજ પ્રમાણે છેલામાં છેલ્લી શોધનો લાભ લેવાય તો એનો પેદાશ તથા વેપારમાં કેટલો બધો વધારો કરી શકાય?

---



## ચેમ્બરનો વિભાગ.

### (૧) કમીટીની સભાઓ.

ધી ઈન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા બુધવાર તા. ૧૯ મી જુલાઇ સને ૧૯૨૨ ને રોજ બપોરે ૩ ત્રણ કલાકે (સ્ટા. ટા.) ના. હીંદી સરકારના વેપાર ખાતાના સેક્રેટરી ઓ. મી. લીન્ડસેને મળવા સારૂ મળી હતી જે વેળા નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) | શેઠ મોરારજી મુળરાજ ખટાઉ. |
| ,, દેવીદાસ માધવજી ઠાકરસી. | ઑ. શેઠ ફીરોજ સી. શેઠના. |
| ,, મનમોહનદાસ રામજી. | શેઠ ગીરજાશંકર બી. ત્રીવેદી. |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી. | ,, વાલચંદ હીરાચંદ. |
| ઑ. શેઠ લલ્લુભાઈ શામળદાસ. | ,, માવજી ગોવિંદજી શેઠ |
| શેઠ મોતીલાલ વલ્લભજી. | ,, જમનાદાસ દ્વારકાદાસ. |

શેઠ બી. એફ. માદન
,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ
,, એન. એમ. મજુમદાર
શેઠ મનુ સુબેદાર
,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી.

શરૂઆતમાં પ્રમુખે ઓ. મી. લીન્ડસેને આવકાર આપ્યા બાદ કમીટીના સભાસદોને "વેપારી કોલકરાર"ના વીષય ઉપર ચર્ચા કરવાને વીનંતી કરી હતી. આ પરથી શેઠ એન. એમ. મજુમદારે કેટલીક ચર્ચા કરી હતી અને ખુલાસા માગ્યા હતા જેના ઓ. મી. લીન્ડસેએ સંતોષકારક જવાબ વાળ્યા હતા. ત્યાર બાદ શેઠ મનુ સુબેદારે જણાવ્યું કે હિન્દુસ્થાનને સારૂ લંડનના હાઇ કમીશનર મારફત જે માલ ખરીદવામાં આવે છે તે માલ કયા દેશમાંથી લેવાય છે, કયા ધોરણે લેવાય છે, વીગેરેને લગતી ચોકસ માહીતી ના. હાદી સરકારના વેપાર ખાતાના વડા સર ટોમસ હોલેન્ડ ચેમ્બરની મુલાકાતે આવેલા ત્યારે પુરી પાડવાને વચન આપેલું પણ હાલ સુધી તેમ કરવામાં આવ્યું નથી તે ઘણી દીલગીરીની વાત છે. આ પ્રસંગે પ્રમુખે શેઠ મનુ સુબેદારનું લક્ષ ખેંચ્યું હતું કે એમની ગેરસમજ થાય છે કારણ કે ચેમ્બરને એ પ્રમાણે લેખી કબુલાત આપવામાં આવી નથી પણ ના. હીંદી સરકારે માલની ખરીદીના સંબંધમાં જે સુચનાઓ હાઇ કમીશનરને કરેલી તેમાં એમ જણાવવામાં આવ્યું હતું કે હાઇ કમીશનર તરફથી છ માસીક વીગતો પ્રકટ થવી જોઇએ. ઓ. મી. લીન્ડસેએ આ બાબતની નોંધ લીધી હતી તથા તે બાબતમાં તપાસ કરવાને જણાવ્યું હતુ. ત્યાર બાદ શેઠ માવજી ગોવીંદજીએ જણાવ્યું કે પોર્ટુગીઝ હીન્દુસ્થાનમાંથી બ્રીટીશ હીંદુસ્થાનમાં મીઠું આયાત કરવા દેવામાં આવે છે પણ દેશી રાજ્યોમાંથી તેમ કરવાની મનાઇ છે. આ બાબતની મી. લીન્ડસેએ નોંધ લીધી હતી. ત્યાર બાદ ઓ. મી. લીન્ડસેનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા બુધવાર તા ૨૬-૭-૨૨ ના રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતા. પ્રમુખની ગેરહાજરીમાં તેમનું સ્થાન ઉપ-પ્રમુખે લીધું હતું.

શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી
,, મનમોહનદાસ રામજી
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી
,, મોતીલાલ વલ્લભજી
,, બી. એફ. માદન
,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ
,, એન. એમ. મજુમદાર.
શેઠ ફકીરભાઇ પ્રેમચંદ
,, મોરારજી મુળરાજ ખટાઉ
,, વાલચંદ હીરાચંદ
,, માવજી ગોવીંદજી શેઠ
,, જમનાદાસ દ્વારકાદાસ
,, મનુ સુબેદાર

૧ તા. ૮-૭-૨૨ ને રોજ મળેલી કમીટીની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવ હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ બી. આઇ. એસ. એન. કુાં. તરફથી ગેરવ્યાજબી નોટીસ બહાર પાડવાના સંબંધમાં જે પત્ર આવ્યો હતો તે પર વિચાર કરતાં ના. હિંદી સરકારનું તે બાબત ઉપર લક્ષ ખેંચી એક પત્ર લખવાનો ઠરાવ થયો હતો.

૩ શેઠ બી. એફ. માદન તરફથી એ. બી. કુકના પત્રના જવાબમાં જે ખરડો થોડા વખત પહેલાં કમીટી આગળ રજુ કરવામાં આવ્યો હતો તે પર વિચારતાં તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૪ ના. મુંબઇ સરકારના કેળવણી ખાતા તરફથી એસ્પેરેન્ટો ભાષા હિંદુસ્તાનમાં દાખલ કરવી કે કેમ તે સંબંધમાં કમીટીનો અભિપ્રાય મંગાવેલો હતો. પત્ર ઉપર વિચાર કરતાં તે ભાષા હિંદુસ્તાનમાં દાખલ કરવાની ભલામણ સાથે કમીટી સમ્મત થઇ શકતી નથી તે મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૫ મેસર્સ ચેનીરામ જસરાજ તરફથી પત્ર આવ્યો હતો કે બી. આઇ. એસ. એન. કુાં. તરફથી બીલ ઓફ લેડીંગમાં જણાવ્યા પ્રમાણે માલ સહી સલામત મળ્યો નથી. આ બાબતમાં કમીટીની દાદ માંગેલી હતી. પત્ર ઉપર વિચાર કરતાં તેમને કોર્ટનો આશ્રય લેવાની ભલામણ કરનારો એક પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૬ મેસર્સ હાજી મહમદ હાજી ઇસ્માઇલ કુાં. તરફથી પત્ર આવ્યો હતો કે ફ્રેન્ચ બેંક મારફત સ્મરનાની એક પેઢી ઉપર તેમણે ૫૫૪ પોંડની હુંડી લખી હતી તેનાં નાણાં બેંક તરફથી ટરકીશ પોંડમાં આપવામાં આવે છે જેથી ઘણું નુકશાન જવાનો સંભવ છે. આ બાબતમાં કોર્ટનો આશ્રય લેવાની ભલામણ કરવાનો તથા કોર્ટનો જે ચુકાદો આવે તે ચેમ્બરને લખી જણાવવા મહેરબાની કરવી એ મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૭ ના. મુંબાઈ સરકાર તરફથી દેશી ખલાસીઓની વહાણ ઉપર ભરતી કરવાના સંબંધમાં નીમાયેલી કમીટીના રીપોર્ટ ઉપર ચેમ્બરની કમીટીનો અભિપ્રાય મંગાવેલો હતો. આ બાબતમાં વિચાર કરવા સારૂ નીચે જણાવેલા ગ્રહસ્થોની એક સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

૧ શેઠ વાલચંદ હિરાચંદ

૨ માવજી ગોવીંદજી શેઠ

૩ એમ. એ. માસ્તર

૪ મોરારજી મુળરાજ ખટાઉ

૮ શેઠ લીલાધર રોય સંપત તરફથી મોટરના અકસ્માત અટકાવવાના સંબંધમાં કેટલીક સૂચનાઓ કરનારો એક પત્ર આવ્યો હતો. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

---

૯ શેઠ જી. બી. ત્રીવેદી તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ના. મુંબાઇ સરકાર તરફથી મેસર્સ ગોદરેજની તિજોરી નહી ખરીદવાના સંબંધમાં જે સરક્યુલર બહાર પાડવામાં આવ્યો હતો તે તરફ કમીટીનું લક્ષ ખેંચ્યું હતું. પત્ર ઉપર વિચાર કરતાં કેટલાક ખુલાસા મંગાવનારો પત્ર મુંબાઈ સરકાર પર લખી મોકલવવાનો ઠરાવ થયો હતો.

૧૦ ચેમ્બરની બીજી ત્રીમાસીક સામાન્ય સભા શનીવાર તા. ૧૨ મી ઓગસ્ટ ૧૯૨૨ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા.) બોલાવવાનો ઠરાવ થયો હતો.

૧૧ હિંદુસ્તાનની દેશી વેપારી ચેમ્બરોની મુબાઇ મુકામે તા. ૫મી અને ૬ ઠી ઓગસ્ટને રોજ મળનારી કોન્ફરન્સમાં ચેમ્બરના પ્રતિનીધીની નીમણુક કરવાના સબંધમાં વિચાર કરતાં તે કોન્ફરન્સમાં ચેમ્બરની આખી કમીટી એ ભાગ લેવો પણ મત આપવાનો હક ચેમ્બરના પ્રમુખ તથા ઉપપ્રમુખનેજ આપવો એવો ઠરાવ થયો હતો.

રેલ્વે બોર્ડના પત્રના જવાબમાં એક ખરડો તૈયાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની સબ-કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

| પ્રમુખ | ઉપ-પ્રમુખ |
|---|---|
| ઓ. શેઠ લલ્લુભાઇ સામળદાસ | શેઠ મનુ સુબેદાર |
| ,, ,, ફીરોઝ સેઠના | ,, બી. એફ. માદન |
| ,, જમનાદાસ દ્વારકાદાસ. | ,, એન. એમ મજુમદાર. |
| શેઠ મનમોહનદાસ રામજી | |

૧૨. રેલ્વેના માલને લગતા હુન્નર ઉદ્યોગના સંબંધમા વિચાર કરવા સારૂ કમીટી તરફથી ના. હિંદી સરકારના રેલ્વે બોર્ડ ઉપર જે પત્ર લખી જણાવવામાં આવ્યો હતો તેના જવાબમાં ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે હિંદુસ્તાનની મોટી વેપારી પેઢીઓ તથા ચેમ્બરો તરફથી જે સલાહમશ્વરો મળી છે તે ઉપર તે સંબંધમા ના. હિંદી સરકાર તરફથી નીમાયલી કમીટી પુરતો વિચાર કરે છે. પણ તે ઉપરાત પ્રતિનિધીઓનો મોઢાનો જુબાનો લેવાનુ બની શકે તેમ નથી.

આ જવાબ સંતોષકારક નહી લગવાથી તેના જવાબમાં ફરીથી પત્ર લખવા સારૂ નીચે જણાવેલા ગ્રહસ્થોની એક સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

૧ શેઠ મનમોહનદાસ રામજી
૨ ,, મનુ સુબેદાર.
૩ ,, એન. એમ મજુમદાર.
૪ ,, બી. એફ. માદન.

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

ધી બોમ્બે ટાઇમ્સ પ્રેસ ૨૧ એક ઓસ્ટ, ફોર્ટ મુંબઇ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની એક ખાસ સભા શુક્રવાર તા. ૪ ઓગસ્ટ ૧૯૨૨ ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા.) મળી હતી. જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા. પ્રમુખની ગેરહાજરીમાં તેમનું સ્થાન ઉપ-પ્રમુખે લીધું હતું.

| | |
|---|---|
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી. | ઑ. શેઠ ફીરોજ સી. શેઠના. |
| ,, મનમોહનદાસ રામજી. | શેઠ જમનાદાસ વસનજી મનજી. |
| ,, લાલજી નારણજી. | ,, વલ્લભદાસ ચ. શીવજી. |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી. | ,, જી. બી. ત્રીવેદી. |
| ,, મોતીલાલ કાનજી. | ,, એસ. બી. બીલ્લીમોરીયા. |
| ,, મોતીલાલ વલ્લભજી. | ,, વાલચંદ હીરાચંદ. |
| ,, બી. એફ. માદન. | ,, મનુ સુબેદાર. |
| ,, એન એમ. મઝુમદાર | |

૧ રેલ્વેના વહિવટના સંબંધમાં કમીટીનો અભિપ્રાય મંગાવનારો જે પત્ર નામદાર હિંદી સરકારના રેલ્વે બોર્ડ તરફથી મળેલો હતો તેના જવાબમાં એક ખરડો કમીટી આગળ રજુ કરવામાં આવ્યો હતો. આ ખરડા ઉપર વિચાર કરતા તે કેટલાક સુધારા વધારા સાથે મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

## (૨) ચેમ્બરની જનરલ ત્રીમાસિક સભા.

મુંબાઇનો દેશી વેપારી ચેમ્બર અને બ્યુરોની ત્રીમાસીક સભા શનીવારે પાછલા પહોરે ૩ કલાકે કોટમા બેંક ઑફ ટમા આવેલી ચેંબરની ઓફીસમાં શેઠ પરસોતમદાસ ઠાકોરદાસના પ્રમુખપણા હેઠળ મળી હતી.

પ્રમુખ શેઠ પરસોતમદાસ ઠાકોરદાસે ચેંબરની કમીટીએ એપ્રોલ, મે અને જુન માસમા બજાવેલા કામકાજનો રીપોર્ટ સભાની બહાલી માટે રજુ કરતાં જણાવ્યું હતુ કેઃ—

ગ્રહસ્થો, આપની કમીટીએ એપ્રીલ, મે તથા જુન માસમાં કરેલા કામકાજનો રીપોર્ટ આપની સમક્ષ રજુ કરતાં મને ઘણો આનંદ થાય છે અને હું આશા રાખું છું કે આપ સર્વે એ રીપોર્ટને મંજુર કરશો. આ જનરલ સભા એક અઠવાડીઆ સુધી મુલતવી રાખવા સારૂ આપણી કમીટીએ જે મંજુરી આપી હતી તે સારૂ હું કમીટીનો આભારી છું. મારે ગયા શનીવારે પુના મુકામે કાઊનસીલની ત્રણ સીલેકટ કમીટીમાં હાજરી આપવાની હતી તે પ્રસંગ સીવાય પણ હું ધારૂં છું કે આપણી ચેમ્બરના માજી પ્રમુખ સર વીઠલદાસ ઠાકરશીના ખેદજનક મરણને લીધે પણ ગયા શનીવારની આપણી સમાનય સભા મુલતવી રાખવાને આપણને ફરજ પડી હોત.

---

મારી ખાત્રી છે કે સર વીઠલદાસના મરણથી મુંબઈની વેપારી કોમે એક અનુભવી અને ઉત્સાહી વેપારી ગુમાવ્યો છે. આ પ્રકારની મારી માન્યતામાં આપ સામેલ થશો. એમના ખેદજનક મરતયુની હાલ સુધીમાં વર્તમાનપત્રોમાં જે નોંધ લેવામાં આવી છે તે જોતાં મારે તેમની જીંદગીના ૨૫ વર્ષ સુધીના કરેલા ઉપયોગી કામનો હાલ નોંધ લેવી જરૂરની નથી. હું ફક્ત એટલુંજ કહીને સંતોષ માનીશ કે સર વીઠલદાસની ખોટ હીંદુસ્તાનના સામાજીક જીવનમા હાલ થોડાં વર્ષ સુધી તો નહીજ પુરી પડે. સર વીઠલદાસનો વેપારી પેઢીને તથા તેમનાં દુઃખી વીધવાને આપણી ચેમ્બર અંતઃકરણપુર્વક દીલાસો આપે છે આપણે પહેલી ત્રીમાસીક સભા વખતે મળ્યા હતા ત્યારબાદ આપણી કમીટીએ કેટલાક પ્રશ્નો હાથપર લીધા છે કે જેવા પ્રશ્નો હીંદુસ્તાનની હાલની બદલાતી રાજનીતી તથા આર્થીક સ્થીતીમાં થોડાં વર્ષો સુધી ઉભા થવાનો સંભવ છે. આ પ્રશ્નોમાંથી ફક્ત કેટલાક ઉપર કમીટીએ લીધેલાં પગલાં ઉપર હું વીવેચન કરીશ.

## ઇસ્ટ ઇંડીયન અને જી. આઇ. પી. રેલ્વેનાં પુરાં થતાં કંનત્રાકટો.

કમીટીએ કરેલા કામકાજમાં ઇસ્ટ ઇંડીઆ તથા જી. આઇ પી. રેલ્વે. કંપનીના હાલ થોડા વખતમાં પુરા થતા કોનત્રાકટ બાબે જે લખાણ કર્યું છે તે સઉથી પ્રધાનપદ ધરાવે છે.

આપણી કમીટીએ નામદાર હીંદી સરકાર ઉપર એક લખાણ ગયા એપ્રીલ માસમાં કર્યું હતું અને તેમાં હીંદુસ્તાનનો રેલ્વે વહીવટ ના૦ હીંદી સરકારનાં કારોબારી મંડળ તરફથી જે પ્રમાણે કરવામાં આવ્યો હતો તે તરફ કેટલીક ટીકા કરી પોતાના વીચાર દર્શાવ્યા હતા કે ના૦ સરકાર તરફથી એકવરથ કમીટીના રીપોર્ટની સર્વાનુમતે થએલી ભલામણો ઉપર પણ જો કાંઇ લક્ષ આપવામાં આવ્યું હોય તો ફક્ત તે ભલામણોના પાલન કરતાં ખંડન તરફ વધારે લક્ષ આપવામાં આવ્યું છે. આપણી કમીટીનું આ લખાણ દેશી વેપારી આલમનો મત દર્શાવે છે એમ હું ધારૂં છું. ના૦ હીંદી સરકાર તરફથી કમીટીના લખાણના આ ભાગના જવાબમા કાઇ પણ પત્ર નથી પણ તેમના તરફથી એક સરક્યુલર પત્ર દ્વારા હીંદુસ્તાનની રેલ્વેનો સરકાર વીરૂદ્ધ કંપની વહીવટના વીષય ઉપર હીંદુસ્તાનો સઘળી વેપારી પેઢીઓ તથા એસોસીએશનોનો અભીપ્રાય મંગાવેલો છે અને હાલમાં આપણી કમીટી ના. સરકારના તે પત્ર ઉપર બારીકાઇથી વીચાર ચલાવે છે. આપણી કમીટીને એમ લાગ્યું કે આવા અગત્યના પ્રશ્ન ઉપર હીંદુસ્તાનની દેશી વેપારી ચેમ્બરોનો મત જાણવામાં આવે તો ઠીક અને તેથી કરીને મુંબઇ મુકામે ચાલુ મહીનાની શરૂઆતમાં એક કોન્ફરન્સ બોલાવવામાં આવી હતી.

## મુંબઇમાં વેપારીઓનું કોન્ફરન્સ.

હીંદુસ્તાનના દુર મુલકોમાંથી કોન્ફરન્સમાં હાજરી આપવી એ સ્વાભાવીક રીતે જ અગવડવા ભરેલું હતું તેમ છતાં પણ આપણી કમીટીને કાનપુર, કલકત્તા અને મદ્રાસ જેવા દુરના સ્થળોમાંથી પણ ત્યાંના પ્રતીનીધીઓના વીચાર જાણવાનો લાભ મળ્યો હતો. તે કોન્ફરન્સમાં સર્વાનુમતે પસાર થયેલા ઠરાવો વર્તમાનપત્રોમાં પ્રકટ કરવામાં આવ્યા હતા. આ પ્રમાણે સર્વાનુમતે પસાર થયેલા ઠરાવોથી આપણી કમીટી સજ્જ થયેલી હોવાથી તે પોતાના અભિ-

પ્રાય ના૦ સરકારને હવે લખી જણાવશે. હું ધારૂં છું કે હીંદુસ્તાનની રેલ્વે થોડા વખત સુધી હીંદુસ્તાનની વેપારી આલમનો એક અગત્યનો ચર્ચાનો વીષય થઈ પડશે અને તે ચર્ચાને અંતે રેલ્વે વહીવટ હીંદુસ્તાનના વેપાર ઉદ્યોગ આબાદ કરવાના હેતુથી હાથ ધરવામાં આવશે આ વીષયનું સતત અને બારીક અવલોકન ખાસ અવશ્યનું છે અને હિંદુસ્તાનના દરેક વેપારી મંડળોને પોતાની સહાનુભુતી આપવાની વિનંતી કરૂં છું.

## ગાંધીજી અને બીજા રાજદ્વારી કેદીઓ.

રાજદ્વારી કેદીઓની જેલમાંની સ્થીતીનો વીષય પણ હીંદુસ્તાનના જનસમાજમાં હાલ કેટલાક માસ થયાં એક ચર્ચા ભરેલો વીષય છે. આપણા ચેમ્બરના કેટલાક સભાસદોની ભલામણુથી મહાત્મા ગાંધી તરફ જેલના અધીકારીઓ તરફથી જે વર્તણુક હાથ લેવામાં આવતી હતી તે સંબંધમાં નામદાર મુંબઇ સરકાર ઉપર એક પત્ર લખી જણાવવામાં આવ્યું હતું કે મ૦ ગાંધી જેવા ગ્રહસ્થોને બીજા સુધરેલા દેશમા જે પ્રકારની માનભરી રીતભાત મળતી હોય તે પ્રમાણે મ૦ ગાંધીને મળવી જોઇએ. આ પ્રકારની કમીટીની વ્યાજબી ભલામણના જવાબમાં હાલ સુધી ના૦ મુંબઇ સરકાર તરફથી કાઇ જવાબ નથી. સરકારની આ પ્રકારની વર્તણુક સામે પ્રજાનો દરેક વર્ગ વાંધો ઉઠાવશેજ પણ આ સંબધમાં મુંબઇની ધારાસભામાં છેલ્લા માસમા રાજદ્વારી કેદીઓ તરફની વર્તણુકના સંબધમાં જે ઠરાવ પસાર થયો હતો, તે ઠરાવ કાંઈ ઓછો સંતોષકારક ન ગણાય. કાઉન્સીલમાં આ ઠરાવ ઉપર થએલી ચર્ચા તમારા સ્મરણમાં તાજી હશે અને મને જણાવતાં ઘણો આનંદ થાય છે કે ચેમ્બરની કમીટીએ જણાવેલા ઠરાવો મુજબજ કાઉન્સીલે ઠરાવ કરીને ચેમ્બરના વીચારોની સ્વમાનતા સ્થાપીત કરી છે આ પરથી સરકારને એમ સમજાવું જોઇએ કે કોઇ પણ લાભકારી વીષયમાં કૃત્રીમ દલીલો આડે આવી શકનાર નથી અને કાઉન્સીલ સરકારને પ્રજામત તરફ જરૂર દોરશે. કાઉન્સીલમાં આ ચર્ચા થય બાદ ના૦ મુંબઇના ગવર્નર તરફથી જે ખુલસો કરવામાં આવ્યો છે તે ઘણો સંતોષકારક કહી શકાય અને તેને લગતી વધારે વીગતો થોડા વખતમાં જે બહાર પાડવાનું વચન આપેલ છે તે વીગતોની આપણે આતુરતાપુર્વક રાહ જોઇશું.

## વેપાર અને ઉદ્યોગમાં મંદી.

વેપાર ઉદ્યોગની મંદ સ્થીતી હાલ અનેક દીશાઓમાં જોવામાં આવે છે અને તે સંબંધમાં ના૦ વાઇસરોય સમક્ષ બ્રીટીશ અને હીંદી વેપારી સંસ્થાઓનું જે એકત્ર ડેપ્યુટેશન લઇ જવામા આવ્યું હતું તે અગાઉ કદી ન બનેલો એવો બનાવ હતો. તે તરફ તમે બધાએ અને જાહેર પ્રજાએ જે પસંદગી બતાવી હતી તે માટે મને સ્વાભાવિક રીતે સંતોષ થાય છે.

## નામદાર વાઇસરોય સમક્ષ ગયેલું ડેપ્યુટેશન.

મી. રોડઝની સાથે ના. વાઇસરોય સમક્ષ વેપારી પેઢીઓના ડેપ્યુટેશનના નેતા થવાનું જે માન મને મળ્યું હતું તે દેશી અને અંગ્રેજી પેઢીઓના અરસપરસ સહકારનો એક નવો યુગ સ્થાપીત કરે છે એમ કહી શકાય આ વિષય જ્યારે મેં કેટલાક વેપારીઓ સાથે ચર્ચ્યો હતો. ત્યારે કેટલાક જાણીતા વેપારીઓ તે બાબતમાં બહુ આશાવંત નથી તેમ મને ભાસ થતો હતો.

## દેશી અને અંગ્રેજ વેપારીઓ વચ્ચે સહકારનો ભાવ વધુ પોષવાની જરૂર.

પણ હવે હું જોઇ શકું છું કે દેશી અને અંગ્રેજી વેપારી કોમ વચ્ચેનો સહકારનો ભાવ જો વધારે પોષવામાં આવે તો અરસપરસ સમજુતી વધારે સારી રીતે થઇ શકે અને ગેરસમજુતીના પ્રસંગો ઘણે અંશે દુર કરી શકાય. આપ સર્વેને સમજાવવું જોઇએ કે દેશી અને ઇંગ્રેજી વેપારી કોમમાં આયા ભાવનો આધાર ખાસ કરીને તેમની ચેમ્બરોના પ્રમુખના વલણ ઉપરજ રાખે છે. અને હું આશા રાખું છું કે એસોસીએટેડ ચેમ્બરના પ્રમુખ તથા આપણી ચેમ્બરના પ્રમુખ સંકુચીત વૃત્તી ધારણ કર્યા વગર બંને કોમની અરસપરસ સમજુતી અર્થે પ્રયાસો કરશે.

## નામદાર વાઇસરોયના ભાષણની અસર.

ના. વાઇસરોયે ડેપ્યુટેશનના આપેલા જવાબ ઉપરથી હીંદુસ્થાનની આર્થિક સ્થીતી સ્થીર બનાવવાના સંબંધમાં તેમના દ્રઢ વીચારો છે એમ ચોક્કસ રીતે સમજાય તેમ છે. ના. સરકાર તરફથી નીમવામાં આવેલી ઇંચકેપ કમીટીનું બંધારણ સાધારણ રીતે સંતોષકારક જાહેર થએલું છે. જો કે મારે કહેવું જોઇએ કે તેના બંધારણના સંબંધમાં પણ કેટલીક ટીકા કરવામાં આવી હતી. પણ હાલની વસ્તુસ્થીતી પ્રમાણે હું ફકત એટલીજ આશા રાખીશ કે નીમાયલી કમીટી હીંદુસ્થાનની આર્થિક સ્થીતી સુધારવાના સંબંધમાં અગત્યની ભલામણો કરશે કે જે ભલામણોને હીંદુસ્થાનની સામાન્ય પ્રજા વધાવી લેશે. ડેપ્યુટેશનની મુલાકાત વખતે આપણા પ્રતિનિધી વરીકે મેં જે વધારાના વીચાર રજુ કર્યા હતા તેમાં હીંદુસ્થાનની દેશી વેપારી કોમની આશા અને ઉમેદોનોજ પડઘો હતો તેમ હું કહી શકું છું.

## મોંટેગ્યુ—ચેમ્સફર્ડ સુધારા.

મોંટેગ્યુ ચેમ્સફર્ડના સુધારાનું નામ હીંદુસ્તાનના આર્થિક ખડકો સાથેજ અથડાવાનો ભય છે. સુધારાની વાસ્તવીકતાના સંબંધમા જે મતભેદ હાલ સુધી દર્શાવવામાં આવ્યો, છે તે ધ્યાનમાં લેતા પણ એમ કહેવું જોઇએ કે દેશને હાલ સુધીના અનુભવોથી કાંઇ લાભ થયો છે પણ સુધારાના આ પહેલા હપતાનો પુરેપુરો લાભ લેવાને સારૂ તેણે આર્થિક ખડકોથી દુર રહેવું જોઇએ.

## કરનો બોજો ઓછો કરવાની જરૂર.

સરકારની વાર્ષિક આવકમાં કર નાંખીને વધારો કરી શકાય, તેમ સંભવ નથી. કારણ કે ઉલટો કરનો બોજો ઓછો કરવાનું આવશ્યક છે. આ સંજોગોમાં આવકના પ્રમાણમાં જાવક થવી જોઇએ એ વીષય ઉપરજ ના. સરકારનું તથા પ્રજાનું લક્ષ હોવું જોઇએ.

## વડા પ્રધાનનો ધડાકો.

પણ બ્રીટીશ પાર્લામેન્ટના વડા પ્રધાન મી. લોઇડ જ્યોર્જે સુધારા એ તો ફકત એક અખતરો છે એ મુજબના ઉદ્‌ગારો જે ચાલુ માસમાં કાઢયા હતા તે આપણી "ભરોસાની

ભેંસે પાડો જણ્યો" એ કહેવતનું ભાન કરાવે છે. બ્રીટીશ પાર્લામેન્ટમાં હીંદી પ્રતીનીધી ગેરહાજરીમાં કર્નલ વેજવુડે વડા પ્રધાનનું જે લક્ષ ખેચ્યું હતું તે સારૂ તેમનો આભાર માનવો આવશ્યક છે. ત્યાર બાદ હાઉસ ઓફ કોમન્સમાં જે ચર્ચા થઇ હતી તેનો હેતુ હીંદુસ્થાનનો સામાન્ય વીચાર આ બાબત ઉપર શું છે તે જાણવાનો હોય તેવું અહીં કેટલાકનું ધારવાનું છે. આ પ્રકારના અનુમાનમાં જો કાંઇપણ સત્યતા હોય તો તેવા પ્રયાસો તરફ આપણે દીલગીર જાહેર કરવાની ફરજ છે મારો અંગત અભીપ્રાય એવો છે કે વડા પ્રધાનની આ પ્રમાણેની યુકતી રચવાનો હેતુ હોઇ શકે નહીં. વડા પ્રધાનને હીંદુસ્થાનના પ્રકરણ ઉપર વારંવાર બોલતાં આપણે સાંભળ્યા નથી પણ જો બ્રીટીશ પાર્લામેન્ટના બંને મંડળો તરફથી અપાયેલાં સને ૧૯૧૯ ના ગવર્નમેન્ટ ઓફ ઈંડીઆ એકટરૂપી એક ગંભીર વચનનો જો તેમના તરફથી આ પ્રમાણે અનાદર કરવામાં આવે તો વડા પ્રધાનના તે પગલા ઉપર હીંદુસ્થાન અને ઇંગ્લંડનો જે પક્ષ હીંદુસ્થાનના સ્વાર્થ તરફ માયાની લાગણી ધરાવે છે તેવો પક્ષ અફસોસની નજરથી જોશે.

## હિંદી સનદી નોકરો.

ઇનડીઅન સીવીલ સરવીસને બ્રીટીશ સામ્રાજ્યની એક સમરથ સરવીસ તરીકે લેખવામાં આવે છે. કેટલાકનું ધારવું એવું છે કે તે સરવીસ ઇંગ્રેજોના સ્વાર્થનો પાયો મજબુત કરવાને સારૂ સ્થાપવામાં આવેલી છે.

ખરી વસ્તુસ્થીતી આ પ્રમાણે છે કે કેમ ? તેનો નીર્ણય કરવો હાલ આવશ્યક નથી. પણ જો એમ કહેવામાં આવે કે સીવીલ સરવીસને આકર્ષક ના બનાવાય તો હીંદુસ્તાનની ૩૩ કરોડ પ્રજાની પાયમાલી થઇ જાય તો મારે કહેવું જોઇએ કે એ પ્રમાણેની દલીલ ફકત એકજ વાત સીધ્ધ કરી આપે છે અને તે એજ કે કેટલીક વખત આપણા મિત્રોના પાશમાંથી પણ બચવાની જરૂર હોય છે ખરી. હીંદી સનદી નોકરીમા દેશીઓનું પ્રમાણ વધતું હોવું જોઇએ એ વિષયે ઈંગ્લંડમાં તથા હીંદુસ્તાનમાં કેટલાક માણસોને ભુતની માફક ભય પમાડયો અને કેટલાક અંગ્રેજોને "રાતું ચીથરૂં જોઇ આખલો ભડકે" એ મતલબની જે અંગ્રેજી કહેવત છે એ પ્રમાણે ઘણાને ચમકાવેલા છે પણ તેવા રાતા ચીંથરાથી વડા પ્રધાન ચમકે એમ આપણે ધાર્યું ન હતું. સનદની નોકરીમાં વધતા પ્રમાણમાં દેશીનું પ્રતીનીધીત્વ એ તો હિંદુસ્તાનની રાજકીય ઉનતીનું સાધારણ લક્ષ્ય કહી શકાય તે બાબતના વિષયમાં મતભેદ હોઇ શકે પણ હીંદુસ્તાનને ધમકી આપવામા આવે એ પ્રકારનો રાજનીતીને સારૂ ઇતીહાસમાં હજુ સુધી કોઇ દાખલો નથી એમ કહી શકાય.

## સુધારાનો લાભ લેવા સરકાર સાથ સહકાર કરી રહેલા વર્ગ.

હીંદુસ્તાનનો જે પ્રજા વર્ગ સરકાર સાથે સહકાર કરી રહયો છે અને સુધારામાંથી બને તેટલો લાભ લેવાની તરફેણમાં છે તેમનું ધારવું એવું છે કે હીન્દુસ્તાનની સંપૂર્ણ સ્વતંત્રતાને અર્થે આ સુધારા એ પ્રથમ પગથીયું છે. તેવો દરેક પ્રજા વરગ સરકાર સાથે સહકાર કરી રહેલો છે અને પોતાની લાયકાત સ્થાપવાને માટે ઘણોજ આતુર છે. વળી સુધારાની રૂયે જેટલો વખત જોઇએ તે થવું પડે તેટલો વખત વાટ જોવાને પણ તૈયાર છે. વળી એક પક્ષ એવો છે કે જે પક્ષ

રીતે બહુમતીમાં કહી શકાય કે જે સરકારની ભવીષ્યની વાતો વીષે બહુ આશાવંત નથી અને તેને ચાલુ સુધારા રૂપી પ્રથમ પગલા તરફ અણગમો છે પણ આ બધી વસ્તુસ્થિતિમાં એક બાત તો સ્પષ્ટપણે જણાઇ આવે છે કે હીંદુસ્તાનના દરેક દરેક પ્રજા વર્ગનો સ્વતંત્રતાના આખર મુકામ તરફ પ્રયાણ કરવાનો વિચાર છે આથી કરીને વડા પ્રધાનના પારલામેંટમા જે ઉદ્દગારો નીકળ્યા તે ઉદ્દગારોની પાછળ ખરી વાત શી સમાયેલી હશે તે હુ સમજી શકતો નથી અને બ્રીટીશ સરકાર તરફથી આ સંબંધમા ચોકસ ખુલાસો થવાની જરૂર છે તે દરમ્યાન શહરથી હીંદુસ્તાનના આખરની સ્વતંત્રતા વીષે મારી શ્રદ્ધા અચળ છે અને હું ધારૂં છુ કે જો આપણે આપણી જાતીને અને આપણી માતરૂભુમીને વફાદાર રહીશું તો આપણી અને આપણા લક્ષ્ય વચ્ચે કોઇપણ અડચણ આડે આવી શકશે નહીં કે જે અંતીમ સ્વતંત્રતાનું આપણને બ્રીટીશ સરકાર તરફથી વચન આપવામા આવેલું છે

## તમારૂં કાર્ય કર્યા કરો.

હું તેથી કરીને આપને એટલીજ વીનંતી કરૂં છું કે વડા પ્રધાનના ઉદ્દગારથી આપ લેશ માત્ર પણ ભયભીત ન થતા આપનું આદરેલુ કાર્ય ખંતથી કર્યે જજો. વડા પ્રધાનના ઉદ્દગારો રૂપી અડચણો તો આપણા માર્ગમા વારવાર આવેજ જશે પણ એક બહાદુર સઇનીક તરીકે તે બધાથી નહીં ડરતાં આપણે તે બધી અડચણો દુર કરી જે પ્રયાણ આપણે આદર્યું છે તે પુરૂ કરવાની આપણી ફરજ છે.

## સંસ્થાનો બ્રીટીશમાંના હીંદીઓ.

છેલ્લા ત્રણ માસ દરમ્યાન હીંદીઓની બ્રીટીશ કોલોનીઝમાં સ્થાન તે વીષય ઉપર કમીટીએ પોતાના અભીપ્રાય જણાવેલા હતા. કેટલાક વેપારી મંડળો સાથે ચેમ્બરની આગેવાની જોડીને એક જાહેર સભા મુંબઇમા જુલાઇ માસમા બોલાવવમા આવી હતી અને તે જાહેર સભામા આ બાબત ઉપર સ્પષ્ટ રીતે ઠરાવો રજુ કરવામા આવ્યા હતા. આપની કમીટીની મંજુરીથી મેં પણ ના વાઇસરાય ઉપર ચોકસ શબ્દોમા તાર મોકલેલા હતા આ પ્રશ્ન એક જુના દરદ તરીકે રૂપ ધારણ કરતો જાય છે અને જો બ્રીટીશ સલ્તનતની નીતી જે રાજ્યદ્વારીઓના હાથમા છે તેવા પુરૂષો જો આ પ્રશ્નનાનુ બારીકાઇથી અવલોકન ન કરે તો હીંદુસ્તાનને બ્રીટીશ સામરાજ્ય ઉપરથી પોતાનો વીશ્વાસ ઉઠાવી લેવાની ફરજ પડશે ના. હીંદી સરકાર તરફથી હીંદીઓની આ સંબંધમા અભીલાષાઓને પુરેપુરો ટેકો મળે છે અને તે જોતા આપણે સયમ રાખવાની જરૂર છે પણ ધારણુ રીતે મર્યાદા હોય છે અને કોઇ જાલીમને પાછળથી રોકવો મુશ્કેલ થઇ પડે તે પહેલા દબાવવો એ રાજ્યનીતીનો સામાન્ય સીધાંત છે.

## સરકારના સભાસદો સાથે મુલાકાત.

છેલ્લા ત્રણ માસમા ના. હીંદી સરકારના ખજાનચી તથા વેપર ખ વેપાર ખાતાના સેક્રેટરી સાથે ઘણી જરૂરની મુલાકાત થઇ હતી નામદાર એકસ ચેન્જ અને ફોરેન ખાતાના પ્રધાનની—સાથે પણ મુલાકાત થઇ હતી ન

વડા તથા
સરકારના
સરકારના

આ સર્વે અમલદારોને આપની કમીટી તરફથી તેમની મુલાકાત લીધા બદલ હું આભાર માનું છું.

## આ વરસનું સતોષકારક ચોમાસુ.

હુ મારૂ ભાષણ સમાપ્ત કરૂ તે પહેલા આ સાલના સતોષકારક ચોમાસાની તથા તેને લીધે જે સારો પાક થવાની વકી છે તેની નોંધ લેવી જોઇએ આ પ્રકારની ઇશ્વરી બક્ષીસ હીંદુસ્તાન ઉપર આ વરસે ન હોય તો તેની કેવી દયાજનક સ્થીતી હોય તે કહેવાની જરૂર નથી

આપણે આશા રાખીશુ કે ઇશ્વરી સહાય અને મનુષ્ય પ્રયત્નથી લડાઇ પહેલાની જે કુદરતી સ્થીતી હતી તેનો અનુભવ કરીશુ પણ મારે લડાઇ દરમ્યાનની ઉડાઉડના જે પડઘા છેવટના હાલ જોવામા આવ્યા તે તરફ આપણુ લક્ષ ખેચવુ જોઇએ તે વર્ષો દરમ્યાન અસાધારણ કમાણી કરવાનો તથા મોટા સાહસો ખેળવાનો ઉત્સાહ ફેલાયલો હતો કે જેથી કરીને ઘણા વેપારીઓ પોતાનુ અગત સુખ ગુમાવેલુ છે અને દેશના વેપારને ધોકો પહોચાડેલો છે આથી કરીને જો વેપારી વર્ગ લડાઇના (કરોડ અને દસ કરોડ) ભુલી જઇને ફક્ત નાના (હજાર અને લાખ) ઉપરજ નજર રાખે તો તે વધારે આવકારદાયક ગણાશે પ્રજા વર્ગનાથી નફો ચુસી લેવાને કાજે કોઇપણ ચીજમા હદપારનો વેપર કરવો તે અમેરીકા અને ઇગ્લાડ જેવા દ્રવ્યવાન દેશોમા પણ આખરે લાભદાયી ગણાયેલુ નથી હીંદુસ્તાન જેવા ગરીબ દેશમા તેવા પ્રયાસો લાભકારક ન નીવડે એ સ્વભાવીક છે ખાસ કરીને આપણી લડાઇ પહેલાની સ્થીતી કે જેમા નફો ટુકો, મુડીનુ રોકાણ ઓછુ પણ તેની માલની ફેરવણી વધારે એવી સ્થીતી પધતી ઉપર આવવાની જરૂર છે હુ આ બાબત ઉપર ઇસારો કરૂ છુ કે તે ખાસ કરીને આપણી ચેમ્બરના સભાસદો અને સામાન્ય રીતે આખી દેશી વેપારી આલમ તેવા જોખમભર્યા સાહસમાથી મુક્ત રહે ગ્રહસ્થો આપની કમીટીએ માહે અપ્રીલ, મે તથા જુન માસમા કરેલા કામકાજનો રીપોર્ટ આપની સમક્ષ રજુ કરતા ઘણો આનદ થાય છે

## મી૦ દેવીદાસ માધવજી.

રીપોર્ટ મજુર રાખવાની પ્રમુખની દરખાસ્તને ટેકો આપતા મી૦ દેવીદાસ માધવજીએ જણાવુ કે આપણા પ્રમુખ સાહેબે આ રીપોર્ટના સબધમા ઘણુ લબાણુથી વીવેચન કરેલુ હોવાથી મારે કાઇ વધુ બોલવાની જરૂર હોઇ શકે નહીં પરતુ અત્રે મારે એક બાબત ઉપર ઇસારો કર્યા વગર ચાલી શકે એમ નથી હાલમા આપણા દેશમા કેટલાક માસ થયા હીંદી તેમજ સ્થાનીક સરકારોના ખર્ચમા કાપકુપ કરવાની ઘણી માગણી કરવામા આવે છે અને તે વીષે આપણા પ્રમુખ સાહેબે પણ ઇસારો કરી નામદાર વાઇસરોય સમક્ષ ગયેલા વેપારી ડેપ્યુટેશનને મળેલા જવાબનુ અત્રે બ્યાન કરાવ્યુ છે ખર્ચમા કાપકુપ કરવા માટે બેસનારી ઇનચકેપ કમીટીમા આપણા પ્રમુખ સાહેબ, મી દાદીબા દલાલ અને બગાળની ચેમ્બરના પ્રમુખ મી૦ રોડસ છે એટલે તેઓ સાહેબોને હુ ખાસ અપીલ કરૂ છુ

---

કે તેઓ આ બાબત ઉપર જરૂર ધ્યાન આપશે. જ્યારે દેશમાં આવી કોઇ મોટી બાબત ઘણીજ ચર્ચાય છે અને આખો દેશ પોકાર ઉઠાવે છે ત્યારે સરકાર પ્રજાનું ઉશકેરાયલું વાતાવરણ ઠંડું પાડવાને માટે કમીટી અને કમીશનો નીમવાની વાતો કરી ઠંડું પાણી રેડે છે. આ કમીટીઓ અને કમીશનો પોતાનો રીપોર્ટ કરવાં દોઢથી બે વર્ષ લગાડે છે; આ એક આવો સવાલ છે કે જો આવી બાબતોમા કમીટી પોતાના રીપોર્ટ માટે દોઢથી બે વર્ષ લગાડે તો હીંદી સરકારનાં અને પ્રાંતીક સરકારોના ચાલુ સાલના બજેટોમા જે ભારે ખોટ બતાવવામાં આવી છે તે આવતા દોઢથી બે વરસમાં વધુ બતાવવામાં આવશે અને છેવટે તેમને દેવાળું પણ કાઢવાનો પ્રસંગ આવે જો આમ ખોટ વધુ અને વધુ દેખાડવામાં આવે તો દેશમા કેવો મામલો ઉભો થાય તેનો વીચાર કરવા જોઇએ. આ કમીટી પોતાની કાપકુપની ભલામણો કરે તે પહેલા આપણી કમીટી મારફત એવી સુચના થવી જોઇએ કે ખુદ નામદાર વાઇસરોય જેવા મોટા પગારદારો અને રૂ. ૨૫૦ કે રૂ ૫૦૦ ની ઉપરના માસીક પગારવાળાઓના પગારમા પાંચથી દશ ટકા ઘટાડો કરવો. જે વેપારી ડેપ્યુટેશન નામદાર વાઇસરોય આગળ ગયું હતું તે વેળા મી૦ પરસોતમદાસે જણાવ્યું હતું કે દેશી લશ્કર કરતા ગોરા લશ્કરનો ચારથી પાંચગણો વધુ ખર્ચ છે આથી આ ગોરા લશ્કરમા ઘટાડો કરી ચારથી પાચ ગણો ખર્ચ ઘટાડવો જોઇએ. લશ્કરને જુદા મથકોએ ટ્રેનના બીજા વર્ગમાં મોકલવાનો ભારે ખર્ચ કરવો જોઇતો નથી.

આટલું બોલી હું આ દરખાસ્તને ટેકો આપું છું.

મી૦ નારણદાસે જણાવ્યું કે વડોદરા રેલવેનો ડાઉન પંજાબ મેલ આંટરોડ ઉભો રહે તો નહી હોવાથી દુરથી આવતા ઉતારૂઓને પાણી તથા બીજી સગવડોની ઘણી ઘણી હાડમારી પડે છે જેના સબધમા રેલ્વે કંપનીને લખવાની હું ચેમ્બરને અરજ કરૂં છું.

પ્રમુખે જણાવ્યું કે કમીટી આ બાબત ઉપર વીચાર ચલાવી રેલ્વે કંપનીને લખી જણાવશે.

તે પછી રીપોર્ટ બહાર રાખવામાં આવ્યો હતો અને સભા ઉઠી હતી.

---

## (૩) ચેમ્બરે બોલાવેલી રેલ્વે કોન્ફરન્સ.

ઇસ્ટ ઇંડીયન રેલ્વેનુ કંત્રાકટ ડીસેંબર ૧૯૨૪ મા અને ગ્રેટ ઇંડીયન પેનીનસ્યુલા રેલ્વેનું જુલાઈ ૧૯૨૫ મા પુરૂં થતુ હોવાથી એ રેલ્વેઓનો કારોબાર કોઇ હીંદમા સ્થપાયેલી કંપનીને સોંપવો કે સરકારે લઇ લેવો તેના સંબધમાં હીંદી સરકારે જુદા જુદા વેપારી મડળોના અભીપ્રાય માગેલા હોવાથી હીંદના જુદા જુદા વેપારી મડળો તથા મુંબઇની દેશી વેપારી ચેંબરની એક કોન્ફરન્સ ગયા શનીવાર તા. ૫-૮-૨૨ ને દીવસે બપોરે કોટમા બેંક સ્ટ્રીટમાં આવેલી દેશી ચેબરની ઓફીસમા મી૦ દેવીદાસ માધવજીના પ્રમુખપણા હેઠળ મળી હતી.

કોન્ફરન્સમાં નીચે જણાવેલાં મંડળોના પ્રતિનિધિઓ હાજર હતાઃ-

---

૧. અમદાવાદના મીલ માલેકોની મંડળી.
૨. બેંડ્યા પ્રાંતની ચેમ્બર ઓફ કોમર્સ
૩. સધરર્ન ઇંડીયા ચેમ્બર ઓફ કોમર્સ
૪. મારવાડી એસોસીએશન ઓફ કલકત્તા
૫. બોમ્બે રાઇસ મર્ચન્ટસ એસોસીએશન
૬. બોમ્બે ગ્રેન મરચન્ટસ એસોસીઅશન
૭ બોમ્બે ડાયમંડ મર્ચન્ટસ એસોસીએશન
૮. બોમ્બે શરૈફ મહાજન
૯. મુંબઇનું ઝવેરી મહાજન.
૧૦ મોતીનો કાંટો
૧૧ મુંબઇના કાપડના દેશી વેપારીઓની મંડળી.

## પ્રમુખનું ભાષણ.

પ્રમુખ મી દેવીદાસ માધવજીએ જણાવ્યું કે આજની કોન્ફરન્સમા અમારા ચેંબરના પ્રમુખ મી૦ પરસોતમદાસ ઠાકોરદાસ પોતાની નાદુરસ્ત તબીયતને લીધે આવી શકયા નથી તે માટે આપણે સઘળા દીલગીર છીએ, જો તેઓ આજે હાજર રહી શકયા હોત તો તેઓ આપણને ઘણા ઉપયોગી થઇ પડત.

ગૃહસ્થો, અમારી ચેમ્બર તરફથી તમોને આવકાર આપતાં અને કોન્ફરન્સમાં હાજરી આપવા માટે પધારી અમારા આમંત્રણનો સ્વીકાર કરવા બદલ તમારો આભાર માનતા મને ભારે ખુશાલી પેદા થાય છે.

આપણે અહીં શામાટે ભેગા મળ્યા છીએ તે તમો જાણો છો. હું ધારૂં છું કે, આજના જેવી કોન્ફરન્સોમાં જો આપણી વચે આપણા વિચારો બરાબર સમજવામા આવે અને તે એક સરખાજ જાહેર કરવામાં આવે અને આજે આપણે જે અગત્યના સવાલ ઉપર વિચાર ચલાવવા ભેગા મળ્યા છીએ, તેવા દેશના અગત્યના સવાલો ઉપર જો આપણો એકત્ર મત જાહેર કરવામા આવે તો તેનુ ભારે વજન પડે જો દેશના સામાન્ય અગત્યના સવાલે ઉપર જુદા જુદા પ્રાંતોના વેપારી આગેવાનો વીચારોમા વહેચાઇ જાય તો કાઉન્સીલો, કમીશનો અથવા કમીટીઓના સઘળા પ્રયાસો કાંઇપણ સારૂં પરીણામ લાવવામા કદી પણ સફળ થાય નહી. આપણી મુશ્કેલીઓ દુર કરવા માટે અમોને એમ લાગ્યુ છે કે જ્યારે જ્યારે આજના જેવી કોન્ફરન્સો ભરવાના પ્રસંગો આવે ત્યારે ત્યારે દેશના સામાન્ય અગત્યના સવાલો ચચવા માટે આજના જેવી કોન્ફરન્સ બોલાવવી અને જો બની શકે તો સામાન્ય નીર્ણય ઉપર આવવું મને જોઇને ઘણોજ આણંદ થાય છે કે તમારા મંડળોએ આ ચેંબરના વીચાર સાથે મળતા થઇને કેવો મામલો છે તે જોયો છે અને તેમણે તમોને તેમના પ્રતીનીધીઓ તરીકે હીંદી વેપારી ચેમ્બરોની આ પહેલી સામાન્ય કોન્ફરન્સમા મોકલ્યા છે. તમો જાણો છો કે આપણી રેલ્વેઓના ભવીષ્યના કારોબારનો સવાલ ઘણો અગત્યનો છે અને આ દેશની બે અગત્યની રેલ્વેઓના પટાઓના મુદત થોડા વખતમા ખલાસ થનાર છે. આથી આપણે સરકારને જણાવવાની જરૂર છે કે આ રેલ્વેઓ માટે આપણે કેવા પ્રકારનો કારોબાર માગીએ છીએ.

## સ્ટોર્સની ખરીદીનો સવાલ.

રેલ્વેએ માટેના સ્ટોરસની ખરીદીની યોજનાના સવાલ ઉપર હાલમા દેશ વીચાર ચલાવે છે અને તમો ખરાબર જાણો છો કે આવી ખરીદીઓની આખી યોજના ફરીથી ઘડવાની જરૂર છે કે જેથી દેશને ફાયદો થાય અને દેશના માલને ઉત્તેજન મળે.

ગ્રહસ્થો, બેશક, તમોએ આ સવાલો ઉપર અત્યાર અગાઉ વીચાર ચલાવ્યો હશે અને મને ઉમેદ છે કે જ્યારે આપણે સબજેકટસ કમીટીમા આવીયે ત્યારે સરકારને ચોકકસ ભલામણ કરવા માટે આપણે કોઈપણ નીર્ણય ઉપર આવી શકીશું અને આપણા ઠરાવો ઘડી શકીશું.

ગ્રહસ્થો, આ કોન્ફરન્સમા ભેગા મળવાની અમોને તક આપવા બદલ હું તમારો અને તમારા મંડળોનો ફરીથી આભાર માનું છું. મને ઉમેદ છે કે સબજેક્ટસ કમીટી તરફથી આવતી કાલે આપણી સમક્ષ જે સવાલો રજુ કરવામાં આવે તે પર ચર્ચા ચલાવવામા અને આપણા સામાન્ય વીચારો જાહેર કરવાના આજના અને આવા બીજા ભવીષ્યના પ્રયાસો સફળ થાય તેવી રીતે નીર્ણય ઉપર આવવામા આપણે આપણી ફરજ બજાવવામા ચુકીશું નહીં.

હવે હું મી૦ એન એમ. મંઝુમદાર અને મી૦ મનુ સુબેદારને આ બાબતમા તેમના વીચારો જાહેર કરવાનું જણાવું છું.

## શેઠ એન. એમ. મઝુમદારનુ ભાષણ.

શેઠ એન. એમ. મઝુમદારે જુદા જુદા પ્રાંતોના વેપારી મંડળોના પ્રતીનીધીઓને આવકાર આપતા જણાવ્યું કે, રેલ્વે કમીટીએ જે રીપોર્ટ કર્યો છે તેમાં બે મત પડી ગયા છે. એક મતવાળા કંપનોના કારોબાર હેઠળની રેલ્વે અને બીજા મતવાળા સરકારના કારોબાર હેઠળની હીમાયત કરે છે. હવે હીંદી સરકારે આ સંબંધમા આપણો અભીપ્રાય માંગ્યો છે. રેલ્વેઓ દેશનું જીવન છે કારણ કે દેશના હુન્નર ઉદ્યોગની પ્રગતીનો આધાર રેલ્વેની જેમ બને તેમ સારી સગવડ ઉપર છે.

અમેરીકા અને જરમનીમાં રેલ્વેઓના કારોબાર વીષે ઇસારો કરી, મી૦ મઝુમદારે જણાવ્યું કે, ત્યાંની રેલ્વેઓનો કારોબાર દેશની આબાદી કેવી રીતે થઇ શકે તે ધ્યાનમાં લઇને ચલાવવામાં આવે છે અને તેવુંજ આપણા દેશના સંબંધમાં થવું જોઇએ. હીંદમાં ઘણીખરી ખાનગી કંપનીઓ છે અને ૭૦૦૦ માઇલ દુર બેઠેલા આસામીઓ તેઓના અજંટો વડે અહીં રેલ્વેઓ ચલાવે છે. ત્રીજા વર્ગના ઉતારૂઓની હાડમારીની જે ફરીયાદ ઉઠાવવામાં આવે છે, તેના કરતાં વેપારીઓની હાડમારીની ફરીયાદ વધારે મોટી છે.

રેલ્વેઓ કર ભરનારાઓની મીલકત હોવી જોઇએ અને તેના કારોબારમા તેઓનો અવાજ હોવો જોઇએ, તે માટે હીંદી સરકારને આપણે ઘણીવાર અરજો કરી છે પણ તે પર

(૨) કોન્ફરન્સ મજબુતીથી એવો અભીપ્રાય ધરાવે છે કે ઇસ્ટ ઇંડીયન અને ગ્રેટ ઇંડીયન પેનીનસુલા રેલ્વેના પટાની મુદત ખલાસ થાય છે તે પાછા ચાલુ કરી આપવાનો સવાલ રહેલોજ નથી, અને કુશલ કારોબાર મેળવવાનાં બહાનાં હેઠળ તેઓની થાપણનો થોડો ભાગ પણ ખાનગી સાધનોથી મેળવવા વગર એ રેલ્વેઓ સંપુર્ણ રીતે સરકારી માલેકીની બનાવવી જોઇએ.

(૩) આ કોન્ફરંસ બધાં હીંદી જાહેર મંડળો અને હીંદી ધારાસભાના સભાસદોને આગ્રહ કરે છે કે રેલ્વેઓ રાજ્યના કારોબાર હેઠળ લાવવાની હીંદીઓ ચાલુ લાંબા વખતથી એકમતે જે માંગણી કરતા રહયા છે તે માંગણીને હરોળમાં મુકવી, અને હીંદી રેલ્વેઓની કારોબારી કંપનીઓના ખર્ચ આ દેશને માથે નાંખવાની કરવામાં આવતી કોશેશોને નીશ્ફળ બનાવવી, કે જે કંપનીઓ અત્યાર સુધી હીંદી જાહેર પ્રજામાં અસંતોષ ઉપજે, અને હીંદી જાહેર લાભોને નુકસાન પહોંચે તેવી રીતે પરદેશી કંપનીઓ હીંદી રેલ્વેઓનો વહીવટ ચલાવતી આવી છે તેમનાથી ધરખમ રીતે જુદા પ્રકારની નીવડે એ બનવાજોગ નથી.

---

## (૪) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો:

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહીને આ માસિકમાં જૂદો વિભાગ રાખવામાં આવે છે જે ગ્રહસ્થોને પોતાની ઓફીસો કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વિગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી ફ્રી લેવામાં આવશે

## (૫) ચેમ્બરનો પત્ર વ્યવહાર.

રેડ ક્રૉસ સોસાયટીની અત્રેની શાખાના સેક્રેટરી તરફથી મળેલા પત્રમાં જણાવ્યું છે કે, એ સોસાયટીના ફંડને મદદ કરવા માટે કહાડવામાં આવેલાં ૪૪૧૬ થી ૪૪૨૫ સુધીના નંબરનાં ફુટ રૂલ આ સાથે મોકલ્યાં છે તેમાં જોઇતા રૂપિયા ભરી મોકલી આપશો. એ પ્રત્યે એ ચેમ્બરના સભાસદોનું લક્ષ ખેંચવાની પણ એ પત્રમાં વીનંતી કરવામાં આવી છે. પત્રની સાથે મળેલા ફુટ રૂલની રચના એવી છે કે એ ફીટની કાગળના પુઠાંની પટી લઇ તેમાં એકેક રૂપિયો મુકાય એવાં પંદર ગોળ ખાનાં બનાવ્યાં છે. તેમાં રૂપયા ભરી સ્થાનીક સેક્રેટરીને મોકલી અપાય તો એવી જેટલી પટીઓ ભરાવાય તે પ્રમાણે ફંડમાં રૂપયા મળે. ખાલી જગામાં રૂપયો ગોઠવતા અગાઉ ભરનારનું નામ પણ ત્યાં લખી શકાય એમ છે.

---




## હિન્દી ઉતારૂ અને વેપારીઓની હાડમારી દુર કરનારી મંડળી.

આ મંડળની કારોબારી કમીટીની એક સભા તા. ૫ મી ઓગસ્ટ ૧૯૨૨ના રોજ મી. એલ રોય સંપતના પ્રમુખપણા નીચે મળી હતી. તે વખતે નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| ૧ મી. એલરોય સંપત (પ્રમુખ) | ૪ મી. જી ડી. વૈદ્ય. |
| ૨ મી. એલ. આર. તેરસી | ૫ મી. જે. જી. નેણસી. |
| ૪ ,, વ્હીલર | ૬ મી. પ્રભુદાસ મોદી. |

(૧) શરૂઆતમાં ઓ. મી. એન. એમ. જોશીનો પત્ર તેઓ બીજી રોકાણને લઇને આવી ન શકયા તેની મુલતવી રહયો હતો.

(૨) જુદા જુદા ખાતાઓ તરફથી નીચે મુજબના આવેલા પત્રોની નોંધ લેવામાં આવી હતી.

ક. જી. આઇ. પી. રેલ્વે તથા બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે તરફથી સ્ટેશનો ઉપર ઉતારૂઓને પાણી પુરૂ પાડવા બાબતના પત્રો.

ખ. એંગલો ઇન્ડીઅન અને યુરોપીઅન માટે રીઝર્વ રાખવામાં આવતા ડબ્બાઓની જુદી જુદી રેલ્વે કંપનીઓ તથા રેલ્વે બોર્ડ તરફથી આવેલા પત્ર.

ગ. બેંગાલ નાગપુર રેલ્વે યુનીઅનના સેક્રેટરી તરફથી આવેલો પત્ર.

ઘ. આણંદ પરીષદમાં પસાર થયેલા ઠરાવો સંબંધી હીંદમાં જુદી જુદી વેપારી ચેમ્બરો તેમજ મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે કુંપની તરફના જવાબો.

૩. એંગલો ઇન્ડીઅનો માટે રીઝવર્ડ ડબ્બા બાબત બેંગોલ નાગપુર રેલ્વેનો આવેલા કાગળ નો જવાબ લખવાનો ઠરાવ થયો હતો.

૪. મુંબાઇ ટ્રામવે કું. તરફથી પોલીસના માણસો ટ્રામના પાછલના ભાગમાં ઉભા રહેવા દેવામાં આવે છે તે બાબતનો ટ્રામવે કુ. ના આવેલા પત્રનો જવાબ લખવાનો ઠરાવ થયો હતો.

૫ એંગલો ઇન્ડીઅન કંપાર્ટમેન્ટ બાબત એમ. એસ. એમ. રેલ્વેના કાગળની નકલ મદ્રાસ એસોસીએશનને મોકલવાનું નક્કી કરવામાં આવ્યું.

૬. લખનૌ ખાતે મળનારી બીજી કોન્ફરન્સના ફંડમાં રૂ. ૨૫ આપવાની ભલામણ કમીટીએ કરી અને આ મંડળના પ્રતીનીધી તરીકે કોઇપણ સભ્યને બની શકે તો મોકલવાનું ઠરાવવામા આવ્યું હતું

૭. મેળા અને જાત્રા વખતે જાત્રાળુઓને માલના ડબ્બામાં મુસાફરી કરવી પડે છે. તે સામે અણગમો બતાવવામાં આવ્યો હતો અને રેલ્વે બોર્ડને જણાવવું કે જાત્રા વખતે ઉતારૂઓના ડબ્બાઓ એક બીજી રેલ્વે કમ્પનીને ઉછીના આપવા વ્યવસ્થા કરવી.

(૮) ના. સરકારે આ મંડળને પોતાના જાહેરનામા આપવાની ના કહી તે બાબતનો પત્ર વ્યવહારની નોંધ લેવામાં આવી હતી અને વર્તમાન પત્રોમાં તે બાબત પ્રગટ કરવા ઠરાવવામાં આવ્યું હતું.

(૯) સ્ત્રીઓ તથા બાળકો માટે ખાસ રીઝવર્ડ ટ્રામો દોડાવવા તથા ઓછા ભાવો લેવા બાબત મી. એલ રોય સંપતે જે પત્ર મુંબાઇની મ્યુ કોરપોરેશનના પ્રમુખને લખ્યો છે તે સુચનાને આ કમીટીએ અનુમોદન દેવા ઠરાવ કર્યો હતો.

આ મંડળ ઉપર પ્રજાકીય કામનો બોજો દીવસે વધતો જતો હોવાથી તેને પુગી વળવા આ મંડળીનું ફંડ વધારવા માટે મી. લક્ષ્મીદાસ તેરસી તથા મી. જીવરાજ ગોકળદાસ નેણસીને સત્તા આપવામાં આવી હતી.

ત્યારબાદ પ્રમુખનો ઉપકાર માની સભા વીસરજન થઇ હતી.

**જરમની ખાતે નાણાં મોકલવાની ઉત્તમ રીત**—જેમણે જરમનીથી માલ મંગાવ્યો હોય તેનાં નાણાં મોકલનારી હીંદી પેઢીઓ હાલમાં રૂપયા જરમની ખાતે મોકલી શકતી નથી અને હીંદમાં કોઇ બેંકને રૂપયા આપી જરમની ઉપરની હુંડી લેવી એ પણ જોઇએ તેટલું નફાકારક નથી એમ તેમને અનુભવથી લાગ્યું છે એટલે અહીં

રૂપયા આપી ઇંગ્લંડ ઉપરની હુંડી તેઓ લે છે અને પછી તેનાં નાણાં ઇંગ્લંડમાં વસુલ કરાવી જરમન માર્કની ખરીદી ઇંગ્લંડમાં તેઓ કરે છે પણ એ રીત સંતોષકારક નથી એમ જણાવવામાં આવે છે કે જો સોનાના બ્રીટીશ સીક્કા ખરીદી જરમની ખાતે મોકલવામાં આવે તો ત્યાં તેનો સહુથી સારો ભાવ ઉપજે વળી હવે તો જરમનો પોતાના માલ માટે બ્રીટીશ નાણામાં ભાવ દર્શાવે છે ઓટો મોબાઇલ, રસાયણી પદાર્થો, કાચ, વીજળીને લગતો માલ, કટલરી, અને રમકડાં માટેનો ભાવ તો પાઉંડમાંજ બોલાય છે એટલે તેનાં નાણાં કેમ મોકલવાં એ વીશે તો ચીંતાંજ નથી. હીંદીઓને એ ગોઠવણ ઠીક પડશે.

---

**મત આપવાનો હક**—ઇંગ્લંડમાં લંડનની મ્યુનીસીપલ ચુંટણીમાં મત આપવાનો હક જોઇંટસ્ટોક કંપનીઓને આપવામાં આવ્યો નથી અને એવી કંપનીઓના લાભ સંભાળવવા માટે તેમના કોઇ પ્રતીનીધીને માટે એ મંડળમાં સ્થાન રાખવામાં આવ્યું નથી એટલે જો લંડનની સ્થાનીક સંસ્થાઓનો કાર્યક્ષેત્રને વીસ્તારવામા આવે તો તેને પરીણામે મ્યુનીસીપાલીટી વધારે વેપાર કરવા લાગે એવો ભય લંડનની ચેમ્બર ઓફ કોમર્સે દર્શાવ્યો છે. લંડનના સ્થાનીક સ્વરાજ્યના સંબંધમાં તપાસ કરવા માટે લોર્ડ ઉલ્સ્ટરના પ્રમુખપણા હેઠળ નેમાયલાં કમીશન સન્મુખ એ અભિપ્રાય રજુ કરવામાં આવ્યો છે અને એમ પણ જણાવ્યું છે કે વેપાર માટેની સડકોની સંભાળનું કામ એટલું મહાન છે કે બીજાં કોઇ કામ ઉપર પણ ધ્યાન આપવું પડતું હોય એવા કોઇ મંડળને સોપવું ન ઘટે.

---

## વેપારી વિષયો અને ખબરો.

### (૧) નોરવેનો વેપાર.

તા૦ ૩૦ મી જુને આખર થતા છ માસ માટેના નોર્વે બેંકના હીસાબ ઉપરથી માલમ પડે છે કે ચલણી નોટોનો ફેલાવો ગયા મે માસની આખરે ૩૭૫૦ લાખ ક્રેન જેટલો હતો તે વધીને જુન આખરે ૩૮૪૭ લાખ ક્રોન જેટલો થયો હતો. ભાવની સરેરાશમાં કાંઇ ફેરફાર ન હતો કેમ કે ખોરાકીની ચીજોના ભાવ વધ્યા હતા પણ બીજી ચીજોના તેટલા ઘટયા હતા. પરદેશોની હુંડીનું બજાર ઘણી વધ ઘટ દર્શાવે છે. નોર્વેના ક્રોનરની કીંમત ઘણી ઘટી છે. શેરોનું બજાર ચુપ હોવાથી તેમાં ફેરફાર બહુ થોડો છે. પણ બોંડના ભાવમાં હેરફેર ઘણા થાય છે. લાકડાંના બજારમાં સાદાં પાટીયાં માટે પુછા સારી છે. કાગળનું બજાર જુનની શરૂઆતમાં તેજ હતું પણ પાછળથી ભાવો ઘટવાથી તે સુસ્ત થઇ ગયું છે થોડા મહીના સુધી એની નીકાશમા સુધારો થવાની આશા નથી. કાગળ માટે રસાયણ ક્રીયાથી બનાવેલાં માવા માટેનું બજાર ચુપ છે જ્યારે તેવી ક્રીયા વગર મેળવેલા માવા માટેનું બજાર તેજ છે. સ્ટીમરોનાં

ત્નુરનું બજાર હજી સુસ્ત છે. માછલી પકડવાનો ધંધો ઠીક ચાલે છે. માછલીના તેલના પેદાશ ઘણી સંતોષકારક છે. ક્રીશ્ચીયાન્યા ખાતે આ વરસે તા૦ ૩ જી થી ૧૦ મી સુધી પ્રદર્શન ભરાનાર છે. ઘણાક ઉદ્યોગમાં મજુરોના પગારમાં ઘટાડો કરવામાં આવ્યો છે. બેકારી ઘટતી જાય છે.

**(૨) પ્રદર્શન:**—બ્રસલસ ખાતે આવતા એપ્રીલમાં તા. ૯ મીથી તા. ૨૫ સુધી વેપારને ઉત્તેજન આપવા માટે એક પ્રદર્શન ભરવામાં આવનાર છે તેમાં ભાગ લેવા માટે અરજી કરવાનું ફાર્મ આ ચેમ્બરને મળ્યું છે અને જેને જોવું હશે તેઓ ચેમ્બરની ઓફીસમાંથી તે જોઇ શકશે. વધારે વિગત જોઇતી હોય તેમણે અત્રેના બેલ્યજ્યન કોન્સલની ઓફીસને (૭, કફ પેરેડ) પત્ર લખીને અથવા રૂબરૂમા મળીને પુછવું.

ટોકયો ખાતે પ્રદશન તા. ૧૫ મી થી તા. ૨૯ મી નવેંબર સુધી ભરવામાં આવનાર છે. તેને લગતો માહીતી આપનારૂં નાનું ૧૨ પાનાનું પુસ્તક ચેમ્બરને મળ્યું છે. એમાં ધ્યાન ખેંચવામાં આવ્યુ છે કે રાખી મુકવાની ચીજોનું પ્રદર્શન હોય તે અને વેપર માટેના નમુના ભાવ સાથે દેખાડવામાં આવશે. માલ વેચવા માટેની દુકાનો આ પ્રદર્શનમાં રહેશે અને ત્યાં માલ બનાવનારાએ પોતાની ઇચ્છા પ્રમાણે માલ વેચવાના સોદા કરી શકશે. તૈયાર માલ રોકડથી વેચવા માટે એ દુકાનોનો ઉપયોગ કરવાની મનાઇ છે. પ્રદર્શનમાંથી એ દુકાનો માત્ર નમુના બતાવી તેના જેવો માલ બનાવવા માટેના ઓરડરો મેળવવાના કામમા મદદ કરવાની છે. એવા નમુનાઓનાં લીસ્ટ વગેરે દ્વારા જાહેર ખબર માટે પણ ગોઠવણ કરવામાં આવશે. પ્રદર્શનમાં દાખલ થવા માટે ખરીદનારે કાંઇ ફી આપવાની નથી. વધારે હકીકત જાણવી હોય તેમણે અત્રેના જાપાનીઝ કોન્સલ પાસેથી મેળવવી

**(૩) કેનેડા તથા આસ્ટ્રેલીયા વચ્ચેનો સંબંધ:**—જકાતના સબંધમાં એક બીજા સાથે કરાર કરવાની ધારણાથી આ બે દેશો વચ્ચે સદેશા ચાલી રહ્યા છે. કેનેડાનો ઘણો માલ આસ્ટ્રેલીયાના તેવાજ માલ સાથે હરીફાઇ કરે છે ૧૯૧૩ મા કેનેડાથી આસ્ટ્રેલીયા ગયેલા માલનો કીંમત ૧૧॥ લાખ પાઉંડની હતી જ્યારે આસ્ટ્રેલીયાથી કેનેડા મોકલેલા માલની કીંમત માત્ર ૧૬૭ હજાર પાઉંડ હતી. તા. ૩૦ મી જુન ૧૯૨૧ ને દીને આખર થયેલાં વરસમાં કેનેડાથી આસ્ટ્રેલીયામાં આયાત થયેલા માલની કીંમત ૪૪ લાખ પાઉંડ જેટલી હતી. આસ્ટ્રેલીયાથી કેનેડા ખાતે નીકાશ થયેલો માલ ૧૯૨૧ માં ૧૩૯ હજાર પાઉંડની કીંમતનો હતો. ખુદ આસ્ટ્રેલીયામાં જઇને કેનેડીયન માલ ત્યાંની સ્થાનીક પેદાશ સાથે હરીફાઇ કરે છે. આસ્ટ્રેલીયાના નીકાશમાં મુખ્ય ઉન તથા ચમડાં, ઇંડા, મુરબ્બા તથા ફળ વગેરે હોય છે. કહેવાની જરૂર નથી કે આસ્ટ્રેલીયામાં જે ખાણો છે તેમાંથી સોનાની પેદાશ થાય છે એટલે બીજી ચીજોની નીકાશ કરતાં આયાત વધારે હોય તેટલી કીમત સોનું નીકાશ કરવામાં આવે છે. જો કેનેડા તથા અસ્ટ્રેલીયા વચ્ચે જકાત સંબંધી કાંઇ ગોઠવણ થશે તો તે કેનેડાને વીશેષ લાભકારક થઇ પડશે.

**(૪) કેનીયામાં ખાણોના** સંબધમાં જે નીયમો હાલ છે તેમાં ફેરફાર સુચવવા માટે એક ખાસ કમીટી ત્યાંની સરકારે નીમી છે તેની પાસે ત્યાંના લોકોમાંથી કેટલાકે નીચે પ્રમાણે માગણી કરી છે:—

૧ ખાણો કયાં છે તે શોધવા માટેનાં લાઇસન્સ આપવાનું બંધ પાડવું.

૨ જે લોકો નવી કંપનીઓ કહાડે તેમને એ કંપનીના શેરો કે થાપણના ત્રીજા ભાગ કરતાં વધારે હીસ્સો મેળવતા અટકાવવાં.

૩ કોઇ પણ વ્યકતીને પાંચ કરતાં વધારે જગાનાં હક આપવા નહીં.

૪ જમીનની સપાટીની પાસેના થરમાંથી મેળવાતા પદાર્થ ઉપર પચાસ ટકા અને જમીનની ઉંડાઇથી મેળવવાના પદાર્થો ઉપર દસ ટકા કર સરકારે લેવો

એવી આશા રાખવામાં આવે છે કે જો આવી ગોઠવણ થાય તો પ્રજાનો સ્વાર્થ પણ સંભળાય અને અસંતોષકારક અનુભવમાંથી પ્રજાને બચાવી શકાય. ખણો ખોદવાના ઉદ્યોગમા પડેલા લોકોએ અત્યાર સુધી કોનીયામાં હકો મેળવવા પ્રયત્ન કર્યો દેખાતો નથી.

**(૫) દક્ષીણ આફ્રીકામાં વીજળીક બળ:** ના સંબંધમાં કામ લેવા માટે કાયમનું કમીશન નેમવા માટેના ધારાનો ખરડો સરકારે બહાર પાડયો છે એ કમીશનની ફરજ એવી રહેશે બળ વધારવા તથા સસ્તા દરે પ્રજાને અપાવવા તથા ને માટેનાં સ્ટેશનો નીભાવવા સંબંધી સવાલો વીશે વીચાર કરી યોગ્ય ઠરાવ કરશે. મ્યુનીસીપાલીટી નહી હોય એવા ભાગમાં વીજળીક બળની કીંમત નકી કરવાની અને ૨૫ ટકા કરતા વધારે નફો થાય તો તેટલો નફો એ બળ વાપરનારાઓ વચે વહેંચી આપવાનો હુકમ ફરમાવવાની સતા રહેશે. મ્યુનીસીપાલીટીની શીવાય જેઓ વીજળીક બળ પુરૂં પાડતા હશે તેમના હાથમાંથી એ ધંધો ૩૮ વરસ પછી લઇ લેવાની સરકારને સતા રહેશે પણ તે સતા વાપરવા માટે બે વરસની નોટીસ આપવી પડશે. એ રીતે કામકાજ લઇ લેતી વેળા કાંઇપણ બદલો આપવામાં આવશે નહી. આ પ્રમાણે બદલો ન આપવાની રીત સારી કે હીંદી રેલ્વે કંપનીઓને આપવામાં આવે છે તે પ્રમાણે બદલો આપવાની રીત સારી એ સવાલ તપાસવા જેવો છે.

**(૬) કચ્છમાં જકાત પધ્ધતી**—હાલમાં કચ્છમાં રૂ. ૧૦૦) ની કોરી ૧૬૫) ચાલે છે. ત્યારે જકાત લેતી વખતે કસટમ ઉપર રૂ. ૧૦૧) ની કોરી ૪૫૦) પ્રમાણે ઠરાવી જકાત લેવાય છે. એટલે પ્રજા નેઅઢીગણી જકાત (દાણ) અત્યારનાં કોરીના ભાવથી આપવું પડે છે. દેશાવરથી માલ કચ્છમાં આવે એટલે પ્રથમ અંજાર કસતમ ઉપર ધર્માદા શીખે આઠ ટકા ઉપરના ધોરણ મુજબ લે છે. ત્યાર બાદ બીજા ગામોમાં તેજ માલ લઇ જાય તો અંજારની નીકાશ જકાત પડે. પાછો તેજ માલ જે ગામ લઇ જાય ત્યાં તે માલની આયાત જકાત પડે છે એટલે એક પરદેશથી આવેલા માલ ઉપર જેટલા ગામ ફરે તેટલીવાર જકાત પડે છે. પરદેશથી માલ મંગાવવાવાળા મુખ્ય કરીને શહેરમાં વેપાર કરે છે. અને ગામડાના તમામ માણસોને શહેરમાંથી માલ લાવવો પડે છે, એટલે કચ્છમાં ગામરહેનાર ગરીબ વસ્તીને શહેર કરતાં જકાત ના લીધે મોઘું પડે છે. આ પધતી ગરીબ પ્રજાને ઘણીજ ત્રાસદાયક છે, તેમજ રૂ ૧૦૦) પરદેશી માલ ઉપર આ પ્રમાણે જકાત પધતી હોવાથી લગભગ ૬૦) ટકા જકાત થવા જાય છે, એટલે કચ્છમાં મુંબઇ કરતા પણ ખર્ચ મોઘું પડે છે, માટે હાલમાં જે જકાત પધતી ચાલે છે તે કાઢી નાખી ફકત પરદેશી માલ ઉપર બંદરની જકાત નાખી કચ્છમાં જે જકાત અંદર અંદર છે તે સદંતર કાઢી

નાખવી જોઇયે હાલમાં ગામડાઓમાં જકાતના કનત્રાકટ અપાય છે તેથી પ્રજાને સોસવું પડે છે.

(૭) હરીફાઇ–કલકતાની મ્યુનીસીપાલીટીએ પાણીનાં બાંધકામ માટે નળ નાંખવા માટે ટેન્ડરો માગ્યાં હતાં. તેના જવાબમાં મળેલાં સઉથી ઓછા દરનાં ત્રણ ટેન્ડરોની વીગત નીચે પ્રમાણે હતી:—

| | પાઉંડ. |
|---|---|
| ૧ કલીવલેંડ બ્રીજએંડ એન્જીયરીંગ કું. લી. | ૩૦૧૯૩૭ |
| ૨ કલેટન સન્સ એંડ કું. લી. | ૩૨૦૩૩૮ |
| ૩ એશમોર બેન્સન પીસ એંડ કંપની | ૩૨૮૦૮૯૯ |

એ કામ માટે ૫૦૦૪૫૭ પાઉંડ સુધીનો ખર્ચ કરવા માટે મ્યુનીસીપાલીટી તૈયાર હતી પણ હરીફાઇને પ્રમાણે ૧૭૭૫૮ પાઉંડ જેટલો બચાવ કરી શકી છે.

---

## (૮) પૂર્વ આફ્રીકામાં હીંદીઓની સ્થિતિ.

પુર્વ આફ્રીકામાં બ્રીટીશ સંસ્થાનો ત્રણ છે:–(૧) કેનીયા કોલોની (૨) યુગેંડા અને (૩) ટાંગાનીકા, એ મુલક વસવા જવા યોગ્ય છે કે કેમ તે વીશે મતભેદ છે. પ્રથમ તો એ મુલક ઘણો સારો છે એમ ગણાતું પણ લડાઇ દરમ્યાન સ્થીતી બગડી, ચલણના ફેરફારથી દેશ પાયમાલ થયો અને પછી બધી ચીજના ભાવ ગગડી ગયા અને ઉદ્યોગો નરમ પડી ગયા. લડાઇ દરમ્યાન નીભાવ ખરચ વધી ગયો હતો તે થોડો ઘટયો પણ બજારમાં માલના ભાવમાં થયેલા ઘટાડાના પ્રમાણમાં તે ઘટયો નહીં. એથી હવે એ મુલક ઇંગ્લંડને માથે પડયો છે એમ કહેનારા પણ નીકળ્યા છે. આ સંજોગોમાં ટાંગાનીકા ખાતે વસવાટ માટે જનારને કાજે ત્યાં કેવું ક્ષેત્ર છે તે વીશે તપાસ કરવા માટે કોઇને મોકલવાની માગણી ઇંડીયન મર્ચંટસ ચેમ્બર (મુંબઇને) કરવામા આવી હતી પણ હજી સુધી કોઇને મોકલવાનું ચેમ્બરને જરૂર લાગ્યું નથી. હમણાં "ઓવરસીઝ" નામનું જે માસીક ઇગ્લંડમાં નીકળે છે તેનો જુલાઇ માસનો અંક મળ્યો છે તેમાં કેટલીક ટીકા કરવામાં આવી છે. પ્રથમ તો એમાંથી કેનીયા વીશે વીવેચન કરેલું છે અને છેવટ જણાવ્યું છે કે યુગાન્ડા તથા ટાંગાનીકા વીશે સ્થળ સંકોચને લીધે વીશેશ ચર્ચા થઇ શકી નથી પણ કેનીયાને માટે કરેલી ટીકા એ બે મુલકોને પણ લાગુ પડે છે શીવાય કે યુગાન્ડામાં દેશી લોકોની વસતી ત્રીસ લાખની છે ત્યાં યુરોપીયનો કેનીયાની માફક મોટી સંખ્યામાં જઇ વસેલા નથી તેમનો મોટો ભાગ કોફી ઉગાડવાના ઉદ્યોગમાં પડેલો છે અને લડાઇ પછી બધી ચીજોના ભાવ ઘટયા તેની સાથે કોફીના ભાવ પણ ઘટયા એટલે યુગાન્ડામાં ગયેલા યુરોપીયનોની સ્થીતી માઠી થઇ છે. એ બાબદમાં તો કેન્યા કરતાં પણ વધારે કમભાગી યુગાન્ડા છે, કારણકે પોતાનો માલ વધારે દુર મોકલવાની તેમને ફરજ પડે છે. કેટલાકોએ તો પોતાનો એ ઉદ્યોગ છોડી દીધો છે. દેશી વસતીનો મોટો ભાગ પરદેશ નીકાશ કરવા માટેનો રૂ ઉગાડે છે. ભાવની

વધઘટથી તેમની સ્થીતી ઉપર પણ ખરાબ અસર થઇ છે પણ હવે પછીનાં વરસો દરમ્યાન કેનીયાથી યુરોપ ખાતે રૂની નીકાશ વધતી જશે એમ માનવાને કારણ છે.

ટાંગાનીકાનો મુલક કેટલાંક વરસોથી લડાઇનું ક્ષેત્ર થઇ પડયો હતો અને તેથી બેહાલ બેહાલ થયો હતો પછી દુકાળ પડયો પણ તે પછી તેની આર્થીક સ્થીતી સુધરતી જાય છે ત્યાં સરકારની સરકારની મહેસુલ ખર્ચ માટે પુરતી ન હોવાથી ઇંગ્લંડની સરકાર મદદ આપે છે પણ તે મદદની રકમ પાછળથી પાછી આપવાની છે. છેલી મહાન લડાઇ પછી ઉદ્યોગ ધંધામાં આવેલી મંદીની અસર ત્યાં પણ જણાઇ હતી અને હજી ત્રણ વરસ સુધી ચાલુ રહેશે. દેશી રૂ ઉગાડવા તથા તેનો વીસ્તાર વધારવાના પ્રયત્નો કરવામાં આવે છે તેમાં ફતેહ મળશે તો એ મુલકની સ્થીતી ઘણી બદલાઇ જશે. ટાંગાનીકામાં ઉદ્યોગો ખીલવી શકાય તેમ છે પણ ત્યાં ઉંચ પ્રદેશ કેનીયાની માફક નથી એટલે ત્યાં હંમેશ માટે વસવાટ કરવા જેવી સગવડ નથી. કીલી માંજારો અને મેરૂની ઢળતી જગાઓમાં કેટલાંક કુટુંબો જઇ વસ્યાં છે પણ ત્યાં તેમની વસ્તી વધે એટલી જગા નથી. યુરોપીયનો જો ત્યાં સીસલ (sisal), નાળીયેર, અને બીજી ચીજો ઉગાડે તો તે માટે ત્યાં સારૂં ક્ષેત્ર છે. સરકારી વહીવટમાં દેશીઓને કેટલો હીસ્સો આપવો એ સવાલ યુગાન્ડામાં તથા ટાંગાનીકામાં વીચારવા જેવો છે પણ સરકાર હોંશયારીથી કામ લે તો ચીંતા કરવા જેવો મામલો નથી.

કેનીયામાં બે લાખ ચોરસ માઇલ જેટલી જગા છે. પશ્ચીમમાં લેક વીકટોરીયા ન્યાન્ઝા અને યુગાન્ડાની ઉત્તરે એબીસીયા, તથા દક્ષીણે ટાંગાનીકાના મુલક છે. પુર્વે હીંદી મહાસાગર છે. જંગબારના સુલતાન પાસેથી પેટે મેળવેલો મુલક કેનીયા પ્રોટેકટોરેટ કહેવાય છે. કેનીયામાં વસ્તી ત્રીસ લાખ દેશી, દસ હજાર યુરોપીયનો, ૨૫ હજાર હીંદીઓ અને સાત હજાર આરબોની છે. યુગાન્ડા રેલ્વે થયા પછી ત્યાં ગોરા લોકોનો વસવાટ શરૂ થયો કારણ કે તે વગર દેશના અંદરના ભાગમાં જવા માટે પુરતી સગવડ ન હતી. ઇ. સ. ૧૯૦૦માં એ રેલ્વે લેક વીકટોરીયા સુધી પહોંચી તે પછીનાં થોડાં વરસોમાં દક્ષીણ આફ્રીકા તથા ઇંગ્લંડથી લોકો ત્યાં વસવાટ માટે જવા લાગ્યા. ત્યાં વપરાશ વગર રહેલી જમીન તેમને આપવામાં આવી તેમાં કેટલાકે ઢોરોને ઉછેરવાનું અને કેટલાકે કોફી, રબર, અગર સીસલ હેમ્પ ઉગાડવાનું જ શરૂ કર્યું. રાજધાનીના જગા નૈરોબીએ લીધી અને ત્યાં બેંકો, સ્ટોર્સ અને વેપારી આડતીઆઓ તથા ધારાશાસ્ત્રીઓની સંખ્યા વધવા માંડી. અત્યારે નૈરોબીમાં ત્રણ હજાર યુરોપીઅન, નવ હજાર હીંદીઓ અને બાર હજાર દેશીઓ છે. શરૂઆતના થોડાં વરસો દરમ્યાન તો ઉદ્યોગની ખીલવણી ધીમી હતી કારણકે તેમા રોકવાની થાપણ ત્યાં ગયેલા લોકો પાસે થોડી હતી પણ એકવાર થાપણ રોકીને જમીન સુધાર્યા પછી તે નફાકારક ધંધો બીજાને વેચી નાખવાથી નફો ઘણો થયો અને તે નાણાં દેશમા વધારે અંદરના ભાગમા એજ મુજબ ઉન્નતી કરવા માટે ફરીથી રોકાયો. આ રીતે એ દેશની ખીલવણી અંદરના ભાગમાં પાછળથી થવા લાગી છે. રબરની ખેતીનો ઉદ્યોગ નીષ્ફળ નીવડયો પણ કોફી તથા સીસલ હેમ્પનો પાક કરવામાં ઘણી ફતેહ લડાઇ જાગવા સુધી મળી. ઢોરો ઉછેરવાના કામમાં બહુ યશ ન મળ્યો કેમકે ત્યાં અનેક જાતના રોગથી ઢોરોમાં મરણનું પ્રમાણ વધારે હતું પણ ઢોરોની દરદોને લગતી વૈદક વીદ્યાને પ્રતાપે એ પ્રમાણ ઘટાડવામાં

ફતેહ મળી છે પણ હજી એ ઉદ્યોગની સ્થીતી અનીશ્ચીત ગણાય. લડાઈ દરમ્યાન ભાવો વધ્યા પણ પેદાશ ઘટી કેમકે માલની નીકાશ કરવાની સગવડ ઘટી અને કામ કરનારા યુરાપીયનો માંથી ઘણા તો જરમનીના હુમલા સામે લડાઇમાં રોકાયા એટલે મજુરીના દર પણ વધ્યા. લડાઇ પુરી થયા પછી થોડોવાર આબાદી લાગી કેમકે નુરના દર ભારે હોવા છતાં માલના ભાવ ઉંચા રહ્યા હતા; પણ પછી તેમાં પણ મંદી આવી અને તેમાં ઘણી પેઢીઓ પાયમાલ થઇ ગઇ છે. કેટલીક સધર પેઢીઓને બેંકમાંથી મળેલી લોન ઉપર ટકી રહેવાનો આધાર રહ્યા છે. સીસલ હેમ્પનો ઉદ્યોગ એ સંજોગમાં પડી ભાગ્યો છે કારણકે ખરચ જેટલી પણ પેદાશ થતી નથી. કેટલેક ઠેકાણે કોફીની પેદાશ ખરચ માટે પુરતી નીવડે છે પણ બધે તેમ નથી આ સંજોગમાં ત્યાં લડાઇથી પાછા ફરેલા સીપાહોને વસાવાથી યોજનાઓ હાથ ધરવામાં આવી. એથી સરકારને ખર્ચ વધ્યો છે અને ત્યાં રહી નાણાં એકઠાં કરવાનું એટલું મુશ્કેલ થઇ પડયું છે કે એ પ્રયત્ન નીષ્ફળ છે એવી માન્યતા ફેલાઇ છે. લડાઇ અગાઉ જેવી આબાદી હતી તેવી લડાઇ પછી પાછી થશે એમ ધારીને સરકારે ખર્ચ વધાર્યો છે પણ તે માટે દેશીઓએ આપવા પડે એવા કર બમણ કરતાં પણ વધારે વધ્યા છે અને તેથી તેમનામાં અસંતોષ ફેલાયો છે. યુરોપીયનો તથા હીંદીઓ ઉપર આવકવેરો નંખાયો છે પણ તે તો પગારદાર નોકરો અને સરકારી અમલદારો શીવાય બહુ થોડા ભરે છે.

હજી સુધી દેશ પોતાનો ટેક સાચવે એવી સ્થીતીમાં છે. સરકારનો ખર્ચ કમી કરવા માટે કમીટી નીમવામાં આવી છે. હમણાં તો ત્યાં દુકાળ જેવી સ્થીતી ચાલે છે અને તેથી દેશી પ્રજા ઘણું દુઃખ ભોગવે છે.

આટલું છતાં ત્યાં ન જવા જેવો એ દેશ નથી. અત્યારે જે ખરાબ સંજોગો ઉપસ્થીત થયા છે તેથી ત્યાંના ઉદ્યોગોને લગતાં કારખાનાંઓ તથા પેઢીઓ પોતાના ખર્ચમાં કેવી રીતે કરકસર કરવી તે ઉપર ધ્યાન આપશે. અને સરકાર પણ કરકસરની કીંમત સમજશે. અત્યારના જેવી આફત વગર એ કરકસરનો અમૂલ્ય સદ્દગુણ શીખાતો નથી. એ મુલકમાં જમીન અને હવાપાણી સારાં છે. વરસમાં બે વાર ચોમાસું થાય એવી ખાત્રી પડેલી અને તે છતાં કેનીયાના ઉંચ પ્રદેશ જેવી સરસ જગા દુનીયામાં જડવી મુશ્કેલ છે. આ ત્રણે સંસ્થાનોનો સામટો વીચાર કરીયે તો યુરોપીયનો મોટી સાંખ્યામાં જઇને વસે એવો એ મુલક નથી. ગરમ મુલકોમાં રહેવામાં આનંદ માને એવા લોકોજ ત્યાં મોટી સંખ્યામાં વસશે. તેમને માટે ત્યાં નફાકારક ઉદ્યોગ ધંધાનું ક્ષેત્ર સારૂં છે. ટાંગાનીકામાં ખેતીમાં ઘણી થાપણ રોકી શકાય અને શાસ્ત્રીય શોધોનો લાભ લેવાય તો તેમાં સારો નફો થાય એમ છે. દેશમાં પેદા થતી ચીજોના વેપારમાં વેપારીઓ માટે પણ સારૂં ક્ષેત્ર છે. ખનીજ પદાર્થો મેળવવાનું પણ હોશિયાર અને અનુભવી માણસોથી ત્યાં બની શકે એમ છે. યુગાન્ડામાં હોશીયાર દેશી પ્રજાને અનુકુળ

ઉદ્યોગો ત્યાં વધારે ખીલશે અને તેથી ત્યાં પ્રજામાં દેશીઓનું પ્રમાણ વધતું જશે એમ લાગે છે.

---

(૯) જરમનીમાં કાગળ તથા છાપખાનાને માટેના સંચા વગેરે બનાવવાનો ઉદ્યોગ—જરમનો કેવી રીતે હરીફાઇનો ઇલાજ કરે છે તે જોવું હોય તો ત્યાં છાપખાનાને માટેના કાગળો તથા સંચા વગેરે બનાવવાના ઉદ્યોગની તપાસ પહેલી લેવી જોઇએ. એ ઉદ્યોગમાં પડેલી ચઉદ મોટી કંપનીઓએ એક બીજા સામે હરીફાઈમાં નહીં ઉતરવાનો સંપ કર્યો છે. એ જુની અનુભવી અને સારા સાધનોવાળી પેઢીઓ હોવાથી માલ મંગાવનારને જોઇએ તેવોજ સારો માલ મળવાની ખાતરી રહે છે. વળી એ સંપીલી મંડળીનું કેટલોગ પાસે હોય તો પત્રવ્યવહારમાં ઘણો વખત જતો નથી કેમ કે મંડળીના એક સભાસદને લખે તેથી બધા સભાસદોને લખ્યા પ્રમાણે કામ થાય છે માલ બનાવનારી પ્રત્યેક પેઢી દુનીયાના જુદા જુદા ભાગોમાં લાયકાતવાળા પ્રતીનીધીઓ મેળવી ન શકે પણ મંડળી વરફથી લાયકાતવાળા પ્રતીનીધીઓ દુનીયાના જુદા જુદા વેપારી મથકોએ નીમવામા આવે છે અને તેમની મદદથી એ માલ બનાવનારા કારખાનાવાળાઓ દુનીયામાં પોતાના ઘરાકો સાથે ચાલું પરીચય રાખી શકે છે. બર્લીનમા પ્રગટ થતાં "કમર્શીયલ ન્યુસ" નામના માસીકમા એ મંડળીનું નામ Ausfuhrg emeinschaft deucher Maschin eufabriken fur das Drnck and Papierverarbeitunsgewerbe આપવામાં આવ્યું છે પણ તે મોટું હોવાથી મંડળી A. D. P. (એ. ડી. પી.) એ ટુકા નામથી પણ ઓળખાય છે.

છાપખાનાને માટે ટાઇપ વાપરવાની રીત ચાલુ થઇ તે જરમનીના ગુટેન્બર્ગને આભારી છે પણ તેની પછી એ ટાઇપ બનાવવાની રીતમા પણ વખતો વખત જે સુધારા કરવામાં આવ્યા છે તેને છાપખાનાનાં કામકાજમાં ઘણો સુધારો થયો છે. જે. જી. શેલ્ટર એંડ ગીસેકીની પેઢી એકસો વરસ કરતાં પણ વધારે જુની છે નવા ટાઇપને લગતી ઘણીક જાણવા જોગ વીગત એ પેઢી પુરી પાડે છે.

---

(૧૦) જરમન ચરખા—હીંદમાં અત્યારે ચરખાની નવી નવી જાત માટે માગણી થાય છે કેમકે તે માટે અનુભવ લેવાથી કંઇ પ્રકારની બનાવટથી વધારે લાભ મેળવી શકાય તે જોઇ શકાય છે. કેટલાંક વરસો અગાઉ જરમનીની બનાવટનો ચરખો વપરાતો હતો. તે પગ વડે ફેરવાય એવો . અત્યારે હીંદમાં હાથે ચલાવીએ એવા જે ચરખા માટે માગણી થાય છે તેવા ચરખા ેલ ાક વરસ અગાઉ યુરોપમાં બધે વપરાતા અને તે નેળા લોકોને તે પસંદ

---

આ ગ્રન્થ ટાઇપ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

હુવા. જરમન ચરખો એ કરતાં વધારે સારો છે એમ જણાવતાં ઈંડો યુરોપીયન ટ્રેડીંગ કંપ-નીના મેનેજર કહે છે કે એ ચરખો જાણે સીંગરના શીવવાના સંચા જેવો લાગે છે અને ઘરમાં વાપરીએ એવો છે. એની બનાવટ સાદી છે.

સુતર કાંતવા માટે જે નવો સંચો જરમનોએ બનાવ્યો છે તેને માટે તેઓ એવો દાવો કરે છે કે ઓછી મહેનતે કામ કરીયે તો પણ એ સંચામાં દરેક મીનીટ દીઠ સાત હજાર ને બદલે અગીયારથી ૧૨ હજાર ફેરા થાય છે અને સુતરને એટલી વધારે ઝડપથી વળ દેવાતો હોવા છતાં તેના પર ફેરને પડતું એંચાણ એવું એક સરખું રહે છે કે તેથી તે દોરો ટુટી જવાના બનાવ ઓછા બને છે એટલે એ માટે એ સંચો વાપરનારના વખતની બરબાદી ઓછી થાય છે. એ નવા સંચા વીશેની માહીતી ઈંડો યુરોપ ટ્રેડીંગ કુંપની ( બરलीન ) ની પાસેથી મળી શકશે.

---

**(૧૧) જરમની ગયેલા હીંદીઓઃ** છેલા થોડા મહિના દરમ્યાન જરમનીમાં ગયેલા કેટલાક હીંદીઓનાં નામ બર્લીન ખાતે પ્રગટ થતાં "કમર્શીયલ ન્યુસ" નામના માસીકના આગ-સ્ટના અંકમાં આપ્યાં છે તેમાં નીચે દર્શાવેલાં પણ છેઃ-મી. એસ. આર. બમનજી (એંકર, મુંબઇ) મી. ડી. સી. મજુમદાર (પોટરી વર્કસ ગ્વાલીયર), મી. ટેકચંદ અડવાની (માલ આયાત કરનાર, હઇદરાબાદ સીંધ), ડો. સુમંત બી. મહેતા (વૈદક અમલદાર, વડોદરા રાજ્ય,) પ્રોફેસર પ્રમથનાથ બેનરજી (અર્થશાસ્ત્રી) મી. એચ. મહેતા કાપડ તથા સામાન્ય માલ આયાત કરનાર, અમૃતસર), ડો. ભલ (સરજ્યન લાહોર), મી. ગુલામઅલી વેપારી, મુંબઇ), ડોકટર મેઘનાથ સહા (કલકતા), મી. ગોવીંદરાવ જાદવ (મુંબઇ), મી. જીવનજી (વેપારી દક્ષીણ આફ્રીકા), પ્રોફેસર નાડગીર (પ્રાણી વીદ્યા શાસ્ત્રી મુંબઇ), મી. બ્રજેંદ્ર-દાસ (જુટના વેપારી, કલકત્તા) મી. સી. બોઝ (આયાત કરનાર, કલકતા) મી. ઇનામદાર આ-ઉંધના રાજ્યના કેળવણી ખાતાના મીનીસ્ટર) પ્રોફેસર ફણીંદ્રનાથ ઘોશ " એપ્લાઇડ ઓપ્ટીકસ" અર્થાત નેત્ર અને ચસમાને લગતી વીદ્યાને લગતા વ્યવહારીક જ્ઞાન માટે, મી. બનેશ્વરદાસ ઉદ્યોગને લગતા રસાયણ શાસ્ત્રના અભ્યાસ માટે એક અમેરીકન પેઢી તરફથી, અને ડોકટર હીમેદ્રનાથ ઘોશ (જંતુ વિદ્યા શાસ્ત્રી).

---

(૧૨) ઈરાકનું અનાજ ઇંગ્લંડ મોકલી શકાય કે કેમ તે વીશે ત્યાં સીવીલ કમી-શનર સર આર્નોલ્ડ વીલસન જણાવે છે કે ઇંગ્લંડમા ઘઉં તથા જવના ભાવ ઘણાજ ઓછા રહેવાનો સંભવ છે કેમકે હીંદમાં, ઈજીપ્તમાં અને અમેરીકામાં પાક તેનાં કરતાં સારો થવાની વકી છે. મેસોપોટેમીયાના ઉંચા પ્રકારના ઘઉં ત્યાંથી નીકાશ કરી શકાય પણ તેના સ્થાનીક ભાવ ઘટે તોજ તે બની શકે.

---

(૧૩) ઘઉં તથા જવના ભાવ લંડનમાં ઘટતા જાય છે પણ હજી લડાઈની અગાઉ હતા તેટલા નીચા ગયા નથી એમ નીચે દર્શાવેલી વીગત ઉપરથી માલમ પડશેઃ—

| | ઘઉં (રતલ ૪૮૦) શી. પે. | જવ (રતલ ૪૦૦) શી. પે. |
|---|---|---|
| ૧૯૧૩ | ૩૨-૧૦ | ૨૫-૪ |
| ૧૯૧૪ | ૩૨—૭ | ૨૬-૩ |
| ૧૯૧૫ | ૬૧—૭ | ૩૪-૦ |
| ૧૯૨૦ | ૭૨—૮ | ૮૪-૭ |
| ૧૯૨૧ | ૮૬—૮ | ૪૮-૩ |
| ૧૯૨૨ | ૫૪—૦ | ૪૦-૨ |

---

(૧૪) હીંદીઓને ઈરાકના મુલકમાંથી ખસેડવા માટે ભરવામાં આવેલાં પગલાંને લગતી જે વીગત મળી છે તે ઉપરથી માલમ પડે છે કે જે હીંદી કારકુનોની સેવા હીંદના ટપાલ ખાતાંએ ઈરાકની સરકારને ઉછીની આપી હતી તેમાંથી ૪૪૩ ને ગયે વરસે પાછા મોકલવામાં આવ્યા છે. ૧૯૨૦ અને ૧૯૨૧ દરમ્યાન ઈરાકનાં સરકારી ખાતાંઓમાં જુદા જુદા વર્ગના નોકરોનું પ્રમાણ કેટલું વધ્યું કે ઘટ્યું તે નીચે દર્શાવ્યું છેઃ—

| નોકરનો વર્ગ. | ટપાલ ખાતું. | | તાર ખાતું | | એન્જીનીયરીંગ | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| ઈરાકી | ૩૦ | ૮૪ | ૫૯ | ૮૭ | ૫૧ | ૬૮ |
| બ્રીટીશ | ૪ | ૨ | ૨૮ | ૧૬ | ૪ | ૫ |
| હીંદી | ૬૫ | ૧૩ | ૧૧ | ૧ | ૪૩ | ૨૫ |

એન્જીનીયરીંગ ખાતામાં હીંદી નોકરોનું પ્રમાણ ઘટ્યું તેજ વેળા બ્રીટીશ નોકરોનું ઘટ્યું નથી.

---

(૧૫) "ઈરાક ટ્રેડ જર્નલ"ના તા. ૧ લી જુનનો અંક અમને તા. ૧૯-૮-૨૨ ને દીને મળ્યો છે તેમાં એક ઠેકાણે જણાવ્યું છે કે ઈરાનમાં માલને માટે ઘણી લેવાળી હતી તેથી બગદાદના વેપારીઓને મોંઘા ભાવનો લાભ ઘણો મળ્યો હતો. બોખારા તથા વારકંદ ખાતે ઘણો માલ મોકલ્યો છે પણ માલની લાવ લઈજા માટેનો તથા તેનાં રક્ષણ માટેનો ખર્ચ બહુ મોટો થાય છે તેથી એ વેપાર વધારવામાં વીઘ્ન આવે છે.

**(૧૬) મેસોપોટેમીયામાં રેલ્વેઓની** લંબાઈ ૮૧૫ માઇલ જેટલી છે તેમાં બગદાદ કટ અને બગદાદ શેર ઘાટ રેલ્વેના ખર્ચ માટે ત્યાંની સરકારે ૧૯૨૧-૨૨માં સવા ત્રેસઠ લાખ રૂપયા મદદ તરીકે આપ્યા છે તે સાથે લેતાં એ વરસમાં દસ માસમાં બધી રેલ્વેઓની કુલ આવક ૧૮૧ લાખ રૂપયા જેટલી હતી જ્યારે તેનો કુલ ખર્ચ એજ અરસામાં રૂ-૨૨૩ લાખ જેટલો હતો. કરબલા તથા નજફ સુધી રેલ્વેને લંબાવવાની જરૂર છે. અત્યારે ખર્ચ ઘટાડવા માટે નીચે પ્રમાણે નોકરોની સંખ્યા ઘટાડી છે:—

| | ૧-૪ ૨૧ | ૩૧-૩-૨૨ |
|---|---|---|
| યુરોપીઅન અને દેશી ખ્રીસ્તી નોકરો | ૧૦૯૫ | ૫૬૦ |
| હીંદી નોકરો | ૧૭૫૩૯ | ૫૪૨૫ |
| સ્થાનીક મજુરો | ૫૦૭૧ | ૬૦૦૦ |

## વેપારી પુછપરછ.

મેસર્સ એલ. એ. હોલ્ડ કંપની (૨૫૬, બ્રોડવે, ન્યુયોર્ક સીટી) હીંદથી માલ નીકાસ કરનારી પેઢીના યુનાઇટેડ સ્ટેટસ ખાતેના એકલા આડત્યા તરીકે કમીશનથી કામ કરવા માગે છે. વધારે વીગત માટે લખો આ ચેમ્બર મારફતે અમેરીકન કૉન્સલ મુંબઈ.

સરસ બનાવવા માટે મદ્રાસની સરકાર કારખાનું ચલાવે છે. ત્યાં બનેલા માલ પ્રત્યે ખરીદનારાઓનું લક્ષ ખેંચવાની વીનંતી મુંબઇ ઇલાકાના ઉદ્યોગોને લગતાં ખાતાંના વડા તરફથી આ ચેમ્બરને કરવામાં આવી છે. મદ્રાસની સરકારનાં ઉદ્યોગખાતાંના વડા પાસેથી માલના નમુના તથા ભાવ વગેરે વીગત મેળવી શકાશે.

# નવી જોઇંટ સ્ટોક કંપનીઓ.

એપ્રીલ માસમાં સ્થપાયેલી જોઇંટ સ્ટોટ કંપનીઓનો હકીકત નીચે પ્રમાણે છેઃ-

| નં. | નામ. | અગ્રેસરો તથા ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. (૧૦૦૦) |
|---|---|---|---|---|
| ૧ | નેશનલ બેંકીંગ એંડ ટ્રેડીંગ કુાં. | નેશનલ કમર્શીયલ એજન્સી બલુચારા ફરીદપુર | ધીરધાર તથા શરાફી | ૨૦ |
| ૨ | ગીરીજા બેંક | જોગેશચંદ્ર ચક્રવર્તી કમલસાગર, તીપેરા | બેંક | ૫૦ |
| ૩ | પુર્ણીયા કમરશીયલ બેંક | સુરેંદ્રનાથ ભટાચારજી પુર્ણીયા | બેંકનું તથા વેપાર | ૨૦ |
| ૪ | પંજાબ સેંટ્રલ બેંક | લાહોર | બેંક | ૨૦૦ |
| ૫ | ચાટમોહર લોન ઓફીસ | શીરીશચંદ્ર ચક્રવર્તી ચાટમોહર, પબ્ના | ધીરધાર | ૧૦૦ |
| ૬ | શીલોંગ યુનીયન ફંડ | આસામ | ,, | ૨૦ |
| ૭ | ઇંડીયન નેશનલ બેનીફીટ કુાં. | પી. એસ. મણીકરાય મુદલીયર | ચીઠી | ૭૫ |
| ૮ | મહાત્મા ગાંધી પોરસ ઉપકાર નીધી | પી. જાંબુ લીંગમ મુદલીયર | ,, | ૧૦ |
| ૯ | પોલાચી ગણેસર નીધી | એસ. ગણપતી મુદલીયર પોલાચી, કોઇંબટુર | બેંક | ૧૦૦ |
| ૧૦ | ઈંડીયન મેરેજ સોસાયટી | વી. સલુંકે દેસાઇ એંડ કુાં. નવસારી | લગ્નનો વીમો | ૨૫ |
| ૧૧ | મોટર ટ્રેડીંગ કું. | નીલમ બઝાર, સીલ્હત | મોટરનું તથા વેપાર | ૨૦૦ |
| ૧૨ | લીટરેચર સોસાયટી | અલ્લાહબાદ | છાપવું-છપાવવું | ૨૦૦ |
| ૧૩ | ડબલ્યુ ફોર્બસ એંડ કુાં. | કલાઇવ બીલ્ડીંગ, કલકતા | સંચાકામ બનાવવું | ૧૦૦ |
| ૧૪ | ઇંડીયન ચૉક પેન્સીલ કુાં. | ગુજરાન વાલા | સીમેંટ, પ્લાસ્ટર ઓફ પેરીસ વગેરે બનાવવાનું | ૨૦૦ |
| ૧૫ | ગંગા ગ્લાસ વર્કસ | બાલાવાડી, બેજનોર | કાચનું કારખાનું | ૩૦૦ |
| ૧૬ | પાયોનીયર ઇંડસ્ટ્રીયલ્સ | સૈયદ ઇસ્માઇલ, શ્રીકૃષ્ણ બીલ્ડીંગ, બેંગલોર સીટી | વેપાર આડત વગેરે | ૪૦ |
| ૧૭ | જુટ ટેકસ્ટાઇલ્સ | ૨, મીશનરો, કલકતા | જુટનો વેપાર | ૨૫૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૮ ઇસ્ટર્ન ઓસ્ટ્રેલીયન મર્ચન્ટસ કોઓપરેટીવ લીગ | ક્લાઇવ સ્ટ્રીટ, કલકતા | વેપાર | ૫૦૦ |
| ૧૯ બેગ ડનલોપ એન્ડ કું. | હેરસ્ટ્રીટ, કલકતા | „ | ૫૦૦૦ |
| ૨૦ પર્શીયન ટ્રેડીંગ કું. | મહમદ હુસેન શીરાઝી, કોટ મુંબઇ. | વેપાર અને આડત | ૨૦૦ |
| ૨૧ ચોકસી પર્લ સીન્ડીકેટ | હીરાભાઇ કલ્યાણભાઇ ઝવેરી બજાર મુંબઇ | મોતી તથા ઝવેરાતનો વેપાર | ૫૦૦ |
| ૨૨ જોય એન્ડ કું. | ૮૭, કર્નલગંજ, કાનપુર | „ | ૧૦૦ |
| ૨૩ ટ્રેડર્સ યુનીઅન | ૩૩૦, રામભવન બીલ્ડીંગ કેનીંગ સ્ટ્રીટ, લખનૌ | „ | ૨૦ |
| ૨૪ ભારત નેશનલ વેપાર કું. | ઓકારા, પંજાબ | „ | ૧૨૦ |
| ૨૫ લાહોર સપ્લાઇ સ્ટોર્સ કું. | લાહોર | „ | ૧૦૦ |
| ૨૬ નેશનલ મર્કન્ટાઇલ એસોસીએશન | „ | ઉદ્યોગો તથા વેપારને લગતું કામકાજ | ૫૦૦ |
| ૨૭ શામ સુંદર કું. | ઓકારા, પંજાબ | રૂ, ઘી, તેલ, સોનું વગેરેનો વેપાર | ૩૪ |
| ૨૮ કનૈયાલાલ ઇશ્વરલાલ એન્ડ કું. | ૧૫, મોગલ સ્ટ્રીટ, રંગુન | ઝવેરાતનો વેપાર | ૫૦ |
| ૨૯ કેસરે હીંદ વુલન, કોટન એન્ડ સીલ્ક મીલ્સ | પાયોનીયર ઇંડસ્ટ્રીયલ્સ, બેંગલોરસીટી | મીલ | ૫૦૦ |
| ૩૦ મોરગન બેલીંગ કું. | કલાઇવ સ્ટ્રીટ, કલકતા | રૂ જુટ શણ વગેરેની ગાસડીઓ બાંધવી વગેરે | ૫૦૦ |
| ૩૧ રીફોર્મ ફ્લોર મીલ્સ | કલકતા | ચોખા ઘઉં વગેરેને દળવાની મીલ | ૧૬૫૦ |
| ૩૨ લક્ષ્મી ઓઇલ એન્ડ રાઇસ મીલ | કાનપુર | ઓઇલ મીલ | ૫૦૦ |
| ૩૩ શાનસ્ટેટસ ટી. એન્ડ પ્રોડયુસ કું. | રંગુન | ચાની પેદાશ | ૫૦૦ |
| ૩૪ બબલપુર કૃષી કું. | બાલ ગોવીંદ હરીનારાયણ એન્ડ કું. દેહગામ, (કડી પ્રાંત, વડોદરા સ્ટેટ) | ખેતી | ૨૦૦ |
| ૩૫ સાઉથ બહાલ્દી કોલ કું૦ | કલાઇવ સ્ટ્રીટ, કલકતા | કોલસાની ખાણનું | ૧૫૦ |
| ૩૬ નેશનલ પ્રોડકટસ એન્ડ ટ્રેડ | કેનીંગ સ્ટ્રીટ, લખનૌ | ખાંડ બનાવવી | ૧૦૦૦ |
| ૩૭ બરમા ફીલ્મસ | મર્ચન્ટ સ્ટ્રીટ રંગુન | ફીલ્મ બનાવવી | ૧૦૦૦ |
| ૩૮ નેલોર જ્ઞાનપ્રચારણી સંગમ | એ. સુબીરામી રેડી નેલોર | ઉપયોગી જ્ઞાનનો પ્રસાર | ૧૦ |

કુલ થાપણ (એક કરોડ પચાસ લાખ ચુમાળીસ હજાર રૂપયા) ૧૫૦૪૪

---

## મે માસમાં.

| નં | નામ | ઠેકાણું | કામ | રૂા. (૧૦૦૦) |
|---|---|---|---|---|
| ૧ | મારવાડી કમર્શીયલ બેંક | ઓમકારમલ શ્રાફ ૧૮૦, ક્રોસ સ્ટ્રીટ, કલકત્તા, | બેંક | ૧૦૦૦૦ |
| ૨ | ચોકમપલાયમ શ્રી ગણેશ વધાગાસ કાયનીધી | મન્યમ એમ શ્રીરંગ ચેટી, કોઈમ્બટુર | „ | ૧૦૦ |
| ૩ | હીંદુ પરસ્પરોપકારનીધી | પી. સોમ સુંદરમ મુદલીયર, મદ્રાસ | ચીઠી | ૧ |
| ૪ | વેંકીટ પુરમ શ્રી કૃષ્ણવેણી વીલાસનીધી | કે. વેંકટ સ્વામી નાઈડુ, કોઈમ્બટુર | બેંક | ૧૫૦ |
| ૫ | ઈંડીયન યુનીવર્સીટી પબ્લીશીંગ એંડ ટ્રેડીંગ કંપની | મોહીની એમ. ભટ્ટાચારજી, ૬૨, મીરઝાપુર સ્ટ્રીટ, કલકત્તા | છાપવાનું | ૧૦૦ |
| ૬ | આનંદ બઝાર પત્રીકા | ૭૧, મીરઝાપુર સ્ટ્રીટ, કલકત્તા | „ | ૧૨ |
| ૭ | નાદર પ્રેસ | કે. એ. એમ. એ. કાલ્યાપા નાદર, સીવકાશી, રામનાદ | „ | ૧૦ |
| ૮ | ઇસ્તીઆલ પ્રેસ કું. | મેસ્ટન રોડ, કાનપુર | „ | ૫૦ |
| ૯ | દેશબંધુ આયુર્વેદીય ઔષધાલય | હીતેષી સમીતી, કુલટાડાંગા કલકત્તા | દવા | ૫૦ |
| ૧૦ | ભારત લક્ષ્મી મીલ્સ | ઇંડસ્ટ્રીયલ યુનીયન એંડ કું. કુસ્તીયા, નડીયા | ખાંડ બનાવવી | ૨૦૦ |
| ૧૧ | જાતીય વિધાલય ઈંડસ્ટ્રીયલ્સ | સી. વી. કૃષ્ણુરવ પંતલુ ગારૂ, ઓનગોલ, ગંતુર | સુતાર કામ તથા લુહાર કામનું કારખાનું | ૫૦ |
| ૧૨ | બંગાલ એક્યુરસી લેટર કું. | બ્રીટીશ ઇંડીયન સ્ટ્રીટ, કલકત્તા | એન્જીનીયરનું અને લોખંડની ચીજોનું કારખાનું | ૪૦૦ |
| ૧૩ | બંગાલ ટેલીફોન કોરપોરેશન | એ. ઇ. મીચલ હેર સ્ટ્રીટ, કલકત્તા | ટેલીફોન તથા વીજળીક બળાનું | ૨૦૦૦૦ |
| ૧૪ | ઉતપાલમ ટાઇલવર્કસ | વી. કે. આર. વેંકુઆયર એંડ બ્રધર્સ, ઉતપાલમ, પાલઘાટ | ઇંટો તથા નળીયાં બનાવવાં. | ૨૦૦ |
| ૧૫ | રીલાયન્સ ગ્લાસ વર્કસ | ભટાચારજી એંડ કું. ૧૨, કલાઇવ સ્ટ્રીટ, કલકતા | કાચની ચીજો બનાવવી | ૩૦૦ |
| ૧૬ | ઇસ્ટ બંગાલ એંડ આસામ મેચ ફેકટરી | મીમેન્સીંગ | દીવાસળી સાબુ વગેરેનું કારખાનું | ૫૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૭ રામસરૂપ અલોપીપ્રસાદ | રામ તનુ બોઝ લેન, કલકતા | વેપાર | ૧૦,૦૦ |
| ૧૮ નાદર ટ્રેડીંગ કુાં. | રત્નસામી નાદર નીગાપટમ | ,, | ૫૦ |
| ૧૯ પ્રીમીયર કુાં૦ | કે. વી. દેસાઇ, અમદાવાદ | વેપાર અને આડત | ૨૦ |
| ૨૦ ઇસ્ટર્ન બંકરર્સ | નરોતમ મોરારજી, ઇસ્માઇલ બીલ્ડીંગ, હોર્નબી રોડ, મુંબઇ | ,, ,, | ૫૦૦ |
| ૨૧ નરોતમ | ,, | ,, ,, | ૧૦,૦૦ |
| ૨૨ જે. સી. સેતલવાડ | ૧૧૩, એસ્પ્લેનેડ રોડ મુંબઈ | ,, ,, | ૫,૦૦ |
| ૨૩ ઇંડો બેલ્જીયન | હેક્ટર ફ્રેનેથ આચો, મુંબઇ | ,, ,, | ૨,૦૦ |
| ૨૪ બેગ્સ સધરલેંડ એંડ કુાં. | હેસ્લીરોડ, કાનપુર | વેપાર | ૧૨,૦૦ |
| ૨૫ આરત કુાં. | ઓકારા, પંજાબ | વેપાર અને આડત | ૫૦ |
| ૨૬ હોમ વીવીંગ એંડ ડાઇંગ કુાં. | દીલ્હી | વણવું રંગવું ધોવું વગેરે | ૧,૫૦ |
| ૨૭ જીરાલ્ડ ડોન એંડ કુાં. | ,, | આયાત તથા નીકાસ | ૨૫,૦૦ |
| ૨૮ બરમા ક્રોપ્સ | મીન્બુ | બરમાના પાકનો વધારો | ૧,૫૦ |
| ૨૯ બરમા ડાઈઝ | રંગુન | વેપાર | ૬,૦૦ |
| ૩૦ રાણાઘાટ કોટન મીલ્સ | એ. સી. પોલ એંડ કુાં., કલકતા | મીલ | ૨૫,૦૦ |
| ૩૧ ઇસ્ટર્ન ટ્રેડીંગ એંડ મેન્યુ. કુાં. | યુનાઈટેડ ટ્રેડીંગ કુાં., સરાઇલ, ટીપેરા | મીલો | ૨,૦૦ |
| ૩૨ દોલવજાન ટી. કુાં. | ગીરીશચંદ્ર બોરૂઆ ગોલાઘાટ | દીવાશળી સાબુ વગેરેની પેદાશ તથા વેપાર | ૯૬ |
| ૩૩ શીવરોયા કોફી એંડ પ્રોડયુસ કુાં. | બીલી વરાડ રાજાલુ. સાલેમ | કોફીની પેદાશ | ૫૦૦ |
| ૩૪ એગ્રીકલ્ચર એંડ ટ્રેડ એસોસીએશન | એજન્સી માણેકતોલા સ્ટ્રીટ, કલકતા | ખેતી | ૩૦૦ |
| ૩૫ બંગાલ પ્લેન્ટર્સ | મી. ફેનીક્સ કલાઇન કલકતા | ,, | ૫૦ |
| ૩૬ સેંટ્રલ બરાહાર્ડી કોલ કુાં. | ફેર્નીગ સ્ટ્રીટ, કલકતા | કોલસાની ખાણનું | ૩૦ |
| ૩૭ એમ. કે. ખાના એંડ કુાં. | કલકતા | ,, | ૨૫૦૦ |
| ૩૮ છોટાનાગપુર મીકા એંડ પ્રોડયુસ કુાં. | મુકરજી એન્ડ ગંગુલી ગીરીડીહ | અબરખની ખાણમાંથી પેદાશ તથા વેપાર | ૫૦૦ |
| ૩૯ પાદરૌના રાજકૃષ્ણ શુગર વર્કસ | પદરૌના ગોરખપુર | ખાંડનું કારખાનું | ૨૦,૦૦ |

કુલ થાપણ (રૂપિયા ચાર કરોડ સીતોતેર લાખ ઓગણોતેર હજાર.) કુલ. ૪૭૭૬૯

જુન માસમાં સ્થપાયેલી જોઇંટ સ્ટોક કંપનીઓની વીગત નીચે પ્રમાણે છે:—

| નં. | નામ | અગ્રેસરનું ઠેકાણું | કામકાજ | થાપણ (૧૦૦૦) |
|---|---|---|---|---|
| ૧ | બાગરહાટ કમર્શીયલ બેંક | ટ્રેડીંગ સીન્ડીકેટ, બાગરહાટ | બેંક | ૫૦ |
| ૨ | દેશબંધુ બેંક. | સૈલેંદ્રનાથદાસ ગુપ્ત જાલપઇગુરી | ,, | ૧૦૦ |
| ૩ | ખુલના લક્ષ્મી બેંક | સુરેંદ્ર કે. સેન ખુલના | ,, | ૨૫ |
| ૪ | બંગાલ લોન એંડ ટ્રેડીંગ કોરપોરેશન | લીબરેટર્સ, ખુલના | ધીરધાર | ૪૦ |
| ૫ | સીરનાઇ કેન્પલાયમ શ્રી રૂકમણીનીધી | થંગા સ્વામી નાઇડુ, કોઈમ્બટુર | બેંક | ૧૦૦ |
| ૬ | વડાકુલર મનીશ્વરનીધી | વી. સી. નાં જાપા મુડલીયર, કોઇમ્બટુર | ,, | ૧૦૦ |
| ૭ | આણુરોડ રેલ્વે કોઓપરેટીવ એસોસીએશન | આણુરોડ | ,, | ૨૦ |
| ૮ | ન્યુ હેરલ્ડ કું. | ટી. સી. કે. કુરૂપ મદ્રાસ | ન્યુસપેપર | ૧૦૦ |
| ૯ | જેકબ પઠાણ કું. | ત્રીવેંદ્રમ | ,, | ૨૦ |
| ૧૦ | પોપ્યુલર પ્રીન્ટીગ એંડ પબ્લીશીંગ કું. | ,, | ,, | ૩૦ |
| ૧૧ | બોન્બોનીયેર | કલકત્તા | દારૂખાનું ફટાકડા વગેરે બનાવવા | ૧૦૦ |
| ૧૨ | ડબલ્યુ. પી. વોરેન એંડ કું. | ,, | કંટ્રાકટર | ૨૦૦ |
| ૧૩ | જે. સી. ગેમન | ૫, મર્ઝબાન રોડ, મુંબઇ | ,, | ૧૫૦૦ |
| ૧૪ | સ્ટેંડર્ડ બ્રીક એંડ પેંટાઇલ મેન્યુ. એંડ ટ્રેડીંગ કું. | બ્રાઉન એંડ કું. કલકત્તા | ઇંટ નળીયાં વગેરે બનાવવા | ૧૦૮ |
| ૧૫ | બરમા ગ્લાસ વર્કસ | રંગુન | કાચ તથા કાચનો માલ બનાવવા | ૧૦૧ |
| ૧૬ | ભારત સ્વદેશી વ્યાપાર એજન્સી | સેનીટરી રોડ, લખનૌ | આડત | ૨ |
| ૧૭ | ઇંસ્ટર્ન લ્યુબીકંટસ | કલકતા | તેલ, ગાસલેટ વગેરેનો વેપાર | ૫૦૦ |
| ૧૮ | ભારત લક્ષ્મી બટન કું. | પી. બી. દાસ એંડકું. ૩ ગોઆ બાગન લેન, કલકત્તા | બટન વગેરે બનાવવાનું | ૨૦૦ |
| ૧૯ | કુમારખાલી દીનાનાથ કુંડુ એંડ કું. | કુમારખાલી | અનાજનો વેપાર | ૧૦૦ |

# દેશ સેવા—Our Mission




દરેક દેશની પ્રજા નાણું સાચવવાની ટેવ ગ્રહણ કરી આગળ વધી છે.

હીંદુસ્થાનમાં પણ તે ટેવ દાખલ કરી આપણા દેશની ઉન્નતી થાય તે વિચારથી સેંટ્રલ બેંક ઓફ ઈંડીયા લીમીટેડની હોમ સેવીંગ સેફની યોજના પ્રજાના સનમુખ રજુ કરવામાં આવી છે.

ભારત માતાની કાંઇક સેવા બજાવવાના ઉત્તમ હેતુથી અને પ્રજાને પોતાનું હાલનું નાણું સાચવવાનું એટલું સાધન મળી શકે એ ધારણાથી આ યોજના રચાઈ છે તેનો લાભ મેળવો.

આ તમારા લાભની વાત છે. બેંકને તો નાની રકમનાં ખાતાઓમાં વધુ તકલીફ ઉઠાવવી પડે છે.

સો. ન. પોંચખાનાવાલા.

મેનેજીંગ ડીરેકટર.

| | | | |
|---|---|---|---|
| ૦ ફાર્મ એંડ ફુડ પ્રોડકટસ | ૨૫, પોલ સ્ટ્રીટ કલકતા | માખણ, ઘી, અચાર, તથા ફુલનો વેપાર | ૧૦૦ |
| ૧ કુંભાકોનમ ઇંડસ્ટ્રીયલ કું. | વી. પી. પી. પીલાઇ, કુભા કોનમ | ઉદ્યોગ તથા કળાની ખીલવણી | ૨૫૦ |
| ૨ કોલડસ્ટોરેજ | એચ. એલ. શો, ૨, ફોર્બસ સ્ટ્રીટ, મુંબઇ | વેપાર | ૩૦૦૦ |
| ૨૩ એસ. રોઝ એંડ કું. | જી. ડી. ટ્રેલીન ૩૩, રામ પાર્ટશે, મુંબઇ | વાજીંત્રો | ૫૦૦ |
| ૨૪ આર બી. બુટાસીંગ એંડ સન્સ | રાવલપીંડી | વેપાર તથા આડત | ૧૫૦૦ |
| ૨૫ કમર્શીયલ પ્રોગ્રેસ | માંડલે | ,, ,, | ૧૦૦ |
| ૨૬ શેત્રુજય મરીક ફેકટરી | કીકરી, અજમેર | ,, ,, | ૩૦૦ |
| ૨૭ પદમા ઇંડીયા કોકો વર્કસ | ત્રીવેંદ્રમ | કોકો તથા ચાકલેટ | ૩૦૦ |
| ૨૮ પણના ટેકસ્ટાઇલ મીલ્સ | મઝુમદાર એંડ કું. પમના | હોઝયરીનો વેપાર | ૨૦૦ |
| ૨૯ ક્ષત્રીય સ્પી. એંડ વી. કું. | ગોવીંદ મોતીરામ શેઠ એંડ કું., ધરમગામ | મીલ | ૧૦૦ |
| ૩૦ સીરગુજારસ્ટેટ એકસપ્લોરેશન ડીવેલપમેંટ સીન્ડીકેટ | કલકતા | ખાણો શોધવી વગેરે | ૧૦૦૦ |
| ૩૧ બંગાલ કરણપુર કોલ કું. | એંડરૂયુલ એંડ કું., કલકતા | કોલસાની ખાણો | ૪૦૦ |
| ૩૨ પંજાબ પોર્સલેન વર્કસ | લાહોર | પથરની ચીજોની પેદાશ તથા વેપાર | ૫૦૦ |
| ૩૩ મંગલાડોન એસ્ટેટ | રંગુન | જમીન તથા મકાનોનો વેપાર | ૨૦૦ |

(એક કરોડ અઢાર લાખ પંચવાન હજાર રૂપિઆ) કુલ ૧૧૮૫૫

# વેપારી આંકડા.

## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઈ. સ. ૧૯૨૨ના જુન માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતીઃ—

| આયાતઃ | જુન. | | એપ્રીલથી જુન સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | રૂ. ૧૦૦૦ | | રૂ. ૧૦૦૦ | |
| જીવતાં જનાવરો ... | ૭ | ૪૫ | ૨૧૦ | ૨૩૬ |
| દારૂગોળો હથીયાર વિગેરે | ૪૫૪ | ૪૮૦ | ૨૦૦૩ | ૧૫૭૭ |
| બૉબીન ... ... | ૧૧૧૦ | ૫૦૯ | ૩૫૬૯ | ૧૭૪૦ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે | ૪૯૯ | ૪૫૧ | ૧૭૦૪ | ૧૪૩૨ |
| બુટસ અને શુઝ ... | ૧૦૩ | ૯૬ | ૫૧૯ | ૩૧૮ |
| ઘર બાંધવાનો સામાન ... | ૧૯૬૦ | ૧૨૬૨ | ૬૩૬૬ | ૩૯૬૩ |
| મીણબત્તી .... ... | ૧૦ | ૧૪ | ૧૯ | ૭૩ |
| રસાયણિક પદાર્થો ... | ૧૫૩૨ | ૧૬૨૭ | ૪૯૪૪ | ૫૧૭૩ |
| ઘડીયાળો ... ... | ૨૦૯ | ૧૩૨ | ૭૫૮ | ૪૫૬ |
| કોલસા ... ... ... | ૨૩૬૯ | ૩૩૧૭ | ૬૭૪૮ | ૧૨૮૫૨ |
| કૉફી ... ... ... | ૩૭ | ૨૨૭ | ૭૬ | ૩૩૨ |
| કાથી (સીંદરી) ... .... | ૩૦ | ૩ | ૯૪ | ૩૩ |
| દોરડાં .... ... ... | ૭૯ | ૭૮ | ૨૭૫ | ૨૫૫ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) | ૧૩૦ | ૧૩૪ | ૪૬૯ | ૪૩૦ |
| કપુર ... .... ... | ૧૮૨ | ૧૨૪ | ૪૯૨ | ૨૭૮ |
| બીજી જાતની મળી કુલ દવા | ૧૧૨૭ | ૧૧૬૦ | ૩૫૮૭ | ૩૫૦૦ |
| લુગડાં વગેરેને રંગવાની ચીજો | ૨૧૬૪ | ૧૬૨૨ | ૧૦૮૪૨ | ૬૮૨૨ |
| માટીની ચીજો તથા ચીની કામ | ૭૭૧ | ૬૫૬ | ૨૦૮૫ | ૨૧૫૬ |
| ફટાકડા .... ... | ૪૬ | ૬૧ | ૧૦૪ | ૧૨૨ |
| ફરનીચર ... ... | ૧૬૮ | ૧૫૪ | ૬૪૯ | ૪૨૪ |
| કાચનો સામાન.... .... | ૧૯૭૭ | ૨૨૬૧ | ૬૬૧૯ | ૬૪૭૩ |
| ચોખા ... ... | ૨ | ૨ | ૨૦ | ૬૦ |
| ઘઉં .... .... ... | ... | ૧૨૩ | ... | ૨૦૯૯ |
| ઘઉંનો લોટ ... .... | ૧ | ૫૫ | ૩ | ૨૫૯ |
| ગુંદર ... ... .... | ૮ | ૧૮ | ૪૭ | ૫૯ |

| ચીજનું નામ. | જુન માસમાં | | એપ્રીલથી જુન સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | રૂા. ૧૦૦૦ | | રૂા. ૧૦૦૦ | |
| હાર્ડવેર ... .... | ૫૭૬૫ | ૪૩૮૪ | ૧૯૫૯૪ | ૧૩૮૮૬ |
| ચામડાં બિન કેળવાયલાં ... | ૯૩ | ૪૭ | ૨૦૮ | ૧૮૨ |
| ઇલેક્ટ્રીસીટીને લગતા હથીઆરો | ૪૭૮૨ | ૧૮૨૦ | ૧૫૯૩૭ | ૬૬૩૬ |
| સંગીતનાં વિગેરે મળી કુલ હથીઆરો. | ૫૯૯૨ | ૨૫૪૦ | ૧૯૭૭૫ | ૮૯૫૩ |
| હાથીદાત .... ... | ૨૦૪ | ૧૧૬ | ૯૧૪ | ૪૨૪ |
| ઝવેરાત .... .... | ૫૯ | ૧૨૦ | ૨૨૨ | ૪૫૫ |
| કેળવાએલાં ચામડાં... ... | ૫૮૩ | ૩૧૮ | ૨૧૧૪ | ૧૪૩૮ |
| દારૂ ... ... ... | ૩૪૬૦ | ૨૭૯૮ | ૧૧૬૮૩ | ૯૨૩૨ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... | ૩૧૭૩૩ | ૧૪૩૫૧ | ૧૦૦૨૬૮ | ૬૪૦૯૨ |
| દીવાસળી ... ... ... | ૯૦૨ | ૬૩૧ | ૩૨૯૮ | ૩૦૭૨ |
| પીત્તળ કાંસુ વગેરે ... ... | ૪૭૯ | ૧૫૦૦ | ૧૩૪૫ | ૬૬૩૬ |
| ત્રાંબુ ... ... ... | ૫૨૨ | ૨૩૮૪ | ૧૫૨૫ | ૬૪૩૦ |
| લોઢું ... .... ... | ૪૮૮ | ૬૪૨ | ૧૪૦૫ | ૨૦૦૯ |
| લોઢું અથવા સ્ટીલ... ... | ૧૪૨૬૬ | ૧૦૪૦૧ | ૪૬૧૯૨ | ૪૨૩૮૬ |
| સ્ટીલ ... ... ... | ૩૫૪૮ | ૩૫૩૪ | ૯૭૪૨ | ૧૦૦૦૦ |
| સીસું ... ... ... | ૧૦૧ | ૧૧૨ | ૪૯૯ | ૪૫૮ |
| કલઇ .... ... .... | ૩૩૬ | ૪૮૬ | ૨૮૩૫ | ૧૪૬૮ |
| કેરોસીન ... | ૪૫૮૮ | ૪૬૩૦ | ૧૨૬૨૦ | ૧૧૨૨૬ |
| બાળવાનું તેલ ... ... | ૯૮ | ૨૧૪૧ | ૩૫૧૯ | ૩૭૪૮ |
| અળસીનું તેલ ... ... | ૪૦ | ૭૪ | ૨૨૯ | ૩૧૯ |
| સર્વ જાતનાં તેલો મળી કુલ ... | ૭૦૮૬ | ૯૫૩૫ | ૨૬૬૨૩ | ૨૦૫૦૫ |
| રંગ રોગાન વિગેરે ... ... | ૯૪૧ | ૯૩૧ | ૩૦૨૮ | ૩૨૪૩ |
| કાગળો ... .... ... | ૧૬૦૩ | ૨૦૩૨ | ૫૫૮૮ | ૫૨૯૫ |
| રેલ્વે ગાડાંઓ તથા બીજો સામાન | ૧૪૯૫૯ | ૧૧૫૧૭ | ૬૪૫૫૯ | ૪૨૬૬૩ |
| રબર ... .... ... | ૬૯૨ | ૧૧૩૬ | ૨૨૬૩ | ૪૧૫૦ |
| મીઠું ... ... ... | ૧૧૩૭ | ૧૯૬૧ | ૧૯૪૧ | ૩૧૪૦ |
| સાબુ ... ... ... | ૫૬૧ | ૭૫૧ | ૧૧૨૭ | ૨૩૨૬ |
| સોપારી ... ... ... | ૮૫૧ | ૧૨૮૨ | ૩૪૧૬ | ૩૧૫૭ |
| તેજાનો કુલ ... ... | ૧૧૮૮ | ૧૬૫૯ | ૪૯૯૪ | ૪૨૬૭ |
| સ્ટેશનરી ... ... .... | ૮૨૯ | ૭૬૪ | ૨૬૭૫ | ૨૩૫૨ |
| ખાંડ ... ... ... | ૧૩૯૬૭ | ૪૩૭૯ | ૫૨૩૨૦ | ૨૨૫૪૫ |
| રૂ ... ... ... | ૩૪૪૫ | ૩૦૪૨ | ૯૭૮૭ | ૬૨૯૦ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... | ૯૩૪૨ | ૯૨૯૨ | ૨૨૬૪૯ | ૨૭૫૦૨ |
| સુતરાઉ હોઝીયરી ... ... | ૫૨૮ | ૫૦૬ | ૧૪૯૫ | ૧૩૬૪ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... | ૧૭૨૨૪ | ૧૭૬૫૪ | ૫૮૯૪૯ | ૪૬૬૮૯ |

| ચીજનું નામ. | જુન માસમાં | | એપ્રીલથી જુન સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | (રૂા. ૧૦૦૦) | | (રૂા. ૧૦૦૦) | |
| ધોયલાં પીસ ગુડઝ ... ... | ૫૫૧૦ | ૮૯૨૧ | ૧૬૮૯૫ | ૨૩૮૯૯ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ | ૪૮૦૩ | ૪૫૯૯ | ૨૪૬૫૨ | ૧૫૮૫૫ |
| શીવવાના દોરા ... ... | ૩૫૧ | ૪૭૫ | ૧૧૯૮ | ૧૫૦૭ |
| સુતરાઉ માલ એકંદર ... | ૪૨૧૮૬ | ૪૫૩૫૮ | ૧૩૮૧૮૯ | ૧૨૫૧૩૧ |
| રેશમ કાચું ... ... | ૮૭૫ | ૬૬૧ | ૨૮૫૫ | ૨૧૩૬ |
| રેશમના પીસ ગુડઝ ... | ૩૭૧૯ | ૧૮૧૮ | ૧૦૧૨૦ | ૫૨૯૩ |
| કાચું ઉન .... ... | ૩૯ | ૨૮૯ | ૨૪૯ | ૮૦૧ |
| ઉનની હોઝીઅરી .... .... | ૨૨ | ૫૩ | ૧૨૯ | ૧૪૩ |
| ઉનના પીસ ગુડઝ ... ... | ૬૦૫ | ૬૭૯ | ૨૩૭૬ | ૧૬૦૦ |
| તંબાકુ ... ... ... | ૭૨૦ | ૧૬૬૪ | ૨૨૮૮ | ૪૬૬૧ |
| રમકડાં .... ... ... | ૨૪૪ | ૩૮૩ | ૭૬૧ | ૯૬૭ |
| છત્રીઓ ... ... | ૨૬૧ | ૭૦ | ૭૬૪ | ૩૨૮ |
| છત્રીઓનો સામાન ... ... | ૧૪૪ | ૨૩૮ | ૫૯૬ | ૮૫૦ |
| ગાડાં તથા ગાડીઓ (રેલ્વે સિવાય) | ૩૯૧ | ૨૮૪ | ૨૩૬૪ | ૭૭૮ |
| સાઇકલો (મોટર વગરની) ... | ૧૪૦ | ૨૦૬ | ૪૩૧ | ૬૩૮ |
| મોટરકાર ... ... .... | ૧૦૯૧ | ૭૪૧ | ૪૫૭૦ | ૩૫૧૩ |
| મોટર સાઇકલ ... ... ... | ૫૫ | ૫૭ | ૨૩૭ | ૧૭૩ |
| લાકડું .... ... .... | ૧૨૬૨ | ૫૨૦ | ૩૮૯૧ | ૧૬૭૭ |
| કુલ ખાનગી આયાત | ૧૯૪૫૯૩ | ૧૬૩૯૫૫ | ૬૬૦૬૮૭ | ૫૩૨૯૮૨ |
| સરકારી માલની આયાત... .... | ૧૪૭૫૭ | ૪૨૭૬ | ૪૦૩૧૧ | ૨૯૩૬૮ |

**નીકાશ.**

| | | | | |
|---|---|---|---|---|
| જીવતાં જાનવરો ... ... | ૨૮૧ | ૧૯૮ | ૯૩૩ | ૫૯૯ |
| મીણબત્તી .... ... | ૯૨ | ૧૪૦ | ૨૬૧ | ૫૯૮ |
| સૉલ્ટ પીટર ... ... | ૩૩૧ | ૧૬૧ | ૧૨૪૯ | ૬૪૬ |
| કોલસા... ... .... | ૧૮૩ | ૮૧ | ૮૫૦ | ૨૩૦ |
| કોફી ... ... | ૬૩૦ | ૧૬૪ | ૭૫૭૯ | ૫૫૨૬ |
| કાથો, (સીંદરી) ... | ૫૨૩ | ૧૧૨૩ | ૧૬૬૦ | ૩૧૭૦ |
| દોરડાં ... ... .... | ૧૧૨ | ૫૩ | ૩૧૨ | ૨૭૫ |
| દવાઓ ... ... ... | ૨૦૧ | ૭૨ | ૧૦૪૮ | ૩૮૪ |
| ગળી ... ... ... | ૫૬૭ | ૧૪૬ | ૨૦૨૧ | ૫૧૬ |
| હરડાં બે ... ... | ૪૦૦ | ૩૭૨ | ૧૦૭૫ | ૧૭૨૮ |
| લુગડાં, ચામડાં વિગેરે રંગવાની ચીજો કુલ | ૧૧૧૩ | ૭૦૪ | ૩૬૫૫ | ૨૮૮૭ |

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧, બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

| ચીજનું નામ. | જુન માસમાં ૧૯૨૧ | જુન માસમાં ૧૯૨૨ | એપ્રીલથી જુન સુધી ૧૯૨૧ | એપ્રીલથી જુન સુધી ૧૯૨૨ |
|---|---|---|---|---|
| | (રૂા. ૧૦૦૦) | | (રૂા. ૧૦૦૦) | |
| બ્રશ તથા ઝાડુ માટે રેસા .... | ૧૦૮ | ૯૬ | ૧૯૨ | ૪૬૮ |
| ફળ ને શાક ... .... | ૫૩૭ | ૫૩૨ | ૧૮૧૭ | ૧૮૪૨ |
| ડાંગર ... ... ... | — | ૧ | ૧૬૯૫ | ૧૦૪૨ |
| ચોખા ... .... ... | ૨૧૪૬૭ | ૨૨૭૮૬ | ૭૭૬૯૧ | ૧૨૫૨૦૯ |
| ઘઉં ... ... ... | ૨૬૨૩ | ૫૮ | ૮૦૧૧ | ૨૦૦ |
| ઘઉંનો લોટ ... .... | ૨૪૨૬ | ૧૧૬૨ | ૭૦૦૭ | ૩૭૧૨ |
| વગર કેળવાયલાં ચામડાં ... | ૪૩૩૯ | ૨૮૮૪ | ૧૧૬૩૬ | ૧૨૦૭૯ |
| લાખ ... ... ... | ૨૮૯ | ૨૫૨ | ૫૨૦ | ૧૦૯૫ |
| કેળવાયલાં ચામડાં ... | ૪૦૧૭ | ૩૮૬૭ | ૮૬૨૨ | ૧૨૭૮૮ |
| ખાતર ... ... ... | ૫૦૦ | ૫૭૫ | ૧૭૪૧ | ૨૪૬૧ |
| મેંગેનીઝ ઓર ... ... | ૫૩૪ | ૧૧૭૪ | ૨૨૪૭ | ૩૨૨૨ |
| ધાતુ કુલ ... ... | ૨૬૧૦ | ૨૮૭૦ | ૭૮૪૯ | ૧૦૭૭૬ |
| અબરખ ... ... | ૪૧૬ | ૪૩૭ | ૨૨૧૫ | ૧૩૯૯ |
| દીવેલ તેલ .... ... | ૨૨ | ૬૬ | ૪૬ | ૨૮૪ |
| કોપરેલ તેલ ... ... | ૩૦૬ | ૨૪૯ | ૪૦૦ | ૧૪૯૫ |
| અળસીનું તેલ ... | ૩ | — | ૫૦ | ૧૪ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... | ૫૯૭ | ૩૦૭૧ | ૩૩૯૩ | ૮૫૨૨ |
| ખોળ .... ... | ૧૧૦૦ | ૯૬૭ | ૨૫૧૧ | ૩૬૮૭ |
| અફીણ ... ... ... | •૨૧૪૧ | ૨૨૨૬ | ૬૯૮૦ | ૭૪૯૨ |
| રબર .... .... ... | ૮૭૩ | ૪૮૩ | ૨૪૨૯ | ૧૨૫૯ |
| દીવેલી ... ... .. | ૨૭૦ | ૧૩૯૨ | ૯૧૨ | ૪૮૮૩ |
| ટોપરાં .... ... ... | ૧૦૯ | ૯૪૮ | ૩૨૬ | ૪૮૦૯ |
| કપાસીયા ... ... ... | ૪૯૨ | ૧૭૭૯ | ૧૫૭૭ | ૫૨૪૪ |
| ભોંયસીંગ ... ... ... | ૪૧૭૬ | ૩૮૩૮ | ૧૦૮૨૯ | ૨૩૦૩૪ |
| અળસી ... ... .... | ૧૯૬૫ | ૮૦૭૦ | ૪૦૬૮ | ૨૩૨૬૧ |
| સરસવ ... ... ... | ૪૬૫ | ૩૮૩૩ | ૧૨૭૫ | ૧૪૮૯૦ |
| તલ ... ... ... | ૯૨ | ૧૧૩૭ | ૧૬૫ | ૫૮૪૭ |
| તેજાનો ... ... ... | ૮૬૮ | ૭૦૭ | ૨૮૭૫ | ૨૮૫૩ |
| ખાંડ ... ... ... | ૩૮૫ | ૪૯ | ૧૪૨૧ | ૨૫૬ |
| ચા... ... ... ... | ૫૯૧૭ | ૪૪૦૨ | ૨૧૬૫૨ | ૯૯૮૨ |
| કાચું રૂ ... ... ... | ૩૪૦૭૦ | ૫૭૮૪૯ | ૧૨૩૭૫૩ | ૧૬૫૨૭૯ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... | ૭૯૫૮ | ૪૮૭૪ | ૨૩૭૦૨ | ૧૪૬૭૧ |

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

| ચીજનું નામ. | જુન માસમાં 1921 (રૂ. 1000) | જુન માસમાં 1922 (રૂ. 1000) | એપ્રીલથી જુન સુધી 1921 (રૂ. 1000) | એપ્રીલથી જુન સુધી 1922 (રૂ. 1000) |
|---|---|---|---|---|
| રૂમાલ અને શાલો ... ... | ૯ | ૧૩૯ | ૩૦૧ | ૫૦૪ |
| પીસ ગુડઝ ... ... ... | ૭૨૧૯ | ૩૬૬૩ | ૨૧૫૩૭ | ૧૩૫૮૭ |
| શણ ... ... ... | ૨૭૫ | ૨૬૩ | ૬૭૪ | ૧૨૬૨ |
| જ્યુટ કાચું ... ... ... | ૪૨૪૪ | ૬૩૯૮ | ૧૫૦૬૧ | ૩૬૬૯૯ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... | ૧૪ | ૨૧ | ૪૪ | ૧૭૨ |
| જુટની બનાવટ ... ... | ૧૯૨૯૦ | ૧૭૬૨૪ | ૬૪૨૮૬ | ૭૦૧૧૭ |
| રેશમ (કાચું) ... ... | ૯૫ | ૨૯૮ | ૩૭૮ | ૬૦૭ |
| રેશમ કુલ ... ... ... | ૧૧૭ | ૩૦૩ | ૪૯૨ | ૬૮૮ |
| ઉન કાચું ... ... ... | ૧૩૨૩ | ૩૭૧૦ | ૩૨૯૬ | ૧૧૮૭૭ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... | ૩૧૨ | ૮૨૮ | ૧૩૭૦ | ૨૮૫૨ |
| તંબાકુ બીડી વીગેરે ... ... | ૧૦૫૪ | ૫૦૫ | ૨૨૦૧ | ૧૫૨૨ |
| લાકડાં પાટીયાં વીગેરે ... ... | ૩૨૧ | ૫૮૫ | ૧૫૦૫ | ૨૫૭૯ |
| કુલ ખાનગી નીકાશ .... .... | ૧૫૪૫૯૯ | ૧૮૩૨૪૮ | ૫૦૮૧૧૩ | ૬૭૪૦૨૩ |
| સરકારી માલની નિકાશ. ... .... | ૪૬૧૨ | ૧૧૬૪ | ૧૦૯૦૨ | ૨૯૬૪ |



## પરદેશનો વેપાર. જુન માસમાં.

| (લાખ રૂપીયા) | આયાત. 1921 | આયાત. 1922 | નીકાશ 1921 | નીકાશ 1922 |
|---|---|---|---|---|
| ખોરાક તંબાકુ વગેરે ... | ૨૩૩ | ૧૫૨ | ૩૮૦ | ૩૧૮ |
| કાચો માલ ... ... | ૧૯૨ | ૨૦૦ | ૬૭૯ | ૧૧૦૨ |
| બનેલો માલ ... .... | ૧૫૧૯ | ૧૨૫૦ | ૪૬૫ | ૩૮૫ |
| પરચુરણ ... ... | ૩૦ | ૩૫ | ૨૧ | ૨૫ |
| કુલ ... ... | ૧૯૪૫ | ૧૬૩૯ | ૧૫૪૫ | ૧૮૩૨ |

એપ્રીલથી જુન ત્રણ માસમાં

| (લાખ રૂપીયા.) | આયાત. 1921 | આયાત. 1922 | નીકાશ. 1921 | નીકાશ. 1922 |
|---|---|---|---|---|
| ખોરાક તંબાકુ વગેરે ... | ૮૦૬ | ૫૩૭ | ૧૩૯૨ | ૧૫૮૪ |
| કાચો માલ .... .... | ૫૫૦ | ૫૩૪ | ૨૧૪૯ | ૩૬૬૭ |
| બનેલો માલ ... ... | ૫૧૬૭ | ૪૧૭૨ | ૧૪૬૩ | ૧૪૦૭ |
| પરચુરણ .... .... | ૮૨ | ૮૧ | ૭૫ | ૫૨ |
| કુલ ... ... | ૬૬૦૬ | ૫૩૨૯ | ૫૦૮૧ | ૬૭૪૦ |

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક ઓફ સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

## કાપડની પેદાશ તથા આયાતની સરખામણી. (હજાર વાર)

| જાત | | મે માસમાં ૧૯૨૨ | મે માસમાં ૧૯૨૧ | એપ્રીલથી મે માસમાં ૧૯૨૨ | એપ્રીલથી મે માસમાં ૧૯૨૧ |
|---|---|---|---|---|---|
| | | હજાર યાર્ડ. | | હજાર યાર્ડ. | |
| કોરા તથા ધોયેલાં કાપડની | પેદાશ ... ... | ૧૭૦ | ૧૦૬ | ૨૮૭ | ૨૩૪ |
| ,, ,, | આયાત ... ... | ૬૩ | ૫૯ | ૧૨૧ | ૧૩૬ |
| રંગીન કાપડ | પેદાશ ... ... | ૩૪ | ૩૭ | ૬૫ | ૭૬ |
| ,, ,, | આયાત ... ... | ૧૦ | ૧૩ | ૧૯ | ૩૫ |

---

## સુતરની નંબરવાર પેદાસ તથા આયાતની સરખામણી (લાખ રતલ.)

મે માસમાં.

| | ૧૯૨૨ પેદાશ. | ૧૯૨૨ આયાત. | ૧૯૨૧ પેદાશ. | ૧૯૨૧ આયાત. |
|---|---|---|---|---|
| નં. ૧થી ૨૫ | ૫૩૯ | ૧૨ | ૪૯૭ | ૨ |
| ,, ૨૬થી ૪૦ | ૬૪ | ૩૨ | ૬૧ | ૨૧ |
| ,, ૪૧ અને વધારે | ૨ | ૫ | ૧ | ૩ |
| એપ્રીલ તથા મે માસમાં | | | | |
| ન. ૧થી ૨૫ | ૧૦૩૩ | ૨૨ | ૯૮૬ | ૭ |
| ,, ૨૬થી ૪૦ | ૧૨૩ | ૬૬ | ૧૧૫ | ૪૦ |
| ,, ૪૧ અને વધારે | ૩ | ૧૩ | ૪ | ૮ |

---

## કાપડની પ્રાંતવાર પેદાશ. (મે માસમાં.)

| પ્રાંત. | કીંમત (લાખ રૂપીઆ.) ૧૯૨૧ | કીંમત (લાખ રૂપીઆ.) ૧૯૨૨ | વજન (લાખ રતલ.) ૧૯૨૧ | વજન (લાખ રતલ.) ૧૯૨૨ | લંબાઈ (લાખ વાર.) ૧૯૨૧ | લંબાઈ (લાખ વાર.) ૧૯૨૨ |
|---|---|---|---|---|---|---|
| મુંબઈ .... .... | ૪૨૫ | ૪૩૨ | ૨૭ | ૨૭ | ૧૨૩ | ૧૨૭ |
| મદ્રાસ .... ... | ૧૭ | ૨૩ | ૧૦ | ૧૪ | ૩૧ | ૪૧ |
| બંગાલ ... .... | ૫ | ૭ | ૩ | ૪ | ૧૮ | ૨૨ |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૧ | ૧૧ | ૮ | ૮ | ૨૫ | ૨૬ |
| અજમેર મેવાડ | ૨ | ૨ | ૧ | ૧ | ૫ | ૭ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર | ૧૮ | ૨૦ | ૧૧ | ૧૩ | ૪૧ | ૫૩ |
| દેશી રાજ્યો ... | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૮૧ | ૭૦ |
| કુલ ... | ૫૦૦ | ૫૨૩ | ૩૩૧ | ૩૪૩ | ૧૪૪૩ | ૨૧૩૮ |

---

## સુતરની પ્રાંતવાર પેદાશ (લાખ રતલ.)

| | મે માસમાં | | એપ્રીલ તથા મે માસમાં. | |
|---|---|---|---|---|
| પ્રાંત. | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| મુંબાઇ .... ... | ૪૦૨ | ૪૨૮ | ૭૯૦ | ૮૨૦ |
| મદ્રાસ ... .... | ૩૫ | ૪૬ | ૭૨ | ૮૮ |
| બંગાલ ... ... | ૨૮ | ૨૯ | ૫૫ | ૫૬ |
| સંયુક્ત પ્રાંતો ... | ૩૧ | ૩૪ | ૬૦ | ૬૭ |
| અજમેર-મેવાડ ... | ૧ | ૧ | ૩ | ૩ |
| પંજાબ ... ... | ૨ | ૩ | ૫ | ૬ |
| દીલ્હી ... ... | ૧ | ૩ | ૩ | ૬ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૨૫ | ૨૭ | ૫૩ | ૫૪ |
| દેશી રાજ્યો ... ... | ૩૧ | ૩૧ | ૬૧ | ૬૩ |
| કુલ .. .... | ૫૬૧ | ૬૦૬ | ૧૧૦૭ | ૧૧૬૦ |

---

## પોર્ટ ટ્રસ્ટની વખારોમાં પડેલો માલ.

મુંબાઈનાં પોર્ટ ટ્રસ્ટની વખારોમાં ગયા મે માસ દરમ્યાન પડેલા માલની વીગત ગઇ તા. ૮-૯-૨૨ ને દીને બહાર પાડવામાં આવી છે તે નીચે પ્રમાણે છેઃ—

| માલની જાત. | તા. ૧-૭-૨૨ ને દિને સ્ટોક. | જુલાઇ માસમાં થયલી ડીલીવરી. | તા. ૧-૮-૨૨ ને દિને સ્ટોક |
|---|---|---|---|
| સુતરાઉ કાપડની ગાંસડી | ૧૨૧૯૦ | ૨૪૪૦ | ૧૨૧૮૮ |
| ,, ,, પેટી ... | ૨૦૬૩૧ | ૩૦૯૨ | ૧૮૫૩૮ |
| રેશમ તથા ઉનના કાપડની ગાંસડી | ૧૦૯૪ | ૯૫ | ૧૦૪૫ |
| ,, ,, પેટી ... | ૩૦૮૦ | ૨૦૫ | ૨૯૦૦ |
| સુતરાઉ ટવીસ્ટ તથા યાર્ન પેકેજીસ | ૧૬૮૧૨ | ૪૧૪૫ | ૧૫૩૦૬ |
| રેશમ તથા ઉનના ,, ,, | ૪૬૯ | ૨૦૭ | ૩૧૬ |
| ત્રાંબુ-ટન | ૧૮૧૨ | ૧૮૮ | ૧૮૫૪ |
| પીતળ-ટન | ૨૧૫૯ | ૩૫૮ | ૧૮૦૪ |

---

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક આટ, ફોર્ટ મુંબઇ.

## પરદેશો સાથે વેપારને અંગે થયેલી લેણદેણ.

વેપાર બાકીને લગતો એપ્રીલથી જુન એ ત્રણ માસ માટેનો હીસાબ તપાસતા નીચેની હકીકત માલમ પડે છે:—

(લાખ રૂપયા)

| +લ્હેણા –દેવા | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ |
|---|---|---|---|
| હીંદી માલની નીકાશ | +૭૪૨૫ | +૫૦૮૧ | +૬૭૪૦ |
| પરદેશી ,, ,, | +૫૪૩ | +૩૫૦ | +૩૦૬ |
| આયાત | –૭૧૪૩ | –૬૬૦૭ | –૫૩૩૦ |
| વેપાર બાકી | +૮૨૫ | –૧૧૭૬ | + ৬૧૬ |
| સોનું ચાદી તથા ચલણી નોટોની ખાનગી આયાત (–) કે નોકાશ (+) | –૨૮૬ | +૧૪૧ | –૧૨૬૨ |
| કાઉન્સીલ બીલ તથા સરકારી લોન વગેરે મારફતે થયેલી લેવડદેવડ | +૧૩૬૮ | +૨ | +૨૦૪ |
| તા. ૩૦–૬–૨૨ ને બાકી લેણા કે દેવા | +૧૯૦૭ | +૧૦૩૩ | +૬૫૮ |
| તા. ૩૧–૫–૨૨ને દીને | +૧૯૯૬ | +૮૮૧ | +૭૬૨ |

## હીંદીઓની આવક તથા કરનું પ્રમાણ.

| વરસ | વસતીના માથાદીઠ વાર્ષીક આવક | ગણતરી કરનાર | * માથાદીઠ કર |
|---|---|---|---|
| | રૂ. | | રૂ. આ. પા. |
| ૧૮૭૧ | ૨૦ | દાદાભાઇ નવરોજી | ૧—૧૩—૮ |
| ૧૮૮૧ | ૨૭ | સરડેવીડ બારબર | ૨—૨—૩ |
| ૧૯૦૧ | ૩૦ | લોર્ડ કરઝન | ૨—૬—૩ |
| ૧૯૧૩ | .... | ............ | ૨—૧૪—૦ |
| ૧૯૨૧ | ૫૦ | મી. કુક | ............ |
| ૧૯૨૨ | .... | ........ | ૬— —૮ |

* રેજીસ્ટ્રેશન અને રેલ્વે, પોસ્ટ તારખાતાંની મારફતે સરકારને થતી મહેસુલ તથા મ્યુનીસીપાલીટી અને બીજા સ્થાનીક મંડળો મારફતે ઉઘરાવાતો કર ઉપરના આંકડામાં સમાયો નથી

*Registered No. B. 510.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

| | | | |
|---|---|---|---|
| | રૂા. આ. પા. | | રૂા. આ. પા. |
| છુટક નકલ રોકડેથી | ૦--૬--૦ | વાર્ષિક લવાજમ મુંબઈ | ૩--૮--૦ |
| ,, ,, વી. પી. થી | ૦--૧૦--૦ | ,, ,, હીંદુસ્તાન | ૪--૦--૦ |
| | | ,, ,, પરદેશ | ૪--૧૨--૦ |


# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

અધિપતી—જયસુખલાલ કૃષ્ણલાલ મેહેતા.

પુસ્તક ૧૫ મું. VOL. XV. OCTOBER 1922. No. 4 અકટેમ્બર ૧૯૨૨ અંક ૪ થો.

## અનુક્રમણિકા.

**સુચના**—ચેમ્બરની કમીટીએ જાહેર કરેલા ન હોય એવા જે વીચારો આ માસીકમાં દર્શાવવામાં આવે તેને માટે ચેમ્બરની કમીટી જોખમદાર નથી.

# સામ્રાજ્યનું ચલણ.

બ્રીટીશ સામ્રાજ્યના જુદાં જુદા સંસ્થાનો વચે હુડીના ભાવ સ્થીર રહે એવી ગોઠવણ કરવાની જરૂર હમણાં ઇંગ્લંડની પ્રજાને જણાવા લાગી છે. ઇંગ્લંડ અને આસ્ટ્રેલીયા વચેના વેપારને હુંડીના ભાવમાં થતી વધઘટથી છેલા થોડા માસ દરમ્યાન ઘણી અગવડ પહોંચી તેને લીધે એ વાત પ્રત્યે વીશેશ લક્ષ ખેંચાયું છે. એ અગવડમાં કારણરૂપે કોનો વાંક છે તે વીચારવા જેવું છે. આસ્ટ્રેલીયામાં સોનાની પેદાશ સારી છે અને ચલણનું ધોરણ પણ સોનાનું છે, તે છતાં ઇંગ્લંડ સાથે હુંડીનો ભાવ સ્થિર રાખી ન શકે તો તેમાં તેનો વાંક છે એમ ઇંગ્લંડના સ્વાર્થી અર્થશાસ્ત્રીઓ જણાવે છે. એ વાંક શો છે તે તો તેઓ દર્શાવી શકતા નથી પણ જો ઇંગ્લંડનાં ચલણમાં ફરતી નોટ આસ્ટ્રેલીયામાં પણ ચલણ તરીકે વપરાય તો એ બે દેશો વચેની હુંડીના ભાવ સ્થીર રાખવાનું મુશ્કેલ ન પડે. આ વાત સત્ય છે પણ ઇંગ્લંડની હલકી નોટને પુરી કીંમતની ગણવા જેવું ભોળપણ આસ્ટ્રેલીયાના લોક બતાવે એ આશા હવાઇ કીલ્લા જેવીજ થઇ પડી તેથી એજ ઉપાયને જરા મોળારૂપમાં હમણાં તેઓ રજુ કરે છે અને તે એ છે કે ઇંગ્લંડની સરકારનાં ટ્રેઝરી બીલમાં આસ્ટ્રેલીયાએ પોતાનાં લ્હેણાં નાણાં રોકવાં અને એ અવેજ સામે આસ્ટ્રેલીયામાં ચલણી નોટ ફેરવવી. આ વાત અસંભવીત નથી પણ જે વેળા હુંડીના ભાવ યોગ્ય હદ કુદાવી જાય તે વેળા આ ઉપાય અજમાવવાને માટે બેઉ પક્ષે એ તૈયાર રહેવું જોઇએ એટલે કે જે વેળા આસ્ટ્રેલીયામાં નીકાશ કરતાં આયાત વધારે હોવાથી હુંડીના ભાવ નીચા જાય તે વેળા તેની સરકારના ટ્રેઝરી બીલ ઇંગ્લંડે સ્વીકારવાં જોઇએ. એ રીતે સંસ્થાનોમાં પોતાના નાણાં રોકવાને ઇંગ્લંડ તૈયાર થાય તો તેની હદ બાંધવી પડે અને આસ્ટ્રેલીયાની વીરૂધની વેપાર બાકી એ હદ કુદાવી ન જાય એટલી મોટી એ રકમ હોય તો એવી લેવડ દેવડથી હુંડી સ્થીર થાય.

ઇંગ્લંડની પ્રજા અત્યારે જે સંજોગોમાં છે તેની અસરને લીધે એવી અરસપરસ ગોઠવણ થાય તો તેમાં કાંઇ નવાઇ નથી અને ઇંગ્લંડ તથા હીંદ વચે પણ એવીજ ગોઠવણ થાય તો ઇંગ્લંડ તથા હીંદ વચેની હુંડીના ભાવ સ્થીર રાખવા સરળ થઇ પડે. વેપાર ઉપર એથી કેવી અસર થશે તે વીચારીને એવી યોજના વીશે હીંદી વેપારી આલમે પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે દર્શાવવો અત્યારે જરૂરનો છે કેમકે તેવા અભિપ્રાયની ગેરહાજરીમાં હીંદી સરકાર તથા ઇંગ્લંડની સરકાર વચે છુપી ગોઠવણ થાય એવો આ વખત છે.

---

# જુદા જુદા દેશોમાં ચેમ્બર ઓફ કોમર્સનું બંધારણ.

દુનીયામાં સુધરેલા ગણાતા બધા જ દેશોમાં ચેમ્બર ઓફ કોમર્સ હોય છે. વેપારી આલમમાં તેની પ્રતીષ્ઠા રહે છે એટલુંજ નહીં પણ વેપારીઓની ફરીયાદો મટાડવા માટે તેમના પ્રતીનીધીરૂપે કાર્ય કરવું, વેપાર વધારવાના ઉપાયો સુચવતા રહેવું, તથા તેમાં બનતી મદદ આપવી એ તેમનું મુખ્ય કર્તવ્ય ગણાય છે. એટલું છતાં એ મંડળોના બંધારણ બધે એક સરખાં રહેતા નથી. ઈંગ્લંડમા ખાનગી સંસ્થા જેવું અને અન્ય કેટલાક દેશોમા સરકારી સંસ્થા જેવું તેમનું બંધારણ હોય છે.

## યુનાઇટેડ કીંગડમ.

ઇંગ્લંડ સ્કોટલંડ તથા આયર્લેન્ડ એ ત્રણ દેશમાં ચેમ્બર ઓફ કોમર્સની સંસ્થાઓ ઘણા જુના વખતથી સ્થપાએલી છે. અગાઉના સમયમા જુદા જુદા ઉદ્યોગોને માટે પ્રથક મહાજન જેવાં મંડળો હતા તેમાંથી ગ્લાસગોમા ૧૭૬૦માં પ્રથમ ચેમ્બર ઓફ કોમર્સ નામનું મંડળ સ્થપાયું. તે પછી અત્યાર સુધીમા વેપાર ઉદ્યોગને લીધે અગત્ય ધરાવતા દરેક શહેરમાં ચેમ્બર ઓફ કોમર્સ સ્થપાઇ છે અને એ બધીના પ્રતીનીધી તરીકે એસોસીએશન ઓફ બ્રીટીશ ચેમ્બર્સ ઓફ કોમર્સ સ્થપાયલી છે. તે ઉપરાંત બ્રીટીશ સામ્રાજ્યમાંની બીજી ચેમ્બર્સ ઓફ કોમર્સના પ્રતીનીધીરૂપ ઇમ્પીરીયલ કાઉન્સીલ ઓફ કોમર્સ છે સામ્રાજ્યની એવી સંસ્થાઓના પ્રતીનીધીઓની કોન્ફરન્સ દર બે વરસે ભરવાનું કામ એ કાઉન્સીલ કરે છે. ઇંગ્લંડમાં એ બધી ખાનગી સંસ્થા માફકજ સરકારથી સ્વતંત્ર રહે છે. જે સમયે ઉદ્યોગોને રક્ષણ આપવાની રાજનીતી બ્રીટીશ સરકાર પાળતી હતી તે સમયમા પણ ઉદ્યોગોના રખેવાળ તરીકે મદદ મેળવવાના લોભમાંથી એ મંડળો મુકત રહ્યા તે નવાઇ જેવું છે. હજી પણ તેમને અધ સરકારી સંસ્થા બનાવી શકાય પણ તેમ થવા દેવાની વીરૂધમાં ત્યા સર્વ મજબુત અભિપ્રાય ધરાવે છે. એક પક્ષે સરકાર તથા પાર્લામેંટ અને બીજી બાજુ બ્રીટીશ વેપારીઓ વચે તટસ્થ રહીને પોતાનુ કામ તેઓ કરે છે અને એ તટસ્થતા માટે તેઓ અભિમાન ધરાવે છે. વેપારને લગતા પ્રશ્નોની ચર્ચા વેળા ખાસ કમીટીઓની નીમણુક પાર્લામેંટ કરે છે પણ તેવી કમીટીઓ કરતાં વધારે ઉપયોગી મદદ ચેમ્બર્સ પુરી પાડે છે. એમનાં સરટીફીકેટોને કેટલાક દેશોની સરકારો માન્ય રાખે છે. દેશ પરદેશ વચેના વેપાર ઉપર અસર કરે એવી (દાખલા તરીકે વેપારીઓનાં શીરનામા, જકાતમાં થતા ફેરફારો, વ્યાપારના આંકડા, ભાવો વગેરે) માહીતી વીશ્વાસપાત્ર સાધનોથી મેળવી પોતાના સભાસદોને જેમ બને તેમ જલદી પુરી પડવી એ કાર્ય પર તેઓ ઘણું ધ્યાન આપે છે. વેપારીઓ વચે પડતા વાધાનો લવાદીથી નીવેડો લાવવાનું અને ઉદ્યોગો તથા વેપારને લગતી કેળવણીનો પ્રચાર કરવાનું પણ તેઓ કરે છે. એ બધાં મંડળોના બંધારણ લગભગ એક સરખાં છે.

## ફ્રાન્સ

ફ્રાન્સમાં જે મંડળો છે તેમાં ચાર પ્રકાર છે. પોતાના જીલ્લામાં વેપાર ઉદ્યોગ, તથા માલની લાવ લઇજા માટે રેલ્વે સ્ટીમર વગેરે સાધનોની ખીલવણી એ કાર્ય કરનાર મંડળો પ્રથમ પ્રકારમાં છે. પ્રત્યેક કાર્ય માટે એક જુદું મંડળ રાખવું એ તેમની કામ કરવાની રીત છે. નવી નવી ચેમ્બરોની સ્થાપના સરકારનો વેપાર ખાતાનો પ્રધાન ફરમાવે છે તેના સભાસદોની સંખ્યા તથા તેમને ચુંટનારાઓની લાયકાત વગેરે પણ એ નક્કી કરે છે. એ મંડળો સરકારને સલાહ આપવાની સત્તા ધરાવે છે એટલુંજ નહીં પણ સરકાર તેમની સલાહ માગે તો યોગ્ય લાગે તેવી સલાહ આપવાની તેમની ફરજ ગણાય છે. પોતાના પ્રદેશમાં બનેલા માલ માટે સરટીફીકેટ આપવાં વગેરે કાર્ય તેમણે કરવાં પડે છે. વેપાર ઉપર અકુંશ રાખવાને પ્રસંગે ભાવ નક્કી કરવા વગેરે કામ પણ તેઓ કરે છે. આપણું પોર્ટ ટ્રસ્ટ કરી શકે એવા કાર્યો કરવાની એટલે કે ગોદીઓ બાધવી કે બધાવવી વગેરે કાર્યો માટેની સત્તા તેમને કેટલીકવાર આપવામાં આવે છે. ટુંકામાં જેમ સુખશાંતી માટે સ્થાનીક મ્યુનીસીપાલીટી હોય તેમ ઉદ્યોગો તથા વેપારની ખીલવણી માટે ચેમ્બર ઓફ કોમર્સ હોય છે. નાકાવેરો કે બંદરવેરો તેઓ ઠરાવે છે પણ તે અમલમાં મેલવા અગાઉ મીનીસ્ટરની અનુમતી મેળવવી પડે છે. ચેમ્બરના ખર્ચને માટે વેપાર કે ઉદ્યોગો ઉપર કર નાખવાની પણ તેમને સત્તા આપવામાં આવે છે.

## જરમની.

જરમનીમાં ચેમ્બર ઓફ કોમર્સની સ્થાપના કરવાની ખટપટ વેપારીઓએ કરવાની હોય છે પણ વેપાર ખાતાના મીનીસ્ટરની પરવાનગીની જરૂર પડે છે. ચેમ્બરના સભાસદની સંખ્યા, તથા કાર્યપ્રદેશ મીનીસ્ટર નકી કરે છે. નીયમો તથા ચુંટણી વગેરે સર્વ કામ ચેમ્બર પોતાની મેળે કરી લે છે પણ તે કાયદાને અનુસરીનેજ થઇ શકે છે. ચેમ્બરના ઠરાવોની મીનીસ્ટરને તો માત્ર ખબર આપવામાં આવે છે. તેના સભાસદો સરકારી અમલદારો હોય છે. ટુંકમાં આપણાં સહકારી મંડળોના જેવું બંધારણ તેમનું રહે છે, તેમની ફરજ નીચે પ્રમાણે વર્ણવાઇ છેઃ—

'પોતાના પ્રદેશમાં વેપાર તથા ઉદ્યોગોમાં રોકાયેલા લોકોના લાભ સાંભળવા, અને વેપાર તથા ઉદ્યોગો ખીલવવામાં માહીતી તથા અનુભવીઓના અભિપ્રાય દ્વારા જોઇતી મદદ આપવી." એ ઉપરાંત લવાદો, હીસાબ રાખનારા, માલની પરીક્ષા કરનારા વગેરેની નીમણુક કરવાની પણ એ ચેમ્બરોને સત્તા રહે છે. માલ કયાં બન્યો છે તે દર્શાવનારા સરટીફીકેટ આપવાની તેમની ફરજ ગણાય છે. વેપારને લગતા મુકદમાઓ માટેની કોર્ટના જજોની નીમણુક વેળા મત આપવો, પોતાના પ્રદેશ માટે રેલ્વે એડવાઇઝરી બોર્ડ હોય તેમાં પ્રતિનિધી મોકલવા, જોઇંટ સ્ટોક કંપનીઓ નવી સ્થપાય ત્યારે તેનાપર દેખરેખ રાખવા માટેના અમલદારોને નીમવા વેપારને લગતું રજીસ્ટર રાખવું વગેરે કાર્યો ફરજ રૂપે એ ચેમ્બરોને સોંપાય છે. તેમનો ખર્ચ તેમના સભાસદોની ચુંટણી કરનારાઓએ ઉપાડવાનો હોય છે. કેટલીક ચેમ્બરો તો વેપારીઓ વચેના સોદાની પતાવટ માટેનાં એક્સ્ચેંજ, ટ્રેડ રજીસ્ટર, પ્રદર્શનો, જથા, તથા વેપાર ઉદ્યોગને લગતી કેળવણી માટેની શાળાઓની માલીક હોય છે.

---

## ઇટલી.

ઇટલીમાં ચેમ્બર્સ ઓફ કોમર્સની પ્રથમ સ્થાપના તા. ૬-૭-૧૮૬૨ ને દીને પસાર થયેલા કાયદાથી થઇ. એ અર્ધ સરકારી સંસ્થાઓ રૂપે કામ કરે છે. જે ખાતાંનો વહીવટ કરે તેમની પાસે પડી રહેલી ફાજલ શીલીકમાંથી તેઓ પોતાની આવક મેળવે છે અને જે સરટી-ફીકેટો તેઓ આપે છે તેની ઉપરના કરથી પણ આવક થાય છે. દરીયાઇ વીમો, બીલ ઓફ લેડીંગ, અને વેપારી કંત્રાકટો ઉપર કર નાંખીને આવક મેળવવાનો અને જુદા જુદા ધંધા ઉપર નંખાયલા કરમાં વધારો કરવાનો પણ તેમને હક રહે છે. કોઈ ધંધા ઉપર કર ન હોય તો મીનીસ્ટરની પરવાનગીથી તેવો કર નાખી શકે છે. એ બધી આવકમાંથી કરવાનો ખર્ચ મીનીસ્ટરની મંજુરીથીજ થઇ શકે છે. પ્રથમ ખર્ચનો અડસટો અને પાછળથી ખર્ચેલી રકમનો હીસાબ મીનીસ્ટર પાસે રજુ કરવો પડે છે. ધંધા-ઓને લગતી એકસ્ચેંજ, વેપારીઓ માટેનાં ગોડાઉન, દાણાના જથા, રેશમનો વેપાર, તથા બીજા ધંધાદારી સાહસો ઉપર કાબુ રાખવા જેવાં કામ સરકાર એ ચેમ્બરોને સોપે છે. ધંધાને લગતા અનુભવીઓનું, તથા નાદારોની મીલકતોનો વહીવટ કરવાને ત્રસ્ટી તરીકે લાયક માણસોનું લીસ્ટ એ ચેમ્બરો તેયાર કરે છે અને દલાલો તથા અનુભવીઓ ઉપર સર-કાર તરફથી કાબુ રાખે છે. લવાદો, તથા પેઢીઓની નોંધ રાખવી વગેરે જે કામ હીંદમાં સરકાર કરે છે તે કામ ઇટલીમાં સરકાર ચેમ્બર ઓફ કોમર્સને સોપે છે. ઇટલીની બધી ચેમ્બર ઓફ કોમર્સની એક યુનીયન છે જેની હેડ ઓફિસ રોમ ખાતે છે.

## સ્વીટઝરલેંડ.

સ્વીટઝરલેંડમા ચેમ્બર ઓફ કોમર્સના ઉપર સરકારનો કાબુ મુદલ નથી. કોઇ પણ કાયદો વેપારીઓ તથા ઉદ્યોગવાળાઓને મંડળો સ્થાપતાં રોકતો કે અંકુશમાં રાખતો નથી. કોઈ પણ પ્રકારના કર નાખવાની એ ચેમ્બરોને સત્તા રહેતી નથી પણ સરકાર તર-ફથી તેમને અમુક રકમની નીયમીત મદદ મળે છે. દાખલા તરીકે જીનીવા ચેમ્બર ઓફ કોમર્સને દર વરસે પાચ હજાર ફ્રાંકની રકમ એ રીતે મળે છે. માલ નીકાશ કરનારાઓને માલ પોતાના દેશમાં બનેલો છે એવાં સરટીફીકેટ એ ચેમ્બરો આપે છે. નીયમસરની લવાદ કોર્ટો જેવું ત્યાં નથી પણ પક્ષકારોની વિનંતી સ્વીકારીને લવાદ નીમવાનું કામ ચેમ્બર કરે છે. સ્વીટઝરલેંડમા જેટલી ચેમ્બર આફ કોમર્સ છે તે, તથા બેંકરોના મંડળો અને ઉદ્યોગોને લગતા તથ એવા જ બીજા મંડળો—એ બધાનું એક કોન્ફેડરેશન છે તેમાં ભળેલાં મંડળોની સંખ્યા એકસોની છે જેમના સભાસદોની કુલ સંખ્યા પચાસ હજારની લગભગ છે.

## હોલેંડ.

હોલેંડમાં ૧૮૫૦મા ચેમ્બર્સ આફ કોમર્સ સ્થપાઈ તેમાં યશ ફ્રાન્સને ઘટે છે. જે જે શહેરમા ટાઉન કાઉન્સીલને લાગે કે ચેમ્બર આફ કોમર્સ સ્થપાય તે ઇચ્છવા જોગ છે તે દરેક શહેરમા રાજાના હુકમથી ચેમ્બર સ્થપાય છે. કેટલીક વેપારી કોમ પોતાને માટે સામાન્ય ચેમ્બર સ્થાપવા ચાહે અરજી કરે તો તેમને તે માટે પરવાનગી મળે છે.

કલકત્તા ખાતે જે. સી. ગાલસ્ટનના કારખાનામાં જુની લાખને ઉપયોગમાં લેવાના સંબંધમાં કેટલીક મુશ્કેલી પડતી હતી તેથી ઉદ્યોગ ખાતાંના રસાયણ શાસ્ત્રીએ તેની મુલાકાત લઇ એ મુશ્કેલી કેમ દુર કરવી તે દેખાડયું હતું.

બંગાળ પેન્ટ એંડ વાર્નીશ વર્કસ લીમીટેડ (કલકતા) હમણાં કોમ યલો, પ્રશ બલ્લુ, અને ડબલ બોઈલ્ડ લીન્સીડ ઓઇલ તૈયાર કરે છે. એ કારખાનું વધારવા માટે સંચા લેવાયા છે અને તે થોડા વખતમાં ગોઠવવામાં આવશે. માછલીના તેલમાંથી ગંધ દુર કરવા માટે જે રીતે કામ લેવામાં આવે તેને બદલે બીજી સહેલી રીત શોધી કહાડવા માટે અખતરા કરવામાં આવે છે. તે પછી એ તેલને સાબુ બનાવવાના કામમ વાપરી શકાશે.

ડમડમ ખાતે મેશર્સ એલન કુા. કાપડને વૉટરપ્રુફ બનાવે છે. એ કાપડ રૂ, જુટ કે શણુ (Flax) નું હોય છે. રોજ દસ કલાક કામ કરે તો રોજ ચાળીસ હજાર વાર કાપડને વૉટરપ્રુફ બનાવી શકાય એવું મોટું કારખાનું એ છે. બાલીગંજ ખાતે બંગાલ વૉટર પ્રુફીંગ વર્કસ છે ત્યાં ચોમાસામાં પહેરવાનાં વૉટરપ્રુફ કોટ વગેરે ચીજો બનાવાય છે. ત્યાં અનુભવી મી. એમ. એસ. બોઝ છે. તે એવો દાવો કરે છે કે કાપડને વૉટરપ્રુફ કર્યા પછી તે અસલ જેવુંજ હલકું, અને કુમાસવાળું રહે છે.

કન્ડેન્સ્ડ મીલ્ક બનાવવા માટે ઢાકામાં માણેકગંજ ખાતે ફુડ એંડ ફીશ કૅનર્સ લીમીટેડના કારખાનામાં ગોઠવણ છે ત્યાં બનેલા કન્ડેન્સ્ડ મીલ્કની તપાસ જાહેર સુખશાંતી ખાતાં તરફથી લેવાઇ હતી તેમાં તે સંતોષકારક માલમ પડયું છે.

દીવાસળી બનાવવાનું કારખાનું ખુલના પાસે તથા સુંદરબનમાં કહાડવાનો વિચાર અનુક્રમે કલકત્તાની મેસર્સ ઘોશ એન્ડ કુા. તથા મેશર્સ ગંગુલી એન્ડ કમ્પનીએ રાખ્યો છે. દીવાશળી બનાવવા માટે શો ખરચ થાય તે વિશેના આંકડા ઉદ્યોગ ખાતાંએ એ કંપનીઓને પુરા પાડયા છે અને તેને માટે જોઇએ તેવું લાકડું નીયમસર પુરતા જથામાં મળી શકશે કે કેમ તે વગેરે સવાલોની તપાસ લેવામાં આવે છે.

સ્ટીલ કાસ્ટીંગ તથા સ્ટીલની બીજી ચીજો માટે ઘણી માગણી હોવાથી તેને પહોંચી વળવા માટે મેશર્સ સરૂપચંદ હકમીચંદ એન્ડ કંપની (૩૦, કલાઇવ સ્ટ્રીટ, કલકત્તા) ની માલેકી નીચે પાયોનીયર ઇલેકટ્રીક સ્ટીલ કંપની સ્થપાઇ છે. તેણે બાલીગંજ ખાતે કારખાનું કહાડયું છે ત્યાં લોખંડના તથા સ્ટીલના કાસ્ટીંગ બનાવવા માટે સંપૂર્ણ ગોઠવણ કરેલી છે. જીલપીન્સ, બોબીન, ગ્રામોફોન મટેની સોય, તથા જુટમીલ માટે ચીજો બનાવવા માટે લીડસ ખાતેની જાણીતી પેઢી મેશર્સ હેલી એન્ડ કંપનીએ શ્યામનગર ખાતે મોટું કારખાનું સ્થાપ્યું છે.

મુરશીદાબાદ ખાતે એન્જીનીયર મી. એલ સી. સેને "વૉટર લીફ્ટ" નવી ઢબની બનાવી છે તેનું નામ એમીવૉટર લીફ્ટ રાખ્યું છે તેને માટે ઉદ્યોગ ખાતાના એન્જીનીયરે અભીપ્રાય આપ્યો છે કે પીવાના તથા સામાન્ય ઉપયોગના પાણીને માટે એ લીફ્ટ સંતોષકારક છે.

---

દીવાલને માટે ટાઇલ્સની ફેન્સી છેલ્લી ડીઝાઇનો જોયો કે?

પીતળના પાણીના નળ કલકત્તાની કોરપેરેશનની ઇચ્છા મુજબ કાસીમ બજાર ખાતેના કારખાનામાં બનાવવામાં આવે છે. એ નળ બંધ કરવા કે ઉઘાડવા હોય તે માટે ફેરવવાના "કોક" પણ બનાવવામાં આવ્યા છે અને તે સારા લાગ્યા છે પાંચસો ફીટ પાણીના દબાણે છવાં પરીણામ સંતોષકારક નીવડયું હતું. હમણાં દર અઠવાડીયે એક ગ્રોસ જેટલો માલ બને છે અને તેનો ભાવ સ્ટેન્ડર્ડ પેટર્ન માટે રૂ ૨ા અને ઇંગ્રપેટર્ન માટે રૂ. ૧ાાા ઠરાવ્યો છે. ભાતપરા ( કાંકીના, ઇસ્ટ ઇંડીયા રેલ્વે ) ખાતે ફેગ એન્ડ વેવરલી જ્યુટ મીલ વીજળીક બળ બનાવી તે મારફતે ચલાવવાની ગોઠવણ થઇ છે. આ વરસની આખરથી તે અમલમાં આવશે.

બંસબેરીયા (હુગલી) ખાતે નવી જ્યુટ મીલ કહાડવાની છે તેને માટે વીજળીક બળ પુરૂં પાડવાની પરવાનગી સરકારે મેસર્સ ગૌરીપુર કંપની (૬, લાયન્સ રેન્જ, કલકત્તા) ને આપી છે. ઇસ્ટ ઇંડીયા રેલ્વેનાં બાંડેલ જંકશનને રોશની માટે પણ વીજળી પુરી પાડવામાં આવશે.

પાવરલુમ માટે વપરાતી શટલ વગેરે ચીજો ઉપર ૨ાા ટકા અને એવીજ ચીજો હાથની સાળ માટે મંગાવી હોય તો ૧૫ ટકા જકાત લેવાય છે. શટલ વગેરે ચીજો બેઉ માટે વાપરી શકાય એવી હોવાથી તે વીશે કસ્ટમ્સ કલેકટરનો અભિપ્રાય સરકારે માગ્યો છે.

હાઇડ્રોક્લોરીક એસીડની પેદાશના સંબંધમાં નડતી એક મુશ્કેલી પ્રત્યે સરકારનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે. અત્યાર સુધી એ પેદાશ માટે નીમક આયાત થાય તો તેની ઉપર જકાત લેવાતી નથી પણ તેમાંથી એ એસીડ બનાવ્યા બાદ જે સોડીયમ સલ્ફેટ અને એસીડ સોડીયમ સલ્ફેટ બાકી રહે તે નીમક તરીકે ચાલી શકે એમ માનીને તેનો નાશ કરવા માટે સરકાર તરફથી આગ્રહ કરવામાં આવતો હતો. એ ચીજો નીમક તરીકે વાપરી શકાય એમ નથી એટલુંજ નહીં પણ કાચ અને રસાયણી પદાર્થોની પેદાશ માટે ઉપયોગી છે તેથી હાલની રૂઢીમાં યોગ્ય ફેરફાર કેવી રીતે કરવો તે વીશે કલેકટર ઓફ કસ્ટમ્સને પુછવામાં આવ્યું છે.

હીંદી ગેરૂ અને ઓકસાઇડ ઉપર અમૃતસર મ્યુનીસીપાલીટી તરફથી ટર્મીનલ ટેકસ લેવામાં આવે છે તેમાં પોતાને માટે છુટ મેળવા માટે કલકત્તાની મેસર્સ ફેર્બર્સ ફોર્બસ કેમ્પબેલ કંપનીએ સરકાર પાસે મદદ માગી હતી. એ કર અગાઉ મણે એક આના જેટલો હતો તે વધારી નવ આના જેટલો કરવામાં આવ્યો હતો કારણ કે એ ચીજોને રંગ તરીકે ગણવામા આવતી હતી અને રંગ ઉપર નવ આનાનો દર હતો. કંપનીનું કહેવું એ હતું કે એ રંગ નથી પણ રંગવાળી માટી છે તેથી માટી અને ચુનાના વર્ગમાં આવે. એ બાબદમાં હીંદી સરકારને પુછાવવામાં આવ્યું છે કારણ કે મ્યુનીસીપાલીટી પોતાના અભિપ્રાયને વળગી રહી જકાતની રકમ ઘટાડવાની ના પાડે છે.

મદરાસની સરકારના માછલી ખાતાં પાસેથી શંખ ખરીદવાનું કંટ્રાકટ ઢાકા ખાતે સ્થપાયેલી એક સરકારી સંસ્થાએ મેળવ્યું છે.

---

બંગાલની સરકારનાં ઉદ્યોગ ખાતાંના વડાને સલાહ આપનારો બોર્ડની સભા તા. ૯ ૫ ૨૨ ને દીને મળી હતી જે વેળા માલની ખરીદીને લગતા નીયમોની રૂએ વેપારીઓનાં લીસ્ટ બનાવવામાં આવેલાં હતાં તે ફરીથી તપાસ્યાં હતાં.

કોટન ટ્રાન્સપોર્ટ બીલના સંબંધમાં જે પેઢીઓ ઉપર એથી અસર થાય એમ હોય તેમનાં નામની યાદી તૈયાર કરવાનું ઠર્યું હતું.

કૃત્યાનંદ આયર્ન એંડ સ્ટીલ વર્કસ લીમીટેડ તરફથી તેનાં કારખાનાં સાથે રેલ્વેનાં કારખાનાને થતી હરીફાઇ વીશે ફરીયાદ આવી હતી તે રેલ્વે બોર્ડ ઉપર મોકલવા ઠરાવ થયો હતો.

બીરભુમ જીલામા સુરી ખાતે એક ફરતી શાળા વણવાનું શીખવવા માટે કાઢવામાં આવી છે. રેશમની રીલ તથા ટ્વીસ્ટ બનાવવાનું હાથની શાલપર રેશમનો માલ વણવાનું અને તેમાં શીખવાય છે. ચપરા ખાતેની એવી શાળાને નડીયા ખાતે લઇ જવામા આવી છે. બીજી જે ખાનગી શાળાઓમાં વણવાનું શીખવાનું હોય તેમાથી જેમને સરકારી મદદની જરૂર હોય તેમને માટે રૂ. પાંચ હજારની રકમ મંજુર કરવાની વીનંતી કરવામા આવી છે. સીરામપુર ખાતેનાં વીવીંગ ઇન્સ્ટીટયુટ માટે પાંચ લાખ અઠાવીસ હજાર એકસો રૂપયાનો ખરચનો અડસટો સરકાર પાસે રજુ કરવામાં આવ્યો છે.

મ્યુનીસીપાલીટી બે વેપારી શાળાઓ, ઉદ્યોગને લગતી બે શાળાઓ, તથા પરચુરણ ધંધાને લગતી બે શાળાઓ કહાડવા માટે સરકારે ઠરાવ કર્યો છે તેને માટે સ્થળની પસંદગી વગેરે હકીકત હવે પછી નક્કી થવાની છે.

## બીહાર તથા ઓરીસા

અરાહ ખાતેની દીવાસળી બનાવવાની ફેક્ટરી બંધ કરવી પડી છે કેમકે તેને માટે જોઇતું લાકડું યોગ્ય દરે પુરવા જથામા મળી શક્યું નહીં. એ મુશ્કેલી મટાડવા માટે સરકારના ઉદ્યોગ ખાતાની મદદ માગવામા આવી હતી અને તેણે તપાસ કરવા માંડી છે પણ હજી સુધી કોઇ તરફથી ઉત્સાહ દેખાયો નથી.

મોતીહારી ખાતે ચેમ્બર એક સજ્જનની બીહાર ટેનરીએ કામ શરૂ કર્યુ છે. ઇંડીયન મ્યુનીશન બોર્ડવાળા મી. વીપીનશેઠે એને માટેના સંચા વગેરેની ઘડી આપેલી યોજના પ્રમાણેની ગોઠવણ એમા થઇ છે.

નેહેરો માટેની ઘણી યોજનાઓ ઉપર વીચાર કર્યા પછી એ યોજના માટે જોઇતું હતું સંચાકામ ગોઠવવામા આવ્યું.

દારૂ ગાળવા માટે ની સરકારી ડીસ્ટીલરી છેલી ઢપના સંચા સાથે સ્થાપવાની તૈયારી ચાલે છે

એક નાની ઓઇલ મીલ કહાડવા વીશે સરકારનાં ઉદ્યોગ ખાતાએ સલાહ આપવી તથા તે ગોઠવી આપવી એવી વીનતી થઇ છે ને તેવીશે તથા એવીજ બીજી માગણીઓ વીશે વીચાર ચાલે છે.

---

ગયા ખાતે માબળી બનાવવનું કારખાનું કહાડવાના સબંધમાં ટેકસ્ટાઈલ ખાતાના સરકારી અનુભવીની સલાહ માગવામાં આવી છે અને તે ઉપર ધ્યાન આપવામાં આવે છે

કોલસાનાં ગાડાની તંગી હજી અગાઉ જેટલી છે. મદદ માટે સરકાર પર આવતી વીનંતીની સંખ્યા વધતી જાય છે.

રીપોર્ટની મુદત દરમ્યાન ઇસ્ટ ઇન્ડીયન રેલ્વેની હડતાલ મટી હતી મોંઘીરની મ્યુનીસીપાલીટીના ઝાડુવાળાઓએ પડેલી હડતાલમાં મ્યુનીસીપાલીટીએ નમ્યું આપ્યું હતું કેમકે રોગોનો ફેલાવો થવાની ધાસ્તી હતી. બંગાલ નાગપુર રેલ્વે પર મજુરોએ અને સાઉથ મોગીમ કોલ્યરીપર મજુરોએ વધારે પગાર મેળવવા હડતાલ પાડી હતી પણ તેમની માગણી સ્વીકારવામાં આવી ન હતી અને છેવટે હડતાલીયાઓ વગર શરતે અગાઉના પગારે કામ પર પાછા આવ્યા હતા

મજુરોનાં મંડળો બંધ પડતાં જાય છે. રેલ્વેમેન્સ યુનીયનની જેરીયા તથા જમાલપુર ખાતેની શાખાઓ, જેરીયા ખાતેની ઇંડીયન માઈનર્સ ફેડરેશન, અને ગીરીડીહ કોલ્યરી વર્કર્સ યુનીયન બંધ પડયાં છે

## મુંબઈ

કારવાર ખાતેનાં માછવી ખાતાંના સુપરીન્ટેન્ડન્ટને નીમક ખાતાંમાં મોકલવામા આવ્યો છે અને મદદનીશ મરીન બોટ નીસ્ટની પણ નોકરી કમી કરવામાં આવી છે.

ઉદ્યોગખાતાંના મદદનીશ ડીરેકટર મી એફ. ઇ. ભરૂચા ધુળીયા ખાતેના દારૂ ગાળવાનાં કારખાનાની કીંમત નકી કરવાના કામમાં રોકાયા હતા. પાછળથી અમદાવાદ ખાતે તેમને મોકલવામાં આવ્યા છે જ્યાં કાપડ સુતરને રંગવાની બાબદમાં અપાતા શીક્ષણ ઉપર તેઓ દેખરેખ રાખે છે લોકો હમણા એમા બહુ રસ લે છે. કેલીકો છાપનારા એમની સલાહ માટે આવ્યા હતા. હાથ વડે છાપનારાઓના કામમા કેમ સુધારો કરી શકાય તે બાબદમાં નાના કારખાનાંવાળાઓ ધ્યાન આપવા લાગ્યા છે. એ માલની પેદાશ માટેની ગોઠવણ સુધરવા તરફ મીલોવાળા પણ નજર રાખે છે. તેને માટે યોગ્ય સંચો બનાવવા માટે અગ્યારસો રૂપીઆનું ઇનામ પટણા ખાતે ગયા શીયાળામા ભરાયેલા પ્રદર્શનમાં આપવામા આવ્યુ હતું. હજી સુધી એ સંચો ધાર્યા પ્રમાણે કામ આપતો નથી પણ તેમાં કદાચ એ સંચાપર કામ કરનારનો વાંક હશે. એને એ સંચો કેમ ચલાવવો તે વીશેનું શીક્ષણ આપવા માટે બેંગલોર મોકલવાની ગોઠવણ થાય છે.

પરદેશમા ઉદ્યોગ હુન્નરની તાલીમ લેવા જનારને મુંબઈ સરકાર એક સ્કૉલરશીપ આપે છે. એ લેનાર હાલમાં લ્યુશીયાન્યા યુનીવર્સીટીમાં ઓડુબન શુગર સ્કુલમા તાલીમ લે છે હવે અઢાર માસ જેટલો વખત વેસ્ટ ઇંડીઝ, હવાઈ, તથા જાવા એ મુલકોમા ખાંડનાં કારખાનાંની મુલાકાતમા કાઢશે અને તે પછી દેશ આવશે. બીજી ત્રણ સ્કૉલરશીપો ખાલી છે. તેમા એક એકચુઅરી થવા ઇચ્છનાર માટે, એક બ્લીચીંગ તથા ડાઈંગના અભ્યાસ માટે, અને એક ચામડાં કેળવવના ઉદ્યોગના અભ્યાસ માટે છે. ગયે વરસે રસાયણ શાસ્ત્રના અભ્યાસ માટેની ત્રણ સ્કૉલરશીપો બેંગલોર જઈને ભણતા ગ્રેડ્યુએટોને આપવામાં આવી

હતી તેની મુદત એક વરસ વધારી છે. એવીજ ત્રણ સ્કૉલરશીપો આ વરસે કહાડી છે તેમાં એક બનાવટી ઘીની પેદાશમાં કામ લાગે એવો "ચીસ્ટ" નામનો પદાર્થ અને લેકટીક એસીડના સંબંધમાં શોધ ખોળ માટે, બીજી મુંબઇ ખાતેનાં રોયલ સાયન્સ ઇન્સ્ટીટયુટમાં કેસીન ગ્લુ બનાવવાના અભ્યાસ માટે, અને ત્રીજી માટીના વાસણો બનાવવામાં વપરાતી "રીફ્રેકટરી" ચીજોનો મુંબઇ ખાતેની સ્કુલ ઓફ આર્ટમાં અભ્યાસ કરવા માટે અપાઇ છે.

બેંગલોર ખાતેનાં ઇંડીયન ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સમાં ઇલેકટ્રીકલ એન્જીનીયરીંગના અભ્યાસ માટે બે સ્કૉલર શીપો આપવાની ધારણા હતી પણ તે માટે અરજી કરનારાઓની લાયકાત સંતોષકારક નહીં હોવાથી આ વરસે એ આપવામાં આવી નથી.

સોનાનો કસબ બનાવવાના ઉદ્યોગ પર કેટલાક વખતથી સરકાર ધ્યાન આપે છે પણ એના સંબંધમાં નડતી મુશ્કેલીઓનો ઉપાય હજી જડયો નથી. એ કસબના તારને ચપટા બનાવવા માટે યોગ્ય પૈડું મેળવવાની મુશ્કેલી છે તે માટે હાપુરે ખાતે ત્રણ જાતનાં પૈડાં જુદી જુદી ધાતુનાં બનાવ્યાં પણ તેમાંથી "ટેમ્પર્ડ સ્ટીલ" નાં રોલર સંતોષ આપે એવા લાગ્યા છે. એ ઉદ્યોગના બે પ્રતીનીધીઓને પરદેશ જઇ એ ઉદ્યોગને લગતું જ્ઞાન મેળવવા માટે મદદ તરીકે દરેકને પાંચ હજાર રૂપયા આપવાનું સરકારે ઠણુવ્યુ છે. એ પ્રતીનીધીઓ યુરોપ જવા તા ૧૫ મી જુલાઇએ નીકળનાર હતા.

"બોસવેલ્યો સીરેય" નામના રોપામાંથી ગમઓલીયોરેઝીન અર્થાત ગુંદર અને રોગાન જેવો ચીકણો પદાર્થ મેળવવાની પરવાનગી ટર્પીન્ટાઇન તથા રોઝીન બનાવવા માટે આપવામાં આવી હતી. એને માટે રોયલ્ટી તરીકે સરકારને મળવાની રકમ પહેલાં પાંચ વરસ સુધી એવી રીતે ગણાશે કે માલની પેદાશ પર દસ ટકા ચઢવવામાં આવશે અને તે કરતાં જેટલી વધારે રકમ ઉપજશે તેટલીના ચાળીસ ટકા સરકાર લેશે. એ પાંચ વરસની મુદત પછી રકમ કંત્રાકટથી નકી કરવામાં આવશે. પણ જો કંત્રાકટ નહી થાય તો હાલની ગોઠવણ ચાલુ રહેશે.

કાગળ બનાવવાના ઉદ્યોગ માટે માવો બનાવવા કાજે જંગલનું ઘાસ મેળવવાની પરવાનગી આપવાના સવલ વીશે સરકાર વીચાર ચલાવે છે. ઉદ્યોગમાં કામ લાગે એલો ઓક્કોહોલ દારૂ બનાવવા માટે બારી નામનું ઘાસ કામ લાગે એવું છે કે નહીં તે વીશે અભિપ્રાય આપવા માટે એ ઘાસનો નમુનો એક સ્થાનીક પેઢીને આપ્યો છે.

બ્રીટીશ ઇંડસ્ત્રીઝ ફેરમાં કાંઇપણ નમુના મોકલાયા ન હતા કેમકે વેપાર ધંધામાં મંદી બહુ હતી. એમ્પાયર ફેર ૧૯૨૪માં ભરવાની ગોઠવણ છે તેમા ભાગ લેવા વીશે સલાહકારી કમીટીના વીચાર સરકાર પાસે રજુ કરવામાં આવ્યા છે. આવતા ડીસેંબરમાં મુંબઇમાં રેડ-ક્રોસ ફેટ ભરવામાં આવે તે વેળા તેમાં હાથે વણવા માટેની શાળ રજુ કરવાની દરખાસ્ત થઇ છે.

મુંબઇ ઇલાકામાં ખેતીના ઉદ્યોગમાં વપરાતાં હળ વગેરે ઓજારોના સંબંધમાં સ્થીતી કેવી છે તે વીશે તપાસ કરી રીપોર્ટ કરવા માટે એક કમીટી સરકારે નોમી છે. સુધારેલી

જાતનું હળ, તેની પરીક્ષા માટેની ગોઠવણ, એવાં સારાં ઓજારો ખેડુતોની દૃષ્ટીએ લાવવાની ગોઠવણ અને એવાં ઓજારોની સ્થાનીક પેદાશ માટેના સંજોગો વીશે વીગતવાર તપાસ કરી કમીટીએ રીપોર્ટ કર્યો છે તે વીશે હાલમાં સરકાર વીચાર ચલાવે છે.

માછલી પકડવાનો ઉદ્યોગ સુધારવાના સંબંધમાં રોકાયેલી ટ્રોલર "વીલયમ કેરીક" બરમાની સરકારને વેચી છે અને એને લગતું કામ બંધ પાડયું છે. અત્યાર સુધી થયેલી તપાસનાં પરીણામ વીશેનો રીપોર્ટ મરીન બાયોલોજીસ્ટ તૈયાર કરે છે. એ અમલદારની નોકરી ડીસેંબરમાં પુરી થાય છે.

મુંબઈની નજદીક થાણાની આસપાસના દરીયામાં મોતીની પેદાશ ઘટી ગઈ છે તે સંબંધમાં તપાસ કરવામાં આવે છે ત્યાં માછલીઓ અતીશય છે એમ લાગે પણ વધારે તપાસ ચલાવવાની છે. ત્યાંથી મળતાં મોતી હલકી જાતના હોય છે પણ દવાના કામમાં વપરાય છે.

માટીની ચીજો બનાવવાનું જે ખાતું સરકારની ચીત્ર શાળામાં છે તેના વડાએ ઈંટની બનાવટ માટે વપરાતી ચીજોના સંબંધમાં ઘણા પ્રયોગો કરવા પડયા હતા.

માટીની ચીજો કેમ બનાવવી તે વીશે પ્રયોગો કરીને વહેવરૂ જ્ઞાન આપવા માટેની યોજના નાણાંની તંગીને લીધે મુલતવી રાખવામાં આવી છે, પણ માળપર જડવાની ચીજો નળીયાં તથા ઘર ઉપયોગી માટીની ચીજો બનાવવાનું કામ વેપારીની માફક કરાય એવી ગોઠવણ ચીત્રશાળામાં કરવામાં આવી છે અને તે માટે સંચાકામ સારૂ ઓરડર મોકલ્યા છે.

રસાયણ વીદ્યા સાથે ખાસ સંબંધ ધરાવતી માટીની ચીજોની, ઇલેટ્રીક ઇન્સ્યુલેટર્સની તથા "રીફ્રેક્ટરી" ચીજોની પેદાસના સંબંધમાં ઓરડનાન્સ ખાતાંના ડીરેકટર જનરલપર એક પત્ર લખવામાં આવ્યો હતો જેમાં ધ્યાન ખેંચવામાં આવ્યું હતું કે એ ચીજોની તપાસ લેવામાટે તેનાં ખાતાંને સગવડ કરી આપવામાં આવી છે. કેટલાક પત્ર વ્યવહાર પછી એ ચીજોની પેદાશ કરવાનું તથા તે બન્યા પછી તપાસ માટે ઓરડનાન્સ ખાતાંના કારખાનામાં મોકલવાનું ઠર્યું હતું. એક ઇંચના નળના સબંધમાં પ્રયોગો કરવામાં આવે છે.

રત્નાગીરી જીલ્લામાં માલવણ ખાતેના 'કેઓલીન ડીપોઝીટસ" ની તપાસ લઈ તે વીશે અગાઉ રીપોર્ટ કરવામાં આવ્યો હતો અને તેના નમુના સુપરીન્ટેન્ડટ ઓફ પોટરીપર મોકલવામાં આવ્યા હતા તે જગ.ની મુલાકાત હમણાં જીયોલોજીકલ સરવેવાળા મી. જોન્સે લીધી હતી.

કેસીનના ભાવ અતીશય ઘટી જવાથી તેની પેદાશ ઘટી હતી પણ પાછળથી ભાવ સુધર્યા છે. સરકારી કારખાનાંમાં સુધારેલી જાતનું કેસીન એક ટન જેટલું નમુના તરીકે બનાવવામાં આવે છે. તૈયાર થયેથી તેને ઇંગ્લંડ વેચવા માટે મોકલવામાં આવશે. તે માટે ઇંગ્લંડ-ખાતેના ઇંડીયન ટ્રેડ કમીશનર સાથે ગોઠવણ કરી છે. માલની જાતમાં સુધારો થવાને લીધે કેટલો વધારે ભાવ મળી શકે છે તે જોવાનો હેતુ છે. અત્યાર સુધી માત્ર લેકટીક કેસીન બના-

વવા પરજ ધ્યાન અપાયું છે પણ ડૉ. મેલ્કમ જેને એ કામ સોંપવામાં આવ્યું છે તેણે રીનેટ, કેસીન, માટેની શોધખોળ હાથ ધરી છે. ગાલાલીથના બનાવનારાઓ એ જાત બનાવે છે. એના સંબંધમાં ઘણી ચીજો વાપરી જોવી પડશે એટલે તેને લગતા પ્રયોગોની સંખ્યા મોટી થશે. કેસીનના સરસના નમુના મદ્રાસ ખાતેની પેન્સીલ ફેક્ટરીને મોકલવામાં આવ્યા હતા. રસાયણ શાસ્ત્રનો અભ્યાસ કરવા માટે સ્કૉલરશીપ આપેલી એવા ગ્રેડયુએટની મદદથી આ સરસ તથા કેસીનની તપાસ લેવામાં આવે છે.

કુવામાંથી પંપ તથા એન્જીનો વાટે ખેડુતોને પાણી પુરૂં પાડવાના સંબંધમાં સર આલ્ફ્રેડ ચેટરટને કેટલીક તપાસ ચલાવી હતી. તેમાં એમ માલમ પડયું કે બેથી ત્રણ હજાર ગેલન પાણી પુરૂં પાડવાનું હોય તે વેળા સેંટ્રીફ્યુગલ પંપ અનુકુળ થઈ પડતા નથી એક કે બે બળદથી પાણીના કોસ ખેંચાતા હોય ત્યાં તેને બદલે કામમાં આવે એવા પંપ નથી. એ વીશેની ચર્ચાનો રીપોર્ટ ટાઈમ્સ ઓફ ઈંડીયા પત્રના એન્જીનીયરીંગ સપ્લીમેંટમાં છપાયો છે.

## બરમા.

પ્રાંતિક સરકારોના ઉદ્યોગ ખાતાંના વડાની કોન્ફરન્સ તા. ૧૭મીથી ૧૯મી એપ્રીલના દીવસોએ કલકત્તા ખાતે ભરવામાં આવી હતી તે વેળા બરમાની સરકારના ઉદ્યોગખાતાના વડા તરીકે ત્યાંના ડીવેલપમેંટ કમીશનરે તેમાં ભાગ લીધો હતો.

નાગપુર મ્યુઝીઅમના ક્યુરેટર મી. ઘ એ. ડેબુની સેવા બરમાની સરકારને હસ્તક મુકાઈ છે ત્યાં ફેર મ્યુઝીઅમ માટે નમુનાનું કેટલૉગ બનાવવું અને તે નમુના રાખવાની ગોઠવણ કરવી વગેરે કામ તા. ૧૩મી એપ્રીલથી કરે છે.

ઉદ્યોગ ધંધાની સ્થિતી વીશે કેટલીક ખાસ તપાસના કામપર મી. ડબલ્યુ એફ. ને માંડલે ખાતે નીમ્યો હતો. તેણે એ કામ પુરૂં કર્યું છે. હવે રીપોર્ટ કરશે.

ઈન્સીન ખાતે એન્જીનીયરીંગ માટેની સરકારી સ્કુલનું બંધારણ સુધારવા માટે સરકારે કમીટી નીમી છે. ત્યાં હવે પછી કારીગર વર્ગને તેમના ધંધાની તાલીમ આપવામાં આવશે, અને મીકેનીકલ ઇલેક્ટ્રીકલ તથા સીવીલ એન્જીયરીંગ શીખવાશે. એ ગોઠવણ ગયા જુનથી અમલમાં આવી છે. કારીગર વર્ગમાં સુતારનું, લુહારનું, ફીટરનું, ઈંટોનું તથા ભરતરની ચીજો બનાવવાનું દેશી ભાષામાં શીખવવામાં આવશે. એન્જીનીયરીંગ માટેનો અભ્યાસ પાંચ વર્ષનો છે. યુનીવર્સીટી કોલેજ તથા સીવીલ એન્જીનીયરીંગ ઇન્સ્ટીટ્યુટ એ બાબદમાં એક બીજાની સલાહ લઈને વર્તશે. ૧૯૨૩ની શરૂઆત પછી એની ગોઠવણ અમલમાં આવશે. વણવાનું શીખવવાની સ્કુલ જુદા જુદા જીલ્લાઓમાં કહાડવા માટેની દરખાસ્તો મંગાઈ છે અને તે ઉપર સરકાર વીચાર ચલાવે છે.

અમરપુર ખાતેની ઓંડર્મ વીવીંગ ઇન્સ્ટીટ્યુટમા માસ્તર વીવરની સરટીફીકેટ માટેનો અભ્યાસ કરાવવાનું ગયા મે માસથી શરૂ થયું છે. એના પ્રીન્સીપાલનો પગાર મહીને રૂા. ૨૮૦નો છે તેને ધીમે ધીમે વધારી સાતસેં સુધી લઈ જવાની ગોઠવણ થઈ છે. મદદનીશ

પ્રીન્સીપાલ તરીકે મુંબઇમા શીખેલા કોઈને રૂ. ૨૦૦-૨૦-૫૦૦ને પગારે નીમવામાં આવનાર છે.

કાચની ચીજોનું કારખાનું રંગુનમાં છે ત્યાં ડીટમારના જેવી ચીમનીઓ એક ચીનાઓની પેઢી બનાવે છે. કાચા પદાર્થ તરીકે ભાંગેલી ચીમનીઓજ વાપરે છે. ગોળ વાટના દીવા માટેની દરેક ચીમની માટે ચાર આનાની કીંમત રાખી છે. એજ ભાવે વેચાતી પરદેશી ચીમનીઓ કરતાં કોઇપણ રીતે એ ઉતરતી નથી એમ રંગુન ખાતેના સરકારી ઓફીસરે પ્રમાણપત્ર આપ્યું છે. આ કારખાનું કહાડયાને લગભગ છ માસ થયા છે. કાચને ફુંકવાના કામ માટે તાલીમ પામેલા ચીનાઓને દરમહીને રૂા. ૬૦થી ૮૦ને પગારે રોકવામા આવે છે. ટંબલર, ગોબ્લેટ, વગેરે કાચની ચીજો પણ ત્યા થોડી થોડી બને છે.

કાચનું એક બીજું કારખાનું એક બરમીઝ પેઢી રંગુનના એક પરામાં થામાએંગમાં કહાડનાર છે. એના મેનેજરે પંજાબમાં કામની તાલીમ એક વરસ લીધી છે અને ઉત્તર બરમાના શાન સ્ટેટસ તથા પાકોકુ જીલામાંના રેતીમાંથી કાચ બનાવવાના સંબંધમા બે વરસથી અખતરા કરે છે. ચીમનીઓ, ગ્લાસ, ફાનસો, કુજા વગેરે કાચની ચીજો બનાવવામાં એને ફતેહ મળી છે.

કાથાની બેલ્ટીંગ બનાવવાનું કામ રંગુન પાસે કયુન્ડા કવીથી નાં એક નાનાં કારખાનામાં થાય છે એ બેલ્ટીંગની પહોળાઈ જુદા જુદા માપની રાખી શકાય છે. એને માટેનો કાથો કોચીન, અલેપી તથા કલીકટથી મંગાવાય છે અને તેમાથી હાથવડે બેલ્ટીંગ બનાવાય છે એને માટે સાધારણ લેવાલી રહે છે.

રબરમાથી બોલ અને જોડા માટેનાં હિલ, તથા સોલ વગેરે ચીજો બનાવવા માટે એક બરમને સાહસ ઉપાડયું છે. તેણે બે જાપાનીઝ અનુભવીઓને એ કામ માટે રોકયા છે.

રંગુનનાં પોર્ટ કમીશનરની નોકરીમાં રોકાયેલા ૫૪ હીંદુસ્તાની દરવાનોએ તા. ૬-૪-૨૮ ને રોજ રાજીનામું આપ્યું હતું. પંજાબીઓ તથા ગુરખાઓને નોકરીમાં લેવામા આવ્યા તથા કામકાજમા સખતાઇ જાગવના બાબદ વધારે ચાંપતા કામ લેવામ આવ્યું તે માટે વાંધા દર્શાવવા માટે તેમણે એ માર્ગ લીધો હતો. ચોવીસ કલાકની નોટીસથી નોકરી છોડવાનો એમનો હક હતો એટલે એમણે હડતાલ પાડી કહેવાય નહીં. પોર્ટ કમીશનર તેમના રાજીનામા સ્વીકારી તેમની જગાએ બીજાને નીમ્યા હતા. તા. ૧૬ મી તથા ૧૭ મી અપ્રીલે રીકશા હાંકનારા ૪૫૦ જણે હડતાલ પાડી હતી કેમકે એના એક હાંકનારે એક પલીસમને હુમલો કર્યો હતે સરકાર પાસે એ વાત રજુ કરવામાં આવતાં એવું ફરીથી ન બને એના ગોઠવણ કરવામા આવી હતી અને રીકશા હાંકનારાઓ પાછા પોતાને કામે વળગ્યા હતા.

બમાન મ્યુનીસીપાલીટીના ઝાડુવાળાઓએ તથા ગાડાવાળાઓએ અને દુનીદાસો મીલ્સના બરમીઝ નોકરોએ હડતાળ પાડવાની વાત વર્તમાન પત્રોમા હતી પણ એ વીશેની વીગત સરકારને મળી નથી.

---

ધી બોમ્બે ટાઇમ્સ માટે ૨૧ બ્રૅક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

## મધ્યપ્રાંતો.

સરકારે નીચલી રકમો ૧૯૨૨—૨૩ના વરસ માટેના બજેટમાં મંજુર કરેલી છેઃ—

| | |
|---|---|
| દર મહીને રૂ. ૧૦૦ની એવી ત્રણ સ્કૉલરશીપ બેંગલોર ખાતે ઈંડીયન | રૂ. |
| ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સમાં ભણનારને ... ... ... | ૩૬૦૦ |
| ઇટારસીમાં કારીગરો માટેની શાળા ... ... ... | ૫૩૭૦૦ |
| આકોલામાં પ્રયોગ શાળા અને શોધ ખોળ... ... ... | ૩૫૦૦૦ |
| ટેનીંગ એન્ડ લેધર સ્કુલ ... ... ... ... | ૬૦૦૦૦ |

ઈંડીયન ફેકટરી એકટમાં સુધારો કરનારો કાયદો પસાર થયો તે વીશે કારખાનાંવાળાઓનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. નવા ફેરફારમા એક એ હતો કે રાતે કે ઓવર ટાઇમમાં સ્ત્રીઓને કારખાનામાં નોકરી કરવા દેવાય નહીં. આવતા વરસનો પાક ઉતરે તે વેળા સ્ત્રીઓને રાતે કે ઓવરટાઇમમાં કામે લગાડયા વગર કામને પહોંચી વળવા માટે યોગ્ય લાગે તેવી ગોઠવણ કરવાનું કારખાનાંવાળાઓને જણાવવામાં આવ્યું હતું અને તે કેવી રીતે કરી શકાય તે માટે સુચનાઓ પણ ઠરવામાં આવી હતી.

બૉઇલર ઇન્સ્પેકશન ખાતાને ફેકટરી ઇન્સ્પેકશન ખાતાંથી છુટું પાડવામાં સરકારે સંમતી આપી છે.

યેવતમલ જીલ્લામાં સુન ગામ પાસે સીમેંટનું એક નવું કારખાનું કહાડવામાં આવનાર છે. ત્યાં "ડ્રાઇ પ્રોસેસ" થી સીમેંટ બનાવાશે. વળી હલકા પ્રકારનો કોલસો વાપરી શકાય એવી ભઠી રાખવામાં આવશે. છેલામાં છેલી જરમન શોધ મુજબની એ ભઠી બનશે. મધ્યપ્રાંતોમાં પેદા થતો કોલસો એવી હલકી જાતનો હોય છે.

છેલા બાર માસમાં વણકરોએ ખરીદેલી સુધારાવાળી "સ્લી" ની સંખ્યા ૨૪૦૬ની એવી અકેક "સ્લી" ના ઉપયોગથી તેમની આવકમાં રોજ આઠ આના જેટલો વધારો છે.

ખંડવા પાવર હાઉસ હવે ચાલુ થયું છે. જબલપુરમાં પણ એવું બંધાય છે. હીંગનઘાટમાં પણ વીજળીક બળ પુરૂં પાડવાની યોજનાપર વીચાર ચાલે છે.

### મદ્રાસ.

"સાઉથ ઇંડીયન વોટલ્સ" વીશે મી કે. સી. શ્રીનીવાસં આયંગરનો લેખ બહાર પડયો છે.

મદ્રાસ ઇલાકામાં કાગળની પેદાશ વીશે ડૉ. માર્સડનનો લેખ બહાર પડયો છે.

સરસ બનાવવા માટેનું કારખાનું મદ્રાસ ખતે એક અખતરા તરીકે કાઢવામાં આવ્યું છે તેમાં બનતો માલ બધે ખપે છે. એના વખાણ થાય છે અને એને માટે આરડરો મળે છે.

---

કૃષ્ણા જીલ્લામાં "ક્રોચેટ" લેસ બનાવવાનો ઉદ્યોગ લડાઇ દરમ્યાન તથા તે પછી પણ ઘણો વધ્યો હતો તે હાલમા મંદ પડી ગયો છે એ માલ ઘણે ભાગે યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા આને જતો હતો. હમણા તેના ઘણી જાતના નમુના લઇને મી. એલ. બી. ગ્રીન (ડેપ્યુટી ડીરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ) છમાસની રજાપર ઇંગ્લંડ ગયો છે ઇંગ્લંડમા એ માલ ખપે એમ છે કે કેમ તે વિશે તે તપાસ કરશે.

ટેકનીકલ અર્થાત ઉદ્યોગ ધંધાને લગતી સામાન્ય કેળવણી માટેની વીશાળ યોજના ઘડી કહાડવા માટે મદ્રાસની સરકારે કમીટી નીમી છે.

કુંભાકોનમ ખાતે ખેતીવાડી તથા ઉદ્યોગોને લગતું પ્રદર્શન તા. ૯મી એપ્રીલે ભરાયું તેમાં સરકારનાં ઉદ્યોગ ખાતાએ ભાગ લીધો હતો. એમા મદ્રાસ પ્રાંતના ઉદ્યોગોના જાત જાતના ઘણા નમુના આવ્યા હતા. મદ્રાસથી પેન્સીલો, રૂમાલો, બ્રશ, માટીની ગ્લેઝ કરેલી ચીજો, ત્રાવણકોરથી કાગળ, મદુરાથી કોતરકામ, છાપેલા કાપડ, સુવરાક્ક તથા રેશમી સાડીઓ, પીતળની ચીજો, મીણબતીઓ, કલીકટના કરેલ સોપ ઇન્સ્ટીટયુટનો સાબુ, ખાતરના નમુના જેવા કે ફ્રેસ્ફેટીક નોડયુલસ, બોન મીલ, ફીશ ગુઆનો, વગેરે ઘણી ચીજો એ પ્રદર્શનમા રજુ થઇ હતી.

ગયા જુન માસમાં તીરૂપુર ખાતે ભરાયેલા પ્રદર્શનમા પણ સરકારના ઉદ્યોગ ખાતાએ ભાગ લીધો હતો તેમાં કલીકટના સાબુ કુનુર ખાતેની ઇંડસ્ટ્રીયલ લેબોરેટરીમાં બનની શાહી તથા મદરાસ ખાતેનાં સરકારી કારખાનામા બનતો સરસ વગેરે ચીજોના નમુના હતા.

કાપડની મીલ નમુના રૂપે ચલાવવા કાજે મદરાસમા કહાડવાની યોજના વીશે ઉદ્યોગ ખાતાંની બોર્ડમા ચર્ચા ચલાવવામાં આવી હતી. જુદી જુદી જાતની હેન્ડલુમ બનાવવી તથા તેમાં વાણા તાણા માટે બનાવવા માટેના સંચા તૈયાર કરવા અને એવા સંચાનો ફેલાવો કરવો તથા તેના ઉપયોગ મીલ્લોઓને શીખવવો અને એવું શીક્ષણ શાળાઓમાં આપે એવા શીક્ષકો તૈયાર કરવા એ હેતુ રાખ્યો છે. યોજનાની શરૂઆત માટે સરકારે મંજુરી આપી છે.

બેંગલોર ખાતેની ઇંડીયન ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સમા બે વરસના અભ્યાસ માટે દર મહીને સાઠ રૂપયાની એવી આઠ સ્કોલરશીપો સરકારે નીચે પ્રમાણે આપી છે:–

૪ સામાન્ય તથા ઓરગેનીક રસાયણ શાસ્ત્ર

૩ બાયોકેમીસ્ટ્રી.

૧ ઇલેક્ટ્રો ટેકનોલોજી

મુંબઇમા વીકટોરીયા જુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટયુટમા ભણનારા વીદ્યાર્થીઓ માટેની સ્કોલરશીપોના સંખ્યા ત્રણની હતી તે વધારીને છ કરી છે.

મદરાસનાં જાહેર બાંધકામ ખાતાની વર્કશોપમા એપ્રેન્ટીસ રહે તેમને મદરાસની ટ્રેડ સ્કુલમા સામાન્ય તાલીમ આપવા એવો હુકમ સરકારે ફરમાવ્યો છે.

---

ઇલેક્ટ્રીક ટ્રેનીંગ માટેના વર્ગોને બે વીભાગમા વહેચી નાખવાનો ઠરાવ થયો છે. એકમા વ્યવહારૂ જ્ઞાન દેશી ભાષામા અપાશે જે મેળવનારાઓ એન્જીનીયરના હાથ નીચે કામ કરી શકે બીજા વીભાગમા મીકેનીકલ એન્જીનીયરીંગની માફક ઇલેક્ટ્રીકલ એન્જીનીયરીંગનું ઉત રતા વર્ગોનું શીક્ષણ અપાશે એ વર્ગોની બહાર શીખેલા વીદ્યાર્થીઓને પણ પરીક્ષામા બેસવા દેવામા આવશે પણ તેમને આપવાના સરટીફીકેટમા તેમણે કયા અભ્યાસ કર્યો છે તે જણાવવામા આવશે

## પંજાબ

સરદાર ઇંદરસીંગને કામચલાઉ બોઇલર ઇન્સ્પેકટર નીમવામા આવ્યો છે

ટેકનીકલ કેળવણીને લગતી સ્ટેન્ડીંગ કમીટીએ સરકારી સ્કોલરશીપોને લગતા નીયમો ફરીથી તપાસ્યા હતા અને સુતાર કામ શીખવવા માટેની જલંદર ખાતેની શાળા વીશે તપાસ કરી હતી

ઇંડસ્ટ્રીયલ મીડલ સ્કુલ એકઝામીનેશન પહેલી વાર લેવાઇ હતી તેમા ૫૭ વિદ્યાર્થી બેઠા હતા જેમાથી ૩૨ પાસ થયા હતા.

પંજાબમા વનસ્પતિમાથી તેલ બનાવવાના ઉદ્યોગ વીશેની તપાસ ચલાવવા માટે મી જોન બ્રાઇસ લંડનથી આવ્યો છે એ માટે શી શી માહીતી એકઠી કરવી તે વીશેના હુકમો કહાડયા છે અને નીકાશ કરનારાઓની દૃષ્ટીથી એ ઉદ્યોગને લગતી માહીતી મેળવવા માટે મુંબઇ તથા કલકતાની મુલાકાત પણ એણે લીધી છે.

ખાણોના હક જેમને મળ્યા હોય તેમણે હીસાબ કેવી રીતે રાખવા તે વીશે અમુક નમુના મંજુર કરવામા આવ્યા છે તે મુજબ ખાણોવાળાઓએ હીસાબ રાખવા પડશે અને તેમ થાય છે કે નહીં તે તપાસવા માટે સરકારી ખાતાનો માઇનીંગ કલાર્ક વખત વખત જશે

ખાણોને લગતા નીયમોનો સંગ્રહ ( મેન્યુઅલ ) તૈયાર કરવામા આવ્યો છે ને છપાવવા માટે મંજુરી માટે સરકારને મોકલવામા આવ્યો છે.

ટેક્સટાઇલ ઇન્સ્પેકટરની એક જગા હમણા કહાડવામા આવી છે અને તે માટે ટેકસટાઇલ માસ્તરને નીમ્યો છે એને લગતી શાળાઓમા અપાતા શીક્ષણની વ્યવસ્થા તથા તેમા બનતા માલના વેચાણની વ્યવસ્થા જાળવવી એ તેનું કામ ગણાશે.

મેયો સ્કુલ ઓફ આર્ટમા સુધારા કરવા વીશે ચર્ચા ચલાવવામા આવી હતી.

પંજાબના ઉદ્યોગોને લગતી માહીતી આપનારૂ નાનુ પુસ્તક નજીવી કીંમતે વેચવા માટે સરકારે પ્રગટ કર્યું છે

## સંયુકત પ્રાંતો.

શ્રી યોગ આશ્રમ કામર્સી, દેહરાડુન ખાતે દવા બનાવવા માટે પાચ લાખ રૂપયાની થાપણથી સ્થાપવામા આવી છે.

કેટલાક લેખકો તથા કવિઓ મળીને સાહિત્ય પ્રગટ કરનારી બે લાખ રૂપયાની થાપણવાળી કંપની કહાડે છે.

કરોડીયા ઇન્ડસ્ટ્રીયલ મેન્યુ. કંપની શેરડી તથા લોટની મીલો ચલાવે છે તેને દસ લાખ રૂપયાની લોન સરકારે આપી છે. કાચ બનાવનારી એક પેઢીને બેલામા છેલ્લી ૬૫૦

સંચાકામ મંગાવવા માટે એક લાખ રૂપયા ધીરવાનું સરકારે ઠરાવ્યું છે. એ મેળવનારને કારખાનામાં એપ્રેન્ટીસને રાખવાની ગોઠવણ કરવામાં આવશે

શાહી બનાવનારી એક કંપનીને બાર હજાર રૂપયાની લોન આપવાનું ઠરાવ્યું છે પણ તે માટે એ કંપનીએ પોતાની જમીન સરકાર પાસે ગીરો રાખવી પડશે. ઉદ્યોગોના સંબંધમા મદદ માટે જે અરજીઓ આવે તે વીશે તપાસ કરીને ભલામણ કરવા માટેની એક કમીટી નીમવાનો સરકાર વીચાર કરે છે લોન તરીકે ધીરવા માટે સારી રકમની ગોઠવણ આવતા બજેટમાં કરવા ધારી છે.

કાઓલીનના જેવી સફેદ માટીનો એક નમુનો ઉદ્યોગ ખાતાંના રસાયણ શાસ્ત્રીપર મોકલવામા આવ્યો હતો તેની તપાસ લઇ એણે એમ જાહેર કર્યું કે બારસો ડીગ્રો સુધીની ગરમીની સામે તે ટકી શકે છે એટલે પોરસ્લેનની ચીજો એમાંથી સારી રીતે બનાવી શકાશે. એ ચીજ શુદ્ધ કેઓલીન નથી. એ માટી કયાં અને કેટલી મળી શકે તે વીશેની તપાસ લેવાય છે.

ઉદ્યોગો સંબંધી સ્થીતી વીશેના રીપોર્ટ દસ જીલ્લા માટે તૈયાર થયા છે તેને પુસ્તક રૂપે પ્રગટ કરવાનો વીચાર ચાલે છે.

(૧) સુગંધી તેલ તથા અત્તર (૨) પોર્ટલેંટ સીમેંટની પેદાશ (૩) રેસા અને (૪) રહે નામનો પદાર્થ મેળવવા માટેની જગા એ ચાર બાબદ વીશે મોનોગ્રાફ (ખાસ લેખ) છપાવવા ધાર્યા છે.

ચીત્રશાળાથી કારીગર વર્ગોના કામમાં કેટલો સુધારો થયો છે તે દર્શાવનારી કેટલીક વીગત ચીત્રશાળાના પ્રીન્સીપાલે એકઠી કરી છે તેને દેશી ભાષામા છપાવી કારીગર વર્ગોમાં ફેલાવવાનો ઉદ્દેશ છે.

ફીરોઝાબાદ ખાતેનાં કાચના કારખાનાંવાળાઓની વીનતી પરથી તેમને કોલસા પુરા પાડવા માટેના ગાડાની છુટ થાય એવી ગોઠવણ સરકારે કરી છે. પણ બીજા વેપારીઓ તથા ચીલેવાળા વગેરેને માટે કોલસાનાં ગાડાની સગવડ પુરતી ન હોવાની ફરીયાદ ચાલુ છે. તેઓ જેમ માલ મળે છે તેમ વાપરે છે કેમકે એકઠો કરેલો જથો તેમની પાસે મુદલ નથી અને તેથી મજુરોને નીયમીત રીતે કામ મળતું નથી.

મજુર વર્ગોની રહેણી કરણી માટેનો ખર્ચ તેમનાં દરેક કુટુંબ દીઠ કેટલો થાય છે તેને લગતા આંકડા એકઠા કરવાનું કામ મી. મીલનર વ્હાઇટે પુરૂં કર્યું છે. એનો રીપોર્ટ હીંદી સરકાર પર મોકલવામાં આવ્યો છે.

માલની ખરીદી (સ્ટોર્સ પરચેઝ) માટેનું ખાતું વીગનો એકઠી કરવાનું શરૂઆતનું કામ કરે છે તેના પરીણામ નીચે જણાવ્યા પ્રમાણે છે.

ડ્રીલ, ટવીલ, ચદરો, સુતર, દડી, કોટનવેસ્ટ, ઉનના કાપડ જેવા કે સર્જ, પટી વગેરેના સંબંધમા નમુના તરીકે કદ લંબાઇ પહોળાઇ કે કુમાસ તથા જાત ગણવી તે નકી કરવામાં આવ્યું છે અને હવે એ માલ ખરીદવા કે વેચવામા દલાલની મદદની જરૂર રહેતી નથી અને સામટો મોટા જથા માટેનો સોદો પણ કરી શકાય છે.

સીમેંટની ખરીદી ઓછે ભાવે કરવા માટે સરકારે કંત્રાકટ કર્યું છે અને તેના સંબંધમાં માલની જાત વગેરે વીગત નકી થઇ છે. એજ પ્રમાણે સ્ટીલની ચીજો, રંગ, રોગાન, કોલટાર,

રોલ્ડટાર, દરજીકામ, કાપડ રંગવાનું કામ, ચપરાસ તથા જાપાની સ્ટીલની ચીજોના સંબંધમાં પણ કેટલીક વીગત સાથે કંત્રાકટ થયાં છે. ફીનાઇલ વાપરવાને બદલે તેથી બમણો ગુણ આપનારૂં ફીનીઓલ ખરીદવાની ગોઠવણ થઇ છે. માલ બનાવનારાઓ પાસેથી બારોબાર મોટા જથામા નમુના પ્રમાણે માલ ખરીદવાની ગોઠવણથી ઘણી કરકસર કરી શકાઇ છે. એ નમુના પ્રમાણેના માલ માટે તે બનાવનારાઓ ઉપર બારોબાર ઇંડેંટ મોકલવાની પરવાનની સરકારે આપી છે.

---

## ઉદ્યોગોની ખીલવણી માટે સરકાર શું કરી શકે?

(૧)

જુદા જુદા દેશોમા ઉદ્યોગોની ખીલવણી માટે સરકાર કેવી રીતની મદદ આપે છે તેનો અભ્યાસ કરવા માટે હીંદી સરકારે મી. વાઇ. સી. કેમ્પબેલને લંડન મોકલ્યા હતા. તેમણે એ વીશે લખેલા લેખ પરથી માલમ પડે છે કે બીજા બધા દેશો કરતાં હીંદના સંજોગો એટલા જુદા પડે છે કે તેમનો દાખલો કાંઇપણ ફેરફાર વગર સ્વીકારી શકાય નહીં. યુનાઇટેડ સ્ટેટસમાં એક વેળા પ્રજાની વસતી બહુ ઓછી હતી. હજી ઓસ્ટ્રેલીયા વગેરે કેટલાંક બ્રીટીશ સંસ્થાનોમાં વીસ્તારના પ્રમાણમાં અતીશય ઓછી છે. ત્યાં પરદેશી લોકોને એ દેશમાં આવીને વસવાને લલચાવા જેવી રાજનીતી રાખવી પડે. હીંદમાં વસતી અતી ઘીચ છે એટલે દેશની બહારના લોકોને હીંદમાં આવી વસવા માટે ખાસ ઉત્તેજન આપવાની જરૂર નથી ફ્રાન્સમાં રાજકીય ઉથલ પાથલોને લીધે ઔદ્યોગીક ઉન્નતીમા વીઘ્ન નડયાં હતાં તેને પહોંચી વળવાને ખાસ ઉપાયો લેવા પડયા હતા. હીંદમાં રાજકીય ચળવળ છે પણ તેને લીધે ઉપસ્થીત થતા પ્રશ્નો જુદાજ પ્રકારના છે. જરમની એક વેળા નાના નાના રાજ્યોના સમુહ જેવું હતું અને તે દરેકની સત્તા જુદી હતી. એ સ્થીતિ બદલાઇને એ બધાં નાનાં રાજ્યો એકઠા થઇ જઇ એક જરમન મહારાજ્ય થયું. તે પછીનો ઈતીહાસ જુદુંજ પ્રકરણ રજુ કરે છે. બ્રીટીશ હીંદમાં એ મહારાજ્ય જેવી એકત્રતા છે એટલે જરમનીનો જુનો ઇતીહાસ દૃષ્ટાંત રૂપે લઇ શકાય એમ નથી. કેટલાક દેશમા ખોરાકની ચીજો પરદેશથી આયાત કરવાની હોય છે. હીંદમાં તેમ નથી. કેટલાક દેશોમાં પેદા થતો માલ પરદેશમાં ખપાવવાની જરૂર રહે છે હીંદમાં તો સ્થાનીક પેદાશનો સ્થાનીક ઉઠાવ થાય એવી વ્યવસ્થાની પહેલી જરૂર છે. કોલસાની અને વીજળીક બળનાં સાધનોની તંગી ઘણા દેશોમાં મુશ્કેલી રૂપે નજરે પડે છે પણ એ કરતાં વધારે મુશ્કેલી તો પ્રજામાં નૈતીક ગુણો ખીલવવાની છે જેવા કે ઉદ્યમ, ખંત, માહીતી, પ્રમાણીકપણું, કામની આવડત, કેળવણી, વીશ્વાસ વગેરે.

હીંદમાં ઉદ્યોગોને મદદ કેવી રીતે આપવી તે સવાલ વીશે હીંદી ઔદ્યોગીક કમીશનના રીપોર્ટમા વીવેચન કરવામાં આવ્યું છે પણ તે પછી થયેલા રાજકીય ફેરફારોને પરીણામે હવે પ્રશ્ન એ છે કે પ્રાંતીક સરકારોએ કેવી રીતે ઉદ્યોગોને મદદ આપવી? એક ઉપાય તો એ છે કે વેપારને ખીલવવો. વેપાર વધશે તેમ ઉદ્યોગો ખીલશે દેશ પરદેશની પ્રજાઓ વચે હરીફાઇ અને અવીશ્વાસ હોય તે કમી કરીને પરસ્પર સહાય તથા વીશ્વાસ વધે એવું કરવાથી વેપાર ઘણો ખીલી શકે. હીંદના કોઇ કોઇ પ્રાંતમા વેપારની ખીલવણીપર ધ્યાન આપનારૂં ખાતું નથી એટલે ઉદ્યોગ ખાતાએ તે સંભાળવુ પડે છે પણ એ બે કામ જુદા જુદાં ખાતાંની દેખરેખ નીચે હોવાં જોઇએ.

---

ઉદ્યોગોની ખીલવણીનો મુખ્ય આધાર અમુક પ્રકારની સગવડોપર છે. કાચી ચીજો મેળવાય, હવા અનુકુળ રહે, પાણી, થાપણુ, મજુરો, સંચા તથા ઓજારો વગેરેની છત હોય, સડકો, રેલ્વે, સ્ટીમરો, બંદરો, બેંકો, વીમા કંપનીઓ, ટેલીફોન, તાર વગેરેની સગવડ છુટથી મળતી હોય, મજુરો કામની આવડવાળા હોય, તેમની ઉપર દેખરેખ રાખનારાઓ હોંસીયાર, હીંમતવાન, ઝટ નીશ્ચય પર આવી શકે એવા, મુશ્કેલીથી ન ડરતાં અનેક સાધનો ઉભાં કરીને મુશ્કેલી ટાળવા યત્ન કરે એવા હોય અને મજુરો ઉપર તેમનો પ્રભાવ પડે એવા હોય તથા સર્વેમાં ઉપર ગણાવેલા નૈતીક સદ્દગુણો હોય તો ઉદ્યોગો ઝટ ખીલે.

ઉદ્યોગ માટે જગા પસંદ કરતી વેળા સૌથી વધારે અનુકુળ હોય તેજ પસંદ કરવી જોઇએ. ઉપર ગણાવેલી સગવડ જેમ વધારે તેમ તે જગા વધારે અનુકુળ ગણાય; પણ બધી સગવડ એકજ સ્થળે કોઇકજ વેળા મળી શકે છે. ઇંગ્લંડમાં રૂ પરદેશથી મંગાવવું પડે છે. હીંદમાં કેટલેક ઠેકાણે પાણી પાતાળ કુવામાંથી લાવવું પડે છે. થાપણુ બહારથી લાવવી પડે છે. સંચાકામ શ્રેષ્ઠ પ્રકારનું અમુક સ્થળેથીજ મળી શકે છે. માલ ખપાવવા માટે સ્થાનીક બજાર ઉપર આધાર હોય તોપણ તે કેટલેક દુર હોય છે,

ખેની કરવી, ખાણમાંથી કોલસા વગેરે માલ મેળવવો, ઢોર ઉછેરવાં, પક્ષીઓ, માછલીઓ વગેરેને પકડવાં વગેરે મુળ ઉદ્યોગો ગણાય. વીજળીક બળ પેદા કરવું, રેલ્વે, સ્ટીમરો, વીમાનો, વગેરે ચલાવવાં, નેહેરો બાંધી પાણી પુરૂં પાડવું વગેરે ઉદ્યોગો ગૌણ ગણાય છે. મુખ્ય ઉદ્યોગો ખીલે તો ગૌણ ઉદ્યોગોની ખીલવણીનું કામ સહેલું થાય. બીજી રીતે જોઇએ તો એ ગૌણ ઉદ્યોગો પણ મુખ્ય ઉદ્યોગોને ઘણી સહાય આપી શકે. એ સહાય એટલી કીમતી હોય છે કે એ ગૌણ ઉદ્યોગોને વધારે અગત્યના ગણવા પડે છે. એ બધા ઉદ્યોગોની ખીલવણીપર એકજ ખાતાંથી ધ્યાન આપી ન શકાય પણ રેલ્વે, બંદરો વગેરેને લગતી બાબદોથી ઉદ્યોગ ખાતાના વડાએ વાકેફ રહેવું જોઇએ અને એની પાસેની જગા ઉદ્યોગો માટે અનામત રાખવાના સંબંધમાં યોગ્ય પ્રસંગે યોગ્ય સલાહ આપવી એ એની ફરજ ગણાવી જોઇએ. વીજળીક બળ પેદા કરવાની યોજના એની પાસે રજુ થાય તે વેળા એ બળ માટે આસપાસના કયા પ્રદેશમાં કેટલી માગણી થવાનો સંભવ છે તે વીશે અભીપ્રાય આપવાને એણે તૈયાર રહેવું જોઇએ. હમણાં રેલ્વેઓ પણ વીજળીક બળ વાપરવા લાગી છે એ વાત એની લક્ષ બહાર રહી ન શકે. એમાં થાપણુ ઘણી રોકાય પણ જુદે જુદે સ્થળેથી સસ્તા દરે વીજળીક બળ મળી શકે તો તેનો ઉપયોગ કરવાનું લાભકારી નીવડે. એનાથી ઝડપ વધે છે, અને તેથી રેલ્વેને બેવડી કર્યા જેટલો લાભ મળે છે. હીંદના દક્ષીણ ભાગમાં ઉદ્યોગોની ઉન્નતી માટે એ ફેરફાર વીચારવા જેવો છે. ટ્યુટીકોરીનનું બંદર ખીલવવા અને રામેશ્વરની નેહેર બનાવવાની યોજનાને અંગે મદરાસથી ટ્યુટીકોરીનની રેલ્વે બેવડી કરવાની દરખાસ્ત થઇ છે. એવી દરખાસ્ત વીચારતી વેળા વીજળીક બળના ઉપયોગથી શું લાભ મેળવી શકાય તે પણ વીચારવું યોગ્ય થઈ પડે. ઉદ્યોગ ખાતાંનો વડો માત્ર એ વીશે ધ્યાન ખેંચે. એ વીશે અભિપ્રાય આપવાની આશા એની પાસે રાખી શકાય નહિ. પણ ઘરગતુ અને ગામડાના ઉદ્યોગો માટે વીજળીક બળનો ઉપયોગ ક્યાં લાભકારી નીવડે તે જાણવું અને યોગ્ય વખતે બીજાને સમજાવવું એ એની ફરજ ગણાય. જરમનીમાં કેટલાક ઉદ્યોગો નાશ પામવાની સ્થીતીમાં હતા તે વીજળીક બળ સસ્તા દરે મળવાને

લીધેજ ટક્યા છે. ગામડાંના ઉદ્યોગો તથા ઘરગતુ ઉદ્યોગો માટે વીજળીક બળ આશીરવાદ સમાન નીવડ્યું છે ઇંગ્લંડના એક પ્રગણામાં વીજળીક બળનો ઉપયોગ નીચે જણાવેલા કામ માટે થાય છેઃ–ખેતરોમાં તથા ગામડાંનાં ઝુંપડામાં રોશની કરવી, અનાજ દળવું, હીંડવામાથી પાક છુટો પાડવો, કેક બનાવવાં, કંદમુળનો ભુકો કરવો, દુધ દોહવું, લાકડા વહેરવાં, પાણી ખેંચવું, કપડાંને ઇસ્ત્રી કરવી, અનાજ સાફ કરવું, દુધમાંથી મલાઇ કહાડવી, લુહારની ધમણ ચલાવવી વગેરે. એ ઉપરથી જોઇ શકાય છે કે દરેક પ્રકારના ઘરગતુ ઉદ્યોગમાં વીજળીક બળ વાપરી લાભ મેળવી શકાય ગટરો સાફ કરવી તથા ખેતીના હળ ચલાવવામાં પણ વીજળીક બળનો ઉપયોગ કરવાનો પ્રયોગ ચાલે છે. પરીણામ થોડા વખતમાં જણાશે. હીંદમાં વીજળીક બળનો ઉપયોગ જાણવામાં નથી પણ જ્યાં એ બળ નજદીકમાથી મળી શકે તેમ હોય ત્યાં તેનો ઉપયોગ લોકોને શીખવવાનું કામ સરકારનુ ઉદ્યોગ ખાતું કરી શકે.

કેળવણી અને સુખ શાંતી ઉપર ઉદ્યોગોનો આધાર છે એ વાત તો હવે સૌ સ્વીકારે છે એને લગતી જીલ્લા કમીટીમાં ઉદ્યોગો ખાતાનો વડો હોય તો છેલ્લામાં છેલ્લી શોધનો લાભ ઉદ્યોગોને લગતી કેળવણીમાં લેવાય એમ જોવાની એની ફરજ ગણાય. લોકોને ઓછા અરચે વધારે સુખી થવાનાં સાદા, સહેલા અને સાધારણ ઉપાયો બતાવવાનું કામ સરકારના ઉદ્યોગ ખાતાંથી ઘણી સારી રીતે કરી શકાય. માહીતીની પુરી પાડવી, શોધખોળને ઉતેજન આપવું, સલાહ આપવી, ઉદ્યોગોને લગતી કેળવણી આપવી વગેરે ઉપાયો દ્વારા ઉદ્યોગોને ઘણી મદદ આપી શકાય છે. યુનાઇટેડ સ્ટેટસમાં દર અઠવાડીયે દસ હજાર અરજદારો પરદેશી બજારોમાં પોતાનો માલ ખપાવવાની બાબદમાં સરકારનાં વેપાર ખાતાંની સલાહ મેળવે છે. હીંદમાં પણ સરકારે એવી સેવા બજાવવી જોઇએ.

ઉદ્યોગોના સંબંધમાં છેલ્લામાં છેલ્લી શોધ અને સુધારા, નવા સંચાકામ, નવાં બજારો, પરદેશમાં ચાલતા કાયદા વગેરે સંબંધી બાતમીની જરૂર રહે છે. કેટલીક બાતમી (જેવી કે જકાતમા થતા ફેરફાર વગેરે.) હીંદી સરકારનાં પત્રોમા પ્રગટ થાય છે. તેને અંગ્રેજીમાં ફરીથી પ્રગટ કરવાનું પ્રાંતિક સરકારોએ હાથ ધરવું જોઇએ. પણ પોતાના પ્રાંતના સંબંધમાં એવી બાતમી હીંદી સરકારને પુરી પાડવાનું કામ પ્રાંતિક ઉદ્યોગ ખાતાંએ કરવું જોઇએ.

ઉદ્યોગ ખાતાના વડાની પાસે એક પુસ્તકાલય એવું જોઇએ કે જેમાં ઉદ્યોગોને લગતી સર્વ માહીતી તથા ઇતિહાસની વીગત મળી શકે. દુનીયામાં જુદા ઉદ્યોગોની સ્થીતીમાં થતા ફેરફારો તથા તેના કારણો વગેરે સંબંધી માહીતી એ પુસ્તકાલયમાંથી મળવી જોઇએ. દરેક પ્રાંતમાં ઉદ્યોગો માટેનાં સાધનો કેવાં છે તેને લગતી જે માહીતી અત્યાર સુધીમાં એકઠી થઇ છે તે કરતાં પણ વોશેષ માહીતી મેળવીને ઉદ્યોગોમાં પડેલા અને પડનારાઓને પુરી પાડવી એ ખાસ કામ ઉદ્યોગ ખાતાનું ગણાવું જોઇએ, કારણ કે ઉદ્યોગ માટે જગાની પસંદગીનો ઘણો આધાર એવી માહીતી ઉપર રહે છે.

પરદેશ સાથેના વેપાર વીશેની માહીતી વેપારી ખાતાંએ આપવી જોઇએ. પણ દેશની અંદરના વેપાર તથા બજારોને લગતી ખબર ઉદ્યોગ ખાતાંએ એકઠી કરવી જોઇએ. નવાં સાહસ ઉઠાવવાં જોઇએ. નવાં સાહસ ઉઠાવનારને એવી ખબર ઘણી ઉપયોગી

ચઇ પડે. એટલુંજ નહિ પણ દેશમાં સ્થાનીક ઉદ્યોગ વેપાર ખીલવવા માટેના ઉપાય પણ એથીજ જડી શકે.

શોધખોળ માટે કેવી વ્યવસ્થા હોવી જોઇએ એ વીશે સરકાર વીચાર ચલાવે છે. ઇંગ્લંડમાં એવી ગોઠવણ છે કે જે ઉદ્યોગના લાભ માટે શોધખોળનો પ્રયત્ન હોય તે ઉદ્યોગવાળા એની વ્યવસ્થા કરે અને સરકાર તેને નાણાં સંબંધી મદદ આપે. હીંદમાં તો કાપડ સુતરના ઉદ્યોગના સંબંધમાંજ ગોઠવણ થઇ શકે. શોધખોળ માટેની વ્યવસ્થાનો નીભાવ ઉદ્યોગવાળાઓ કરી શકે તોજ એ ફરજમાંથી સરકાર મુકત રહી શકે. મદરાસ માટે શોધખોળના સ્થળ તરીકે બેંગલોર ખાતેના ઇંડીયન ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સને ઉપયોગમાં લેવું યોગ્ય થઇ પડશે. તે માટે પ્રાંતીક સરકારે નાણાંની મદદ આપવી જોઇશે. તે ઉપરાંત ઇલાકામાં બીજે બે ત્રણ સ્થળે પણ શોધખોળ માટેની ગોઠવણ રાખવી જોઇએ મદરાસ ઇલાકામાં એવા સ્થળ કલીકટ તથા કુનુર છે. સલાહ આપવાનું કામ પણ એ શોધખોળ કરનારાઓને અથવા બીજાને એજ સ્થળોએ સોંપી શકાય. ઉદ્યોગોના જુદા જુદા અનુભવી સલાહકાર રાખી શકાય. ખાસ કામ માટે જુદોજ સ્ટાફ (નોકરવર્ગ) રાખવો ઠીક થઇ પડે જેમકે જમીનની સપાટી તળે પાણી કેટલું છે તે વીશેની તપાસ કરનારૂ ખાતું જુદુંજ રાખવું યોગ્ય ગણાય. જેમાં ઘણો ખરચ થાય એવી શોધખોળ માટેની ગોઠવણ કરવાનું સરકારે માથે લેવું ન જોઇએ. એવાં સાહસ ખાનગી પેઢીઓ ઉપાડી લે તેજ યોગ્ય ગણાય.

---

(૨)

સરકાર ઉદ્યોગને કેટલી મદદ આપી શકે તે વીશે સંયુકત પ્રાંતોની સરકારના ઉદ્યોગ તથા કેળવણી ખાતાના મીનીસ્ટર ઑ. મી. સી. વાઇ. ચીંતામણીએ લખેલા લેખમાં નીચે પ્રમાણે વીવેચન કરવામાં આવ્યું છે.

૧૯૦૭ના વરસ સુધી આ પ્રાંતની સરકારે ઉદ્યોગોના સબંધમાં કાંઇ પણ રાજનીતી સ્વીકારી ન હતી એમ કહી શકાય. એને લગતી કેળવણીના સંબંધમાં બહુ બોલાતું તથા લખાતું હતું પણ ખરૂં કામ ઓછું થતું. એ કેળવણી માટે બે સ્કૉલરશીપો આપવાની સુચના ૧૯૦૪માં નપાસ કરવામાં આવી હતી કેમકે અપર ઇંડીયા ચેમ્બર ઓફ કૉમર્સે એને માટે નીરૂત્સાહી જવાબ વાળ્યો હતો. ૧૯૦૬માં સર જોન હુએટ સંયુકત પ્રાંતોનો ગવર્નર થયો તેણે હીંદી સરકારનાં વેપાર તથા ઉદ્યોગખાતાંના પ્રથમ સભાસદ તરીકે કામ કરેલું હોવાથી આ બાબદમાં ઉલટથી કામ લેવા માંડ્યું. આ પ્રાંતના ઉદ્યોગો વીશે સર્વે કરવાનું કામ તેણે મી. ચેટરજીને સોંપ્યું અને તેને પરીણામે જે રીપોર્ટ મળ્યો તેમાં સર હારકોર્ટ બટલરે સુધારા વધારા કર્યા. ૧૯૦૭માં સરજોન હુએટે નઇનીતાલ ખાતે ઔદ્યોગીક કૉન્ફરન્સ ભરી તે વેળા સર હારકોર્ટ બટલર તેનો સેક્રેટરી હતો. સરકારે શું કરવું જોઇએ તે વીશેનો વીશાળ કાર્યક્રમ કૉન્ફરન્સે સુચવ્યો તેમાંથી નાની બાબદો પ્રથમ હાથ ધરી તુરતજ અમલમાં મેલાઇ; પણ ટેકનોલોજીકલ ઇન્સ્ટીટયુટ સ્થાપવાની સુચનાનો અમલ તે પછી ચઉદ વરસે હજી હમણાં થાય છે. હમણાં આ પ્રાંતની સરકાર ઉદ્યોગોની ખીલવણી માટે શું કરે છે તેની યાદી નીચે પ્રમાણે છેઃ—

એને લગતાં ખાતાંના વડાને સલાહ આપવા માટે મજબુત અને ઘણા વર્ગોના પ્રતીનીધીઓવાળી કમીટી છે.

---

ટેકનીકલ અને ઇંડસ્ટ્રીયલ સ્કુલો ઘણે સ્થળે કહાડી છે જ્યાં ઉદયોગો તથા કારીગીરીનું શીક્ષણ અપાય છે.

રૂરકી ખાતે સીવીલ એન્જીનીયરીંગ માટે અને કાનપુર ખાતે ખેતીવાડી માટેની કોલેજ છે. બુલંદ શહેર ખાતે ખેતીવાડીની શાળા છે તેમાં દેશી ભાષામાં વહેવારૂ શીક્ષણ અપાય છે.

ટેકનોલોજીકલ ઇન્સ્ટીટયુટ ખોલવામાં આવ્યું છે અને તેને માટે મકાન બાંધવાપર ધ્યાન અપાય છે.

લખનૌ ખાતે મીકેનીકલ તથા ઈલેત્રીકલ એન્જીનીયરીંગ માટેની કોલેજ કહાડવાનું ઠર્યું છે. પુર્વ વીભાગમાં એક શાળા ખેતીવાડી માટે કાઢવામાં આવશે અને નાણાંની છુટ થશે તેમ જ્યાં ટેકનીકલ સ્કુલ નહીં હોય ત્યાં તે કઢાશે. બુલંદ શહેર ખાતેની શાળા ઘણું સારૂં કામ કરી રહી છે. પ્રાંતના દરેક મોટા વીભાગમાં એક મોટી ટેકનીકલ સ્કુલ અને દરેક જીલામાં એક નાની ઇંડસ્ત્રીયલ સ્કુલ કહાડવાની યોજના સરકારે મંજુર કરી છે. આ વરસે એક ટેકનીકલ સ્કુલ અને ત્રણ ઇંડસ્ત્રીયલ સ્કુલ કહાડવાનું નકી થયું હતું પણ નાણાં સંબંધી મુશ્કેલીને લીધે અટકી ગયું છે.

ઉદ્યાગોને નાણાં ધીરવાના સંબંધમાં સરકારે એક બોર્ડ નીમી છે અને પાંચ લાખ રૂપયાની રકમ તેને હસ્તક મુકી છે તે ઉપરાત અક ખાંડનું કારખાનું તથા ફ્લોર મીલ ચાલુ કરવા સ્થપાયેલી એક કંપનીને દસ લાખ રૂપયા ધીરવામાં આવનાર છે.

સહકારી સંસ્થાઓની મદદ ઉદ્યાગો ખીલવવા માટે લેવાય એવા પ્રયત્નો થાય છે. લખનૌ તથા અલાહબાદ ખાતેના પ્રદર્શન સહકારી સંસ્થાઓએ ભર્યાં હતાં અને તે ઘણાંજ ફતેહમંદ તથા આશા આપનારાં નીવડયાં હતાં.

ઉદયોગોને લગતી સ્થીતી કેવી છે તે દર્શાવનારી વીગત એકઠી કરવાનું ૧૯૦૭માં થોડા મહીના માટે મી. ચેટરજીને સોંપાયું હતું પણ તે વેળા બની શકે તે કરતાં ઘણી વધારે વીગત હમણાં એકઠી કરી છે અને તે થોડા વખતમાં પ્રગટ કરવામાં આવશે.

સરકારના ઉદયોગ ખાતાંની શાખા તરીકે સ્ટોર્સ પર્ચેઝ એટલે માલની ખરીદી માટેનું ખાતું ખોલવામાં આવ્યું છે. આયાત કરવામાં આવેલા પરદેશી માલને બદલે સ્વદેશી માલ વાપરવાની હીલચાલને જેટલી મદદ સ્વદેશી માલ ખરીદવાથી થઇ શકે તેટલી આપવાનું કામ એ ખાતા મારફતે થાય છે. એથી સરકારને ખરચમાં સારો બચાવ પણ થાય છે.

સઘળાં સરકારી ખાતાઓના વડાઓનું બનેલું ડીવેલપમેંટ બોર્ડ આ પ્રાંતના ઉદયોગોને ખીલવવામાં એક બીજાના પ્રયત્નોને મદદ કરવા માટે સ્થપાયલું છે.

ટુંકામાં ઉદયોગોને ઉત્તેજન આપી ખીલવવાની રાજનીતી સરકારે સ્વીકારી છે. અને તેને મજબુતીથી વળગી રહેવામાં આવે છે.

પણ એ બધા પ્રયત્નો છતાં એમ તો કહેવું પડશેજ કે સરકાર ઉદયોગો ન હોય ત્યાં નવા ઉભા કરી શકે નહિં પણ જ્યાં હોય ત્યાં તેમને ખીલવવામાં માત્ર મદદ આપી શકે. આ

આંતમાં સરકારે કયા કયા ઉદ્યોગો સ્થાપ્યા એવો પ્રશ્ન પુછાયો હતો તે બતાવે છે કે લોકોના મનમાં આ વીશે ઘણી ગેર સમજુતી હજી છે. સરકાર 'થાપણદારનું' કામ કરી ન શકે. ઉદ્યોગોની ખીલવણી માટે બનતો સર્વ પ્રયત્ન કરવા માટે કેટલાં વરસોથી હું સરકારને આગ્રહ કરતો આવ્યો છું પણ એ ઉદ્યોગો ઉપાડી લઇ ચલાવવાનું કામ લોકોનું છે. એમાં અનુભવીઓની જગા સરકાર લઇ શકે. યુવાન વિદ્યાર્થીઓને ટેકનીકલ અર્થાત ધંધાને લગતું જ્ઞાન તથા તાલીમ મેળવવા માટેની સગવડ સરકાર આપે પણ એ જ્ઞાન તાલીમ પ્રાપ્ત કરવાનું કામ તેમનું છે સરકારથી તે થઇ ન શકે. એ જ્ઞાન તથા તાલીમ માટેની શાળાઓનો લાભ લેવાને માટે માબાપોએ પોતાનાં બાળકોને મોકલવાં જોઇએ. કાયદો શીખી વકીલ કે ઓડવોકેટ થવાને બદલે ઉદ્યોગ ખીલવવાનો ધંધો પસંદ કરવા તરફ યુવાન વીદ્યાર્થીઓની વૃત્તી વાળવી જોઇએ. પોતાના નાણા ધીરવાને બદલે ઉદ્યોગમાં રોકવાં જોઇએ. તેમ નહીં થાય તો સરકારી જકાતની રાજનીતી ગમે તેટલી બદલાય અને ખાદીની હીલચાલ ગમે તેટલી આગળ વધે તો પણ હીંદમાં ઉદ્યોગોની ઉન્નતીનું સ્વપ્નુંજ રહેશે. સરકારી મદદની અગત્ય ઉતારી પાડવાનો મારો હેતુ નથી હું તો એવી મદદ માટે ખરા જીગરથી ભલામણ કરનારો છું પણ ઉદ્યોગો સ્થાપવા તથા ખીલવવા માટે શરૂઆતનાં પગલાં ભરવાં અને ખંતથી આગળ વધતા રહેવું તથા એ કામમા લોકોને એકત્ર કરવા એ કામ ઘણુંજ જરૂરનું છે અને લોકોએજ તે કરવાનું છે.

---



## ચેમ્બરનો વિભાગ.

### (૧) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૫ મી ઑગસ્ટ સને ૧૯૨૨ને રોજ બપોરે ૧ વાગે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા. મે. પ્રમુખની ગેરહાજરીમાં તેમનું સ્થાન ઉપ-પ્રમુખે લીધુ હતું.

| | |
|---|---|
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી | શેઠ બી. એફ. માદન |
| ,, મનમોહનદાસ રામજી | ,, એન. એમ. મજુમદાર |
| ,, લાલજી નારણજી | ,, વાલચંદ હીરાચંદ |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, માવજી ગોવીંદજી |
| ,, મોતીલાલ કાનજી | ,, મનુ સુબેદાર |
| ,, મોતીલાલ વલ્લભજી | |

રેલ્વે બોર્ડના કાગળના જવાબમાં જે ખરડો કમીટીએ મંજુર કર્યો હતો તેના સંબંધમાં મે. પ્રમુખ સાહેબ તરફથી સેક્રેટરી મારફતે કેટલીક સુચનાઓ રજુ કરવામાં આવી હતી તે પર વીચાર ચલાવવામાં આવ્યો હતો તે ખરડો કાન્ફરન્સના સભાસદોની માહીતી માટે રજુ કરવો કે કેમ અને તેમાં જણાવેલા મુદ્દા ઉપર કયા પ્રકારના ઠરાવો સબજેક્ટ કમીટીમાં રજુ કરવા વગેરે સામાન્ય ચર્ચા કરવામાં આવી હતી. ત્યાર બાદ કોનફરન્સને વખત શરૂ થવાથી ચર્ચા બંધ કરવામાં આવી હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૧૯ મી ઑગસ્ટ સને ૧૯૨૨ ને રોજ બપોરે બે કલાકે (સ્ટા. ટા.) મળી હતી. જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ પુરૂશોત્તમદાસ ઠાકોરદાસ. | શેઠ એન. એમ. મઝુમદાર |
| ,, દેવીદાસ માધવજી ઠાકરસી | ,, જમનાદાસ વસનજી મનજી. |
| ,, લાલજી નારણજી. | ,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી. |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી. | ,, ગુલાબચંદ દેવચંદ જવેરી. |
| ,, બી. એફ. માદન. | |

૧ ધી ઇન્ડસ્ટ્રીઅલ બેંક ઓફ વેસ્ટર્ન ઇન્ડીઆ તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાને અરજી આવેલી હતી જેને રાબેતા મુજબ બેલટપર મુકવાનો ઠરાવ થયેલો હતો. અરજી ફકત એકજ હોવાથી બેલટના દિવસો મુલતવી રાખવામાં આવ્યા હતા સ્ક્રુટીનીયર તરીકે શેઠ ગીરજાશંકર બી. ત્રિવેદીને નીમવાનો ઠરાવ થયો હતો.

૨ ધી રીક્રુટમેન્ટ ઓફ ઇન્ડીઅન સીમેન કમીટીના રીપોર્ટના સબંધમાં ના. સરકાર તરફથી કમીટીનો અભિપ્રાય મંગાવવામાં આવ્યો હતો તેના જવાબમાં નીમાએલી સબ કમીટી તરફથી એક ખરડો કમીટી આગળ રજુ કરવામાં આવ્યો હતો. આ ખરડા ઉપર વિચાર કરતાં તે કેટલાક સુધારા વધારા સાથે પસાર કરવાનો તથા તેની નકલ ના. સરકારને મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૩ મહુંમ સર વિઠ્ઠલદાસ ડી. ઠાકરસીના અકાળ મૃત્યુની ખેદપુર્વક નોંધ લેતાં નીચેનો ઠરાવ લેડી ઠાકરસી તથા શેઠ માધવજી દામોદર ઠાકરસી ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

"સર વિઠ્ઠલદાસ ડી. ઠાકરસીના અકાળ મૃત્યુની ખબર ચેમ્બરની કમીટીએ ઘણાજ ખેદપૂર્વક સાંભળી છે અને ચેમ્બરની સ્થાપનાથી તે તેમના મૃત્યુ સુધી ચેમ્બરની કમીટીના સભાસદ તરીકે અને સને ૧૯૧૭-૧૮ માં ચેમ્બરના પ્રમુખ તરીકે જે ઉંચા પ્રકારની સેવા બજાવી હતી તેની ચેમ્બરની કમીટી આભારપૂર્વક નોંધ લે છે."

ચેમ્બરની કમીટીમાં સર વિઠ્ઠલદાસની ખાલી પડેલી જગા ઉપર મેસર્સ કાવસજી દીનશા બ્રધર્સવાળા શેઠ કેકોબાદ કાવસજી દીનશાહની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

૪ શેઠ વાલચંદ હીરાચંદ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ઇન્ડીઅન શીપીંગના સંબંધમાં વિચાર કરવા સારૂ હિંદી સરકાર તરફથી જે કમીટી નીમવામાં આવી છે તે કમીટી જે વિષયની તપાસ કરવાની હોય તેમા દેશી શીપીંગને ઉત્તેજન મળે તેવા કેટલાક વિષયો સુચવવાની ભલામણ કરી હતી. આ પત્ર ઉપર વિચાર કરતાં તેમાં જણાવેલી સુચના મુજબ ના. હિંદી સરકાર પર એક પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૫ દેશી વહાણો ઉપર આગ અને સંકટ સમયે પાળવાના નિયમોના સંબંધમાં ના. મુંબઇ સરકાર તરફથી ચેમ્બરનો અભિપ્રાય મંગાવેલ હતો. આ લખાણ શેઠ વાલચંદ હીરાચંદ ઉપર અભિપ્રાય સારૂ મોકલી આપતાં તેમના તરફથી કેટલીક સુચનાઓ મુજબ એક ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો. આ ખરડો કમીટી આગળ રજુ થતાં તે કેટલાક સુધારા વધારા સાથે મંજુર કરવાનો ઠરાવ થયો હતો તથા ના. સરકાર પર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૬ દોરડાં વગરનું તારનું એક સ્ટેશન (વાયરલેસ.) હીંદુસ્તાનમાં સ્થાપવાના સંબંધમાં શેઠ સુલતાન ચિનાઇ તરફથી કેટલીક સુચનાઓ જણાવનારો એક પત્ર આવ્યો હતો. શેઠ ચિનાઇને

જાતે હાજર રહી કેટલીક સમજુતી આપવાની વિનંતી કરવાથી તેઓ પણ હાજર હતા અને તેમણે સુચવેલી વિગતો ઉપરથી એક લખાણ તૈયાર કરી ના. હિંદુસ્તાન સરકાર પર લખી મોકલવાનો ઠરાવ થયો હતો. બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બુરોની એક સભા શુક્રવાર તા. ૨૫ મી ઓગસ્ટ સને ૧૯૨૨ને રોજ સાંજે ૪ કલાકે (સ્ટા ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ.
,, દેવીદાસ માધવજી ઠાકરસી.
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી.
ઓ. શેઠ લલ્લુભાઇ શામળદાસ.
શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ.
,, એન. એમ. મઝુમદાર.
ઓ. શેઠ ફીરોજ સી. શેઠના.
શેઠ મોરારજી મુળરાજ ખટાઉ.
,, એસ. બી. બીલીમોરીયા.
,, વાલચંદ હીરાચંદ.
,, મહમદભાઇ હાજીભાઇ લાલજી.
,, મનુ સુબેદાર.

૧. મેસર્સ ખોજા મીઠાભાઇ નથુ એન્ડ કું. તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાની અરજી આવેલી હતી જેને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. પ્રથમ મંજુર થએલી એક અરજી તથા આ અરજીને સારૂ બેલટ માટેના દિવસો સોમવાર તા. ૧૧ મી સપ્ટેમ્બરથી સોમવાર તા. ૧૮ મી સપ્ટેમ્બર સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્ક્રુટીયર તરીકે શેઠ ગીરજાશંકર બી. ત્રિવેદીની નીમણુક કરવાનો ઠરાવ થયો હતો.

૨. રેલ્વેના કંપની વીરૂદ્ધ સરકારી વહીવટના સંબંધમાં ના. હીંદી સરકાર તરફથી જે પત્ર આવ્યો હતો તેના જવાબમાં એક ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે કમીટી આગળ રજુ કરતાં મંજુર કરવાનો તથા ના. મુંબઈ સરકારપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૩ મેસર્સ ગોદરેજની ત્રીજોરીઓના સંબંધમાં કમીટી તરફથી ના૦ મુંબઇ સરકારને પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો તે ઠરાવની રૂએ એક ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો. આ ખરડો કમીટી આગળ રજુ થતાં કેટલાક સુધારા વધારા સાથે મંજુર કરવામાં આવ્યો હતો અને ના૦ મુંબઇ સરકારપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૪ ઓન. શેઠ લલ્લુભાઈ શામળદાસ તરફથી જણાવવામાં આવ્યું હતું કે સ્ટોર્સ કમીટી પર તેઓ સભાસદ તરીકે હોવાથી આ સંબંધમાં ચેમ્બરને કાંઇ સુચના કરવી હોય તો તેઓ તે સુચનાઓની નોંધ ઘણી ખુશીથી લેશે અને કમીટીની બેઠક વખતે તે ઉપર પુરતો વિચાર કરશે. આ સુચના પર વિચાર કરતાં ચેમ્બરે તે સંબંધમાં કરેલા મૂળ લખાણ તરફ ઓ. શેઠ લલ્લુભાઇનું લક્ષ ખેંચવામાં આવ્યું હતું તથા ખાસ કરીને સ્ટોર્સને લગતાં ટેન્ડરો હિંદુસ્તાનમાં મંગાવવાં જોઇએ અને તેની કીંમત રૂપીઆમાંજ અંકાવવી જોઇએ એવી જે ચેમ્બરની ભલામણ હતી તે તરફ એમનું ખાસ લક્ષ ખેંચવામાં આવ્યું હતું.

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૨ જી સપ્ટેમ્બર સને ૧૯૨૨ ને રોજ બપોરના ત્રણ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) | શેઠ બી. એફ. માદન
,, દેવીદાસ માધવજી ઠાકરસી | ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, મોરારજી મુળરાજ ખટાઉ
,, જહાંગીર બમનજી પીટીટ | ,, મહમદભાઇ હાજીભાઇ લાલજી
,, કૈકોબાદ કાવસજી દીનશાહ | ,, માવજી ગોવીંદજી
,, મોતીલાલ વલ્લભજી | ,, મનુ સુબેદાર

૧ તા. ૫, ૧૯, અને ૨૫ મી ઓગષ્ટ સને ૧૯૨૨ને રોજ મળેલી કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ હીંદુસ્થાનની નીશાળોમાં હીંદુસ્તાની ભાષા દાખલ કરવાની ભલામણ ના. સરકારને કરવી કે કેમ તે બાબત ઉપર વીચાર કરતાં તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૩ શેઠ દલુરામ મુંગીલાલ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ૩ અને ૩II ટકાની સરકારી લોનના સબંધમા તેમણે જે મેમોરેન્ડમ તૈયાર કર્યું છે તેની નકલ બીડેલી હતી અને દાદ માગેલી હતી. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૪ વીક્ટોરીયા જ્યુબીલી ટેકનિકલ ઇન્સ્ટીટ્યુટ ઉપર ચેમ્બરના પ્રતીનીધીત્વના સંબંધમાં વીચાર કરતાં તેના બોર્ડનું બંધારણ વીગેરે બાબતોની માહીતી મંગાવવાનો તથા ત્યાર બાદ કમીટી આગળ તે બાબત રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૫ હિંદી સનંદી નોકરીમાં દેશીઓની ભરતી કરવાના સંબંધમા ના. સરકાર તરફથી જે પત્ર બહાર પાડવામાં આવ્યો હતો તે પર વીચાર કરતાં તે બાબત મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૬ લન્ડન સ્કુલ ઓફ ઇકોનોમીક્સમાં હીંદી વીદ્યાર્થીઓને સ્કુલમાં ઘણાજ ઓછા પ્રમાણમાં દાખલ કરવામાં આવે છે એ મતલબનો જે પત્ર કમીટી તરફથી લખવામાં આવ્યો હતો તેના જવાબમાં સ્કુલના રજીસ્ટ્રાર તરફથી પત્ર આવ્યો હતો કે કમીટીની ગેરસમજુત છે અને હીંદી વીદ્યાર્થીઓને ઘણાજ વધતા પ્રમાણમાં દાખલ કરવામાં આવે છે. આ પત્ર ઉપર વીચાર કરતાં સ્કુલ તરફથી જે સમજુતી આપવામાં આવી તે સારૂ આભાર માનનારો એક પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૭ લેન્ડ એકવીઝીશન એકટના સુધારાના સંબંધમાં ના. હીંદી સરકારને જવાબનો જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે પર વીચાર કરતાં તે કમીટીમાં ફેરવ્યા બાદ તે પર વીચાર કરવાનો ઠરાવ થયો હતો

૮ શેઠ મોતીલાલ વલ્લભજી તરફથી પત્ર આવ્યો હતો કે રૂ, તથા બીજા માલના ટનેજની માપણીના સંબંધમાં ચેમ્બરે બોમ્બે ચેમ્બર સાથે જોડાવું. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૯ શેઠ લખમીદાસ રવજી ટેરશી તરફથી પત્ર આવ્યો હતો અને તે સાથે પરદેશી ધોતી દેશમાં બનેલી હોય એવું ભાન કરાવતો મારકો વાપરવામાં આવેલી એક ધોતી મોકલેલી હતી અને કલેકટર ઓફ કસ્ટમ્સને તે સંબંધમાં પત્ર લખવાની વીનંતી કરેલી હતી. પત્ર ઉપર વીચાર કરતાં કલેકટર ઓફ કસ્ટમ્સને નમુનાની ધોતી બીડીને એક પત્ર લખી પુછવાનો ઠરાવ થયો કે મોકલેલી ધોતી ઉપરની છાપ જોતાં તેમાં મરકેન્ડાઇઝ માર્કસ એકટનો ભંગ થયેલો છે કે નહીં. વળી શેઠ લખમીદાસ પાસેથી બીજા બે ધોતીના નમુના મેળવીને મુંબઇ

વથા અમદાવાદની મીલ માલીકોની એસોસીએશન ઉપર પણ અભીપ્રાય સારૂ મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૧૦ શેઠ માવજી ગોર્વીંદજી તરફથી સુચના રજુ કરવામાં આવી હતી કે હાલ મુંબઈના બજારમાં "કોરનર"નો પ્રચાર વધી પડવાથી બેંકો શેર ઉપર નાંણાં ધીરીને ઉત્તેજન આપે નહી તે મતલબનો ઠરાવ ચેમ્બર તરફથી કરવો. આ સુચના વ્યવહારૂ નહીં લાગવાથી તે ઉપર પગલાં ન લેવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

## (૨) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહીને આ માસિકમા જૂદો વિભાગ રાખવામા આવે છે જે ગ્રહસ્થોને પોતાની ઓફીસો કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વિગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં અવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી ફી લેવામાં આવશે નહિ. અન્ય વેપારી ભાઇઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ૪ આના લેવામાં આવશે. તેજ મુજબ જે ભાઇઓ નોકરીની તજવીજમા હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવી વિગતવાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી જે આ વિભાગમા જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. દરેક વખત જાહેર ખબર આપવા માટે ફકત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે. જે જે વેપારી ભાઇઓ તેમજ અરજદારોને પોતાનાં નામ જાહેર કરવાની ઇચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે જણાવવા તસ્દી લેવી

"ADVERTISEMENT."

"A Jain youth, already employed in a respectable Marwari Firm since six years upcountry and having 8 years experience in Wool and Cotton business desires a decent job at Bombay. Can go abroad. Please communicate M. " C/o The Secretary, Indian Merchants Chamber."

A Hindu gentleman, with 20 years business experience–Imports and Exports–having travelled all over Europe, is open to engagement for responsible post on suitable terms, No objection to go abroad,

Apply to Secretary, Indian Merchants Chamber.

---

"અક અંડરગ્રેજ્યુઅટ યુવક વ્યાપારી કેળવણી (Commercia1 education) માટે અમેરીકા યા જર્મની જવા માગે છે. લોન ઉપર મદદની જરૂર છે. લખો. J. C/o આ માસિક."

---

જોઇએ છે એક હિન્દુ યુવકને કોઇ ખાનદાન શેઠીઆની નીચે નોકરી. વેપારને લગતો પત્રવ્યવહાર જાણે છે અને ગુજરાતી નામાનો સારો અનુભવ ધરાવે છે. બહારગામ ૧૫ વર્ષ નોકરી કરેલ છે. જામીન આપવા તૈયાર છે. ઉમર વર્ષ ૩૦ લખો 'એફ' આ માસિકને સરનામે.

---

# અન્ય ચેમ્બરો તથા સંસ્થાઓ.

## પાસપોર્ટની રૂઢી વીરૂધ ન્યુયોર્ક મર્ચન્ટ એસોસીએશન

દેશપરદેશની મુસાફરી કરનારા વેપારીઓને પાસ પોર્ટ લેવાની જે ફરજ પડે છે તે રૂઢીની વીરૂધ ન્યુયોર્કના વેપારી અને મંડળીએ ફરીઆદ ઉઠાવી જબરી લડત ચલાવી છે અને દેશપરદેશની સરકારો સાથે મસલત કરીને એ રૂઢી બંધ પાડવાનો આગ્રહ સરકારને કર્યો છે એમનું કહેવું એ છે કે એવી રૂઢીથી વેપારીઓ નકામા હેરાન થાય છે અને તેમને માથે નાહક બોજો પડે છે એ પાસપોર્ટ કહાડવા માટે તથા તેની પાછળ સહી કરવા માટે દસ ડોલરની જે ફી લેવાય છે તે લેવાનું તુરતજ બંધ પાડવું આથવ. એ કામ કરવામાં સરકારને જે ખરચ થતો હોય તેટલોજ લેવો એવી વીનંતી પણ એ મંડળીએ ત્યાની સરકાર પાસે રજુ કરી હતી. એવો પાસપોર્ટ મેળવાની જરૂર પડે તેવે પ્રસંગે સરકાર પાસેથી તે મેળવવાનો પ્રત્યેક શહેરીને હક છે એટલે તે માટે સરકારને થતા ખરચ કરતાં વધારે રકમ આપવાની એને ફરજ પાડવી ન જોઇએ એવી એમની દલીલ છે. વળી બીજું એમ પણ કહેવું છે કે એ રૂઢી ત્યાંની સરકારે દાખલ કરી તેથી બીજી સરકારોએ પણ તે શરૂ કરી છે અને અગાઉ બે ડૉલરની ફી હતી તે વધારીને દસ ડોલરની કરવામાં આવી તેથી બીજા દેશોની સરકારે પણ પાસપોર્ટ માટેની ફી વધારી. ઇંગ્લંડ, ડેન્માર્ક, ગ્રીસ ઇટલી, મેકસીકો, ઝેકો સ્લોવાક્યા, જુગો સ્લાવયા, નોરવે, પોલેંડ, રૂમાનીયા, તથા સ્વીડન જનારાઓએ દરેક વેળા પાસપોર્ટ ઉપર શેરો કરાવવો પડે છે અને તે માટે દસ સેંટ આપવા પડે છે એટલુંજ નહીં પણ તે માટે કેટલો વખત બરબાદ કરવો પડે છે.

## પંજાબ ચેમ્બર અને સફેદ સીસું વાપરવાનો સવાલ.

દેશ પરદેશની સરકારો વચે થયેલી સમજુતીને પરીણામે એવું ઠર્યું હતું કે સફેદ સીસાનો ઉપયોગ રંગરોગાન વગેરે માટે કરવામા આવે તેને લીધે કેટલાકની તબીયત ઉપર ઘણી માઠી અસર થાય છે માટે એની પેદાશપર અંકુશ મેલવો. આ વીશે હીંદી સરકારે ઘડવા ધારેલા કાયદા વીશે પંજાબ ચેમ્બર ઓફ કૉમર્સનો મત માગવામાં આવતાં તેણે ઠરાવ કર્યો કે સરકારને જણાવવું કે વધારે તપાસ કર્યા વગર આ બાબદમાં આ ચેમ્બર અભીપ્રાય આપી શકે તેમ નથી અને પુરતી તપાસ કરવામા ઘણો વખત નીકળી જાય એવો સંભવ છે. વળી ચેમ્બરે એવો પણ ઠરાવ કર્યો કે સભાસદોને વીનંતી કરવી કે જેમને આ બાબદ સાથે સંબંધ હોય તેમણે પોતાની તરફથી ખાનગી ચેઠી તરીકે અભિપ્રાય સરકારનાં ઉદ્યોગ ખાતા ઉપર મોકલી આપવો.

## કોસ્તાપરની સ્તીમરો ઉપર લેવાનો કર અને પંજાબ ચેમ્બર

કોસ્તાપર ફરતી સ્તીમરો પાસેથી કર લેવાના સવાલ વીશે હીંદી સરકારનો પત્ર પંજાબ ચેમ્બર ઓફ કૉમર્સ સન્મુખ રજુ થયો તે ઉપરથી એમ ઠરાવ થયો કે એ કર નાંખવાની વહેવારૂ યોજના પ્રત્યે ચેમ્બરની અનુમતી છે પણ તે વસુલ કરવાનું પોર્ટ ટ્રસ્ટને સોપવું જેથી બંદરમાંથી કલીયરન્સ સરટીફીકેટ મેળવવા અગાઉ એ કર ભરવાની ફરજ દરેક સ્તીમરને પડે.

---

એ કરનો બોજો છેવટે કોની ઉપર પડશે તે વીશે ચેમ્બર કાંઇ અભિપ્રાય આપી શકતી નથી પણ એમ માને છે કે સ્તીમરની આવક ઉપર પાંચ ટકા જેટલો કર નખાય તો પણ તે અતીશય બોજા રૂપ થઈ પડે.

## વીજળીક બળ માટેના કર વીશે માઇસોર ચેમ્બરની ભલામણ.

વીજળીક બળ પુરૂં પાડવા માટેના દર નાના ઉદયોગો વાળાઓને માટે વધારે હલકા રાખવા જોઇએ એવી ભલામણ કરવાનો સવાલ માઈસોર ચેમ્બર ઓફ કૉમર્સ સન્મૂખ રજુ કરવામાં આવતાં પ્રમુખે જણાવ્યું કે ઉદયોગને લગતા સરકારી ખાતાં તરફથી એ બાબદમાં તપાસ ચલાવવામાં આવે છે. ચેમ્બરે તે ઉપરથી ભલામણ કરવાનું મુલતવી રાખ્યું હતું.

## વેપારીઓને માટે મુસાફરીના ઓછા દર

મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે પર વેપારી પેઢીના આડત્યા તે પેઢીને કામે મુસાફરી કરતા હોય તે વેળા તેમને માટે ઓછા દરની સગવડ પ્રથમ વર્ગના મુસાફરો માટે કરી આપવાના સવાલ વીશે ચર્ચાને અંતે માઇસોર ચેમ્બર ઓફ કૉમર્સે ઠરાવ કર્યો કે એની સગવડ. બીજા વર્ગના ઉતારૂઓને પણ આપવી, એવી ભલામણ કરવી.

## લાંચ રૂશ્વત સામે જુંબેશ.

લાંચ રૂશ્વત લેવાતી અટકાવવા માટે લંડન ખાતે સ્થપાયેલી "બ્રાઇબરી એંડ સીક્રેટ કમીશન્સ પ્રીવેન્શન લીગ" ના સેક્રેટરીએ માઇસોરની ચેમ્બર આફ કોમર્સને વીનંતી કરી હતી કે લીગ સાથે જોડાવું. ચેમ્બરે એવો જવાબ વાળવા ઠરાવ કર્યો કે એ વીનંતી સ્વીકારવાને ચેમ્બર તૈયાર નથી.

## મીલોમાં તહેવારો અને મુંબઇના મીલ માલીકો

કારખાનાંઓને લયતા કાયદાની એક બારીકી વીશે મુંબઇની મીલ ઓનર્સ એસોસીએશન તથા સરકાર વચે પત્રવ્યવહાર ચાલ્યો હતો. એસોસીએશને મીલો બધ રાખવાના દીવસોની યાદી કરી ચીફ ઇન્સ્પેકટર ઓફ ફેકટરીઝ ઉપર મોકલી હતી અને તેણે એવો વાંધો લીધો હતો કે તા. ૩૦મી જુલાઇથી તા. ૫મી આગસ્ટ સુધી અને તા. ૧લીથી તા. ૭મી અકટોબર સુધીની મુદત દરમ્યાન મીલો બંધ રાખવાના દીવસની ગોઠવણ કાયદાને અનુસરતી નથી. મંડળીએ જણાવ્યું કે રવીવાર તા. ૩૦મી જુલાઇને બદલે શનીવાર તા. ૨૯મી જુલાઇનો નાગ પંચમીનો તહેવારનો દીવસ, રવીવાર તા. ૬ઠી આગસ્ટને બદલે તા. ૭ મી આગસ્ટનો નાળીયેરી પુર્ણીમાનો વહેવારનો દીવસ, તથા રવીવાર તા. ૧ લી અકટોબરને બદલે તા. ૩૦ મી સપ્ટેબરનો દશેરાના તહેવારનો દીવસ મીલો બંધ રાખવા માટે નકી કરવામાં કાંઇ ગેરવાજબી ન હતું. મંડળીના પ્રતીનીધી સર વીઠલદાસે "અઠવાડીયા" શબ્દની વ્યાખ્યા સુધારવાની સરકારને વીનતી કરી હતી મંડળીએ વીશેશમાં એમ જણાવ્યું હતું કે કાયદો ઘડતી વેળા રવીવારને બદલે બીજો દીવસ નકી કરવાની પરવાનગી અપાઇ તેનો હેતુ આવા ફેરફારથી સચવાય છે માટે એ પ્રમાણે ફેરફાર કરવાની પરવનગી આપવી.

## મીલોમાં કામ કરવાનો વખત.

મુંબઇમાં કેટલીક મીલો ડબલ શીફ્ટ સીસ્ટમથી કામ કરે છે એટલે કે આઠ કલાક મજુરોની એક ટોળીથી અને તે પછીના આઠ કલાક મજુરોની બીજી ટોળીથી કા. ચલાવે છે એ પ્રમાણે કામ લેવાય તો મુંબઇમાં મજુરોની વસતી વધે અને હાલના સંજોગોમ

તેમ થવાથી રોગ વગેરે ઉપદ્રવો વધે એમ છે માટે બોમ્બે મીલ ઓનર્સ એસોસીએશનની મંડળીએ એવો ઠરાવ કર્યો કે મંડળીના સભાસદોએ એ પ્રમાણે કામ લેવું નહીં. આ ઠરાવથી નારાજ થઇ કેટલાક સભાસદોએ રાજીનામું આપ્યું હતું અને કેટલાકને એ ઠરાવ વીરૂધ કામ કરવાથી સભાસદની યાદીમાંથી કમી કરવામાં આવ્યા હતા. એ મીલવાળાઓ ડબલ શીફ્ટ રૂઢીથી કામ લેતા હોવાથી મીલવાળાઓને હરીફાઇમાં ખમવું પડે તેથી એ એસોસીએશને સરકારને વીનંતી કરી કે એ રૂઢીથી કામ લેવાની પરવાનગી ૨૧ મી કલમની રૂએ આપવી નહીં. સરકારે તેના જવાબમાં જણાવ્યું કે એ કલમ પ્રમાણે બરોબર કામ લેવામાં આવશે પણ જેઓ આઠ કલાક ચાલુ કામ એક ટોળી પાસે લેતા હોય તેમને કલમ ત્રીસમી લાગુ પડતી નથી.

## એબીન ઉપરની જકાત

ઍબીનની ઉપર ૨॥ ટકાને બદલે પંદર ટકાની જગાત લેવાનું ધોરણ કલકતાના કલેકટર ઓફ કસ્ટમ્સે રાખ્યું હતું અને તેને પગલે ચાલીને મુંબઇના કસ્ટમ્સ કલેકટરે પણ પંદર ટકા લેખેની જગાત એબીન ઉપર લેવા માંડી હતી તે વીશે વાંધો દર્શાવનારો પત્ર મુંબઇની મીલ ઓનર્સ એસોસીએશને સરકાર પર મોકલ્યો હતો.

## ઇંડીયન ઇન્ડસ્ટ્રીયલ એન્ડ કમર્શીયલ કોન્ગ્રેસ અને મુંબઈના મીલમાલેકોની મંડળી

ઇંડીયન ઇન્ડસ્ત્રીયલ કોન્ફરન્સ અને ઇંડીયન કમર્શીયલ કાન્ગ્રેસ નામે બે મંડળો જુદાં હતાં તેને ૧૯૨૦મા એકત્ર કરી ભેગી બેઠક ભરવામાં આવી હતી તે પછી ફરીથી બેઠક ભરવાનો સમય વીતી જવા છતાં તે ભરવાનું હજી સુધી નાણાનાં સાધનો ઓછાં હોવાથી બની શકયું નહી માટે તે સ્થીતી સુધારવા કાજે મદદ આપવી એવી વીનંતી કરનારો પત્ર એ એકત્ર મંડળના સેક્રેટરી મી. જે. કે. મહેતાએ લખ્યો હતો જેમાં એ મંડળોએ કરેલાં ઉપયોગી કામ પ્રત્યે પણ ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. બોમ્બે મીલ ઓનર્સ એસોસીએશન પાસે એ પત્ર રજુ થતાં તેણે એવો ઠરાવ કર્યો કે એ મંડળો પ્રત્યે એસોસીએશનની સહાનુભુતી છે પણ હાલની નાણાં સબંધી સ્થીતીને લીધે તેને મદદ તરીકે કાઇપણ રકમ આપી શકાય એમ નથી.

## જોઈન્ટ સ્ટોક કંપનીઓનું વાર્ષીક લીસ્ટ

જોઇન્ટ સ્ટોક કંપનીઓનું લીસ્ટ દર મહીને પ્રગટ થાય અને દરવર્ષે તેને લગતા આંકડા ઉપરથી એકત્ર ચાર પ્રગટ થાય તે વારસીક રીપોર્ટ રૂપે નામ સાથેની યાદી છપાવવાની જરૂર ન રહે એમ લાગવાથી એ યાદી છપાવવાનું બંધ પાડવા વીશે સરકારે વેપારી મંડળોનો અભિપ્રાય માગ્યો હતો. બોમ્બે મીલ ઓનર્સ એસોસીએશનની કમીટીએ જવાબ વાળ્યો કે એ વારસીક યાદી ઘણી કામ લાગે છે માટે તે છપાવવાનું બંધ પાડવું ન જોઇએ.

## પંજાબ અમેરીકન રૂના પાકનો વીસ્તાર તથા ઉત્તર વીશેના આંકડા

આ આકડા દરેક પ્રાંતને લગતા રીપોર્ટમાં આપવામા આવે છે તે છતા સમગ્ર હીંદને લગતા રીપોર્ટમા એ વીશેના ખોટા આકડા છપાય છે એમ જણાતી એમા સુધારો કરવાની સરકારને ભલામણ કરવા બાબદ ઇંડીયન સેંટ્રલ કોટન કમીટીએ બોમ્બે મીલ ઓનર્સ એસોસીએશનનો અભીપ્રાય માગ્યો હતો. તેનો એવો જવાબ આપવાનો એ એસોસીએશનની કમીટીએ ઠરાવ કર્યો હતો કે પંજાબ અમેરીકન રૂની શુદ્ધ જાતનો વીસ્તાર તથા પાક દેખાડનારા આંકડા સમગ્ર હીંદને લગતા રીપોર્ટમાં છુટા દર્શાવવા જોઇએ પણ દેશી રૂ સાથે

---

ભેળાઇ ગયેલી જાતના રૂ ને લગતા આંકડાનો એમાં સમાવેશ ન થાય તેની સંભાળ લેવાવી જોઇએ.

## મુંબઇમાં ગુજરાતની ટપાલ વહેલી મેળવવાનો પ્રયત્ન

અમદાવાદ મીલ ઓનર્સ એસોસીએશને ફરીયાદ કરી હતી કે ગુજરાતની ટપાલ મુંબઇ માં ત્રણ કલાક મોડી પહોંચતી હોવાથી વેપારી વર્ગને ઘણી અગવડ થાય છે. મુંબઇની મીલ ઓનર્સ એસોસીએશને પણ એવીજ ફરીયાદ કરનારો પત્ર ટપાલ ખાતાના વડાને લખ્યો હતો. પોસ્ટ માસ્ટર જનરલે તેનો જવાબ બેઉને એવો આપ્યો કે આ બાબદ રેલ્વે કંપની સાથે પત્ર વ્યવહાર તમે કરો. એવો પત્ર વ્યવહાર કરવાનું કામ ટપાલ ખાતું માથે લઇ શકે તેમ નથી પણ જો રેલ્વે કંપની ટપાલ વહેલી લાવશે તો તેને વહેલી વહેંચવાની ગોઠવણ ટપાલ ખાતું કરશે. મુંબઇની મીલ ઓનર્સ એસોસીએશને બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે પર પત્ર લખી વીનંતી કરી છે કે મુંબઇમાં ટપાલ વહેલે મળે એ માટે ટ્રેનોના ટાઇમમાં જરૂર લાગે તેવા ફેરફાર કરવો.

## આવકવેરાને લગતા કાયદાની ખામીઓ અને બંગાલ ચેમ્બર

કોઇપણ વ્યક્તિને વ્યાજ આપતી વેળા એ વ્યાજની રકમ ઉપર આવક વેરો કાપી લેવો અને તે કાપી લીધાનું સરટીફીકેટ આપવું એમ કાયદામાં ફરમાવેલું છે અને તેને માટે અમુક ફૉમ મુકરર કર્યું છે પણ એ ફોર્મ સરકારી લોન માટે અનુકુળ હોવા છતાં બીજાં કાગળ્યાંને માટે અનુકુળ નથી એમ જણાવી તેમા ઘટતો ફેરફાર કરવાની સુચના બંગાળની ચેમ્બર ઓફ કોમર્સે સરકારની પાસે રજુ કરી છે અને જણાવ્યું કે સરટીફીકેટ માટે માગણી ન હોય તો પણ તે આપવું એવી જે ફરજ નાખવામાં આવી છે તે કહાડી નાંખી એવું ઠરાવવું કે જો માગણી કરવામા આવે તો એવું સરટીફીકેટ આપવું પડે.

## વારસામાં મળતી મીલ્કત ઉપર કર

બંગાળની સરકારે એક કમીટી ઑ. મી પી સી. મીત્રના પ્રમુખપણા હેઠળ નીમી છે અને તેને ફરમાવ્યું છે કે વારસાની રૂયે જે કાઇ મીલ્કત મળે તેની ઉપર કર લેવાની રૂઢી દાખલ કરવી હોય તો કયા રૂપમાં એ કર નાખવો અને તેને માટે હાલના કાયદામાં કેવા ફેરફારો કરવા તથા એ કર વસુલ કરવા માટે શી ગોઠવણ કરવી તે વીશે તપાસ ચલાવી રીપોર્ટ કરવો. એ વીશે બંગાળ ચેમ્બર ઓફ કોમર્સનો અભિપ્રાય માગવામાં આવતાં તેણે જણાવ્યું કે એવો કર જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા પ્રમાણમા હોય તો ઘણી મુશ્કેલીઓ ઉભી થવાનો સંભવ રહે છે માટે એવો કર નાખવો હોય તો તે માટેનો કાયદો પ્રાંતીક નહીં પણ વડી ધારાસભા પાસે પસાર કરાવવો જોઇએ.

## બ્રાઝીલીયન હીરા ઉપરની આયાત જકાત

૧૯૦૩ માં હીરા ઉપરની આયાત જકાત વીશે સરકારે વિચાર ચલાવ્યો ત્યારે બ્રાઝીલીયન હીરાનો ઉપયોગ સંચા કામના ભાગ તરીકે થતો ન હતો પણ હવે તો એ હીરાની આયાતનો મોટો ભાગ ડાલીંગ મશીન માટે થાય છે એટલે એને સંચા કામના વિભાગ જેવા ગણી એના ઉપરની જકાત પંદર ટકાને બદલે ૨॥ ટકા લેખે લેવાનો સરકારને ભલામણ કરશો એવી વીનંતી બંગાલની ચેમ્બર ઓફ કોમર્સે કલકત્તા ખાતેના કસ્ટમ્સ કલેકટરને કરી છે.

## રવીવારે આપેલાં બીલ ઓફ લેડીંગને કાયદેસર ગણવામાં વાંધો

જે બીલ ઓફ લેડીંગની ઉપર રવીવારની તારીખ હોય તેને યુનાઇટેડ સ્ટેટસમાં ગેરકાયદેનાં ગણવામાં આવે છે કે કેમ તે વીશે અમેરીકન કોન્સલને બંગાળની ચેમ્બરે પુછાવતાં તેનાં વેપાર ખાતાંના વેપારી કાયદાને લગતા વીભાગે એવો અભિપ્રાય આપ્યો હતો કે બીલ ઓફ લેડીંગને કાયદેસર ક્યારે ગણવાં તે નક્કી કરવા માટે બે પ્રકારના કાયદા છે:— (૧) ૧૮૯૩ નો હાર્ટર એક્ટ અને (૨) યુની ફોર્મ બીલ્સ ઓફ લેડીંગ એકટસ. એમાંથી એકેમાં આ મુદ્દા વીશે કાંઇપણ જણાવેલું નથી. પણ બીલ ઓફ લેડીંગ પણ એક પ્રકારનું નીગોશીયેબલ ઇન્સ્ટ્રુમેંટ છે એટલે ચેક તથા હુંડીયો જેવાં બીજાં નીગોશીયેબલ ઇન્સ્ટ્રુમેંટની માફકજ એના સંબંધમાં પણ ગણી શકાય. યુનાઇટેડ સ્ટેટસના કેટલાક વીભાગમાં રવીવારને લગતા જે કાયદા ચાલે છે તેની રૂયે રવીવારે લખેલો ચેક ગેર કાયદેસર ગણાય છે બીજા કેટલાક વીભાગમાં એવા ચેક કે નોટને કાયદાસર ગણવામાં આવે છે પણ તેની આપલે રવીવારે કરવાની મનાઇ છે. અમને એમ નથી લાગતું કે કલકતામાં રવીવારે લખેલાં બીલ ઓફ લેડીંગને એટલા કારણસર ગેરકાયદે ઠરાવવાની દલીલને યુનાઇટેડ સ્ટેટસની કોર્ટ વજન આપે. એવાં બીલ રવીવારે કહાડવાનું કામ ગેરકાયદે ગણાય કે કેમ તે નકકી કરવાનું કામ હીંદી સત્તાવાળાઓનું છે.

## આરમી કેન્ટીન બોર્ડ

લશ્કરી હોસ્પીટલો વગેરેના વહીવટ માટે આર્મી કેન્ટીન બોર્ડ હીંદી સરકારે સ્થાપી છે અને તેમાં બંગાલ ચેમ્બરના પ્રમુખને કોરપોરેશનના પ્રતીનીધી તરીકે નીમ્યા છે. તેના સંબંધમાં બંગાલ ચેમ્બરે સરકારને એવી સુચના કરીકે એ નીમણુંક આ ચેમ્બરના પ્રમુખ તરીકેના ઓદ્ધાની રૂયે થયેલી ગણવી અને જે વેળા આ ચેમ્બરના પ્રમુખની હાજરીની જરૂર હોય પણ તે પ્રમુખ જાતે હાજર થઇ શકે એમ ન હોય તે વેળા પોતાને બદલે બીજાને મોકલવાની છુટ એને આપવી. આર્મી કેન્ટીન બોર્ડે એ સુચના સ્વીકારી છે.

## તોલ તથા માપ કરવાના કામથી બંગાલ ચેમ્બરને થયેલી આવક

બંગાલની ચેમ્બર વેપારીઓની વીનંતી ઉપરથી તેમનાં પેકેજોનાં તોલ કે માપ કહાડવનું કામ કરે છે એ કામથી તેને તા. ૩૦–૬–૨૨ ને દીને આખર થયેલા વરસમાં રૂા. ૮૯૭૩૦૮—૪-૧૧ ની આવક થઇ હતી અને તેમાંથી ખર્ચ રૂા. ૮૧૨૯૩૮-૧૪-૯ નો જતાં ચોખી આવક રૂ. ૮૪૩૬૯–૬–૨ જેટલી રહી હતી. એને લગતી સીકયુરીટીઓ ઉપર મળેલા વ્યાજની રકમ રૂા ૨૨૬૪૨-૯-૯ ની હતી તે સાથે લેતાં તથા ખર્ચ માટે રૂા. ૧૩૩૪૭-૫-૧ ની રકમ બાજુ કહાડતાં છેવટે ચોખી આવક રૂ. ૯૩૬૬૪—૮—૧૦ ની રહી હતી.

## બ્રાઝીલમાં જુટની પેદાશ.

બ્રાઝીલમા કોફીનો પાક સારો થાય છે પણ જ્યુટનો પાક કરવામાં ઘણી હરકત અત્યાર સુધી નડતી હતી. હમણાં જુટના બી હીંદથી બ્રાઝીલ લઇ જઇને ત્યાં જુટનો પાક કરવામાં ફતેહ મળી છે. એ પાકનો ઉદયોગ બ્રાઝીલમાં ઘણો ખીલશે એમ લાગે છે. મોટા પાયાપર એ પાક કરવાનો આધાર તેટલા પ્રમાણમાં સારાં બી મળવા ઉપર રહેશે. અત્યારસુધી એવાં બીયાંની નીકાશ ઉપર ઘણી ભારે જકાત હતી. આ મતલબનો તારનો સંદેશો બ્રાઝીલીયન અમેરીકન નામના પત્રના તા. ૧૩—૫—૨૨ ના અંકમાં પ્રગટ થયો હતો જેમાંથી કેટલોક ભાગ બંગાલ

સરકારનાં ખેતીવાડી તથા ઉદ્યોગનાં ખાતાંએ બંગાલ ચેમ્બર ઓફ કોમર્સ ઉપર મોકલ્યો હતો. તે ચેમ્બરની કમીટીએ એ વીશે જુટના ઉદ્યોગને લગતી મંડળોનો અભીપ્રાય મંગાવવાનો ઠરાવ કર્યો હતો.

## બ્રીટીશ કોલંબીઆ સાથેનો વેપાર

બ્રીટીશ કોલંબીઆ સાથેના કે વાન્કુવર શહેર સાથેના વેપાર વીશે જેને કાંઇ પણ બાતમી જોઇતી હોય તે વાન્કુવર બોર્ડ ઓફ ટ્રેડના સેક્રેટરી પાસેથી મેળવી શકશે એમ જણાવનારો પત્ર બંગાલની ચેમ્બર ઓફ કોમર્સને મળ્યો છે જેમાં એમ પણ જણાવ્યું છે કે નીકાશ થતા માલની જાત તપાસી તે માટે સરટીફીકેટ આપવાનું કામ પણ એ બોર્ડ કરે છે એટલે માલ મંગાવનારને તે બાબદમાં ખાતરી મેળવવનુ સાધન રહે છે. ચેમ્બરના સભાસદોને આ બાબદમા ખાતરી લેતા અને જોઇતી માહીતી બારોબાર મંગાવવાની સગવડનો છુટથી લાભ લેતા કરવાની વીનંતી એ પત્રમાં કરવામાં આવી છે

## રેલ્વેની મેનેજમેન્ટ અને બરમા ચેમ્બર

બરમા ચેમ્બર આફ કોમર્સે એવી સુચના કરી છે કે ઇસ્ટ ઇંડીયા રેલ્વે તથા જી. આઇ. પી. રેલ્વેનો કારભાર હીંદમા સ્થપાયેલા કંપનીને સોપવો અને તેની બોર્ડ ઓફ ડીરેક્ટરનું બંધારણ પણ એવું રાખવું કે કંપનીના પ્રમુખ બોર્ડના પ્રમુખ રહે અને કંપનીના પંચ ધનીની- ધીઓ તથા સરકારે નીમેલા પાચ જણ ડીરેકટરો થાય, બોર્ડના કાંઇ પણ ઠરાવને અમલમાં મેલવા અગાઉ સરકારને પુછાવવાની જરૂર લાગે ના એટલે વખત બોર્ડનો ઠરાવ મુલતવી રાખવાની પણ ગોઠવણ રહે.

## નીપોન યુસેન કયશાનાં બીલ ઓફ લેડીંગ વીશે ફરીયાદ.

નીપોન યુસેન કયશા સ્ટીમરશીપ કંપની બીલ આફ લેડીંગમાં ઘણી સખત શરતોપર સહી કરાવી લે છે અને નુકશાન લાગે તે. પણ તે માટે બદલો આપવા માટે તેના રંગુન તથા કલકતાની શાખાના કારભારીઓના પાડે છે એવી ફરીયાદ હતી તે વીશે બરમાના ચેમ્બર આફ કોમર્સે ઠરાવ કર્યો કે એ કંપનીને પુછાવવું કે આ ફરીયાદમાં જણાવેલી હકીકત પ્રમાણે નુકશાની આપવાનો જે ના પાડવામા આવી તે માટે તમારી સંમતી છે?

## સ્ટીમરપર જીંદગી બચાવવાનાં સાધનો.

સ્ટીમર ઉપર જોખમવાળા જીંદગી બચાવવાના સાધન રાખવના સંબંધમાં સરકારે નીમેલી કમીટીની ભલામણો વીશે બરમાની સરકારે બરમાની ચેમ્બર ઓફ કોમર્સનો અભિપ્રાય માગ્યો હતો એના એક ભલામણ એવી હતી કે જેને લીધે સ્ટીમરની રચના અમુક પ્રકારનીજ રાખવા પડે અને અમુક સુધીમાં તે પ્રમાણે ન હોય તો ફેરફાર કરવા માટે ખરચ કરવો પડે. બરમાની ચેમ્બરે જવાબ આપ્યો કે આ સવાલ સાથે મુબઇ તથા કલકતાની મોટી સ્ટીમર કંપનીઓને વધારે સંબંધ છે માટે તેમને પુછીને સરકાર જે નીયમો ઘડશે તે બરમાને પણ અનુકુળ નીવડશે એવો સંભવ માની શકાય.

## ફેન્સી કલોથમાં રેશમનું પ્રમાણ

ફેન્સી કલોથમાં કેટલા ટકા રેશમ હોય તો તે પ્રમાણને નજીવું ગણી એ માલ ઉપર પંદર ટકા જકાત લેવી અને વધારે હોય તો તેને રેશમનો માલ ગણી ૩૦ ટકા લેખે જકાત લેવા નકી કરવાના સંબંધમાં સરકારે કાંઇ નીયમો ઘડયા હોય તો તે પુરા પાડવાની

માગણી અને જો એવું પ્રમાણ નકી કરેલું ન હોય તો પાંચ ટકા જેટલું એ પ્રમાણ ઠરાવવાની સુચના બરમા ચેમ્બરે સરકાર પાસે રજુ કરી છે.

## સ્તીમર પર માલ ચહડાવવા વગેરે કામમાં છોકરાંને નોકરીએ રાખવાની મનાઇ

બરમાની સરકારે કહાડેલા એક જાહેર પત્રની નોંધ બરમા ચેમ્બરે લીધી હતી જેમાં જણાવ્યું હતું કે સ્ટીમર પર કે બંદરપર માલ ચહડાવવાના કે ઉતારવાના કે એવાજ કામ માટે બાર વરસની અ દરની ઉમરનાં છોકરાને કામે લગાડવાની મનાઇ કરવામા આવી છે.

## સ્તીમર કંપનીઓને ચેતવણી

યુનાઇટેડ સ્ટેટસમાં કોલસાની ખાણોના મજુરોએ હડતાળ પાડેલી હોવાથી ત્યા જતી સ્ટીમરો ત્યાંથી કોલસો મેળવી શકશે નહીં એમ જણાવનારો તારનો સંદેશો હીંદી પ્રધાને મોકલ્યો હતો તે બરમાની સરકાર મારફતે બરમા ચેમ્બરને મળ્યો હતો. ચેમ્બરે તેની નોંધ લીધી હતી.

## દક્ષીણ આફ્રીકાથી ઢોર આયાત કરવાનો સવાલ

દક્ષીણ આફ્રીકની ફ્રીસલેંડ કેટલ બ્રીડર્સ એસોસીએશન તથા હીંદી સરકાર વચ્ચે ચાલેલ પત્ર વ્યવહારની નકલ બરમાની ચેમ્બરને મળી હતી જેમાં જણાવવામાં આવ્યું હતું કે દક્ષીણ આફ્રીકા ફ્રીસલેંડ કેટલ મગાવવાનો હીંદી સરકારનો વીચાર નથી. ચેમ્બરે પત્રની નોંધ લીધી હતી.

## કસ્તમ્સનું કામ કરતા સીપાઇઓએ અંગરેજી ભાષા જાણવાની ફરજ

બરમાની ચેંબરને તેના એક સભાસદે લખેલા કાગળમા એવી ફરીયાદ હતી કે વેપારીઓ કસ્તમ્સનું કામ કરવા માટે પોતાની તરફથી ઓફીસના સીપાઇઓ મોકલે તે વેળા તે સીપાઇ અ ગ્રેજી ભાષાનું પુરતુ જ્ઞાન ધરાવતો હોવો જોઇએ એવો નીયમ ચીફ કલેકટર ઓફ કસ્તમ્સે બહાર પાડયો છે જે વાંધો લેવા જોગ છે. બરમા ચેંબરે તે ઉપરથી એ નીયમ સામે વાંધો લીધેલો હતો જેમા જણાવ્યું કે દરેક વેપારી આ બાબદમાં વાંધો ઉઠાવે છે માટે આ નીયમ રદ કરવો. અ ગ્રેજી ભાષાના જ્ઞાનની જરૂર હોય એવું કામ તો કારકુનો કરે છે પણ જ્યાં પાસ કહડાવવાનું કે એવુંજ કામ હોય અને ઘણાં વરસ કામ કરવાને લીધે આફીસના સોપાઇઓ તેથી સારી રીતે માહીતગાર થયેલા હોય ત્યાજ તેમને એ કામ સોંપવામા આવે છે માટે સરકારે તે બાબદ વાંધો લેવો યોગ્ય નથી. અત્યાર સુધી સીપાઇઓ સંતોષકારક રીતે કામ કરતા આવ્યા છે.

## પરદેશ વસવાટ કરવા જનારને લગતા નીયમો

પરદેશ વસવાટ કરવા જનારાઓને લગતા એમીગ્રેશન એકટની રૂએ ઘડેલા નીયમો વીશે બરમા ચેમ્બરનો અભીપ્રાય માગવામાં આવ્યો હતો પણ તેણે જવાબ વાળ્યો કે એ નીયમોની અસર બરમા પર ઘણી નથી માટે એ વાશે કાંઇપણ અભિપ્રાય આ ચેમ્બર આપતી નથી.

---

## રંગુન શીપીંગ ગેઝેટ

બરમા ચેમ્બરે ત્યાંના પોસ્ત માસ્તર જનરલના એક પત્રની નોંધ લીધી હતી જેમાં જણાવ્યું હતું કે સરકારનાં તારખાતાંના પ્રેસમાંથી રંગુન શીપીંગ ગેઝેટ રોજ ચાર વાર અને રવીવારે બે વાર પ્રગટ થાય છે. લવાજમ વગેરેની વીગત પણ એ પત્રમાં આપેલી હતી.

## હિન્દી ઉતારૂ અને વેપારીઓની હાડમારી દુર કરનારી મંડળી.

આ મંડળની કારોબારી કમીટીની એક સભા તા ૭ મી સપ્ટેમ્બર ૧૯૨૨ ના રોજ મી. એલ. રોય સંપદના પ્રમુખપણા નીચે મળી હતી. તે વખતે નીચે જણાવેલા સભ્યો હાજર હતા.

૧ મી. એલ રોય. સંપદ (પ્રમુખ)
૨ ,, ચાર્લ્સ વિલર
૩ ,, લક્ષ્મીદાસ રવજી તેરસી.
૪ મી. શંભુપ્રસાદ શીવપ્રસાદ મહેતા
૫ ,, જીવરાજ જી. નેણસી

૧ શરૂઆતમાં વાર્ષિક રીપોર્ટ કમિટી સમક્ષ મુકવામાં આવ્યો હતો ને રીપોર્ટની ૧૦૦૦ નકલ છપાવવાનું નકકી કર્યું હતું.

૨ મી. એન. એમ. જોશીના ત્રીજા વર્ગના મુસાફરોની સગવડતા બાબતનો કાઉન્સીલમાં મુકેલા ઠરાવ સંબંધી આવેલા પત્રની નોંધ લેવામાં આવી છે.

૩ રેલવે સ્ટેશન પર પાણી પુરૂં પાડવા સંબંધી અકોલાથી આવેલો પત્ર વાચવામાં આવ્યો હતો ને તે પત્રની નકલ જી. આઇ. પી. રેલ્વે પર મોકલી રેલ્વે કંપનીએ તે બાબત શી ગોઠવણ કરી તેની તપાસ કરવાનો ઠરાવ થયો હતો.

૪ ડીરેકટર ઓફ ઇનફરમેશન તરફથી રેલગાડીની થતી ભીડ સંબંધી આવેલી પ્રેસ નોટ કારોબારી સમીતીના સભ્યોના અભિપ્રાય માટે મોકલવાનું ઠરાવવામાં આવ્યું હતું.

૫ મ્યુનીસીપાલ સેક્રેટરી તરફથી રેલ્વે ગાડીના પગથીઆ પર મુસાફરી કરવા સંબંધી આવેલા પત્રની નોંધ લીધી હતી.

૬ સાબરમતી સ્ટેશનપર મોટી લાઈન પરથી બીજી લાઇન પર જવાને પુટબ્રીજ કે લેવલ ક્રોસીંગ ન હોવાથી ત્યાં થયેલા અકસ્માત બાબત રેલ્વે કંપનીનું ધ્યાન ખેંચવાની મી ચાર્લ્સ વીલરની દરખાસ મંજુર થઇ હતી ને રેલ્વે કંપનીને કાગળ લખવાનો ઠરાવ થયો હતો.

ત્યારબાદ બીજા દિવસને માટે સભા મુલતવી રાખવામાં આવી હતી.

---

# વેપારી ખબરો.

**જર્નલ ઓફ સાયંટીફીક ઇન્સ્ટ્રુમેંટસ**–આ નામનું માસીક કહાડવાનુ કામ ઇન્સ્ટીટયુટ ઓફ ફીઝીકસ તરફથી આરંભાયું છે. શરૂઆતનો અંક બહાર પડયો છે જેને એ વીશે વધારે માહીતી જોઇતી હોય તેમણે એ અંક મંગાવીને જોવો. એનું વાર્ષિક લવાજમ ત્રીશ શીલીંગ છે. એ માસીકના સંબંધમાં કેટલાક જાણીતા અનુભવીઓની કમીટી નીમવામાં આવી છે અને તેનો સેક્રેટરી મી. એફ. એસ સ્પ.યસ છે. એ માસિકનો અધિપતી ડૉ. ઇ. એચ રેનર છે.

**એક હીંદીએ ઇંગ્લંડમાં મેળવેલી કીર્તી**–મી. બીરેંદ્રનાથ દે હીંદની બહાર કંન્સલ્ટીંગ એન્જીનીયર તરીકે કામ કરનાર હીંદી તરીકે એકલા અને પહેલા છે. ગ્લાસગો શહેરની કોરપોરેશને પ્રેવન નામના વીભાગમાં સંચા સાથેનાં મોટાં બાંધકામ ઉભા કરવા માટેની સંપુર્ણ યોજના માગી હતી અને તે રજુ કરવાનું આમંત્રણ એમને તથા બીજી ઘણી એન્જીનીયરોની પહેડીઓને મોકલ્યું હતું. એ બાધકામ કેટલાં મોટાં હશે તેનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે તે માટે ખર્ચનો અડસટો ત્રણ લાખ પાઉડનો હતો. રીનફોર્સ્ડ કોન્ક્રીટ, તથા સ્ટીલના બાધકામ, ગટરો, રેલ્વેઓ, પાણીના નળ, સ્ટીમ તથા ગેસ પુરી પાડવાના કામ, એન્જીનો વગેરે ઘણા પ્રકારનુ કામ એમા હતુ. એ સર્વ માટેની યોજના મી. દેએ રજુ કરી તે સઉથી ઓછી ખરચાળુ હતી અને કોરપોરેશને તે મંજુર કરી છે, એ બાંધકામ માટે જોઇતી ચીજો માટેના આરડરો લંડન, ગ્લાસગો વગેરે ઘણા સ્થળોનાં કારખાનાં વાળાઓને આપવાના હતાં. તે કોને કઇ શરતે આપવાં તે નકકી કરવાનું કામ મી. દેને સોંપાયું હતુ. એ કારખાનાવાળાઓ પોતાની યોજનાઓ તથા નકશાઓ અને ભાવો દર્શાવી ટેંડરો મોકલશે તેમાથી મી. દે પસંદ કરશે તેને આરડર મળશે અને તેમણે મી. દેના હુકમ પ્રમાણે તે બજા લાવવા જોઇશે. ઇંટરનેશનલ એન્જીનીયરીંગ સીન્ડીકેટના તથા ઇકોનોમીક સ્ટ્રકચર્સ કંપનીના ડીરેકટર તરીકે પણ તે જાણીતા થયા છે. આટલી કીર્તી કોઇ હીંદીએ અગાઉ એવા કામમાં મેળવી નથી. ગેસ વર્કસ માટેના સંચા કામ વીશેનો તેમનો લેખ પ્રગટ કરતાં "ઇંડસ્ટ્રીયલ ઇંડીયા" નામના માસીકમાં એમનાં વખાણ કરવામા આવ્યા છે. મી. દેનો જન્મ ૧૮૯૨માં કલકત્તા ખાતે થયો હતો અને એમણે કલકત્તામાં તથા પાછળથી સ્કોટલંડમાં ગ્લાસગોમાં કેળવણી લીધી હતી. એન્જીનીયરીંગને લગતી પરીક્ષાઓ એમણે ત્યાંજ પસાર કરી હતી અને પછી વ્યવહારૂ અનુભવ પણ ત્યાંજ લીધો હતો તે માટે જુદી જુદી પેઢીઓમાં કામ કરવાની તેમને જરૂર પડી હતી. ઘણી હીંદી પેઢીઓએ લંડન ખાતેના કન્સલટીંગ એન્જીનીયર તરીકે એમને રોકી લીધા છે. મોડર્ન મ્યુનીસીપલ એન્જીનીયરીંગ પ્રેકટીસ નામનું પુસ્તક એમણે લખ્યું છે. એમણે લડાઇ દરમ્યાન સ્ટીમરો બનાવવાનુ કામ કર્યું હતું અને નૌકાખાતાંનાં બીજા પણ કેટલાક કામ કરી આપ્યાં હતાં.

---

મેટેલીક શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે?




## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઈ. સ. ૧૯૨૨ ના જુલાઈ માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતીઃ—

| આયાતઃ | જુલાઈ | | એપ્રીલથી જુલાઈ સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | રૂ. ૧૦૦૦ | | રૂ. ૧૦૦૦ | |
| જીવતાં જનાવરો ... | ૫૩ | ૧૬૦ | ૨૬૩ | ૩૯૬ |
| દારૂગોળો હથીયાર વિગેરે | ૫૨૪ | ૪૯૫ | ૨૫૨૭ | ૨૦૭૩ |
| બૉબીન ... ... | ૮૯૮ | ૨૯૮ | ૪૪૬૮ | ૨૦૩૯ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે | ૪૬૩ | ૪૪૯ | ૨૧૬૭ | ૧૮૮૧ |
| બુટસ અને શુઝ ... | ૮૨ | ૧૧૪ | ૬૦૨ | ૪૩૩ |
| ઘર બાંધવાનો સામાન ... | ૯૫૩ | ૧૨૭૭ | ૭૩૧૯ | ૫૨૩૪ |
| મીણબત્તી .... ... | ૫ | ૨૦ | ૨૫ | ૯૪ |
| રસાયણિક પદાર્થો ... | ૧૪૩૮ | ૧૬૪૮ | ૬૩૮૩ | ૬૮૨૧ |
| ઘડીયાળો ... ... | ૩૬૭ | ૮૩ | ૧૧૨૫ | ૫૩૯ |
| કોલસા ... ... .. | ૩૮૭૬ | ૨૬૯૨ | ૧૦૧૨૪ | ૧૫૫૪૪ |
| કૉફી ... ... ... | ૩૮ | ૧૩૯ | ૧૧૫ | ૪૭૧ |
| કાથો (સીંદરી) ... .... | ૪૧ | ૧ | ૧૩૬ | ૩૩૪ |
| દોરડાં .... ... ... | ૫૪ | ૬૬ | ૩૨૯ | ૩૨૧ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) | ૧૦૪ | ૧૯૬ | ૫૭૩ | ૬૨૬ |
| કપુર ... .... ... | ૧૫૨ | ૧૬૧ | ૬૪૫ | ૪૪૦ |
| બીજી જાતની મળી કુલ દવા | ૯૪૦ | ૧૨૪૪ | ૪૫૨૮ | ૪૭૪૪ |
| લુગડાં વગેરેને રંગવાની ચીજો | ૧૧૭૬ | ૨૫૪૬ | ૧૨૦૧૮ | ૯૩૬૯ |
| માટીની ચીજો તથા ચીની કામ | ૪૩૧ | ૬૩૩ | ૨૫૧૭ | ૨૭૯૦ |
| ફટાકડા .... ... | ૮૫ | ૧૧૦ | ૧૮૯ | ૨૩૨ |
| ફરનીચર ... ... | ૧૨૦ | ૧૭૯ | ૭૬૯ | ૬૦૩ |
| કાચનો સામાન.... .... | ૧૬૩૬ | ૨૧૧૫ | ૮૨૫૫ | ૮૫૮૯ |
| ચોખા ... ... | ૨ | ૨ | ૨૩ | ૬૨ |
| ઘઉં .... .... ... | ... | ૧૪૧ | ... | ૨૨૪૧ |
| ઘઉંનો લોટ ... .... | ... | ૩૩ | ૩ | ૨૯૨ |
| ધુપ ... ... .... | ૪ | ૪ | ૫૨ | ૬૩ |

# દેશ સેવા—Our Mission




દરેક દેશની પ્રજા નાણું સાચવવાની ટેવ ગ્રહણ કરી આગળ વધી છે.

હીંદુસ્થાનમાં પણ તે ટેવ દાખલ કરી આપણા દેશની ઉન્નતી થાય તે વિચારથી સેંટ્રલ બેંક ઓફ ઇંડીયા લીમીટેડની હોમ સેવીંગ સેફની યોજના પ્રજાના સનમુખ રજુ કરવામાં આવી છે.

ભારત માતાની કાંઇક સેવા બજાવવાના ઉત્તમ હેતુથી અને પ્રજાને પોતાનું હાલનું નાણું સાચવવાનું એટલું સાધન મળી શકે એ ધારણાથી આ યોજના રચાઈ છે તેનો લાભ મેળવો.

આ તમારા લાભની વાત છે. બેંકને તો નાની રકમનાં ખાતાઓમાં વધુ તકલીફ ઉઠાવવી પડે છે.

સો. ન. પોંચખાનાવાલા.
મેનેજીંગ ડીરેકટર.

| ચીજનું નામ. | જુલાઇ માસમાં 1921 | જુલાઇ માસમાં 1922 | એપ્રીલથી જુલાઇ સુધી 1921 | એપ્રીલથી જુલાઇ સુધી 1922 |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | રૂા. ૧૦૦૦ | | રૂા. ૧૦૦૦ | |
| હાર્ડવેર ... .... | ૪૮૩૩ | ૪૫૦૭ | ૨૪૪૨૮ | ૧૮૩૯૪ |
| ચામડાં બિન કેળવાયલાં ... | ૭૧ | ૪૧ | ૨૭૯ | ૨૨૪ |
| ઇલેક્ટ્રીસીટીને લગતા હથીઆરો | ૩૨૯૨ | ૧૯૩૦ | ૧૯૨ ૦ | ૮૫૬૭ |
| સંગીતનાં વિગેરે મળી કુલ હથીઆરો. | ૩૯૯૨ | ૨૬૪૪ | ૨૩૭૬૭ | ૧૧૬૦૦ |
| હાથીદાંત .... ... | ૩૪૮ | ૧૯૨ | ૧૨૬૩ | ૬૧૭ |
| ઝવેરાત .... .... | ૮૪ | ૮૮ | ૩૦૭ | ૫૪૩ |
| લાખ ... ... ... | ૨૯ | ૨૮૫ | ૮૮ | ૧૯૪૧ |
| કેળવાએલાં ચામડાં... ... | ૪ ૯ | ૧૧૩ | ૨૫૦૩ | ૧૮૫૧ |
| દારૂ .. ... ... | ૨૦૬૧ | ૭૮ ૯ | ૧૪૫૯૪ | ૧૦૦૭૨ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... | ૨ ૭૩૦ | ૧૩૦૧૨ | ૧૨૬૦૧ | ૭૬૧૦૪ |
| દીવાસળી ... ... ... | ૯૦૬ | ૧૦૧૬ | ૪૨૦૫ | ૪૧૨૮ |
| એલ્યુમીન્યમ ... ... | ૨૩૧ | ૭૦૫ | ૧૪૪૭ | ૩૧૧૭ |
| પીત્તળ કાંસુ વગેરે ... ... | ૫૬૦ | ૧૭૬૨ | ૧ ૦૫ | ૮૦૯૮ |
| ત્રાંબુ ... ... ... | ૪ ૧૦ | ૨૬૮૦ | ૧૯૭૬ | ૮૦૧૧ |
| જરમન સીલ્વર .... ... | ૬૪ | ૧૩૬ | ૩૦૩ | ૫૦૨ |
| લોઢું .. .... ... | ૫૫૨ | ૦૯૭ | ૧ ૫૮ | ૨૫૦૬ |
| લોઢું અથવા સ્ટીલ .. ... | ૧૨૫ ૫ | ૯૯૦૯ | ૫૦૭૦૮ | ૫૨૮૦૬ |
| સ્ટીલ ... ... ... | ૩૩૭૮ | ૩૭૯૮ | ૧૩ ૨૧ | ૧૩૭-૯ |
| સીસું ... ... ... | ૪૧ | ૧૦૫ | ૫ ૧ | ૫૬૪ |
| કલઇ .... ... .... | ૧ ૧૦ | ૩૩૩ | ૪૦૦૫ | ૧૮૦૧ |
| કેરોસીન ... | ૧૦૨૨ | ૪૦૬૧ | ૧૦૦૦૩ | ૬૫૨૮૮ |
| બાળવાનું તેલ ... ... | ૧૧૧૧ | ૯૪૨ | ૪૬૦૧ | ૪૦૯૦ |
| ખાવાનું તેલ ... ... | ૧૩૮ | ૮૯ | ૩૬૭ | ૪૦૯ |
| સર્વ જાતનાં તેલો મળી કુલ .. | ૪૩૧૧ | ૬૩૨૨ | ૩૦૬૩૧ | ૨૬૮૪૮ |
| રંગ રોગાન વિગેરે ... ... | ૧૦૨૪ | ૧૦૫૪ | ૦૦ ૨ | ૪૨૬૮ |
| કાગળો ... .... ... | ૨૦૮૩ | ૨૫૦૮ | ૮૦૯૩ | ૮૧૪૮ |
| કાગળો બનાવવાનો માલ વગેરે | ૨૩૨ | ૪૭૪ | ૧૩૪૩ | ૧૩૪૭ |
| રેલ્વે ગાડીઓ તથા બીજો સામાન | ૮૯૧૭ | ૬૭૬૫ | ૭૦૪૭૭ | ૪૦૧૮૬ |
| રબર ... .... ... | ૧૨૪૭ | ૧૦૨૩ | ૩૫ ૧ | ૫૨૭૪ |
| મીઠું ... ... ... | ૮ ૭ | ૧૭૬૮ | ૨૦૬૮ | ૪૯૦૮ |
| તલના બીયાં ... ... | ૪૦૭ | ૧૦૯ | ૯૯૭ | ૨૨૬ |
| સાબુ ... ... ... | ૫૬૫ | ૬૬૯ | ૧૬૯૩ | ૨૦૯૬ |
| સોપારી ... ... ... | ૧૩૯૨ | ૧૩૩૬ | ૪૮ ૯ | ૪૪૬૩ |
| તેજાનો કુલ ... ... | ૧૦૬૯ | ૨૧૨૬ | ૬૬૬૩ | ૬૦૯૪ |
| સ્ટેશનરી ... ... .... | ૧૧૮૯ | ૮૦૨ | ૩૮૬૬ | ૩૨૧૪ |
| ખાંડ ... ... ... | ૨૧૩૦૬ | ૧૦૮૧૬ | ૭૩૬૨૭ | ૩૩૩૨૧ |
| રૂ ... ... ... | ૩૫૪૪ | ૨૦૬૯ | ૧૩૩૦૨ | ૮૯૫૬ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... | ૭૮૮૯ | ૮૦૩૬ | ૩૦૫૨૮ | ૩૫૫૩૬ |
| સુતરાઉ હોઝીયરી ... ... | ૪૭૮ | ૬૩૨ | ૧૯૭૪ | ૧૯૯૬ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... | ૧૮૧૦૩ | ૩૪૫ ૩ | ૭૮૦૫૨ | ૮૧૨૦૩ |

| ચીજનું નામ. | જુલાઇ માસમાં | | એપ્રીલથી જુલાઇ સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | (રૂા. ૧૦૦૦) | | (રૂા. ૧૦૦૦) | |
| ધોયલાં પીસ ગુડ્ઝ ... ... | ૭૯૪૬ | ૧૧૯૯૧ | ૨૪૮૪૨ | ૩૫૧૯૧ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડ્ઝ | ૨૮૪૧ | ૬૦૨૧ | ૨૭૪૬૩ | ૨૧૮૭૭ |
| શીવવાના દોરા ... ... | ૪૯૭ | ૫૮૪ | ૧૬૯૫ | ૨૦૯૧ |
| સુતરાઉ માલ એકંદર ... | ૩૮૮૯૫ | ૬૨૨૫૧ | ૧૬૭૨૯૭ | ૧૮૧૦૯૧ |
| રેશમ કાચું ... ... | ૧૨૬૬ | ૮૦૫ | ૪૧૨૨ | ૨૯૪૨ |
| રેશમના પીસ ગુડ્ઝ ... | ૨૧૫૧ | ૧૯૫૦ | ૧૨૨૭૬ | ૯૨૨૪ |
| કાચું ઉન .... ... | ૨૬૨ | ૧૨૮ | ૫૧૧ | ૯૩૦ |
| ઉનની હોઝીઅરી .... .... | ૨૨ | ૫૭ | ૧૫૧ | ૨૦૧ |
| ઉનના પીસ ગુડ્ઝ ... ... | ૮૨૬ | ૧૧૧૪ | ૪૬૨૫ | ૩૬૯૨ |
| તંબાકુ ... ... ... | ૭૧૭ | ૨૮૭૪ | ૩૦૦૫ | ૬૭૬૬ |
| રમકડાં .... ... ... | ૨૩૨ | ૫૦૨ | ૯૯૩ | ૧૪૭૦ |
| છત્રીઓ ... ... | ૧૨૦ | ૮૩ | ૮૮૫ | ૪૧૧ |
| છત્રીઓનો સામાન ... ... | ૨૦૨ | ૨૨૬ | ૭૯૬ | ૧૦૭૭ |
| ગાડાં તથા ગાડીઓ (રેલ્વે સિવાય) | ૯૯૯ | ૨૧૩ | ૩૩૬૩ | ૮૯૨ |
| સાઇકલો (મોટર વગરની) ... | ૮૩ | ૨ ૬ | ૫૧૪ | ૮૫૫ |
| મોટરકાર ... ... .... | ૬૧૨૬ | ૫૨૭ | ૫૬૦૦ | ૪૦૪૦ |
| મોટર સાઇકલ ... ... ... | ૫૭ | ૨૩ | ૨૯૫ | ૧૯૬ |
| સ્ટીમરોના વીભાગ ... .... | ૫૮ | ૧૩૬૧ | ૨૮૮૧ | ૭૧૦૦ |
| લાકડું .... ... .... | ૯૨૬ | ૨૫૭ | ૪૮૨૧ | ૧ ૩૫ |
| કુલ ખાનગી આયાત | ૧૭૬૧૭૩ | ૧૮૧૫૩૨ | ૮૩૭૮૬૧ | ૭૧૨૪૧૩ |
| સરકારી માલની આયાત... .... | ૯૫ ૫ | ૧૦ ૮૮ | ૪૯૮ ૬ | ૪૦૩૫૭ |
| પરદેશી માલની નીકાશ ... | ૮૬૬૨ | ૧૮૬૬૬ | ૪૮૬૩૬ | ૪૩૪૯૧ |

નીકાશ.

| | | | | |
|---|---|---|---|---|
| જીવતાં જાનવરો ... ... | ૨૮૦ | ૨૨૭ | ૧૨૧૪ | ૮૨૬ |
| મીણબત્તી .... ... | ૧૦૨ | ૧૧૬ | ૩૬૩ | ૭૧૪ |
| સૉલ્ટ પીટર ... ... | ૨૫૬ | ૪૨૨ | ૧૫૦૮ | ૧૦૬૯ |
| કોલસા... ... .... | ૧૮૭ | ૧૩૭ | ૧૦૩૭ | ૩૬૭ |
| કોફી ... ... ... | ૩૨ | ૩૦ | ૭૬૧૧ | ૫૫૫૭ |
| કાથો, (સીંદરી) ... | ૧૪૪ | ૩૫૭ | ૧૮૦૪ | ૬૫૨૮ |
| દોરડાં ... ... .... | ૧૫૦ | ૧૪૦ | ૪૬૨ | ૪૧૬ |
| દવાઓ ... ... ... | ૧૯૫ | ૧૭૧ | ૧૨૧૪ | ૫૫૫ |
| ગળી ... ... ... | ૪૦૭ | ૮૭ | ૨૪૪૮ | ૬૦૩ |
| હરડાં બે ... ..., | ૬૬૬ | ૭૪૨ | ૧૭૧૨ | ૨૪૭૦ |
| લુગડાં, ચામડાં વિગેરે રંગવાની ચીજ કુલ | ૧૨૦૩ | ૧૦૪૧ | ૪૮૬૯ | ૬૯૨૬ |

| ચીજનું નામ. | જુલાઇ માસમાં ૧૯૨૧ | જુલાઇ માસમાં ૧૯૨૨ | એપ્રીલથી જુલાઇ સુધી ૧૯૨૧ | એપ્રીલથી જુલાઇ સુધી ૧૯૨૨ |
|---|---|---|---|---|
| | (રૂા. ૧૦૦૦) | | ( રૂા. ૧૦૦૦ ) | |
| બ્રશ તથા ઝાડુ માટે રેસા .... | ૧૨૩ | ૧૫૩ | ૩૧૬ | ૬૨૨ |
| ફળ ને શાક ... .... | ૩૫૦ | ૪૮૩ | ૨૧૬૮ | ૨૩૨૫ |
| ડાંગર ... ... ... | — | — | ૧૬૯૫ | ૧૦૪૨ |
| ચોખા ... .... ... | ૩૧૪૬૯ | ૨૨૯૦૭ | ૧૦૯૧૬૦ | ૧૪૮૧૧૭ |
| ઘઉં ... ... ... | ૪૬૨૯ | ૩૫ | ૧૨૬૪૦ | ૨૩૫ |
| ઘઉંનો લોટ ... .... | ૨૧૦૩ | ૭૮૦ | ૭૧૨૧ | ૪૫૦૨ |
| વગર કેળવાયલાં ચામડાં ... | ૫૮૧૧ | ૪૮૭૦ | ૧૭૪૪૮ | ૧૬૬૪૯ |
| લાખ ... ... ... | ૮૬૮૮ | ૧૦૯૦૨ | ૨૫૮૧૮ | ૩૨૧૮૫ |
| કેળવાયલાં ચામડાં ... | ૩૫૪૨ | ૪૮૯૪ | ૧૨૧૬૫ | ૧૭૬૮૩ |
| ખાતર ... ... ... | ૮૯૪ | ૮૨૯ | ૨૬૩૫ | ૩૨૯૦ |
| મેંગેનીઝ ઓર ... ... | ૮૧૭ | ૧૫૫૯ | ૩૦૬૪ | ૪૭૮૨ |
| ધાતુ કુલ ... ... | ૨૫૩૪ | ૩૭૮૫ | ૧૦૩૮૩ | ૧૩૭૦૫ |
| અબરખ ... ... | ૫૦૯ | ૪૩૪ | ૨૭૮૪ | ૧૮૩૬ |
| મુખડનું તેલ .... ... | ૯૮ | ૧૭૦ | ૨૬૫ | ૬૯૫ |
| દીવેલ તેલ ... ... | ૭૫ | ૧૪૫ | ૬૨૧ | ૪૩૦ |
| કોપરેલ તેલ ... ... | ૧૩ | ૧૩ | ૪૧૩ | ૧૫૦૯ |
| અળસીનું તલ ... | ૧૫ | ૪૩ | ૬૫ | ૫૭ |
| બીજી જાતનાં તેલો મળી કુલ .. | ૨૪૪૩ | ૫૦૦ | ૫૮૩૬ | ૯૦૨૨ |
| .... ... | ૬૩૭ | ૧૪૭૦ | ૩૧૪૮ | ૫૧૫૮ |
| અફીણ ... ... ... | ૧૩૫૩ | ૨૨૭૫ | ૮૩૩૪ | ૯૭૬૭ |
| ગળી .. ... ... | ૩૮૭ | ૮૬૫ | ૨૮૬૬ | ૪૩૧૮ |
| રબર .... .... ... | ૨૨૭ | ૨૩૬ | ૨૬૫૯ | ૧૪૯૬ |
| દીવેલી ... ... .. | ૩૩૩ | ૧૧૪૦ | ૧૨૪૫ | ૬૦૨૪ |
| ટોપરાં .... ... ... | ૨ | ૧ | ૩૨૮ | ૪૯૦૦ |
| કપાસીયા ... ... .. | ૩૫૦ | ૯૨૭ | ૧૯૨૭ | ૬૧૭૨ |
| ભોંયસીંગ ... ... ... | ૪૧૨૩ | ૪૭૯૫ | ૧૪૯૫૨ | ૨૫૮૨૬ |
| અળસી ... ... .... | ૪૫૦૬ | ૮૧૩૪ | ૮૫૭૫ | ૩૧૩૯૫ |
| સરસવ ... ... .. | ૧૪૬૧ | ૫૯૭૭ | ૭૭૬૬ | ૨૦૮૬૭ |
| તલ ... ... ... | ૬૨ | ૧૫૫૫ | ૨૨૭ | ૭૪૦૩ |
| તંબાકુ ... ... ... | ૪૧૪ | ૮૭૪ | ૩૨૯૦ | ૩૭૨૭ |
| ખાંડ ... ... ... | ૧૧૦ | ૫૬ | ૧૫૩૨ | ૩૧૨ |
| ચા... ... ... ... | ૫૩૯૩ | ૧૬૪૦૦ | ૨૭૦૪૫ | ૨૬૩૮૨ |
| કાચું રૂ ... ... ... | ૨૬૧૮૫ | ૬૨૫૭૬ | ૧૫૨૯૩૯ | ૨૨૭૮૫૬ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... | ૫૫૩૧ | ૯૩૮૭ | ૨૯૨૩૩ | ૨૪૦૫૯ |

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો ચોથે છે.

| ચીજનું નામ. | જુલાઇ માસમાં ૧૯૨૧ | જુલાઇ માસમાં ૧૯૨૨ | એપ્રીલથી જુલાઇ સુધી ૧૯૨૧ | એપ્રીલથી જુલાઇ સુધી ૧૯૨૨ |
|---|---|---|---|---|
| | (રૂ. ૧૦૦૦) | | (રૂ. ૧૦૦૦) | |
| રૂમાલ અને શાલ ... ... | ૩૯ | ૨૦૦ | ૩૪૦ | ૭૦૪ |
| મીસ ગુડઝ ... ... ... | ૬૫૭૬ | ૫૧૧૭ | ૨૮૧૧૪ | ૧૮૭૦૫ |
| શણ તથા તેની બનાવટ ... | ૨૯૧ | ૬૩૩ | ૯૨૭ | ૧૮૯૮ |
| જ્યુટ કાચું ... ... ... | ૬૬૮૫ | ૧૩૬૨૭ | ૨૧૭૪૭ | ૫૦૩૨૭ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... | ૭ | ૪૪ | ૫૨ | ૨૧૭ |
| જુટની બનાવટ ... ... | ૨૧૯૫૪ | ૨૬૫૧૫ | ૮૬૨૪૦ | ૯૬૬૩૨ |
| રેશમ (કાચું) ... ... | ૨૭૨ | ૪૦૯ | ૬૫૦ | ૧૦૩૬ |
| રેશમ કુલ ... ... ... | ૨૯૬ | ૪૨૪ | ૭૮૮ | ૧૧૧૩ |
| ઉન કાચું ... ... ... | ૧૩૯૮ | ૪૫૮૮ | ૪૬૯૫ | ૧૬૪૬૬ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... | ૫૧૩ | ૮૭૪ | ૧૮૨૪ | ૩૬૮૪ |
| તંબાકુ બીડી વીગેરે .. ... | ૪૦૫ | ૭૦૩ | ૨૬૦૭ | ૨૨૨૬ |
| લાકડાં પાટીયાં વીગેરે ... ... | ૭૫૬ | ૫૩૬ | ૨૨૬૧ | ૩૧૧૫ |
| કુલ ખાનગી નીકાશ .... .... | ૧૬૬૦૪૫ | ૨૩૧૪૫૬ | ૬૭૪૧૫૯ | ૯૦૪૬૨૪ |
| સરકારી માલની નિકાશ. ... .... | ૧૭૦૦ | ૭૧૦ | ૧૨૬૦૩ | ૩૬૭૫ |



## પરદેશનો વેપાર. જુલાઇ માસમાં.

| (લાખ રૂપીયા) | આયાત. ૧૯૨૧ | આયાત. ૧૯૨૨ | નીકાશ ૧૯૨૧ | નીકાશ ૧૯૨૨ |
|---|---|---|---|---|
| ખોરાક તંબાકુ વગેરે ... | ૨૯૨ | ૨૨૨ | ૪૭૫ | ૪૪૨ |
| કાચો માલ ... ... | ૧૫૫ | ૧૬૧ | ૭૧૬ | ૧૨૪૭ |
| બનેલો માલ ... .... | ૧૨૮૯ | ૧૪૧૨ | ૪૪૬ | ૫૫૫ |
| જીવતાં જાનવરો ... .. | ... | ૧ | ૨ | ૨ |
| પરચુંટણ ... ... | ૩૦ | ૧૭ | ૧૮ | ૧૫ |
| કુલ ... .. | ૧૭૭૧ | ૧૮૧૫ | ૧૬૬૦ | ૨૩૧૪ |

એપ્રીલથી જુલાઇ ચાર માસમા

| (લાખ રૂપીયા.) | આયાત. ૧૯૨૧ | આયાત. ૧૯૨૨ | નીકાશ. ૧૯૨૧ | નીકાશ. ૧૯૨૨ |
|---|---|---|---|---|
| ખોરાક તંબાકુ વગેરે ... | ૧૦૯૮ | ૭૬૦ | ૧૮૬૮ | ૨૦૨૬ |
| કાચો માલ .... .... | ૭૦૫ | ૬૭૭ | ૨૮૬૬ | ૪૯૬૫ |
| બનેલો માલ ... ... | ૬૪૫૭ | ૫૫૮૧ | ૧૯૦૯ | ૧૯૮૪ |
| જીવતાં જાનવરો ... ... | ૨ | ૪ | ૧૨ | ૮ |
| પરચુટણ .... .... | ૧૧૩ | ૧૦૦ | ૮૫ | ૬૧ |
| કુલ ... ... | ૮૩૭૮ | ૭૧૨૪ | ૬૭૮૧ | ૯૦૪૬ |

## કાપડની પેદાશ તથા આયાતની સરખામણી. (લાખ વાર)

| જાત | | જુન માસમાં | | એપ્રીલથી જુન ત્રણ માસમાં. | |
|---|---|---|---|---|---|
| | | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ |
| કોરા તથા ધોયેલા કાપડની | પેદાશ ... ... | ૧૦૫૮ | ૧૦૯૪ | ૩૯૩૭ | ૩૪૩૯ |
| ,, ,, | આયાત ... ... | ૭૩૫ | ૫૮૧ | ૧૯૫૩ | ૧૯૪૨ |
| રંગીન કાપડ | પેદાશ ... ... | ૩૫૧ | ૩૯૫ | ૧૦૧૧ | ૧૧૫૬ |
| ,, ,, | આયાત ... ... | ૮૫ | ૭૬ | ૨૮૪ | ૪૨૭ |

## સુતરની નંબરવાર પેદાસ તથા આયાતની સરખામણી (લાખ રતલ.)

| | ૧૯૨૨ | | ૧૯૨૧ | |
|---|---|---|---|---|
| | પેદાશ. | આયાત. | પેદાશ. | આયાત. |
| જુન માસમાં. | | | | |
| નં. ૧થી ૨૫ | ૫૩૭ | ૫ | ૫૧૪ | ૨ |
| ,, ૨૬થી ૪૦ | ૫૯ | ૩૯ | ૬૨ | ૩૨ |
| ,, ૪૧ અને વધારે | ૨ | ૫ | ૨ | ૭ |
| એપ્રીલથી જુન ત્રણ માસમાં | | | | |
| નં. ૧થી ૨૫ | ૧૫૭૦ | ૨૮ | ૧૫૦૧ | ૯ |
| ,, ૨૬થી ૪૦ | ૧૮૩ | ૧૦૬ | ૧૭૮ | ૭૨ |
| ,, ૪૧ અને વધારે | ૫ | ૧૯ | ૬ | ૧૫ |

## સુતરની પ્રાંતવાર પેદાશ (લાખ રતલ.)

| | જુન માસમાં | | એપ્રીલથી જુન માસમાં. | |
|---|---|---|---|---|
| પ્રાંત. | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| મુંબઇ ... ... | ૪૨૭ | ૪૨૧ | ૧૨ ૭ | ૧૨૪૧ |
| મદ્રાસ ... ... | ૩૧ | ૪૪ | ૧૦૩ | ૧૩૨ |
| બંગાલ ... ... | ૨૭ | ૨૫ | ૮૨ | ૭૬ |
| સંયુક્ત પ્રાંતો ... | ૩૧ | ૩૫ | ૯૧ | ૧૦૨ |
| અજમેર-મેરવાડ ... | ૨ | ૧ | ૬ | ૫ |
| પંજાબ ... ... | ૨ | ૨ | ૭ | ૮ |
| દીલ્હી ... ... | ૧ | ૩ | ૫ | ૯ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૨૬ | ૨૭ | ૮૦ | ૮૨ |
| દેશી રાજ્યો ... ... | ૨૮ | ૩૭ | ૮૯ | ૧૦ |
| કુલ .. .... | ૫૬૯ | ૫૯૯ | ૧૬૮૬ | ૧૭૫૯ |

## કાપડ સુતરનો ઉદ્યોગ.

(લાખ રતલ)

| | જુન ૧૯૨૨ | મે ૧૯૨૨ | જુન ૧૯૨૧ |
|---|---|---|---|
| સુતરની પેદાશ | ૫૬૯ | ૬૦૬ | ૫૭૯ |
| કાપડની પેદાશ | ૩૨૭ | ૩૪૩ | ૩૪૦ |

---

## કાપડની પ્રાંતવાર પેદાશ. (જુન માસમાં.)

| પ્રાંત. | કીંમત (લાખ રૂપીઆ.) | | વજન (લાખ રતલ.) | | લંબાઇ (લાખ વાર.) | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| મુંબઇ .... .... | ૪૪૫ | ૩૮૨ | ૨૮૩ | ૨૪૬ | ૧૦૮૧ | ૧૧૨૮ |
| મદ્રાસ .... ... | ૧૧ | ૧૯ | ૬ | ૧૨ | ૬૨ | ૩૭ |
| બંગાલ ... .... | ૬ | ૬ | ૪ | ૪ | ૨૦ | ૧૯ |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૨ | ૧૪ | ૮ | ૧૦ | ૨૮ | ૩૨ |
| અજમેર મેવાડ | ૨ | ૧ | ૧ | ૧ | ૬ | ૪ |
| મધ્ય પ્રાંત તથા બીહાર | ૨૦ | ૨૦ | ૧૩ | ૧૩ | ૪૬ | ૫૧ |
| દેશી રાજ્યો ... | ૧૫ | ૬૪ | ૨૦ | ૩૮ | ૭૩ | ૧૨૯ |
| કુલ ... | ૫૧૫ | ૪૮૩ | ૩૪૦ | ૩૨૭ | ૧૪૮૯ | ૧૪૧૦ |

---

એપ્રીલથી જુન—ત્રણ માસમાં.

| પ્રાંત | કીંમત (લાખ રૂપયા) | | વજન (લાખ રતલ) | | લંબાઈ (લાખવાર) | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| મુંબઇ | ૧૩૬૨ | ૧૨૧૬ | ૮૭૧ | ૭૭૫ | ૩૯૫૨ | ૩૫૮૦ |
| મદ્રાસ | ૪૬ | ૬૩ | ૩૦ | ૩૬ | ૯૨ | ૧૧૭ |
| બંગાલ | ૧૭ | ૧૬ | ૧૧ | ૧૦ | ૫૪ | ૫૧ |
| સંયુક્ત પ્રાંતો | ૩૪ | ૩૭ | ૨૪ | ૨૬ | ૭૬ | ૮૭ |
| અજમેર–મેવાડ | ૭ | ૬ | ૪ | ૪ | ૧૭ | ૧૭ |
| દીલ્હી | ૨ | ૮ | ૧ | ૫ | ૩ | ૧૬ |
| મધ્યપ્રાંતો–બીહાર | ૬૦ | ૬૧ | ૩૯ | ૪૦ | ૧૫૨ | ૧૫૭ |
| દેશી રાજ્યો | ૫૬ | ૭૬ | ૬૬ | ૮૫ | ૨૪૧ | ૯૧૬ |
| કુલ | ૧૫૮૯ | ૧૪૮૭ | ૧૦૫૦ | ૯૮૮ | ૪૫૯૫ | ૪૯૪૮ |

પી બોરજી ટાઇપ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

## પરદેશો સાથે વેપારને અંગે થયેલી લેણદેણ.

વેપાર બાકીને લગતો એપ્રીલથી જુલાઇ એ ચાર માસ માટેનો હીસાબ તપાસતાં નીચેની હકીકત માલમ પડે છેઃ—

(લાખ રૂપયા)

| +લ્હેણા –દેવા | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ |
|---|---|---|---|
| હીંદી માલની નીકાશ | +૯૩૨૪ | +૬૭૪૨ | +૯૦૪૬ |
| પરદેશી ,, ,, | +૫૧૩ | +૪૩૮ | +૪૩૧ |
| આયાત | –૯૯૬૮ | –૮૩૭૯ | –૬૭૭૮ |
| વેપાર બાકી | +૬૯ | –૧૨૦૧ | +૨૬૯૯ |
| સોનું ચાંદી તથા ચલણી નોટોની ખાનગી આયાત (–) કે નીકાશ (+) | –૩૦૬ | +૨૬૫ | –૧૯૧૪ |
| કાઉન્સીલ બીલ તથા સરકારી લોન વગેરે મારફતે થયેલી લેવડદેવડ | +૧૮૬૬ | +૫૮ | +૨૦૫ |
| તા. ૩૧–૭–૨૨ ને બાકી લેણા કે દેવા | +૧૬૨૯ | +૮૭૮ | +૯૯૦ |
| તા. ૩૦–૬–૨૨ને દીને | +૧૯૦૭ | +૧૦૩૩ | +૬૫૮ |

---

## વેપારી પુછપરછ.

બેલ્જયમમાં કારખાનું ચલાવતી એક પેઢી એસબેસ્ટોસ–સીમેંટ સ્લેટ, એસબેસ્ટોસ ફ્લેટ ૦, રૂફીંગ વગેરે માલ આયાત કરનારાની સાથે કામ પડવા માગે છે. એ વીશેની વધુ પુછપરછ માટે પત્ર લખો બેલ્જયન કોન્સલને, (કફપરેડ કોલાબા) મુંબઇ.

મેશર્સ સીહાઇડ ફ્રીયર્સ (Messrs Sehaid Freres ૧૨૬ રૂડી પ્રેમીડટ વીલ્સન, લેવેલો-ઇસ, પેરીસ, ફ્રાન્સ) નીચે જણાવેલી ચીજોની નીકાશ તથા કમીશન એજંટ તરીકેનું કામ કરે છે–ભરતકામ, લેસ, હોઝીયરી, કાપડ, રેશમ, અત્તર, તેજાનો, વાઇન, સ્પીરીટ, ચેમ્પેન, તેલ વગેરે. તેલના બીયાં તથા ગુંદરના વેપારને લગતું કામ કરનાર આડત્યાની આફીસ મારસેલ્સમાં છે. વીશેષ પુછપરછ માટે લખો ફ્રેંચ કોન્સલને, મુંબઇ.

---

# નવી જોઈંટ સ્ટોક કંપનીઓ.

જુલાઈ માસમાં સ્થપાયેલી જોઈંટ સ્ટૉટ કંપનીઓનો હકીકત નીચે પ્રમાણે છેઃ-

| નં. | નામ. | અગ્રેસરો તથા ઠેકાણું. | કામકાજ. | ધાપણ રૂ. (૧૦૦૦) |
|---|---|---|---|---|
| ૧ | બાગલકોટ કમરશીયલ બેંક | ગુલવાડી એન્ડ કું. | બેંક | ૨૦૦ |
| ૨ | નઈનીતાલ બેંક | સંયુક્ત પ્રાંતમા | ,, | ૫૦૦ |
| ૩ | ફરીદાબાદ લોન એન્ડ એગ્રીકલ્ચરલ કોઓપરેશન | ચક્રવર્તી ચેટરજી એન્ડ કું. ફરીદાબાદ | ધીરધાર | ૧૦૦ |
| ૪ | બોધીપુર શ્રીરામ કોટીનાધી | એન. ગોપાલ નાયકર કોઈંબટુર | બેંક અને ધીરધાર | ૭૫ |
| ૫ | પેનુકોંડા મારૂતી બેનીફીટ પરમેનન્ટ ફંડ | પી. વી. રેડીગારૂ અનંતપુર | ,, | ૪૯ |
| ૬ | સીરનાઈકન પલાયમ થાણ્ણા લક્ષ્મી બેંક | એ. એમ. ઈશ્વરમ ચેટી, કોઈંબટુર | ,, | ૫૦ |
| ૭ | વેલંદી પલાયમ યાધવકુલ ગોપાલકૃષ્ણ વીલાસનીધી | મારૂથકોનન કોઈંબટુર | ,, | ૧૦૦ |
| ૮ | ટી. આર. પ્રાટ | કલકત્તા | મોટરકારનો વેપાર | ૧૯૦૦ |
| ૯ | રામપાલ એન્ડ કું. | કે. એ. આયર તીનાવેલી | ,, | ૨૦૦ |
| ૧૦ | અલીગઢ ટ્રાન્સપોર્ટ કું. | દીલ્હી | ,, | ૧૦૦ |
| ૧૧ | શ્રી વાણી વીલાસ સીન્ડીકેટ | ટી. કે બાલસુબ્રમન્યમ ત્રીચીનાપોલી | છાપખાનું | ૩૦૦ |
| ૧૨ | કામવીર ઈલેકટ્રીક પ્રીટીંગ વર્કસ | એસ. પી. પરમેશ્વર જાુડા બીલ્ડીંગ ત્રાભોવન રોડ ગીરગામ, મુંબઈ. | ,, | ૫૦ |
| ૧૩ | વેદીક પ્રેસ | લખનો. | ,, | ૧૦૦ |
| ૧૪ | હીંદ પ્રીટીંગ એન્ડ પબ્લીશીંગ કું. | દેશાઈ રાવળ એન્ડ કું. નવસારી | ,, | ૨૫ |
| ૧૫ | નેશનલ ન્યુસ પેપર્સ | લાહોર | ,, | ૫૦૦ |
| ૧૬ | મધ્ય ભારત પ્રીટીંગ એન્ડ પબ્લીશીંગ કું. | ખંડવા | ,, | ૨૫ |
| ૧૭ | ડી. વોલ્ડી એન્ડ કું. | ફેન્સીલેન, કલકત્તા | દવા તથા રસાયણી પદાર્થો | ૩૦૦૦ |
| ૧૮ | એસ. સી. નંદી એન્ડ સન્સ | ૧૩, દરમહટ્ટા સ્ટ્રીટ કલકત્તા | લોખંડ તથા સ્ટીલની ચીજો બનાવવી | ૧૩૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૯ બેલેરી ઈલેક્ટ્રીક સપ્લાઇ કું. | એસ. એમ. હુસેન | વીજળીક લાઇટ તથા રોશની પુરી પાડવી | ૧૦૦૦ |
| ૨૦ બ્રાચ ઇલેક્ટ્રીક સપ્લાઈ એંડ ડીવેલપમેંટ કોરપોરેશન | ચુનીલાલ એંડ કું. ૮ ડીનલેન, કોટ, મુંબઈ | ,, | ૧૦૦૦ |
| ૨૧ કેરલ કું. | કે. આર. મેનન મદ્રાસ | ઘરો બાંધવાના સામાનનો વેપાર | ૫૦૦ |
| ૨૨ એક. કુપર | કેનીંગ સ્ટ્રીટ કલકત્તા. | વેપાર | ૨૦૦ |
| ૨૩ ટસ્ટ ઇન્ડીયન ઈંડસ્ટ્રીઅલ્સ | ડેલ હાઉસી સ્કવેર કલકત્તા | વેપાર અને ઉદ્યોગમાં | ૫૦૦૦ |
| ૨૪ બંગાળ હેટ મેન્યુ કું. | એચ. બોઝ એંડ કું. કલકત્તા | ટોપીઓ બનાવવી | ૧૦૦ |
| ૨૫ બંગાળ પોલ્ટ્રી ફીશરી, એંડ ટ્રેડીંગ કું. | હુસેન મદબુલ એંડ કું. રાજમોહન સ્ટ્રીટ, કલકત્તા | ડેરી ચલાવવી માછલી પકડવી જાનવરો ઉછેરવાં તથા વેપાર | ૫૦૦ |
| ૨૬ ન્યુ ઇંડસ્ટ્રીઝ | બીશનસીંગ જ્યુબીલ કીશોર કલકત્તા | સોપ વગેરે ચીજો બનાવવી | ૭૦૦ |
| ૨૭ દત્ત ચૌધરી એંડ કું. | કોરપોરેશન સ્ટ્રીટ કલકત્તા | પોલીસ્ટીકસ બનાવવી | ૪૦ |
| ૨૮ બળીરામ બ્રધર્સ | કે. સી. એમ. રાજ પાલઘાટ (મદ્રાસ | વેપાર | ૪૦ |
| ૨૯ સરજુ વીવીંગ કું. | તાલુકદાર એંડ સન્સ રાસબીબગંજ, કુતુબપુર | કપડાં શીવવાં ગુંથવાં વગેરે . | ૧૦૦ |
| ૩૦ મદુરા ઇંડસ્ટ્રીયલ્સ | વી. એસ. કે. એમ. આયર મદુરા | કાપડ સુતર બનાવવું. | ૪૫૦ |
| ૩૧ તાડપત્રી હેંડસ્પીનીંગ એંડ વીવીંગ કું. | બી. એસ. રાવગારૂ, અનંતપુર | કાપડ સુતરની પેદાશ | ૫૦ |
| ૩૨ બસીન ટીમ્બર ટ્રેડીંગ કું. | બસીન ( બરમા ) | લાકડાં કાપવાની મીલ તથા લાકડાંનો વેપાર | ૨૦૦ |
| ૩૩ બંગાલ કોટન સીન્ડીકેટ | શાંતિ એન. રોય સ્ટ્રેંડરોડ કલકત્તા | ખેતી વગેરે ઉદ્યોગની ખીલવણી | ૪૦૦ |
| ૩૪ ઇસ્ટ ઇંડીયા કોર્પોરેશન | કલાઇવ બીલ્ડીંગ કલકત્તા | કોલસાની ખાણોનું | ૧૦૦ |
| ૩૫ બંડર કપુરપુર કોલ કું. | એ ટકૂયુલ કું. ૮, કલાઇવરો કલકત્તા | ,, | ૪૦૦ |
| ૩૬ ટકર એંડ મુકરજી | ૩૦, બનીયા પુકર રોડ, કલકત્તા | મકાન બાંધવાં તથા જમીનનો વેપાર | ૫૦ |
| ૩૭ સબર્બન લેંડસ | ૫૦, મર્ચંટ સ્ટ્રીટ રંગુન | ,, | ૫૦૦ |
| ૩૮ ન્યુ ટેટનલ ક્લબ | અમરેંદ્ર એમ બોઝ, ૩૧ મેંગોલેન, કલકત્તા | ક્લબ ચલાવવી . | ૧૦ |
| ૩૯ રતન ઈંડસ્ટ્રીયલ એંડ એંટરટેમેંન્ટ કું. | પી. આર. પીલાઇ મદ્રાસ | સીનેમા | ૧૦૦ |

(કુલ થાપણ રૂપયા એક કરોડ વ્યાસી લાખ ચુમાલીસ હજાર નવસો પંચાણું ) કુલ ૧૮૩૪૪

*Registered No. B. 810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

| | રૂ. આ. પા. |
|---|---|
| છુટક નકલ રોકડેથી | ૦—૬—૦ |
| ,, ,, વી. પી. થી | ૦—૧૦—૦ |

| | રૂ. આ. પા. |
|---|---|
| વાર્ષિક લવાજમ મુંબઈ | ૩—૮—૦ |
| ,, ,, હીંદુસ્તાન | ૪—૦—૦ |
| ,, ,, પરદેશ | ૪—૧૨—૦ |


# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

અધિપતી—જયસુખલાલ કૃષ્ણલાલ મેહતા.

પુસ્તક ૧૫ મું. VOL XV. NOVEMBER 1922. No. 5 નવેમ્બર ૧૯૨૨ અંક ૫ મો

## અનુક્રમણિકા.

બજારમાં વેચાવા આવેલો પાક છેલાં કેટલાક વરસ દરમ્યાન નીચે પ્રમાણે હતોઃ—

| હજાર | ગાંસડી |
|---|---|
| ૧૯૧૧-૧૨ | ૧૬૦૪૩ |
| ૧૯૧૨-૧૩ | ૧૪૧૨૮ |
| ૧૯૧૩-૧૪ | ૧૪૮૮૪ |
| ૧૯૧૪-૧૫ | ૧૫૦૬૭ |
| ૧૯૧૫-૧૬ | ૧૨૯૫૩ |
| ૧૯૧૬-૧૭ | ૧૨૯૭૫ |
| ૧૯૧૭-૧૮ | ૧૧૯૧૧ |
| ૧૯૧૮-૧૯ | ૧૧૬૦૨ |
| ૧૯૧૯-૨૦ | ૧૨૨૧૭ |
| ૧૯૨૦-૨૧ | ૧૧૩૫૫ |
| ૧૯૨૧-૨૨ | ૧૧૪૯૪ |

પાકની ખરેખરી ઉતરમાં પડતો તફાવત આ કરતાં ઘણો વધારે હોય છે પણ બજાર ભાવમા થતી વધઘટ તથા તેનાં બીજાં કારણોની અસર એટલી બળવાન રહે છે કે કોઇ વરસે પાક અતીશય મોટો કે અતીશય ઓછો થાય તો પણ તેની બજાર ઉપર ઘણી અસર થવા દે નહીં અને પાક વધારે હોય તે વેળા બાકી સીલીકમા વધારે પડી રહે અને બજારમાં ઓછો આવે." જયારે કોઇ વેળા પાક ઓછો ઉતરે તે વેળા આગલી શીલીકનો માલ બજારમા આવી બજારમા આવી પડતી ખુટ ઘટાડે.

છેલી યુરોપની લડાઇ જાગી ત્યારે યુનાઇટેડ સ્ટેટસમા પાક ઘણોજ સારો હતો પણ લડાઇને લીધે માલ યુરોપ મોકલી નહીં શકાય તેથી તે વરસે કેવી રીતે વર્તવું એમ ચીંતા પડવાથી યુનાઇટેડ સ્ટેટસની બેંકો એ રૂ ઉપર રતલ દીઠ પાચ સેંટ પણ ધીરવાની ના પાડતી હતી પાછળથી લડાઇ દરમ્યાન બધી ચીજોના ભાવ વધ્યા અને નાણુની રેલમ છેલ થઇ ત્યારે કેટલીક બેંકો રૂ ઉપર રતલ દીઠ પાત્રીસથી ચાળીસ સેંટ સુધી ધીરવાને તૈયાર હતી તે પછી પાછા રૂના ભાવ ગગડ્યા અને રતલદીઠ નવથી દસ સેંટના થઇ ગયા હતી. ફરીથી વધવાની વલણ હમણા જોવામા આવે છે. પણ કોઇ એમ પણ કહે છે કે પીછા ચાલીસ સેંટનો ભાવ થશે આ અનુમાન કેટલું ખરૂં છે તે તપાસવા માટે પાકની ખરી ઉતર જેવી હોય તો, છેલા કેટલાક વરસ દરમ્યાન તે કેટલી હતી તે દર્શાવનાર આકડા નીચે આપ્યા છે—

| | હજાર ગાંસડી. |
|---|---|
| ૧૯૧૪ | ૧૬૧૩૫ |
| ૧૯૧૮ | ૧૨૦૪૦ |
| ૧૯૧૯ | ૧૧૪૨૦ |
| ૧૯૨૦ | ૧૩૪૩૯ |
| ૧૯૨૧ | ૭૯૫૩ |

વળી એ પણ યાદ રાખવું જોઇએ કે છેલા ત્રીસ વરસમાં કોઇ પણ વરસે થયેલા પાક કરતાં પણ ઓછો પાક ૧૯૨૧ માં થયો હતો. ૧૯૧૪ના વરસ સાથે સરખાવતા તે પચાસ

ટકા કરતાં પણુ ઓછો છે એ તો ઉપર આપેલા આંકડા ઉપરથી સ્પષ્ટજ છે. એ ઓછો રાખવામાં ખેડુતોએ સમજીને મદદ કરી હતી. બહુ પાક થાય અને તેથી ભાવ ઘટી જાય તો નુકશાન જાય. વળી એને, આગલે વરસે પાક સારો થયો હતો, તેમાંથી બાકી ઘણો માલ રહેલો હતો અને ભાવ ગગડવા માંડેલાજ હતા. ૧૯૨૧ નો પાક કરવાની વખતે એટલો નીચો ભાવ હતો કે પાક કરવો પોસાય નહીં. આટલાં કારણોને લીધે તેમણે પાક ઓછો કરવામાંજ પોતાનો લાભ માન્યો., એ ઘટાડો કરવા વીશે તેમણે જેટલી વાતો કરી તેટલી સંપુર્ણ પણે અમલમાં મુકી નથી પણ પાકના વીસ્તારમાં તમણે ઘણો ઘટાડો કર્યો એમાં શક નથી. વીસ્તાર ઘટે એટલે ઉતર ઓછી થાયજ તેમાં વળી ખાતરનો ઉપયોગ પણ ખેડુતોએ પોતાની ગરીબાઈને લીધે ઓછો કર્યો. જો રૂના ભાવ સારા હોત તો કદાચ વધારે ખાતર વાપરત પણ રૂ સસ્તો હોવાથી ખાતર માટેનો ખરચ પરવડે એમ નહતું. તે પછી પાકમાં જીવડાં પડવાથી નુકશાની થઈ એટલે આખરે ઉતર ઘણીજ થોડી થઈ.

એમ છતાં પણ રૂની અછત તો કોઈ વેળા જણાઈ નથી. આગલા વરસની બાકી મોટી હતી તે અને નવો પાક બજારમાં આવ્યો એટલે મીલો માટે તથા પરદેશ સાથેના વેપાર માટે કાંઈ તંગી નડી નથી. હવે સમય બદલાયો છે. હવે બાકી રહેલો માલ બહુ નથી. એ ઘટીને અગાઉ હમેશાં રહેતો હતો તેટલો થઈ ગયો છે જો મીલોમાં રૂનો વપરાશ ઘટી ગયો નહોત તો બાકી આટલો માલ પણ રહેત નહીં. ભાવ નીચા રહેવાથી અને વેપાર મંદ ચાલવાથી માલની પેદાશમાં તેમજ ઉઠાવમાં ઘટાડો થયો હતો તેમાથી કાંઈક સુધારો ૧૯૨૧-૨૨ માં થયો તેનો અસર રૂના ઉઠાવને લગતા આંકડામા જણાય છે. ન્યુ ઈંગ્લંડમાં કાપડના ભાવ વધતા જતા હતા પણ માલ વાપનારા એટલો મોંઘો ભાવ આપવાને તૈયાર ન હતા. દક્ષીણની મીલોની હરીફાઈ વધારે જોશમાં હતી. દક્ષીણના મીલવાળાઓ ઓછા નફાએ કામ લઈ શકે તેમ હતું કેમકે તેમને રૂ પાસેથી મળતો હતો અને મજુરી સસ્તી હતી. ન્યુ ઈંગ્લંડની મીલોવાળાઓએ તેથી મજુરીના દર વીસ ટકા ઘટાડવા અને મજુરીના કલાક બાર ટકા વધારવા ઠરાવ કર્યો અને મજુર વર્ગે તે માન્ય રાખવાની ના પાડવાથી હડતાળ શરૂ થઈ. ફેબ્રુઆરીમાં રહોડ ટાપુમા, ન્યુ હેમ્પશાયરમાં, કનેકટીકટમા, અને મેસીચ્યુસેટસમા હડતાળ જાગી. છેવટે મજુરો થાકીને કામે વળગ્યા પણ જેટલા દિવસ હડતાળ ચાલુ રહી તેની અસર રૂના વપરાશપર થઈ. એ જીલ્લાઓમા ગયે વરસે રૂનો ઉઠાવ ૧૯૨૦-૨૧ કરવા ૧૯૨૧-૨૨ મા ઓછો હતો. માત્ર જુલાઈ માસના આકડા લઈએ તો એ ઘટાડો (૧૬૫૨૯૯ ને બદલે ૧૫૩૬૧૨) ૧૧૬૮૭ ગાસડી જેટલો હતો. પાછળથી સુધારો થયો અને આખા વરસના આકડા લઈએ તો ૨૧૨૫ હજારને બદલે ૨૪ લાખ ગાંસડીનો ઉપાડ થયેલો નજરે પડે છે. દક્ષણના મુલકોને લગતી વિગત ઉપરથી માલમ પડે છે કે ત્યા રૂનો વપરાશ આગલે વરસ ૩૧૯૮ હજાર ગાસડી જેટલો હતો તે ૧૯૨૧-૨૨ મા વધીને ૪૦૧૮ હજાર ગાસડી જેટલો થયો હતો આખા દેશને માટેના સામટા આકડા લેતા એમ માલમ પડે છે કે રૂના વપરાશ ૫૨૯૩ હજાર ગાસડી પરથી વધી ૬૪૧૮ હજાર ગાસડી જેટલો થયો છે. અમા મોટો ભાગ રૂ ઉગાડનારા વિભાગોમાજ હતો. પરદેશોમા પણ એવીજ રીતે રૂના વપરાશ આગલા વરસની સરખામણીના વધારે હતો કેમકે આગલે વરસ નીકાસ ૫૮૦૬ હજાર ગાસડીની થઈ હતી. જ્યારે ૧૯૨૧-૨૨મા નીકાસ ૬૩૩૭ હજાર ગાંસડીની હતી. પાકની ઉતર ઘટી અને રૂનો ઉઠાવ વધ્યા તેને પરીણામે.

બજારમાં પડી રહેલો રૂનો જથો ઘટયો છે ગઇ તા ૩૧-૭-૨૨ ને દીને તે ૨૮૨૮ હજાર ગાસડી જેટલો હતો જ્યારે અગાઉ વરસે તે ૬૫૩૪ હજાર ગાંસડી જેટલો હતો.

## દુનિયામાં અમેરીકન રૂનો જથો.

આટલા આંકડાને આધારે હવે દુનીયામા અમેરીકન રૂનો જથો કેટલો છે લગતા આંકડા નીચે રજુ કર્યા છે:—

| | (હજાર ગાંસડી) | | |
|---|---|---|---|
| લીંટ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૦ |
| યુનાઇટેડ સ્ટેટસમા કારખાનાઓમાં | ૧૧૦૩ | ૧૦૨૫ | ૧૩૫૮ |
| ,, સરકારી વખારોમા | ૧૩૭૪ | ૩૬૩૩ | ૨૦૫૫ |
| લીવરપુલમા | ૪૭૩ | ૬૮૫ | ૭૦૦ |
| મેન્ચેસ્ટરમા | ૪૫ | ૭૫ | ૧૧૯ |
| યુરોપના બદરોએ | ૪૪૨ | ૫૦૬ | ૩૬૦ |
| યુરોપ જતો સ્ટીમરોમા | ૧૭૧ | ૩૮૬ | ૬૬૨ |
| યુનાઇટેડ સ્ટેટસની મીલોમા | ૧૨૦૦ | ૧૧૨૪ | ૯૪૭ |
| જાપાન તથા ચીનમા (તથા ત્યા જતો સ્ટીમરમા) | ૩૦૦ | ૨૫૦ | ૨૦૦ |
| યુનાઇટેડ સ્ટેટસમા તે શીવાય રહેલો | ૧૨૫ | ૧૬૫૦ | ૧૫૦ |
| લીંટર્સ | ૩૩૯ | ૬૮૬ | ૧૦૦૯ |
| કુલ | ૫૫૭૩ | ૧૦૦૨૧ | ૭૦૬૨ |

આ જથો ગયા વરસના ૫૫ચાવન ટકા જેટલોજ છે.

## યુનાઇટેડ સ્ટેટસમાં મીલોનો ઉદયોગ.

યુનાઇટેડ સ્ટેટસના દક્ષીણ વીભાગમા કાપડ સુતરની મીલોનો ઉદયોગ વધતો જાય છે તેને લગતી વીગત નીચે રજુ કરી છે —

| | મીલોની | લાખ સ્પીંડલો | | હજાર સુતરનો | | ઉઠાવ |
|---|---|---|---|---|---|---|
| | સખ્યા | ગોઠવેલા | વપરાતા | લુમો | સરેરાશ નં | લાખ રતલ |
| ૧૯૨૧-૨૨ | ૭૮૦ | ૧૬૨ | ૧૫૮ | ૨૬૭ | ૧૬ | ૧૯૩૭૧ |
| ૧૯૨૦-૨૧ | ૮૦૮ | ૧૫૩ | ૧૫૧ | ૨૭૮ | ૨૧ | ૧૫૪૬૯ |
| ૧૯૧૯-૨૦ | ૭૬૮ | ૧૪૯ | ૧૪૭ | ૨૭૦ | ૨૧ | ૧૮૧૩૪ |
| ૧૯૧૭-૧૮ | ૭૮૬ | ૧૪૩ | ૧૪૧ | ૨૬૯ | ૨૦ | ૨૦૯૧૨ |
| ૧૯૧૬-૧૭ | ૭૭૫ | ૧૪૦ | ૧૩૯ | ૨૬૪ | ૨૨ | ૨૧૧૮૬ |
| ૧૯૧૪-૧૫ | ૭૫૪ | ૧૩૦ | ૧૨૭ | ૨૫૩ | ૨૨ | ૧૫૧૮૬ |
| ૧૯૦૭-૦૮ | ૭૧૭ | ૧૦૪ | ૯૮ | ૨૦૫ | ૨૦ | ૧૦૬૭૦ |
| ૧૯૦૨-૦૩ | ૫૯૪ | ૭૦ | ૬૭ | ૧૫૩ | ૧૯ | ૯૮૩૬ |
| ૧૮૯૭-૯૮ | ૩૯૧ | ૩૬ | ૩૫ | ૯૧ | ૧૮ | ૫૭૭૧ |

આ આંકડા દેખાડે છે કે એ મીલો હજી સંપુર્ણ રીતે કામ કરતી નથી. ૧૯૧૬–૧૭ માં સ્પીન્ડલોની સંખ્યા ઓછી હતી તોપણ ઘણો વધારે રૂનો વપરાશ થયો હતો. બીજી વાત આ આંકડા પરથી માલમ પડે છે કે મીલોની સંખ્યાના પ્રમાણમાં સ્પીંડલોની સંખ્યામાં વીશેશ વધારો થયો છે.

ઉતરના વીભાગમાં સ્પીંડલોની સંખ્યા બે કરોડ જેટલી ગણવામાં આવે છે. એ સંખ્યા ૧૯૧૮–૧૯ માં ૧૬૯ લાખ, ૧૯૧૯–૨૦ માં ૧૯૯ લાખ અને ૧૯૨૦–૨૧ માં ૨૦૦ લાખ જેટલી હતી. ૧૯૨૧–૨૨ માં કાંઇ જાણવાજોગ વધારો થયો નથી.

## યુરોપની સ્થીતી.

યુરોપના કેટલાક દેશોમાં વેપાર રોજગારની મંદી આગલા વરસ જેટલી ન હતી એટલે કે છેલી લડાઈની અસર તદન નીમૂળ થઇ નથી. હજી હુંડીના ભાવની અસ્થીરતાને લીધે વેપાર તથા ઉદ્યોગોને હાની પહોચે છે નાણાંની સગવડ ઓછી હોવાથી પણ એવીજ અસર થાય છે. જરમનીની સ્થીતી તો એવી ખરાબ થઇ છે કે તેની પાસેથી લડાઇની નુકેશાનીનો બદલો કેવી રીતે મેળવવો તે વીશે એકમત ઉપર આવવાનું મીત્ર રાજ્યો માટે અસંભવીત થઇ પડયું છે. તેને માટે વારંવાર કોન્ફરન્સો ભરાય છે પણ હજી ઘણા પ્રશ્નોનું નીર્રાકરણ બાકી છે અને તેવાં સહુથી ગંભીર પ્રશ્ન રૂશીયામાં વીશ્વાસપાત્ર સરકારની સ્થાપના કરવાનો છે. આ બધાંની અસર એ છે કે વેપાર તદન અનીયમીત થઇ ગયો છે.

## ગ્રેટ બ્રીટન

૧૯૨૧ ના ઓગસ્ટ મહીનામાં કાપડ સુતરની મીલોના ઉદ્યોગની મંદી ચાલુ હતી; સપ્ટેંબરમાં વધારે કામ કાજ થયું હતું અને ૧૯૨૨ માં એ ઉદ્યોગ હંમેશનાં જોશમાં આવ્યો હતો. તે પરથી અત્યાર સુધી ભાગલો સુધરતો રહ્યો છે અને એ ઉદ્યોગ છેલા અઢાર માસની અગાઉ હતો તે કરતાં અત્યારે વધારે સારી સ્થીતીમાં છે. એ ફેરફારનું કારણ એટલુંજ છે કે કાપડનો ઉઠાવ કરનારાં મુલકોમાં માલનો જથો ખપી જવાથી ઘટી ગયો છે અને નાણાં સંબંધી સગવડ પણ સુધરી છે. વળી કાપડનાં ભાવમાં વધારો થતો દેખીને પણ કેટલાક વેપારીઓએ ઓરડરો નોંધાવ્યાં હશે. અત્યારે તો વેપારીઓ તેમજ મીલોવાળા બધાંની પાસે માલનો સંગ્રહ થોડો છે. અને તેથી વાયદાના કબાલા લાંબી મુદત સુધીના નોંધાયા છે. ભાવ વધારવાની વલણ છે અને ઉદ્યોગની સ્થીતી છ માસ અગાઉ હતી તે કરતાં ઘણી વધારે મજબુત છે. એમના માગ્યા પ્રમાણે મોંઘા ભાવો આપવાને ખરીદનારાઓ તૈયાર નથી તેથી ભાવો વધી શકતા નથી. પરદેશો માટેની કાપડની આખા વરસ દરમ્યાન ખરીદી બહુ અનીયમીત હતી. છેલા થોડા મહીનાથી એમાં સુધારો થયો છે. અત્યારે (સપ્ટેંબર ૨ જી) લેંકેશાયરમાં લુમોમાંથી સેંકડે ૯૦ કામ કરે છે ગયા જાનેવારી માસમાં એ પ્રમાણ ૫૦ ટકા જેટલું હતું. હજી પણ કાપડ માટે જે ભાવ મળે છે તે કાંઇ મીલોવાળાઓ માટે ઘણા નફાકારક નથી. જે મીલોએ ઘણા ઓરડરો નોંધેલા છે તેઓ વધારે ભાવ મેળવવા માટે અટકયા છે. આરડરો મળવાની શરૂઆત તો ગયા ફેબ્રુઆરીમાં થઇ હતી જે વેળા ચીનથી ઓરડરો મળ્યા હતા. તે વેળા મુખ્ય લેવાળી ધોયેલા કાપડ માટે તથા ફેંસી માલ માટે હતી. પછીથી ફોરી શર્ટીંગ અને ચાદરો માટે લેવાલી જાગી. એ લેવાલી ખલાસ થવા આવી એટલામાં હીંદ માટે વરદીઓ મળવા લાગી અને તે હંમેશા

સુજબ ચાલુ છે. ચોમાસું સારૂં નીવડે તો સારી ઘરાકી નીકળવાની વકી રાખવામાં આવે છે. મલમલ ધોતી તથા જગન્નાથી મોટી રકમ માટે, સોદા મુંબઇ, કલકત્તા, કરાંચી તથા મદરાસ માટે થોડા વખત પર થયા હતા. હવે કેટલીક લેવાલી નવેંબરની છે. ડીલીવરી માટે કોરી શર્ટીંગ માટેનો વેપાર પણ વધતો જાય છે. કાપડના ભાવ વધતા જાય છે કેમકે રૂના ભાવ વધે છે અને માલ બનાવનારાઓના હાથમાં વરદીઓ ઘણી હોવાથી તેઓ સ્વતંત્ર બન્યા છે. છેલાં થોડાંક અઠવાડીયાંથી ચીન માટેનું કામકાજ નીરાશા ઉપજાવનારૂં છે ત્યાં રાજકીય તથા નાણાં સંબંધી સ્થીતી જોઇએ તેવી નથી. તેથી વેપારીઓ માલની ખરીદી કરતાં અટકે છે. જાવા તથા સીંગાપુરથી મળેલી ખબરો વધારે સારી છે અને ધોયેલા માલનું કામકાજ ઠીક થાય છે. ટર્કી તરફનાં કેટલાંક બંદરોથી બજારને ટેકો મળ્યો છે અને ટર્કી તથા ઇજીપ્ત માટે જે સોદા થાય છે તે મીલોવાળાઓને ઉતેજન આપનારા છે એ તરફ નાણાં સંબંધી સ્થીતી સ્હેજે ચીંતા કરાવે એવી છે પણ ત્યાં માલ બહુ નથી દક્ષીણ અમેરીકા સાથે વેપાર કરનારાઓ જણાવે છે કે ત્યાં લેવાલી સુધરી છે અને મધ્ય અમેરીકા માટે, પણ વધારે કામકાજ થાય છે.

યુરોપના દેશો માટે એટલું બધું કામકાજ થયું કે તે જાણીને આશ્ચર્ય પામીયે. તેનું કારણ એમ છે કે છાપવા તથા ફીનીશ કરવા માટેના દર ત્યાં બહુ સસ્તા છે તેથી ત્યાં ઘણો માલ એ કામ માટે ગયો છે. સ્વીટઝરલેંડ જરમની તથા ફ્રાન્સ માટે મોટા પાયાપર ખરીદી થઇ છે. છેલા જુન સુધીના છ માસમાં ઇંગ્લંડથી સ્વીટઝરલેંડ ખાતે સાડા સાત કરોડ ચોરસ વાર જેટલો માલ ગયો હતો, ગયે વરસે જ્યારે એજ મુદતમાં ત્યાં ગયેલો માલ ૧૧૦ લાખ ચોરસવાર જેટલોજ હતો ગયે વરસે એ છ માસમાં જરમની ખાતે પચાસ લાખ ચોરસવાર કાપડ ગયું હતું જ્યારે આ વરસે જુન આખરના છ માસમા ૪૧૦ લાખ ચોરસપાર કાપડ જરમની ખાતે નીકાશ થયું હતું ફ્રાન્સ માટેના એવા આંકડા ૪૦ લાખ પરથી ૧૯૦ લાખ જેટલા થયા છે. ઇંગ્લંડમાં માલ વાપરનારાઓ તરફથી લેવાલી પણ સારી હતી કેમકે લોકોમાં બેરોજગારી ઘટી હતી નાણાં બરોબર ન હોવાથી હલકા વજનના ફેન્સી માલ માટે ભાવ વધી પ્રમાણે ઉપજ્યા ન હતા. કેલીકો ધોવાના છાપવાના તથા રંગવાના દર ઘટાડવા માટેના પ્રયત્નો ચાલે છે. ગયા ડીસેંબરની આખર કરતાં ઓછો માલ જુન આખરે મીલોમાં રહેલો હતો. એથી માલના ભાવ ઘટવા અટક્યા હતા. હજી ૧૯૨૦માં વેપારમાં આવેલી મંદીની અસરમાંથી ઘણી પેઢીઓ મુક્ત થઇ નથી.

ગઈ તા. ૩૦-૬-૨૨ને દીને આખર થયેલાં વરસમાં ઇંગ્લંડના પરદેશો સાથેના કાપડનો વેપાર કેટલો હતો તે આગલા વરસો સાથે સરખાવીને દર્શાવનારા આંકડા નીચે આપ્યા છે:—

| | ૧૯૧૯–૨૦ | ૧૯૨૦–૨૧ | ૧૯૨૧–૨૨ |
|---|---|---|---|
| સુતર (લાખ રતલ) | ૧૬૩૧ | ૧૧૯૫ | ૨૦૧૫ |
| કાપડ (લાખ ચોરસવાર) | ૪૪૪૭૬ | ૩૨૫૦૭ | ૩૫૪૨૪ |

સુતરની મીલોની સ્થીતી ગયા વરસ કરતાં ઘણી વધારે સારી છે. આ બાર માસમાં મીલો ઓછા કલાક ચલાવવાની જરૂર પડી નથી. અનીયમીત રીતે કામ કરવાથી જે વધારે માલ બનતો હતો તેમાં ઘણો ઘટાડો થયો છે. લગભગ બધી મીલોમાં પુરા કલાક કામ ચાલે છે. માત્ર થોડીક મીલો વરદીની ગેરહાજરીને લીધે કામ કરતી અટકી છે. પરીણામે

ટવીસ્ટ તથા વેફ્ટનો જથો ઘટી ગયો છે. હવે ખરીદનાર પાસે વધારે ભાવ માગવામાં આવે છે.

ઇંગ્લંડમાં ખપતા અમેરીકન માલ માટે છેલા થોડા મહીનામા ઘણું કામકાજ થયું છે. કાપડ માટે વાયદાનાં જે કંટ્રાક્ટ કરી રાખેલાં હતાં તેને પહોંચી વળવા માટે એ ખરીદી થાય છે. ઇંગ્લંડમાં માલ એટલો બને છે કે તે બધો કયા નાખવો તેની મુઝવણ અવાર-નવાર થાય છે અને દર અઠવાડયે નીયમીત રીતે ખરીદી ચાલુ રહે તોજ તે મટે. ઇજીપ્શયન રૂ વાપરનારી મીલો કામકાજ વધારે સારી રીતે કરી શકે છે. છેલા થોડા માસથી તેમનું કામ ઘણું સારૂં ચાલે છે. કેટલાક નંબરના સુતરના સોદા વધારે નફાકારક દરે થઇ શકે છે અને ફાઇન માલ બનાવનારાઓની સ્થીતી પણ કેટલાક વખત અગાઉ હતી તે કરતાં વધારે સારી છે. પરદેશ મોકલવા માટે સુતરની લેવાળી વધારે છે યુરોપના બજારો માટે મોટા પાયાપર કામકાજ થાય છે. તા ૩૦ ૬-૨૨ ને રોજ આખર થયેલા છ માસમાં હોલેંડ ખાતે મોકલેલું કાપડ ૩૨૦ લાખ રતલ જેટલું હતું. ગયે વરસે એજ મુદત દરમ્યાન ત્યાં ૧૪૦ લાખ રતલ કાપડ ગયું હતું. જરમનીએ ૫૦ લાખ રતલને ઠેકાણે ૧૬૦ લાખ રતલ કાપડ લીધું હતું. હીંદુસ્થાન તથા ચીન માટે પણ છુટથી નીકાશ થતી રહે છે.

આ વરસમાં મજુર વર્ગ સાથે કાંઇ વાંધો પડયો નથી એ સંતોષ સાથે નોંધ લેવા જોગ છે. મજુરીના દર સંબંધી ગોઠવણ તા. ૨૩-૩-૨૨ને રોજ પુરી થઇ હતી તે પછી તરતજ મજુરીના દર ઘટાડી ૭૫ ટકા જેટલા કરવાનો પ્રયત્ન મીલોવાળાઓએ કર્યો. મજુરોમા તે વેળા સંપ ન હતો પણ છેવટે મજુરો તથા મીલવાળાઓ વચ્ચે સમાધાનીથી ગોઠવણ થઇને મજુરીના દર ઓછા નક્કી નહી થયા. એ નવી ગોઠવણ આવતા મે મહીના સુધી ચાલશે. તે પછી પાછા બેઉ પક્ષોના પ્રતીનીધીઓએ દરમાં જે ફેરફાર કરવાની ઇચ્છા હશે તે વીશે એક મહીનાની નોટીસ આપવી પડશે છેલા ઘટાડાથી મીલોવાળાઓને દર અઠવાડયે દોઢ લાખ પાઉંડનો લાભ થયો એમ અડસટો છે. તેનો લાભ મીલોવાળાઓને મળે એવી સ્થીતી તે વેળા નહતી. તેથી એની અસર માત્ર માલના ભાવ ઘટવામાં થઇ. ખરી રીતે એટલો નફો કાપડ સુતર ખરીદનારને મળ્યો.

બ્રીટીશ સામ્રાજ્યમાં વધારે રૂ ઉગાડવા તરફ ઇંગ્લંડના મીલોવાળાઓની ઘણી વૃત્તી રહે છે. તે માટે શરૂઆતનું કામ એમ્પાયર કૉટન ગ્રોઇંગ એસોસીએશન ઘણી સારી રીતે કરે છે. કઇ જગાએ રૂના પાકનો વીસ્તાર વધારી શકાશે તે વીશે ઘણી સારી માહીતી તેણે એકઠી કરીને પુરી પાડી છે. જે રૂ આયાત થાય તેના ઉપર ગાંસડી દીઠ ૭ પેન્સ જેટલી આયાત જકાત નાંખવાની શરતે દસ લાખ પાઉંડ જેટલી રકમ મદદ તરીકે એ એસોસીએશનને આપવાનું ઇંગ્લંડની સરકારે ઠરાવ્યું હતું. લેન્કેશાયર તથા મેન્ચેસ્ટરના મીલોવાળાઓએ એ યોજનાને ટેકો આપ્યો પણ રૂ વાપરનારી કેટલીક પેઢીઓ વીરૂદ્ધ પડવાથી એ વીશે કાયદો ઘડવાની ફરજ ઉભી થઇ. એ કાયદો એક કે બે મહીનામા અમલમાં આવશે.

ગયા જુન માસમાં સ્ટૉકહોમ ખાતે કાન્ગ્રેસ ભરાઇ હતી તે વેળા ચર્ચાના વીષયોમાં એક એ હતો કે અઠવાડીયામાં ૪૮ કલાક કરતાં વધારે વખત મજુરો પાસે કામ ન લેવું. એ દરખાસ્તથી ઉદ્યોગ ઉપર કેવી અસર થાય તે વીશે ઘણા સારા નીબંધો એ વેળા વંચાયા હતાં.

એ પ્રમાણે વખતના હદ બાંધવી ઉદ્યોગને માટે લાભકારક નથી એમ છેવટે અભિપ્રાય થયો હતો. રૂની જાતના સંબંધમા વાંધો પડે ત્યારે તેનો નીવેડો લવાદીથી લાવવા માટેની ગોઠવણ સુધારવાના વીશેશ પ્રયત્ન કરવામા આવનાર છે.

ગ્રેટબ્રીટનમા સ્પીન્ડલોની સંખ્યા હાલ ૫૬ પલાખની ગણવામા આવે છે.

આવતી મોસમમા ગ્રેટબ્રીટનમા અમેરીકન રૂનો વપરાશ ૨૫ લાખ ગાસડી જેટલો થશે એમ વકી રાખવામા આવે છે

## યુરોપના દેશોમાં

કાપડ સુતર બનાવવાનો ઉદ્યોગ યુરોપમા છેલ્લી લડાઇ પછી જેટલી ઝડપે પાછો ખીલી નીકળવાની વકી નાખવામા આવતી હતી તેટલી ઝડપે યુરોપના દેશોમાં એ ખીલ્યો નથી ભવીષ્યમા એ ઉદ્યોગની સ્થીતી કેવી રહેશે તે વીશે ઘણો અંદેશો રહે છે કારણ કે નાણા સંબંધી તથા રાજકીય મામલો બહુ અસ્થીર છે તેમ છતા રૂનો ઉઠાવ અગાઉ કરતા વધારે છે અને મીલો વધારે જોશથી કામ કરવા લાગી છે હુંડીના ભાવ અસ્થીર હોવાથી દેશ પર દેશ વચેના વેપારમા પણ હદ બહારની વધઘટ થતી રહે છે

**જરમની** માટે લડાઇ પછીના વરસોમા સૌથી વધારે સારૂ વરસ આ હતુ ઘણી ખરી મીલો કામે લાગી હતી રૂ મેળવવા માટે તેમને ઓછી મુશ્કેલી આ વરસે નડી હતી પણ એ ઉદ્યોગની સ્થીતી હજી સારી ન ગણાય , હુંડીના ભાવ ગગડેલા હોવાથી હમણા કદાચ માલ ઠીક ખપાવી શકાય પણ તે સ્થીતી કાયમ ટકી ન શકે, ઇંગ્લંડથી જરમનીમા સુતરની આયાત ઘણી વધી છે જરમનીમા સ્પીન્ડલોની સંખ્યા ૯૪ લાખ જેટલી છે.

**ફ્રાન્સમાં** કાપડ સુતરનો ઉદ્યોગ તેજીમા છે. વધારે મીલો કામ કરવા લાગી છે અને કારખાનાઓ પુરેપુરા કલાક કામ કરે છે એટલે માલની પેદાશમા તે પ્રમાણે વધારો થયો છે ફ્રાન્સમા કાપડ સુતરનો સ્થાનીક ઉઠાવ પણ અગાઉ કરતા વધારે છે અને પરદેશો સાથે પણ ફ્રાન્સનો વેપાર વધતો જાય છે સ્પીન્ડલોની સંખ્યા ૯૬ લાખ જેટલી ધારવામા આવે છે.

**હોલેંડમાં** કાપડ સુતરના ઉદ્યોગની સ્થીતી આગલે વરસે હતી તે જળવાઇ રહી છે, પણ નફાકારક ભાવ મેળવવામા મીલવાળાઓને ઘણી હરકત પડી હતી ભાવ વધારવાની તજવીજ માટે ઘણીવાર વેપાર અટકાવવો પડયો હતો ઇંગ્લંડથી સુતરની આયાત અગાઉ કરતા વધારે થાય છે સ્પીન્ડલોની સંખ્યા ૧૪ લાખ જેટલી ધારવામા આવે છે

**રશીયામાં** મામલો કેવો છે તે વીશેની વીશ્વાસપાત્ર ખબર મેળવવી મુશ્કેલ છે રશીયાથી વેપાર વધારવા માટે ઇંગ્લંડ આવેલા રશીયન ડેપ્યુટેશને પુરી પાડેલી ખબર મુજબ ત્યા કાપડ સુતરની પેદાશ આ બાર માસ દરમ્યાન ઘણી અનીયમીત હતી સ્પીન્ડલોની સંખ્યા સીતેર લાખ જેટલી છે પણ તેમાથી માત્ર અગીઆર લાખ હાલમા ઉપયોગમા છે, તો પણ વેપાર વધે એવા ચીન્હો હવે જણાય છે

**બેલ્જયમમાં** કાપડ સુતરની મીલો વધારે સારી સ્થીતીમા છે સુતરની મીલોને કેટલાક વખત ઓછા કલાક ચલાવવી પડી હતી. જરમનીની જબરી હરીફાઇથી કેટલીક પેઢીઓને નુકશાન થયું છે. સ્પીન્ડલોની સંખ્યા સોળ લાખ છે

---

**આસ્ટ્રીઆમાં** આ ઉદ્યોગની સ્થીતી ઘણી ચુંથાઇ ગઇ છે. એના સંબંધમાં વીશ્વાસપાત્ર માહીતી પુરી પાડવાનું બહુ મુશ્કેલ છે. સ્પીન્ડલોની સંખ્યા દસ લાખ કરતાં વધારે છે પણ તેમાંથી મોટો ભાગ ઓછા કલાક કામ કરે છે.

**ઝેકોસ્લોવાકયામાં** કાપડ સુતરના વેપારની સ્થીતી સુધરવાની ખબર મળી છે. હાલમાં ત્યાં ૩૫ લાખ સ્પીંડલો છે જેમાંથી ૩૦ લાખ સ્પીન્ડલો કામ કરે છે. આ વરસમાં કેટલીક મીલ ઓછા કલાક કામ કરતી હતી પણ હુવે માલની પેદાશ વધે એવો સંભવ દેખાય છે.

**સામાન્ય રીતે યુરોપમાં** સ્થીતી હજી અસ્થીર છે અને નાનાં રાજ્યોમાં લડાઇ અગાઉની ઉદ્યોગની સ્થીતી પાછી લાવવામાં ઘણી મુશ્કેલી નડે છે પણ તે બધી ધીમે ધીમે દુર થતી જાય છે એટલે એક રીતે મામલો બાર મહીના અગાઉ હતો તે કરતાં વધારે સારો છે અને જેમ વખત જશે તેમ વધારે સુધરશે એમ લાગે છે.

## હીંદમાં.

કાપડ સુતરની મીલોના ઉદ્યોગની શરૂઆત ૧૮૫૧ મા થઇ હતી પણ તેને લગતા આકડા વગેરે વીગત તો ૧૮૭૯-૮૦ ના વરસથીજ મળી શકે છે ૧૯૧૯-૨૦ ના વરસ આખરે મીલો ૨૬૩, સ્પીન્ડલો ૬૭ લાખ અને લુમો ૧૧૭૫૫૪ હતી. રોજ સરેરાશ ૩૦૫૫૧૧ જણને મજુર તરીકે રોકવામા આવતા હતા જેમા ૨૨૨૮૮૪ પુરૂશ, ૫૪૬૪૭ સ્ત્રીઓ અને ૨૭૯૮૦ છોકરાં હતા. એ મીલોમા કુલ ૩૮૩૫ લાખ રૂપયા અને ૩૧૮૪૦૦ પાઉંડ થાપણ તરીકે રોકવાના કબુલવામા આવ્યા હતા, પણ તેમાંથી રૂ. ૨૭,૦૭, લાખ અને પાઉંડ ૨,૫૮,૮૮૮ વસુલ થયેલા હતા. વળી તે ઉપરાંત ડીબેંચરથી રૂ. ૩૪૨ લાખ અને પાઉંડ નવાણું હજાર ઉભા કરવામાં આવ્યા હતા એ વરસમાં સુતરની પેદાશ ૫૯૭૩ લાખ રતલ જેટલી હતી જેમાંથી ૧૬૦૩ લાખ રતલ સુતર નીકાશ થયું હતું. છેલાં થોડાં વરસ દરમ્યાન એ ઉદ્યોગ વધારે ખીલ્યો હોય એમ લાગતું નથી કેમકે સુતરની પેદાશ ૧૯૧૬-૧૭મા ૬૪૪૪ લાખ રતલ અને ૧૯૦૧-૨ મા ૫૭૭૩ લાખ રતલ જેટલી હતી. ૧૯૦૬-૭ થી ૧૯૧૦-૧૧ સુધીના પાંચ વરસ દરમ્યાન સરેરાશ પેદાશ ૬૦૮૯ લાખ રતલ જેટલી હતી તેટલી પેદાશ ૧૯૧૯-૨૦ માં પણ થઇ નથી તે દેખાડે છે કે લડાઇના છેવટના ભાગમાં સુતરની પેદાશ ૫૮૦૫ લાખ રતલ સુધી ઘટી ગઇ હતી તેની અસર હવે મટતી જાય છે પણ વહન મટી ગઇ નથી

કાપડની પેદાશ પણ બ્રીટીશ હીંદુસ્તાનમા ૧૯૧૬-૧૭ મા ૩૫૪૮ લાખ રતલ જેટલી હતી તે ૧૯૧૭-૧૮ મા વધીને ૩૫૯૧ લાખ રતલ થઇ હતી તે પછી ૧૯૧૮-૧૯ માં ઘટીને ૩૨૫૭ લાખ રતલ જેટલી થઇ હતી. આ બધા આકડા બ્રીટીશ હીંદુસ્તાનને લગતા છે. હીંદના દેશી રાજ્યોને સાથે લેતા કાપડની પેદાશ ૩૫૫૯ લાખ રતલ પરથી વધી ૩૮૩૮ લાખ રતલ જેટલી થઇ છે. એ ઉદ્યોગની એક ખુબી એ છે કે એક પછી એક વરસોની પેદાશ સરખાવીયે તો તેમાં નીયમસર વધારો કે ઘટાડો નજરે પડે છે. એક વરસે અતીશય મોટો વધારો કે ઘટાડો થાય અને બીજે વરસે તેથી વીરૂધ સ્થીતી થાય એવું બનતું નથી; એટલે કે એ ઉદ્યોગની પેદાશ ઘણી નીયમીત હોય છે. કાપડના લંબાઇ કેટલા વાર હતી તે દર્શાવનારા આંકડા વપાસીએ તો કાપડની પેદાશ નીચે પ્રમાણે હતીઃ—

| | ગાંસડી |
|---|---|
| ૧૯૧૬-૧૭ માં | ૧૫૭૮૧ |
| ૧૯૧૭-૧૮ માં | ૧૬૧૪૧ |
| ૧૯૧૮-૧૯ ,, | ૧૪૫૦૭ |
| ૧૯૧૯-૨૦ ,, | ૧૬૩૯૭ |

## જાપાન.

કાપડ સુતરની મીલોના ઉદ્યોગોની બાબદમાં યુનાઇટેડ સ્ટેટસ તથા યુરોપના દેશોને બાદ રાખીયે તો બાકીના દેશોમાં રૂનો ઉઠાવ કરનારા દેશ તરીકે મુખ્ય સ્થાન જાપાનનું છે. તા. ૩૧-૧૨-૨૧ને દીને સુતરની મીલોમાં ૧૫૫૬૪૫ અને કાપડની મીલોમાં ૪૨૦૪૬ મજુરો કામ કરતા હતા તા. ૩૦-૬-૨૨ને દીને આખર થયલા વરસમાં યુનાઇટેડ સ્ટેટસ પાસેથી ૯૮૭૩૧૦ ગાંસડી અને બીજા દેશોમાંથી ૧૭૯૫૮૨૧ ગાંસડી રૂનો ઉઠાવ જાપાને કર્યો હતો. છેલ્લી મોસમમાં જાપાનમાં વપરાયલો રૂ ૨૩૬૪૯૯૭ ગાંસડી જેટલો ધારવામાં આવે છે.

## ચીન.

દુનીયાંના કાપડ સુતરના ઉદ્યોગમાં ચીનનો ભાગ બહુ થોડો છે; પણ તે હવે વધતા જાય છે. તા. ૧-૪-૨૨ને દીને ચીનમાંથી બહાર પડેલી સતાવાર યાદી પરથી જણાય છે કે છેલા જાનેવારીમાં ચીનમાં સ્પીન્ડલો ૧૭૩૨૬૩૨ હતાં એની સરખામણી અગાઉના મહીનાએ નીચે દર્શાવી છે.—

| | ચીનમાં સ્પીન્ડલોની સંખ્યા |
|---|---|
| જુલાઇ ૧૯૨૦ | ૧૨,૮૦,૦૩૬ |
| જાનેવારી ૧૯૨૧ | ૧૩,૯૧,૩૦૪ |
| જુલાઇ ૧૯૨૧ | ૧૫,૫૨,૯૫૦ |
| જાનેવારી ૧૯૨૨ | ૧૭,૨૨,૬૩૨ |

આ આંકડા તૈયાર થયા ત્યારે ૧૮૧૩૦૫ સ્પીન્ડલો નંખાતા હતાં તે ઉપરના આંકડામાં ગણ્યાં નથી. એ મીલો હવે દર વરસે લગભગ દશલાખ ગાંસડી રૂ વાપરશે એમ અડસટો છે કેમકે ૧૯૨૧ના પહેલા છ માસમાં રૂનો વપરાશ ૪૬૭૮૮૬ ગાંસડી જેટલો થયો હતો એમાં ૯૨૭૭૪ ગાંસડી અમેરીકન રૂની હતી જ્યારે ચીનાઇ રૂની ૭૨૮૩૨૮ ગાંસડી હતી બાકીની મોટે ભાગે હીંદી રૂની અને થોડીક ઇજીપ્શયન વગેરે રૂની હતી. ચીનમાં રૂનો આટલો મોટો પાક થાય છે એ જાણીને વાંચનાર આશ્ચર્ય પામશે પણ ૧૯૧૯માં ચીનમાં રૂના પાકની ઉતર પાંચસો રતલની એક એવી ચાળીસ લાખ ગાંસડી જેટલી હતી.

## દુનીયામાં રૂનો વાર્ષીક ફેલાવ.

(દરેક પાંચસો રતલની એવી હજાર ગાંસડી)

| દેશો | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ | ૧૯૧૯-૨૦ | ૧૯૧૮-૧૯ |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રીટન | ૨૭૦૦ | ૩૩૦૦ | ૩૨૦૦ | ૨૫૦૦ |
| યુરોપના બીજા પરદેશો | ૪૪૦૦ | ૩૩૦૦ | ૩૮૦૦ | ૩૪૦૦ |
| યુનાઇટેડ સ્ટેટસ (ઉત્તર) | ૨૩૧૩ | ૨૦૭૦ | ૨૯૩૫ | ૨૫૧૯ |
| ,, ,, (દક્ષીણ) | ૩૮૫૫ | ૩૦૯૩ | ૩૬૨૬ | ૩૩૯૨ |
| ઇસ્ટઇંડીઝ | ૧૬૫૦ | ૧૫૦૦ | ૧૫૩૦ | ૧૬૦૨ |
| જાપાન | ૨૩૬૪ | ૧૭૦૪ | ૧૭૬૨ | ૧૭૦૦ |
| કેનેડા | ૨૧૯ | ૧૭૬ | ૨૨૧ | ૧૯૮ |
| મેક્સીકો | ૭૦ | ૭૦ | ૧ | ૧ |
| બીજા દેશો | ૧૫૦૦ | ૬૦૦ | ૭૦૦ | ૩૭૫ |
| વરસમાં કુલ | ૧૯૦૭૨ | ૧૫૮૦૮ | ૧૭૭૭૭ | ૧૫૬૮૯ |
| દર અઠવાડયે સરેરાશ | ૩૭૬ | ૩૦૪ | ૩૪૧ | ૩૦૧ |

### ૧૯૨૧-૨૨ માં રૂનો ફેલાવ.

૧૯૨૦-૨૧ કરતા ૩૨૬૪૧૪૬ ગાંસડી જટલો વધેલો દેખાય છે પણ ૧૯૧૫-કરતા ૧૨૭૦૦૭૭૬ ગાંસડી જેટલો ઓછો છે.

## દુનીયાંનો રૂનો પાક.

જુદા જુદા દેશોમાં બજારમાં કેટલી ગાંસડી આવી તે નીચે પ્રમાણે બતાવેલી છે:—

(હજાર ગાંસડી)

| દેશ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ | ૧૯૧૯-૨૦ | ૧૯૧૮-૧૯ |
|---|---|---|---|---|
| યુનાઇટેડસ્ટેટસ | ૧૧૪૬૪ | ૧૧૨૧૮ | ૧૧૮૧૪ | ૧૧૪૧૦ |
| ઇસ્ટઇંડીઝ | ૪૫૦૦ | ૩૬૫૦ | ૪૨૭૪ | ૩૮૬૯ |
| ઇજીપ્ત | ૧૨૦૦ | ૮૦૦ | ૧૦૭૧ | ૯૦૬ |
| બ્રાઝીલ વગેરે | ૨૦૦૦ | ૧૩૫૦ | ૧૦૫૦ | ૬૮૦ |
| કુલ (વરસમા) | ૧૯૧૬૪ | ૧૭૦૧૮ | ૧૮૨૧૧ | ૧૬૮૬૧ |
| વપરાશ | ૧૯૦૭૨ | ૧૫૮૦૮ | ૧૭૭૭૭ | ૧૫૬૮૯ |
| બાકી વધેલો | ૧૨૧ | ૧૨૧૦ | ૪૩૩ | ૧૧૭૨ |
| આગલી બાકી સાથે લેતા | | | | |
| તા. ૧ લી આગસ્ટ | ૬૯૮૦ | ૫૭૭૦ | ૫૩૩૬ | ૪૧૫૩ |

ગઇ તા. ૧-૮-૨૨ ને દીને રૂની પુરાંત બાકી દુનીયામાં ૭૧૦૧૭૯૨ ગાંસડી જેટલ હતી. રશીયાને લગતા આંકડા આમા આપ્યા નથી.

## દુનીયાંની મીલોમાં સ્પીંડલો સંખ્યા

(લાખ સ્પીંડલો)

| દેશ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૧૯ | ૧૯૧૮ |
|---|---|---|---|---|---|
| ગ્રેટબ્રીટન | ૫૬૫ | ૫૬૫ | ૫૬૫ | ૫૭૦ | ૫૭૦ |
| યુરોપના બીજા દેશો | ૪૩૯ | ૪૩૯ | ૪૩૬ | ૪૩૨ | ૪૩૨ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૩૬૧ | ૩૫૩ | ૩૪૮ | ૩૪૨ | ૩૩૮ |
| ઇસ્ટઇંડીઝ | ૬૮ | ૬૮ | ૬૭ | ૬૬ | ૬૬ |
| જાપાન | ૪૪ | ૩૮ | ૩૭ | ૩૩ | ૩૦ |
| ચીન ઇજીપ્ત વગેરે | ૨૨ | ૧૭ | ૧૭ | ૧૫ | ૧૫ |
| કેનેડા | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ |
| મેકસીકો વગેરે | ૨૫ | ૨૫ | ૨૫ | ૨૦ | ૧૫ |
| કુલ | ૧૫૩૯ | ૧૫૧૯ | ૧૫૧૦ | ૧૪૯૪ | ૧૪૮૨ |

## ઇંગ્લંડનો કાપડ સુતરનો ઉદયોગ.

યુરોપના દેશો અને ઇંગ્લંડ વચેની હુંડીના ભાવ અતીશય ગગડવાથી ઇંગ્લંડના વેપારને નડતી મુશ્કેલીનો ખ્યાલ એટલા પરથી આવી શકે કે પેરીસની હુંડીનો ભાવ લડાઈ અગાઉ એક પાઉંડની બરોબર પચીસ ફ્રેંક હતા તેને બદલે હમણા ૬૦ છે જરમનીના માર્ક એક પાઉંડની બરોબર વીસ હતા તે ગઇ તા. ૨૫મી આગસ્ટે ૧૧૦૦૦ થઇ ગયા અને પછી પાછા વધીને તા. ૧લી સપ્ટેંબરે ૬૨૦૦ રહ્યા તે પછી આજસુધીમાં પણ ઘણી વધઘટ થતી રહી છે આસ્ત્રીયાના ક્રોન એક પાઉંડની બરોબર પચીસ રહેવાને બદલે સાડા ત્રણ લાખ રહ્યા છે. જેમ એ ભાવ એમ વધે તેમ ઇંગ્લંડના માલ મોકલનારાઓને પરવડે નહીં અને તેથી એ દેશોમા ઇંગ્લંડનો માલ જતો અટકી પડયો છે એમ કહીયે તો, તે ઘણે ભાગે સાચું છે. જો હુંડીના ભાવ સ્થીર થાય તો વેપાર વધારે સારો ચાલી શકે મેન્ચેસ્ટરના મીલવાળાઓને બીજી જે મુશ્કેલી નડે છે તે એ છે કે અમેરીકા સાથેની હુંડીના ભાવની વધઘટને લીધે રૂના ભાવમા ઘણી હેરફેર થતી રહે છે આગસ્તની અધવચમા રૂના ભાવ નીચી ગયા અને પાછા બીજા પખવાડયામા વધી ગયા વળી તા. ૧લી સપ્ટેંબરે યુનાઇટેડ સ્ટેટસના બ્યુરોનો રીપોર્ટ બહાર પડયો ત્યારે પાક ઓછો ઉતરવાની ગણતરી એમા હતી તે છતા ભાવ વધવાને બદલે ઘટવા લાગ્યા કયા દેશનો ઉદયોગ આવા અસ્થીર મામલામા લાંબો વખત કામ ચાલુ રાખી શકે? પણ મેન્ચેસ્ટરવાળાઓને કેટલોક અણધાર્યો લાભ પણ થયો છે દાખલા તરીકે અમેરીકામા મીલોમાં ઉચા નંબરનુ સુતર બનાવવા માટે સારૂં રૂ વપરાતુ તેને બદલે તેઓ હલકું રૂ વાપરી નીચા નંબરનુ સુતર બનાવવા લાગ્યા છે જેથી સારૂં રૂ વધારે જથામા મેન્ચેસ્ટરને મળી શકે. તેમ છતા દર અઠવાડીયે શનીવારે રવીવારે અને સોમવારે મીલો બંધ રાખવાના સવાલ પર વીચાર ચલાવવાની તેમને ફરજ પડી હતી કેમકે સુતરના બજારની સ્થીતી બહુ બારીક થઇ પડી હતી એ દરખાસ્ત ઉપર તા. ૧૯મી સપ્ટેંબરે મત લેવાના હતાં 'કોન્ટ્રોલ બોર્ડ' ફરીથી સ્થપાય એવી હીલચાલની અફવા સંભળાય છે પણ મેન્ચેસ્ટરના માસ્ટર કોટન સ્પીનર્સ એસોસીએશન્સના ફેડરેશનની કમીટી એ બાબદ અણજાણપણું બતાવે છે.

ચીન માટે દસ લાખ કરતા વધારે સ્પીંડલો બનાવવાના ઓરડર મેસર્સ પ્લાટ બ્રધર્સને મળેલા છે એમ વર્તમાન પત્રો જણાવતા હતાં પણ એમણે એ વાત ખોટી છે એમ જાહેર

કર્યું છે. એ પેઢી પાસે માત્ર બે લાખ સ્પીંડલ માટેના ઓરડર હમણાં છે. મોટરવાળાઓ ભાવ ઘટાડે છે તેથી મોટરોનો ખપ વધશે; સ્તીમરો બાંધવાના ઉદયોગમાં ફરીથી તેજી આવવા લાગી છે. રસાયણી પદાર્થોના ભાવમાં ઘટાડો થયો છે. બ્લીચીંગ પાઉડર એમોન્યા, આલ્કલી અને કોસ્ટીક સોડાના ભાવ ઘટયા છે.

---

# યુકાલીપ્ટસ ઓઇલ બનાવવાનો ઉદ્યોગ.

નીલગીરીમાં યુકાલીપ્ટસ તેલ બનાવવાની શરૂઆત ૧૮૯૦ માં યુરોપીયનોએ કરી હતી. તે પછી આજ સુધી એ ઉદ્યોગ પ્રગતી કરતો રહ્યો છે. હવે એ તેલ સારી રીતે ખપે છે. બ્રીટીશ દવા બનાવનારાઓને એ તેલની જરૂર પડે તે માટે નીલગીરીમાં "ઇગ્લોબ્યુલસ" નામના રોપમાંથી બનેલું એ તેલ ઘણું અનુકુળ નીવડે છે. એટલું છતાં આસ્ટ્રેલીયાથી એ તેલ હીંદમાં મોટા જથામા આયાત થાય છે તે આશ્ચર્યકારક છે. અત્યારે હીંદમાં બાર મહીનામાં રતલ ૨૪૦૦ કરતા વધારે તૈયાર થઇને વેચાય છે. રોપાવાળા બાગના માલીકે એને માટે કારખાનું સ્થાપ્યું છે તેમાં એ બને છે એ બાગમાં પાંચ જણ કામ કરે છે વળી એક ઘાણીમાં રોજ ત્રણ રતલ જેટલું એ તેલ ગુટ બોટાનીકલ ગાર્ડનસમાંથી મળેલા રોપામાંથી તૈયાર થાય છે. ઉટાકામંદથી મળેલા તેલને ફરીથી ગાળી કહાડવાનું ફ્રેલીકસટોપ લેબોરેટરીના મેનેજર ગી. બ્રાઉન શીવાય કોઇ કરતુ નથી બીજાને એ કામમાં ફતેહ મળી નથી. ઉતાકામંદમાં એને માટે જે સંચા કામ ગોઠવ્યેલું છે તે ઘણું સારૂં છે. એ ઉદ્યોગને ખીલવવા માટે મુખ્ય જરૂર રોપાની પેદાશ વધારવાની છે જેમ તેના પાંદડાં વધારે મળે તેમ વધારે તેલ પેદા કરી શકાય. આસ્ટ્રેલીયામાં એ તેલ પેદા કરવાનો ઉદ્યોગ સારો ચાલે છે. તેનું કારણજ એ છે કે ત્યાં હમેશાં એને માટે જોઇતાં પાંદડાં મળી શકે છે. ત્યાં એના રોપામાંથી પાંદડાં તોડયા પછી પણ તેને ફરીથી ઝટ પંદડાં થાય છે. નીલગીરીમાં એમ થતું નથી. હીંદમા તો એક મોટો બગીચો એને માટે રાખી તેનો એકે એક ભાગ વારી પ્રમાણે પાદડાં ચુંટવા માટે કામમાં લેવાય તોજ તે ઉદ્યોગની જરૂર પુરી પડી શકે. જો પાંદડાનો રસ આઠ ટકા જેટલો ઉતરવાની ગણતરી ગણીયે તો પણ દર વરસે ૨૪૦૦ રતલ જેટલી એ તેલની પેદાશ માટે ૧૩૦૦ ટન જેટલાં પાંદડાં દર વરસે મળવાં જોઇએ. એ રોપા માટે અત્યારે રોકાયેલી જમીનનો વીસ્તાર ૧૯૧૪ એકર જેટલો છે તેમાંથી હરેક એકર દીઠ પાંચ ટન પાંદડાં મળે છે. એટલે જો એ બધા રોપાને ચુંટવામાં આવે તો ૯૫૭૦ ટન પાંદડાં મળવાં જોઇએ પણ સરકારને તો દર વરસે માત્ર બસો રૂપયા જેટલી આવક થાય છે તે ઉપરથી બસો રતલ દીઠ આઠ પાઇ લેખે ગણતાં માત્ર ૪૫૦ ટન પાંદડાં સરકાર પુરાં પાડે છે એટલે કે ૧૩૦૦ ટનમાંથી ૮૫૦ ટન પાંદડાં ખાનગી બાગમાંથી મેળવાય છે.

જો ઉદયોગ માટે બાગ લેવો હોય તો રોપા ફરી ફરીને વાવવા અને પાછા મોટા થયા પછી કાપી લેવા પડે. તે માટે ખર્ચ નીચે પ્રમાણે થાયઃ—

| | રૂ. આ. પા |
|---|---|
| ૨૦૦ રતલ પાંદડાં | ૦—૦—૮ |
| એકઠાં કરવાનો ખર્ચ | ૦—૬—૦ |
| ગાડી ભાડું | ૦—૮—૦ |
| સંચાકામ વગેરે થાપણ પર વ્યાજ | ૦—૪—૪ |

એકર દીઠ બસો રતલ પાદડામાથી ૨૭ૡ આઉસ તેલ મળે તેની કીંમત બે રૂપયા થાય એ રીતે એમા નફો બાર આના રહે

મી૦ બ્રાઉન પાદડા એક જગાએથી બીજી જગાએ લઇ જવાનો ખરચ બચાવે છે કેમ કે એનુ કારખાનુ પાસે છે અને ખર્ચ નીચે પ્રમાણે થાય છે

| | રૂ. આ પા. |
|---|---|
| ૧૧ાા રતલ તેલ માટે પાંદડા | ૦-૧૦—૦ |
| એકઠા કરવા વગેરે | ૦—૨--૩ |
| બાટલી વગેરે પરચુરણ | ૦--૩- ૯ |
| | ૧—૦--૦ |

એક બાટલીમા દોઢ રતલ તેલ હોય છે અને તે ઉપર દસથી બાર આના નફો મળે છે દરેક બાટલી દોઢથી બે રૂપીયે વેચાય છે નીલગીરીમા એ તેલ ગાળનારા દરેક રતલ દીઠ છ થી આઠ આના મેળવે છે. આસ્ત્રેલીયાથી આવતુ યુકાલીપ્ટસ તેલ રતલ એક રૂપયે મળે છે લંડનમા એનો ભાવ રૂા ૧ા જેટલો લગભગ રહે છે હીંદથી લંડન સુધી મોકલવાનો ખચ દર રતલે એકથી બે આના કરતા વધારે થતો નથી એટલે નીલગીરીથી મેળવેલા એ તેલની કીમત હીંદમા દર રતલે ઓછામા ઓછી એક રૂપયા જેટલી ગણવી જોઇએ આસ્ટ્રેલીયન તેલની હરીફાઇમા ટકી રહેવા માટે નીલગીરીના એ તેલ ગાળનારાઓએ પોતાનો ખર્ચ ઘટાડવો પડશે જો એ ઘગીને રતલ દીઠ ૫ દર આના જેટલો પેકીંગ વગેરે સાથે લેતા મુબઇ કે કલકતામા પડે તોજ એ ઉદ્યોગ હરીફાઇમા ટકી શકે દેહેરાદુન ખાતે શાસ્રીય શોધખોળ ખાતાના રસાયણ શાસ્રી મી પુરણસીહે કરેલા અખતરાઓ પરથી માલમ પડે છે કે એમા કરકસર થઈ શકે તેમ છે પાદડાની જાત ઉપર ઘણો આધાર રહે છે સુકા પાદડાના વજન ઉપર ગણીયે તો માત્ર ૧૪ ટકા જેટલુ તેલ મળે છે, પણ ૧૮૭૩ પછી વાવેલા ઝાડના પાકા પાદડાં લેવાય તો ૨ ૨૮ ટકા જેટલુ તેલ મળી શકે છે. માટે એ કામની શરૂઆત કરવાની વખતે તો એ પાકા પાદડાનોજ ઉપયોગ કરવો જોઇએ ગાળવા વગેરેના કામ માટે અર્ધશીક્ષીત મજુરો મારફતે કામ લેવાનો અને વારવાર ઓજાર નવા વસાવવાનો ખચ કરવા કરવા તેને માટે પ્રમાણમા ઓછો ખર્ચ આવે એવુ સંચાકામ વસાવવા માટે થાપણ રૂપે રકમ વપરાય તો ઉદ્યોગને માટે વધારે લાભકારી નીવડે એક જગાએથી બીજી જગાએ લઇ જવા માટેનો વગેરે ખચ કેવી રીતે ઘટાડવો એ તો એ સાહસ ચલાવનારની હોશીયારી પર આધાર રાખે એ તેલ ગાળવાને માટે કેવુ સંચાકામ વાપરવુ લાભકારી થઇ પડે તે દર્શાવનારો વીગત "ઇંડસ્ટ્રીયલ ઇંડીયા" નામના માસીકના સપ્ટેમ્બરના અંકમા આપી છે.

---

## ભુસ્તર વીદ્યાનો ઉપયોગ.

હીંદમા ભુસ્તર વીદ્યાને લગતા ખાતાની શરૂઆત ૧૮૫૧મા થઇ હતી. ઇંગલંડમા એવી શરૂઆત ૧૮૫૫ મા, કેનેડામા ૧૮૪૨ મા, સ્પેનમા અને આસ્ટ્રીયા હંગેરીમા ૧૮૪૯ મા, અને બેલ્જમમા ૧૮૩૬ મા થઇ હતી એ વીદ્યાની મદદથી શોધખોળ કરવાની પહેલ

વીલ્યમ સ્મીથ નામના માણસે ઇંગ્લંડમાં ૧૭૯૯ માં કરી. તેણે પ્રથમ એ વીદ્યાની દ્રષ્ટીએ ઇંગ્લંડ તથા વેલ્સનો નકશો તૈયાર કરવાનું ૧૮૧૫ માં પુરૂં કર્યું. દર માઇલ દીઠ એક ઇંચના પ્રમાણમાં નકશો તૈયાર કરવાનું કામ હીંદના કેટલાક જીલા માટે થયું છે પણ આખા દેશને માટેનો "સર્વે મેપ" હજી તૈયાર કરી શકાયો નથી, એ બનાવવા માટે મુલકમાં જુદે જુદે ઠેકાણે ફરીને ખાડા ખોદવાની અને ત્યાં કેવા થર છે તેની પરીક્ષા કરવાની જરૂર પડે છે. તે કામ કરતાં અમલદારોને જોઇ કેટલાકને એમ લાગે કે આ શું નકામી મહેનત કરવા હશે? પણ એથી શા લાભ થાય છે તે તેમને જણાવવા જોઇએ. પ્રથમ લાભ તો જમીનમાં કયા પાણી છે, અને કયાં તેલ, કોલસા, સોનું, રૂપું વગેરે ધાતુઓની ખાણો, અને કયાં પાકા પથરા, ચુનો, સીમીટ વગેરે પદાર્થો છે તેની ખબર એથી મળે છે. તળાવ બાધવા પહેલાં જમીનની પરીક્ષા કરવી પડે છે કે અહીં પાણી રહે શે કે જમીનમા ઉતરી પડશે? આ જગાએ તલાવ બંધાય તો તેમાં વનસ્પતી ઉગવાથી પાણી ખરાબ થવાનો સંભવ કેટલો છે? આ પરીક્ષા માટે ભુસ્તર વીદ્યાનું જ્ઞાન કામ લાગે છે. ખેતીને માટે કુવા ખોદવા માંડનાર સ્વભાવીક રીતે જાણવા માગે કે કેટલું ખોદતા પાણી મળશે? તેનો જવાબ ભુસ્તર શાસ્ત્રી આપી શકે. રેલ્વેઓ તથા ઘરો બાધનાર કેટલીક વેળા ટેકરીઓ પરની જમીન વધારે પસંદ કરે છે અથવા એવી જગાએ પોતાનું કામ કરવાની એમને ફરજ પડે છે. તેવે પ્રસંગે ભુસ્તર શાસ્ત્રી એમને કહી શકે કે આ જગા કોઇ વેળા ધસી પડવાનો સંભવ કેટલો છે? ટેકરીઓ ધસી પડવાનું એટલીવાર બને છે કે રેલ્વે બાધનારે એ વીશે વીચાર કર્યા વગર ચાલેજ નહીં. વળી જે જમીનમાથી રેલ્વે લઇ જવી હોય ત્યાં જમીન ખોદીને માર્ગ કરવો, અથવા પાસે જમીનની માટીથી અથવા ખાડા પુરીને રેલ્વે માટેની જમીન ઉંચી કરવી જરૂરની થઇ પડે તે વેળા ખોદવાનું કામ કયો માર્ગ લેવાથી સહેલું પડશે તે દર્શાવવાનું કામ ભુસ્તર શાસ્ત્રી કરી શકે. દેશમા થતા ધરતીકંપના આંચકા વારવાર કે કોઇ કોઇ વાર અને કેટલા જોશથી લાગશે તે એ કહી શકે મકાન બાધનારને એ જ્ઞાન ઉપયોગનું છે દેશના રાજકીય વીભાગોની માફક ભુસ્તર વિદ્યાની દ્રષ્ટીથી પણ દેશના પ્રાંત અને જીલ્લાઓ થાય છે. તેની સરહદ નકી કરતી વેળા ભુસ્તર શાસ્ત્રીને જોયો હોય તો શીકારની પાછળ પડેલો શીકારી યાદ આવ્યા વગર રહે નહીં. એવા કામમાથી કેટલીકવાર ખાણોની શોધ થઇ છે. હીંદના ઘણા ભાગોમાં કોલસાની, બલુચીસ્તાનમાં ક્રોમેટની, બીહાર તથા ઓરીસા, મુંબઇ, મધ્યપ્રાંતો, તથા મદરાસ વગેરે ભાગોમા બોકસાઇટની, મધ્યપ્રાંતો તથા મદરાસમા મેંગેનીઝની ટીનાસરીમા વુલફ્રામની, અને અન્ય સ્થળોએ બીજી ચીજોની ખાણો સરકારના ભુસ્તર શાસ્ત્રીઓએ શોધી કહાડી છે.

હીંદમા અમુક ખનીજ પદાર્થ કયાં કયાં મળી શકશે તેની વીગતવાર સર્વે કરવાનું કોઇ કોઇ વાર સરકારી અમલદારોને સોંપાયું છે અને તેમણે તે વીગત એકઠી કરીને તેના વીશે સીંહાવલોકન કરનાર લેખ મોકલ્યા છે. કોલસા, કોરંડમ, મેન્ગેનીઝ, અબરખ, તથા પેટ્રોલીયમ માટે એવા લેખ બહાર પડયા છે. હવે કઇ ચીજ માટેની ખાણ કયાં શોધવી અથવા અમુક જીલામાં ખાણ શોધવાનું કામ કવી રીતે કરવું તે વીશે ભુસ્તર શાસ્ત્રી સલાહ આપી શકે. કેટલીકવાર એવી રીતનો સલાહ લેવા જતાં જે ઉત્તર મળે છે તે ઘણો નીરાશી ઉપજાવનાર હોય છે પણ તે સલાહ લેનારને ખબર નથી હોતી કે એવી નીરાશાજનક સલાહને પરીણામે કેટલા નાણા બરબાદ થતાં અટકયાં છે. ખાણોમાં રસ્તા કરવા તથા સંચાકામ ગોઠવવું તેમા ભુસ્તરશાસ્ત્રીની પાસે સલાહ ઘણી ઉપયોગી થાય એટલી વાત તો સહેલાઇથી સમજાય એમ છે. એના નકશાની

મદદથી મી. ઇ. એસ. પીનફ્રીલ્ડે રાવળપીંડી ખોર આગળ જમીનથી ૪૦૦ ફીટ ઉંડા તેલના ઝરા શોધી કહાડયા હતા. એને માટે ખાડા ખોદવા વગેરે કામ અટક ઓઇલ કંપનીએ માથે લીધું હતું. ખેતી માટે જમીન કયા પ્રકારની છે તથા જમીનની સપાટી નીચેના થર ચુનાના છે કે કઇ જાતના છે અને કઇ જાતના પાક માટે વધારે અનુકુળ નીવડશે તે વીશે ભુસ્તર શાસ્ત્રીની સલાહ ઉપયોગી થઇ પડે. હીંદમાં પાતાલ કુવા શોધવાની ઇચ્છા ઘણાને હોય છે પણ હીંદમાં જમીનનું બંધારણ એવું છે કે કોઇકજ ઠેકાણે એ ઇચ્છા પાર પડી શકે. એવી શોધ માટેના પ્રયત્ન પાછળ નાણાંની મોટી રકમ બરબાદ કરતાં અટકાવનાર ભુસ્તર શાસ્ત્રીની સલાહની કીંમત કેવી રીતે આંકવી એ કોણ કહી શકે?. પરદેશી પથરોને બદલે હીંદમાંજ મળી શકે એવા પથર વાપરવાની સલાહ સરકારના ભુસ્ત્વ શાસ્ત્રીએ આપી તેથી હિંદને કેટલો લાભ થયો તે આંકવાનું કામ પણ મુશ્કેલજ ગણાશે.

હીંદમાં ખાણોનો ઉદ્યોગ ખીલવવામાં કેવી રાજનીતીથી કામ લેવું તે સુચવવાનું એ વીદ્યા જાણનારાઓથીજ સારી રીતે બની શકે. એક લખનાર તો એટલે સુધી વાતો કરે છે કે જો ભુસ્તર વીદ્યા જાણનાર કોઇ ન હોત તો ખાણોની શોધ કેવી રીતે થઇ શકત? માટે ખાણોની પેદાશ ઉપરની જે મહેસુલ સરકારને મળે છે તે મેળવવા સરકારે એ વીદ્યાનો આભાર માનવો જોઇએ. એવી મહેસુલ જુદી જુદી ચીજ ઉપર જુદા જુદા દરથી લેવામા આવે છે અને તે વસુલ કરવાનું કામ પ્રાંતીક સરકારોનું છે એટલે એ રકમ કેટલી થાય છે તેની વીગત મળી શકે તેમ નથી પણ જનરલ ઓફ ઇંડીયન ઇંડસ્ટ્રીઝ એંડ લેબરના આગષ્ટ ૧૯૨૨ના અંકમાં હીંદી સરકારનાં ભુસ્તર વીદ્યાથી સર્વે કરનારા ખાતાંના ડીરેકટર મી. એલ. લી. ફરમોયે એવો અડસટો જાહેર કર્યો છે કે દર વરસે સરકારને ઓછામાં ઓછી ૮૪ લાખ રૂપયા જેટલી આવક થતી હોવી જોઇએ. એ કહે છે કે એ ખાતાંની પાછળ સરકાર એ આવકનો પાંત્રીસમો ભાગ પણ ખરચતી નથી. ૩૨ માઇલે એક ઇંચના પ્રમાણવાળા જે નકશા હીંદ માટે એ ખાતાએ તૈયાર કર્યા છે તેથી હીંદના પ્રાચીન ઇતીહાસ ઉપર કેટલું અજવાળું પડે છે. એ દ્રષ્ટીથી હીંદના ઐતીહાસીક બનાવોનો ખુલાસો પુરો પાડવાનું કામ કોઇ વીદ્વાન હવે પછી ઉપાડી લેશે એવી આપણે આશા રાખીશું. જમીનને ઠેકાણે અરબી સમુદ્ર તથા બંગાલનો ઉપસાગર કયારે અને કેવી રીતે થયા તે વીશેનું વર્ણન ખચીત આનંદ સાથે બોધ આપનાર નીવડી શકે.

---

## હીંદની રેલ્વેઓને એક માપની કરવાની જરૂર.

મી. એફ. જી. રોયલડોસન નામના એન્જીનીયરે આ વીષે થોડા વખત પર રોયલ સોસાયટી ઓફ આર્ટસ સન્મુખ આપેલા ભાષણમાં જણાવ્યું હતું કે ૧૮૫૧ના વરસ અગાઉ રેલ્વે માટે કયા માપને બહાલી આપવી એ સવાલની ચર્ચા ઇંગ્લંડમાં ઘણી જોશશોર ચાલી હતી અને છેવટે સાત ફીટની તથા ૪ ફીટ ૮ાા ઇંચની એમ બે માપની રેલ્વેઓ માટે બહાલી આપવાનો ઠરાવ થયો હતો. સાત ફીટની રેલ્વેને બદલીને ૪ ફી. ૮ાા ઇંચ કરવાથી રેલ્વેના ખર્ચમાં તથા લોકોની સગવડમાં થનારા લાભનો વીચાર કરી ત્યાંની ગ્રેટ-વેસ્ટર્ન રેલ્વેએ એ ફેરફાર કરવાનો ઠરાવ કર્યો અને તે ૧૮૯૨માં અમલમાં આવ્યો. સાત ફીટના માપની રેલ્વે ઇંગ્લંડમાં તે વેળાએ એકજ હતી તે આ રીતે બંધ પડી. હીંદમાં

૧૮૫૧માં, સરકારે પા ફીટનું માપ બહાલ રાખવા ઠરાવ કર્યો તે, સાતફીટ અને પોણાપાંચ ફીટ એમાંથી વચલો માર્ગ કહાડવા રૂપે હશે. તે પછીનાં પંદર કે વીસ વર્ષમાં પાંચ હજાર માઇલ રેલ્વે હીંદમાં પા ફીટના માપની નંખાઇ. તેને માટેની થાપણ પાઉંડમાં ગણતાં તે ઉપર પાંચ ટકાની વહેંચણી માટે સરકારે જામીનગીરી આપી.

કમનસીબે આ દેશમાં રેલ્વે નાંખવાનું કામ નવું હોવાથી તથા પહાડો તથા નદી નાલાં વચેથી રસ્તો કરવાનો હોવાથી ખરચ ઘણો થયો અને ઇંગ્લંડ સાથેની હુંડીનો ભાવ ઘટી જવાથી રેલ્વેની ઓછી આવકને પુરી કરી આપવા માટે હીંદી સરકારે ભોગવવાની ખોટની રકમ પણ મોટી આવવા લાગી તેથી ૧૮૬૯માં એવો ઠરાવ થયો કે ૩ ફીટ ૩⅜ ઇંચની પહોળાઇવાળી મીટર ગેજ રેલ્વે નાંખવાનું સરકારેજ કરવું. એમ કરવામાં એવો હેતુ હતો કે તેના શરૂઆતનો ખર્ચ ઓછો પડે. એ માપ માત્ર થોડા વખત માટેજ સ્વીકારી પાછળથી એ રેલ્વેઓને મોટા માપની કરી નાખવાનો ધારણા તે વેળા પણ હતી. ૧૮૭૩માં ઇન્સ્ટીટયુશન ઓફ સીવીલ એન્જનીયર્સ સન્મુખ ચાલેલી ચર્ચા દરમ્યાન મી. થોનટને જણાવ્યું હતું કે હીંદમાં બે જુદા માપની રેલ્વેઓ હરીફાઇ કરે એવો હેતુ કોઇ વેળા હતોજ નહીં અને એકજ સ્થળેથી એકજ દીશામા બે માપની રેલ્વેઓ જાય એવું બનવા દીધુ નથી ૧૮૭૩ પછી આ સ્થીતી કેટલી બદલાઇ છે તે તો હાલનો રેલ્વેનો નકશો જોવાથી તરત જાણી શકાશે. કેટલેક ઠેકાણે રેલ્વેના માપમાં પાછળથી ફેરફાર થયો છે. દાખલા તરીકે પંજાબ નોરધર્ન રેલ્વે મીટર ગેજની હતી તે પહોળા માપની રેલ્વેમાં ફેરવાઇ ગઇ છે. એથી ઉલટું ઇરોડ અને નીગાપટમ વચેની રેલ્વે પુર્વે પહોળા માપની હતી તે પાછળથી મીટર ગેજની થઇ છે. છેવટે એ બે માપમાથી કયુ રાખવું તે નકી કરવા માટે એક કમીટી ૧૮૮૯માં સરકારે નીમી, અને તેણે એવી ભલામણ કરી કે પા ફીટની પહોળાઇ રાખવી એ શીવાયના કોઇપણ માપની રેલ્વે બાંધવા માટે પરવાનગી આપવી નહીં પણ જ્યાં હોય ત્યાં તે રહેવા દેવી. જ્યાં શાખા રેલ્વે બાધવી હોય ત્યાં જેની શાખા એ થવાની હોય તેનું માપ શાખા રેલ્વે માટે રાખવું. જ્યાં પહોળા માપની રેલ્વે સાથે એનો મેળાપ થાય ત્યા એવી રીતે કામ લેવું કે સાકડા માપને બદલીને પહોળા માપની રેલ્વે કરવાનું વધારે સહેલું થાય. તે પછી રેલ્વે બંધાઇ તેમાં આ ભલામણ બરાબર પળાઇ નહીં અને જ્યા ત્યાં મીટર ગેજની રેલ્વે નંખાઇ તથા એ એક બીજા સાથે સંધાઇ. પહોળામાપની આઉદ એંડ રોહીલ ખંડ રેલ્વેના મુલકમાં મીટરગેજની રેલ્વે કાનપુરથી બારવાલ સુધીના ૮૦ માઇલ માટે એટલા સારૂ નખાઇ કે તેથી મીટર ગેજની રેલ્વેઓ એક બીજા સાથે સંધાય. હઇદરાબાદ ગોદાવરી રેલ્વે (૩૯૧ માઇલ) પણ મીટર ગેજની બધાઇ. જોધપુર બીકાનેર રેલ્વે બંધાઇ તે વેળા મીટરગેજને પસંદગી અપાઇ છે પણ મુંબઇ તથા કરાંચી વચેનો સંબંધ બધાશે તે વેળા એને પહોળા માપની કરવી પડશે. ઇસ્ટર્ન બંગાલ રેલ્વેનો કેટલોક ભાગ તો અત્યારે પહોળા માપનો કરવામાં આવ્યો છે. રજપુતાના માલવા રલ્વેને પાછળથી પહોળા માપમાં ફેરવી નાંખવાનો પ્રથમ હેતુ હતો પણ પાછળથી પહોળા માપની નાગડા રેલ્વે થઇ એટલે હવે રજપુતાના માળવા રેલ્વેએ માલની જે લાવ લઇજા કરવી જોઇએ તે નાગડા રેલ્વે મારફતે થાય છે. હવે તો જ્યાં સુધી દરેક શહેરની પાસે પહોળા માપની તેમજ સાંકડા માપના એમ બેઉ રેલ્વેઓની સગવડ ન હોય ત્યાં સુધી ઘણી જગાએ માલને એક માપની રેલ્વેમાંથી બીજા માપની રેલ્વેમા ફેરબદલ કરવાની જરૂર પડશે. ખર્ચમાં થયેલા અખતરાવથી

ફરીથી એવી વીગત એકઠી કરવાનુ કામ ૧૯૧૨ ના વરસ માટે હાથ ધરવામા આવ્યું તે વેળા મકાન બાંધવાના ધંધાને પડતો મુકયો તેમજ જ્યાં માત્ર પાચ કે ઓછા માણુસો કામ કરતા હોય તેને પણ ગણતરીમાં ન લેવાનું ઠરાવ્યું. એ વેળા એકઠી થઇ તે વીગત પ્રગટ કરવામાં આવી નહીં. ૧૯૨૦ ના વરસમાં પેદાશ કેટલી થઇ તેને લગતી વીગત એકઠી કરવાનું ૧૯૨૧ માં હાથ ધરવામાં આવ્યું. પત્રકોમાં ફેરફાર કરવા સંબંધી ચેમ્બરોની સલાહ લેવાઇ. આયાત તથા નીકાશને લગતા આકડા કામમાં લાગે એવો કેટલોક ફેરફાર કરવામા આવ્યો. વીજળીક બળ ગેસ બાળતણ સ્ટીમ વગેરે સંબધી વીશેશ ચોકસઇથી વીગત મંગાઇ, મજુરી તરીકે અપાયલી કુલ રકમ દરેક કારખાનાવાળા પાસે મગાઇ. કરકસરને ખાતર એ કામ પડતું મુકવાની ભલામણ કરવામાં આવી પણ પ્રધાન મંડળે તેને સ્વીકારી નથી અને વીગત અત્યારે એકઠી થાય છે.

યુનાઇટેડ સ્ટેટસમા ૧૭૯૦ મા વસતીની પહેલી ગણતરી થઇ કેમકે સરકારનો ખરચ દરેક વીભાગે વસતીની પ્રમાણમા ઉપાડવો એમ કાયદામા હતુ. ૧૯૧૦ સુધી એવી રીતે ગણતરી દર દસ વરસે કરવામા આવતી. માલની પેદાશ વીશે મ હીતી એકઠી કરવાનું પ્રથમ ૧૮૧૦ મા થયું પણ ૧૮૪૦ થી ૧૮૭૦ સુધીમા વધારે વધારે સવાલો પુછાવા માડયા અને ૧૮૮૦ તથા ૧૮૯૦ ના વરસ માટે વધારે વીગત એકઠી કરવામા આવી ૧૯૦૦ ના વરસ માટે એ કામ પર ખાસ અમલદાર નીમાયો અને તેની જુદી આફીસ સ્થાપવા કાજે તા. ૩ જી માર્ચ ૧૮૯૯ મા કાયદો ઘડાયો તે વેળા વસતી, જન્મ, તથા મરણ, ખેતી, અને માલ બનાવવાનાં તથા બળ પેદા કરનારાં કારખાનાં એટલી બાબદ વીશે વીગત એકઠી કરવા ઠરાવ્યું હતું. તા ૬ ઠી માચ ૧૯૦૨ને દીને ઘડાયેલા કાયદ થી એ આફીસ હંમેશ માટે સ્થપાયેલી ગણવાનું ઠર્યું છે અને વેપાર તથા ઉદ્યોગ ખ તાના હાથ નીચે એ ખાતું ગયું છે. એ કામ લાબી મુદતે થાય તે દરમ્યાન તે કામનો અનુભવ ધરાવનાર એ ખાતામાથી જવા રહે નહીં તે હેતુથી જોઇતી ગોઠવણ કરવામા આવી અને કેટલીક વીગત એ દસ વર્ષના ગાળાની વચમા એકઠી કરવાનુ ઠરાવ્યુ તા. ૨ જી જુલાઇ ૧૯૦૯ ને દીને પાસ કરેલા કાયદાની રૂએ તેરમી વાર વસતીની ગણતરી ગણવામા આવી તે વેળા ખેતી, કારખાના તથા ખાણો સબધી વીગત પણ એકઠી કરવાનું ઠરાવ્યુ હતુ. ટર્પેન્ટાઇન તથા રોઝીનને લગતી વીગત અગાઉ કોઇવાર એકઠી કરવામા આવી ન હતી તે પણ એકઠી થાય એ કાયદામા ખાસ ગોઠવણ ૧૯૧૦ મા કરી હતી. એ વેળા કુલ ૭૪૮૦૦૯ ડૉલર જેટલો ખર્ચ બધી વીગત એકઠી કરવા પાછળ થયો હતો. કામની શરૂઆત તા. ૧-૧-૧૦ને દીને થઇને એજ વર્ષના નવેંબરમા કામ પુરૂં થયુ હતું. ૧૯૧૪મા ફરીથી એની વીગત એકઠી કરવામા આવી હતી. જે કારખાના બધ હતા તેની હૈયાતી ગણવામા આવી ન હતી. માણસોના વર્ગો નીચે પ્રમાણે હતાઃ- (૧) માલીકો તથા તેમની પેઢીના ભાગીયાઓ (૨) પગારદાર અમલદારો, (૩) સુપરીન્ટેન્ડંટો તથા મેનેજરો (૪) કલાર્કો, માલની ખરીદી કે વેચાણ કરનારા વગેરે ઉતરતી પંકતીના નોકરો અને (૫) છુટક કામ કરનારાઓ તથા રોજના મજુરો. વર્ષ દરમ્યાન મજુરોની હાજરીની માસીક સરેરાશ લેવાતી ૧૯૧૪ માટેના કાયદાના ખરચને લગતી વીગત એકઠી થાય તે માટેની ખાસ કલમો હતી. તેમા ભરાયલી તેમજ છુટી લીધેલી એક પ્રકારની રકમો પણ ગણાઇ જતી હતી. જે જમીન કે મકાન ભાડે લેવાયા હોય તેને લગતી ખબ

આપવી પણ તેની કીંમત ગણવી નહીં એમ એમાં ઠરાવ હતો. બીજા ખાતાંમાં રોકેલી થાપણને બાદ કરીને રકમ દર્શાવવાની ખાસ આજ્ઞા હતી. મીલ્કતમાં (૧) જમીન, મકાન તથા સંચા કામ (૨) કાચો માલ કોલસા વગેરે (૩) રોકડ હુંડીઓ વગેરે અને (૪) કુલ અસ્કયામતના આંકડા રજુ કરવાની ફરજ પાડવામાં આવી હતી. દેવું હોય તેટલી રકમ બાદ કરવાની ન હતી. કોઈ કારખાનાવાળા એમાંથી એક મથાળાની રકમ બીજા મથાળા નીચે દર્શાવે એમ કેટલીક વાર બને પણ તેવી ભુલ અટકાવવાનો હેતુ નહતો. કુલ આંકડો ખરો આવવાનો વીશેશ સંભવ રહે એ હેતુ હતો. નુર વગેરે માટે અપાયેલી રકમો જુદી દર્શાવવી પડતી. કાચા માલની સાથે કોલસો, લુબ્રીકંટ તેલ વગેરેને તથા માલ પહોંચાડવા માટે બારદાન પેટીઓ, ડબા, વગેરે પેકીંગને પણ ગણવી પડતી. માલ તૈયાર કરવાના ખર્ચ તથા તૈયાર થયેલા માલની કીંમત દર્શાવવાના સંબંધમાં વીગતવાર સુચના અપાઈ હતી. એકજ ચીજની કીંમત બે વાર ગણાવાનો સંભવ આમ વીગતવાર આંકડા મેળવવાથી દુર થતો હતો. તેમ છતાં માલ બનાવવા માટેના બધા ખર્ચનો એમાં સમાવેશ થતો નહીં એટલે માલ બનાવનારને નફો કેટલો રહેતો તેની માહીતી એ ઉપરથી મળી શકે એમ ન હતું, વ્યાજ, ઘસારા, ભાડું વીમો, રીપેર, જાહેર ખબરના ખર્ચ વગેરેને ગણતરી બહાર રાખવા ઠરાવેલું હતું. તેરમી વારના એ સેન્સસમાં મળેલી વીગતથી અગ્યાર પુસ્તકો ભરાયાં છે અને તેમાં આઠમું, નવમું તથા દસમું એ ત્રણમાં માલની પેદાશ સંબંધીની હકીકતજ આપી છે એ બધાનો સાર ૧૯૧૬માં પ્રગટ થયો હતો.

માલની પેદાશને લગતી વીગત હમણાં એકઠી કરવાની જરૂર હીંદમાં પણ સરકારને પડી છે કારણ કે ઇંટરનેશનલ લેબર કૉન્ફરન્સ માટે અમુક માહીતી પુરી પાડવી પડે છે. એ વીગત એકઠી કરવા માટે ઈંગ્લંડમાં અને યુનાઇટેડ સ્ટેટસમાં કેવી ગોઠવણ થઈ હતી તેની વીગત એટલા માટે આપી છે કે એ કામમાં નડતી મુશ્કેલીઓ તથા તેનો ઇતીહાસ સમજાય.

---

# નોંધ.

## સરકારે વેપારનો ઇજારો લેવાનો સવાલ.

કેનેડાના સંબંધમાં આ બાબતની ચર્ચા કરતાં "ધી રાઉંડ ટેબલ" નામના ત્રીમાસીકના સપ્ટેંબર ૧૯૨૧ ના અંકમાં લખનાર જણાવે છે કે કેનેડાના ખેડુતોની એક ફરીયાદ એવી છે કે વેપારીઓ તેમની સ્થીતીને ગેરવાજબી લાભ લે છે. કેનેડાના પશ્ચિમ વિભાગમાં ઘઉંનો પાક આગસ્ટમાં ઉતરે છે અને તા. ૧ લી નવેંબરે ખેડુતોએ (માગનારને કે સરકારને) નાણાં ભરવાનાં હોય છે. તે કેમ ભરવાં તેની ધાસ્તીને લીધે તા. ૧ લી નવેંબરની અગાઉ પોતાનો માલ વેચી નાખવાની તેમને ફરજ પડે છે. તે વેળા સસ્તે ભાવે એ માલ વેપારીઓ લઈ જાય છે અને પછી મોંઘા ભાવ થાય ત્યારે વેચી નફો ખાય છે. આમ કરનાર વેપારીઓ ઉપર કરનો બોજો વધારી તેટલો બોજો ખેડુતો ઉપરના કરમાંથી ઘટાડવાની દરખાસ્ત અત્યારે નથી. અત્યારે તો દરખાસ્ત એવી છે કે લડાઈ દરમ્યાન સરકારે ઘઉંનો વેપાર પોતાના સંપૂર્ણ કાબુમાં લીધો હતો તેવીજ ગોઠવણ હમણાં પણ કરવી. તે વેળા એ ગોઠવણને પરીણામે નફો થયો હતો અને એ નફામાંથી ખરચ જતાં બાકીની રકમ જે ખેડુતે જેટલો માલ આપ્યો તેના પ્રમાણમાં વહેંચી લીધી હતી. અત્યારે એવી યોજના સરકાર હાથ ધરી શકે કે કેમ એવો

---

કાયદાનો સવાલ ઉપસ્થીત થતાં સરકારના સલાહકારોએ એવો મત આપ્યો કે કોઇપણ એ અથવા વધુ પ્રાંત તરફથી માગણી થાય તો તેમની વતી એવી યોજના સરકાર માથે લઇ શકે. મેનીટોબા પ્રાંતમાં અત્યારે છેલી ધારાસભા વીસરજન થયેલી છે અને નવી ધારાસભા ચુંટાવાને વાર છે તેટલો સમય આવી યોજનાએ પ્રાંતને લાગુ પાડવા માટેની મંજુરી બીજા કોઇથી આપી શકાય તેમ નથી અને એ પ્રાંતનો જો આવી યોજનામાં ન ભેળવાય તો સરકારને ઘઉં વેચવાની ફરજ પાડનારો કાયદો ફરીથી માત્ર થોડાજ વિભાગને લાગુ પાડવાથી ધાર્યો હેતુ સરે એમ નથી. એ લેખક જણાવે છે કે ઘઉંનો પાક કરનારાઓ બધા સંપ કરીને સહકારી મંડળની માફક કામ લે એજ સહુથી સારો માર્ગ છે. જો નવી ચુંટણીનું પરીણામ જણાયા અગાઉ જુની ધારા સભાને વીસરજન થયેલી ન ગણવાની ગોઠવણ હોત તો આવી મુશ્કેલી નડત નહીં.

**આસ્ટ્રેલીયામાં** જકાતની પદ્ધતી બદલવાની ચર્ચા ગયે વરસેજ થઇ હતી અને તેને પરીણામે જકાતની નવી ગોઠવણ તથા ટેરીફ બોર્ડની સ્થાપના થઇ છે. નવી યોજનામાં કેટલીક ચીજોની ઉપર આયાત જકાત વધારે પડી છે પણ તેથી જેને નુકશાન જતું હોય તેઓ જો ફરીયાદ કરે તો સરકાર પાસે જવાબ તૈયાર છે કે તમારો વેપાર ઇજારે રાખીને અમે તમને નફો કરી આપ્યો છે અને હજી પણ તમારી ઇચ્છા હોય તો એવો ઇજારો લેવાને માટે સરકાર તૈયાર છે. લડાઇ દરમ્યાન પરદેશો સાથે આસ્ટ્રેલીયાનો વેપાર ઓછો હતો તેનું કારણ એજ હતું કે એ વેપાર ઇજારા રૂપે સરકારને હાથે હતો. ઓછો વેપાર તે વેળા સારો હતો એમ દલીલ કરવામાં આવે છે અને ફરીથી સરકારને કોઇપણ ચીજનો ઇજારો લેવાનો આગ્રહ કરવામાં આવે તો તેનો અર્થ એટલોજ થઇ શકે કે ખેડુત વર્ગને સરકારમાં એટલો વિશ્વાસ છે કે દેશના પ્રતિનિધિ રૂપે સરકાર રહેતાં વેપારીઓ માંહોમાંહે હરીફાઇ કરી ન શકે તે લાભ માટે ખેડુતો ઘણા આતુર છે અને વેપારીઓ સાથે કામ પાડવાથી વધારે લાભ મેળવવાની તેમને આશા નથી. હીંદમાં ઘઉં, ચોખા, રૂ કે કોઇપણ ચીજનો વેપાર સરકારે પોતાના હાથમાં લેવો એવી દરખાસ્ત હોય તો હીંદના ખેડુતો શો અભિપ્રાય આપશે? વેપારી વર્ગ તો વિરૂધ પડે એમાં કાંઇ આશ્ચર્યકારક નથી.

---

## સ્વદેશી માટે ખરો આગ્રહ કેવો હોય?

આસ્ટ્રેલીઆની સરકારની રાજનીતી વીશે ટીકા કરતાં "રાઉંડ ટેબલ" નામના ત્રીમાસીમાં લખનાર જણાવે છે કે લશ્કરને જોઇતો સામાન બનાવવાનું કામ આસ્ટ્રેલીયાની સરકાર પોતાના હાથમાં રાખશે એટલુંજ નહિં પણ એ કામ લશ્કરનેજ સોંપશે. આથી એ લશ્કરના સીપાહીઓની તાલીમના કામમાં હરકત પડશે અને લશ્કર માટે જોઇતી ચીજોનો મોટો જથો એકઠો કરેલો છે તો પણ સીપાહોની તાલીમને ભોગે એ ચીજો બનાવવાનું કામ તેમની પાસે લેવામાં આવે એવી ફરજ પડી છે તે માટે એ લેખક દલગીરી દર્શાવે છે. હીંદમાં એવો પ્રસંગ હોય, તો હીંદી સરકાર કેવી રીતે વર્તે તેનું ચિત્ર કોઇ દોરશે?

---

# દુનીયામાં તેલની પેદાશ.

બાળવાને માટે તેલનો ઉપયોગ એટલી ઝડપથી વધે છે કે દુનીયાંમાં તેલની પેદાશ દરવરસે કેટલી થાય છે તે જાણવું ઉપયોગનું થઇ પડે. અમેરીકન પેટ્રોલીયમ ઇન્સ્ટીટયુટ તરફથી તેને લગતી હકીકત એકઠી કરીને બહાર પાડવામાં આવી છે તેમાં રશીયા વીશેની માહીતીને અધુરી ગણવી પડશે. કેમકે ત્યાં સ્થીતી ઘણી અનીશ્ચીત છે એટલુંજ નહીં પણ એને લગતી વીશ્વાસપાત્ર અને અત્યાર સુધીની માહીતી મળી શકે તેમ નથી. બાકી સર્વ હકીકત ઉપરથી માલમ પડે છે કે દુનીયામાં આ વરસે બાળવાના તેલની પેદાશ ૭૦ કરોડ બેરલ ઉપરાંત છે એમાંથી યુનાઇટેડ સ્ટેટસમાંથી ૪૭ કરોડ જેટલી પેદાશ છે જ્યારે ત્યાં તેનો વપરાશ ૫૨ા કરોડ બેરલ જેટલો છે તેથી ત્યાં એને માટે ઘણી ચીંતા રાખવામા આવે છે. મેકસીકોમાં એ તેલના ઝરા છે ત્યાંથી જોઇતો બાકીનો માલ મેળવવા તરફ તેમનું ધ્યાન છે. હમણાં મેકસીકોમાં એની પેદાશ વધી છે. હાલમાં બાર મહીને ત્યાં ૧૯ કરોડ બેરલ જેટલી પેદાશ થાય છે. દુનીયામાં એ તેલ કયાં મળી શકે તેમ છે તેની માહીતી રાખી નવા હરીફો પોતાના ઉદ્યોગને હેરાન ન કરે એટલી સંભાળ અમેરીકાના તેલવાળાઓ રાખે છે. દુનીયાના કેરોસીન તેલની પેદાશના ૮૦ ટકા જેટલો ભાગ એ અમેરીકન નાણાંવટીઓના કાબુ હેઠળ અત્યારે છે જ્યારે માત્ર પાંચ ટકા જેટલા ભાગ ઉપર બ્રીટીશોનો કાબુ છે. બ્રીટીશ સામ્રાજ્યમાં માત્ર ૨ા ટકા જેટલી એની પેદાશ છે જેમાં ૧ા ટકા જેટલો ભાગ હીંદમાં છે. અત્યારે જે ૭૦ કરોડ બેરલ જેટલું ગાસતેલ દુનીયામાં પેદા થાય છે તે માત્ર ૧૯ા કરોડ ટન કોલસાની બરોબર થય એટલે દુનીયામા કોલસાની પેદાશના સેંકડે બાર ટકા જેટલું એ થયું. એકલા ઇંગ્લંડમાંજ એ કરતાં વધારે કોલસો વરે છે. તેલની છત અને પેદાશનાં સાધનો અત્યારે ઘટતાં જાય છે. જ્યારે કોલસાની પેદાશ કરવાના સાધનો ચાર હજાર વર્ષ સુધી ખુટે તેમ નથી. કોલસાના કરતાં તેલનો ભાવ વધારે રહેવાનું કારણ એજ છે. લંડનમાં એક ટન તેલનો ભાવ ૫૦ શીલીંગ અને એક ટન કોલસાનો કહો કે ૩૫ શીલીંગ ગણાય, તેલની તંગી ઘટાડવા માટે "શેલ" (shale) ઓઈલની તરફ નજર દોડાવાય છે. એને લાકડા જેવી કોઇ ચીજમાંથી મેળવાય છે. એક ટન જેટલી એ ચીજને દારૂની માફક ભઠ્ઠીમાં ગાળવાથી એકસો ગેલન તેલ મળે છે અને દુનીયામાં એ રીતે તેલ મેળવવાનાં સાધન ઘણાં વીશાળ હોવાથી પેટ્રોલીયમની હરીફાઇ એ સારી રીતે કરી શકશે ન્યુ સાઉથ વેલ્સમાં જોઆડજા (Joadja) ખાતે એ શેલ તેલ માટે કારખાનું છે તેમાંથી હરરોજ પંદર હજાર ગેલન જેટલી પેદાશ થાય છે. હીંદમાં એ શેલ તેલ માટેનાં સાધન કેટલાં છે તેની માહીતી આપણી સરકારનાં જંગલ ખાતામાંથી મળી શકવી જોઇએ.

---

## ઇન્ટરનેશનલ ચેમ્બર ઓફ કોમર્સ અને લવાદી.

આ ચેમ્બરના કામકાજનો સાર મેન્ચેસ્ટરની ચેમ્બરના માસીકમાં આવ્યો છે તે ઉપરથી માલમ પડે છે કે એ ઘણું સારૂં કામ કરે છે. પરદેશોમાં વેપારીઓ સાથે ઇંગ્લંડના વેપારીઓને કે કારખાનાંવાળાઓને વાંધો પડે તે વેળા એ ચેમ્બર મારફતે લવાદીની ગોઠવણ થઇ શકે છે.

---




## (૧) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટ્સ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૧૨ મી સપ્ટેમ્બર સને ૧૯૨૨ ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા

| | |
|---|---|
| શેઠ પુરશોતમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) | શેઠ કીકાભાઇ પ્રેમચંદ |
| ,, દેવીદાસ માધવજી ઠાકરસી | ,, વલ્લભદાસ ચત્રભુજ શીવજી |
| ,, લલજી નારણજી | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા | ,, વાલચંદ હીરાચંદ |
| ,, બી એફ. માદન | સર દીનશાહ એમ. પીટીટ. |
| ,, એન એમ. મઝુમદાર | શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી |

૧ લેન્ડ એક્વીઝીશન એકટના સુધારાના સંબંધમાં ના. હીંદીસરકારના જવાબનો જે ખરડો તૈયાર કરવામા આવ્યો હતો તે કેટલાક સુધારા વધારા સાથે મંજુર કરવાનો તથા તે ના. હીંદી સરકાર પર મોકલવાનો ઠરાવ થયો હતો.

૨ જે જે જાહેર સંસ્થા ઉપર ચેમ્બરનું પ્રતિનિધિત્વ છે તે તે સંસ્થાઓ ઉપર ચેમ્બરના પ્રતીનીધીઓની મુદત નકકી કરવાના પ્રશ્ન ઉપર વીચાર કરતાં ડીરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ ! સલાહકારક મંડળ ઉપર ચેમ્બરના પ્રતિનિધિની મુદત સરકારના પ્રતિનિધિની માફક ત્રણ વર્ષની મુકરર કરવાનો ઠરાવ થયો હતો.

૩ મ્યુનીસીપલ ટાઉન ડયુટીની બાબતમા શેઠ રામજી ભારમલ તરફથી જે પત્ર આવ્યો હતો તે પર વધુ વિચાર કરતાં તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૪ નીચે જણાવેલા ગ્રહસ્થો તરફથી ચેમ્બરના સભાસદ તરીકે રાજીનામાના પત્રો આવેલા હોવાથી તેમનાં રાજીનામા મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

ધી કરાચી ઇન્ડીયન મર્ચન્ટસ એસોસીએશન.

| | |
|---|---|
| શેઠ હોરમસજી કુવરજી મોદી. | મેસર્સ નથુભાઈ મેઘજીની કું. |
| મેસર્સ શુરજી વલ્લભદાસ ની કું | ,, નથુભાઇ મેઘજી ટનાની કું. |
| ,, ચાપશી ભાદાની કું. | ,, કાનજી કરસનજીની કું. |
| ,, એચ. પેસ્તનજીની કું | શ્રી વાઘજી વઢવાણ કેમ્પ મેન્યુ. કું. લી૦. |
| ,, એ એમ. ઠક્કરની કું. | મેસસ કાકુભાઇ નારણદાસની કું. |
| ,, સામજી વદ્રાવનની કું. | ,, દીનશાહ ડી. કરાણીની કું. |

| | |
|---|---|
| શેઠ વીકાજી અરદેશર તારાપેરવાળા. | ધી ન્યુ ઇંગ્લીશ પ્રેસ. |
| ,, અમરીતલાલ માણેકલાલ ઠક્કર. | ધી સેન્ટ્રલ પ્રેસીંગ અને સેન્ડુ કુા લી. |
| ,, જહાગીર એચ. એલ. બાટલીવાલા. | મેસર્સ જમનાદાસ કરસનદાસની કુા. |
| મેસર્સ રતીલાલની કુા | પેસ્તનજી જહાગીરજીની કુા. |
| શેઠ રામદાસ કરસનદાસ. | શેઠ હીરાલાલ બકોરદાસ |
| મેસર્સ ડોસા દેવજીની કુા | ,, ડોસાભાઇ મગનલાલ. |
| ,, એ. એચ નાઝરની કુા. | ,, રાઘવજી ઈંગજીની કુા |
| શેઠ લાડકચંદ ઓધડદાસ વોરા | મેસર્સ જીવરામ વસનજીની કુા. |

નીચે જણાવેલા ગૃહસ્થો તરફથી ચેમ્બરના સભાસદ તરીકેનું વાર્ષિક લવાજમ એક વર્ષ કરતાં વધુ વખત બાકી હોવાથી અને તે સંબંધમાં યાદ દેવડાવનારા પત્રો લખવા છતા લવાજમ વસુલ નહી થવાથી ચેમ્બરના કાયદા કાનુન. નં. ૭ (અ) ની રૂએ સભાસદોના લીસ્ટ પરથી તેમના નામ કમી કરવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| મેસર્સ પુરૂષોતમ કાલીદાસની કુા | શેઠ. બરજોરજી દોરાબજી પાંડે. |
| ,, લક્ષ્મીચદ ધરમદાસની કુા. | મેસર્સ સુદરદાસ પદમશીની કુાં. |
| ,, વીઠલદાસ રાધાકીસનની કુાં. | ,, મદનજી મોહનજીનો કુાં. |
| શેઠ નારાયણદાસ ગીરધરદાસ | ,, દેસાઇ ચીનાઇની કુા. |
| ધી કચ્છ સ્ટીમ નેવીગેશન કુા | શેઠ ગોવીંદજી કુબેરદાસ કાપડીયા |
| મેસર્સ એસ. લાલની કુા | શેઠ લાલજી પદમશી. |

શેઠ વસનજી ઠકરશી હાલાઇને ના. મુંબઇની હાઇ કોર્ટે નાદર ઠરાવેલા હોવાથી ચેમ્બરના કાયદા કનુનના નીયમ નં ૭. (અ) ની રૂએ ચેમ્બરના સભાસદના લીસ્ટમાંથી એમનું નામ કમી કરવામા આવ્યું છે. તે મતલબનો જે પત્ર ચેમ્બરના સેક્રેટરી તરફથી મે. પ્રમુખ ઉપર લખવામા આવ્યો હતો તેની નોધ લેવાનો ઠરાવ થયો હતો.

૫ કમીટી તરફથી નીમવામા આવેલી રીટ્રેન્ચમેન્ટ સબ કમીટીના રીપોર્ટ ઉપર વીચાર કરતા તે બાબતમા વધુ વીચાર કરવા સારૂ સબ કમીટીને ભલામણ કરવાનો તથા તે સબ-કમીટી ઉપર વધારાના સભાસદો તરીકે નીચે જણાવેલા ગૃહસ્થોની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| શેઠ લાલજી નારણજી | શેઠ ફાજલ ઇબ્રાહીમ. |
| ,, જી. બી. ત્રીવેદી. | ,, ગુલાબચંદ દેવચદ. |

૬ ઇન્ડીઅન ફેકટરી એકટની રૂએ ઘડાએલા ફેકટરી રૂલ્સમાં સુધારો કરવાના સબંધમા ના. સરકાર તરફથી જે પત્ર આવેલો હતો તે પર વીચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૭ ઇન્ડીઅન ફેકટરી એકટની કલમ ૨ પેટા કલમ નં. ૮ના સુધારાના સંબધમા ના. સરકાર તરફથી જે પત્ર આવ્યો હતો તે પર વીચાર કરતાં તે સુધારો મંજુર રાખવાનો તથા તે મતલબનો પત્ર ના સરકારને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૮ ડ્રાફ્ટનાં નાંણાં કયા દરે ભરવા ( જે દીવસે હુંડી ભરવામા આવે તે) દીવસના દરે ભરવાં કે જે દીવસે હુંડી પાકતી હોય તે દીવસના દરે) વીગેરે બાબતો ઉપર વીચાર કરવા સારૂ જે સબ કમીટી નીમવામાં આવી હતી તે સબ કમીટીનો રીપોર્ટ રજુ કરવામાં આવ્યો હતો. આ રીપોર્ટ ઉપર વીચાર કરતા તે બાબતમાં કાયદાનો સુધારો કરવા બાબત ના. હીંદી સરકારને કોઇ વેપારી મંડળો તરફથી ભલામણ કરવામાં આવી છે કે કેમ તે વિશેનો ખુલાસો ના. હીંદી સરકાર તરફથી મંગાવવાનો ઠરાવ થયો હતો. એક એકસ્ચેંજ બેંક બીજી બેંકનો ડ્રાફ્ટ સ્વીકારતી નથીઅને પોતાનેજ બેંકો ડ્રાફ્ટ નકકી ઠરેલા હુંડીના દરે ખરીદવાની વેપારીઓને જે ફરજ પાડે છે તે સંબંધમાં ચેમ્બરે એસોસીએટેડ એકસ્ચેંજ બેંકના ચેરમેન સાથે જે પત્રવ્યવહાર કરેલો હતો. તેની નકલ બીડીને તે સંબંધમાં બેંગાલ ચેમ્બર ઓફ કોમર્સનો અભીપ્રાય પત્રદ્વારા લખી પુછાવવાનો ઠરાવ થયો હતો.

૯ મેશર્સ ટાટા આયરન અને સ્ટીલ કું. તરફથી પત્ર આવ્યો હતો કે પરદેશી લોખંડનો સામાન દેશમાં ઘણોજ સોંઘે ભાવે આયાત થાય છે તેથી તે સામે વાંધો ઉઠાવી વ્યાજબી પગલા લેવાં. પત્ર ઉપર વીચાર કરવા તે સબંધમા ના. હીંદી સરકારને એક પત્ર મોકલવાનો ઠરાવ થયો હતો. તે ખરડો તૈયાર કરીને કમીટીમાં ફેરવ્યા બાદ કમીટીની પસંદગી લઇ મોકલી આપવાનુ ઠેરવવામા આવ્યું હતું.

૧૦ ઇન્ટરનેશનલ સેનીટરી કનવેનશનની ભલામણો ઉપર ના. સરકારે ચેમ્બરને અભીપ્રાય મગાવ્યો હતો આ બાબતમાં કમીટીને કાંઇ કહેવાનુ નથી તે મતલબનો પત્ર લખ જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૧ દરીયાઇ મુસાફરી દરમીયાન જીંદગી બચાવવાના સાધનો ઉપર વીચાર કરવા સારૂ ના. સરકાર તરફથી નીમાયેલી કમીટીની ભલામણો ઉપર ચેમ્બરનો અભીપ્રાય મગાવેલો હતો આ બાબતમાં ચેમ્બરને કાંઈ વીચાર દર્શાવાના નથી તે મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો

૧૨ શેઠ સર ફાઝલભાઇ કરીમભાઇ વથા શેઠ શુરજી વલ્લભદાસની ચેમ્બરની કમીટીમાંથી ત્રણ માસ કરવાં વધુ વખત સુધી ગેર હાજરી હોવાથી ચેમ્બરના કાયદા (કાનુન નં. ૧૫)ની રૂયે કમીટી આગળ તેમના નામ રજુ કરવામાં આવ્યાં હતાં અને તેમની ફરીથી કમીટીના સભાસદ તરીકે નીમણુક કરવાનો તથા તે મતલબનો પત્ર તેમને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૩ ધી બોમ્બે ટેલીફોન કંપનીના મેનેજર તરફથી પત્ર આવ્યો હતો કે ચેમ્બરના સભાસદોને ટેલીફોન એકસ્ચેજનું કામકાજ કેવી રીતે થાય છે તે તપાસવાની ઇચ્છા હશે તો તેઓ તે કામકાજ ઘણુંજ ખુશીથી સમજાવશે આ પત્ર ચેમ્બરના માસીકમા પ્રસીધ્ધ કરવાનો ઠરાવ થયો હતો.

૧૪ પરદેશી ધોતી દેશમાં બનેલી હોય તેવી ટીકીટ વાળી ધોતોના સંબંધમા કલેકટર ઓફ કસ્ટમ્સને જે પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે તે ધોતી આયાત થતી વખતે ખાતાનું લક્ષ ખેંચાયું હતું પણ આયાત કરનાર વેપારી તરફથી એવી ખાત્રી આપવામાં આવી હતી કે ભવિષ્યમાં ટીકીટમાં ઘટતો

ફેરકાર કરી આયાત કરવામાં આવશે. તે પરથી તે મતલબની ખાત્રી લઈને માલ દાખલ કરવાની પરવાનગી આપવામા આવી હતી મર્ચન્ડાઈઝ માર્કસ એકટની રૂએ યુનાઈટેડ કીંગડમમાં બનતા માલ ઉપર "વીલાયતમા બનેલો છે" એ મતલબના શબ્દો લખવાની ફરજ નથી તે સંબંધમાં કાયદાનો ફેરફાર સુચવનારો એક પત્ર કમીટી આગળ ખરડો રજુ કર્યા બાદ ના. હીંદી સરકાર પર લખવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

ધી ઈન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૧૬ મી સપ્ટેમ્બરને રોજ બપોરે ૩ કલાકે (સ્ટા ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતાં.

| | |
|---|---|
| શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) | શેઠ એન. એમ મઝુમદાર |
| ,, દેવીદાસ માધવજી ઠાકરસી | ,, જમનાદાસ વસનજી મનજી |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, વલ્લભદાસ ચત્રભુજ શીવજી |
| ,, કેકોબાદ કાવસજી દીનશાહ | ,, ગીરજાશંકર બી ત્રીવેદી |
| ,, મોતીલાલ વલ્લભજી | ,, વાલચંદ હીરાચંદ |
| ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ | ,, મનુ સુબેદાર |

ચેમ્બરના નવા ધારા ધોરણનો ખરડો જે કમીટીના સભાસદોમાં અગાઉથી ફેરવવામા આવ્યો હતો તે પર વીચાર ચલાવવામાં આવ્યો હતો. ધારા ધોરણના ખરડામાથી અનુક્રમે પહેલી પાંચ કલમ પર પુરતો વીચાર કરી યોગ્ય સુધારા વધારા સાથે મંજુર કરવાનો ઠરાવ થયો હતો. ત્યાર બાદ કમીટીને વખત પુરતો નહી હોવાથી સભા બરખાસ્ત કરવાનો ઠરાવ થયો હતો.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૨૩ મી સપ્ટેમ્બરને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા.) ચેમ્બરના નવા ધારા ધોરણના ખરડા ઉપર વધુ વીચાર કરવા સારૂ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા. મે. પ્રમુખની ગેર હાજરીમાં તેમનું સ્થાન ચેમ્બરના ઉપ-પ્રમુખ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીએ લીધું હતું.

| | |
|---|---|
| શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી | શેઠ વલ્લભદાસ ચત્રભુજ શીવજી |
| ,, કેકોબાદ કાવસજી દીનશાહ | ,, માવજી ગોવિંદજી |
| ,, મોતીલાલ વલ્લભજી | ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી. |
| ,, એન. એમ. મઝુમદાર | |

૧ ચેમ્બરના કાયદા કાનુનના ખરડા ઉપર વધુ વીચાર કરતાં કલમ ૧ થી ૧૧ સુધીમાં કેટલાક સુધારા વધારા સાથે તે મંજુર રાખવાનો ઠરાવ થયો હતો બાદ કમીટીને વખત પુરતો નહી હોવાથી સભા બરખાસ્ત થઈ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા ગુરૂવાર તા. ૨૮ મી સપ્ટેમ્બરને રોજ સાંજના ૬ કલાકે (સ્ટા. ટા.) ચેમ્બરના નવા ધારા ધોરણના ખરડા ઉપર વધુ વીચાર

કરવા સારૂ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા. મે. પ્રમુખ તથા મે. ઉપ-પ્રમુખની ગેરહાજરીમાં પ્રમુખનું સ્થાન શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીને આપવાનો ઠરાવ થયો હતો.

શેઠ એન. એમ. મઝુમદાર — શેઠ માવજી ગોવિંદજી

„ વાલચંદ હીરાચંદ — „ મનુ સુબેદાર

૧ વા. ૨ જી સપ્ટેંબર સને ૧૯૨૨ ને રોજ મળેલી કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ ચેમ્બરના કાયદા કાનુનના ખરડા ઉપર વધુ વીચાર કરતાં કલમ ૧૨ થી ૧૪ સુધીમાં કેટલાક સુધારા વધારા સાથે તે મંજુર કરવાનો ઠરાવ થયો હતો. બાદ કમીટીને વખત પુરતો નહી હોવાથી સભા બરખાસ્ત થઇ હતી.

---

## (૨) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો.

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહીને આ માસિકમાં જૂદો વિભાગ રાખવામાં આવે છે. જે ગ્રહસ્થોને પોતાની ઓફીસો કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વિગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી ફી લેવામાં આવશે નહિ. અન્ય વેપારી ભાઇઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ૪ આના લેવામાં આવશે. તેજ મુજબ જે ભાઇઓ નોકરીની તજવીજમાં હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવી વિગતવાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી, જે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. તેમની પાસેથી દરેક વખત જાહેર ખબર આપવા માટે ફકત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે. જે જે વેપારી ભાઇઓ તેમજ અરજદારોને પોતાનાં નામ જાહેર કરવાની ઇચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે જણાવવા તસ્દી લેવી.

"A Jain youth, already employed in a respectable Marwari Firm since six years upcountry and having 8 years experience in Wool and Cotton business desires a decent job at Bombay. Can go abroad. Please communicate "M. C/o The Secretary, Indian Merchants Chamber."

# અન્ય ચેમ્બરો તથા સંસ્થાઓ.

## મજુરીનો દર.

ગ્લાસગોની ચેમ્બર ઓફ કોમર્સની સભામા સર ફ્રેડરીક ગાર્ડીનર અને સર એડમ નીમોએ એક વાત ઉપર સર્વેનું ધ્યાન ખેંચ્યુ હતું. તેમણે જણાવ્યું કે કેટલાક ઉદ્યોગોમા રોકાયેલા મજુરોના પગારમા લડાઇ પછી તે ઉદ્યોગોની સ્થીતી માઠી થવાથી ઘટાડો કરવામા આવ્યો છે જ્યારે સરકારી નોકરીમા તથા બીજા કેટલાક ઉદ્યોગો જેમાં હરીફાઇની અસર બહુ થોડી હોય છે તેમા રોકાયેલાઓ લડાઇ દરમ્યાન વધેલા દરમાયા હજી મેળવે છે. આ તફાવત દુર કરવો જોઇએ

## બીલ ઓફ લેડીંગની શરતો.

બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સને પુછેલા સવાલના જવાબમાં તેણે એવો અભિપ્રાય આપ્યો છે કે માલ ચડ્હાવવાની તારીખ નકી થઇ હોય અને પછી બીજી કાંઇ ગોઠવણ થયા વગર માલ ચડ્હાવવામા ઢીલ થાય તો માલના કબાલાનો ભંગ થયો ગણાય. વળી માલ એક જગાએ મોકલવાને બદલે બીજી જગાએ મોકલવામા આવે તો તેથી પણ કબાલાનો ભંગ થયેલો ગણાય.

## જનરલ એવરેજ કોણ આપે ?

એક પેઢીએ પુછેલા સવાલના જવાબમાં બોમ્બે ચેંબર ઓફ કોમર્સે એવો અભિપ્રાય આપ્યો છે કે સ્ટીમરના એજંટને જે પેઢી બીલ ઓફ લેડીંગ માલ પાછો મેળવવા માટે આપે તેણે જનરલ એવરેજનો ખર્ચ આપવો, જોઇએ કારણ કે અમ માની લેવામા આવ્યુ છે કે વીમાની પોલીસી પણ તેની પાસેજ હોવી જોઇએ અને જનરલ એવરેજની ખોટ વીમા કંપના પાસેથી ભરી લવાની સત્તા એ પોલીસીની રૂએ તેને હોવી જોઇએ.

## એસ્પેરેન્ટોનુ શીક્ષણ.

મુંબઇ સરકારે બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સને પુછાવ્યુ હતુ કે દેશપરદેશ વચેના વ્યવહારને માટે એસપેરેન્ટો ભાષાનો ઉપયોગ સ્વીકારવાનો સવાલ લીગ ઓફ નેશન્સ પાસે રજુ થયો છે ત ધ્યાનમાં લઇને એ ભાષાના અભ્યાસ માટે હીંદમા ગોઠવણ કરવી કે નહી ? બોમ્બે ચેંબરે તેના જવાબમા જણ વ્યું કે દુનીયાના બીજા ભાગોમા એસપેરેન્ટોનો ઉપયોગ સામાન્ય થઇ જાય નહીં ત્યાસુધી અને તે પછી પણ હીંદના રક્ષણ માટે, સુખ શાંતી માટે અને સાધારણ દેશી તથા અંગ્રેજી કેળવણી માટે ખર્ચના પુરતી જોગવાઇ કરાય ત્યાસુધી એસપેરેન્ટો ભાષા શીખવવાના પગલા ભરવા ઇષ્ટ નથી

# સ્ટીમરમાં જોખમ સામે સાવચેતીના ઇલાજો.

આ બાબદમાં ઘડેલાં નીયમોનો સુધારેલો ખરડો નામદાર સરકારે બહાર પાડયો હતો તે વીશે મુંબઇ ચેમ્બર ઓફ કોમર્સે નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો હતો.–

આ નીયમોના બે વીભાગ છે તેમાંથી પહેલો વીભાગ આગ ઓલવવા તથા અટકાવવાના ઇલાજો વિષે છે જ્યારે બીજો વિભાગ આફતની ખબર બીજી સ્ટીમરો વગેરેને પહોચાડવા સંબંધે છે નામદાર સરકારે એના સંબંધમાં કેટલીક કલમો ઘડી કહાડી છે જે મુજબ ન વર્તવા માટે શીક્ષા નથી પણ એ કલમો ન પાળનારને જોઇતી સરટીફીકેટ ન આપવાની સર્વેયરને સત્તા આપવી ધારી છે, પણ એને અંગે સ્ટીમરની રચનામા જે ફેરફારો કરવા પડે એમ છે તે એવા છે કે તેમા ઘણી સ્તીમરોવાળી કંપનીને ઘણો વખત, કહો કે ઘણાં વરસો, નીકળી જાય માટે આ ચેમ્બરની કમીટી આગ્રહપુર્વક ભલામણ કરે છે કે તે માટે પુરતો વખત આપ્યા વગર એ નીયમો અમલમાં મેલવા નહીં. અત્યાર સુધી સ્ટીમર કંપનીઓએ ઉતારૂઓની લાવલઇજાનું કામ સંતોષકારક રીતે કરેલું છે તે જોતા એમને આવા નીયમોથી હેરાન કરવા ન જોઇએ. વળી એ નીયમો ન પાળનારને સરટીફીકેટ આપવાની ના પાડવાની સત્તા સર્વેયરને આપવામાં આવે તો તે સતાનો દુરૂપયોગ થવાનો સંભવ બહુ રહે, અને તેમાં પણ જો સ્ટીમરની રચનામાં ફેરફાર ન કરવાના કારણથી સરટીફીકેટ આપવાની ના પડાય તો સ્ટીમરોની લાવલઇજા કરવાનું કામ અટકી પડે માટે એવી સત્તા આપવી ન જોઇએ.

નીયમોમાંથી પહેલા છ તો ચાર હજાર ટન કરતાં વધારે વજનની સ્ટીમરોને લાગુ પડે છે. તેમાં ઉતારૂઓ તથા ખલાસીઓ માટેની જગામાંથી પાણી કાઢી નાખવા માટે ત્રણ પંપ રાખવાનું પહેલા નીયમમા છે; પણ હાલ બે પંપ હોય છે અને તે પુરતા લાગે છે માટે એ નીયમ તે પ્રમાણે ફેરવવો જોઇએ. વળી પાણી પહોંચાડવા માટે છુટી નળીથી જ્યાં પુરતી સગવડ કરી શકાય ત્યા દરેક બાજુએ જુદો નળ નાખવાની ફરજ પાડવી યોગ્ય નથી.

રસાયણ શકતીને બળે આગ બુઝાવવાના સંચા ઉતારૂઓ માટેના દરેક વીભાગમાં રાખવા ઠરાવ્યું છે ત્યાં વીભાગ શબ્દની વીગતવાર વ્યાખ્યા કરવી જોઇએ. એ પંપને રાખવાની જગાએ કચરો ભરાય તો તે પંપ વાપરવાની વખતે જોઇએ તેવું કામ કરી શકે નહીં માટે એને એન્જીન રૂમમાં રાખવા જોઇએ. જે વેળા ઉતારૂઓ ન હોય પણ માત્ર ખલાસીઓ કામ કરવા હોય તે વેળા પણ પંપ તુરત વાપરી શકાય એવી સ્થીતીમાં રાખવા એવું ફરજ્યાવ કરવાની જરૂર નથી. ઉતારૂઓ હોય તેવી વેળાએ ફરજ્યાત હોય તો બસ છે એવી હોઝ પાઇપને પાણીના નળની પાસે રાખવામાં આવે તો તેના કેટલાક ભાગ ચોરાઇ જવાનો સંભવ રહે અને તેમ થાય તો હોઝ નકામો થઇ પડે માટે આગ હોલવવાનો હોઝ એવી જગાએ રાખવો કે તેની સંભાળ લેવાય અને જ્યાથી જ્યારે કામ પડે ત્યારે તુરત એ મેળવી શકાય ભંડારમાં આગ લાગે તે વેળા વરાળથી તેને હોલવવા માટે જડેલી નળીઓ ન હોય ત્યા છુટી નળીઓથી એ કામ લઇ શકાય માટે જ્યાં તેવી ગોઠવણ ન હોય ત્યાં જડેલી અથવા છુટી નળીઓ એ કામ માટે હાજર રાખવી જોઇએ. આગ હોલવવા માટે મંજૂર રાખવા લાયક હોય તેવી જાતના સંચાઓની યાદી નામદાર સરકારે પ્રગટ કરવી. જે સ્ટીમરોમાં રચના ઘણી ફેરવવી પડે તેમ હોય તેમને એ બધા ફેરફારો કરવાની ફરજ પાડવી નહીં એમ આ ચેમ્બરની આગ્રહપુર્વક

ભલામણ છે. વળી કોસ્ટાપર બસો માઈલ કરતાં ઓછા તફાવતની મુસાફરી કરતી સ્ટીમરોને આ નીયમોના બીજા વીભાગમાંથી મુકત રાખવાની ગોઠવણ છે મર્ચંટ શીપીંગ કન્વેન્શન એકટની તેરમી કલમમાં છે તો તેવીજ છુટ હીંદી કાયદામાં પણ રાખવી જોઇએ.

## મેલના કાગળોની વહેંચણી.

કેટલીક પેઢીઓ પોતાના કાગળો ટપાલ ઓફીસમાંથી જલદી બારોબાર મળે તે માટે એ આફીસમાં એક પેટી ભાડે રાખે છે. એમ કરનારને પણ તેમના પત્રો મોડા મળવાની ફરીઆદ મળતાં બોમ્બે ચેમ્બરે તે વિષે ટપાલ ખાતાંને ફરીયાદ કરી હતી તેનો જવાબ એ ચેમ્બરને એવો મળ્યો હતો કે હમણાં વધારે સારી ગોઠવણ કરવામાં આવી છે અને વખત જતાં એમાં પણ વીશેશ સુધારો કરવાની આશા છે.

## તારખાતાં સામે ફરીયાદ

બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સે ફરીયાદ કરી હતી કે તાર મોકલવામાં ઘણી ઢીલ થાય છે અને તારના શબ્દો ઘણીવાર રહી જાય છે; હીંદી સરકારે તેના જવાબમાં જણાવ્યું કે લડાઇ અગાઉ જેવી ઝડપી ગોઠવણ હતી તેવી કરવા તરફ સરકારની નજર છે પણ ઇસ્ટર્ન ટેલીગ્રાફ કંપની મારફતે તાર મોકલવાની જે સગવડ હતી તે પાછી ચાલુ થશે ત્યારે કામમાં સુધારો થશે એ કંપની તારના દોરડાં નવેસરથી નાંખવાનું કામ બનતી ઝડપે કરે છે અને તેને પરીણામે લંડન તથા હીંદ વચેના તારના સંદેશામાં હવે અગાઉની માફક ઢીલ થતી નથી. એડન અને કોલંબો વચે તાર નાંખવાનું તથા એડન અને સ્વેઝ વચે તારનાં દોરડાં રીપેર કરવાનું કામ પુરૂ થયા પછી વધારે ઝડપ થશે. સંદેશાં ઓમાંથી શબ્દો જતા રહે એવી ફરીયાદ માટે હવે અગાઉની માફક કારણ રહેલું નથી. એવી ફરીયાદો હવે ઓછી મળે છે. હીંદની અંદર પણ તારના વ્યવહારમાં ઝડપ વધી છે અને તેમાં હજી વધારો થાય એવાં પગલાં લેવાય છે. દોરડા વગરના તારના સંદેશા મોકલવાની તથા લેવાની ગોઠવણ કરવા બાબદમાં ઇંગ્લંડની સરકાર સાથે પત્ર વ્યવહાર ચાલે છે અને નડતી મુશ્કેલીઓ થોડા વખતમાં દુર કરી શકાશે એવી આશા છે ત્રણ ગણા દરે વીશેશ તાકીદના તાર પહેલા મોકલવાની ગોઠવણ બંધ પાડવાના સંબંધમાં પછી જવાબ આપવામાં આવશે.

---

## સરકાર અને સ્તીમરો સંબંધી નીયમો.

દરીયાઇ વહેવારને લગતા નીયમોમાંથી સરકારી સ્તીમરોને મુકત રાખવાના સામે ઈન્ટરનેશનલ ચેમ્બર ઓફ કોમર્સે વાંધો લીધો છે.

એક બીજા ઠરાવમાં એજ મંડળ જણાવે છે કે સ્તીમરપર કયા દેશનો વાવટો ફરે છે તે જોઇને તેની સાથે કામ લેવાની રીત યોગ્ય નથી. બધા દેશની સ્તીમરો માટે એક સરખી રીતે કામ લેવું જોઇએ. પરદેશી સ્તીમરોની પાસેથી કર લેવાની રૂઢીને પણ એ ચેમ્બરે વખોડી કહાડી છે. તે જણાવે છે કે એ રૂઢી દાખલ કરવાથી દરીયાઇ વેપારમાં લાવ લઇજાનો ખર્ચ વધી જશે.

## કસ્તમ્સના નીયમો વીશે દેશપરદેશની સરકારોના પ્રતીનીધીઓનું કોન્ફરન્સ.

આવું કોન્ફરન્સ જુલાઇ ૧૯૨૩ માં ભરવાનું ફ્રેંચ સરકારે કબુલ કર્યું છે. જકાત નાખવામાં આવતે અગાઉ જે માલની આમદ કબાલો થયો હોય તેને એ જકાત લાગુ પાડવી

નહીં એવી એક દરખાસ્ત કરવામાં આવી છે તે વીશે, તથા કુલ વજન અને સાફી વજન ની વ્યાખ્યા વગેરે વીશે એ વેળા વીચાર ચલાવવામાં આવશે, તેને માટે વીષયોની યાદી વગેરે તઇયારી કરવાનું કામ ઈંટરનેશનલ ચેમ્બર ઓફ કોમર્સ કરે છે.

---

## વેપારી કાયદા.

જોઈંટ સ્ટોક કંપનીઓને લગતા એક કાયદાની એક કલમ બાબે ઇંગ્લંડની પાર્લામેંટના હાઉસ ઓફ લોર્ડસ તરફથી હાલમાં ચુકાદો અપાયો છે. બાબત એવી હતી કે ઇંગ્લંડમા સ્થપાયેલી એક કંપની બોલીવીયામાં ખાણો ચલાવતી હતી. તેના કેટલાક શેર હોલ્ડરો જરમન હતા. નફામાથી વહેંચણી આપવાનો ઠરાવ કરતી વેળા તે કંપનીએ એમ નકી કર્યું કે જે શેર હોલ્ડરો દુશ્મન પ્રજામાં હોય તેમને આપવાની વહેંચણી દુશ્મનના મુલકમા કંપનીની જે મીલ્કત છે તેમાથી આપવી. ઉમરાવોની સભાએ ઠરાવ્યું કે દુશ્મનના મુલકોમા રહેલી મીલ્કત તથા લ્હેણું વસુલ કરવાનો સવાલ જુદોજ છે પણ શેર હોલ્ડરોને વહેંચણી આપવાની બાબદમા એવી શરત કરી શકાયજ નહીં; માટે જરમન શેર હોલ્ડરોને આપવાનાં ડીવીડન્ડની રકમ કંપનીએ દુશ્મનની પ્રજાના વતી લ્હેણું વસુલ કરનાર અમલદારને આપી દેવી.

---

## વેપારી ખબરો.

બંગાલ નાગપુર રેલ્વેનાં ચંદીલ સ્ટેશનથી હેસલા સુધી સીતેર માઇલની રેલ્વે બાંધવા માટે વીગતવાર સર્વે કરવાની મંજુરી અપાઇ છે. સાઉથ કર્ણપુર કોલ ફીલ્ડસ રેલ્વેનું છેલુ સ્ટેશન હેસલા થશે.

---

જુગોસ્લાવીયામાં ખાંડનો પાક આ વરસે બહુ સારો છે. બીટની પેદાશ બાવીસથી પચીસ હજાર ગાડા ભરાય એટલી થવાની વકી છે, દરેક ગાડામાં દસ મીટ્રીકટન માય છે. સર્બ-ક્રોએટ-સ્લોવેનના રાજ્યમા પાકનો વીસ્તાર ત્રીસ ટકા જેટલો વધ્યો છે અને જાત પણ સારા વરસાદને લીધે દસ ટકા વધારે સારી નીવડવાની વકી છે. (ઇંડીયન ટ્રેડ જર્નલ તા. ૨૮-૯-૨૨.)

---

ઇટારસી-નાગપુર રેલ્વે હવે બંધાઇ રહેવા આવી છે અને એક કે બે મહીનામાં ખુલી મેલવામાં આવે એવી વકી છે. શેગામથી નાગપુર સુધીની રેલ્વે સડક બેવડી કરવાનું કામ પણ ચાલે છે.

---

એડનથી નીકાશ થતા મીણનો મોટો ભાગ ઇંગ્લંડ જાય છે. છેલાં બે વરસથી એ વેપાર સુસ્ત થઇ ગયો હતો તેમા હવે પાછી તેજી આવી છે. યુરોપમાં મીણ માટે સારી લેવાલી જાગી છે અને એબીસીનીયાના શંકાલા જીલામાંથી ઘણું સરસ મીણ એડન આવે છે. અરબીયાના યમન પ્રાંતમાથી મીણ આવે છે પણ તે હલકા પ્રકારનું હોય છે. એડનમાં મીણની આયાત તથા નીકાશ નીચે પ્રમાણે હતી:—

| | આયાત | નીકાશ |
|---|---|---|
| | હંડરવેટ | હંડરવેટ |
| ૧૯૧૩–૧૪ | ૧૫૯૩ | ૧૪૬૨ |
| ૧૯૧૯–૨૦ | ૩૮૯૦ | ૪૦૮૯ |
| ૧૯૨૦–૨૧ | ૨૧૮ | ૩૩૫ |

---

આરજેન્ટાઇનમાં રેલ્વેઓના વધારા કરવાનું ચાલુ છે. બ્યુનો એરીસથી રૂટરે મોકલેલા ખાસ તારમાં એ વીશે જણાવ્યું છે કે લાપ્લાટા વગેરે જીલ્લાઓમા ૮૩૦ કીલોમીટર જેટલી લંબાઇની રેલ્વે બાંધવાની ઠરી છે જેમા ૧૮૦ કીલોમીટર જેટલી રેલ્વે સાકડા માપની રહેશે એ વધારા માટે ૧૭૦ લાખ પેસો (સોનાના) જેટલો ખર્ચ કરવા મંજુરી ધારા સભાએ આપી છે. એને લગતાં કોન્ટ્રેકટો ત્યાની સરકાર તા. ૩૧મી અકટોબરે આપનાર હતી. ઘણા જમીનદારોએ એ રેલ્વે માટે પોતાની જમીન આપી છે.

---

ઓકસાલીક એસીડની આયાત ઉપર ઇંગ્લંડમાં કર લેવામાં આવે છે પણ એ ચીજપર ઇગ્લંડના ઉદ્યોગોનાં રક્ષણને લગતા કાયદાની રૂપે આયાત જકાત નાખવાનું યોગ્ય નથી એમ વાંધો લેવામાં આવ્યાથી ત્યાની બોર્ડ ઓફ ટ્રેડ એ ફરીયાદ રીફરીને મોકલી આપવા ઠરાવ્યું છે. એ રીફરીની નીમણુંક બોર્ડના ચાન્સેલર કરશે જેમને ઓકસાલીક એસીડને લગતા ઉદ્યોગ સાથે સંબંધ હોય તેમણે ઈંગ્લંડનાં બોર્ડ ઓફ ટ્રેડના મદદનીશ સેક્રેટરી સાથે પત્ર વેવહાર કરવો એમ જણાવવામાં આવ્યું છે.

---

બેઝીક સ્લૅગ સુપર ફૉસ્ફેટ ઓફ લાઇમ અને ખાતરોની નીકાશ છુટથી કરવા માટે ઇંગ્લંડનાં બોર્ડ ઓફ ટ્રેડ પરવાનગી આપી છે.

આરજેન્ટાઇનમાં ઉદ્યોગોને રક્ષણ આપવામાટે ત્યાની સરકારે એમ ઠરાવ્યું છે કે તેલની પેદાશ કરવી તેલને સાફ કરવું રૂ સાફ કરવું જુટની ચીજો બનાવવી વગેરે ઉદ્યોગોમા નાણાં રોકનારાઓને ઉતેજન આપવા માટે ઉદ્યોગો કાજે જરૂરનાં સંચા કામોની આયાત ઉપર જકાત લેવાનું બંધ પાડવામાં આવશે અથવા તે ઉપર માત્ર નામની જકાત લેવાશે. આ ફેરફાર માટે ધારાસભાની બહાલી માગવામા આવી છે પણ તે મળવા અગાઉ ખાવાના પ્રધાને એવી ગોઠવણ ઠરી છે કે માલ આયાત કરનાર પાસે લેખી જામીન લેવી કે જકાત માગવામાં આવશે તો હું તે આપીશ. આવી જામીનગીરી આપનારને એ સંચા કામ જકાત આપ્યા વગર આયાત કરવા દેવાનું શરૂ કરવામાં આવ્યુ છે. એ ઉદ્યોગો માટે કાચા પદાર્થોની આયાત ઉપર માત્ર પાંચ ટકા જેટલીજ જકાત લેવામાં આવશે.

---

મેકસીકોમાં પેટ્રોલીયમની નીકાશ ઉપરની જકાતમા ચાળીસ ટકા જેટલો ઘટાડો કરવામા આવ્યો છે.

---

**આઇસ લેંડના ટાપુમાં પેટ્રોલીયમ આયાત** કરવાના હકનો ઇજારો આપવામાં આવ્યો છે. એનો અમલ આવતા ફેબ્રુઆરીથી થશે.

લુબ્રીકેટીંગ ઓઇલ તરીકે કયા પદાર્થને ગણવા અને તેમાં કેવા ગુણ રહેલા હોવા જોઇએ તે દર્શાવવા માટેની વીગત યુનાઇટેડ સ્ટેટસની સરકારે બહાર પાડી છે જેમા એના ૭ વર્ગ કરી દરેકના ગુણ વર્ણવ્યા છે. વીશેશ વીગત ઇંડસ્ટ્રીયલ ઇંડીયા" (સપ્ટેંબર ૧૯૨૨) મા આપી છે.

---

પંપની જુદી જુદી જાતમાં હમણા એક વધી છે. એને ન્યુ કીંટસન હટલી રોટરી પંપ તરીકે "ઇંડસ્ટ્રીયલ ઇંડીયા" (સપ્ટેંબર)માં વર્ણવ્યો છે એ પંપ કોઇ અમુક શોધને લીધે અગલી જાતના પંપ કરતા ઓછે ખરચે વધારે સારૂં કામ આપે છે એમ એમા જણાવ્યું છે.

---

રેલ્વેનો વધારો દુનીયામાં ઝડપથી થતો જાય છે દક્ષીણ આફ્રીકાને ન્યાસાલેંડ સાથે સીધા સંબંધમાં લાવી મુકે એવી ટ્રાન્સ ઝમ્બીશીયા રેલ્વે ગઇ તા. ૧લી જુલાઇએ ખુલી મેલાઇ છે. એની લંબાઇ ૧૫૭ માઇલ છે એ બાંધવા માટેનું કંટ્રાકટ ૮૧૦ હજાર પાઉંડ માટે આપવામાં આવ્યું હતુ. ટેટે કોલ ફીલ્ડસ નામે ઓળખાતી કોલસાની ખાણોવાળા ભાગમા એની શાખાઓ નંખાશે ત્યારે તે ઘણી લાભકારી થઇ પડશે એને માટે કહાડેલા ડીબેન્ચર પરના વ્યાજ માટે પચીસ વરસ સુધીની જામીનગીરી ન્યાસાલેંડની સરકારે આપી છે. એ રેલ્વે માટેની કંપનીએ છ લાખ પાઉંડ થાપણ તરીકે કહાડયાં છે અને બાર લાખ પાઉંડ ડીબેન્ચરથી ઉભા કર્યા છે.

---

## હીંદનો રૂ અને ચોખાનો પાક.

કલકતાથી મળેલા તારમાં જણાવવમાં આવ્યું છે કે આખા હીંદના રૂના પાકની બહાર પડેલી બીજી યાદીમા જણાવ્યુ છે કે કુલ્લે ૧,૭૪,૧૨,૦૦૦ એકર જેટલા વીસ્તારમાં વાવેતર થયું હતુ જે ગયા વરસના એજ સમય કરતાં ૮ ટકાનો વધારો બતાવે છે. એકંદર રીતે પાકની સ્થીતી સારી છે. ચોખાને લગતી પહેલી યાદી પરથી માલમ પડે છે કે ૭,૭૪,૬૯૦૦૦ એકર જેટલા વીસ્તારમાં વાવેતર થયુ છે જે આગલા વર્ષના એજ સમય કરતા ૧ ટકાનો ઘટાડો બતાવે છે. પાકની સ્થીતી સામાન્ય રીતે સારી છે.

## બ્રીટીશ સામ્રાજ્યમાં "ફ્લેક્સ ફાઇબર"ની પેદાશ.

અળસીનાં બીયાં તેલ માટે ઘણાં ઉપયોગી ગણાયાં છે એ તેલ કાઢી લીધા પછી રહેતા ખોળ માટે પણ તે પંકાય છે પણ એના જે છોડ થાય છે તેના રેસા પણ ઘણા ઉપયોગી હોય છે. એ છોડ વાવતી તથા ઉગાડતી વેળા કેટલેક ઠેકાણે એવી સંભાળ લેવાય છે કે જેથી બીયાં વધારે મળે અને કેટલેક ઠેકાણે રેસા ઉપર ધ્યાન અપાય છે. રેસા મેળવવા માટેના રોડનોજ વીચાર કરીયે તો બ્રીટીશ સામ્રાજ્યમાં એની પેદાશ કેવી રીતે વધારી શકાય એ સવાલે હમણાં ઇંગ્લંડની પ્રજાનું ધ્યાન ખેંચ્યું છે. એવા છોડ સાધારણ રીતે ઉત્તર ફ્રાંસ, બેલ્જયમ, હોલંડ વગેરે દેશોમાં થાય છે કારણ કે ત્યાંનાં હવા પાણી એને અનુકુળ આવે છે. લડાઇ અગાઉ યુનાઇટેડ કીંગડમમાં દર વરસે એક લાખ ટન ફ્લેક્સ રેસા વપરાતા હતા તેમાંથી સાઠ હજાર ટન રશીયાથી આવતા, દશ હજાર ટન આયર્લંડમાં પેદા થતા, અને બાકીના હોલંડ તથા બેલ્જયમથી લાવવામાં આવતા.

ઇંગ્લંડમાં રૂના ભાવ વધીને ફ્લેક્સના જેટલા થાય નહી ત્યાં સુધી યુનાઇટેડ કીંગડમમાં ફ્લેક્સનો વપરાશ વધવાનો સંભવ નથી. એના રોપા પાકીને તૈયાર થાય છે ત્યારે તેને કાપવામાં આવતા નથી પણ છાલ ખેંચી કાઢવામાં આવે છે. એ કામ માટે વપરાતા સંચામાં સુધારો કરવાનો પ્રયત્ન થાય છે. એક ટન રેસા માટે ચારથી આઠ એકર જેટલી જમીનની જરૂર પડે છે એટલે જો એ ખેંચવા માટે મજુરોને કામે લગાડીયે તો મહેનત વધી જાય અને પુરતા મજુરો મેળવવાની મુશ્કેલી પડે. પણ રેસા ખેંચી લેવામાં વાર લાગે તે પણ ન પરવડે. થોડા દીવસ પણ વાર લગાડવાથી રેસાની જાત બગડી જાય છે. રોપામાંથી બધું ઘાસ તથા છાલ લઇ તેને પાણીમાં આઠેક દીવસ રહેવા દે છે તે પછી કાઢી સુકવી સંચાવડે રેસા મેળવાય છે અને આસપાસનો લાકડાના ભુકા જેવો પદાર્થ ખરી પડે છે. સુકવવાનું કામ વેળાસર ન થાય તો રેસા નરમ અને હલકા થઇ પડે છે.

આ ઉપરથી સમજાશે કે એની પેદાશ વધારવામાં મુખ્ય સાધન રૂપે વખતસર મજુરો તથા સંચા કામની મદદ મેળવવી જોઇએ. એ મજુરો સસ્તા અને જ્યાં મોકલીયે ત્યાં જાય એવા જોઇએ. વળી સંચાકામ ખરચાળ હોવાથી એકર દીઠ ઉતર પણ વધારે હોય તોજ અનાજને બદલે એનો પાક કરવાનું પરવડી શકે. લડાઇ અગાઉ આયર્લંડમાં એના પાકનો વીસ્તાર ઘટીને પચાસ હજાર એકર થઇ ગયો હતો ત્યાં મજુરોની છત છે અને એ વીસ્તારને ચાર ગણો વધારી શકાય તેમ છે. રેસા માટે કીંમત હાલના કરતાં વધારે આપી પરવડે એમ નથી કારણકે એમાંથી મળતું લીનન અમુક ભાવે કરતાં વધારે ભાવે વેચી શકાતું નથી. એનાં બીયાં મેળવવાનું કામ ગૌણ છતાં અત્યારે તે પ્રત્યે જે બેદરકારી રહે છે તે જવી જોઇએ. તેનો લાભ વધારે મળે તેમ રેસા સસ્તા મેળવી શકાય. આયર-

લંડમાં એ પાકને માટેની મોસમ બહુજ ટુંકી રહે છે એટલા વખતમાં એને ભીંજવી સુકવી લેવો પડે છે. જો તેમાં વાર લાગે તો પાછી વરસાદની ધાસ્તી રહે છે. આ કારણથી બીયાં બચાવી લેવા પર ખેડુતો ધ્યાન આપી શકતા નથી. આયરલંડના દક્ષીણ વીભાગમ એ પાક સારો થતો હતો પણ વખત સર પાક ઉતારી ભીંજવી સુકવવો વગેરે કામમાં બે દરકારી રાખવાથી ખેડુતોને ઓછો ભાવ મળ્યો તેથી અત્યારે એ પાક કરવાનું લગ ભગ બંધ પડી ગયું છે. આયરલંડમાં હવે તો એ પાક ફરીથી સારો થવાનો આધાર સારાં બીયાં મળવા ઉપર છે. શોધખોળને પરીણામે એકર દીઠ ઉતર બમણી કરાય એવી આશા રાખવાને કારણ મળ્યું છે. જો એ સફળ થાય અને બે લાખ એકરના વીસ્તારમાં પાક થાય અને અહીં એકર દીઠ ટન રેસા જેટલી ઉતર મળે તો એ દેશમાંથીજ એંશી હજાર ટન જેટલો રેસો યુનાઇટેડ કીંગ્ડમની મીલોને મળી શકે. પણ જો એના ભાવ ઉંચા રહે તો ફ્રાન્સ વગેરે હરીફો હાજર હશેજ એથી ઉલટું જો એના ભાવ સસ્તા રહે તો એ માલ પરદેશો ખાતે નીકાશ થઇ જવાનો સંભવ રહે. એમાં મુખ્ય હરીફાઇ રશીયાની છે. ત્યાં એનો પાક ઘણો થાય છે. તેનો મોટો જથો પરદેશોમાં જાય છે. હમણાં રશીયામાં મામલો કેવો છે તે કોઇ કહી શકે તેમ નથી પણ એમ માની લેવામાં આવે છે કે કેટલાંક વરસો સુધી રશીયાથી ઘણું "ફ્લેક્સ" પરદેશો ખાતે નીકાશ થશે નહીં. ઇંગ્લંડ તથા સ્કોટલંડમાં એનો પાક વધારવાના ઉપાયો લડાઇના સમયથી લેવાય છે પણ તેના પરીણામ વીશે અભીપ્રાય આપી શકાય તેમ નથી. કેનેડામાં એની પેદાશ હંમેશાં ઓછી હોય છે ત્યાં એ પાક કરાય એવો મુલક થોડો એટલુંજ નહિ પણ ત્યાં મજુરોની તંગી ઘણી છે. ત્યાંનો પાક બધો યુનાઇટેડ સ્ટેટસની મીલોમાં જાય છે. હીંદમાં તથા ઇજીપ્તમાં એ પાક કરવાના પ્રયત્નો થયા છે પણ તેમાં ઘણી ફતેહ મળી નથી. હીંદમાં તથા બરમામાં હવા પાણી એને અનુકુળ છે પણ મજુરો પાસે કામ લેવામાં સંભાળ રખાય તો એમાં સારૂં પરીણામ લાવી શકાય. કોલોનીમાં છેલ્લાં દસ કે બાર વરસથી એ પાક થાય છે. હવા પાણી અનુકુળ છે અને ઘણી જમીન હજુ એને માટે વાપરી શકાય એવી છે. મજુરો પણ પુરકળ અને સસ્તા છે. લડાઈ પુરી થતાં ઘણા જણ અનુભવ વગર ત્યાં એ પાક કરવા ગયા તેમને એમાં જશ ન મળ્યો પણ તે અગાઉ એ ઉદ્યોગ ત્યાં ખીલતી અવસ્થામાં હતો. એક વેળા એનો વીસ્તાર ત્રીસ હજાર એકર જેટલો હતો પણ તેની ઉતર ઘણીજ ઓછી હતી કારણ કે ક્યારે પાક કરવો અને ક્યારે તેને ઉતારવો તે વીશે પુરતા જ્ઞાનનો અભાવ હતો. પણ જેમણે લડાઇ દરમ્યાન તથા તે અગાઉ ત્યાં એ પાક કરેલો હતો તેઓ એને માટેનું ભવીષ્ય સારૂં ગણે છે.

# વેપારી પુછપરછ.

કોઇપણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે સંબંધ બાંધવા ઇચ્છા હોય તો તેણે અમને ખબર આપવી જેથી એ સંબંધી વીગત આ કોલમમાં દાખલ કરીશું.

નીચે જણાવેલ પૂછપરછ ઇન્ડીઅન ટ્રેડ જનરલ ઉપરથી લીધેલી છે એ વિષેની વધારે માહીતી મેળવવા ઇચ્છનારે નીચે દર્શાવેલો નંબર લખીને પોતાના બેન્ક રેફરન્સ સાથે ડીરેકટર જનરલ ઓફ કોમરર્શલ ઇન્ટેલીજન્સ, ૧ કાઉન્સીલ હાઉસ ઓટ, કલકત્તાને પૂછાવવું:—

એલ. ૧૬૬૪ મદ્રાસની એક પેઢી—મેન્ગેનીઝ ઓરના ખરીદનારાઓ સાથે કામ પાડવા માગે છે.

„ ૧૬૬૫ ન્યુયોર્કની એક પેઢી—સીંદરીની સાદડી, દાદરપર નાંખવાની કાથાની જાજમો, તથા ફનની કીનારીવાળી રગ (ધાબળીયો) બનાવનારાઓ સાથે કામ પાડવા માગે છે.

---

મેસર્સ એલ. હેલર એન્ડ સન લીમીટેડ નામની અમેરીકન પેઢી (૪૦, રૂલ ફ્રીટે પેરીસ, ફ્રાન્સ) હીંદમાંથી મોતી નીકાસ કરનારાઓ સાથે બારોબર કામ પાડવા માગે છે.

એક બેલ્જ્યન પેઢીના કારખાનામાં પટી, ચાક (કાર્બોનેટ ઓફ કેલ્સીયમ) તથા અળસીના તેલનું કામ થાય છે એ પેઢી એ ચીજના ખરીદનારાઓ સાથે કામ પાડવા માગે છે. પોતાનો માલ હીંદમાં ખપાવવા માટે એજંટ નીમવાની પણ એમની ઇચ્છા છે આ વિષે વધારે માહીતી માટે લખો બેલ્જ્યન કોન્સલને (કફ પરેડ મુંબઇ.)

બેલ્જ્યમમાં ઇલેકટ્રીક કેબલ તથા વાર (વાયર) બનાવવાનું કારખાનું ચલાવનારી એક પેઢી હીંદમાં ચીજો ખરીદનારા સાથે કામ પાડવા માગે છે વીગત માટે પુછો બેલ્જ્યન કોન્સલને (કફ પેરેડ મુંબઇ.)

# વેપારી આંકડા.

## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઈ. સ. ૧૯૨૨ના ઓગસ્ટ માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતીઃ—

આયાતઃ

| | ઓગસ્ટ | | એપ્રીલથી ઓગસ્ટ સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | (રૂ. ૧૦૦૦) | | (રૂ. ૧૦૦૦) | |
| જીવતા જનાવરો ... | ૬૩ | ૨૫૬ | ૩૨૭ | ૯૫૩ |
| દારૂગોળો હથીયાર વિગેરે | ૪૮૧ | ૫૬૪ | ૩૦૦૯ | ૨૬૩૮ |
| બૉબીન ... ... | ૧૨૬૯ | ૩૯૩ | ૫૭૩૮ | ૨૪૩૨ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે | ૩૩૬ | ૩૭૬ | ૨૫૦૪ | ૨૨૫૮ |
| બુટસ અને શુઝ ... | ૮૭ | ૧૭૧ | ૬૮૬ | ૬૦૪ |
| ઘર બાંધવાનો સામાન ... | ૧૨૯૦ | ૧૦૯૪ | ૮૬૦૯ | ૬૩૨૯ |
| મીણબત્તી ... ... | ૧૫ | ૨૪ | ૪૦ | ૧૧૮ |
| રસાયણિક પદાર્થો ... | ૧૦૦૪ | ૧૭૦૩ | ૭૩૮૭ | ૮૫૨૫ |
| ઘડીયાળો ... ... | ૧૦૫ | ૧૦૯ | ૧૨૩૧ | ૬૪૮ |
| કોલસા .. ... .. | ૪૦૮૯ | ૩૬૮૨ | ૧૪૮૧૩ | ૧૯૨૨૬ |
| કાફી ... ... ... | ૧૬ | ૨૦૭ | ૧૩૦ | ૬૭૮ |
| કાથો (સીંદરી) ... ... | ૪ | ૩ | ૧૪૦ | ૩૭ |
| દોરડાં ... ... ... | ૧૪૦ | ૬૧ | ૪૭૦ | ૩૮૩ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) | ૧૪૦ | ૨૩૯ | ૭૧૩ | ૮૬૫ |
| કપુર ... ... ... | ૨૩૭ | ૮૭ | ૮૮૨ | ૫૨૭ |
| બીજી જાતની મળી કુલ દવા | ૧૩૩૩ | ૧૨૬૦ | ૫૮૬૧ | ૬૦૦૫ |
| લુગડાં વગેરેને રંગવાની ચીજો | ૨૨૯૨ | ૧૬૬૩ | ૧૪૩૧૦ | ૧૧૦૩૩ |
| માટીની ચીજો તથા ચીની કામ | ૪૪૨ | ૫૮૨ | ૨૯૫૮ | ૩૩૭૨ |
| ફટાકડા ... ... | ૨૫૮ | ૨૨૦ | ૪૪૭ | ૪૫૩ |
| ફરનીચર ... ... | ૧૬૧ | ૧૧૧ | ૯૩૧ | ૭૧૫ |
| કાચનો સામાન... ... | ૧૮૬૪ | ૨૨૩૮ | ૧૦૧૨૦ | ૧૦૮૨૭ |
| ચોખા ... ... | ૩ | ૩ | ૨૯ | ૬૫ |
| રૂ ... ... ... | ... | ૯૪ | .. | ૨૩૩૫ |
| રૂનો લોટ ... ... | ... | ૧૦૦ | ૪ | ૩૯૩ |
| ધુપ ... ... ... | ૨ | ૨૬ | ૫૪ | ૮૯ |

| ચીજનું નામ | ઓગસ્ટ માસમાં | | એપ્રીલથી ઓગસ્ટ સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | રૂ ૧૦૦૦ | | રૂા. ૧૦૦૦ | |
| હાડવેર .. .... | ૪૮૫૮ | ૪૪૫૩ | ૨૯૨૮૬ | ૨૨૮૪૭ |
| ચામડાં બિન કેળવાયલા ... | ૧૧૬ | ૭૧ | ૩૯૬ | ૨૯૬ |
| ઇલેકટ્રીસીટીને લગતા હથીઆરો | ૩૨૩૨ | ૧૬૪૩ | ૨૨૪૬૨ | ૧૦૨૧૦ |
| સંગીતનાં વિગેરે મળી કુલ હથીઆરો | ૪૧૮૮ | ૨૬૭૧ | ૨૭૯૫૬ | ૧૪૨૭૨ |
| હાથીદાંત .... | ૨૯૧ | ૩૮૮ | ૧૫૫૪ | ૧૦૦૫ |
| અવેરાત .... .... | ૧૦૯ | ૨૧૧ | ૪૧૬ | ૭૫૫ |
| લાખ ... ... ... | ૧૭ | ૧૯૬ | ૧૦૬ | ૨૧૩૮ |
| કેળવાએલા ચામડા... .. | ૪૭૩ | ૪૦૭ | ૨૯૯૬ | ૨૨૫૮ |
| દારૂ ... ... .. | ૨૯૩૭ | ૨૭૬૧ | ૧૭૫૩૨ | ૧૪૮૩૩ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... | ૨૭૫૬૦ | ૧૮૧૯૨ | ૧૫૧૫૯૨ | ૯૫૨૯૭ |
| દીવાસળી ... .. .. | ૨૧૩૧ | ૧૩૩૩ | ૬૩૩૭ | ૫૪૬૧ |
| એલ્યુમીનીયમ ... ... | ૪૨૯ | ૧૧૫૨ | ૧૮૭૬ | ૪૨૬૯ |
| પીત્તળ કાંસુ વગેરે .. . | ૯૪૩ | ૨૭૬૨ | ૨૮૪૮ | ૧૧૧૬૧ |
| ત્રાંબુ ... ... ... | ૭૭૫ | ૧૩૭૫ | ૨૭૫૧ | ૯૯૮૨ |
| જર્મન સીલવર .... .. | ૬૧ | ૧૩૯ | ૪૩૫ | ૬૯૪ |
| લોઢું ... .... ... | ૩૭૨ | ૩૫૪ | ૨૩૩૧ | ૨૮૬૧ |
| લોઢું અથવા સ્ટીલ .. .. | ૧૦૫૧૦ | ૯૩૧૬ | ૬૯૨૧૮ | ૬૧૬૧૨ |
| સ્ટીલ ... . ... | ૩૫૭૦ | ૩૧૬૪ | ૧૬૬૯૧ | ૧૬૯૬૩ |
| સીસુ .. .. | ૧૦૮ | ૯૨ | ૬૫૦ | ૬૫૬ |
| કલઇ .... . .... | ૭૨૧ | ૪૩૦ | ૪૭૭૭ | ૨૨૩૨ |
| કેરોસીન ... | ૧૬ | ૧૫૫૯ | ૧૪૦૫૯ | ૧૬૮૪૭ |
| બાળવાનું તેલ ... .. | ૭૩૨ | ૧૧૧૨ | ૫૩૬૩ | ૫૫૦૩ |
| અળસીનું તેલ ... .. | ૮૭ | ૩૪ | ૪૫૫ | ૪૪૩ |
| સર્વ જાતનાં તેલો મળી કુલ .. | ૫૫૬૮ | ૫૭૮૪ | ૩૬૫૦૩ | ૩૨૬૩૩ |
| રંગ રોગાન વિગેરે ... .. | ૧૦૪૬ | ૧૦૮૨ | ૫૦૯૯ | ૫૩૮૧ |
| કાગળો ... ... ... | ૨૦૧૮ | ૨૪૯૦ | ૧૦૩૧૨ | ૧૦૬૩૯ |
| કાગળો બનાવવાનો માવો વગેરે | ૪૫૫ | ૧૨૮ | ૧૭૯૯ | ૧૪૭૬ |
| ઘી વગેરે ખાવાની ચીજો | ૨૨૯૯ | ૨૧૮૧ | ૮૯૯૨ | ૯૩૨૪ |
| રેલ્વે ગાડીઓ તથા બીજો સામાન | ૧૪૧૧૪ | ૭૩૭૪ | ૮૭૫૯૨ | ૫૬૫૫૯ |
| રબર ... | ૯૯૦ | ૧૦૩૦ | ૪૫૦૨ | ૬૩૦૫ |
| મીઠું ... ... .. | ૨૦૬૪ | ૧૮૯૭ | ૪૭૭૨ | ૬૮૦૬ |
| તલના બીય | ૯૭ | ૬૧ | ૧૦૬૪ | ૨૮૮ |
| સાબુ ... ... ... | ૭૬૮ | ૮૦૨ | ૨૪૬૧ | ૩૭૯૮ |

| ચીજનું નામ. | ઓગસ્ટ માસમાં ૧૯૨૧ | ઓગસ્ટ માસમાં ૧૯૨૨ | એપ્રીલથી ઓગસ્ટ ૧૯૨૧ | એપ્રીલથી ઓગસ્ટ ૧૯૨ |
|---|---|---|---|---|
| | (રૂા. ૧૦૦૦) | | (રૂા. ૧૦૦૦) | |
| તેજાનો ... ... | ૧૧૫૦૦ | ૧૮૬૮ | ૮૧૬૪ | ૮૨૬ |
| સ્ટેશનરી ... ... | ૬૧૯ | ૭૧૪ | ૪૪૮૪ | ૩૯૨ |
| ખાંડ ... ... | ૩૨૬૧૭ | ૧૮૨૭૦ | ૧૦૬૨૪૫ | ૫૧૫૯ |
| રૂ ... ... | ૩૦૮૭ | ૨૬૯૧ | ૧૬૪૨૦ | ૧૧૬૫ |
| ટવીસ્ટ અને યાર્ન ... | ૭૩૭૯ | ૭૯૪૮ | ૩૭૯૦૮ | ૪૩૪૮૯ |
| સુતરાઉ હોઝીયરી ... | ૭૮૯ | ૮૮૫ | ૨૭૬૩ | ૨૯૮૨ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... | ૨૦૮૭૬ | ૩૭૬૩૯ | ૯૭૯૨૯ | ૧૧૮૮૪૨ |
| ધોયલાં પીસ ગુડઝ ... | ૯૧૧૩ | ૧૪૪૩૫ | ૩૩૯૫૫ | ૪૯૬૨૭ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ | ૩૩૮૪ | ૯૩૯૩ | ૩૦૮૭૮ | ૩૧૨૭૦ |
| શીવવાનાં દોરા ... | ૬૨૨ | ૬૦૬ | ૨૩૧૮ | ૨૬૯૮ |
| સુતરાઉ માલ એકંદર | ૪૧૬૨૮ | ૭૪૮૬૩ | ૨૨૭૨૫૮ | ૨૬૪૯૧૯ |
| રેશમ કાચું ... | ૧૯૩૩ | ૩૪૭૮ | ૬૦૫૫ | ૬૪૨૧ |
| રેશમનો પીસ ગુડઝ ... | ૨૮૦૨ | ૩૨૯૭ | ૧૬૯૮૩ | ૧૨૩૮૫ |
| કાચું ઉન ... | ૪૪ | ૫૦ | ૫૫૬ | ૯૮૦ |
| ઉનની હોઝીઅરી ... | ૬૭ | ૭૨ | ૨૧૯ | ૨૭૪ |
| ઉનના પીસ ગુડઝ ... | ૧૩૧૨ | ૧૩૫૨ | ૫૬૩૮ | ૫૯૪૪ |
| તંબાકુ ... ... | ૫૭૭ | ૨૦૭૮ | ૩૫૮૨ | ૮૮૪૪ |
| રમકડાં ... ... | ૩૫૪ | ૪૧૪ | ૧૩૪૮ | ૧૮૮૫ |
| છત્રીઓ ... ... | ૮૦ | ૪૬ | ૬૬૬ | ૪૫૮ |
| છત્રીઓનો સામાન ... | ૧૧૪ | ૧૮૮ | ૯૧૪ | ૧૨૬૫ |
| ગાડાં તથા ગાડીઓ (રેલ્વે સિવાય) | ૪૭૮ | ૨૪૯ | ૩૮૫૧ | ૧૨૪૧ |
| સાઇકલો (મોટર વગરની) ... | ૯૫ | ૩૫૮ | ૬૧૦ | ૧૨૧૪ |
| મોટરકાર ... ... | ૧૦૪૯ | ૧૦૨૧ | ૬૭૪૯ | ૫૦૬૨ |
| મોટર સાઇકલ ... ... | ૫૮ | ૬૦ | ૩૫૩ | ૨૮૯ |
| સ્ટીમરોના પ્રવીભાગ ... | ૫૪૭ | ૩૯૩ | ૩૪૨૯ | ૩૪૬૩ |
| લાકડું ... ... | ૧૨૩૬ | ૭૫૩ | ૬૦૬૦ | ૨૬૬૮૯ |
| કુલ ખાનગી આયાત | ૨૦૮૦૨૦ | ૨૧૨૦૧૭ | ૧૦૪૫૮૮૨ | ૯૨૨૪૭૯ |
| સરકારી માલની આયાત... | ૯૯૦૪ | ૧૩૮૪૬ | ૪૯૭૪૧ | ૫૪૨૦૩ |
| પરદેશી માલની ખાનગી નીકાશ ... | ૧૩૧૧૪ | ૧૪૯૦૯ | ૫૬૭૧૩ | ૫૭૭૪૪ |
| " " સરકારી " | ૯૬૯ | ૭૩ | ૫૯૫૮ | ૪૮૦ |

| ચીજનું નામ. | આગસ્ટ માસમાં ૧૯૨૧ | આગસ્ટ માસમાં ૧૯૨૨ | એપ્રીલથી આગસ્ટ સુધી ૧૯૨૧ | એપ્રીલથી આગસ્ટ સુધી ૧૯૨૨ |
|---|---|---|---|---|
| | (રૂ. ૧૦૦૦) | | (રૂ. ૧૦૦૦) | |
| રબર .... .... ... | ૬૭૨ | ૪૨૮ | ૩૩૩૨ | ૧૯૨૫ |
| દીવેલી ... ... ... | ૧૦૦૬ | ૨૩૭૮ | ૨૨૫૨ | ૮૪૦૨ |
| ટોપરાં .... ... ... | ૯ | — | ૩૨૯ | ૪૯૦૧ |
| કપાસીયા .. ... .. | ૯૩૦ | ૧૪૫૮ | ૨૮૫૮ | ૭૬૩૧ |
| સોંયસીંગ ... ... ... | ૨૭૩૦ | ૩૦૮૫ | ૧૭૬૮૩ | ૩૦૯૧૪ |
| અળસી ... ... .... | ૪૬૦૭ | ૯૩૨૧ | ૧૩૧૮૨ | ૪૦૭૧૭ |
| સરસવ ... ... ... | ૧૭૦૦ | ૫૭૨૦ | ૪૪૬૭ | ૨૬૫૮૮ |
| તલ ... ... ... | ૧૦૩ | ૭૦૩ | ૩૩૧ | ૮૧૦૬ |
| તેલનો ... ... ... | ૫૬૮ | ૬૩૪ | ૩૮૫૮ | ૪૩૬૨ |
| ખાંડ ... ... ... | ૧૯૨ | ૯૨ | ૧૭૦૫ | ૪૦૫ |
| ચા... ... .. ... | ૧૭૪૩૨ | ૨૫૪૯૨ | ૪૪૪૭૮ | ૫૧૮૭૫ |
| કાચું રૂ ... ... ... | ૩૭૬૬૭ | ૪૫૫૨૬ | ૧૯૦૯૦૭ | ૨૭૩૩૮૨ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... | ૧૧૧૯૦ | ૩૮૪૧ | ૪૦૪૨૪ | ૨૭૯૦૦ |
| રૂમાલ અને શાલ ... ... | ૨૭ | ૨૨૨ | ૩૬૮ | ૯૨૭ |
| પીસ ગુડઝ ... ... ... | ૯૭૯૯ | ૬૧૭૨ | ૩૭૯૧૪ | ૨૫૩૭૭ |
| શણ-તથા તેની બનાવટ ... | ૨૫૬ | ૮૦૦ | ૧૧૮૩ | ૨૬૯૯ |
| જ્યુટ કાચું ... ... ... | ૫૩૭૦ | ૧૦૭૦૯ | ૨૭૧૧૭ | ૬૧૦૩૬ |
| ટવીસ્ટ અને યાર્ન ... | ૧૨૯ | ૬૪ | ૧૮૧ | ૨૬૧ |
| જ્યુટની બનાવટ ... ... | ૨૫૭૨૪ | ૪૧૭૪૧ | ૧૧૧૯૬૫ | ૧૩૮૩૩૨ |
| રેશમ (કાચું) ... ... | ૧૮૪ | ૩૧૨ | ૮૩૪ | ૧૩૪૯ |
| રેશમ કુલ ... ... ... | ૧૯૭ | ૩૪૧ | ૯૮૬ | ૧૪૫૪ |
| ઉન કાચું ... ... ... | ૨૨૧૫ | ૨૫૬૧ | ૬૬૧૦ | ૨૦૦૨૭ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... | ૫૭૧ | ૧૦૯૧ | ૨૪૬૩ | ૪૮૨૫ |
| તંબાકુ બીડી વીગેરે ... | ૫૮૨ | ૮૮૫ | ૩૧૮૯ | ૩૧૧૧ |
| લાકડા પાટીયાં વીગેરે .... ... | ૩૧૩ | ૬૦૨ | ૧૫૭૫ | ૩૭૧૭ |
| હીંદી માલની કુલ ખાનગી નીકાસ .... | ૧૮૪૫૪૨ | ૨૩૭૫૧૫ | ૮૫૮૭૦૨ | ૧૧૪૨૦૯૭ |
| માલની સરકારી નિકાશ ... | ૧૨૫૯ | ૫૫૦ | ૧૩૮૬૨ | ૪૨૬૬ |

## પરદેશનો વેપાર.

આગસ્ટ માસ.

| (લાખ રૂપીયા.) | નીકાશ. | | આયાત. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| ખોરાક તંબાકુ વગેરે ... ... | ૪૨૭ | ૩૦૯ | ૪૯૦ | ૫૫૯ |
| કાચો માલ ... ... | ૧૮૫ | ૨૧૩ | ૭૫૨ | ૧૧૦૮ |
| બનેલો માલ ... ... | ૫૮૪ | ૧૬૨૧ | ૪૪૫ | ૧૫૬૭ |
| જીવતાં જાનવરો ... ... | ... | ૨ | ૨ | ૧ |
| પરચુટણ ... ... | ૨૫ | ૨૭ | ૧૫ | ૧૨ |
| કુલ ... ... | ૨૦૮૦ | ૨૧૨૦ | ૧૮૪૫ | ૨૩૭૫ |

એપ્રીલથી આગસ્ટ પાંચ માસમાં

| (લાખ રૂપીયા.) | આયાત. | | નીકાશ. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| ખોરાક તંબાકુ વગેરે ... | ૧૫૨૫ | ૧૦૬૯ | ૨૫૫૮ | ૨૫૮૬ |
| કાચો માલ .... .... | ૮૯૧ | ૮૯૧ | ૩૬૧૮ | ૬૦૭૪ |
| બનેલો માલ ... ... | ૭૮૯૯ | ૭૧૪૮ | ૨૪૯૪ | ૨૬૭૬ |
| જીવતાં જાનવરો ... ... | ૩ | ૬ | ૧૪ | ૧૦ |
| પરચુટણ ... ... | ૧૩૮ | ૧૦૮ | ૧૦૦ | ૭૩ |
| કુલ | ૧૦૪૫૮ | ૯૨૨૪ | ૮૫૮૭ | ૧૧૪૨૦ |

## પરદેશો સાથે વેપારને અંગે થયેલી લેણદેણ.

વેપાર બાકીને લગતો એપ્રીલથી આગસ્ટ સુધીના પાંચ માસ માટેનો હીસાબ તપાસતાં નીચેની હકીકત માલમ પડે છેઃ—

(લાખ રૂપૈયા)

| +લ્હેણું –દેવા | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ |
|---|---|---|---|
| હીંદી માલની નીકાશ | +૧૧૨૩૨ | +૮૫૮૭ | +૧૧૪૨૧ |
| પરદેશી „ „ | +૮૬૫ | +૫૦૮ | +૫૭૭ |
| આયાત | –૧૩૦૫૮ | –૧૦૪૫૯ | –૮૮૧૨ |
| વેપાર બાકી | +૯૬૧ | –૧૩૦૪ | +૩૧૮૬ |
| સોનું ચાંદી તથા ચલણી નોટોની ખાનગી આયાત (–) કે નીકાશ (+) | –૬૩૮ | +૫૪૯ | –૨૧૧૦ |
| કાઉન્સીલ બીલ તથા સરકારી લોન વગેરે મારફતે થયેલી લેવડદેવડ | +૨૨૭૦ | +૧૩૧ | +૨૨૯ |
| તા. ૩૧–૮–૨૨ ને બાકી લેણા કે દેવા | +૬૭૧ | –૬૨૪ | +૧૩૦૫ |
| તા. ૩૦–૭–૨૨ને દીને | +૧૨૨૯ | +૮૭૮ | +૯૯૦ |

## પોર્ટ ટ્રસ્ટની વખારોમાં પડેલો માલ.

મુંબઈનાં પોર્ટ ટ્રસ્ટની વખારોમાં ગયા સપ્ટેંબર માસ દરમ્યાન પડેલા માલની વીગત ગઈ તા. ૭–૧૦–૨૨ ને દીને બહાર પાડવામાં આવી છે તે નીચે પ્રમાણે છેઃ—

| માલની જાત. | તા. ૧–૯–૨૨ ને દિને સ્ટોક. | સપ્ટેંબર માસમાં થયલી ડીલીવરી. | તા. ૧–૧૦–૨૨ ને દિને સ્ટોક |
|---|---|---|---|
| સુતરાઉ કાપડની ગાંસડી | ૧૩૮૬૭ | ૩૦૮૩ | ૧૩૫૭૭ |
| „ „ પેટી ... | ૧૭૭૩૦ | ૨૨૦૮ | ૧૭૮૮૯ |
| રેશમ તથા ઉનના કાપડની ગાંસડી | ૧૦૧૨ | ૫૮ | ૯૬૩ |
| „ „ પેટી ... | ૨૭૭૫ | ૨૨૮ | ૨૬૨૧ |
| સુતરાઉ ટવીસ્ટ તથા યાર્ન પેકેજીસ | ૧૪૬૬૧ | ૩૦૧૪ | ૧૪૪૪૦ |
| રેશમ તથા ઉનના „ „ | ૪૮૯ | ૧૭૧ | ૪૪૫ |
| ત્રાંબુ–ટન | ૧૯૧૯ | ૨૩૭ | ૧૯૪૪ |
| પીતળ–ટન | ૧૫૮૪ | ૨૮૬ | ૧૩૩૯ |

## આગસ્ટ માસમાં ભાવની વધઘટ.

૧૯૨૧ ના ઑગસ્ટના વેપાર સાથે સરખાવતાં આ વરસે આગસ્ટમાં જે ચીજોની વધારે આયાત છતાં વધારે કીંમત અથવા ઓછી આયાત છતાં વધારે કીંમત હોય એવી ચીજોની યાદી નીચે આપી છે.)

| આયાત. | માલ. | કીંમત હજાર રૂપીયા. |
|---|---|---|
| બાર તથા ચેનલ (સ્ટીલ) .. ... | + ૨૦૫૨ (ટન) | —૫૩૬ |
| લોખંડના ખીલીયા તથા વર્ષ નેટ | + ૧૩૮ ,, | —૧૮ |
| ,, નળ તથા ફીટીંગ | + ૯૫૮ ,, | —૪૯૧ |
| ,, શીટ અને પ્લેટ | + ૧૬૧૦ ,, | —૯૫ |
| રંગ એનીલાઇન | + ૧૬૧૫૪૦ (રતલ) | —૩૫૫ |
| મોટરકાર | + ૧૯૪ (નંગ) | —૨૭ |
| સીમેંટ | + ૩૦૭૨ (ટન) | —૧૯૭ |
| ઘોડા .... | —૧ | + ૧૯૭ |
| બાળવાનું તેલ .. | — ૭૩૩૬૭૭ (ગેલન) | + ૨૮૦ |
| દારૂ (સ્પીરીટ) .. | + ૬૫૩૯૨ ,, | —૩૦૦ |
| **નીકાશ** ... | | |
| બુટ તથા શુઝ | - ૨૩૦૬ (જોડી) | + ૧૧ |
| કાંદા | + ૧૧૮૦૬ (હંડ્રવેટ) | —૧૩ |
| ગાયનાં ચાંમડાં (વગર કેળવાયલાં) | —૧૩ (ટન) | + ૪૪૭ |
| અફીણ | —૩૧ પેટી | + ૧૭૬ |
| આખણુ | + ૨૦ (હંડ્રવેટ) | —૪ |
| રબર (કાચું) | + ૭૭૧૩૮ (રતલ) | —૨૪૫ |
| રૂ | —૩૦૧૬ (ટન) | + ૭૫૫૮ |

---

### કસ્ટમ્સની મહેસુલ.

(લાખ રૂપયા.)

| | આગસ્ટમાં | | એપ્રીલથી આગસ્ટ. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| આયાત પર | ૨૩૭ | ૩૩૦ | ૧૦૫૫ | ૧૩૪૫ |
| નીકાશ પર | ૩૯ | ૩૯ | ૧૭૧ | ૧૯૫ |

---

## સોનું, ચાંદી, તથા ચલણી નોટની આયાત નીકાશ.

| | આગસ્ટ માસમાં | | એપ્રીલથી આગસ્ટ સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | હજાર રૂપયા. | | (રૂ. ૧૦૦૦) હજાર રૂપય | |
| સોનું ખાનગી આયાત | ૫૯૭૩ | ૧૫૯૮૩ | ૩૨૪૨૬ | ૧૫૫૧૪૪ |
| " સરકારી " | ...... | ...... | ...... | ૧૦૨ |
| " ખાનગી નીકાશ " | ૪૩૨૨૭ | ૭૬ | ૧૪૧૮૪૪ | ૨૮૧ |
| " સરકારી " | ...... | ...... | ૪૬૦ | ...... |
| ચાંદી ખાનગી આયાત | ૧૧૭૩૨ | ૯૮૨૩ | ૬૦૭૬૧ | ૬૬૬૫૧ |
| " સરકારી " | ...... | ૧૭૦૯ | ૭૯ | ૩૮૬૧ |
| " ખાનગી નીકાશ | ૨૫૫૧ | ૬૨૬૧ | ૬૦૩૦ | ૧૩૬૮૮ |
| " સરકારી " | ૭ | ...... | ૧૦ | ...... |
| નોટ ખાનગી આયાત | ...... | ૧૩૮ | ...... | ૩૧૬૦ |
| " સરકારી " | ...... | ૫૦૦ | ...... | ૧૭૨૧ |
| " " નીકાશ | ...... | ૮૫૦ | ...... | ૮૫૦ |

*Registered No. B.810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

| | રૂ. આ. પા. |
|---|---|
| છુટક નકલ રોકડેથી | ૦—૬—૦ |
| ,, ,, વી. પી. થી | ૦—૧૦—૦ |

# દેશી

| | રૂ. આ. પા૦ |
|---|---|
| વાર્ષિક લવાજમ મુંબઈ | ૩—૮—૦ |
| ,, ,, હીંદુસ્તાન | ૪—૦—૦ |
| ,, ,, પરદેશ | ૪—૧૨—૦ |

# વેપારી ચેમ્બરનું માસિક.

અધિપતી—જયસુખલાલ કૃષ્ણલાલ મેહેતા.

પુસ્તક ૧૫ મું. VOL. XV. DECEMBER 1922. No. 6 ડીસેમ્બર ૧૯૨૨ અંક ૬ ઠો

## અનુક્રમણિકા.

સુચના—ચેમ્બરની કમીટીએ જાહેર કરેલા ન હોય એવા જે વીચારો આ માસીકમા દર્શાવવામા આવે તેને માટે ચેમ્બરની કમીટી જોખમદાર નથી

આ માસીકને યોગ્ય લેખો લખી મોકલવાનું સર્વને આમ ત્રણ છે. અનુકુળ લેખો ઉપકાર સાથે સ્વીકારવામા આવશે

---

# વેપારના લોભે લડાઇ.

ટર્કીનો મામલો આજકાલ સર્વેનું ધ્યાન ખેચી રહ્યો છે પણ જ્યારે ખીલાફતની ધાર્મીક હીલચાલના હીમાયતીઓ માત્ર રાજ્યદ્વારી બાજુ રજુ કરે છે ત્યારે વેપાર સાથે સબધ ધરાવતી બીજી બાજુ પણ રજુ કરવાની જરૂર બાકી રહે છે. વેપારની દ્રષ્ટીએ જોઇએ તો પણ ઇગલડની સરકારની રાજનીતી કેટલીક લોભી અને અયોગ્ય છે તે તુરત દેખાઇ આવે છે

એ વેપારી લોભ કેવા પ્રકારનો છે તે સમજાવવા માટે થોડોક ઇતીહાસ જોવો પડશે. જાણીતી વાત છે કે લડાઇમા ઘણી ઉપયોગી અને જરૂરી એવી ચીજો માહેલી એક બાળવામાં કામે આવે એવા ખનીજ તેલની છે અને તેમા પણ ઘણાજ મોટા જથ્થામાં "નેફથા ઓઇલ" છે અને તે સારી જાતનુ મેળવી શકાય એવા પ્રદેશોમા એક મુખ્ય મુલક "મોસલ" નામે ઓળખાય છે. ટર્કીની સલતનતમા એ મુલક આવેલો છે અને કમાલપાશા કહે છે કે એ મુલકમા હક્કો મેળવવા માટે છેલી યુરોપીયન લડાઇ પછી ટર્કીની સરકાર સાથે ઠરવામા આવેલા કરારો સ્વીકારવાને અગોરાની સરકાર તૈયાર નથી મોસલના મુલકમાથી ખનીજ તેલ મેળવવાના હકના સબધમા ટર્કીના સરકાર પાસે ૧૯૧૪ મા લડાઇ જાગવાની અગાઉ ઇગ્લડે એક કરાર કરાવી લીધો હતો જેમા એમ ગોઠવણ હતી કે એ હકથી જે લાભ થાય તેનો અરધો ભાગ ઇંગ્લડ લે, પા ભાગ જરમનીના થાપણવાળાઓ લે અને બાકીનો પા ભાગ ટર્કીને મળે ૧૯૧૬ મા ઇગ્લડ અને ફ્રાન્સ વચ્ચે થયેલા કોલકરારમા મોસલના મુલકમા ફ્રાન્સનો લાભ સર્વોપરી ગણવાનો કબુલાત હતી, પણ લડાઇ પછી જરમની પાસેથી દડ વસુલ કરવાની બાબતમા ફ્રાન્સને ઇગ્લડની મદદની જરૂર પડી તેનો લાભ લઇને ઇગ્લડે ફ્રાન્સ સાથે તા ૧૫ મી ફેબ્રુઆરી ૧૯૨૦ ને દીને કોલકરાર કર્યા જે "સેનરેમો" ના કોલકરાર તરીકે ઓળખાય છે એની રૂયે એમ ઠરાવવામા આવ્યુ કે મોસલના મુલકમાથી ખનીજ તેલ મળે તેને ભુમધ્ય સમુદ્રના કીનારે બદર સુધી પહોચાડવા માટે નળો નાખવાની જરૂર લાગે તો ફ્રેચ સરકારે પોતાના તાબાના મુલકમા એટલે કે સીરીયામા એ નળો નાખવા માટે સગવડ કરી આપવી એને માટે જે જમીન લેવી પડે તેના માલેકને તે જમીનની કીંમત આપવી પણ તે સીવાય કાઇ પણ રકમ કર તરીકે ફ્રેચ સરકારે માગવી નહી અને એના બદલામા ઇગલડની સરકાર મોસલમાથી જે ખનીજ તેલ કાળા સમુદ્રમા મોકલે તેના પા ભાગની કીંમત ફ્રેચ સરકારને આપે જો ઇગ્લડની સરકારને બદલે એ પેદાશનુ કામ કોઇ કંપની કરે તો તેના શેરોમા પા ભાગ ફ્રેચ સરકારને મળે ભુમધ્ય સમુદ્રના કયા બંદરે એ તેલના નીકાશ કરવી અને એ તેલનો ભાવ કેવી રીતે ગણવો તે વીષેના કરાર કરવાનુ બાકી રાખ્યુ હતુ. એ પછી ત્રણ અઠવાડયે તા ૧૭-૫-૨૦ ને દીને ફ્રેચ સરકારે અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસની સરકારને જણાવ્યુ કે એ મોસલના મુલક ઉપર લીગ ઓફ નેશન્સ ઇંગ્લડને

---

અધીકાર આપવા માગે છે તે સામે ફ્રેંચ સરકાર વીરોધ દર્શાવે છે. યુનાઇટેડ સ્ટેટ્સની ત્યાં સુધી યુરોપના મામલામાં હાથ ઘાલવાનો લોભ દર્શાવતી નહીં હતી. તેણે જ્યારે ફ્રાન્-આ વીરોધનું કારણ જાણ્યું ત્યારે પોતાને માટે લાભ મેળવવા પ્રયત્ન કર્યો. જેને પરીણામે ઇંગ. એમ કબુલાત આપી કે એ પેદાશનો જે પા ભાગ ટર્કીને આપવાનો હતો તે હવે પછી યુનાઇ સ્ટેટ્સને મળશે. મતલબ કે ઇંગ્લંડ તો માત્ર અરધો ભાગજ રાખશે અને બાકીનો પા ભાગ જરમનીને બદલે ફ્રાન્સને મળનાર છે. આ પ્રમાણે તેલની પેદાશના લાભની વહેંચણી ૧ પણ રૂમાનીયામાં એવા તેલની પેદાશ થાય છે ત્યાંથી તેલ મેળવવા માટે ફ્રાન્સને ડાર્ નલ્સની સામુદ્રધુની પર કબજો મેળવવો જોઇએ અને કાળા સમુદ્ર તથા ભુમધ્ય સમુ વચ્ચે મોસલના તથા કોકેશસના તેલની લાવલઇજા માટે ઇંગ્લંડને પણ એજ સામુદ્રધુ પર કાબુની જરૂર રહે. જો તે ન હોય તો લડાઇ જાગતાં ટર્કી એ તેલની લાવલઇજા થત અટકાવે તે વેળા એરોપ્લેનો ફેરવવા માટે તથા લશ્કરના વહેવાર માટે જોઇતા તેલ વગ એ એરોપ્લેનો તથા લશ્કર નકામાં થઇ પડે. ફ્રાન્સ દર વરસે ચાર લાખ ટન તેલ સ્ટેન્ડર્ડ ઓઇલ કંપની પાસેથી મેળવે છે અને દર વરસે એનો ઉપયોગ વધવાથી તે તેલની જરૂર વધી છે. આ બાબદમાં એંગ્લો પર્શીયન કંપની માટે ઇંગ્લંડની સરકાર કામ કરે છે જ્યારે અમેરીકાની સ્ટેન્ડર્ડ ઓઇલ કંપનીનો સંબંધ ઉપર દર્શાવેલો છે વળી અમેરીકન ચેસ્ટર કોરપોરેશન નામે અમેરીકન કંપની એંગોરાની સરકાર સાથે સંદેશા ચલાવી રહી છે. પેલેસ્ટાઇનના મુલકમાંથી ખનીજ તેલ મેળવવાનો હક યુનાઇટેડ સ્ટેટ્સને લડાઇ અગાઉ કરારથી મળ્યો હતો તેની ઇંગ્લંડથી ના પાડી શકાય તેમ નથી. વોશીંગ્ટન, જીનોઆ, તથા હેગ ખાતે મળેલાં કોન્ફરન્સ વેળા એક તરફ સ્ટેન્ડર્ડ ઓઇલ કંપની અને બીજી તરફ રોયલ ડચ શેલ કંપની વચ્ચે સમજુતી માટે સંદેશા ચાલી રહ્યા હતા તે વેળા ઇંગ્લંડના પ્રતીનીધીએ જણાવ્યું કે સેનરેમોના કરાર કાંઇ અમેરીકાના કે ઇટલીના લાભને હાની પહોંચાડવા માટે ન હતા.

હવે મુશ્કેલી એ છે કે લશ્કરી તથા નૌકાબળ માટે તથા હવાઇ ફોજ માટે એન્જીનો બાળવાનું તેલ માગે છે પણ એ તેલ મેળવવાના પ્રયત્ન માટે એ ફોજોની જરૂર પડે છે. એમ લડાઇ માટે વેપાર અને વેપાર માટે લડાઇની જરૂર ઉભી થાય છે. શરૂ ક્યાં કરવું અને અંત કેમ લાવવો એ સવાલ છે.

---

## નોંધ.

### ખાણોમાં સ્ત્રીઓ તથા બાળકો પાસે કામ લેવાનો સવાલ.

હીંદની ખાણોને લગતા કાયદામાં સુચવવામાં આવેલો ફેરફાર એવો છે કે ખાણોમાં છોકરાંઓને કામે લગાડી શકાય નહીં અને સ્ત્રીઓને કામે લગાડવામાં પણ અમુક પ્રકારનો અંકુશ રહે. એ વીષે ખાણોના માલીકોએ હીંદી સરકાર ઉપર મોકલેલા પત્રમાં પોતાનો વાંધો દર્શાવ્યો છે. તેઓ જણાવે છે કે હાલની ગોઠવણથી પુરૂષ તથા સ્ત્રી એક બીજાને કામમાં સહાયતા કરે છે. માણસ કોલસો ખોદે છે તો સ્ત્રી તેને ટોપલામાં ભરે છે જો કોઇ પુરૂષ પરણેલા ન હોવાથી અગર અન્ય કારણથી પોતાની બૈરીની મદદ વગરનો હોય છે

તો ને બીજી કોઇ એવી બૈરીને શોધી કહાડ છે કે જે એણે ખોદી કહાડેલા કોલસા ટોપલામાં ભરે, છોકરાં તો સાધારણ રીતે માની સાથેજ હોય છે. તેઓ કાંઇ કામ કરવા માટેજ ત્યાં આવતા નથી પણ પોતાની માની દેખરેખ નીચે રહેવાનું છોડીને બીજે કોઇ સ્થળે તેઓ જઇ શકતા નથી. જો બૈરાંને ખાણોમાં કામ કરવા માટે રોકવામાં કાંઇ વાંધો નડશે, કે પુરૂષ પોતાની સ્ત્રીની મજુરીથી પોતાની આવક વધારી નહીં શકે તો કુટુંબના ભરણપોષણના ખર્ચનો બોજો તેણે એકલાએ ઉપાડવો પડશે, અને તે વધારે મજુરી માંગશે જેથી ખાણો છોડીને બીજે કોઇ ઠેકાણે નોકરી માટે તેને જવું પડશે. ખાણોના ઉદ્યોગ પર તેથી ઘણી માઠી અસર થશે. હીંદમાં બીજા ઘણા ઉદ્યોગોનો આધાર ખાણોની પેદાશ પર રહેલો હોવાથી અને લોકોની તબીયત પર હાલની ગોઠવણથી તુરતમાં કેઇ ખરાબ અસર થવાનો સંભવ ન હોવાથી કાયદામાં ધારેલો ફેરફાર હમણાં નહીં કરતાં એમ ઠરાવવું કે છોકરાંને ખાણોમાં જવાની મનાઇ કરવાનું સાત વરસ મુલતવી રાખવું અને એ અરસામાં ખાણોમાં જતાં છોકરીની સંખ્યા ઘટાડીને બંધ પાડવાનું કામ ખાણોવાળાને સોંપવું. બંગાળ, બીહાર, તથા ઓરીસામાં તો ખાણોમાં કામ કરતી સ્ત્રીઓની સંખ્યા ઘટાડી શકાય તેમ નથી અને તેમને રોકવાની મનાઇ કરવાની સત્તા સ્થાનીક સરકારને આપવાનું નકામું છે. એવી સત્તા આપવાથી મજુર વર્ગ બેહુદી માગણીઓ કરવા પ્રેરાશે અને તેથી આ દરખાસ્ત સાથે ખાણવાળાઓની કમીટી કાયદામાં કરવા ધારેલા સુધારાની વીરૂદ્ધમાં મજબુત વાંધો લે છે.

---

## યુનાઇટેડ સ્ટેટસની જકાત પદ્ધતી.

આ વીષે "કાર્લ રેડેક" નામના ગૃહસ્થનો લખેલો લેખ અત્રેના સોશ્યાલીસ્ટ પત્રમાં પ્રગટ થયો છે. તેમા જણાવવામા આવ્યું છે કે તા. ૨૪ મી સપ્ટેંબરે અમેરીકન જકાત પદ્ધતીમા ફેરફાર અમલમાં આવ્યા તેથી અમેરીકનોના સઉથી મોટા ઉદ્યોગને ફટકો લાગી છે અને ખેડુતોને નાણાવાળાઓ ઉપર જીત મળી છે. યુરોપની પ્રજા યુનાઇટેડ સ્ટેટ્સ પાસે નાણાં ઉછીનાં મેળવવા કાજે ખુમરાણ કરી રહી છે પણ તેના જવાબમાં અમેરીકન નાણાંવાળાઓ પોતાનું નાણું પરદેશ ઘસડાઇ જતું અટકાવવાની વીશેષ ચીંતામાં પડયા છે અને યુરોપનો માલ પોતાના દેશમાં આયાત થતો અટકાવવા અથવા તેમાં હરકત કરવા પ્રયત્નશીલ થયા છે. એનું પરીણામ એકજ આવી શકે કે જરમની ફ્રાન્સનું દેવું વાળી ન શકે અને ફ્રાન્સ તથા ઇંગ્લંડ યુનાઇટેડ સ્ટેટસનું દેવું આપી ન શકે એથી થાપણદારોનો દોર બધે વધે અને કાચો ચાલ યુરોપને પુરો પાડનાર દેશ તરીકે રશીયાની મહત્તા પણ વધે. લડાઇ દરમ્યાન પાયમાલ થયેલું યુરોપ હવે પુનરૂદ્ધાર માટે યુનાઇટેડ સ્ટેટસની મદદ માટે ટાંપી રહ્યું છે. એ આશા સઉથી વધારે જર્મનીને છે. યુનાઇટેડ સ્ટેટસ તો પ્રજાકીય રાજ્યશાસન પદ્ધતીનો ફેલાવો બધે થયેલો જોવા ઇચ્છે એમાં નવાઇ નથી એટલે જર્મનીમાં કૈસરની આપખુદ સત્તાને ઠેકાણે એ પદ્ધતી ચાલુ થાય તેમાં અમેરીકનોએ મદદ કરવીજ જાઇએ. વરસેલસની સુલેહમાં જર્મનીને કચરી નાંખવા શરતો થઇ અને તેને માટે યુનાઇટેડ સ્ટેટમે વાંધો ન લીધો અને માત્ર યુરોપના દેશોને જે સંબંધ હોય એવા મામલામાં વચ્ચે પડવાની ના પાડી તો પણ એટલું તો બધા જાણે છે કે અમેરીકા જર્મનીને મદદ આપશે એવી આશા જર્મનીમાંથી નાશ પામી નથી.

---

જ્યારે એમ બધાંની ખાત્રી થઇ કે જર્મની મીત્ર રાજ્યોને પોતાનું દેવું વાળી આપી શકશે નહી ત્યારે પોતાની બાજી હારેલી કબુલ કરવાને બદલે બધા અમેરીકા તરફ મદદ માટે જોવા લાગ્યા. જુદા જુદા દેશો યુનાઇટેડ સ્ટેટસના કેટલા કરજદાર છે તે નીચે દર્શાવ્યું છેઃ—

| | કરોડ ડોલર |
|---|---|
| ઇંગ્લંડ | ૪૧૯ |
| ફ્રાન્સ | ૩૩૫ |
| ઇટલી | ૧૬૩ |
| બેલજયમ | ૩૫ |
| રશીયા | ૧૭ |
| બીજા દેશો | ૩૧ |
| | ૧૦૦૦ |

આ દશ અબજ ડોલરની રકમ છોડી દેવાની માગણી યુરોપની છે એવી મોટી દોલત કાંઇ યુનાઇટેડ સ્ટેટસ છોડી દઇ ન શકે, પણ યુરોપ પુછે છે કે એ મુદ્દલ આપવાની વાત બાજુએ મુકતા વ્યાજ પણ આપવાની શકતી યુરોપમા નથી તેનું શુ કરવુ?

૧૯૨૧માં યુરોપથી જેટલો માલ યુનાઇટેડ સ્ટેટસ ખ ને મોકલ્યો તે કરતાં ૧૬૦ કરોડ ડોલર જેટલો વધારે માલ ત્યાંથી યુરોપમા આવ્યો અને લડાઇ અગાઉ લીધેલા પાચ અબજ ડોલર ઉપર સાત ટકા લેખે વ્યાજના ૩૫ કરોડ ડોલર મળી ૧૯૫ કરોડ દેવું ૧૯૨૧ના વરસમાં યુરોપે કર્યું તેમાંથી વ્યાજના દસ કરોડ, યુરોપીયનોએ અમેરીકામા કરેલા નફાના પચાસ કરોડ, યુરોપ મયેલા અમેરીકનોના પંદર કરોડ અને વીમા વગેરે માટેના પાચ કરોડ મળી એંશી કરોડ ડોલર યુરોપે યુનાઇટેડ સ્ટેટસને આપ્યા ગણાય બાકીની રકમનું શુ કરવું? જોન ફોરેસ્ટર ડાલાસે 'ફોરેન અફેર્સ" નામના પત્રમા આપેલા આકડા પરથી આ વીગત લેવામા આવી છે. કસ્ટમ્સ જકાતની નવી ગોઠવણથી આ મામલા ઉપર કેવી ગંભીર અમર થશે તે હવે સમજાશે.

નવી ગોઠવણ બેંકો, અમેરીકાના ઉદ્યોગવાળાઓ તથા ખેડુતો વચ્ચેની ભાંજગડને લીધે થઇ છે. યુરોપ ખાતે માલ ખરીદવા માટેનાં નાણાં મોકલનારી બેંકો બીજાને કહે છે કે તમે તમારૂં દેવું છોડી દો એમ થવાથી જરમનીના દેવાનો નીકાલ આવશે. અત્યાર સુધીમા છેલ્લા થોડા વરસો દરમ્યાન અમેરીકાએ યુરોપને ધીરેલા નાણાં પર લીધેલું વ્યાજ હદ બહાર ભારે હતું તો તેનો લાભ લેનારે હવે લ્હેણું છોડી દેવુ પડે તે માટે તૈયાર થવુ જોઇએ.

## દુનીયાનો તેલનો ઉદ્યોગ.

કેટલીક વાર કોલસાના ભાવ સસ્તા જોઇને એમ લાગે છે કે દુનીયામા તેલની પદવી હલકી થઇ પડશે, કેમ કે સસ્તો કોલસો મુકીનો તેલ વાપરવાને કોણ લલચાય? કોલસાની ખાણોમાં મજુરોએ હળતાળ પાડવાથી કોલસો મેળવવાની મુશ્કેલી પડી તે વેળા કેટલાક એન્જીનો કોલસાની ગરમીથી વરાળ બનાવીને ચલાવવાને બદલે તેલથી ચલાવવાની ગોઠવણ કરી હતી પણ તેમને હવે ફરીથી ફેરફાર કરી જુની ગોઠવણ ચાલુ કરવામા લાભ દેખાયો છે;

પણ તેલનો ઉપયોગ દુનીયામાં વધતો જાય છે. એટલે કોલસાથી જ્યાં કામ ચાલી શકે ત્યાં તેલ વાપરવું એ દુનીયાને નુકશાનકારક છે, અને કેટલાક ઉદ્યોગોમાં તો ઉંચી જાતનું તેલ વાપર્યા વગર ચાલી શકે એમ નથી. તેલનો સૌથી સારો ઉપયોગ એવા ઉદ્યોગ માટેના બળતણ તરીકે છે. દરીયાઈ વેપારમાં એનું સ્થાન ઉંચું છે અને જેમ દીવસ જશે તેમ એ વધારે મજબુત થશે. કોલસો વાપરનારી સ્ટીમરો માત્ર સઢનો ઉપયોગ કરનારાં વહાણોને હરીફાઈમાંથી હાંકી મેલતી જાય છે અને સ્ટીમરોમાં પણ ઝડપની અને સગવડની જેને માટે જરૂર હોય તેણે તો કોલસાને બદલે તેલનો ઉપયોગ કરવો પડશે. માલ લઇ જનારી સ્ટીમરોમાં ડીસલ એન્જીનો વપરાય ત્યાં તેલનીજ જરૂર પડે, એટલે સ્ટીમરોમાં પણ કોલસાના ઉપયોગને બદલે તેલનો વપરાશ જ વધશે. તેમાં કેટલીકવાર હલકું તેલ ચાલી શકે છે અને ઉંચા તેલને બદલે હલકા તેલનો ઉપયોગ વધતો જાય છે. તેનું પરીણામ એ આવશે કે કોલસાનો ઉપયોગ વધારે મોંઘો પડી જાય છે એમ સ્ટીમરવાળાઓ સમજવા લાગશે. વળી ગરમી એક સરખી રાખવાની જરૂર હોય ત્યાં તો કોલસાથી ચાલી શકેજ નહીં. ડ્રૉપ ફોર્જીંગ, ઇનેમલીંગ, કાચના પેદાશ, તથા રહેણુ દેવાના કામમા ગરમી એકસરખી હોવાની એટલી જરૂર રહે છે કે તેલ વાપરવાથી જેવી સગવડ થાય એવી કોલસાથી થઇ ન શકે.

આ બધા વધતા જતા ઉપયોગને પહોંચી વળવા જેટલી તેલની પેદાશ છે કે? આ સવાલ ઘણી વાર પુછાય છે પણ તેમાં પુછનારાઓના સ્વાર્થ સીવાય કાંઇ મુદ્દો નથી હજી ઘણાં વરસો સુધી દુનીયામા તેલની પેદાશ જોઇએ તેટલી કરવાના સાધન ખુટી પડવાનાં નથી. એમ એંગ્લો પર્શીયન ઓઇલ કંપનીના પ્રમુખ સર ચાર્લ્સ ગ્રીનવે જણાવે છે. તેલના નવા નવા ઝરા શોધાય છે અને પેદાશ વધતી જાય છે તેથી કોઇ કોઇ વખત ઝરામાંથી પેદાશ ઘટતી પણ હશે. પરંતુ દુનીયામાં ખપ કરતા ઓછી પેદાશ હોય એવો સમય તો ઉદ્યોગોની હાલની સ્થીતી જોતા લાંબો વખત ચાલે નહીં દુનીયામાં તેલની પેદાશ ધાર્યા મુજબજ થાય એમ બને નહી અને તેથી તે વધારે કે ઓછી થવાથી ભાવમાં વધઘટ થાય અને પરીણામે તેનો ઉપયોગ પણ વધે કે ઘટે પણ એવા ફેરફારો લાંબો સમય ટકે એમ નથી. તેલની પેદાશનાં સાધનો વધે છે. તે ઉપરાંત કાચા ખનીજ પદાર્થોમાંથી શુદ્ધ તેલ મેળવવાની ક્રીયા થતી હોય તે દરમ્યાન જે બરબાદી થતી હતી તે ઘટતી જાય એવી શોધો થતી રહે છે. એનું પરીણામ એ આવ્યું છે કે એવી શોધેનો લાભ જે મોટી કંપનીઓ લઇ શકે છે તેમની હરીફાઇમાં નાની કંપનીઓ ટકી શકતી નથી. કાચા ખનીજ તેલમાંથી ઉદ્યોગો માટે કામ લાગે એવાં જુદી જુદી જાતનાં તેલ બનાવવાની ગોઠવણ હમણાં ઇંગ્લંડમા ઘણી સારી થઇ છે. તેથી હવે એમ મનાવા લાગ્યું છે કે જ્યા તૈયાર માલ ખપે તેમ હોય તેવાં સ્થળોની પાસે એવો માલ બનાવવાના કારખનાં કહાડવાં લાભકારક છે કેમ કે તૈયાર માલ જેમ જેમ જોઇએ તેમ તેમ બનાવવામાં આવે તેથી તેનો મોટો જથ્થો રાખી મુકવો પડતો નથી અને જોઇએ તે કરવા વધારે બનાવેલો માલ પડી રહેવાથી તેમા જે બગાડ થાય તે અટકે છે. કાચા પદાર્થમાથી તૈયાર માલ બનાવ્યા બાદ બાકી રહેલા ફાજલ પદાર્થોને પણ ઉપયોગમાં લઇને કેટલાક પ્રકારનો માલ બનાવાય છે. જ્યાં મોટાં કારખાનાં હોય ત્યા એ બેઉ ક્રીયા કરી શકાય છે તેથી ખર્ચમાં વધારે બચાવ થાય છે. એંગ્લો પર્શીયન ઓઇલ કંપનીની રાજનીતી એવી છે કે બ્રીટીશ સામ્રાજ્યનાં દરેક મુખ્ય વીભાગમાં એવું મોટું કારખાનું કહાડવું. એમાંજ સામ્રાજ્યને તથા દુનીયાને લાભ છે એમ તે માને છે.

---

યુનાઈટેડ સ્ટેટસમાં ઉદ્યોગો ચલાવનાર કે તેને માટે થાપણ પુરી પાડનાર તે દેશનો વતની હોવો જોઇએ એવો કાયદો નથી તેથી ત્યાં કોઇપણ દેશની પ્રજા જઇને ઉદ્યોગમા ભાગ લઇ શકે છે હુનીયામા પણ બધા એજ રાજનીતી પાળે એમ એ દેશની સરકાર ઈચ્છે છે. એ માટે સ્થપાયેલા "ટ્રસ્ટ" એટલે કે ગજાવર કંપનીઓ તથા સરકારો વચ્ચે એ ઉદ્યોગ પર કાબુ મેળવવા માટે હરીફાઇ ચાલી રહી હોય એવી વાતો આપણે સાંભળીયે છીએ પણ તે માત્ર અતીશયોકતીજ હોય છે યુનાઇટેડ સ્ટેટસની સ્ટેન્ડર્ડ ઑઇલ કંપનીના પ્રમુખ મી. એ સી બેડફર્ડનો અભિપ્રાય એવો છે કે હમણા તેલની પેદાશમાં જે ઝડપથી વધારો થતો રહ્યો છે તે ઉપરથી એમ ખાતરી રાખી ન શકાય કે તેલની પેદાશ પાછી ઘટી નહીં જાય. દુનીયાના બધા દેશોમાં પેટ્રોલીયમની સઉથી વધારે પેદાશ કરનારો દેશ યુનાઇટેડ સ્ટેટસ છે અને માથા દીઠ વપરાશ લો કે કુલ વપરાશ સરખાવો તો પણ તેમા એજ દેશનો નંબર પહેલો છે. છેલ્લાં કેટલાક વરસોમા ત્યા પેદાશ વધી છે તે છતા આયાત વધારતા જવી પડે છે. ૧૯૧૮મા મેકસીકોથી ૩૯૦ લાખ બેરલ પેટ્રોલીયમ આયાત થયું હતું પણ ૧૯૨૧માં એ આયાત વધીને ૧૨૮૦ લાખ બેરલ જેટલી થઇ હતી. ૧૯૨૨ના જુન સુધીના છ માસમાં મેકસીકોથી થયેલી આયાત જોતા આ વરસમા એ આકડો ૧૫૮૦ લાખ સુધી જશે. હવે પેટ્રોલીઅમ માટે બજાર શોધવાનો પ્રશ્ન રહ્યો નથી. હવે તો જોઇએ તેટલો જથ્થો કેમ મેળવવો એજ પ્રશ્ન છે. એ કાંઇ ખનીજ પદાર્થ મેળવવાનોજ સવાલ નથી કુદરત એમાં ઘણી મદદ કરે છે. કેટલીક વાર તો ઝરણુ એટલા જોશથી ફુટી નીકળે છે કે તે જોઇને આશ્ચર્ય લાગે. એ ગતી એટલીજ ઝડપથી ધીમી પણ પડી જાય છે. થોડાક વરસો અગાઉ એમ લાગતું હતું કે મેકસીકોમા પેટ્રોલીયમની પેદાશ અતીશય ઝડપથી વધશે અને તેમાં ઘટાડો થવા અગાઉ ઘણા વરસો લાગશે. થોડાક વરસ તો એ આશા વાજબી લાગે એવું પરીણામ આવ્યું પણ એ લાભ કાયમનો ગણીને ત્યાં એ ઉદ્યોગમાં યુનાઇટેડ સ્ટેટસના ચલણમાં ગણતા આશરે પચાસ કરોડ ડોલર જેટલી થાપણ રોકવામા આવી અને રેલ્વેના ગાડાં બંદરપર ધક્કા, વગેરે માટે થયેલો ખરચ જુદો. એ પછી હમણાં ત્યાં પેટ્રોલીયમની પેદાશ એટલી થોડી થાય છે કે એ ઉદ્યોગનો એ ત્રતીયાસ ભાગ તો બંધ પડયો છે થાપણ રોકનારા ઓને માત્ર થોડાક ટકા જેટલુંજ મળી શકશે અને બાકીની રકમ ખોટ ખાતે લખી વાળવી પડશે. એ ખોટ ધ્યાનમાં લઇએ તો એ ઉદ્યોગ નફાકારક ગણી ન શકાય. આ પ્રમાણે મોટી ખોટ ભોગવી શકે અને તે માટેનો મોટો જોખમ ઉઠાવી શકે એવી કંપનીઓજ હવે તો ટકી શકે. ગમે એવી મોટી કંપનીઓ હોય તો પણ તેને એમ લાગ્યા વગર રહે નહીં કે દુનીયામા એ ઉદ્યોગની જે સ્થીતી છે તે જોતા થાપણ પુરતી નથી એટલુંજ નહીં પણ એકજ પ્રદેશમાં થાપણ રોકવાથી રહેતા અતીશય જોખમને લીધે તેણે જુદા જુદા પ્રદેશોમ એક સાથે કામ કરવાની ગોઠવણ કરવી જોઇએ. ૧૯૦૬માં યુનાઇટેડ સ્ટેટસમા એ તેલની પેદાશ ૧૨૬૦ લાખ બેરલ જેટલી હતી તે વધીને ૧૯૨૨ ના જાનેવારીથી જુન સુધીમા છ મહીનામાં ૨૭૬૫ લાખ બેરલ થઇ હતી એમાં જેટલી વધારે થાપણ રોકવાની જરૂર પડી એટલી સ્ટેન્ડર્ડ ઓઇલ કંપની ઉભી કરી શકત નહીં તેથી નવી કંપનીઓ સ્થપાઈ. એકલા યુનાઈટેડ સ્ટેટસમાં પણ જોઇએ તેટલો માલ પુરો પાડવાનું એક કંપની માટે શકય નથી તો દુનીયામાં મામલો સંભાળી લેવાનું કોઇથી બની શકે એ આશાજ વ્યર્થ છે. ખાસ ઇજારા આપો તો પણ એ આશા

સફળ થઇ શકે નહીં. હમણાં તો જરૂરનું એ છે કે કયાંથી તેલ મળી શકે એમ છે તેની શોધખોળ કરવી. થાપણદારોને એ ઉદ્યોગમાં નાણા રોકવા માટે એકઠા કરવા પછી ઉદ્યોગ મોટા પાયાપર ચલાવવાની ગોઠવણ કરવી. એ શોધખોળ માટે તથા તે પછી ઉદ્યોગ ચલાવવા માટે જોઇતી થાપણ સરકારથી પુરી પાડી ન શકાય એટલે બધા દેશોમાંથી જોઇતી થાપણ ખાનગી થાપણવાળાઓ પાસેથી મેળવવાનો પ્રયત્ન કરવો જ પડશે. વળી એ નાણાં રોકનારાઓને દરેક રીતે ખાતરી અને રક્ષણ પણ આપવું પડશે. દુનીયાનાં દરેક દેશમાં આ ઉદ્યોગ માટે કોઈ ખાનગી સાહસને ઇજારો આપવાને બદલે જેમાં દુનીયાના કોઇપણ દેશનો શહેરી ભાગ લઇ શકે એવી સંસ્થાઓનેજ એ ઉદ્યોગ ચલાવવા દેવો એવો આગ્રહ યુનાઇટેડ સ્ટેટસના સરકાર કરે છે તેનું કારણ એજ છે. અમેરીકા કાંઇ માત્ર પોતાના સ્વાર્થ માટે લડતું નથી પણ દુનીયામાં બધે એ પેદાશ વધે અને જન સમાજ સુખી થાય એવી વ્યવસ્થા થયેલી જોવા ઇચ્છે છે. દુનીયામાં જ્યા જ્યા પેટ્રોલીયમ મળી શકે એમ હોય ત્યાંથી તે મેળવાય એટલા માટેજ એનો પ્રયત્ન છે. કોઇપણ હરીફના કરતાં વીશેશ હક મેળવવાની અમેરીકનોની માગણી નથી પણ યુનાઇટેડ સ્ટેટસમાં જે પ્રમાણે પરદેશીઓને હક અપાય છે તેજ પ્રમાણે પરદેશોમા યુનાઇટેડ સ્ટેટસની પ્રજાને અપાય એવું એ માગે છે.

ઇંગ્લંડમાં લેન્ડાસા ખાતે બહુજ મોટાં કારખાનામાં ખનીજ તેલ સાફ કરવાનું કામ ૧૯૨૧ ના જુલાઇ માસમાં શરૂ થયું હતું પણ ગયા જુન માસ સુધી એ આખું કારખાનું ઉપયોગમાં લેવાતુ થયું ન હતું. હવે ત્યાં દર વરસે ૧૨ લાખ ટન પેટ્રોલીયમ સાફ કરાશે એમ એંગ્લો-પર્શીયન ઓઇલ કંપનીના ગણતરી છે. પ્રથમ વર્ષમાં એ કારખાનામાં થયેલાં કામના પરીણામે એટલો સંતોષ મળ્યો છે કે એથી અરધા કદનું ગંજાવર કારખાનું ગ્રેન્જ માઉથ ખાતે કહાડવાની ગોઠવણ થઇ છે. વળી ઇંગ્લંડમાં ફાઉલી ખાતે અંગવા પેટ્રોલીયમ કોરપોરેશને કારખાનુ કહાડયું છે ત્યાં દર અઠવાડયે એક હજાર ટન મેકસીકન તેલ સાફ કરાય છે. તેમા વધારો કરી દર વરસે ૧૫૬ હજાર ટન તેલ સાફ કરવાની ગોઠવણ માટે પ્રયત્ન ચાલે છે. ત્રીનીદાદ સેંટ્રલ ઓઇલ ફીલ્ડસ કંપની ઇંગ્લંડમાં પોતાની પેદાશ સાફ કરવા માટે કારખાનું કહાડે છે. ઇંગ્લાડમાં આ કાંઇ નવો ઉદ્યોગ નથી. સ્કોટલંડમાં શેલ ઓઇલનો ઉદ્યોગ ઘણા વરસથી ચાલે છે. તેલ સાફ કરવાનાં કારખાનાં ત્યાં ઘણાં વરસથી કામ કરે છે, પણ મેકસીકો ઇરાન વગેરે દુરના મુલકથી તેલ લાવીને સાફ કરવાનો ઉદ્યોગ હાલના જેવા મોટા પાયાપર તો હાલમાંજ ચાલ્યો છે. અગાઉ તેલ સાફ કરવા માટે નાનાં નાનાં કારખાનાં સ્થળે સ્થળે નીકળતા હવે તો તેલ નળ વાટે મોકલાય છે અને તે સાફ કરવા માટે મોટાં કારખાનાંજ લાભ કરી શકે છે. એવાં કારખાનાં તૈયાર માલનો ખપ જ્યાં હોય ત્યાંજ સ્થાપવાં વધારે લાભકારી નીવડે છે કેમ કે જ્યાં તેમની પેદાશ હોય ત્યાં તે ઘટી જાય ત્યારે કારખાનું નકામુ થઇ પડે પણ જો તૈયાર માલનો ઉઠાવ થાય એવે સ્થળે હોય તો ગમે ત્યાંથી કાચો માલ લાવીને ચલાવી શકાય. વળી તૈયાર માલમાં જુદી જુદી જાત હોવાથી તેને અન્ય સ્થળે મોકલવાની મુશ્કેલી નડે છે તેવી કાચા માલની લાવ લઇજા માટે નડતી નથી. કાચો માલ મોકલવામાં ખરચ પણ ઓછો પડે છે. કેટલાક દેશમાં ગરમીથી ઉદ્યોગને હાની થાય છે તે એ ઉદ્યોગ ઠંડા મુલકમાં ચાલવાથી દુર થઇ શકે. પણ આ બધા લાભ કયારે મળે કે કારખા-

નામાં બધી જાતનો તૈયાર માલ બને અને તે પણ એટલા પ્રમાણમાં કે ખપને પુગી વળી શકે. એક અનુભવી એમ કહે છે કે અમેરીકામાં કારખાનાં પરનો કાબુ રસાયણી પદાર્થના ઉદ્યોગમાં લાગેલાઓના હાથમાં હોવાથી કારખાનાં જોઇએ તેવું સારૂં પરીણામ લાવી શકતાં નથી અને કુદરતને પુરાં પાડેલાં સાધનોનો પુરો લાભ લઇ શકતાં નથી. ત્યાં માલની બરબાદી ઘણી થાય છે. પેદા થયેલા માલના ચાલીસ ટકા જેટલો ભાગજ યુનાઇટેડ સ્ટેટસમાં સાફ કરવાનાં કારખાનામાંથી પુરેપુરો સાફ થાય છે. ત્યાંની સરકાર જણાવે છે કે પેદાશના ચાર ટકા જેટલો માલ તો એવી બરબાદીમાં જાય છે જો કે એ નુકશાન અટકાવી શકાય એવું ઈંગ્લંડમાં હમણાં સ્થાપેલા બે મોટા કારખાનામાં આવી બરબાદી અટકાવીને કાચા તેલમાં રહેલાં સર્વ તત્વનો પુરો લાભ લેવાની ગોઠવણ થઇ છે. લેંડાર્સીના કારખાનામાં કેરોસીન, મીણ, લુબ્રીકેટીંગ ઓઇલ, દવાનાં તેલ, ગેસ ઓઇલ, તથા એસ્ફોલ્ટ બનશે. ત્યાં બાળવાનું તેલ પેદા થશે નહીં અને વપરાશે પણ નહીં: કેમ કે નીચે કોલસાની ખાણો આવેલી છે. ફાફગ્રી ખાતેના કારખાનામાં નવી રસાયણીક પ્રક્રીયાથી કામ લેવાશે તેથી બારથી તેર ટકા પેટ્રોલ તથા છ ટકા સફેદ સ્પીરીટ મળશે એમ આશા છે. દરેક જાતના તેલ માટે તેને અનુકુળ રીતે કામ લેવાની રીત પણ જુદી હોય છે પણ તેમાં શાસ્ત્રીય રીતનો અમલ જેમ બને તેમ વધારે કરવાની શરૂઆત ઇંગ્લંડનાં કારખાનાંઓમાં થઇ છે એમ દાવો કરવામાં આવે છે. કાચા તેલમાંથી જે જે તૈયાર માલ બનાવાશે તે કહી શકાય નહીં પણ હમણાં એમ તો કહી શકાય કે જેટલું બાળવાનું તેલ ત્યાં બને છે તેટલા માટે ત્યા ફેલાવ નથી. બ્રીટીશ કોલસાની સાથે તો એ હરીફાઈ કરી શકશેજ નહીં. હાલની રીતે તો ઇંગ્લંડમાં તેલ સાફ કરવાનું કોઇપણ કારખાનું નભી શકે નહીં. એંગ્લો પર્શીયન ઓઇલ કંપની જયારે કેરોસીન, મીણ, તથા લુબ્રીકેટીંગ ઓઇલ બનાવશે ત્યારે બજારની ખરી કસોટી થશે તે વેળા મીણ સસ્તું થશે. મીણ બતીના દીવાના લાભ સમજાવવા માટે જાહેર ખબર આપવાની જરૂર પડશે. પરદેશી હરીફોને હઠાવવા માટે ભાવ ઘટાડવા પડશે. ફતેહનો છેવટનો આધાર તો કેવું તેલ મળે છે અને તેમાંથી તૈયાર માલ કેવો અને કેટલા પ્રમાણમાં મેળવી શકાય છે તે ઉપર રહેશે.

---

# લીવરપુલ કોટન એકસચેંજ.

દુનીયાંના દરેક દેશમાંથી રૂના આયાત કે નીકાશ થતી હશે પણ તે બધાંમાં ઈંગ્લંડનો ઉદ્યોગ અને વેપાર મોટો છે. યુનાઇટેડ સ્ટેટસમાં રૂની પેદાશ બીજા દેશો કરતાં અતીશય મોટી હોવા છતાં લેંકેશાયરમાં, સ્પીન્ડલોમાથી અરધા ભાગ માટેજ અમેરીકન રૂ પુરો પાડી શકાય છે. જરમની તથા ફ્રાન્સનાં મળીને જેટલાં સ્પીન્ડલ થાય તે કરતાં લેંકેશાયરનાં માત્ર ઓલ્ડહામ વીભાગમાં વધારે સ્પીન્ડલો છે. હીંદ, ચીન, તથા જાપાન એ ત્રણે દેશોમાં મળી છેલ્લાં સો વરસમાં જેટલાં સ્પીન્ડલો ચાલુ થયાં છે તેટલાં (૧૨૦ લાખ) ઇંગ્લંડમાં લડાઈ અગાઉના દસ વરસમાં વધ્યાં હતાં. છ કરોડ સ્પીન્ડલો ઇંગ્લંડમાં છે એ બધાંને માટે જોઇતું રૂ પુરૂં પાડવાનું કામ લીવરપુલ કોટન એસોસીએશનનું છે. લેંકેશાયરને રૂ પુરૂં પાડવાનું કામ

લીવરપુલે છેલ્લાં ૧૬૪ વરસથી કર્યું છે. ૧૭૫૭મા જેમેકાથી ૨૮ ગાંસડી ત્યાં આયાત થઈ હતી અને તે દરેકમાં દોઢસો રતલ રૂ હતું. ૧૯૧૧-૧૨માં લીવરપુલમાં રૂની આયાત ૫૧ લાખ ગાંસડી જેટલી હતી. એ રાખવા માટે સાતસો વખારો છે, જેમાં વીસથી પચીસ લાખ ગાંસડી રૂ રાખી શકાય. ૧૯૧૫ માં એક વેળા એ વખારોમાં પડેલો રૂનો જથ્થો ૧૭.I લાખ ગાંસડી જેટલો થયો હતો. અમેરીકન સીવીલ વોર સીવાય કોઇ પણ પ્રસંગે ઇંગ્લંડમાં રૂની આયાત બંધ પડી નથી. અત્યારે રૂના બજારમાં લીવરપુલની બરોબરી કોઇ કરી શકે તેમ નથી. લીવરપુલ કોટન એસોસીએશનની સ્થાપના ૧૮૮૨ માં થઇ હતી. તેની અગાઉ ૧૮૪૧ માં સ્થપાયેલી લીવરપુલ કોટન બ્રોકર્સ એસોસીએશન હતી. નવી સંસ્થામા દલાલો, વેપારીઓ વગેરે બધાને એકઠા કરવામાં આવ્યા હતા. અત્યારે એના સભાસદ થવું હોય તો બેલટથી થતી ચુંટણીમાં ચુટાવું જોઇએ અને એનો એક શેર ધરાવવો જોઇએ. અત્યારે એના ૫૭૦ સભાસદો છે એનું મકાન હાલના શહેનશાહ પંચમ જ્યોર્જે ૧૯૦૬ મા જ્યારે પોતે માત્ર પ્રીન્સ ઓફ વેલ્સ હતા ત્યારે ખુલ્લુ મેલ્યું હતું. કામ કરવાની રીત પણ ત્યા હવે અગાઉના જેવી વાવગા ઉરાડવાની રહી નથી. અત્યારે ત્યાં અમેરીકન કે ઇજીપ્શીયન રૂના સોદા કરનારનો અવાજ બુલંદ અને અતીશય તીણો હોય છે. એને કામ કરતાં જોનાર આશ્ચર્ય પામ્યા વગર રહે નહીં. એના મુખ્ય હોલની ઉપર છાપરૂં કાચનું છે. ત્યાં કોટન બેંક છે, કલીયરીંગ હાઉસ છે, અને તાર, ટપાલ, ટેલીફોન વગેરેની સર્વ સગવડ રાખેલી છે. ઉપર કલબ છે એ પણ ભુલવી ન જોઇએ આ કોટન એકસચેંજના મકાન કરતા પણ લીવરપુલનું રૂનું બજાર વધારે મોટું છે. ત્યા નાણા સંબંધી, વીમા વીશે અને બંદર તથા વખારોની સગવડને લગતા વીવીધ પ્રશ્નો વારંવાર ઉપસ્થીત થાય છે. માલ ઉપાડવો મુકવો, એક સ્થળેથી બીજે સ્થળે ફેરવવો વગેરે કામને લગતા પ્રશ્નો પણ નીકળે છે અને બુદ્ધી તથા મહેનતને માટે ત્યા ઘણીજ જરૂર રહે છે. લીવરપુલ કોટન એકસચેંજે આટલી પ્રતીષ્ઠા મેળવી તેનું કારણ એ છે કે તેણે પોતાના આગેવાનની ચુંટણી કરવામાં હંમેશ ઘણું ડહાપણ વાપર્યું છે તેમણે એવા ગૃહસ્થોને પસંદ કર્યા છે કે જેમને રૂના બજારોને લગતી આશ્ચર્યકારક માહીતી હોય અને શહેરી તરીકેના કર્તવ્યનું ઉતમ પ્રકારે ભાન હોય એવા ગૃહસ્થોને પસંદ કરવથીજ દુનીયામા લીવરપુલની પ્રતીષ્ઠા જામી છે. ૧૯૨૨-૨૩ ના વરસ માટેના પ્રમુખ મી. એડવર્ડ પોરીટ છે. એમનો રૂના બજાર સાથેનો સબંધ ચાલીસ કરતા વધારે વરસનો છે. એનો વધારે પરીચય ઇજીપ્તના રૂના બજાર સાથે છે. ૧૮૧૯ માં તેમણે હડર્સફીલ્ડમાં રૂના દલાલ તથા વેપારી તરીકે કામ શરૂ કર્યું હતું. ૧૮૮૭ માં તેઓ લીવરપુલ ગયા અને ત્યા કામ કરવા માટે મેસર્સ હુજીસ પોરીટ એંડ કું. સ્થાપી હડર્સફીલ્ડની મેસર્સ પોરીટ એંડ વીલી કંપનીનો સાથે તેને ઘાડો સંબંધ રાખ્યો. ૧૮૯૨ મા મી. હુજીસ કામકાજથી ફારેગ થયા ત્યાગથી મેસર્સ પોરીટ એન્ડ રોલીના નામથી કામ કરવામા આવે છે એમા વડા ભાગીયા મી પોરીટ છે. એમણે યુરોપના બધા દેશોની મુલાકાત લીધી છે.

લીવરપુલ ખાતે લવાદીની જે ગોઠવણ રૂના બજારમા છે તે માટે તે આખી દુનીયામા પંકાય છે. રૂના વેપાર જેવો ગુંચવણીયો મામલો બીજો કોઇ નથી. ત્યા ૧૮ જાતના કંત્રાકટ થાય છે. તેને લગતા નીયમોની સખ્યા ૭૨૮ છે અને તેમા વખતોવખત ફેરફાર થતો રહે છે

---

# ચેમ્બરનો વિભાગ.

## (૧) ચેમ્બરની જનરલ સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચંન્ટસ ચેમ્બરની ત્રીજી ત્રીમાસીક જનરલ સભા તા. ૨૮-૧૦-૨૨ ને રોજ બપોરના કોટમાં આવેલા ચેમ્બરના હોલમાં ઓ. ગી૦ પરસોતમદાસ ઠાકોરદાસના પ્રમુખપણા હેઠળ મળી હતી.

સભામાં શરૂઆતમાં મે. પ્રમુખે ગયા સપ્ટેમ્બર માસ સુધીના ચેમ્બરના કામકાજનો ત્રીમાસીક રીપોર્ટ સભાની બહાલી માટે રજુ કીધો હતો.

### પ્રમુખનું ભાષણ

ઉપરનો રીપોર્ટ સભા આગળ હજુર રજુ કરતાં પ્રમુખે જણાવ્યું હતું કે, આ રીપોર્ટની ખાસ બાબત ઉપર બોલવા જેવું કંઇ નથી કારણ તમારી કમીટીએ તે ઉપર સારી રીતે ચાળવણી કીધી છે.

છેટલા ત્રણ માસમા આપણું ધ્યાન ખેંચી રહેવી બાબત ફીસકલ કમીશનનો રીપોર્ટ છે. હીંદના જકાતી સવાલો જેવા આ રીપોર્ટ અને તેના પ્રમુખની નુકનેચીની તથા તેના બીજા ચાર સભાસદોની યાદી આપણે સંતોષકારક લેખીશું. હું નથી ધારતો કે તેથી વીરૂદ્ધ વીચાર કોઇ ધરાવતું હોય, પણ જો રીપોર્ટની ભલામણ મુજબ અમલ થાય તો હીંદે હજુ ઘણું કરી બતાવવાનું છે. હીંદી વેપારીઓ આ કમીશનના પ્રમુખના વીચારો તેમજ બીજા ચાર સભાસદોની યાદીની પુરતી કદર કરે છે. કેટલાકો ચીંતા રાખે છે કે આગળ એવા કમીશનોએ કીધેલી ભલામણને અભરાઇ ઉપર પાછી ચઢાવવામા આવી છે તેમજ આ કમીશનની ભલામણોના બાબતમા થશે. પણ હવે તે બાબદમા કેવા પગલાં ભરવા તે ધારાસભાઓનુ કામ છે.

રીપોર્ટમા પરદેશથી ધમધોકાર માલ આવી પડતો અટકાવવાની બાબદ જણાવી છે, તે વીષે હું કહીશ કે, તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીની સભામાં સર દોરાબ તાતાએ કીધેલા ભાષણ ઉપર તમારૂં હું ધ્યાન ખેંચીશ.

ફીસકલ કમીશનના રીપોર્ટના ૧૩૩ થી ૧૪૦ મા ફકરામાંની ભલામણો સર દોરાબ તાતાએ જણાવેલા મામલાને વેહવારૂ રીતે પુગી વળવા સારૂ બંધબેસતી નહી કહેવાય. કમીશને સચવ્યા મુજબની ટેરીફ બોર્ડ ત્રણ મહીનામાં પોતાની ભલામણો મોકલવી એમ ફેરફાર કરવાની હું સુચના કરીશ, અને તે ઉપર ધારાસભાના આપણા સભાસદોનું હું ધ્યાન ખેંચીશ.

વેપાર ધંધાની ન ધારેલી મંદીથી કોરટ દરબારનું કામકાજ વધા જવા પામ્યું છે, અને હાઈ કોર્ટમાં વધારાના જજની નીમણુંક થવા છતાં કામકાજ એટલું બધું વધી ગયું છે કે, એક સાધારણ મુકદમાનો ફડચો થતાં બે વર્ષ થવાની વકી છે અને આમ લાંબી મુદતે ફડચો થાય તો વેપાર ધંધાને કેટલું નુકશાન થાય એ સઘળા જાણે છે, તેમ વળી બીજી તરફ અપ્રમાણીક વેપારીઓ આવા મુકદમામાંથી બે વર્ષ જેટલી મુદત વીતાવીને ઘણો લાભ મેળવી શકે છે, અને એવા મુકદમાઓથી તેઓને ઉત્તેજન મળે છે. મુંબઈની સરકાર હાલમાં પોતાના સઘળા ખાતાઓમાં ખર્ચ ઓછાં કરવાની સખત કોશેશ ચલાવે છે, તેથી હાલમાં હાઇ કોર્ટમાં ખર્ચ વધારવાનું વ્યાજબી લેખાય નહી તે છતાં બીજા કેટલાક દેશોમાં સીટી કોર્ટ નામની જે કોર્ટો નીમાવવામાં આવે છે તેમ જો ન્યાય આપવાનું અજમાવવામાં આવે તો કેટલાક વધુ જજો નેમાઇને આ સવાલનો ફડચો સહેલાઇથી થઈ જાય. આ બાબદ ઉપર લાગતાવળગતાઓ વીચાર ચલાવે છે તેથી એ સવાલનો નીવેડો આવે તો આપણા ઘણા વેપારીઓને રાહત મળે. ગયા ઓગસ્ટ માસની સભા વેળાએ આપણે જાણતા ન હતા કે મુંબઈમાં મોટા પ્રમાણમાં સટ્ટો ચાલીને કેટલાક બજારો ઉપર તેની અસર થશે. બજારમાં વધારે ગભરાટ થતો અટકાવવાના હેતુથી ઈસ્ટ ઇન્ડીયા કોટન એસોસીએશનના ડીરેક્ટરો સામેનો મુકદમો ખેંચી લેવામાં આવ્યો હતો. ઉપલી સંસ્થાના ગમે એવા ભલા હેતુ છતાં ઘણાક નિર્દોષ માણસો ઠગાઇને પોતાનો ઘણોક પૈસો ગુમાવી બેઠા છે. આવી રીતે અ-કુદરતી પગલાંથી રૂ એકહાથ કરીને મંદીવાળી ટોળી નથી પોતાને ફાયદો કરી શકી કે નથી રૂના વેપારને ફાયદો કરી શકી. આવી રીતે એકદમ કરોડપતી બની જવા ચાહનારા ઉપર અંકુશ રાખવાની સૌથી સારી રીત એ છે કે જાહેર પ્રજાએ એવાં પગલાંને વખોડી કાઢીને કંઇ ઉત્તેજન આપવું જોઇએ નહી.

અત્રેના સ્થાનિક શેર બજારના હાલહવાલ કારોબારની બાબત ધારાસભામાં ગયા મહીનામાં એક દરખાસ્ત લાવવામાં આવી હતી. અને મી૦ હવેલીવાલાની મુખ્ય સુચના સભાએ સ્વીકારી હતી, પણ સરકારે એ બાબત તપાસ ચલાવવાની સુચનાનો સુધારો સભાએ સ્વીકાર્યો છે. સરકારને જો વચ્ચે પડવા જેવું લાગતે તો એ બાબત તેને ક્યારનીએ હાથ ધરી હતે. જુનું શેર બજાર લગભગ ૫૦ વરસ થયાં હસ્તીમા છે, આ બજારવાળા ગમે એવા મોટા પાયાના સોદાને જવાબ આપવાને શકિતવાન હોવા જોઇએ. આ બજારના લાગતાવળગતાઓ આજના વખત પ્રમાણે નવા કાનુનો દાખલ કરવાને ના પાડે ત્યાં સુધી કોઇને તેઓના કારભારની વચ્ચે જવાનો હક નથી, છતાં પણ જો સરકાર ચોક્કસ બાબતોમાં આ લોકો પાસેથી ઘટતી વીગતો મેળવીને તેઓને ચેતવણી આપે તો કંઇક સુધારા થવા પામશે. સરકારે આ શેર બજારના આગેવાનો પાસેથી ખાત્રી મેળવવી જોઇએ કે, હાલમાં બનેલા બનાવો જેવા હવે વધુ વાર બનવા પામશે નહી.

છેલ્લી લડાઇ પછી સરકારને નાણાં ધીરવામાં મુંબઇએ હમેશાં આગેવાની લીધી છે. છેલ્લી ૪૫ કરોડની લોનમાં મુંબઇએ ૨૪ કરોડનો ફાળો આપ્યો હતો. આથી સરકારની ફરજ છે કે, અત્રેના શેર બજારમાં કંઇપણ વાંધાભરેલી રૂઢી હોય તો તેને વચ્ચે પડીને દુર કરવી. કારણ એવી વાંધાભરી રૂઢીથી નાણાં રોકનારાઓનો વીશ્વાસ ઉઠી જાય છે.

---

હું અત્રે ગંભીર ચેતવણી આપીશ કે શેર બજારના ડીરેકટરો તથા તેના આગેવાનોની હાલની રૂઢીથી નાણાં રોકનારી પ્રજા ખીજાઇ ગઇ છે. ચાલુ સાલની શરૂઆત સુધી પ્રજાએ ઘણું સહન કીધુ હતું, પણ તે પછી આ બજારના લાગતાવળગતાઓએ પ્રજાનો વીશ્વાસ ખોઇ દીધો છે. અને જો શેર દલાલો પોતાનો લાભ જાળવવા માગતા હોય તો તેઓએ પ્રજાની ખાતરી કરી આપવી જોઇએ કે તેઓ આગલી જુની પુરાણી રૂઢીમાં સુધારા કરવાને તૈયાર છે. દલાલોએ જાણવું જોઇએ કે શેર બજાર જાહેર પ્રજાના લાભનું ખાતુ છે, અને બજારના સારા કારોબારથી નાણાં રોકનારાઓને બજાર ઉપર ભરોસો આવે છે

શેર બજાર ઉપરનો ભરોસો ઉઠી જવાથી પ્રજા ઉપર ઘણી માઠી અસરો થઇ છે, એમાં તો કંઇ પણ શક નથી. હું આથી દલાલ ભાઇઓને ચેતવણી આપીશ કે તેઓએ હવે પોતાની આગલી રૂઢીમા સુધારા કરવા પોતાના તમામ કાયદા કાનુનો બદલી નાંખવાની તેઓને જરૂર છ. જો આવા ઘટતા સુધારા કરવામાં નહી આવે તો આપણી ચેંબરને આ સુધારા કરવાની માગણી કરવાની આગેવાની લેવી પડશે.

ચાલુ અઠવાડીઆમા હીંદી સરકારના વેપારી ખાતાં ઉપર મોકલેલો સર વીલીયમ મેયરના મરણનો શોક દર્શાવનારો તારનો સંદેશો તમોને પસંદ પડયો હશે. હીંદી સરકારના ખજાનચી તરીકે લડાઇના હીંગામમા મરહુમે મોટી સેવા બજાવી હતી.

મરહુમને ઘણી મુશ્કેલીઓ વચ્ચે પોતાનું કામ કરવું પડતું હતુ. રેલ્વે કમીટી હજુર લંડનમા ગયે સાલ એઓએ ઘણી ઉપયોગી જુબાની આપી હતી. લીગ ઓફ નેશન્સની એક બેઠકમા એઓએ હીંદ તરફના એક પ્રતીનીધી તરીકે જાહેર કીધુ હતું કે, લીગ ઓફ નેશન્સે પોતાના ખર્ચ માટે ફાળો મેળવવા સીવાય હીંદના માટે કંઇ પણ ઉપયોગી કામ બજાવ્યું નથી. આવા એક હીંદના ખેરખાહના મરણથી આપણે ઘણું ખોયુ છે.

સર વીલીયમની જગાએ હવે એક હીંદીની નેમણુંક થવી જોઇએ છે એવો આ ચેમ્બરનો મત છે, કારણ હાઇ કમીશનર જેવો ઓધ્ધો ચલાવવાને એક હીંદી વધારે લાયક છે, અને ખાસ કરીને પરદેશોની કોન્ફરન્સમા નીકળતા સવાલોના ખુલાસા આપીને ઘણી ગુંચવણો આ હીંદી સભાસદજ દુર કરી શકે.

ઇન્ચકેપ કમીટીમા જોડાવાને હુ જનાર હોવાથી કદાચ આવતી વાર્ષિક સભા વેળાએ હું હાજર થઇ શકીશ નહી. તેથી છેલ્લા નવ માસમા તમોએ મારી તરફ જે માયા દેખાડી મારૂં કામ કરવામા જે દીલોજાન મદદ આપી છે તે માટે તમારો આ તકે હુ મોટો આભાર માનું છું.

અત્રે ચેમ્બરના ઉપ-પ્રમુખ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીએ પ્રમુખની દરખાસ્તને ટેકો આપ્યો હતો

ત્યાર બાદ ચેમ્બરના નવા કાયદા કાનુન ઉપર વીચાર ચલાવી તે પસાર કરવાનુ કામ હાથ ધરતા પહેલા ત્રણ કાનુનો પસાર થવા બાદ પાચ વાગતાનો અમલ થઇ જવાથી કેટલાક સભાસદોની સુચના ઉપરથી મે. પ્રમુખે શનીવાર તા. ૪ થી નવેમ્બરના દિવસ ઉપર સભા મુલતવી રાખી હતી જે બાદ પ્રમુખનો આભાર માનીને આ સભા વીસરજન થઇ હતી.

ધી ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બરની મુલતવી રહેલી સભા શનીવાર તા. ૪ થી નવેમ્બરે બપોરે ત્રણ કલાકે ચેમ્બરના હોલમા પાછી મળી હતી જે પ્રસંગે મે પ્રમુખની ગેર-

પહેલો નીયમ એ હતો કે બોમ્બે મ્યુનીસીપલ કોરપોરેશનના કોરપોરેટર થવાને માટે ઉમેદવારી કરનાર તથા મત આપનાર ગ્રહસ્થ ચેંબરના સભાસદ હોવા જોઇએ. અથવા તો સભાસદ પેઢીના ભાગીદાર,-અથવા તો સભાસદ પેઢીએ અથવા તો મંડળે નીમેલા પ્રતીનીધી તરીકે હોવા જોઇએ કે જેની ખબર વખતોવખત ચેંબરના સેક્રેટરીને મળેલી હોવી જોઇએ.

આ નીયમ સભા આગળ રજુ થતાં શેઠ લખમીદાસ રવજી ટેરસીએ દરખાસ્ત રજુ કરી કે તેની આખરે "પણ આવા ઉમેદવારો હીંદીજ હોવા જોઇએ" એટલા શબ્દો ઉમેરવા. આ દરખાસ્તને શેઠ કેકોબાદ એડનવાળ તરફથી ટેકો આપવામા આવ્યો હતો દરખાસ્ત પસાર થતાં તે રૂલની આખરે એટલા શબ્દો ઉમેરવાનો ઠરાવ થયો હતો.

નીયમ નં. ૨-આ નીયમ રજુ થતાં તે સર્વાનુમતે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

નીયમ નં ૩-માં "ચાર દીવસ" ને બદલે "ઓછામાં ઓછા સાત દીવસ" એટલા શબ્દો દાખલ કરવાનો ઠરાવ થયો હતો.

નીયમ નં ૪ માં "સાત દીવસ અગાઉ" એ શબ્દો પહેલા "ઓછામા ઓછા" એટલા શબ્દો ઉમેરવાનો ઠરાવ થયો હતો.

નીયમ નં ૫-આ નીયમ ઉપર કેટલીક લંબાણથી ચર્ચા કરવામાં આવી હતી. ચુંટણી માટેના બે દીવસને બદલે એક દીવસ રાખવાનો તથા ચુંટણી માટેના મત પત્રકો નોધવાનો વખત સવારના ૧૦ થી સાંજના ૫ (સ્ટા. ટા) ને બદલે ૧૦ થી ૬ (સ્ટા. ટા.) નો રાખવાનો ઠરાવ થયો હતો.

આગળ ચાલતા મી૦ તેરસીએ જણાવ્યું હતું કે આપણી ચુંટણીમા ચાહ ચેવડો અને ખાણાપીણા ઉમેદવારો મતદારોને ન આપે તે સંભાળવુ જોઇએ. તેમજ ઉમેદવારોએ મત આપનારાઓને ગાડીમા લાવવા નહી જોઇએ. સરકારે ચુંટણીમા ગેરવાજબી લાગવગ અને દબાણ ("કરપશન") અટકાવવા જે કાનુનો નક્કી કર્યા છે તે આપણે આપણી ચુંટણીમા દાખલ કરવા જોઇએ.

મી૦ મજમુદાર-શું સરકારી કાયદાની બધી કલમોનો તમો અમલ કરવા માગો છો?

મી૦ તેરસી-હા મારો તો એવો વીચાર છે કે બને તો સરકારી સઘળા કાનુનોનો અમલ કરવો. ગાડીઘોડા વાપરવાની છુટ આપીએ તો પઇસાવાળા ચુટણીમા ફાવી જાય, અને ગરીબ ઉમેદવાર બીચારો રવડી જાય ગરીબને તો બીચારાને પોતાના મતદારને પોસ્ટ કાર્ડ મોકલવાનું ખર્ચ પણ ન પાલવે માટે આપણે ઠરાવવું જોઇએ કે ઉમેદવારોએ રીફ્રેશમેન્ટ ન આપવું અને ગાડીઓ ન મોકલવી.

અત્રે મી૦ જમનાદાસ દ્વારકાદાસે ભાડુતી ગાડી રોકવી અને પોતાની ખાનગી ગાડીમાં કોઇને લાવવો એ બાબત વચ્ચેનો તફાવત સમજાવ્યો હતો. ખાનગી ગાડીની વ્યાખ્યા બાબે કેટલીક ચર્ચા ચાલી હતી. આખરે સેક્રેટરી અને પ્રમુખની સુચનાથી ગાડીની બાબત પડતી મુકાઇ હતી અને બેલટ રૂમમા મત આપનાર મત આપવા જાય તે વખતે ઉમેદવાર કે તેના એજન્ટને અંદર નહી જવા દેવાનો મી૦ તેરસીનો સુધારો પસાર થયો હતો.

---

છેવટના સુધારા વધારા સાથે નીચે પ્રમાણે નીયમ નં. ૫. પસાર. કરવાનો ઠરાવ થયો હતો.

૫. કમિટી એક એવો દિવસ ઠેરવશે (કે જેની મેમ્બરોને ખબર આપવામાં આવશે) કે જે દિવસ દરમીયાન બપોરે ૧૦ કલાકથી સાંજે ૬ કલાક સુધી (સ્ટા. ટા.) ચેમ્બરની ઓફીસમાં બેલટ બોકસ ખુલ્લી રહેશે. સભાસદોને મતપત્ર ચેમ્બરની ઓફીસમાં પુરાં પાડવામાં આવશે અને સભાસદોએ તે ભરીને બેલટ બોકસમાં નાંખવા જોઇશે. મત આપનાર સભાસદોની સહીની ચીઠ્ઠીઓ એક બીજી પેટીમાં મુકવામાં આવશે અને આ બન્ને પેટીઓ સેક્રેટરી અગર તો તેમના તરફથી નીમાએલા અમલદારના ચાર્જમાં રહેશે. ચુંટણીના દિવસે સાંજે ૬ કલાકે (સ્ટા. ટા.) સ્ક્રુટીનીઅરો બેલટ બોકસ સીલ કરશે અને બીજે દિવસે મતપત્રો તપાસ્યા બાદ ચુંટણીનું પરીણામ જાહેર કરશે. મુળ મતપત્રક પાછું આવ્યા શિવાય બીજું મતપત્રક આપવામાં આવશે નહીં. ઉમેદવારોને તથા તેમના એજંટોને જે ઓરડામાં બેલટ બોકસ મુકેલી હશે તે ઓરડામાં (પોતાનો મત નોંધવાના કામ શીવાય) જવા દેવામાં આવશે નહીં તથા ચુંટણીના સંબંધમાં રીફ્રેશમેંટ રાખવા દેવામાં આવશે નહી.

બાદ નીચલા ૬,૭,૮, અને ૯ કાનુનો પસાર કરવામાં આવ્યા હતા.

૬. જે ઉમેદવારને સૌથી વધારે મત મળશે તેને ચુંટાયલો જાહેર કરવામાં આવશે.

૭. જો બે કે વધારે ઉમેદવારોને સરખા મતો મળે તો તેવે વખતે સરખા મત મેળવનારાઓ વચ્ચે ઉપર જણાવેલી રીતિ પ્રમાણે ચુંટણી ફરીથી કરવામાં આવશે.

૮. જો એકજ ઉમેરવાર હશે તો તેને ચુંટી કઢાયલો ગણવામાં આવશે.

૯. જો કંઇક સંજોગથી કોરપોરેટરની જગ્યા ખાલી પડે ને તેને બદલે બીજાને નીમવાની જરૂર પડે તો ઉપર જણાવેલી રીતિ પ્રમાણે ચુંટણી કરવામાં આવશે.

## ચેમ્બરના કાયદા કાનુનોમાં સુધારો કરવાનો સવાલ.

બાદ આગલી બે સભાઓની અધુરી રહેલી ચેમ્બરના કાયદા કાનુનોમાં સુધારા કરવાની બાબત હાથ ધરવામાં આવી હતી. ચેમ્બરના હાલના કાનુનોમાં સુધારા કરવા માટે કમીટીએ વીચાર કરી ૩૭ સુધારાઓ સુચવ્યા હતા અને તેમાંના કેટલાકો પર આગલી બે જનરલ સભામાં વીચાર ચાલ્યો હતો. મે. પ્રમુખે કમીટી તરફથી નીચલો ઠરાવ રજુ કર્યો હતો.

### કમીટીનો ઠરાવ.

"ગઇ બે મીટીંગોમાં કેટલીએક અગત્યની કલમો ઉપર થયેલા ઠરાવો ઉપરથી કમીટીને એમ જણાય છે કે ચેંબરના સભાસદો ચેંબરના ચાલુ કાયદામાં ફેરફાર કરવાની જરૂર જોતા નથી જેથી કમીટી એવા ઠરાવ ઉપર આવી છે કે જનરલ સભાનો વખત ન લેતાં બાકીના સુધારા ઉપર વધુ વીચાર કરવાનું હાલ તુરત મોકુફ રાખવું.

પ્રમુખે ઠરાવ રજુ કરતાં જણાવ્યું હતું કે આગલી સભામાં ચાલેલી ચર્ચા વખતે જનરલ સભા ચેંબરના કાનુનમાં કંઇ ફેરફાર કરવા ન માગતી હોય એવી તેની વલણ જણાઇ હતી. મી૦ તેરસી અને બીજા કેટલાક સભાસદ બોલ્યા હતા કે 'જુનું એટલું સુનું" તો હવે કમીટી બાકીના સુધારાઓ પોતા તરફથી રજુ કરી સભાનો વખત લેવા માંગતી નથી.

શેઠ તરસીએ જણાવ્યું કે હું અત્રે કેટલીક ખુલાસો કરવા માગું છું. કમીટી આ ઠરાવ લાવી છે તે પરથી તે આપણી સામે છેડાઇ પડી હોય એવો ભાવ પ્રદર્શીત થાય છે અને જાણે આપણે તેના સુધારાને ઉડાવી નાંખવાજ માંગતા હોઇએ એવું તે બતાવવા માગતી હોય તેમ લાગે છે. પણ વાત એમ છે કે આપણે કેટલાક સુધારા માટે ખુલાસા માગ્યા હતા, તેના સંતોષકારક જવાબો આપણને આપવામાં આવ્યા ન હોતા અલબત એક વાત જનરલ સભાને સંતોષકારક ન લાગે તો તે નાકબુલ કરવાની તેને સત્તા છે તેમ છતાં કેટલાક સુધારાઓ સારા હતા.

પ્રમુખ—"જુનુ તેજ સુનું" એ તમારા પોતાનાજ શબ્દો હતા.

મી૦ તેરસી—અલબત કેટલાક સુધારા માટે "જુનું તે સુનુ" એ કહેવત લાગુ પડે છે. પણ કેટલાક નવા સુધારા સારા પણ હતા. હવે કમીટી બાકીના સુધારા ખેંચી લેવા માંગે છે, તે શા માટે તે સમજાતું નથી શું કમીટી જનરલ સભાથી રીસાઇ છે? કમીટીની આ વલણ ખચીત ન સમજાય તેવી છે.

પ્રમુખ મી૦ મનમોહનદાસ રામજીએ બોલતાં જણાવ્યું કે પહેલી સભામાં હું હાજર ન હતો. અને બીજી સભામાં હું મોડેથી માત્ર હાજેરી આપી શકયો હતો એટલે આગલી સભાઓમા ચાલેલી ચર્ચા પર હું કંઇ પણ અભીપ્રાય આપી શકું તેમ નથી તેમ છતાં કમીટીની નેમ અને મતલબ માટે બે શબ્દો બોલીશ. ચેમ્બરની આવક વધારવાને કમીટીના અગત્યના સુધારાનો સ્વીકાર ન થયો ત્યારે હવે તેને લાગે છે કે બાકીના બીન અગત્યના સુધારા માટે સભાનો વધુ વખત ન લેવો. અલબત આ સુધારાઓ કરવાની સભાની ખાહેશ હશે તો કોઇ પણ સભાસદ એ માટેની દરખાસ્ત લાવી શકશે પણ કમીટી પોતે આ માટે દબાણ કરવા માગતી નથી.

વાત એમ છે કે આપણા સેક્રેટરી જ્યારે જીનીવા કોનફરન્સમાં ગયા ત્યારે ચેમ્બર તરફથી તેમને યુરોપમાં આપણા જેવા મંડળોના કાયદા કાનુનોનો અભ્યાસ કરવાની અને આપણા કાનુનો સાથ તેને સરખાવવાની વીનંતી કરવામાં આવી હતી. આ માટે રૂ. ૭૦૦૦ નુ ખર્ચ કરવામાં આવ્યું છે. સેક્રેટરીએ પોતાને મળેલા અનુભવને આધારે આ નવા સુધારાઓ ઘડી કહાડયા છે, અને કમીટીએ તેપર વીચાર કરી તે તમારી સમક્ષ મુકયા હતા, પણ જયારે આગલી સભાઓની વલણ જોઇ એટલે એ સુધારા તે પોતાની તરફથી મુકવાનું દબાણ કે આગ્રહ કરતી નથી, અને પોતાના સુધારા પાછા ખેંચી લેવાની માગણી કરે છે જેનો સ્વીકાર કરવો કે અસ્વીકાર કરવો એ તમારી મુનસફીની વાત છે. મી૦ વીઠલદાસ ડી. ગોર્વોદજીએ જણાવ્યું કે સુધારા પાછા ખેંચી લઇ કમીટી શું બતાવવા માંગે છે. એ તો જણાવાય છે કે તે આપણાથી રીસાઇ છે, અને આ રીતે તો આ સભાને ખરાબ લાગે એવું પગલું ભરાય છે.

મી૦ એન. એમ. મઝુમદારે અત્રે બોલતાં જણાવ્યું કે આ બાબતની ચર્ચાએ એવું વલણ લેવા માડયું છે. કે જેથી કેટલીક ગેરસમજુતીઓ ઉભી થાય છે, ૭૦૦૦ રૂપીઆનો આપણે ખર્ચ કર્યો છે તે આપણા કાયદામાં ફેરફાર કરાવવા માટે કર્યો છે એમ ધારી લેવાનું નથી.

મી૦ તેરસીએ જણાવ્યું કે સેક્રેટરી માટે મને માન છે, પણ તેમણે યુરોપના અનુભવ ઉપરથી હાલનાં કાનુનો ઘડયા હોય તો મારે કહેવું પડશે કે કેટલાક કાનુનો ઘણા રીએકશનરી છે. વળી આ નીયમો અને કાનુનો ડેમોક્રેટીક નથી તેમાં પણ રેકવીઝીશન મોકલવાનો કાનુન હપો. લીવરપુલ ચેંબરમાં ૯૦૦૦ મેમ્બર છતાં ત્યાં ૩૦ મેંબરનું રેકવીઝશન કામ કરી શકે છે. બધા કાનુનો કમીટી જે લાવી છે તે ખરાબ છે એમ હું કહેવા માંગતો નથી; કેટલાક સારા અને કેટલાક નઠારા છે, પણ તે રીસાઇ જઇ કમીટી બાકીના ઠરાવો પાછા ખેંચી લેવા પરવાનગી માગે તો હું તો આપું નહી. અત્રે શેઠ જમનાદાસ દ્વારકાદાસે જણાવ્યું કે કમીટીએ આપણા બંધારણમા સુધારાઓ કરવા કેટલાક નવા કાનુનો તૈયાર કરેલા, પણ તેના કેટલાક અગત્યના કાનુનોનો અસ્વીકાર થવાથી કમીટીને લાગે કે જનરલ સભાની હાલના ચેંબરના બંધારણમાં ફેરફાર કરવાની વૃત્તિ નથી એ તો કુદરતી છે. આપણે આપણા સેક્રેટરીના અનુભવને આધારે આ નવા ફેરફારો કર્યા, પણ સભાને પસંદ ના પડે તો ખેર, કમીટી ચેંબરના લાભો જાળવવા આતુર છે. કમીટીની નીષ્ઠા સામે આક્ષેપ થવાની જરૂર નથી, તેમ તે રીસાઇ પણ નથી.

આગળ ચાલતાં શેઠ જમનાદાસે જણાવ્યું કે મી૦ તેરસીને હું તેમના એક આક્ષેપનો જવાબ આપવા માંગુ છું. અલબત મી૦ તેરસી વીદ્વાન છે, તેમને યુરોપનાં મંડળોનો બહોળો અનુભવ છે પણ મારી જાણ અને અનુભવથી હું કહી શકું છું કે આપણી ચેંબરનું બંધારણ સઘળાં વધુ ડેમોક્રેટીક છે. ત્યાંના યુરોપનાં આવાં મંડળોમાં મેંબરો એકલાં વેપારીઓ હોય છે, અને પ્રોફેસર કીન્સ જેવા ચુનંદા અર્થશાસ્ત્રીઓ તેના મેમ્બર બની શકતાં નથી. જ્યારે આપણે ત્યાં 'વેપારી' કે અનુભવી દરેક મેંબર થઇ શકે છે, કમીટી હવે તમારી પાસે પોતાના સુધારા પાછા ખેંચી લેવાની પરવાનગી માંગે છે એમાં રીસાવાની, ચીડાવાની, કે જનરલ સભાનું અપમાન કરવાની વાત જ નથી.

ત્યાર બાદ મી. ટેરસીએ નવા કાયદા કાનુન ઉપર વીચાર કરવા સારૂ જનરલ સભાની એક કમીટી નેમવાની સુચના કરી હતી પણ પ્રમુખે તે સ્વીકારી શકાય નહી એમ જણાવ્યું હતું, આખરે ચર્ચા બહુ લાંબી ચાલતાં પ્રમુખે કલોઝર લાગુ પાડી કમીટીની દરખાસ્ત સભા સમક્ષ રજુ કરી હતી તે ૨૨ વીરૂધ ૮ મતે પસાર થઇ હતી, એટલે કે કમીટીને સભામાં તેમના બાકીના સુધારાઓ ખેંચી લેવાની પરવાનગી આપી હતી.

છેવટે પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

## (૨) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા બુધવાર તા. ૪ થી અકટોબર સને ૧૯૨૨ ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા. મે. પ્રમુખની ગેરહાજરીમાં તેનું સ્થાન મે. ઉપ-પ્રમુખે લીધું હતું.

| | |
|---|---|
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી. | શેઠ વાલચંદ હીરાચંદ |
| ઑ. શેઠ લલ્લુભાઇ શામળદાસ. | ,, મહમદભાઇ હ જીભાઇ લાલજી |
| શેઠ ફઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લા. | ,, માવજી ગોવીંદજી |
| ,, એમ. એમ. મજુમદાર. | ,, જમનાદાસ દ્વારકાદાસ. |
| ,, જમનાદાસ વસનજી મનજી. | ,, મનુ સુબેદાર. |
| ,, મોરારજી મુળરાજ ખટાઉ. | |

૧ મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વેના જનરલ ટ્રાફીક મેનેજર તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં વેપારી પેઢીઓના પ્રતીનીધીઓને ઓછે દરે રેલ્વેમાં મુસાફરી કરવા દેવાની ભલામણ ઉપર કમીટીનો અભીપ્રાય- મંગાવેલો હતો. પત્ર ઉપર વીચાર કરતાં ભલામણની તરફેણમાં મત આપીને તથા તે પ્રમાણેના કનસેશનનો લાભ બીજા વર્ગના મુસાફરોને પણ મળવો જોઈએ એ મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો. વળી એવાં કનસેશનોની પદ્ધતી બી. બી. એન્ડ. સી. આઇ. તથા જી. આઇ. પી. રેલ્વે ઉપર પણ શરૂ થવી જોઈએ તે મતલબનો પત્ર તે રેલ્વેના ટ્રાફીક મેનેજરો ઉપર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૨ હીંદુસ્થાનને સારૂ લંડનમાં જે સ્ટોર્સની ખરીદી થાય છે તેની વીગતો જણાવનારાં છ માસીક પત્રકો ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફથી પુરાં પાડવામાં આવ્યાં હતાં. પત્રકો કમીટીના સભાસદોમાં તેમની માહીતી સારૂ ફેરવવાનો ઠરાવ થયો હતો.

૩ બી. આઈ. એસ. એન. કંપની તરફથી પેસેન્જરોના જાનમાલના સંબંધમાં બહાર પડેલી નોટીસના સંબંધમાં કમીટી તરફથી ના. હીંદી સરકારપર જે પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં વેપાર ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે નોટીસમાં વાપરેલા શબ્દો સામાન્ય રીતે દરેક નોટીસમા વાપરવામાં આવે છે. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૪. નીચે જણાવેલી ત્રણ બાબતો ઉપર ના. સરકાર તરફથી કમીટીનો અભીપ્રાય પુછાવેલો હતો.

૧. રીવીઝન ઓફ રૂલ્સ અંડર ધી ઇન્ડીઅન ફેકટરી એકટ.
૨. વર્કમેન્સ કોમ્પેનસેશન બીલ.
૩. ઇન્ડીઅન બોઇલર્સ બીલ.

આ બાબતમાં વીચાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

મે. પ્રમુખ તથા ઉપ-પ્રમુખ (હોદ્દાની રૂએ)

| | |
|---|---|
| શેઠ જમનાદાસ દ્વારકાદાસ | શેઠ એન. બી. સકલાતવાળા. |
| ,, લાલજી નારણજી | ,, મનમોહનદાસ રામજી |
| મનુ સુબેદાર | ,, માવજી ગોવીંદજી શેઠ |

૫. આફ્રીકામા સરકાર તરફથી કોરાં કાપડ ઉપર જે વધારે જકાત નાખવામાં આવેલી હતી તે સામે વાંધો ઉઠાવનારો એક તાર મોમ્બાસાની કોલોનીઅલ મર્ચન્ટસ એસોસીએશન તરફથી આવેલો હતો અને દાદ માગેલી હતી. જુદા જુદા દેશોમાંથી દર વર્ષે આફ્રીકામાં કોરૂં કાપડ કેટલું આયાત થાય છે વીગેરે વીગતો તે એસોસીએશન તરફથી મંગાવી ત્યાર બાદ કામ કમીટી આગળ ફરીથી રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૬. પરદેશથી આયાત થતા માલની વીગતો જણાવનારૂં જે પુસ્તક સરકાર તરફથી બહાર પડે છે તેમાં જો કાંઈ ફેરફાર સુચવવો હોય તો તેમ કરવાની ભલામણ કરનારો એક પત્ર

ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફથી મળેલો હતો. આ પત્ર કમીટીના સભાસદોમાં ફેરવવાનો તથા તેની નકલ સીડનહામ કોલેજવાળા પ્રોફેસર જોશી ઉપર મોકલી તેમની સુચનાઓ મંગાવવાનો ઠરાવ થયો હતો.

૭. મેસર્સ ગોદરેજની તીજોરીના સંબંધમાં ઓ. મી. લોરેન્સ તરફથી કાઉન્સીલમાં જે જવાબ આપવામાં આવ્યો હતો તેની નકલ કમીટીની માહીતી સારૂ ના. મુંબઇ સરકાર તરફથી પુરી પાડવામાં આવી હતી. જવાબ 'સંતોષકારક નથી' તે મતલબનો પત્ર ના. સરકારપર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૮. મી. ડબલ્યુ. આર. નોરમન તરફથી એમણે ધુમસને વખતે રેલ્વે ઉપર અકસ્માત અટકાવવાને સારૂ જે યંત્ર શોધી કહાડયું હતું તે રેલ્વે ઉપર વાપરવાની ભલામણ કરનારો એક પત્ર આવેલો હતો. કોઇ એક ગૃહસ્થની શોધખોળનું પરીણામ અમલમાં મુકવાની ના સરકારને ભલામણ કરવી એવી ચેમ્બરની પદ્ધતિ નથી એ મતલબનો પત્ર મી. નોરમનને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૯. ઓબઝરવેટરીઝના ડાયરેકટર જનરલ તરફથી હિંદુસ્થાનને સારૂ એક અઠવાડીક રૂતુને લગતો રીપોર્ટ પ્રસીદ્ધ કરવાની ભલામણ ઉપર ચેમ્બરનો અભીપ્રાય મંગાવેલો હતો અને જો રીપોર્ટ પ્રસીદ્ધ કરવામાં આવે તો ચેમ્બર તરફથી સભાસદો ગ્રાહક થશે કે કેમ તે પુછાવવામાં આવ્યું હતું. પત્રની નકલ ચેમ્બરના સભાસદોમાં સરક્યુલર દ્વારા ફેરવીને જેટલા સભાસદો ગ્રાહક થવાની ઇચ્છા બતાવે તે પ્રમાણે ડાયરેકટર ઉપર પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૦ શેઠ સુરજી વલ્લભદાસ તરફથી તબીયતને કારણે કમીટીમાંથી સભાસદ તરીકે રાજીનામાનો પત્ર આવેલો હતો. રાજીનામું મંજુર કરવાનો તથા તેમની ખાલી પડેલી જગાપર શેઠ એમ. એમ. અમરસીની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

૧૧ શેઠ જહાંગીર બી. પીટીટ ઇંગ્લાંડ જનાર હોવાથી કમીટીની મીટીંગમાંથી ગેરહાજર રહેવાની પરવાનગી માગનારો એક પત્ર આવેલો હતો. રજા મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

૧૨ મરકેડાઇઝ માર્ક એકટમાં સુધારો સુચવવાના સબંધમાં ના. સરકારના પત્રનો જે ખરડો કમીટી આગળ રજુ કરવામાં આવ્યો હતો તે કેટલાક સુધારા વધારા સાથે પસાર કરવાનો તથા તે ના. હીંદી સરકારને મોકલી આપવાનો ઠરાવ થયો હતો. અમુક માલ હીંદુસ્થાનમાં બનેલો છે એની છાપ મારવાની ફરજ પાડવાની ભલામણ કરવી કે કેમ તે બાબત ઉપર વીચાર કરતાં તે સંબંધમાં મુંબઇની મીલ માલીકોની મંડળીનો અભીપ્રાય મંગાવવાનો ઠરાવ થયો હતો.

૧૩. પરદેશથી લોખંડનો સામાન દેશમાં "ડંપીંગ" ની પધ્ધતી ઉપર આયાત થવાના સંબંધમાં મેસસ ટાટા આયર્ન એન્ડ સ્ટીલ કું. ની સુચનાથી ના. સરકારપર જે પત્ર લખવાનો ઠરાવ થયો હતો તેનો ખરડો કમીટી આગળ રજુ થતાં તે કેટલાક સુધારાવધારા સાથે પસાર થયો હતો તથા તે ના સરકારને મોકલી આપવાનો ઠરાવ થયો હતો. બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા ૭ મી ઓકટોબર સને ૧૯૨૨ને રોજ બપોરે ત્રણ કલાકે સ્ટા. ટા. મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા. મે પ્રમુખની ગેરહાજરીમાં તેમનું સ્થાન ઉપ-પ્રમુખ શેઠ હેવીદાસ માધવજી ઠાકરસીએ લીધું હતું. કમીટીનું કામકાજ શરૂ થયા બાદ મે. પ્રમુખે આવી કમીટીના કામકાજમાં ભાગ લીધો હતો.

ઓ. શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) શેઠ મોરારજી મુળરાજ ખટાઉ.
શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી. ,, વાલચંદ હીરાચંદ
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી. ,, માવજી ગોવીંદજી
,, એન. એમ. મજુમદાર ,, એમ. એમ. અમરસી.

૧. તા. ૧૨; ૧૬; તથા ૨૮ સપ્ટેંબરને રોજ મળેલી કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨. ચેમ્બરના કાયદા કાનુનના ખરડા ઉપર વધુ વિચાર કરવા કલમ ૧૪ થી ૧૭ સુધી વીવેચન કરવામા આવ્યું હતુ અને કેટલાક સુધારા વધારા સાથે તે પસાર કરવાનો ઠરાવ થયો હતો પસાર થયેલી કલમોમાંથી રેકવીઝીશનને લગતી કલમ નં. ૧૧ મી ફરીથી કમીટી આગળ વીચાર કરવાને સારૂ રજુ કરવાનો ઠરાવ થયો હતો. ત્યારબાદ બાકી રહેલી કલમોના સંબંધમાં એવો ઠરાવ થયો હતો કે ચેંબરના સેક્રેટરીએ શેઠ એન. એમ. મજુમદારની સલાહથી જે ફેરફાર સુચવવામા આવે તે પ્રમાણે ફરીથી તૈયાર કરીને તે ખરડો ચેંબરના ઉપ-પ્રમુખની મંજુરીથી ચેંબરની સામાન્ય સભા આગળ રજુ કરવો. બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૧૪ મી ઓકટોબર સને ૧૯૨૨ ને રોજ બપોરે ૩ કલાકે (સ્ટા. ટા) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા

ઑા. શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) શેઠ મોરારજી મુળરાજ ખટાઉ.
શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી. ,, જી. બી. ત્રીવેદી.
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી ,, વાલચંદ હીરાચંદ
,, મોતીલાલ વલ્લભજી ,, માવજી ગોવિંદજી
,, બી. એફ. માદન. ,, મનુ સુબેદાર
,, એન. એમ મજુમદાર ,, એમ. એમ. અમરસી
ઑા શેઠ ફીરોજ સી. સેઠના.

બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સના ચેરમેન તરફથી ચેમ્બરના પ્રમુખ ઉપર પત્ર આવ્યો હતો કે તેમની કમીટીનો એવો વીચાર છે કે ના. સરકાર તરફથી સ્ટોક એકસચેંજના સંબંધમાં જે ઠરાવ પસાર કરવામાં આવ્યો છે તે વરદ સંતોષ બતાવવો અને તે ઠરાવ પ્રમાણે વાકીદે પગલાં લેવાની ના. સરકારને ભલામણ કરવી આ બાબતમા ચેમ્બરની કમીટી તેમની સાથે જોડાશે કે કેમ એ મતલબનો ખુલાસો પુછાવેલો હતો મે. પ્રમુખ તરફથી આ એક અગત્યની બાબત તરીકે કમીટી આગળ રજુ કરવામા આવી હતી. ચેમ્બરના પ્રમુખે ગઇ ત્રીમાસીક સાધારણ

સભામાં પોતાના ભાષણમાં આ વીશય ઉપર જે વીચારો જણાવેલા હતા તે જોતાં કમીટી કાંઇ તેથી વધુ પગલાં લેવા માગતી નથી તે મતલબનો પત્ર બોમ્બે ચેમ્બરના પ્રમુખ ઉપર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૨ ધી વિકટોરિઆ જ્યુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટયુટ ઉપર ચેમ્બરનું પ્રતીનીધીત્વ માગવું કે કેમ તે બાબત ઉપર વીચાર કરતાં કાંઇ પગલાં ન લેવાનો ઠરાવ થયો હતો.

૩ હીંદી સનદી નોકરીમાં દેશીઓની ભરતી કરવાના સંબંધમાં ના. સરકાર તરફથી અગટ કરવામાં આવેલા પત્રની નક્કલ ધી યુનાઇટેડ પ્રોવીન્સીસ ચેમ્બરવાળા મી. ઉપર તરફથી પુરી પાડવામાં આવી હતી. પત્ર ના. સરકાર તરફથી નહી મળવાથી તે ઉપર કાંઇ પણ પગલાં ન લેવાનો ઠરાવ થયો હતો.

૪ બોમ્બે મ્યુનીસીપલ કોરપોરેશનમાં ચેમ્બરના પ્રતીનીધીની ચુંટણી કરવાના સંબંધમાં નીયમોનો જે ખરડો કમીટી આગળ રજુ કરવામા આવ્યો હતો. તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૫ નીચે જણાવેલી પેઢીઓ તરફથી પત્ર આવેલા હતા કે તેમના પ્રતીનીધી તરીકે હાલ જે ગૃહસ્થો છે તેમને પ્રતીનીધી તરીકે નહી પણ સ્વતંત્ર ગ્રહસ્થ તરીકે સભાસદ ગણવા.

| | | પ્રતીનીધી. |
|---|---|---|
| ૧ | મેસર્સ ભોગીલાલ મનસુખલાલ | શેઠ મનસુખલાલ ઓઘડભાઇ |
| ૨ | ,, હોરમસજી ખરસેદજી | મી. શેઠ ફીરોઝ સી. સેઠના |
| ૩ | ,, અલીમહમદ મકલાઇ એન્ડ કું | શેઠ અલીમહમદ આર. મકલાઇ. |

શેઠ બમનજી સી. ગઝદર તરફથી પત્ર આવ્યો હતો કે તેઓ બમનજી સી. ગઝદરની પેઢી તરીકે સભાસદ થવા માગે છે.

ઉપર પ્રમાણે નામના ફેરફાર સ્વીકારવાનો તથા તેમને તે મતલબનો પત્ર લખી જણાવાનો ઠરાવ થયો હતો.

૬ બી. આઇ. એસ. એન. કંપનીના કોન્ટ્રાક્ટની મુદત વધારવાના સંબંધમાં ના. મુંબઇ સરકાર તરફથી પત્ર આવ્યો હતો, અને તેમા કંપનીની હાલ કેવા પ્રકારની "સરવીસ" છે તેનો કોઠો બીડેલો હતો અને તેમા કાંઇ સુચના કરવી હોય તો કરવાને કમીટીને વીનંતી કરી હતી. આ પત્રના જવાબમાં જે ખરડો કમીટી આગળ રજુ થયો હતો તેમાં કેટલોક ફેરફાર કરી તે ના. સરકારપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૭ રૂકૂટના નાણા બેંકમાં ભરવાનો દર નકકી કરવાના સંબંધમાં એસોસીએટેડ બેંક તરફથી ના. હીંદી સરકાર સાથે જે પત્ર વ્યવહાર થયો હતો. તેની નક્કલ ના હીંદી સરકારના નાણાં ખાતા તરફથી પુરી પાડવામાં આવેલી હતી અને કમીટીનો અભીપ્રાય મંગાવેલો હતો. આ પત્ર ઉપર વીચાર કરવા સારૂ નીચે જણાવેલા ગ્રહસ્થોની એક સબ. કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

મે. પ્રમુખ તથા ઉપ-પ્રમુખ (હોદ્દાની રૂએ)
શેઠ. લાલજી નારાણજી
,, મનુ સુબેદાર
,, મોતીલાલ વલ્લભજી
,, મોતીલાલ કાનજી
,, ગોપાલજી ચાંપશી.
,, એસ. એન. પોચખાનાવાળા

૮ કરન્સી નોટસ હીંદુસ્થાનમાં છાપવાના સંબંધમાં કમીટી તરફથી ના. હીંદી સરકારને જે ભલામણ કરવામાં આવી હતી તેના જવાબમાં ના. હીંદી સરકારના નાણાં ખાતા તરફથી પત્ર આવ્યો હતો. પત્રની નકલ નીચે જણાવેલા ગૃહસ્થો ઉપર અભીપ્રાય સારૂ મોકલી આપવાનો ઠરાવ થયો હતોઃ-

શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી.
,, મનુ સુબેદાર
,, એન. એમ. મજુમદાર
,, બી. એફ. માદન

૯ મેશર્સ ખોજા મીઠાભાઇ નથુ તરફથી પત્ર આવ્યો હતો કે યુરોપના બજારમાં રૂની જે જાતો વેચાય છે તેમાં એક જાત "નેટીવ સીલેકશન" તરીકે ઓળખાય છે અને ફક્ત તે કારણથીજ તેને હલકું ગણવામાં આવે છે અને કીંમત પણ ઓછી ઉપજે છે. આ બાબતમાં દાદ માગી હતી. આ પત્રની નકલ તેમણે ઇસ્ટ ઇન્ડીઆ કોટન એસોસીએશન ઉપર મોકલી આપવી એ મતલબનો પત્ર મેશર્સ ખોજા મીઠાભાઇ નથુને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૦ ચેમ્બરના નવા કાયદા કાનુનમાં ચેમ્બરની ખાસ સામાન્ય સભા રેકવીઝીશનથી બોલાવવાના સંબંધમાં જે કલમ હતી તે ઉપર ફરીથી વીચાર કરતાં રેકવીઝીશનથી સભા બોલાવનાર સભાસદોનું પ્રમાણ કુલ સભાસદોના દશ ટકા હોવું જોઇએ એ મતલબનો સુધારો મંજુર રાખવાનો ઠરાવ થયો હતો.

૧૧ ગોદરેજની તીજોરીના સંબંધમાં ના. મુંબઇ સરકાર તરફથી મળેલા પત્રના જવાબમાં જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે ઉપર વીચાર કરતાં શેઠ એન. એમ. મજુમદાર તથા. મે. પ્રમુખને કેટલોક ઘટતો ફેરફાર કરી તે પત્ર ના. સરકારપર મોકલી આપવાની સત્તા આપવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર તા. ૨૮ મી અકટોબર ૧૯૨૨ ને રોજ બપોરે બે કલાકે મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

૧ ઓન. શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ (પ્રમુખ)
૨ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ પ્રમુખ)
૩ શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી
૪ મોતીલાલ દાનજી
૫ શેઠ મોતીલાલ વલ્લભજી
૬ શેઠ ફાઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લા
૭ શેઠ એન. એમ. મઝુમદાર
૮ ઓન. શેઠ ફીરોઝ સી. શેઠના
૯ શેઠ વલ્લભદાસ ચતુરભુજ શીવજી
૧૦ શેઠ મોરારજી મુલરાજ ખટાઉ
૧૧ શેઠ મનુ સુબેદાર
૧૨ શેઠ એમ. એમ. અમરસી
૧૩ શેઠ ગુલાબચંદ દેવચંદ

૧ ના. સરકારના ખર્ચમાં કાપકુપ કરવાની ભલામણોના ઉપર વીચાર કરવા સારૂ કમીટી તરફથી જે સબ કમીટી નીમવામાં આવી હતી તેનો રીપોર્ટ રજુ કરવામાં આવ્યો હતો. આ ખરડામાં શેઠ મનુ સુબેદાર જે સુધારા વધારા સુચવે તે દાખલ કરીને ખરડા મુજબ એક પત્ર ના સરકારને મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૨ પરદેશી હુંડીઓનાં નાણાંનો દર નકકી કરવાના સંબંધમાં ના. હીંદી સરકાર તરફથી એસોસીએટેડ એક્ષ્ચેંજ બેંકે તેમની સાથે જે પત્ર વ્યવહાર કરેલો તેની નકલ બીડેલી હતી અને કમીટીનો અભીપ્રાય મંગાવેલો હતો. આ બાબતમાં જે સબ કમીટી નીમવામાં આવી હતી તેનો રીપોર્ટ રજુ થતાં તે પસાર કરવાનો તથા તે ના. સરકાર ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૩ ઓ. શેઠ લલ્લુભાઈ સામળદાસ તથા શેઠ એન. એમ. મઝુમદાર તરફથી પત્ર આવ્યો હતો કે ના સરકાર તરફથી ફીસકલ કમીશનનો જે રીપોર્ટ પ્રસીદ્ધ કરવામાં આવ્યો છે તે પર વીચાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવી.

મે. પ્રમુખ.
ઓ. શેઠ. પી. સી. સેટના.
,, ,, લલ્લુભાઈ સામલદાસ
,, મનમોહનદાસ રામજી
શેઠ બી. એફ. માદન
,, એન. એમ. મઝુમદાર
,, મનુ સુબેદાર

આ બાબત ઉપર વીચાર કરતાં ઉપર જણાવ્યા પ્રમાણે એક સબ કમીટી નીમવાનો તથા તેમાં નીચેનાં નામ ઉમેરવાનો ઠરાવ થયો હતો.

મે. ઉપ–પ્રમુખ તથા શેઠ વાલચંદ હીરાચંદ

૪ ઇન્ડીઅન કોટન ટ્રાન્સપોર્ટ એકટની હેઠળ લાઇસન્સ આપવાના સંબંધમાં સેન્ટ્રલ કોટન કમીટી તરફથી તથા બીરારના ધોરણે રૂના મારકેટ સ્થાપવાના સંબંધમાં ના. સરકાર તરફથી જે પત્રો આવેલા હતા તેના જવાબમાં મે. પ્રમુખ તરફથી ખરડો કમીટી આગળ રજુ કરવામાં આવ્યો હતો. આ ખરડામાં કેટલોક સુધારોવધારો કરી તે સેન્ટ્રલ કોટન કમીટી ઉપર તથા ના. મુંબઈ સરકારપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૫ શેઠ એચ. પી. મોદી તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાને અરજી આવેલી હતી જેને રામેતા મુજબ બેલટ ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

સ્ક્રુટીનીયર તરીકે શેઠ મોરારજી-મુળરાજ ખટાઉની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો. અરજી ફક્ત એકજ હોવાથી તેનો બેલટ કાઢવાનું કામ મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર તા. ૪ થી નવેમ્બર સને ૧૯૨૨ ને રોજ બપોરે બે કલાકે સ્ટા. ટા. મળી હતી તે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા

| | |
|---|---|
| ૧ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ પ્રમુખ) | ૭ શેઠ જમનાદાસ વસનજી મનજી |
| ૨ " મનમોહનદાસ રામજી | ૮ " ગીરજાશંકર બી. ત્રીવેદી |
| ૩ " હંસરાજ પ્રાગજી ઠાકરસી | ૯ " મનુ સુબેદાર |
| ૪ ઓન. શેઠ. લલ્લુભાઇ શામળદાસ | ૧૦ " એમ. એમ. અમરસી. |
| ૫ શેઠ કેકોબાદ કાવસજી દીનશાહ | ૧૧ " ગુલાબચંદ દેવચંદ |
| ૬ શેઠ એન. એમ. મઝુમદાર | |

૧. નવા ટેરીફ શેડયુલમા જણાવેલા જકાતના દર ઉપર જે વેપારીઓ તરફથી અભીપ્રાય આવેલા હતા તે ઉપર વીચાર કરતાં તે બાબતમાં વધુ વિચાર કરવા સારૂ તા ૬ ઠી નવેમ્બરને રોજ ડાયરેકટર જનરલ ઓફ કોમર્શીઅલ ઇન્ટેલીજન્સની મુલાકાતને સારૂ મળતાં પહેલાં એક કલાક અગાઉ કમીટીએ મળી વિચાર કરી ત્યાર બાદ ડાયરેકટર સાથે ચર્ચા કરવાનો ઠરાવ થયો હતો.

૨ મુંબઇના ખીલવણી ખાતા તરફથી લાકડાની જે ખરીદી કરવામા આવી હતી તે તરફ લક્ષ ખેંચનારો એક પત્ર ધી યુનાઇટેડ ઇન્ડીઆ લંબરીંગ એસોસીએશન તરફથી મળેલો હતો અને કમીટીની દાદ માગેલી હતી. આ પત્ર ઉપર વીચાર કરતાં એક પત્ર ના. મુંબઇ સરકારપર તથા બીજો પત્ર ના. હીંદી સરકારપર લખી મોકલવાનો ઠરાવ થયો હતો.

૩ હીંદુસ્તાનને લાગતાવળગતા વેપારી કોલકરારની ટુંકી ટીપની નકલ ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફથી પુરી પાડવામાં આવી હતી જે કમીટીના સભાસદોમાં તેમની માહીતી સારૂ ફેરવવાનો ઠરાવ થયો હતો.

૪ ધી મોમ્બાસા ઇન્ડીઅન મર્ચન્ટસ એસોશીએશન તરફથી આફ્રીકામા આયાત થતા કોરા કાપડ ઉપર વધારે નાખવામા આવેલી જકાતના સબંધમાં જે પત્ર આવ્યો હતો તેપર વીચાર કરતાં ના. હીંદી સરકારપર પત્ર લખી મોકલવાનો ઠરાવ થયો હતો.

૫ ઇન્ડીઅન શીપીંગના સબંધમા કમીટી તરફથી ના. હીંદી સરકારપર જે તાર કરવામાં આવ્યો હતો તેના જવાબમાં વેપાર ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે સને ૧૯૨૫ સુધી પી. એન્ડ. ઓ. સાથેનો કોન્ટ્રાક્ટ લંબાવવામા આવ્યો છે પણ કંપની સાથે કાયમની વ્યવસ્થા કરવાનું કામ હીંદી સરકાર કરનાર નથી પણ બ્રીટીશ પોસ્ટ ઓફીસ તરફથી કરવામા આવનાર છે. પત્રમાં વધારામાં જણાવવામાં આવ્યું હતું કે સરકાર તરફથી ધારાસભાના

---

કેટલાક સભાસદોનો અભીપ્રાય લેવામાં આવશે. આ પત્રના જવાબમાં મે. શેઠ લલ્લુભાઇ સામળદાસ તથા શેઠ. મનુ સુબેદાર તરફથી જે સુચનાઓ કરવામાં આવે તે મુજબ એક ખરડો કમિટીમાં ફેરવવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટ્સ ચેમ્બરની કમીટીની એક સભા સોમવાર તા. ૬ ઠ્ઠી નવેમ્બર સને ૧૯૨૨ ને રોજ બપોરે બે કલાકે મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા. મે. પ્રમુખ તથા ઉપ-પ્રમુખની ગેરહાજરીમાં પ્રમુખનું સ્થાન શેઠ મનમોહનદાસ રામજીને આપવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| ૧ શેઠ મનમોહનદાસ રામજી | ૪ શેઠ વાલચંદ હીરાચંદ |
| ૨ ,, એન. એમ. મજુમદાર | ૫ ,, મનુ સુબેદાર |
| ૩ ,, ગીરજાશંકર બી. ત્રીવેદી | ૬ ,, એમ. એમ. અમરસી. |

ટેરીફ શેડયુલમાં "વેલ્યુએશનના" નકકી થયેલા આંકડા ઉપર ચેમ્બરના કેટલાક સભાસદો તરફથી જે અભીપ્રાયો આવેલા હતા તે પર વિચાર કરવામાં આવ્યો હતો. અને તેજ રોજ ત્રણ કલાકે ડાયરેકટર જનેરલ ઓફ કોમરશીયલ ઇન્ટેલીજન્સ આગળ કયા ધોરણે ચર્ચા કરવી તેનું કેટલુંક વીવેચન કરવામાં આવ્યું હતું. ત્યાર બાદ ડાયરેકટર જનરલ આવી પહોંચવાથી કમીટીએ એમની સાથેની મુલાકાતનું કામ હાથપર લીધું હતું. ડાયરેકટર જનરલ સાથે કસ્ટમ્સ કલેકટર મી. વોટકીન્સ પણ હાજર હતા. શરૂઆતમાં તેમને આવકાર આપતાં મે. પ્રમુખે જણાવ્યું કે શેડયુલની નકલો ખાતા તરફથી ઘણીજ મોડી મળે છે અને તે સંબંધમાં ગયા વર્ષના પ્રમુખ તરફથી તે વર્ષમાં થયેલી મુલાકાત વખતે ધ્યાન ખેંચવામાં આવ્યું હતું તેમ છતાં પણ આ વર્ષે નકલો ઘણીજ મોડી મળવાથી કમીટી તે ઉપર પુરતો વીચાર કરી શકી નથી તેથી ભવીષ્યમાં નકલે પ્રથમથી પુરી પાડવામાં આવશે એવી આશા બતાવવામાં આવી હતી. જવાબમાં ડાયરેકટર જનરલે ખુલાસો કર્યો કે મુલાકાતની નોટીસ ચાર અઠવાડીયાં પહેલાં કમીટીને આપવામાં આવે છે અને તે દરમ્યાન કમીટી તરફથી પોતાના આંકડા મેળવી શકાય તેમ છે અને તે આંકડા સાથે સરકાર તરફથી મળેલા આંકડાની સરખામણી કરીને ચર્ચા થઇ શકે તેમ છે. તેમ છતાં પણ ભવિષ્યમાં ખાતા તરફથી બનતી ઉતાવળે શેડયુલની નકલો પુરી પાડવામાં આવશે એ મતલબનો ખુલાસો કરવામાં આવ્યો હતો. ત્યાર બાદ મે. પ્રમુખ તરફથી એવી સુચના કરવામાં આવી હતી કે માલની કીંમતને ધોરણેજ બધું શેડયુલ નકકી કરવામાં આવે તો કેમ? જવાબમાં ડાયરેકટર જનરલ તરફથી ખુલાસો મળ્યો હતો કે એમના ધારવા પ્રમાણે "વેલ્યુએશન" ની પદ્ધતી વેપારી કોમમાં માનીતી છે કારણ કે તેઓ ચોકકસ રીતે જગાતનું ધોરણ આખા વર્ષને સારૂ શું રહેશે તે આગળથી સમજી શકે છે કે જે પ્રમાણેની સગવડ માલની કીંમત ઉપર લેવામાં આવતી જકાત ("એડવેલોરમ")ની પદ્ધતીમાં મળી શકે તેમ નથી. ત્યાર બાદ સામાન્ય ચર્ચા પુરી કરવામાં આવી હતી અને જકાતને સારૂ જે આંકડા નકકી કરવામાં આવ્યા હતા તે ઉપર અનુક્રમે ચર્ચા શરૂ થઇ હતી. મેસર્સ દોલતરામ કાશીરામના પ્રતીનીધી તરફથી રંગના સંબંધમાં તથા મી. જી. બી. ત્રીવેદી તરફથી લોખંડને લગતા આંકડા ઉપર વીવેચન કરવામાં આવ્યું હતું તથા કરીઆણું, કેમીકલ્સ,

વીગેરેની બાબતમાં જે વેપારીઓ તરફથી લેખી જવાબ આવેલા હતા તે મુજબ મે. પ્રમુખ તરફથી સુચના કરવામાં આવી હતી. શેઠ મનુ સુબેદાર તરફથી રૂમરના સબંધમાં કેટલીક સુચના કરવામાં આવી હતી. ત્યાર બાદ ડાયરેકટર જનરલ તરફથી હીંદુસ્તાનની અંદરના વેપારને લગતા આંકડાનું પુસ્તક જે ના. સરકાર તરફથી પ્રસીદ્ધ કરવામાં આવે છે તેની ઉપયોગીતા વીષે કમીટીનો અભીપ્રાય પુછવામાં આવ્યો હતો. કમીટીનો અભીપ્રાય બધા સભાસદોમાં તેની ચર્ચા કર્યા બાદ મોકલી આપવામાં આવશે એ મતલબનો ખુલાસો કરવામાં આવ્યો હતો. બાદ ડાયરેકટર જનરલનો આભાર માની સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક ખાસ સભા ગુરૂવાર તા. ૯ મી. નવેંબર સને ૧૯૨૨ને રોજ સાંજે ૭ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા. મે. પ્રમુખ તથા 'ઉપ-પ્રમુખની ગેરહાજરીમાં પ્રમુખનું' સ્થાન શેઠ મનમોહનદાસ રામજીને આપવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| ૧ શેઠ મનમોહનદાસ રામજી | ૫ શેઠ એસ. બી. બીલીમોરીયા |
| ૨ ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ૬ ,, વાલચંદ હીરાચંદ |
| ૩ ,, મોતીલાલ વલ્લભજી | ૭ ,, જમનાદાસ દ્વારકાદાસ |
| ૪ ,, એન. એમ. મજુમદાર | ૮ ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી |

૧. શેઠ એમ. વી. મરચન્ટ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં વીમાને લગતું બીલ ધારાસભામાં ચેમ્બર તરફથી રજુ કરવાની ભલામણ કરેલી હતી. આ બાબત ઉપર વીચાર કરતાં બીજા દેશોમાં તે સંબંધમાં શું સ્થીતી છે તેની વીગતો શેઠ. એમ. વી. મરચંટ પાસેથી પત્ર દ્વારા પુછાવવાનો ઠરાવ થયો હતો.

૨. શેઠ સુલતાન ચીનાઇ તરફથી પેટ્રોલ ઉપર નીકાશ જકાત નાંખવાની ભલામણ કરનારો જે પત્ર આવ્યો હતો તે પર આવતી કમીટી સુધી વીચાર કરવાનું મુલતવી રાખવાનો તથા તે કમીટીની બેઠક વખતે શેઠ ચીનાઇને રૂબરૂમાં હાજર રહેવાની વીનંતી કરનારો એક પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૩ ઇન્ડીઅન સેન્ટ્રલ કોટન કમીટીનાં સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ બહારગામ જવ.થી એમની જગાએ ચેમ્બરના પ્રતીનીધી તરીકે બીજા કોઇ સભાસદનું નામ મોકલી આપવું કારણ કે તેમની કમીટીની બેઠક થોડા વખતમાં મળનાર છે. ચેમ્બરના મુળ પ્રતીનીધી શેઠ મથુરાદાસ વસનજી તરફથી પોતે ચેમ્બરના પ્રતીનીધી તરીકે કોટન કમીટી ઉપર કામ કરવા ખુશી છે એ મતલબનો પત્ર મળેલો હોવાથી તેમના પત્રની આભાર સહીત નોંધ લેવાનો તથા તેમનું નામ સેંટ્રલ કોટન કમીટી ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૪ ચેમ્બરની જનરલ સભામાં ચેમ્બરના નવા કાયદા કાનુનની કેટલીક કલમો રદ થવાથી જે સ્થીતી ઉભી થઇ હતી તે પર વીચાર કરતાં કેટલીક ચર્ચા કર્યા બાદ તે સંબંધમાં વધુ વીચાર કરવા સારૂ શુક્રવાર તા. ૧૦ મી નવેમ્બરને રોજ બપોરે બે કલાકે (સ્ટા. ટા.) કમીટીની એક ખાસ સભા બોલાવવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચંન્ટસ ચેમ્બરની કમીટીની એક ખાસ સભા શુક્રવાર તા. ૧૦ મી નવેમ્બર સને ૧૯૨૨ને રોજ બપોરે બે કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા.

શેઠ મનમોહનદાસ રામજીને પ્રમુખસ્થાન આપવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| ૧ શેઠ મનમોહનદાસ રામજી | ૪ શેઠ એન. એમ. મઝુમદાર |
| ૨ ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ૫ ,, ગીરજાશંકર બી. ત્રીવેદી |
| ૩ ,, મોતીલાલ વલ્લભજી | ૬ ,, એમ. એમ. અમરસી |

ચેમ્બરની જનરલ સભામાં રજુ થયેલા કાયદા કાનુનોમાં કેટલાક અગત્યના કાનુનો રદ થવાથી જે સ્થીતી ઉભી થઇ હતી તે ઉપર ચર્ચા કરવામાં આવી હતી. કેટલુંક વીવેચન થયા બાદ નીચેનો ઠરાવ શનીવાર તા. ૧૧ મી નવેમ્બરને રોજ મળનારી જનરલ સભાના પ્રમુખને કમીટી તરફથી જનરલ સભા આગળ રજુ કરવાને સારૂ સોંપવાનો ઠરાવ થયો હતો.

"ગઇ બે જનરલ મીટીંગોમાં કેટલીએક અગત્યની કલમો ઉપર થયેલા ઠરાવો ઉપરથી કમીટીને એમ જણાય છે કે ચેમ્બરના સભાસદો ચેમ્બરના ચાલુ કાયદાઓમાં ફેરફાર કરવાની જરૂર જોતા નથી. તેથી કમીટી એવા ઠરાવ ઉપર આવી છે કે જનરલ સભાનો વખત ન લેતાં બાકીના સુધારા ઉપર વધુ વીચાર કરવાનું હાલ મોકુફ રાખવું."

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચંન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર તા. ૧૮ મી નવેમ્બર સને ૧૯૨૨ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા. પ્રમુખનું સ્થાન ચેંબરના ઉપ-પ્રમુખ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીએ લીધું હતું.

| | |
|---|---|
| ૧ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી | ૬ શેઠ એન. એમ. મઝુમદાર |
| ૨ ,, મનમોહનદાસ રામજી | ૭ ,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી |
| ૩ ,, કેકોબાદ કાવસજી દીનશાહ | ૮ ,, વાલચંદ હીરાચંદ |
| ૪ ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા | ૯ ,, એમ. એમ. અમરસી |
| ૫ ,, બી. એફ. માદન | ૧૦ ,, ગુલાબચંદ દેવચંદ |

૧ તા. ૪; ૭; તથા ૧૪મી ઓકટોબર સને ૧૯૨૨ને રોજ મળેલી કમીટીની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ શેઠ મુલતાન ચીનાઇ તરફથી પેટ્રોલ ઉપર નીકાશ જકાત નાંખવાની ભલામણના સંબંધમાં કેટલોક રૂબરૂમાં ખુલાસો કરવામાં આવ્યો હતો ત્યાર બાદ સેક્રેટરીએ એમની સાથે વાતચીત કરી જે વીગતો એમના તરફથી રજુ કરવામાં આવી હતી તે ઉપરથી એક ખરડો તૈયાર કરી આવતી કમીટી આગળ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૩ રેલ્વે ઉપર ઉતારૂઓને કેટલીક સગવડો આપવાના સંબંધમાં કલકત્તાની મારવાડી એસોસીએશન તરફથી રેલ્વે બોર્ડ ઉપર જે પત્ર લખવામાં આવેલો હતો તેની નકલ ચેંબરને પુરી પાડવામાં આવેલી હતી. આ પત્ર ઉપર વીચાર કરતાં પત્રમાં લખેલી બાબત

સાથે કમીટી સંમત છે તે મતલબનો પત્ર રેલ્વે બોર્ડનાં સેક્રેટરી ઉપર લખી જણાવવાનો તથા તેની નકલ મારવાડી એસોસીએશન ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૪. બોમ્બે ચેમ્બર ઑફ કૉમર્સની કમીટીએ ઓગસ્ટ માસમાં કરેલા કામકાજના અહેવાલ ઉપરથી જણાતું હતું કે નીચે જણાવેલી બે બાબતો ઉપર એમનો મત ના. સરકાર તરફથી પુછાવવામાં આવ્યો હતો અને ચેંબરને તે મતલબનો પત્ર લખવામાં આવ્યો ન હતો.

(૧) પરદેશથી હિંદુસ્તાનમાં આયાત થતા સુતરાઉ કાપડ ઉપર જે જુદી જુદી જકાત લેવામાં આવે છે તેનું લીસ્ટ.

(૨) માલનું "ઇનવાઇસ" આવ્યું ન હોય તે દરમીઆન માલ ઉપર કામ ચલાઉ જકાતનો આંકડો નક્કી કરવા બાબત.

આ બાબત ઉપર વીચાર કરતાં સેક્રેટરીએ કલેક્ટર ઑફ કસ્ટમ્સ ઉપર પત્ર લખી ખુલાસો મંગાવવાનો ઠરાવ થયો હતો.

૫ શેઠ જે. એમ. ઠાકોર તરફથી પત્ર આવ્યો હતો કે જી. આઇ. પી અને બી. બી. એન્ડ. સી. આઈ કંપની તરફથી લોકલનાં પાસમાં ૨૫ ટકાનો વધારો કરવામાં આવેલો છે તે સામે વાંધો ઉઠાવવો. પત્રની નકલ ધી પેસેન્જર એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૬ બોમ્બે પોર્ટ ટ્રસ્ટના બોર્ડ ઉપર સર વીઠલદાસની જગા પર બીજા સભાસદની સહી દાખલ કરવાના સબંધમા વીચાર કરતા તેમની જગાએ શેઠ મનમોહનદાસ રામજીનું નામ દાખલ કરવાનો ઠરાવ થયો હતો.

૭ મેસર્સ એમ. બી મેકેરો એન્ડ કો. તરફથી ટેલીફોન કંપની તરફથી ટેલીફોન મેળવવા સારૂ ઘણો વખત થયા અરજી કરેલી પણ કાંઇ સંતોષકારક જવાબ નથી મળેલ તે તરફ કમીટીનુ લક્ષ ખેંચનારો એક પત્ર આવ્યો હતો અને દાદ માગી હતી. આ બાબતમા કમીટીએ કરેલા પત્ર-વ્યવહાર તરફ લક્ષ ખેંચીને અને કંપની તરફથી જે છેલ્લો પત્ર મળેલો હતો તેની નકલ બીડીને મી. મેકેરોને પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૮ મરકન્ડાઇઝ માર્ક એકટના સુધારાના સંબંધમાં જે ભલામણ કરનારો પત્ર કમીટી તરફથી લખવામાં આવ્યો હતો તેના જવાબમાં ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે સુચના મુજબ સુધારો કરવો વ્યાજબી જણાતો નથી.

હીંદુસ્થાનમાં બનતા માલ ઉપર "હીંદુસ્થાનમાં બનેલો" એ શબ્દ લખવાની ફરજ પાડવાની ભલામણ ના. સરકારને કરવાના સંબંધમા મુંબઇની મીલ માલીકોની મંડળી તરફથી જે અભીપ્રાય પુછાવેલો હતો તેના જવાબમાં તેમના તરફથી પત્ર આવ્યો હતો કે એ પ્રમાણેની સુચના કરવાને સારૂ એમની એસોસીએશન કાંઇ જરૂર જોતી નથી. આ બન્ને પત્રો આવતી કમીટીના એજન્ડા ઉપર લાવવાનો તથા તે દરમ્યાન વીચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૯ શેઠ નારણજી હરીભાઈ તરફથી પત્ર આવ્યો હતો કે કોઇપણ ચીજનો ટેરીફ વેલ્યુએશનનો આંકડો નક્કી કરવામાં આવે તે પહેલાં તે ચીજ ઉપરની જકાત જેટલા ટકા હોય તેટલી રકમ બાદ કર્યા પછી આંકડો ઠેરવવો, એ મતલબની સુચના ના. સરકારને કરવાની ભલામણ કરવી. પત્ર ઉપર વીચાર કરતાં તે પ્રમાણેની પદ્ધતી ઉપરજ આંકડો ઠેરવવામાં આવે છે કે કેમ તે મતલબનો ખુલાસાનો પત્ર કસ્ટમ્સ કલેકટર ઉપર લખી પુછાવવાનો ઠરાવ થયો હતો.

૧૦ મેસર્સ નગીનદાસ અને માણેકલાલ તરફથી ઇનકમ ટેક્ષ એકટમાં સુધારાને લગતી કેટલીક ભલામણો સુચવનારો પત્ર આવ્યો હતો જે કમીટીના સભાસદોમાં માહીતી સારૂ ફેરવવાનો ઠરાવ થયો હતો.

૧૧ અમદાવાદના મીલ માલીકોની મંડળી તરફથી ઇનકમ ટેકસ એકટની કલમ ૧૯ ના સુધારાના સંબંધમાં કમીટીનો અભીપ્રાય મંગાવેલો હતો. કમીટીએ એ બાબતમાં કરેલો પત્ર વ્યવહાર જોતાં તે ઉપર ફરીથી લખાણ કરવાનું યોગ્ય ધારેલી નથી તે મતલબનો પત્ર એસોસીએશનને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૨ શીપીંગના સંબંધમાં કમીટી તરફથી જે વાર કરવામા આવ્યો હતો તેના જવાબમાં ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફથી પત્ર આવ્યો હતો જેમા જણાવ્યુ હતું કે વાર પબ્લીક વર્કસ ખાતા તરફ નીકાલ કરવા સારૂ મોકલી આપવામાં આવ્યો છે અને સીંધીઆ સ્ટીમ નેવીગેશન કંપનીના ચેરમેને સરકાર ઉપર કરેલા આક્ષેપોના સંબંધમાં પણ તપાસ કરી ખાતા તરફથી જવાબ આપવામાં આવશે. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૧૩ મુંબાઇ મ્યુનીસીપાલીટીના કમીશ્નર તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં બોમ્બે મ્યુનીસીપલ એકટની રૂએ ચેમ્બરને કોરપોરેશન ઉપર એક પ્રતીનીધી ચુંટવાનો જે હક મળ્યો છે તે તરફ કમીટીનું લક્ષ ખેંચ્યું હતું અને તે સંબંધમાં ચુંટણીના દીવસો. તા. ૮ મી ફેબ્રુઆરીથી તા ૧૨ મી ફેબ્રુઆરી સને ૧૯૨૩ના રાખવાની સુચના કરેલી હતી. તા. ૮ મી ફેબ્રુઆરી ચુંટણીને સારૂ અનુકુળ છે તે મતલબનો પત્ર કમીશ્નરને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૪ ધી ગુજરાત હોઝીઅરી ફેકટરીના માલીક તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ગુંથવાના એક સંચા ઉપર જકાત ખાતા તરફથી ગેરવ્યાજબી રીતે જે ભારે જકાત લેવામાં આવી હતી તે તરફ કમીટીનું લક્ષ ખેચ્યું હતુ અને દાદ માંગી હતી. આ બાબતમાં કમીટી તરફથી ગયે વર્ષે કસ્ટમ્સ ખાતા સાથે પત્ર વ્યવહાર થયેલો હોવાથી તેવીજ બાબતમાં ફરીથી ખાતાને લખવાનું કમીટી વ્યાજબી ધારતી નથી એ મતલબનો પત્ર ફેકટરીના માલીકને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૫ નીચે જણાવેલા ગૃહસ્થો તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાને અરજીઓ આવેલી હતી જેને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો સોમવાર તા.-૨૭ મી નવેમ્બરથી સોમવાર તા. ૪ થી ડીસેમ્બર નક્કી કરવામા આવ્યા હતા. સ્ક્રુટીનીઅર તરીકે શેઠ એમ. એમ. અરમસીની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો. શેઠ એચ. પી. મોદીની અરજીનો જે બેલટ મુલતવી રાખવામા આવ્યો હતો તે અરજી પણ બેલટ સાથે કાઢવાનો ઠરાવ થયો હતો.

---

* મીસર્સ ટાટા માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઈ.




## રોમ ખાતે વેપારી ચેમ્બરોની કોન્ગ્રેસ.

૧૯૨૧મા લંડન ખાતે જેવી રીતે કોન્ગ્રેસ ભરાઇ હતી તેવી કોન્ગ્રેસ રોમ ખાતે ૧૯૨૩ના ઇસ્ટરમા ભરવાનો વીચાર છે તેમા જરમનીએ મીત્ર રાજ્યોને આપવાની રકમ વગેરે મુશ્કેલ સવાલોની ચર્ચા પણ થશે. એ સવાલોનો નીવેડો રાજદ્વારીઓ હજી સુધી લાવી શકયા નથી અને જો કોન્ગ્રેસ મળે ત્યા સુધી પણ તેનો નીવેડો આવ્યો ન હોય તો તે નીવેડો લાવવા માટે વેપારીઓ પ્રયત્ન કરે એમાં કાઇ ખોટું નથી ઇંટરનેશનલ ચેમ્બર ઓફ કોમર્સની સભાસદ ચેમ્બરોની સંખ્યા વધીને ૧૬ ની થઇ છે એમા છેલ્લી બેમા એક સ્પેનમા મેડ્રીડમા નવી સ્થપાઇ છે તથા બીજી સ્વીટ્ઝરલેંડની છે રોમ ખાતેની કોન્ગ્રેસમા એ બધાના પ્રતીનીધી આવવાની વકી છે

## ઇજીપ્તમાં બનતા કાપડમાં દગો.

ઇજીપ્તમા બનતા કાપડના તાકાને વાળતી વેળા ઓછી કે વધારે લંબાઇ રાખી એકંદરે ખરી લંબાઇ હોય તે કરતાં વધારે દેખાડવાનો પ્રયત્ન થાય છે તે અટકાવવા માટે એક હુકમ નામદાર ઇસ્માઇલ સીદીક પાશાએ (કેરો ખાતેના નાણાં ખાતાના પ્રધાને) બહાર પાડયે છે તેની નકલ મેન્ચેસ્ટર ચેમ્બર ઓફ કોમર્સને મળતાં તે ચેમ્બરે તેમાં કેટલાક સુધારા વધારા સુચવ્યા છે એ સુધારામાંથી કેટલાકને માટે એમનો હીંદમા ચાલતા કાયદામાથી દ્રષ્ટાંત મળ્યાં છે. વળી પરદેશથી આયાત થયેલા માલનો છાપવાળો ભાગ કાઢી નાખી નવેસરથી ગડી કરી ખરીદનારને છેતરવાનો પ્રયત્ન થાય તે અટકાવવા માટે એવી સુચના કરી છે કે જે નીયમો પ્રમાણે આયાત થતા માલપર વીગત છાપવી પડે તે નીયમો સ્થાનીક પેદાશના માલને પણ લાગુ પાડવા. નવા નીયમો તા ૧૯ મી જુન ૧૯૨૩ થી અમલમા આવે તે અગાઉ પણ ખરીદનાર છેતરાય એવો માલ આયાત કરવા કે વેચવાનુ કૃત્ય ગેરકાયદે ગણાય એવો હુકમ કઢાવવાની સૂચના પણ કરવામાં આવી છે

શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે?

## દક્ષીણ આફ્રીકામાં થતી ચામડાં રંગવા માટેની ઝાડની છાલ.

વેટલ બાર્ક નામે ઓળખાતી ઝ.ડની છાલના નમુના દક્ષીણ આફ્રીકાથી ઇમ્પીરીયલ ઇન્સ્ટીટ્યુટે મેળવ્યા હતા. લડાઇ અગાઉ એ માલ જરમની જતો હતો. હવે ઇંગ્લંડમાં એનો ઉપયોગ વધતો જાય છે. એની પેદાશ કેટલી વધારી શકાય એમ છે તે વીશે તપાસ કરવામાં આવે છે

---

## તારના સંદેશા માટેના ખાસ અર્થવાળા શબ્દોનો "કે" કોડ

જે પ્રમાણે તારના સંદેશા માટે એ. બી. સી. કોડ કે એટલી કોડ વપરાય છે તે પ્રમાણે વાપરવા માટે "કે" નામનો નવો કોડ તૈયાર કરવામા આવ્યો છે અને તેનો ઉપયોગ કોન્સલો કરે તે માટે ઇંગ્લંડની સરકારના વેપાર ખાતાએ મંજુરી આપી છે એ વીશેશ સગવડવાળો છે એમ જણાવવામા આવે છે પણ તેની ખાતરી અનુભવથીજ સારી રીતે થઇ શકે. એ મેળવવાનું ઠેકાણું એસોસીએશન ઓફ ચેમ્બર્સ ઓફ કામર્સ (૧૪, કવીનએન્સ ગેટ, લંડન એસ. ડબલ્યુ. ૧) અથવા કોઇ પણ કોન્સલ મારફતે એની કીંમત શી ૧૦/૬ છે.

---

## બેલ્ફાસ્ટ માટે રહેતી ચીંતા.

બેલ્ફાસ્ટની ચેમ્બર ઓફ કોમર્સ તરફથી મેન્ચેસ્ટરની ચેમ્બર ઓફ કોમર્સ ઉપર પત્ર લખી જણાવવામા આવ્યું છે કે બેલ્ફાસ્ટના વેપારીઓને હમણા એવા પત્રો મળે છે કે તમે ઓરડર મોકલો તે સાથેજ નાણા ચુકવશો કેમકે તમરા મુલકમા અશાતી છે આમ લખનારાઓને ખબર નથી કે બેલ્ફાસ્ટ તથા તેની આસપાસના ભાગમાં સંપુર્ણ શાતી છે અને માલ મોકલનારાઓને વીશેશ ધાસ્તી રાખવાનું કાંઇ પણ કારણ નથી. ગ્રેટબ્રીટનના કોઇ પણ એક ભાગમાંની બીજા ભાગમાં માલ મોકલતી વેળા જેટલી સગવડ કે અગવડ રહે તેવીજ બેલ્ફાસ્ટ માલ મોકલવા માટે રહે છે.

---

## ઇંગ્લંડનું ચલણ હલકું પડી ગયું છે? કેનેડા ના કહે છે.

કેનેડામાં આયાત થતા માલના સંબંધમાં બે પ્રકારના સરટીફીકેટ માગવામાં આવે છે એકમા સ્થાનીક ભાવ જણાવવા પડે છે અને બીજામાં ખાતરી આપવી પડે છે કે ચલણ હલકું પડી ગયું નથી. કેનેડાના કસ્ટમ્સ ખાતા તરફથી મળેલા સંદેશા પરથી મેન્ચેસ્ટર ચેમ્બરને જણાવવામાં આવ્યું છે કે બીજા પ્રકારના સરટીફીકેટની ઇંગ્લંડના વેપારીઓ માટે જરૂર નથી કેમકે ઇંગ્લંડનું ચલણ હલકું પડી ગયું નથી.

---

## કેનેડામાં તથા આસ્ટ્રેલીયામાં આયાત થતા માલ માટેના નીયમો.

કેનેડા તથા આસ્ટ્રેલીયામા આયાત થતા માલના સંબંધમાં લેવામાં આવતાં સરટીફીકેટોને લગતા નીયમોમા કેટલાક ફેરફાર કરવામા આવ્યા છે. આસ્ટ્રેલીયન સરકારે નવી જકાત ના સંબંધમાં સમજણ આપનારી જે યાદી બહાર પાડી છે તે ઇંગ્લંડના "બોર્ડ ઓફ ટ્રેડ જર્નલના" તા. ૧૪ મી સપ્ટેંબરના અંકમા છપાઇ છે. નવી જકાતને લગતો એ કાયદો એ જર્નલના તા. ૧૬-૨-૨૨ના અંકમાં છપાયો હતો.

---

# વેપારી ખબરો.

## લોખંડના વેપારમાં બેલ્જીઅમની હરીફાઇ.

ફ્રેન્કની કીંમત ઘટી ગયેલી હોવાથી લોખંડના વેપારમા બેલ્જીઅમની હરીફાઇ વધુ તીક્ષ્ણ બની છે. બેલ્જીઅમ નં૦ ૩ લોખંડ એનટવરપ માટે એફ. ઓ. બી. ૬ પાઉંડ ૧૦ શીલીંગના ભાવે આપવામાં આવે છે, જે ડીલીવરી કરવામાં આવે તો ૮ પૌંડની બરાબર થાય. સ્ટેફરડ શાયરનાં કારખાનાવાળાઓ ફીનીઇડ લોખંડના માલ માટે ૯ પૌંડ ૧૫ શીલીંગ લે છે. લોખંડના ઍઇંટનો ભાવ એનટવરપ માટે ૬ પૌંડ ૫ શીલીંગનો છે. જ્યારે થોડા વખત ઉપર એ ભાવ ૬ પાઉંડ ૧૨ શીલીંગ ૬ પેન્સનો હતો. હાલનો આંકડો ડીલીવરી કરેલા માલ માટે ૭ પાઉંડ ૧૨ શીલીંગ ૬ પેન્સનો છે જ્યારે તેની સરખામણીમાં ઇંગલીશ ભાવ ૯ પાઉંડનો છે. નીકાશ કરનારાઓ હવે બ્રીટીશ સ્ટેન્ડર્ડની બરોબરી કરી શકે તેવો માલ પુરો પાડવાને તૈયાર છે.

## જર્મન પોલાદના કારખાનાઓ અને રૂશીઆ.

જર્મન રશીઅન ત્રેડીંગ કંપની ફ્રેલોનની ઓટોવોલ્ફ ટોળીએ ઉભી કરી છે એ ગરૂપમા ફીનીક્ષ સ્ટીલ કંપની, ધી રહીનીશ સ્ટીલ કંપની, અને ધી ઝાઇમન અને વીસન આયરન વર્કસ કંપની છે. આની શેરની થાપણ ૩૦૦૦૦ પાઉંડ જેટલી જરમન નાણુંમા જે ખાતાનો અરધો ભાગ રશીઅન સરકાર અને બાકીનો અર્ધો ભાગ જર્મન સરકાર પુરો પાડશે. વુલ્ફ ગરૂફ કંપનીના હસ્તકમાં ૭૫૦૦૦૦ પાઉંડની ક્રીડીટ મુકશે અને વધારામાં પાંઉંડ ૫૦૦૦૦૦ ની ક્રેડીટ રશીઅન સરકારને આપશે. જેનો અમલ માલ ડીલીવર કરવાના રૂપમાં થશે. નવી કંપની રશીઆમા લોખંડ અને પોલાદની આયાત કરવાનું માથે લેશે ખાસ કરીને વોલ્ફ ગરૂફ પાસેથી વધારામા કંપની રશીઅન માલની નીકાશ જર્મની ને અને રશીઆનાં જુદા જુદાં શહેરોમાં શાખાઓ સ્થપી એ બંને દેશ વચ્ચેનો વેપાર વધાર આ જોડાણો ઉપર અતયાર પહેલા લેનીને સહી કરી છે એમ કહેવાય છે.

એવી વાત પણ બહાર આવી છે કે રહીનીશ સ્ટીલ વર્કસ કંપની લીમીટેડ વાનડર જાઇઝામન અને વીસન યુનાઇટેડ સ્ટીલ વર્કસ સાથે ૫૦ વર્ષના લખન સંબંધમા જોડાવા ઇરાદો રાખે છે. નફાને એકઠો કરી આગળ ગોઠવી રાખેલા ધોરણ પ્રમાણે તેની વહેંચણી કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે. વળી ડાયરેકટરોને અદલ બદલ કરવાનો પણ વીચાર રાખવામાં આવ્યો છે.

## એમોનીઆ સલ્ફેટ.

ઇંગલંડનો આ દેશનો વેપાર મંદ છે અને વાયદાની ડીલીવરી માટે દેશની અંદરના અને નીકાશના વેપારમા દમ કે કસ રહયો નથી અમેરીકન વેપાર એ દીશામાં અજબ રીતે જાગ્રત થયો છે અને જાપાનની બજારમા બ્રીટનના વેપારને ધક્કો પહોંચાડે એવો ભય છે. ઇંગલંડની અંદરના વેપાર શાંત છે. જો કે ૧૮ પાઉંડ અને ૧૯ પાઉંડના ટનના ભાવે નીકાશ સંતોષકારક છે. અમેરીકન બજાર તુરતજ ઝડપથી સચેત થતું જાય છે અને ૧૫ પાઉંડની આસપાસ ભાવો રહેવાથી જાપાન અને ફ્રાન્સના વેપારમાં હરીફાઇ ઉભી થવાનો સંભવ છે.

## ૧૯૨૩ ના વરસ માટેના રબરની ઉત્પન્નના અડસટ્ટા.

મેસર્સ સીમીંગટન અને મીકલેર અડસટો કરે છે કે ૧૯૨૩મા દુનીઆમા કુલે રબરનો જથ્થો (સઘળાં થેકના) ૩૦૦૦૦૦ ટન જેટલો ઉતરશે જ્યારે જપત ૩૭૦૦૦૦ ટન જેટલી થશે. અત્યાર પહેલાં જે આંકડાઓ મળી છે તે જોતાં ખપત ૧૯૨૨માં ૩૫૦૦૦૦ ટન જેટલી થશે અને રસ્તાની ત્રાનસપોર્ટ જે ધીમે ધીમે સુધરે છે એ જોતાં ૧૯૨૩ મા ૧૯૨૨ કરતા ભાવમાં ૧૦ ટકાનો વધારો થશે.

---

## (૯) સપ્ટેમ્બર માસમાં ભાવની વધઘટ.

૧૯૨૧ ના સપ્ટેમ્બરના વેપાર સાથે સરખાવતાં આ વરસે સપ્ટેમ્બરમાં જે ચીજોની વધારે આયાત છતાં ઓછી કીંમત અથવા ઓછી આયાત છતાં વધારે કીંમત હોય એવી ચીજોની યાદી નીચે આપી છેઃ—

| આયાત. | જથો. | કીંમત હજાર રૂપીયા. |
|---|---|---|
| રેતું સુવર | + ૨૭૬૧૨૫ (રતલ) | —૧૦૯ |
| સાબુ | — ૧૦૭ (હંડ્રવેટ) | + ૩૦૮ |
| સીમેંટ | + ૨૯૬૩ (ટન) | —૧૫૭ |
| દારૂ (સ્પીરીટ) | + ૫૪૯૯૭ (ગેલન) | —૧૫૩ |
| એલીઝરાઇનરંગ | + ૧૪૯૪૭ (રતલ) | —૧૩૧ |
| દીવાસળી | + ૭૬૧૪૮ (ગ્રોસ) | —૧૧૪ |
| છાપવાના કાગળ | + ૬૧૦૨ (હંડ્રવેટ) | —૬૬ |
| કાચ | — ૨૧૭૫૫૭ (ચોરસવાર) | —૬૧ |
| **નીકાશ** | | |
| ઝેરકચોળાં | + ૮૪૫ (હંડ્રવેટ) | —૭ |
| કાંદા | + ૫૫૫ (,,) | —૫૭ |
| ગાયનાં ચાંમડાં | —૧૬૬ (ટન) | + ૩૨૮ |
| લાખ (સીડ) | — ૧૩ (હંડ્રવેટ) | + ૯ |
| અબરખ | + ૨૦૦૯ (હંડ્રવેટ) | —૪૦ |
| અફીણ | —૮૦ (પેટી) | + ૧૪૩ |
| જુટ (કાચું) | —૭૪૩૮ (ટન) | + ૨૭૧૩ |
| ,, ગુણો કોથળો | —૪૩૫૫૮૦૦ (નંગ) | + ૨૧૨૧ |
| રેશમ કાચુ | — ૯૧૭૨ (રતલ) | —૩૮ |

## (૧૦) કસ્ટમ્સની મહેસુલ.

(લાખ રૂપયા.)

| | સપ્ટેમ્બર | | એપ્રીલથી સપ્ટેમ્બર સુધીમાં | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| આયાત પર | ૨૩૧ | ૨૮૯ | ૧૨૮૬ | ૧૬૩૫ |
| નીકાશ પર | ૩૫ | ૨૯ | ૨૦૬ | ૨૨૫ |

ધી ઓગષ્ટ ટાઇમ્સ માટે ૨૧ બેંક સ્ટ્રીટ મુંબઇ.

## (૧૧) સોનું, ચાંદી, તથા ચલણી નોટની આયાત અને નીકાશ.

| | સપ્ટેમ્બર માસમાં | | એપ્રીલથી સપ્ટેમ્બર સુધીમાં | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| | હજાર રૂપયા. | | હજાર રૂપયા. | |
| સોનું ખાનગી આયાત | ૨૬૪૮ | ૩૧૧૬૯ | ૩૫૦૭૫ | ૧૮૬૩૨૩ |
| ,, સરકારી ,, | ...... | ...... | ....... | ૧૦૨ |
| ,, ખાનગી નીકાશ | ૧૮૬૪૦ | ૬૨ | ૧૬૦૪૮૪ | ૩૪૪ |
| ,, સરકારી ,, | ...... | ...... | ૪૬૬૦ | ...... |
| ચાંદી ખાનગી આયાત | ૧૨૬૩૯ | ૧૩૬૪૦ | ૭૩૪૦૧ | ૮૦૨૨૩ |
| ,, સરકારી ,, | ...... | ...... | ૯૯ | ૩૮૬૧ |
| ,, ખાનગી નીકાશ | ૩૦૫૨ | ૫૭૭૫ | ૯૦૮૩ | ૧૯૪૬૪ |
| ,, સરકારી ,, | ...... | ૮ | ૧૦ | ૮ |
| નોટ ખાનગી આયાત | ...... | ૧૬૯ | ...... | ૩૩૩૦ |
| ,, સરકારી ,, | ...... | ૫૦૦ | ...... | ૧૭૨૧ |
| ,, ,, નીકાશ | ૫ | ...... | ૫ | ૮૫૦ |

૧૯૨૩

*Registered No. B. 810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER

છુટક નકલ રોકડેથી રૂ. આ. પા. ૦—૬—૦
" " વી. પી. થી ૦—૧૦—૦

# દેશી

વાર્ષિક લવાજમ મુંબઇ રૂ. આ. પા. ૩—૮—૦
" " હીંદુસ્તાન ૪—૦—૦
" " પરદેશ ૪—૧૨—૦

# વેપારી ચેમ્બરનું માસિક.

અધિપતી—જયસુખલાલ કૃષ્ણલાલ મેહેતા.

પુસ્તક ૧૫ મું. VOL. XV. JANUARY 1923. No. 7 જાન્યુઆરી ૧૯૨૩ અંક ૭.

## અનુક્રમણિકા.

**સુચના**—ચેમ્બરની કમીટીએ જાહેર કરેલા ન હોય એવા જે વીચારો આ માસીકમાં દર્શાવવામાં આવે તેને માટે ચેમ્બરની કમીટી જોખમદાર નથી.

આ માસીકને યોગ્ય લેખો લખી મોકલવાનું સર્વને આમંત્રણ છે. અનુકુળ લેખો ઉપકાર સાથે સ્વીકારવામાં આવશે.

---

# સરકારની વાંધાભરી રાજનીતી.

સરકારનો ખર્ચ હદ બહાર વધારી દેવામાં આવ્યા પછી જ્યારે તેને પહોંચી વળવા માટે આવકનાં સાધનો ન જડયાં ત્યારે ખર્ચમાં કાપકુપ માટેનાં કમીશનો નીમાયાં છે. હીંદી સરકારનાં ખર્ચ પાસાંની તપાસ ઇંચકેપ કમીટી કરશે જ્યારે પ્રાંતીક સરકારોએ પોતપોતાને માટે જુદાં જુદાં કમીશનો નીમ્યાં છે; પણ જે ખર્ચ સામે ઘણીજ સખત ફરીયાદ કેટલાં વરસો થયાં હીંદી પ્રજા કરતી આવી છે તે વીશે કાંઇ પણ દાદ મળે એવો સંભવ હજી દેખાતો નથી. કમીશનો નીમાય પણ કેમ જાણીયે કે તેનો રીપોર્ટ હીંદી પ્રજાને અનુકુળ નીવડશે ? અનુકુળ રીપોર્ટ થાય તો તેને સરકાર સ્વીકારશે એવી શી ખાતરી ? અને સ્વીકાર્યા છતાં અમલમાં મેલવામાં બહાનાં કાઢવામાં નહીં આવે એવો સંભવ કેટલો ? આ સવાલો દરેક કમીશનને અંગે પુછાય છે. ઇંચકેપ કમીટી નીમાઇ ત્યારે અમને આશા હતી કે ખરચમાં ખરી કાપકુપ કરવાને સરકારની ઇચ્છા હશે પણ તે પછી આજ સુધીમાં બનેલા બનાવે અમારી આશા નષ્ટ કરી છે, અને વેપારી આલમને ચીંતામાં નાંખી છે. પ્રજા માગે છે કે લશ્કરી ખર્ચ ઘટાડો, લશ્કરમાં બ્રીટીશ સીપાહોને બદલે હીંદીઓને રાખો, લશ્કરમાં તેમજ મુલકી ખાતાઓમાં અમલદારો તરીકે યુરોપીયનોને બદલે હીંદીઓને નીમો, અને સરકારી ખર્ચ ઉપર ધારાસભાનો કાબુ રાખો. આ માગણીઓ સરકારને ગમતી નથી. હીંદી સરકારના કુલ ખર્ચના ત્રીજા ભાગ કરતાં પણ ઓછી રકમ ઉપર જ હીંદી ધારાસભાનો કાબુ છે. લશ્કરી ખર્ચ તથા યુરોપીઅન અમલદારોના પગાર વીશે તપાસ કરવા માટે પણ હીંદી પ્રધાનની સંમતી લેવી પડે એમ લાગે છે. બંગાળ અને મધ્ય પ્રાંતોમાં ખર્ચની કાપકુપ માટે કમીટીઓ નીમાઇ તે પછી સંયુક્ત પ્રાંતોમાં ધારાસભા પાસે કમીટી નીમવાના પ્રશ્નની ચર્ચા જ્યારે ચાલી તે વેળા સર લુડાવીક પોર્ટરે જણાવ્યું કે કેટલીક બાબદો વીશેની તપાસ અગાઉથી ચઢતા સતાવાળાઓની પરવાનગી મેળવ્યા વગર હાથ ધરી શકાય નહીં. બંગાળ તથા મધ્ય પ્રાંતોમાં નીમાયલી કમીટીઓને આવો કાંઇ અંકુશ ન હતો. જો આ પ્રમાણે નવા અંકુશો નખાય તો પ્રાંતીક સ્વરાજ્યનો પણ કાંઇ અર્થ ન રહે. જ્યાં પ્રાંતીક સરકારને વીશેશ સતા આપવી જોઇએ ત્યાં તે નહીં આપવાનો આવો આગ્રહ છે ત્યારે જ્યાં સત્તા આપવી ન જોઇએ ત્યાં તે આપવાનો ખોટો આગ્રહ પણ રખાય છે. બરમાની સરકારે સ્ટીમરના નુર બાબદ બ્રોટીશ ઇંડીયા સ્ટીમર કંપની સાથે કંટ્રાક્ટ કરતી વેળા હીંદમાં સ્થાપેલી સીંધીયા સ્ટીમ નેવીગેશન કંપની પાસે ટેન્ડર પણ ન માગ્યાં તે વીશે ઇંડીયન મર્ચંટસ ચેમ્બરે લખેલા પત્રના જવાબમાં સરકારે જણાવ્યું છે કે આવી બાબદમાં સ્થાનીક સરકારની સતાની આડે હીંદી સરકાર આવી શકે નહી. આ કોન્ટ્રાક્ટ બરમાની સરકારની વતી લંડનમાં હીંદી સરકારના પ્રતીનીધીએ કર્યું હતું અને તે અમલદાર હીંદી સરકારના સીધા કાબુ હેઠળ રહીને કામ કરે છે એમ બ્રીટીશ પાર્લા-

---

મેંટને જણાવવામાં આવ્યું છે તો પછી હીંદની કાઉન્સીલ ઓફ સ્ટેટસમાં પસાર થયેલા ઠરાવ પ્રમાણે અમલ કરીને હીંદી કંપનીઓને પસંદગી આપવાની રાજનીતી પ્રમાણે વર્તવાની આજ્ઞા એ અમલદારને હીંદી સરકાર શા માટે આપતી નથી? સ્વરાજ ભોગવતા સંસ્થાનો આવી બાબદમા કેવી રીતે વર્તે છે તેનું તાજુ દૃષ્ટાંત આસ્ટ્રેલીયાએ પુરૂં પાડયું છે આસ્ટ્રેલીયાનો ઘઉંનો પાક ઉપાડી જવા માટે ત્યાની સરકારના લંડન ખાતેના એજંટે લંડનની સ્ટીમર કંપનીઓ સાથે ગોઠવણ કરી દીધી તેની ખબર મળતાં તુરતજ આસ્ટ્રેલીયાની સ્ટીમર કંપનીઓએ તારથી વાંધો ઉઠાવ્યો છે. તેઓ જણાવે છે કે એ ગોઠવણથી આસ્ટ્રેલીયાના ઘઉં ઉગાડનારાઓને અન્યાય થાય છે. હીંદમા તો પ્રાંતીક સરકારો લંડન ખાતેના કમીશનરનો વાંક કહાડે અને તે હીંદી સરકારની ઉપર જોખમદારી ઢોળી પાડે અને હીંદી સરકાર કહે કે પ્રાંતીક સરકારની આ બાબદ છે તેમા હીંદી સરકારથી માથું મારી શકાય નહીં પ્રજાની વ્યાજબી માગણીઓને આમ ઉડાવવાનુ કયારે મટશે? હીંદી પ્રજાની ઉદ્યોગીક ઉન્નતી માટેના પ્રયત્નોને હીંદી સરકાર કેટલો ટેકો આપે છે તે પણ સરકારે ખુલી રીતે બતાવ્યું છે. હીંદી ધારાસભામા સ્ટીમરોના સંબંધમા શું કરવું તે વીશે તપાસ ચલાવવાને માટે કમીટી નીમવાનો ઠરાવ ગયા જાનેવારી માસમાં પસાર થયો તો પણ હજુ એ કમીટી નીમાઇ નથી તે ઢીલ, અને એક રૂપયાને બે શીલીંગની બરોબર ઠરાવવા માટેના કાયદા હીંદી ધારાસભામાથી પસાર કરાવતી વેળા કરેલી ઉતાવળ, એ બેની સરખામણી કરીયે છીયે ત્યારે એમ લાગ્યા વગર રહેતું નથી કે સરકારની રાજનીતી ઘણી વાંધા ભરી છે અને વેપારી આલમના લાભ માટે કે પ્રજાના અભિપ્રાય માટે સરકાર ઘણી જ બેદરકાર છે.

---

## હુંડીન અંગે ઉભી થયેલી ગુંચવણના સુચવાતા ઉપાયો.

ગયે વરસે જયારે અહીંના કાપડીયાઓ સાથે મેન્ચેસ્ટરવાળાઓને તથા તેમના આડત્યાઓને વાંધો પડયો ત્યારે મુખ્ય મુદ્દો એ હતો કે હુંડીનો ભાવ બે શીલીંગનો કંટ્રાકટમા ઠરાવેલો ન હોવા છતાં જે વેપારીઓએ એ બાબદમાં હીંદી સરકાર ઉપર એવો વીશ્વાસ રાખેલો હતો કે બે શીલીંગનો દર ટકાવી રાખવા માટે હીંદી સરકાર પોતાનાથી બનતું કરશે તેઓ, એ બાબદમાં હીંદી સરકાર પોતાનાથી બનતા સર્વ ઇલાજો લેવામા નીષ્ફળ ગયાને લીધે, કંટ્રાકટની કલમમાથી છટકી શકે કે કેમ? કાયદાની દ્રષ્ટીએ જોતા આ કંટ્રાકટોની બાબદને હીંદી સરકાર જોડે સંબંધ ન હતો એટલે એ સવાલનો નીવેડો કોર્ટથી લાવી શકાય તેમ ન હતું પણ તેને અંગે બીજો પ્રશ્ન ઉભો થયો અને તે એ કે હુંડી પાકે તે દીને હુંડીનો જે દર હોય તે દરે તેના નાણાં ગણવા કે જે દીને નાણાં અપાય તે દીને હુંડીનો જે દર હોય તે પ્રમાણે ગણવા? આનો ચુકાદો કોર્ટમાથી મેળવવામાં આવ્યો છે અને તે એવો છે કે હુંડી પાકે તે દીને જે દર હોય તે પ્રમાણે નાણા આપવા લેવા જોઇએ આ ચુકાદો ઘણો વાજબી છે. કેમકે જો નાણા ભરવાને દીને જે ભાવ હોય તે પ્રમાણે નાણા આપવાનું ઠરે તો એ ભાવની વધઘટનો જોખમ તથા લાભ હીંદી વેપારીઓનેજ રહે અને જેમ જોખમમાં નુકશાન છે તેમ લાભના સંભવમા પણ લાલચના જે મુળ છે તે સટાને ઉત્તેજન આપનાર હોઇ વેપારને હાનીકરતા છે અને તેથીજ કોર્ટના ચુકાદાને નીષ્ફળ કરવા કાજે હીંદી ધારાસભા પાસે કાયદો ઘડાવવાનો જે તજવીજ

---

યુરોપીયન વેપારી વર્ગ તરફથી ચાલે છે તે પ્રત્યે હીંદી વેપારી વર્ગ વીરોધ દર્શાવે છે. ઇંગ્લંડ તરફથી હીંદમાં નીમાયેલા ટ્રેડ કમીશનર મી. એઈન્સકફ પણ યુરોપીયનોની દલીલ પ્રત્યે દોરવાઇ ગયા છે તે જોઇ વાંચનાર સમજી શકશે કે હીંદ અને ઇંગ્લંડ વચેની હુંડીના બજારની સ્થીતી હજી સર્વને ઘણીજ ડામાડોળ લાગતી હોવી જોઇએ. જો એ હુંડીનો દર સ્થીર રહેવાની વકી હોય તો આવા સવાલની ચર્ચા આટલા જોશથી ચાલી ન શકે. આ સ્થીતીનો ઇલાજ લાવવા કાજે એક સુચના એવી કરવામાં આવી છે કે બ્રીટીશ સામ્રાજ્યનાં બધા વીભાગોમાં ચાલે એવું ચલણ સ્થાપવું. આના અર્થ બે રીતે થઇ શકે. એક અર્થમાં તો બ્રીટીશ સોવરીનનો સોનાનો સીકો હીંદમાં પણ હજી "લીગલ ટેન્ડર" અર્થાત કાયદાએ સ્વીકારેલા ચલણ તરીકે ચાલુ છે એટલે તેવા સીકા હીંદમાં પણ વીશેષ ફરતા કરવાનો સુચનાનો હેતુ ગણીયે તો મુશકેલી માત્ર દુનીયામા સોનાની ચાલુ અછતનીજ છે. હીંદની વેપાર બાકી અત્યારે તરફેણમાં છે પણ ઇગ્લંડની સરકાર સાથે સોનાના બજારમાં હરીફાઇમા હીંદ અત્યારે બહુ ફાવતું નથી કારણ કે ખાણોવાળા પાસેથી સોનું મેળવવાની અને તેના સીકા પાડવાની જેવી સગવડ ઇગ્લંડે કરી છે તેવી કરવાને હીંદથી બન્યું નથી. પણ એ ઉપરાંત બીજી મુશ્કેલી એ છે કે કોઇપણ દેશમા સોનાના અને ચાંદીનાં સીકા એકી સાથે અનહદ પ્રમાણમાં લીગલ ટેન્ડર તરીકે લાંબો વખત ચાલી ન શકે એમ અર્થશાસ્ત્રી ઓમાં માન્યતા છે. તે પ્રમાણે ગણતાં જો હીંદમાં સોનાના સીકા ચલણમાં સારી સંખ્યામાં ફરતા થાય તો ચાંદીના સીકાને ચલણમાંથી હાંકી કહાડે. આવી સ્થીતી આવવા ન દેવાની જે સંભાળ સરકાર રાખે છે તેને લીધે સોનાના સીકા હીંદમાં મોટા પ્રમાણમાં નથી ફરતા. આ મુશ્કેલીનો ઇલાજ સુચવવો જોઇએ. બીજો અર્થ એ છે કે હાલ જયારે સોનાની દુનીયાંમાં અછત છે ત્યારે બીજા દેશોની માફક એની ગરજ કાગળની ચલણી નોટોથી નીભાવવી અને તે નોટોનું ચલણ સામ્રાજયમાં સામાન્ય કરવું. આ અર્થમાં એ સુચનાને કેટલેક ઠેકાણે અસંભવીત ગણવામાં આવે છે તેમાં નવાઇ નથી, કેમકે સામાન્ય સીદ્ધાંત રૂપે એ સંભવીત હોવા છતાં એને વ્યવહારમાં મેલતી વેળા નડવાનો મુશ્કેલીઓ ઘણી છે. એ નોટો સામે અનામત શાની રાખવી? કેટલા પ્રમાણમાં રાખવી? કયાં રાખવી? તેનો વહીવટ કોના કાબુમાં રાખવો? આ વગેરે સવાલોનું નીરાકરણ સહેલું નથી અને તેથી એ સુચનાના સંબંધમાં સામાન્ય ડર એ દર્શાવવામાં આવે છે કે સંસ્થાનો તથા હીંદની ચલણ સંબંધી રાજનીતી ઉપરનો કાબુ બ્રીટીશ સરકારને સોંપવાનો એમાં હેતુ હોવો જોઇએ. આ ડર, જ્યાં સુધી રહે ત્યાં સુધી સંસ્થાનો અને વીશેશ કરીને હીંદની વેપારી આલમ તેનો વીરૂદ્ધ થયા વગર રહેશે નહીં એવી અમારી ખાતરી છે.

---

## નોંધ.

લીવરપુલ કોટન એકસ્ચેંજ—આ વીશે ગયા અંકમાં અમે કેટલુંક વીવેચન કર્યું છે. આ મંડળના વીશેશ લાભ એ છે કે લીવરપુલ કોટન એસોસીએશનની અપીલ કમીટીના ચુકાદા ઉત્તમ હોય છે એમ સર્વ ઠેકાણે સ્વીકારાય છે. દુનીયાના દરેક દેશમાથી વાંધાની લવાદી માટે એની પાસે અરજી આવે છે. જયારે લીવરપુલમાં ચુકાદો થાય છે ત્યારે પક્ષકારોમાં અસંતોષ કોઇક વારજ થાય છે.

---

લીવરપુલમાં બીજી સગવડ એ છે કે કોઇપણ વખતે રૂનાં નાણું કરી શકાય છે. લીવરપુલમાં હંમેશાં રૂને માટે લેવાળી હોય છે. ભાવમાં ઘટાડો કરીયે તો તુરત માલ વેચી શકાય છે. વળી ત્યાં મીલવાળો પોતાને જે જાતનું રૂ જોઇએ તે જાતનું રૂ કોઇપણ વેળા મેળવી શકે છે ત્યાં કોઇપણ સ્થળે રાખેલો રૂ કઇ જાતનો છે તે તુરત નજરે જોઇ શકાય એવી ગોઠવણ છે. અમેરીકન રૂનો મોટો જથ્થો ત્યાં હોવાથી વેચનારાઓ હંમેશાં વધારે સંખ્યામાં હોય છે. ખરીદનાર પોતાને શું જોઇએ એટલું જણાવે કે તુરત વેચનાર પોતાની પાસેથી રૂના નમુના રજુ કરે છે અને એવા ઘણા નમુનામાંથી ખરીદનાર પોતાને જોઇએ તેનો માલ પસંદ કરી લે છે. વેચનારાઓની હરીફાઇને લીધે મીલવાળાને લાભ રહે છે. ખરીદ થએલા માલની ડીલીવરી તુરત લઇ શકાય છે અને તેજ દીને અન્ય કોઇ સ્થળે-મોકલવો હોય તો તેમ પણ કરી શકાય. ડીલીવરી લીધા પછી દસ દીવસમાં નાણા આપવાનાં હોય છે. રૂ નીકાશ કરવા માટે ઉત્તમ સગવડ છે. નાણાંની દ્રષ્ટીએ પણ લીવરપુલ કોટન એકસચેંજ સદ્ધર છે. દર ગુરૂવારે વલણની આપવે થાય છે. કોઇપણ રીતે એને આંચ આવી શકે તેમ નથી.

---

હીંદીઓનો દરજ્જો સંસ્થાનોમાં કેવો છે તે વીશે કેટલીક ચર્ચા હીંદી સરકારના પ્રતીનીધી તરીકે રા. એ. શાસ્ત્રીએ ઓસ્ટ્રેલીયા, ન્યુઝીલાંડ, તથા કેનેડાની પોતાની મુસાફરી દરમ્યાન ચલાવી હતી જેમા તેમણે ધ્યાન ખેચ્યું હતું કે શીયામની પ્રજામાંથી કોઇ કેનેડા જાય તો ત્યાં અમુક વીધીથી કેનેડાની પ્રજા થઇ શકે પણ હીંદી સરકારની પ્રજાથી બ્રીટીશ સરકારની રૈયત તરીકેના હક, કેનેડા, આસ્ટ્રેલીયા કે ન્યુઝીલાંડમા મેળવી શકાય એવો વીધી નથી. બ્રીટીશ હીંદની પ્રજાને આ સ્થીતી ઘણીજ શરમાવનારી છે. હમણાં ભાઇબંધ "ઇંડીયન ઓપીનીયન" પત્રે ધ્યાન ખેચ્યું છે કે ડરબન ખાતે જાપાનીઝ નૌકાનો એક વીભાગ જતાં તેના વડા અમલદારોનું ત્યાંની રોયેલ હોટેલમાં સ્વાગત ઘણી સારી રીતે કરવામાં આવ્યું હતું પણ હીંદની પ્રજાના પ્રતીનીધી તરીકે રા. એ. શાસ્ત્રી દક્ષીણ અફ્રિકા જાય એવી વાત છેલ્લા ઇમ્પીરીયલ કોન્ફરન્સમાં જ્યારે નીકળી હતી ત્યારે એ પ્રમાણે ન કરવાની એમને સલાહ મળી હતી. આ એ બીના દર્શાવે છે કે દક્ષીણ આફ્રિકામાં હીંદીઓ કરતા જાપાનીઝો વધારે આવકાર પામે છે. પણ એ કરતાં વધારે ખરાબ દાખલો ખુદ હીંદમાં બન્યો છે. પંજાબની સરકારે પોતાના પ્રાંતમા જાપાનીઝ દારૂનો આયાત માટે પરવાનગી આપી છે પણ હીંદમાં આવેલા વડોદરા રાજ્યમાં બનેલા દારૂની આયાત પંજાબમાં ન થવા દેવાનો હુકમ કહાડયો છે. વડોદરા રાજ્યની પ્રજાને હીંદી સરકારે પર રાજ્યની રૈયતના હક આપવા પડે તો તેઓ આસ્ટ્રેલીયા કે કેનેડા જઇ ત્યાંની સરકારે ઠરાવ્યા પ્રમાણેની વીધીથી ત્યાની પ્રજા બની હીંદીઓ સામેનો ત્યાનો પ્રજાનો સુગ મટાડે એવો માર્ગ સુચવાય છે. હીંદના દેશી રાજ્યોની પ્રજા અને બ્રીટીશ હીંદના વેપારીઓ મળી આ સુચનાને વહેવારૂ રૂપ આપવાને પ્રયત્ન કરશે તો તેઓ હીંદની એક પ્રકારે ઉત્તમ સેવા બજાવી શકશે. હીંદના દેશી રાજ્યો એ મુલકોમા પોતાના પ્રતીનીધી મોકલી શકે તો આ સવાલનો નીર્ણય જલદી લાવી શકાય.

---

પુર્વ આફ્રીકા સાથે ઘટતો જતો વેપાર—કેટલા વરસથી હીંદી વેપારી આલમની ફરીયાદ હતી કે દુનીયાના બીજા દેશોની સરકારો અન્ય દેશો ખાતે પોતાના વેપારી પ્રતીનીધીઓ (Consuls) નીમી વેપાર ખીલવવા માટે જેવા

---

પ્રયત્નો કરે છે તેવા હીંદી સરકાર કરતી નથી. એ પોકારને માન આપીને થોડાંક વરસથી લંડનમા તથા બ્રીટીશ પુર્વ આફ્રીકામાં મોંબાસા ખાતે ઇંડીયન ટ્રેડ કમીશનરની નીમણુંક થઇ છે; પણ હીંદની વેપારી આલમે તેનો હાલના કરતાં વીશેષ પ્રમાણમાં લાભ લેવો ઘટે છે. છેલ્લા થોડાક મહીનાથી મોંબાસા ખાતેનો ઇંડીયન ટ્રેડ કમીશનર અત્રેની મીલમાલેકોની મંડળીનું ધ્યાન ખેંચતો રહ્યો છે કે પુર્વ આફ્રીકા સાથેના આપણા વેપારને જાપાનીઝ માલ હરીફાઇમાં પાછો હઠાવતો જાય છે એ બાબદમાં મીલમાલેકોની અત્રેની તથા અમદાવાદની મંડળીએ શાં પગલાં ભર્યાં છે તે તેમણે વેપારી આલમને જણાવવું ઘટે છે.

---

## ચર્ચાપત્રો.

### (૮) વિદ્યાલયો સાથે ઉદ્યોગગૃહો હોવાની જરૂર.

લેખકઃ—

(ગુલાબચંદ મુળચંદ બાવિશી હેડમાસ્તર—ધી શીયા ઇ. ઇ. આગાખાન સ્કુલ દારેસલામ આફ્રીકા)

પ્રત્યેક મ્હોટાં શહેરોમાં વિદ્યાલયો હસ્તી ધરાવે છે એટલુંજ નહીં પણ ચોકસ નગરોમાં, કોમીય વિદ્યાલયો પણ અસ્તિત્વ ધરાવે છે. મ્હારી માન્યતા મૂજબ તેવા વિદ્યાલયોમાં અમુક પ્રદેશની અમુક કળાઓનુંજ જ્ઞાન અપાય છે તેમજ તે કળાનું જ્ઞાન પણ આંગ્લભાષામાંજ અપાય છે. તેમાંથી ડોકટરો, એન્જીનિયરો, વિવિંગ માસ્તરો, વિગેરે વિગેરે થાય છે. આ એક સૌભાગ્યનું ચિન્હ તો કહેવાયજ; પણ લાગવગ હોય અને પોતાનામાં કાબેલિયત હોય તોજ એની સિદ્ધિ થઇ શકે છે. છતાં પારકી નોકરી કરવાનીજ રહે છે. આવશ્યક કળાના જ્ઞાનથી, કોઇપણ પ્રદેશમાં કોઇપણ ખાતામાં નોકરી કરવી, તે કાઢી નાખવા જેવી વાત નથી, ભરણ પોષણ અર્થે તે ઉત્તમ છે, પણ આવું જુજ સ્થળેજ જોવામાં આવે છે અને જુજ માણસોજ આવી તાલીમ મેળવીને, નોકરીથી અથવા સ્વતંત્ર ધંધાથી સુખી હોય છે. એવાં ઘણાં વિદ્યાલયો તેમજ છાત્રાલયો છે કે જેની સાથે ઉદ્યોગ ગૃહ (Industry Halls) જોડાયેલાં નથી કે જેની આવશ્યકતા છે. આથી વિદ્યાર્થીઓ મેટ્રીક કે બી. એ. થઇને, નોકરી શોધવા; ભલામણોના થોથાં ગજવામાં ઘાલીને, અંડયા રહે છે; અને મહા મુશીબતે નોકરી શોધી શકે છે; પણ જો ચોકસ પ્રકારનો ઉદ્યોગો જેવા કે ટાઇપીંગ; બુકકિપીંગ; શોર્ટહેન્ડ, લેખનકળા, ફોટોગ્રાફી, ચિત્રકામ આદિ શીખેલાં હોય તો ગમે તે સ્થળે ગમે તે સ્વતંત્ર ધંધો થઇ શકે, અને તે પુરતુંજ જ્ઞાન મેળવવામાં ઓછી ઉમ્મરનો વ્યય કરવો પડે. કોમના આગેવાનો આ બાબત હાથમાં લે તો બની શકે, યા તો રાજા ખુદ હાથમાં લે તો બની શકે.

ભાવનગર, અમદાવાદ, રાજકોટ, મુંબઇ, લીંબડી, વિગેરે સ્થળે એવાં એવાં નમૂનેદાર બોર્ડીંગો-વિદ્યાલયો-છાત્રાલયો આવી રહેલાં છે કે જ્યાં એવા ઉદ્યોગ ગૃહની ચોક્કસ ખામી છે, પણ જો તેવા વિદ્યાલયો સાથે ઉદ્યોગ ગૃહ Industirous Halls ની ગોઠવણ થાય તો બહાર પડતાં વિદ્યાર્થીઓ પોતાનું અને પોતાના કુટુંમ્બનું ગુજરાન મેળવી સ્વાશ્રયી બની દેશને ઉપયોગી થઇ શકે.

---

## (૨) આફ્રીકા માટે હીંદી સ્ટીમરો.

### શાબાશ!! ખંડવાણીજી!!!

૩૦૦ ઉપરાંત વર્ષ થયા હિન્દીયો પુર્વ આફ્રિકામાં વ્યાપાર તેમજ નોકરી અર્થે આવ્યા છે અને અંધારામાં રહેલા—પુર્વ આફ્રિકાને અનેક પ્રકારનાં જાની અને જીવ ભોગે અજવાળામાં લાવવા તનતોડ મહેનત કરવા રહ્યા છે, પરન્તુ આપણે આપણા કોઇ કમનસીબે કે આપણી વ્યવસ્થા કરવાની કુનેહના અભાવે પુર્વ આફ્રિકામાં સત્તા જમાવી શકયા નથી, અને જરાવરા જમાવી શકયા હોઇયે તો માત્ર અન્દરે અન્દરજ છે. રાજ્ય પ્રકરણી કાર્યોમાં હિન્દીનું પ્રાધાન્યપણું કયાંઇએ જોવાનું નથી. અલબત રાજ્યકર્તી સત્તાને અનુભવ ચાખવો હોય તો હિન્દી આલમ તૈયાર છે. એક વખત પૂર્વ આફ્રિકાની લગામ હિન્દીયોને સોંપે અને અનુભવે કે તેઓમાં તે તન્ત્ર ચલાવવાની સાત્વિક તાકાત છે કે નહીં !!! પણ ઉપર મ્હેં કહ્યું તેમ શરૂઆતથીજ એવા વિકટ સંયોગો વચ્ચેથી અત્રના હિન્દીઓને પસાર થવું પડયું છે અને પડે છે કે, હવે તેવી સ્થિતિનો જન્મ થાય, તેમ હું માનું ખરો.

આપણી પેઢીયો છે, આપણાં મંદીરો વથા મસ્જીદો છે, પુસ્તકાલયો છે, સંસ્થાઓ છે, કેળવણી ખાતાંઓ છે, અને વિશાળ પ્રમાણમાં વસ્તી ધરાવીયે છીયે. હજારો બલ્કે લાખો રૂપયા હિન્દુસ્તાનની જુદી જુદી સંસ્થાઓમાં મોકલાવીયે છીએ, પણ રાજ્ય કરતી મંડળીમાં આપણો જરા પણ નકર અવાજ નથી. આપણા વર્તમાન પત્રો પણ છે તેમાંનું એક નૈરોબીમાં પ્રગટ થતું "ઇસ્ટ આફ્રીકા ક્રોનીકલ" હતું તે પણ દ્વેષભાવને અંગેજ બંધ પડયું એટલે આપણે ટકકર ઝીલી શકતાં નથી. આ બધુંયે હોવા છતાં આપણી પાસે અમુક આશાના કિરણો છે! જેનો સ્વપ્ને પણ ખ્યાલ ન હોઇ શકે તેવી અજબ ચીજ આજે આપણે નજરો નજર નિહાળવા ભાગ્યવંત બન્યા છીએ. અને આ ધી ખંડવાણી સ્ટીમ શીપ લાઇન છે, કે જેની પહેલી સ્ટીમર એસ. એસ. આફ્રિકા, પૂર્વ અને દક્ષિણ આફ્રીકાના બન્દરે આવવા માટે ઓકટોબરની શરૂઆતમાં મુંબઇથી ઉપડી ગયાનું આપણે સાંભળી ચુકયા છીએ, અને એક બે દિવસમાં અહીં પણ આવશે. આ હરિફાઇ હિમ્મતી છે, ભોગની છે, અને એકસંપીનો ખરો સરવાળો મેળવવાની છે. લાઇનના માલીક શ્રીમાન મહમદ યુસુફ ખંડવાણી દેશ દાઝવાળા અને સારા વિચારના મિલનસાર નર છે, અને હિન્દીયો માટે, હિંદી ગૃહસ્થના ખર્ચે, અને હિન્દી આધિપત્ય હેઠળ આ સ્ટીમરો દોડવી શરૂ થઇ છે, તે ખાતે ખરેખર મગરૂરીના ઉમળકા આવે છે, અને અંતઃકરણથી ધન્યવાદનાં આન્દોલનો જાય છે. આ કાર્યમાં તેઓને સફળતા મળો અને સર્વે હિન્દી ભાઇયો સ્વદેશી લાઇનને દરેક ભોગે ઉત્તેજન આપો.

શેઠ કરીમજી જીવણજીની પણ સાવ ન્હાની સ્ટીમરો કોસ્ટ લાઇનમાં ચાલે છે, તે પણ એક જાતનો મ્હોટો અહેશાન છે. એઓને પણ ધન્યવાદ છે.

સ્ટીમરો થઇ, હવે બેન્કની જરૂર છે. પ્રભુ! આફ્રિકામાં રહેતા સર્વે હિન્દીભાઇઓને સંપની ગ્રંથીમાં ગુંથ અને હૃદય એકતા કરાવ!! આમીન.

દારેસલામ (આફ્રીકા)
તા. ૨૧-૧૦-૨૨

ગુલાબચંદ મૂળચંદ બાવિશી,
ચુડાવાળા.

---

# ખાંડનો ઉદ્યોગ અને વેપાર.

**મોરીસની ખાંડના ઉદ્યોગની કફોડી સ્થીતી**—સને ૧૯૨૧-૨૨ની મોસમનો ખાંડનો પાક ૧,૯૭,૪૨૦ ટનનો કતર્યો છે, જેટલો ઓછો પાક આગળ કદી નોંધાયલો નથી. સરાસરી કરતાં ઘટાડો સેંકડે ૫૧(૦૧) ટકા જેટલો છે, અને શેરડીમાંથી નીકળેલી ખાંડનું પ્રમાણ ૯)૯૦ નું આવ્યું હતું; જે છેલ્લાં વીસ વરસ થયા નહીં જોવામાં આવેલું એટલું નીચું પ્રમાણ છે.

મોરીસની ખાંડ પોતે લઇ લેવાનું ઇંગ્લંડે કંત્રાકટ કીધું હતું તે મોરીસને ઘણુંજ નફાકારક નીવડયું હતું. આ કોનટ્રેકટ હેઠળ ગયે વરસે ઇંગ્લાંડની સરકારને વેચવામાં આવેલી ૫૦ કીલોમીટર જેટલી ખાંડ માટે રૂ. ૫૦ નો ભાવ ઉપજ્યો હતો, જયારે હમણાં રૂ. ૧૧ થી ૧૪ ઉપજે છે.

ખાંડની પેદાશની પડતલ સને ૧૯૧૪ના વરસથી મકમપણે વધતી રહી છે. ૧૯૨૧માં તે સરવેથી ઉંચી ટોચે આવી હતી. જ્યારે વેચાણ ભાવ સરાસરી ઉપર ઉતરી પડયે હતો. મોરીસના કારખાનાઓના મોટે ભાગે ૧૯૨૧-૨૨ ની મોસમમાં ખોટ ખમેલી જણાવવામાં આવે છે. કારીગરોની તંગીને સબબે પાક ઉતારવામાં મોટી મુશ્કેલી નડે છે. આ મજુરોની તંગી અને તે સાથે ખરાબ નીવડેલી રૂતુ અને વેચાણ ભાવમાં થયેલા ઘટાડાને પરીણામે કેટલાક હજાર એકર જેટલો સને ૧૯૨૦-૨૧ નો શેરડીનો પાક કાપ્યા વગર એમનો એમ આવતી મોસમ માટે છોડવો પડયો હતો. ૧૯૨૧ની આખેરીએ શેરડીના પાકનો વીસ્તાર ૧,૭૯,૮૦૦ એકર જેટલો હતો.

મોરીસથી ૧૯૨૧-૨૨ મ નીકાશ કરવમાં આવેલી ખાંડ ૨૦૦,૨૯૬ ટન જેટલી હતી. આમાંનો અરધાથી વધુ ભાગ, એટલે ૧,૧૧,૫૬૯ ટન જેટલો માલ યુરોપીયન વેપારીઓએ ઇંગ્લંડ ખાતે નીકાશ કીધો હતો, અને એશીયાટીક વેપારીઓએ હીંદ ખાતે ૨૬,૨૯૬ ટન જેટલો નીકાશ કીધો હતો.

---

**યુરોપમાં ખાંડ માટેના બીટનો પાક**—યુરોપના ઉત્તર અને મધ્ય વિભાગમાં બીટના પાકને શરૂઆતમાં ઠંડીથી કાંઇક હાની પહોંચી હતી. અને જુનની શરૂઆત સુધી એવી આશા ન હતી કે પાક આગલા વરસ કરતાં વધારે સારો ઉતરશે. પછી જુલાઇમાં સારો વરસાદ થયાથી પાકની સ્થીતી સુધરી અને આગસ્ટની શરૂઆતમાં એવી આશા બંધાઇ કે ગયા વરસ કરતાં પાંચ લાખ ટન વધારે ખાંડ એ પાકમાંથી મળશે. પાછળથી હવા અનુકુળ નીવડી નથી. જરમનીના પાકમાં આ વરસે ખાંડનું પ્રમાણ સવા પંદર ટકા છે જયારે ગયે વરસે તે પોણાં અઢાર ટકા હતું. ઝેકોસ્લોવાકીયા, ફ્રાન્સ, અને બેલ્જયમમાં પણ પાકમાં ખાંડનું પ્રમાણ ગયા વરસ કરતાં ઓછું છે. આ વરસે પાકની ઉતર વજનમાં ગયા વરસ કરતાં—વધારે થશે, પણ તેમાંથી ખાંડ ગયા વરસ કરતાં સવા બે લાખ ટન જેટલીજ

વધારે મળશે. આમાં રશીયાને ગણ્યું નથી સ્વીડનમાં ૨૨૭ હજાર ટનને બદલે ૧૦૦ હજાર ટન જેટલીજ પેદાશ થશે સ્પેનની પેદાશ ગયા વરસ કરતાં ૭૪ હજાર ટન વધારે થશે. ઇટલી ગયા વરસ કરતા ૩૩ હજાર ટન વધારે આપશે. ફ્રાન્સમા ૧૫૦ હજાર ટનની પેદાશ થવાની આશા સપ્ટેંબર મા હતી પણ તે પછી કાઇક ઓછી આશા રહે છે જરમનનો પાક ૩૦૦ થી ૩૫૦ હજાર ટન થવાની વકી હતી તેને બદલે હવે ૨૦૦ થી ૨૫૦ હજાર ટન જેટલો થવાની વકી રહે છે. ડેન્માર્કમાં પણ પાકને પાછળથી નુકશાન થયુ છે. રશીયા શીવાયના યુરોપમાથી કુલ પેદાશ ગયા વરસ કરતા ૨૮૫ હજાર ટન જેટલી વધારે ગણી શકાય.

ખાંડનો ખપ જરમનીમા અગાઉ કરતા વધારે થશે એમ લાગે છે કેમકે માસ અને ચરબીના સાધન ઘટ્યા છે. ઇંગ્લાંડમા જો ખાંડ ઉપરની જકાત ઘટે તો ઉઠાવ વધારે થાય. લડાઇ અગાઉ માથા દીઠ ૮૬ રતલ ખાંડ ઇંગ્લંડમા વપરાતી પણ હાલ તો દર માથા દીઠ ૭૧ રતલ ખાંડ ઇંગ્લંડમા વપરાય છે. ૧૯૨૨ ના જાનેવારીથી જુલાઇ આખર સુધીમા ઇંગ્લંડમા ખાંડનો વપરાશ ૯૩૫૧૩૫ ટન જેટલો હતો જ્યારે ગયે વરસે સાત મહીનામા તે ૮૧૪૯૩૭ ટન અને ૧૯૨૦મા એ અરસામાં ૭૧૬૫૧૧ ટન જેટલો હતો. ઇટલીમાં પણ ખાંડનો માથા દીઠ વપરાશ વધતો જાય છે ત્યા સ્થાનીક પેદાશ પુરતી થઇ પડશે નહીં

જુદા જુદા દેશોમા બીટના પાકનો વીસ્તાર તથા ઉતર નીચે દર્શાવી છે —

| દેશ | ૧૯૨૧-૨૨ | | ૧૯૨૨-૨૩ | |
|---|---|---|---|---|
| | વીસ્તાર | ઉતર | વીસ્તાર | ઉતર |
| | હજાર હેકટર | હજાર ટન | હજાર હેકટર | હજાર ટન |
| જર્મની | ૩૩૨ | ૧૩૦૦ | ૩૬૦ | ૧૫૦૦ |
| ઝેકોસ્લોવાકયા | ૧૯૧ | ૯૫૯ | ૧૯૦ | ૯૨૫ |
| ફ્રાન્સ | ૧૧૪ | ૩૦૦ | ૧૨૫ | ૪૦૦ |
| બેલ્જ્યમ | ૮૫ | ૨૯૦ | ૫૯ | ૩૦૦ |
| હોલેંડ | ૭૦ | ૩૫૦ | ૫૮ | ૨૭૫ |
| ઇટલી | ૭૩ | ૨૧૮ | ૮૫ | ૨૫૦ |
| પોલેંડ | ૮૨ | ૧૭૧ | ૯૫ | ૨૨૫ |
| સ્પેન | ૪૫ | ૬૬ | ૬૫ | ૧૪૦ |
| ડેન્માર્ક | ૩૪ | ૧૩૦ | ૨૪ | ૧૧૦ |
| સ્વીડન | ૪૮ | ૨૨૭ | ૧૬ | ૧૦૦ |
| હંગરી | ૨૫ | ૬૬ | ૨૦ | ૬૦ |
| રૂમાન્યા | ૩૭ | ૨૫ | ૨૫ | ૪૦ |
| યુગોસ્લાવીયા | ૧૭ | ૪૧ | ૧૫ | ૩૫ |
| આસ્ટ્રીયા | ૮ | ૧૬ | ૧૦ | ૨૦ |

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ ૨૧ બેક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

| | | | | |
|---|---|---|---|---|
| અલ્જેરીયા | ૧૨ | ૧૨ | ૯ | ૧૫ |
| ઈંગ્લંડ | ૩ | ૮ | ૩ | ૯ |
| સ્વીટઝરલેંડ | ૧ | ૫ | ૧ | ૫ |
| ફીન્લેંડ | ૧ | ૨ | ૧ | ૨ |
| | ૧૧૮૩ | ૩૮૮૭ | ૧૧૬૩ | ૪૧૧૧ |

મેકસીકોમાં ખાંડની પેદાશ માટેનો અડસટો અગાઉ ૧૧૦ હજાર ટનનો હતો પણ હવે એમ લાગે છે કે ૯૦ થી ૧૦૦ હજાર ટન જેટલીજ પેદાશ થશે.

મેકસીકોમાં રૂના પાક માટેનો અડસટો પચીસથી ત્રીસ હજાર ગાંસડી જેટલો છે. તેમાં દક્ષીણ કેલીફોર્નીયાથી ૯૦ થી ૧૦૦ હજાર ગાંસડી આવશે. એ માલ હમેશાં જાપાન ખાતે નીકાશ થતો હતો. અકટોબરની શરૂઆતમાં મેકસીકો દેશમાં કુલ સાઠ હજાર ગાંસડી રૂનો જથ્થો હતો. નવો પાક મેકસીકોના બજારમાં આવે ત્યાં સુધીમાં ત્યાંની મીલો માટે રૂનો ઉઠાવ ૧૧૦ હજાર ગાંસડી કરતા વધારે નહીં થાય એવી વકી હતી એટલે ત્યા રૂની તંગી જેવો મામલો હતો.

---

ખાંડનો જથ્થો બ્રાઝીલમાં તા. ૧૯-૯-૨૨ ને દીને પર્નામ્બ્યુકોમાં ૮૦૨૦૦ અને રાયોડીજેનીરોમા ૨૦૦૭૮૨ ગુણ જેટલો હતો. તા. ૨૩ મી આગસ્ટે તે ૭૧૦૦ અને ૧૭૪૧૯૧ ગુણ જેટલો હતો. એ બજાર મજબુત હતું.

---

## વેપારી ખબરો.

**જાપાનમાં ઉનના માલની આયાત**—ઓસાકાથી લખેલા તા. ૨૮ મી આકટોબરના પત્રમા જણાવ્યું છે કે છેલ્લા થોડા વખત થયાં જાપાનમાં ઈંગલંડના ઉનની આયાત વધવા લાગી છે. આ વરસના જુન મહીનામા ઉનના કાપડની કુલે આયાત ૧૭૪૮૩૩૦૦ ચોરસવાર અને પાઉંડ ૩૭૨૯૪૪૯ ની કીંમતની થઇ હતી. આ વરસે ઈંગ્લંડથી ઉનના માલની આયાત કરનાર તરીકે જાપાન પહેલો નંબર રહ્યું હતું. લંડન ખાતેના જાપાનીસ વેપારી કમીશનરના કહેવા પ્રમાણે ઈંગ્લંડમાં ઉનના માલ બનાવનારાઓએ વાયદાની ડીલીવરીના મોટા ઓરડરો મેળવ્યા છે.

યુરોપથી જાપાન આવતી દરેક સ્ટીમરમાં આજકાલ ૨૦૦ પેટીઓ ઉનના માલની તો હોય છેજ જો કે થોડોક માલ અમેરીકાનો અને કંઇકજ જરમનીનો હોય છે. ઘણુંખરું એ કાપડ ઈંગલંડથી આવે છે. ઈંગ્લીશ ઉનના ઉંચી જાતના માલના ભાવ ચોકાહામા ડીલીવરી માટે ૫-૫૦ યેન ઓફરવામાં આવે છે અને સ.ધારણ એવરેજ માલ માટે ૪ યેન માંગવામાં આવે છે. ધી ટોકીઓ ફ્રેબ્રીક કંપનીનો માલ નં૦ ૬૫૦ જાપાનમાં નંબરી માલ ગણાય છે, પણ તે ઈંગલીશ માલ સાથે હરીફાઇ કરી શકતો નથી. ટોકીઓની ફ્રેબ્રીક કંપનીને

તેનો સેનજુ ફેકટરી બંધ કરવી પડી હતી. ટુંકામાં પરદેશી માલના દમામને લીધે જાપાન દેશની ઉનની મીલો મોટી મુશકેલીમા છે આમ હોવાથી જાપાનીસ ઉનની મીલોએ જાડો માલ બનાવવાનું બંધ કરી પાતળો માલ જેવો કે સરજ અને મસલીન બનાવવા માંડયું છે કારણ કે જાપાનીસ કારખાનાઓ પાસે જાડો માલ પુશકળ સ્ટોકમા પડયો છે. પાતળા માલની મોસમ મવાસ થઇ છે, એટલે તેઓની સ્થીતી ભવીષ્યમા વધુ ખરાબ થવાનો સંભવ છે.

---

ફ્રાન્સમાં બાજરીનો વપરાશ—ફ્રાન્સમા ઘઉંના વેપાર પર સરકારનો કન્ટ્રોલ છે તેનો ઉપયોગ કરીને ઘઉનો વપરાશ ઘટે એવા પગલા ભરાય છે કેમકે ઘઉનો પાક આ વરસે વીસ લાખ ટન જેટલો ઓછો ઉતરવાની વકી છે ત્યાથી સરકારે એવુ ફરમાન કહાડયુ છે કે ઘઉંમાથી લોટ બનાવનારી મીલો એના ગુનાનો અમુક ટકા કરતા વધારે ભાગ લોટથી જુદો પાડે તો તેણે ગુન્હો કર્યો ગણાશે બીસ્કીટ માટે વધારે સારો લોટ બનાવવા કાજે ખાસ રજા આપવામાં આવશે. આથી એમ લાગે છે કે હવા બાજરીનો વપરાશ વધશે.

---

ચીનમાં રૂની પેદાશ—ન્યુયોર્કનું 'ક્રોનીકલ" પત્ર તા. ૨-૬-૨૨ ના અંકમા (પા ૧૦૬૨) જણાવે છે કે ચીનમા રૂની પેદાશ ૧૯૧૯ ના વરસમાં દરેક પાંચસો રતલની એવી ચાલીસ લાખ ગાસડી કરતા વધારે હતી ૧,૫૭૩૯,૭૭,૧૦૯ 'કેટલ" જેટલી કતર ઉપરથી એ પત્રે આ અકડો કહાડયો છે કેમકે ત્રણ "કેટલ" એટલે કે ચાર રતલની લગભગ થાય છે

---

બ્રાઝીલમાં સીમેંટની આયાત રાયોડીજેનીરો અને સેંટોસ ખાતે તા. ૨૧ મી આગસ્ટથી તા. ૧૮ મી સપ્ટેમ્બર સુધીમા ૨૮૫૬૮ બેરલ જર્મનીથી અને ૧૩૮૨૨ બેરલ નોરવે તથા સ્વીડનથી થઇ હતી.

---

કાફીનો જથ્થો બ્રાઝીલમાં ગઇ તા ૧૯ મી સપ્ટેમ્બરે સેંટોસ ખાતે ૨૩૫૬૧૦૦ ગુણ અને રાયેડીજેનીરો ખાતે ૧૭૬૪૭૦૪ ગુણ જેટલો હતો. ગઇ તા. ૨૩ મી આગસ્ટે તે ૨૫૩૪૬૬૧ અને ૧૭૭૪૦૩૬ ગુણ જેટલો હતો તા. ૧-૯-૨૨ થી તા. ૧૯-૯-૨૨ દરમ્યાન થયેલી આયાત તથા નીકાશ નીચે પ્રમાણે હતી.

| | આયાત | નીકાશ |
|---|---|---|
| સેંટોસ | ૩૬૩૧૭૯ | ૪૫૭૧૯૯ |
| રાયોજેનીરો | ૧૭૬૪૫૭ | ૧૭૪૧૭૯ |
| કુલ | ૫૩૯૬૩૬ | ૬૩૧૩૭૮ |

બજાર મજબુત હતું. બ્રાઝીલે અમેરીકનોને દશ લાખ ગુણ કાફી વેચી છે એવી અફવા ફેલાઇ હતી પણ તે ખોટી છે એમ સરકારે જાહેર કર્યુ હતુ.

---

શેઠ બી. એફ. માદન તરફથી ખુલાસો કરવામાં આવ્યો હતો કે કેટલાક સંસ્થાનો (જેવાં કે હોંગકોંગ, સીલોન)માં દેશીઓ તરફ અયોગ્ય વર્તણુંક હાથ ધરવામા આવતી હોય તેમ એમના જાણવામા નથી તેથી કરીને દરખાસ્તમા બધાં સંસ્થાનોનો જે સમાવેશ કરવામા આવ્યો છે તે વ્યાજબી નથી. આ દલીલના જવાબમા શેઠ વલ્લભદાસ લક્ષ્મીદાસ તરફથી કેટલુંક વીવેચન કરવામા આવ્યું હતું ત્યારબાદ શેઠ માદનની સુચના મુજબ શેઠ હંસરાજના સુધારામા તે પ્રમાણેનો યોગ્ય ફેરફાર કરવામા આવ્યો હતો. મી. મેરજીભાઇ માદને શેઠ હંસરાજના સુધારાને ટેકો આપ્યો હતો.

ત્યારબાદ શેઠ કાવસજી દીનશા એડનવાળા તરફથી સુધારો રજુ કરવામા આવ્યો હતો કે શેઠ મનસુખલાલની દરખાસ્તમાંથી ઉભી થતી તથા સંસ્થાનોમાં હિંદીઓની સ્થીતીમાંથી ઉભી થતી બીજી બાબતોના સબંધમાં જે કાંઇ પગલા લેવાની જરૂર લાગે તે પગલા સુચવનારો એક રીપોર્ટ ચેમ્બર આગળ બે માસની અંદર રજુ કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવી અને એ સબ કમીટીને બીજા ગૃહસ્થોની નીમણુંક કરવાની સત્તા આપવી આ દરખાસ્તને શેઠ મોરારજી મુળરાજ ખટાઉ તરફથી ટેકો આપવામા આવ્યો હતો.

## સબ-કમીટીના સભાસદોના નામ.

| | |
|---|---|
| શેઠ. દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ-પ્રમુખ) | શેઠ. બી એફ. માદન. |
| ,, મનસુખલાલ ઓઘડભાઇ | ,, એસ ડી સકલાટવાળા |
| ,, લખમીદાસ રવજી ટેરસી | ,, મનુ સુબેદાર |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | શેઠ મનમોહનદાસ રામજી |
| ઓન શેઠ ફીરોઝ સી. શેઠના | શેઠ કેકોબાદ કાવસજી દીનશા એડનવાળા |
| શેઠ નારણજી દયાળ | ,, વાલચંદ હીરાચંદ |
| ,, ત્રીકમદાસ ચકુભાઇ | ,, એમ એમ અમરસી |
| ,, રણછોડદાસ હરજીવનદાસ ગાંધી | ,, એન એમ. મજુમદાર |
| ,, વલ્લભદાસ લક્ષ્મીદાસ | ,, લાલજી નારણજી |

શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી તરફથી પોતાનો સુધારો પાછો ખેચી લેવામા આવ્યો હતો અને શેઠ એડનવાળાના સુધારા ઉપર મત લેતા તે સર્વાનુમતે પસાર થયો હતો.

ત્યારબાદ નીચે જણાવેલી ચેમ્બરની કમીટીના બંધારણને લગતી તથા કમીટીની ચુંટણીની પદ્ધતીને લગતી દરખાસ્તો શેઠ નારણજી દયાળ તરફથી એકઠી રજુ કરવામા આવી હતી અને શેઠ લખમીદાસ રવજી ટેરસી તરફથી ટેકો આપવામા આવ્યો હતો.

સાફ કીધેલા ચામડાના નીકાશ (૧) કમીટીનું બંધારણ.

એલીફ્રાનદરીઆમાનો એક ...ટી મારફત કરવામાં આવશે અને તે કમીટીનું બંધારણ

બકરાના ચામડાની નીકાશ કરના

ગ્રાકન મે... શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે?

(૧) ચુંટી કહાડેલા સભાસદોઃ—આ સભાસદોની સંખ્યા પ્રમુખ અને ઉપ પ્રમુખ સાથે કુલ ૨૧ રાખવામાં આવશે અને ચેમ્બરના સભાસદોમાંથી નીચેના નિયમ અનુસાર ચુંટી કાઢવામાં આવશે જે ચુંટણીનું પરીણામ વાર્ષિક સામાન્ય સભા વખતે જાહેર કરવામાં આવશે.

(૨) નીમાએલા સભાસદો—

વાર્ષીક સામાન્ય સભા મળ્યા બાદ કમિટી પોતાની પ્રથમ સભા વખતે વધારેમાં વધારે ચેમ્બરના સભાસદ હોય તેવી દશ એસોસીએશનોના પ્રતીનીધીઓની નીમણુંક કરશે.

(૩) "કોઓપ્ટેડ" સભાસદોઃ—આ કલમની પેટા કલમ (૨) માં જણાવેલા સભાસદો ઉપરાત બીજા ચાર સભાસદો કમીટી પોતાની પ્રથમ મીટીંગમાં નીમી શકશે.

## કમીટીના સભાસદો માટે દરખાસ્ત.

ચેમ્બરના સભાસદોની યાદી તથા વર્ષ દરમ્યાન ભરાએલી કમિટીની સભામાં સભાસદોએ કેટલીવાર હાજરી આપી હતી તે દર્શાવનારી નોંધ સર્વે સભાસદોને તા. ૧૫ જાન્યુઆરી અગાઉ સેક્રેટરી તરફથી મોકલી આપવામા આવશે તે મળ્યા બાદ એક અઠવાડીઆની અંદર કમીટીના સભાસદો તરીકે તથા ચેમ્બરના પ્રમુખ અને ઉપ-પ્રમુખ તરીકે જેમને ચુંટવા હોય તેમને માટેની દરખાસ્ત દરખાસ્ત કરનાર તથા ટેકો આપનારનાં નામ સાથે સભાસદોએ મોકલી આપવી. મળેલી દરખાસ્તોની ટીપ દરખાસ્ત કરનાર તથા ટેકો આપનારના નામ સાથે સેક્રેટરી તૈયાર કરશે, ત્યાર બાદ જે સભાસદોને માટે દરખાસ્ત મળેલી હશે તેઓ તે દરખાસ્ત માન્ય રાખે છે કે કેમ તે બાબત સેક્રેટરી તેવા દરેક સભાસદને પૂછાવી જોશે અને પત્ર મળ્યા બાદ બે દિવસની અંદર જવાબ મોકલી આપવાની વિનંતી કરશે. જવાબ વાળવામાં નહિ આવે તો સભાસદ દરખાસ્ત માન્ય રાખે છે એમ ગણવામા આવશે. દરખાસ્તોની છેવટની ટીપ મત પત્રક (Voting paper) કહેવાશે.

### (૨) ચુંટણીની રીત.

(અ) કમિટીના સભાસદો તથા ચેમ્બરના પ્રમુખ અને ઉપ-પ્રમુખની ચુંટણી માટે કમીટી એક દિવસ મુકરર કરશે જે એક દિવસ વાર્ષિક સામાન્ય સભાની તારીખ પહેલાં ઓછામાં ઓછું એક અઠવાડીઉં અગાઉ હશે, અને જેની ખબર ચેમ્બરના બધા સભાસદોને સરક્યુલરથી તેમજ મુંબઇ શહેરનાં ઓછામા ઓછાં બે ગુજરાતી અને બે ઇંગ્રેજી વર્તમાન પત્રો દ્વારા આપવામાં આવશે. આ દિવસ દરમીઆન સવારના (સ્ટા. ટા.) ૧૦ થી સાજના ૬ વાગ્યા સુધી ચેમ્બરની ઓફીસમાં બેલટ બોકસ ઉઘાડી રાખવામાં આવશે. સભાસદોને ચેમ્બરની ઓફીસમાં મતપત્રકો આપવામાં આવશે જેઓ તે ભરીને બેલટ બોકસમા નાખશે. મત આપનાર સભાસદોનાં નામવાળી ચિઠ્ઠીઓ બીજી પેટીમા નાંખવામાં આવશે અને આ બન્ને પેટીઓ ચેમ્બરના સેક્રેટરી અથવા તેણે નીમેલા ચેમ્બરના એક અમલદારની દેખરેખ હેઠળ રહેશે. આવી ચુંટણી થયા પહેલાં કમિટી બે સ્કુટિનિઅરો નીમશે જેઓ ચુંટણીને દિવસે સાજે ૭ વાગે (સ્ટા. ટા), બેલટ બોકસ સીલ કરશે અને મત ગણવાનું કામ બીજે દિવસે હાથ ધરશે અને એક અઠવાડીઆની અંદર બની શકે તેટલુ વહેલું પરીણામ જાહેર કરશે. જેમને સહુથી વધારે મત મળ્યા હશે તેમને રીતસર ચુટાએલા ગણવામા આવશે

પણ નવી ચુંટાએલી કમિટીની પહેલી બેઠક પહેલાં જો એક અથવા વધારે સભાસદ કમિટી ઉપર રહેવાની સેક્રેટરીને ના જણાવશે તો તેની અથવા તેમની જગ્યાએ તેના અથવા તેમના પછી બાકીનામાંથી જેને અથવા જેઓને બીજા બધા કરતાં વધારે મત મળ્યા હશે તેને અથવા તેઓને ચુંટાએલા ગણવામાં આવશે.

(બ) ચેમ્બરના પ્રમુખ અથવા ઉપ-પ્રમુખની ચુંટણીમાં એક અથવા બન્ને માટે મતો સરખાં થાય તો તેમની ચુંટણી માટે કમિટી ફરીથી બેલટ માગશે. જો કમિટીના સભાસદોની ચુંટણીમાં મતની સંખ્યા સરખી થાય તો સરખાં મતો મેળવતા સભાસદો માટે ચિઠી ઉપાડવામાં આવશે ને જેની તરફેણમાં ચિઠી ખેંચાશે તે સભાસદ તરીકે ચુંટાશે.

કલમ નં. ૧ ની પેટા કલમ (૨) અને (૩) મુજબ નવી કમિટી ૧૪ સભાસદો કોઓપ્ટ કરી શકશે.

આ દરખાસ્તોની વીરૂદ્ધમાં શેઠ મનમોહનદાસ રામજી તરફથી કેટલુંક વીવેચન કરવામા આવ્યું હતું અને તેના જવાબમા શેઠ નારણજી દયાળ, ત્રીકમદાસ ચકુભાઇ તથા લખમીદાસ ટેરસી તરફથી કેટલોક ખુલાસો રજુ કરવામાં આવ્યો હતો. ત્યાર બાદ શેઠ એન. એમ. મઝુમદાર તરફથી સુધારો રજુ કરવામા આવ્યો હતો કે શેઠ નારણજી દયાળની દરખાસ્ત ઉપર વીચાર કરવા સારૂ એક કમીટી નીમી તેને રીપોર્ટ કરવા સારૂ જણાવવું આ સુધારાને શેઠ એમ. એમ. અમરસી તરફથી ટેકો આપવામાં આવ્યો હતો. ત્યાર બાદ રીપોર્ટ કેટલી મુદતમાં રજુ કરવો એ બાબતનું કેટલુંક વીવેચન થયા પછી શેઠ મઝુમદારે પોતાનો સુધારો પાછો ખેંચી લીધો હતો.

દરખાસ્ત ઉપર મત લેતાં તે ૯ વીરૂદ્ધ ૧૫ મતે ઉડી ગઇ હતી.

ત્યાર બાદ શેઠ નારણજી દયાળ તરફથી નીચેની દરખાસ્ત રજુ કરવામાં આવી હતી જેને શેઠ લખમીદાસ રવજી ટેરસી તરફથી ટેકો આપવામાં આવ્યો હતો.

"ચેમ્બરના કાયદા કાનુનની કલમ ૬ થી ૩૦ સુધીમાં ફેરફાર કરી ઘટતો સુધારો વધારો કરવાની જરૂર છે અને તેમાં ફેરફાર સુચવવા માટે વીચાર કરી રીપોર્ટ કરવા નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ-કમીટી નીમવી અને તે સબ-કમીટીએ પોતાનો રીપોર્ટ એક માસની અંદર જનરલ સભા આગળ રજુ કરવો.

## સબ-કમીટીના ગ્રહસ્થોનાં નામ.

૧ શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ
૨ ,, એન. એમ. મઝુમદાર
૩ ,, મનુ સુબેદાર
૪ ,, ગુલાબચંદ દેવચંદ
૫ ,, જમનાદાસ દ્વારકાદાસ.
૬ શેઠ લખમીદાસ રવજી તેરસી.
૭ ,, નારણજી દયાળ.
૮ ,, વીઠ્ઠલદાસ ડી. ગોર્વીદજી.
૯ ,, સુરજમલ લલ્લુભાઈ.

આ દરખાસ્તની વીરૂદ્ધમાં શેઠ મનમોહનદાસ રામજી તરફથી કેટલુંક વીવેચન કરવામા આવ્યું હતું છેવટે મત લેતાં તે અગીઆર વીરૂદ્ધ પંદર મતથી ઉડી ગઇ હતો.

બાદ સભાના પ્રમુખનો આભાર માની સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર તા. ૧૬ મી ડીસેમ્બરને રોજ બપોરે બે કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા. ચેમ્બરના ઉપ-પ્રમુખ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીએ પ્રમુખસ્થાન લીધું હતું.

| | |
|---|---|
| શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી. | શેઠ મોરારજી મુળરાજ ખટાઉ. |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા. | ,, વાલચંદ હીરાચંદ. |
| ,, બી. એફ. માદન. | ,, કેકોબાદ કાવસજી દીનશાહ |
| ,, એન. એમ મજુમદાર. | ,, એમ. એમ. અમરશી. |
| ,, જમનાદાસ વસનજી મનજી. | |

૧ તા. ૨ જી ડીસેમ્બરને રોજ મળેલી કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ કરન્સી નોટો હીંદુસ્થાનમાં છાપવાની કમીટીની ભલામણના સંબધમાં ના. હીંદી સરકારના નાણાં ખાતા તરફથી કેટલીક વધુ અકડાની માહીતી આપનારો જે પત્ર આવેલો હતો તે પર વીચાર કરતાં તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૩ વર્તમાનપત્રો દ્વારા એમ જણાતું હતું કે પરદેશી શીપીંગ કંપનીઓના ઇન્કમટેક્ષની બાબતમાં ના. હીંદી સરકાર તરફથી સઘળી વેપારી એસોસીએશનોના અભીપ્રાય પુછાવેલા છે. આ ચેમ્બરને તે બાબતમાં કાંઇ પત્ર મળેલો નહીં હોવાથી તે બાબતમાં ના. હીંદી સરકારનું ધ્યાન ખેંચનારો એક પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૪ હીન્દુસ્થાનની રેલ્વે ઉપર લશ્કરી માલ ખાસ દરથી લઇ જવાને બદલે જો સામાન્ય દરથીજ લઇ જવામાં આવે તો રેલ્વેની આવકમાં કેટલો વધારો થવાનો સંભવ છે એ મતલબનો કમીટી તરફથી રેલ્વે બોર્ડ ઉપર જે પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં બોર્ડ તરફથી એક પત્ર આવ્યો હતો અને તેમાં ઉપર જણાવેલા સવાલને લગતા કોઠા બીડેલા હતા. આ પત્ર ઉપર વીચાર કરતાં ના. હીંદી સરકાર પર એક એવો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે સરકારની માલીકીનો અને સરકારના વહીવટ નીચે જે રેલ્વે નો વહીવટ હોય તેની રેલ્વે ઉપર લશ્કરી માલ સામાન્ય દરે લઇ જવો કે જેથી કરીને લશ્કરી ખર્ચના આંકડાનો વધારે ચોખ્ખો ખ્યાલ આવી શકે.

૫ મેશર્સ લાલચંદ એન્ડ કું. તરફથી પત્ર આવ્યો હતો કે સરકારની માલીકીના પ્રીન્ટીંગ પ્રેસ તથા "સ્ટેમ્પ છાપવાનું કામ હીંદુસ્થાનમાં કરવું. એ બંને સવાલો ઉપર એમના તરફથી ના. હીંદી સરકારને જે નોટ મોકલવામાં આવેલી હતી તેની નકલ બીડેલી હતી. આ બાબતમાં વીચાર કરતા તેમના લખાણને ટેકો આપનારો એક પત્ર "રીટ્રેન્ચમેન્ટ" કમીટી પર લખી મોકલવાનો ઠરાવ થયો હતો.

૬ નીચે જણાવેલા ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરના સભાસદ તરીકેનાં રાજીનામાં આવેલાં હતાં જે સ્વીકારવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| ૧ મેસર્સ મોરારજી વીરજી કું. | ૮ શેઠ ચીમનલલ કલ્યાણદાસ કું. |
| ૨ ,, સીતારામ કું. | ૯ ,, મહમદ ઉસમાન કું. |
| ૩ ,, ચન્દ્રભોજ ગોવિંદજી કું. | ૧૦ શેઠ અમરતલાલ કાળીદાસ |
| ૪ ,, ચંદુલાલ જમનાદાસ શાહ | ૧૧ મેસર્સ સી. એમ. બ્રધર્સ કું. |

૫ મેસર્સ છોટાલાલ મંગળદાસ કું. | ૧૨ શેઠ કાનજી ગોરધનદાસ ટોપરાણી
૬ ,, અહમદ હુસેન કું. | ૧૩ મેસર્સ ગોપાળજી ચાંપશી કું.
૭ ,, ગોપાળજી ચાંપશી કું, | (શેઠ ગોપાળજી રામજી)
(શેઠ નેણસી ચાપસી) | ૧૪ ,, એચ. એ. ખંભાતા કું.

નીચે જણાવેલા ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરનું વાર્ષીક લવાજમ વખતો વખત ભરવાની વીનંતી કરવા છતા નહીં મળવાથી તેમનાં નામ સભાસદના લીસ્ટમાંથી કમી કરવાનો ઠરાવ થયો હતો.

૧ મેસર્સ ફરામજી પાલનજી તલાટી કું.

૭ ધી સીંધીયા સ્ટીમ કુંપનીના ચેરમેન તરફથી ના. સરકારની શીપીંગ સંબંધી રાજનીતી સંબંધમા કરવામાં આવેલા આક્ષેપોના સંબંધમાં કમીટી તરફથી જે તાર મોકલવામાં આવ્યો હતો તેના જવાબમાં ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફથી ખુલાસાનો પત્ર આવ્યો હતો જેની નકલ સીંધીયા સ્ટીમ કું. ઉપર માહીતી સારૂ મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૮ ઇન્ડીઅન શીપીંગ અને પી. એન્ડ ઓ. કોન્ટ્રાકટના સંબંધમાં સબ કમીટી તરફથી જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે ખરડા ઉપર મે. પ્રમુખનો કેટલોક ખુલાસો જણાવનારી એક નોટ મળેલી હતી જે પર વીચાર કરતાં તેની નોધ લેવાનો ઠરાવ થયો હતો.

૯ શેઠ ડબલ્યુ. ટી. હાલાઇ તરફથી પત્ર આવ્યો હતો કે કોર્ટના એક તરફી નાદારીના હુકુમથી જો એમને સભાસદ તરીકે રદ કરવામાં આવ્યા હોય તો તે વ્યાજબી નથી અને તેમની ચેમ્બરમા હવે શું સ્થીતી છે તે સંબધમાં તાકીદે ખુલાસો આપવો. આ પત્રના જવાબમાં સેક્રેટરી તરફથી ચેમ્બરના કાનુન તરફ લક્ષ ખેંચનારો જે પત્ર શેઠ હાલાઇને લખી જણાવવામા આવ્યો હતો તે પત્રના સીવાય કમીટીને બીજો કાંઇ ખુલાસો કરવાનો નથી એને મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર તા. ૨ જી ડીસેમ્બર સને ૧૯૨૨ ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા. મે. પ્રમુખ તથા ઉપ-પ્રમુખની ગેરહાજરીમા પ્રમુખનું સ્થાન શેઠ મનમોહનદાસ રામજીને આપવાનો ઠરાવ થયો હતો.

૧ શેઠ મનમોહનદાસ રામજી | ૭ શેઠ વાલચદ હીરાચંદ
૨ ,, લાલજી નારણજી | ૮ ,, એન. એમ. મજુમદાર
૩ ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ૯ ,, બી. એફ. માદન
૪ ઓન શેઠ લલ્લુભાઇ શામળદાસ | ૧૦ ,, મોતીલાલ વલ્લભજી
૫ ,, શેઠ મનુ સુબેદાર | ૧૧ ,, કેકોબાદ સી. દીનશાહ
૬ ,, માવજી ગોવિંદજી | ૧૨ ,, મોરારજી ગુળરાજ ખટાઉ

૧ તા. ૨૮ મી ઓકટોબર તથા તા. ૪,૬,૯,૧૦, તથા ૧૮ નવેમ્બરને રોજ મળેલી કમીટીની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ મરકેન્ડાઇઝ માર્ક એકટના સુધારાના સબંધમા કમીટી તરફથી જે પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે

કમીટીની સુચના પ્રમાણે સુધારો કરવાનું એમને વ્યાજબી જણાતું નથી. પત્ર ઉપર વીચાર કરતાં એકટમાં સુધારો રજુ કરનારૂં બીલ ચેમ્બરના પ્રતીનીધી શેઠ મનમોહનદાસ રામજી મારફત લેજીસલેટીવ એસેમબ્લીમાં રજુ કરાવવાનો તથા બીલનો ખરડો ચેમ્બરના સોલીસીટર મેસર્સ કેપ્ટન અને વૈદ્ય મારફત તૈયાર કરાવવાનો ઠરાવ થયો હતો.

૩ મરકેન્ડાઇઝ માર્ક્સ એકટની હેઠળ અમુક માલ હીંદુસ્તાનમાં બનેલો છે એ મતલબની છાપ મારવાની ભલામણ ના. સરકારને કરવી કે કેમ તેના સંબંધમાં મુંબઇની મીલ માલીકોની મંડળીનો જે અભીપ્રાય પુછાવેલો હતો તેના જવાબમાં તેમના તરફથી પત્ર આવ્યો હતો કે એ પ્રકારની સુચના કરવાને સારૂ મંડળી કાંઇ જરૂર જોતી નથી. પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૪ ના. મુંબઇ સરકાર તરફથી મેસર્સ ગોદરેજની તીજોરીના સંબંધમાં ફરીથી પત્ર આવ્યો હતો કે મેસર્સ ગોદરેજની તીજોરી ખરીદવી બંધ કરવામાં સરકારનો હેતુ ફકત પોતાના કીંમતી કાગળોની સલામતીનોજ હતો અને કમીટી તરફથી જે મોટો રાજનીતીનો પ્રશ્ન ઉભો કરવામાં આવ્યો છે, તેવો પ્રશ્ન સરકાર સમક્ષ હતોજ નહી આ પત્ર ઉપર વીચાર કરતાં તે બાબતમાં એક ઘટતો ઠરાવ સ્થાનીક ધારાસભામાં શેઠ જી બી. ત્રીવેદી રજુ કરશે કે કેમ તે મતલબનો ખુલાસાનો પત્ર તેમને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૫ શેઠ મનમોહનદાસ રામજી તરફથી મુંબાઇ મુકામે એક ફીનેન્સીઅલ કોન્ફરન્સ બોલાવવાની સુચના કમીટી સમક્ષ રજુ કરવામાં આવી હતી. આ બાબત ઉપર ચેમ્બરની જુની ફીનેન્સ સબકમીટી ઉપર તથા બીજા મુખ્ય વેપારી સ્થળોની દેશી વેપારી એસોસીએશન તથા એકસપર્ટો ઉપર એક સરકયુલર પત્ર ચેમ્બરના સેક્રેટરીએ લખી તેમનો અભીપ્રાય મંગાવવાનો ઠરાવ થયો હતો.

૬ શીપીંગના સબંધમાં સબ કમીટી તરફથી જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે કમીટી આગળ રજુ થતાં તે ઉપર તથા તે ખરડાના સબંધમાં મે. પ્રમુખ તરફથી પોતાના વીચાર દર્શાવનારો જે પત્ર આવ્યો હતો તે પર વીચાર કરવામાં આવ્યો હતો. મેલની લાવ લઇજા કરવાને માટે જેવી રીતે ના. હીંદી સરકાર પાસેથી "સબસીડી" લેવામાં આવે છે તેવી રીતે બીજા જે દેશો કે જેઓ "સરવીસ" નો લાભ લે છે તેમની પાસેથી કેટલી "સબસીડી" લેવામાં આવે છે તેના આંકડા મંગાવનારો એક પત્ર ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફ મોકલવાનો તથા તેનો જવાબ આવે તે દરમીયાન ખરડા ઉપર વીચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૭ ઇસ્ટ આફ્રીકામાં કોરા કાપડ ઉપર જે ભારે આયાત જકાત નાંખેલી છે અને તે સંબંધમાં કમીટી તરફથી જે લખાણ કરવામાં આવ્યું હતું તેના જવાબમાં ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે તે બાબતમાં "ઇન્ડીઆ ઓફીસે" ના. બ્રીટીશ સરકારનાં સંસ્થાનોના પ્રધાનનું ધ્યાન ખેંચવું એ મતલબનો પત્ર હીંદી સરકાર તરફથી "ઇન્ડીઆ ઓફીસ" ઉપર લખી મોકલવામાં આવેલો છે. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૮ મેસર્સ મેકેરો એન્ડ કુ. તરફથી બોમ્બે ટેલીફોન કંપની ટેલીફોન પુરા પાડવામાં જે વાર કરે છે તે સંબંધમાં કમીટીની દાદ માગનારો ફરીથી એક પત્ર આવેલો હતો જેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

ધી બોમ્બે ટાઇમ્સ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

૯ પેટ્રોલ ઉપર નીકાશ જકાતની ભલામણના સંબંધમાં કમીટી તરફથી ના હીંદી સરકારને પત્રનો જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે રજુ કરતા સભાના પ્રમુખની મંજુરીથી તે ના. હીંદી સરકાર પર રવાના કરવાનો ઠરાવ થયો હતો.

૧૦ કોલસાની લાવલઈજા કરવાને સારૂ રેલ્વેનાં ગાડાં પુરાં પાડવાની જે નવી પદ્ધતી રેલ્વે બોર્ડ તરફથી અમલમા મુકવામાં આવી હતી અને તે સંબંધમાં મેશર્સ કાવસજી દીનશા બ્રધર્સે રેલ્વે બોર્ડ ઉપર જે પત્ર લખેલો હતો તેની નકલ તેમના તરફથી કમીટીને મોકલવામા આવેલી હતી. આ પત્ર ઉપર વીચાર કરતા તે સંબંધમા ના. હીંદી સરકાર પર પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૧ શેઠ મનસુખલાલ ઓઘડભાઇ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ચેમ્બરના હવે પછીની મળનારી જનરલ સભામા નીચેની દરખાસ્ત રજુ કરવાની નોટીસ આપેલી હતી.

"ના. બ્રીટીશ સરકારના તાજ નીચેના તથા સ્વતંત્ર સંસ્થાનોમાં હીંદીઓ પ્રત્યે જે અયોગ્ય અને અસભ્ય વર્તન ચલાવવામાં આવે છે તે માટે આ ચેમ્બર ઠરાવ કરે છે કે તેઓના કોઇપણ મેમ્બરે સંસ્થાનોમાં રજીસ્ટર થયેલી વીમા કું. માં વીમો ઉતરાવવો નહીં તેમજ તેવી બેંકોમા પોતાનું નાણું રોકવું નહી તેમજ સંસ્થાનોમાં જન્મેલ બીન હીંદીને પોતાને ત્યા નોકરીમા એજન્ટ તરીકે અથવા બીજી આડકતરી રીતે નાણાનો લાભ તેમને મળે તેવા કાંઇ પણ લાભ આપવા નહી અને આ ઠરાવનો ભંગ કરનાર મેમ્બરને ચેમ્બરના મેમ્બર તરીકે રદ કરવા અને જે જે વેપારી મંડળો આપણી ચેમ્બરમાં દાખલ થયેલ છે તે સર્વેને પણ ઉપર મુજબ ઠરાવ કરવા ભલામણ કરવી."

આ દરખાસ્ત ચેમ્બરની તા. ૧૬ મી ડીસેંબરને રોજ મળનારી જનરલ સભામાં રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૧૨. ચેમ્બરના કાયદા કાનુનના કલમ નં. ૬ થી નં. ૩૦ સુધીની કલમો ઉપર વીચાર કરવા સારૂ ચેમ્બરની ખાસ જનરલ સભા બોલાવવાને સારૂ દશ સભાસદોની સહી હેઠળ રેકવીઝીશન આવેલું હતું અને તેમાં જણાવેલું હતું કે ચેમ્બરના હાલના કાયદા કાનુનની કલમ ૬ થી ૩૦ સુધીમાં ફેરફાર કરી ઘટતો સુધારો વધારો કરવાની જરૂર છે અને તેવા ફેરફાર સુચવવા માટે વીચાર કરી રીપોર્ટ કરવા નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવી અને તે સબ કમીટીએ પોતાનો રીપોર્ટ એક માસની અંદર જનરલ સભા આગળ રજુ કરવો તથા નવા કાયદા કાનુનમાંથી ચુંટણીને લગતા નીયમો જરૂરી હોવાથી ખાટીંગે તેનો નીકાલ લાવવાની અરજ છે.

## સબ કમીટીના ગૃહસ્થોનાં નામ.

| | |
|---|---|
| ૧ શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ. | ૬ શેઠ લખમીદાસ રવજી તેરસી. |
| ૨ ,, એન. એમ. મજુમદાર. | ૭ ,, નારણજી દયાળ. |
| ૩ ,, મનુ સુબેદાર. | ૮ ,, વીઠ્ઠલદાસ ડી. ગોવીંદજી |
| ૪ ,, ગુલાબચંદ દેવચંદ. | ૯ ,, સુરજમલ લલ્લુભાઇ. |
| ૫ ,, જમનાદાસ દ્વારકાદાસ. | |

આ રેકવીઝીશન ઉપર વીચાર કરવા સારૂ ચેમ્બરની એક અસાધારણ સામાન્ય સભા શનીવાર તા. ૧૬ મી ડીસેમ્બરને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા.) બોલાવવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

કરતાં હીંદી પ્રધાન જરા પણ વાર લગાડે. એની ગણતરી એવી હોવાનો હાલ સંભવ છે કે આવતા ચોમાસામાં ચાંદીનું તથા હીંદની હુંડીનું બજાર નરમ જશે એમ ધારીને હાલની તેજ મોસમનો લાભ જેમ બને તેમ લઈ લેવો; અને બની શકે તો ગોલ્ડ સ્ટેન્ડર્ડ રીઝર્વ ફંડને વધારે મજબુત બનાવવું એવી એની રાજનીતી લાગે છે. એ ગોલ્ડસ્ટેન્ડર્ડ રીઝર્વ વધારવાનો તો માત્ર એકજ ઇલાજ નવા રૂપેયા પાડવાનો છે. ને માટે હાલના ભાવે ચાંદીની ખરીદી હીંદી પ્રધાન તરફથી થતી હોય તો અસંભવીત નથી. પણ યુનાઇટેડ સ્ટેટસની સરકાર પીટમેન એક્ટની રૂએ ખરીદી કરતી બંધ પડે એવો સમય દુર નથી અને તે પછી દુનીઆમાં ચાંદીના ભાવ હાલના કરતા પણ નીચા જવાનો સંભવ રહે છે એટલે હીંદી પ્રધાન પણ તેટલા વખત સુધી ચાંદીની ખરીદી બને તો મુલતવી રાખે એજ લાભકારક અને સંભવીત છે જો એમ થાય તો ચોમાસામાં નાણાની છુટના સમયમાં હીંદી પ્રધાન તરફની લેવાલીથી ચાંદીનુ બજાર પણ હાલની સપાટીથી સ્હેજ નીચે ટકી રહે અને એ બજાર મજબુત થતાં હીંદની હુંડીની બજાર પણ સ્થીર થાય. હુંડીનું બજાર વધી જાય તો તેને લીધે ઇંગ્લંડથી સોનું મંગાવવાનું વધારે સસ્તુ પડે અને જો હુંડીનું બજાર ઘટે અને હાલની સ્થીતીએ રહે તો પણ તેના પ્રમાણમાં સોનાના ભાવ હાલના કરતાં ઓછા રહે. આટલા કારણસર સોનાના બજારમાં વેપારીઓએ તેજીની રૂખમા તણાઇ ન જવું એવી અમારી મજબુત ભલામણ છે.

ચાંદીના બજારમાં ઉપર કહી ગયા તેમ ચાર મહીના પછી યુનાઇટેડસ્ટેટસની સરકાર ખરીદી કરતી બંધ પડે તે વેળા મંદી આવવાનો સંભવ છે અને જો તે વેળા ચાંદી ખરીદવા માટે હીંદી સરકાર બહાર પડે તો આશ્ચર્ય પામવા જેવું નથી તો પણ એવી ખરીદી હીંદી પ્રધાન કરશે એવી ખાતરી રાખી વર્તવામા રહેલો જોખમ ચાંદીના વેપારીઓની ધ્યાન બહાર રહેવો ન જોઇએ.

હુંડીના બજારમા વધઘટનો આધાર ઘણી બાબદો પર રહેતો હોવાથી તે સર્વેનું સામટું જોર વીચારવું પડે છે અને તેમાં હીંદી સરકારની રાજનીતીની અસર ઘણી રહેવી હોવાથી જયા સુધી એ રાજનીતીનું સ્વરૂપ ચોકસપણે સમજાય નહીં ત્યાં સુધી બજારમા વધઘટનો સંભવ વધારે રહેશે. જયાં સુધી હીંદની નીકાશ આયાતના કરતા વધારે હોય ત્યા સુધી હુંડીના ભાવ ઉંચા જવાની વલણ રહે એ સ્વાભાવીક ગણાય; તેનો લાભ લઇને ચાંદીની ખરીદી ચાલુ રાખી નવા રૂપયા પાડવામા જો હદ બહાર ઉલટ હીંદી પ્રધાન નાખે તો તેની અસર એ થાય કે હીંદમાં રૂપયાની નાણાં બજારમા વધારે છુટ રહે અને સોનાની આયાત ઓછી અને મોડી થાય જેને પરીણામે વેપારીઓ ભુલાવામા પડીને ચાંદીનો તથા સોનાનો ઉંચો ભાવ ટકી રહેવાની વકી રાખે. એ રાજનીતી મુજબનું સરકારનું વર્તન જે દીને અટકે તે દીને બેઉ બજારમાં મંદી થતા વાર ન લાગે એવો જોખમ વેપારી વર્ગને માથે રહે. સરકાર ધારે તો હીંદની આયાત કરતા નીકાશ જેટલી વધારે થાય તેના પ્રમાણમાં હુંડીનો ભાવ વધવા દઇ શકે અને ધારે તો રૂપયાના નવા સીકાઓ પુર છુટથી પડવાનું ચાલુ રાખી હુંડીના બજારનો પાયો એવો લુલો કરી નાખે કે રૂપીઆની અંદર રહેલી ચાંદીને લીધે એની જે કીંમત રહે તેટલી નીચી હદ તરફ હુંડીના ભાવને ગગડવાની વલણ ખાતરી સાથે રાખી શકાય. આ બેમાંથી કયો માર્ગ હીંદી સરકાર લેશે તે કહેવું સહેલું ન ગણાય પણ હીંદી પ્રધાનની કાઉન્સીલમાં આપણા

જાણીતા હીંદી મી. દાદોબા મેરવાનજી દલાલ છે તેમની હાજરી ઉપરથી એવો વીશ્વાસ રાખી શકાય કે ચાંદીની ખરીદી એક વેળા વધારે અને બીજી વેળા ઓછી એમ રાખવાને બદલે હમેશાં લગભગ સરખી રાખવાની આ દેશી વેપારીઓની ચેમ્બરની સુચના પર સત્તાવાળાઓ વીશેશ ધ્યાન આપશે અને હુંડીનો ભાવ બે શીલીંગ સુધી લઈ જવાના પ્રયત્નને બદલે તેમાં સ્વભાવિક વધઘટ થઈને બજાર પોતાની મેળે સ્થીરતા પામે તેમા મદદ કરવા તરફ વધારે લક્ષ રાખશે. પણ આ માત્ર આશા છે તેનો પાયો સરકારની મરજી પર અવલંબેલો છે અને એટલે અંશે તેના પર વીશ્વાસ રાખવામાં જોખમ રહેલો છે હીંદના ઉદ્યોગોની સ્થીતી ઉપર માઠી અસર થવાનો જોખમ ખેડીને પણ બે શીલીંગ પર હુંડીનો ભાવ લઈ જવાનું સરકાર ધારે તો અમુક હદ સુધી તેમા ફાવી શકે. અત્યાર સુધી તે માટે લીધેલા ઉપાયો અધુરા હતા અને સંજોગો પણ પ્રતીકુળ હતા. હવે સ્થીતી બદલાઇ છે તે જોતા વધારે મક્કમપણે બે શીલીંગ ભાવ તરફ વધવાનો તથા તે પછી તેને ત્યા ટકાવવાનો પ્રયત્ન મજબુતથી સરકાર કરે તો આશ્ચર્ય પામવા જેવું નથી. તેની સાથે એમ પણ ખરૂં છે કે હીંદની પ્રજા નોટો કે સોનાના સીક્કા કરતા રૂપયા વધારે માગે છે એવી માન્યતાને વળગી રહીને નવા રૂપયા પાડવાનું સરકાર ચાલુ રાખે તો હુંડી નીચી ગયા વગર ન રહે. બેઉ બાજુનો જોખમ વીચારીનેજ વેપારીઓએ વર્તવું જોઈએ.

---

## નોંધ.

કામદાર વર્ગો સાથે સહકાર કરવાની કેટલી જરૂર શેઠ વર્ગને છે તે જો તેઓ સમજે, જો એ સહકારથી શેઠ વર્ગને પોતાને થનારા લાભથી તેઓ વાકેફ હોય તો ઉદ્યોગોની સ્થીતી હાલના કરતા વધારે સારી રહે. અત્યારે કામદારોના મનમા અશાંતી ઘણી છે હાલના શેઠ વર્ગનો તેઓ જેટલો દોષ કહાડે છે તે કરતાં વધારે દોષ સમાજની ચાલતી આવેલી વ્યવસ્થાનો કહાડે છે એટલે કે શેઠ વર્ગની સામે તેમને ખાસ અવિશ્વાસ નથી. પણ જો શેઠ વર્ગ તરફથી કોઇ ઉપદેશક તેમને ઉદ્યોગની સ્થીતી સમજાવવા જાય તો તેના ઉપર કામદારો વિશ્વાસ મુકશે નહીં; કેમકે એવા ઉપદેશકો માટે તેમની એવી માન્યતા હોય છે કે હંમેશાં તેઓ પુરી હકીકત રજુ કરતા નથી એટલુંજ નહીં પણ પોતાના શેઠને ખુશ કરી શકાય તેવી દલીલો જાણી બુઝીને વાપરે છે. જ્યારે તેમના શેઠ બદલાય છે ત્યારે તેમની દલીલો બદલાય છે. એવા ઉપદેશકોમા કામદારો વિશ્વાસ કેમ રાખે? જેઓ એવા નથી હોતા તેમની નીમણુંક પણ શેઠ તરફથી થયેલી હોવાથી કામદારો તેમનામા વીશ્વાસ મેલતાં અચકાય છે એનો ઇલાજ એ છે કે ઉદ્યોગોની સ્થીતી વીશે જેને જેવું કહેવુ ઘટે તેને તેવુ કહેવાની ફરજવાળા ઉપદેશકોના નામણુંક શેઠ વર્ગ તથા કામદાર વર્ગ બેઉના પ્રતીનીધીઓએ મળીને કરવી પોતાને જે સાચું લાગે તેજ જણાવે એવી માન્યતા પોતાને માટે ટકાવી રાખવાની કાળજી રાખનારા ઉપદેશકોજ રાખવા અને તેમને તે માન્યતા ટકાવી રાખવા માટે જોઇતી સગવડ આપવી. એમ કરવાથી કામદારો પણ તેમનામાં વીશ્વાસ રાખશે અને ઉદ્યોગોની સ્થીતી વીશે જે હકીકત રજુ કરવામા આવશે તેનો અભ્યાસ કરવા પ્રેરાશે જેમ એ અભ્યાસ વધશે તેમ કામદાર વર્ગ શેઠ વર્ગની સાથે વધારે હળી મળીને કામ કરશે કારણ કે એકબીજાની મુશ્કેલીઓ બેઉ સમજી શકશે. ઉપદેશકો શબ્દને બદલે શીક્ષકો શબ્દ વાપરવાથી કામ વધારે સહેલું થશે. તેમને પણ સમજાવી

---

દેવું કે તમે માત્ર પુસ્તકીયા સીદ્ધાંત સમજાવનારા શીક્ષકો નથી પણ અર્થ શાસ્ત્રના નીયમો વ્યવહારમાં કેવી રીતે પ્રવર્તે છે તે દર્શાવનારા શીક્ષકો છો માટે તમારા વીદ્યાર્થીઓ જેઓ મોટી ઉમરનો લગભગ અભણ કામદારો છે તેમની માનસીક શક્તીઓને ધ્યાનમાં લઈને કામ કરજો. મોટાસિદ્ધાંતો સમજવાં કામદારોને વધારે વાર લાગશે. કામદાર વર્ગમાંથી જો તેવા શીક્ષકો મેળવ્યા હશે તો વધારે સરળ રીતે કામ કરી શકાશે. તેઓ સમજાવી શકશે કે કાંઈ પણ ફેરફાર વગર કોઈ સ્થીતી લાંબો સમય ટકી શકે નહીં અને મોટા ફેરફારો ઉતાવળે કરવામાં કોઈને લાભ નથી પણ ઘણાને નુકશાન છે.

બરમીંગહામમા નેશનલ એલાયન્સ ઓફ એમ્પ્લોયર્સ એંડ એમ્પ્લોયેડ નામનું મંડળ એવાજ હેતુથી સ્થપાયું છે. તેમાં ૧૮ પ્રતીનીધી શેઠ વર્ગ નીમે છે અને ૧૮ પ્રતીનીધીઓ જુદા જુદા સ્થળોએ મજુરોનાં મંડળોએ ચુટેલા હોય છે. યુનીવર્સીટીની મદદથી તેમણે આવા શીક્ષણ માટે યોજના કરી. વીદ્યાર્થીઓને મોકલવાનો હક કામદારોના મંડળોને આપ્યો. તેમને યુનીવર્સીટીમાં અર્થશાસ્ત્ર, ઉદ્યોગોનો ઇતીહાસ, વાકચાતુર્ય, જકાત તથા કરાની પદ્ધતિ, જાહેર સભાઓમાં કામ કરવાની રીત વગેરે વીશે એક વરસ શીક્ષણ અપાયું. બીજે વરસે એ બાબતો શીખવા માટે બાવીસ જણને નીમવાના હતા પણ કામદારોના મંડળોએ ૧૩૦ જણને મોકલ્યા. આ કાર્યમાં કામદાર વર્ગનો ઉત્સાહ આ રીતે વધારી શકાય છે.

એમની પાસે ખુલ્લા મેદાનમાં ઉદ્યોગો તથા સંસારી વીષયો પર વીવેચનો કરાવવાં અને તેમાં રજુ થતી હકીકત સંપૂર્ણ, સત્ય અને નીષ્પક્ષ પણે દર્શાવેલી હોવી જોઇએ. એ હકીકત ક્યાંથી મળી અને તે ખરી છે એમ ખાતરી કેવી રીતે કરી શકાય તે પણ દર્શાવવું જોઇએ. કેટલાક વીદ્યાર્થીઓને કારખાનાંઓને લગતી વર્ક કમીટીઓમાં નીમો એટલે આવી બાબતોનો અભ્યાસ કરવા તરફ તેમનું લક્ષ વીશેશ આકર્ષાશે. અભ્યાસ માટે એક વરસનો સમય પુરતો થઇ પડશે નહીં પણ આપણો હેતુ એ મુદ્દત દરમ્યાન વીષય શીખવવાનો ન રહે. આપણે તો એ શીખવાની ઇચ્છા ઉત્પન્ન કરવા અને તેના સાધનો દર્શાવી, સરળતા કરી આપવી એટલુંજ તાકીયે. હવે એવા અભ્યાસ માટેની સંસ્થાઓ તથા વીદ્યાર્થીઓની સંખ્યા બરમીંગહામમાં ઝડપથી વધતી જાય છે.

---

## વેપારી કોલકરારો.

ઇગ્લંડ તથા સ્પેનની સરકારો વચે હમણાં જે કોલકરાર તા. ૩૧ મી અકટોબરે મેદ્રીડમા થયા છે તે માટે બર્મીંગહામ ચેમ્બર ઓફ કોમર્સનાં જર્નલમા સરકારને મુબારકબાદી આપવામા આવી છે. એમ ઉપરાંત એમ પણ જણાવ્યું છે કે એ કોલકરારોમા જે કેટલીક છુટ મળવવાનું બન્યું છે તે માટે વેપારી આલમે બ્રીટીશ ચેમ્બર ઓફ કોમર્સની એસોસીએશન, વગેરે મંડળોનો પણ આભાર માનવો પડશે. એમા આગેવાન ભાગ બર્મીંગહામની ચેમ્બરે લીધો હો છેલાં ત્રીસ વરસથી કાંઇ પણ ખુલ્લા કોલકરાર કરેલા ન હતા તેને સ્થાને હવે એવી ગોઠવણ થઇ છે કે તા. ૬ ઠી નવેમ્બરથી બેઉ દેશની સરકાર એક બીજાને એવી છુટ આપશે કે જે બીજા કોઇને પણ આપેલ હોય. આ કલમ "મોસ્ટ ફેવર્ડ

---

નેશન" પાલીસ કરેલા ટેબલટોય ખરાદ કરવા કયા જશો?

નેશનલ ક્લોઝ" તરીકે જાણીતી છે. અત્યાર સુધી માત્ર એક બીજાને એવો લાભ આપવા હતા પણ તે છ મહીનાની નોટીસથી રદ કરી શકાય એવી ગોઠવણ હતી. હવે ત્રણ વરસ સુધી અને તે પછી પણ છ મહીનાની નોટીસ પુરી થવા સુધી નીરાંત રાખી શકાશે.

હીંદી સરકારને આ કોલકરાર સાથે કેવો સંબંધ છે તે એ જનરલમાં જણાવ્યું નથી.

ફ્રાન્સ તથા ઇટલી વચે તા. ૨૧-૧૧-૧૮૯૮ માં થયેલા કોલકરારો બંધ પાડવાની નોટીસ અપાઇ ગઇ હતી પણ તે પછી ગઇ તા. ૧૩ મી નવેંબરે એવાજ કોલકરારો ફરીથી કરવામાં આવ્યા છે અને તે તા. ૨૮ મી નવેંબરથી અમલમાં આવ્યા છે. ઇટલીની સાથે ઇંગ્લંડને અન્ગ્સ પરસ "મોસ્ટ ફેવર્ડ નેશન" તરીકે ગણવાની ગોઠવણ છે એટલે નવા કોલકરારોનો જે લાભ ફ્રાન્સને મળશે તે લાભનો ઇંગ્લંડને પણ હક રહેશે.

સ્પેન સાથેના કરારમાં ઇંગ્લંડે એટલી કબુલાત આપી છે કે લોખંડનો ઓર (ખાણમાંથી નીકળેલો ભુકો) તથા બુચ વગેરેની આયાત ઉપરનો કર હાલમાં છે તે કરતાં વધારી શકાશે નહીં.

એ ઇંગ્લંડની સરકારની સાથે રહીને હીંદી સરકારે પણ એવાજ કરાર પર સહી કરી હોય તો જે વેળા સ્પેનમાં લોખંડના ભુકાની પેદાશ વધી પડવાથી તે ઘણો સસ્તો થઇ જાય તે વેળા તેની આયાત હીંદમાં થાય અને હીંદની ખાણોમાંથી લોખંડ કાઢવાના ઉદ્યોગને હરીફાઇથી ધકો પહોંચાડે. ફીસ્કલ કમીશનના રીપોર્ટ ઉપરથી કેવાં પગલાં ભરવાં તે નક્કી થાય તે અગાઉ જો આવી ગોઠવણ થઇ હોય તો યોગ્ય ન ગણાય. દુનીયામાં જુદા જુદા દેશોની સરકારો વચ્ચે આવા જે કરારો થાય તેની કેવી અસર હીંદુસ્તાનના વેપાર કે ઉદ્યોગો ઉપર થવાનો સંભવ છે તે દર્શાવી તે પ્રત્યે વેપારી મંડળોનું ધ્યાન ખેંચનારી યાદીઓ વખતો વખત હીંદી સરકારનાં વેપાર ખાતાંઓએ બહાર પાડવી જોઇએ.

---

## આપણી ખેતી.

આપણા દેશમાં ખેતીનો વીસ્તાર વીશાળ છે અને ઉદયોગોમાં એ મુખ્ય છે પણ જેટલી જમીન ખેતીના કામમાં લઇ શકાય તેવી છે તેટલી ખેડાતી નથી હીંદના ખેતીના ઉદયોગોને લગતા આંકડા ઉપરથી નીચે જે વીગત આપી છે તેમાં "ખેડાય એવી પણ ન ખેડાયેલી" જમીનનો વીસ્તાર પણ દર્શાવ્યો છે તે ધ્યાન પુગવા લાયક છેઃ-

(હજાર એકર)

| જીલ્લો | જંગલ | ખેડાય નહીં એવી | ખેડાય એવી પણ ન ખેડાયેલી | પડતર | પાક માટે રોકાયેલી | કુલ |
|---|---|---|---|---|---|---|
| અમદાવાદ | ૧૨ | ૪૭૭ | ૧૧૩ | ૪૫૨ | ૧૩૯૬ | ૨૪૫૨ |
| ખેડા | — | ૧૫૫ | ૧૨ | ૪૨ | ૮૨૧ | ૧૦૩૧ |
| પંચમહાલ | ૨૧૨ | ૧૦૪ | ૮૫ | ૯૯ | ૫૨૮ | ૧૦૨૯ |
| ભરૂચ | — | ૨૫૧ | ૨૭ | ૨૬ | ૬૩૪ | ૯૪૦ |
| સુરત | ૪૪ | ૧૭૪ | ૬૨ | ૨૩ | ૭૫૨ | |
| ખાનદેશ | | | | | | |
| પશ્ચીમ | ૧૪૫૮ | ૨૭૯ | ૧૬૭ | ૨૨૬ | ૧૩૪૮ | ૩૪૮૧ |
| પુર્વ | ૪૬૧ | ૩૨૧ | ૬૪ | ૮૫ | ૧૯૭૬ | ૨૯૦૮ |
| નાશીક | ૮૧૬ | ૩૯૮ | ૭૩ | ૫૫૫ | ૧૯૨૬ | ૩૭૬૯ |

શ્રી બૉમ્બે ટાઇપ-આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબાઈ.

( હજાર એકર )

| જીલ્લો | જંગલ | ખેડાય નહીં એવી | ખેડાય એવી પણ ન ખેડાયલી | પડતર | પાક માટે રોકાયલી | કુલ |
|---|---|---|---|---|---|---|
| અહમદનગર | ૫૩૧ | ૪૫૩ | ૪૦ | ૫૭૯ | ૨૬૩૭ | ૪૨૪૧ |
| પુના | ૪૨૪ | ૪૨૬ | ૧૩ | ૬૫૨ | ૧૯૧૧ | ૩૪૨૮ |
| શોલાપુર | ૧૧૨ | ૨૬૧ | ૧૯ | ૪૧૩ | ૨૧૧૨ | ૨૯૧૬ |
| સતારા | ૪૪૯ | ૩૨૮ | ૩૧ | ૩૪૮ | ૧૯૮૫ | ૩૧૪૩ |
| બેલગામ | ૪૩૭ | ૨૪૫ | ૭૦ | ૪૧૯ | ૧૭૭૯ | ૨૯૫૨ |
| બીજાપુર | ૧૭૭ | ૧૯૪ | ૪૮ | ૪૧૧ | ૨૮૨૧ | ૩૬૫૨ |
| ધારવાડ | ૨૪૩ | ૨૩૮ | ૪૬ | ૨૪૬ | ૨૧૭૨ | ૨૯૪૬ |
| થાણા | ૭૩૪ | ૪૫૬ | ૪૮ | ૪૨૯ | ૬૧૭ | ૨૨૮૯ |
| કોલાબા | ૩૩૧ | ૨૩૨ | ૨૦ | ૪૧૨ | ૩૮૯ | ૧૩૮૭ |
| રત્નાગીરી | ૧૪ | ૭૩૦ | ૮ | ૧૦૦૮ | ૮૦૦ | ૨૫૬૨ |
| કાનરા | ૨૦૭૨ | ૭૨ | ૪૧ | ૧૦૫ | ૨૩૪ | ૨૫૨૫ |
| કુલ | ૮૫૩૩ | ૫૮૦૬ | ૯૯૩ | ૬૫૩૮ | ૨૬૮૪૭ | ૪૮૭૧૭ |
| સીંધ | ૭૧૮ | ૧૪૧૦૮ | ૧૦૧૭ | ૫૨૨૭ | ૪૦૯૯ | ૩૦૧૪૧ |
| જાટ | ૩૮ | ૩૧ | ૨ | ૧૨ | ૪૮૬ | ૫૭૦ |
| ફુલટણ | ૧૩ | ૨૬ | — | ૪૨ | ૧૭૨ | ૨૫૪ |
| સચીન | — | ૨ | ૪ | — | ૨૧ | ૨૮ |
| ભાવનગર | ૭ | ૫૯ | ૩૯૮ | ૨૪ | ૭૭૧ | ૧૨૬૧ |
| ધરમપુર | ૯૦ | ૧૦ | ૧૪૦ | — | ૧૨૩ | ૩૬૫ |
| વડોદરા | ૪૩૬ | ૮૦૦ | ૮૬૭ | — | ૩૦૨૭ | ૫૧૩૧ |

## મુંબઈ ઈલાકામાં નેહેરો તથા પાક.

૧૯૧૯–૨૦ માં મુંબઇ ઈલાકામાં (સીંધ બાદ કરતાં) બ્રીટીશ મુલકમાં કેટલી જમીન કેવી રીતે પાણી મેળવતી તે નીચે દર્શાવ્યું છે:—

| | એકર |
|---|---|
| સરકારી નેહેરોથી ... ... | ૨૨૧૫૭૫ |
| ખાનગી ... ... ... | ૫૧૧૧૪ |
| તળાવોમાંથી ... ... | ૧૬૯૪૬૦ |
| કુવાથી ... ... ... | ૬૧૯૪૧૭ |
| બીજાં સાધનોથી ... ... | ૩૧૯૪૦ |
| ખાસ સાધનોથી કુલ ... ... | ૧૦૩૨૫૦૬ |

એ જમીનમા પાકનો વીસ્તાર ૧૯૧૯-૨૦ મા કેટલો હતો તે નીચે દર્શાવ્યો છે—

| | હજાર એકર ઉપર દર્શાવેલા ખાસ સાધનોથી પાણી મેળવનારી જમીન | પાકવાળી કુલ જમીન |
|---|---|---|
| ચોખા | ૧૯૩ | ૧૯૩૧ |
| ઘઉ | ૧૮૭ | ૧૪૧૬ |
| જવ | ૧૪ | ૨૫ |
| જુવાર | ૧૯૮ | ૭૮૦૨ |
| બાજરો | ૮૮ | ૪૫૦૬ |
| મકાઇ | ૪૪ | ૨૨૪ |
| દાળ-ચણા | ૯૪ | ૫૪૮ |
| બીજા અનાજ | ૧૩૭ | ૩૧૨૭ |
| શેરડી | ૪૭ | ૪૮ |
| રૂ | ૯ | ૪૦૨૫ |
| બીજાપાક | ૨૦૦ | * |
| કુલ | ૧૧૮૩ | ૨૭૭૧ |
| બે વાર પાકવાળી | | ૮૭૧ |

* આ નીશાનીવાળા આંકડાની વીગત નીચે આપી છે—

| | (હજાર એકર) | | (હજાર એકર) | | (હજાર એકર) |
|---|---|---|---|---|---|
| આળસી | ૧૧૯ | ભોયસીંગ | ૧૩૬ | રંગ માટેની ચીજો | ૪૬૭ |
| તલ | ૧૮૬ | તેલના બીજા બીયા | ૨૩૮ | તબાકુ | ૧૦૦ |
| | | તેજાનો | ૨૦૨ | ઘાસ | ૧૮૮૭ |
| સરસી રાઇ | ૭ | રેસા | ૧૧૧ | ભાજી ફળ કંદ | ૫૭૪ |

## મુંબઈ ઇલાકામાં ઢોર કેટલાં છે,

સીંધ શીવાય મુંબાઈ ઇલાકામા બ્રીટીશ મુલકમા ગાડા હળ તથા ઢોરની સંખ્યા કેટલી હતી તે દર્શાવનારા આકડા નીચે પ્રમાણે છે—

| | હજાર |
|---|---|
| ગાડા | ૬૨૪૭ |
| હળ | ૧૦૮૩ |
| આખલા | ૪૪૫ |
| બળદ | ૨૬૨૦ |
| ગાય | ૧૬૩૬ |
| વાછરડા | ૧૫૯૭ |
| પાડા-મોટા | ૨૭૧ |
| ,, નાના | ૬૭૪ |
| ભેંશ | ૯૮૭ |
| મેંઢા | ૧૪૩૬ |
| બકરા | ૧૪૫૨ |
| ઘોડા | ૭૦ |
| ઘોડી | ૪૨ |
| ટટ્ટુ | ૧૯ |
| ગધેડાં | ૭૦ |
| ઉંટ | ૨ |

# ચેમ્બર વિભાગ.

## (૧) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર વા. ૨૩ મી ડીસેમ્બર ને રોજ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી
,, મનમોહનદાસ રામજી
,, મોતીલાલ કાનજી
,, મોતીલાલ વલ્લભજી
,, ફાઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લા
,, બી. એફ. માદન
,, એન. એન. મજુમદાર
એ શેઠ ફીરોજ સી. શેઠના
શેઠ વલ્લભદાસ ચ. શીવજી
,, મોરારજી મુળરાજ ખટાઉ
,, ગીરજાશંકર બી. ત્રીવેદી
,, મનુ સુબેદાર
,, કેકોબાદ કાવસજી દીનશાહ

૧. શનીવાર તા. ૧૬ મી ડીસેમ્બર સને ૧૯૨૨ ને રોજની કમીટીની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨. ફીસકલ કમીશનના રીપોર્ટ ઉપર વીચાર કરવા સારૂ નીમાએલી ચેમ્બરની સબ-કમીટીનો રીપોર્ટ તથા તે રીપોર્ટ ઉપર શેઠ મનમોહનદાસ રામજીની "નોટ" ઉપર વીચાર કરતાં રીપોર્ટ મંજુર રાખવાનો ઠરાવ થયો હતો અને વધારામાં એવી ભલામણ કરવાનો ઠરાવ થયો હતો કે "ટેરીફ બોર્ડ" નીમવામાં આવે તેનો પ્રમુખ હીંદી હોવો જોઇએ તથા જેના બીજા સભાસદોમાં પણ હીંદીઓની બહુમતી હોવી જોઇએ.

૩. શેઠ માવજી ગોવીંદજી તરફથી કોલ ટ્રાન્સપોર્ટેશનની (કોલસા લાવ લઇજા કરવાની) પદ્ધતીની બાબતમાં પોતાનો અભીપ્રાય જણાવનારો જે પત્ર આવ્યો હતો તે પર વીચાર કરતાં ના. હીંદી સરકારને એક પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે આ કામચલાઉ પદ્ધતીની મુદત પુરી થયેથી તે પદ્ધતીને કાયમ કરતાં પહેલાં વેપારી સંસ્થાઓનો મત લેવો જોઇએ.

૪ સને ૧૯૨૨ના ઇન્ડીયન ઇન્કમટેક્સ એક્ટની કલમ ૫૯ ની હેઠળ જે નીયમો ઘડવામાં આવેલા છે તેમાંના નીયમ ૧૩માં સુધારો સુચવનારો અને તે પર કમીટીનો અભીપ્રાય મંગાવનારો એક પત્ર ના. હીંદી સરકારના રેવન્યુ ખાતા તરફથી મળેલો હતો. ચાહની કંપનીઓ કે જે પોતાના નફા ઉપર કર આપતી નથી અને ગળીની કંપનીઓ કે જે બીલકુલ કર આપતી નથી એવી કંપનીઓના સંબંધમાં સુધારો સુચવેલો હતો. આ પત્રના જવાબમાં સુચવેલા સુધારા સાથે કમીટી સંમત છે તે મતલબનો પત્ર ના. હીંદી સરકારને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

---

૫ દેશી ખલાસીઓને નૌકાશાસ્ત્રમાં કેળવવા સારૂ નીશાળના સંબંધમાં આ ચેમ્બરના વીચારો દર્શાવનારૂં જે લખાણ તા૦ ૧૨મી ડીસેમ્બરના ટાઇમ્સ ઓફ ઇન્ડીયામાં પ્રગટ થયેલું હતું તે પર વીચાર કરતાં તે બાબતમાં આ ચેમ્બરનો અભીપ્રાય કેમ લેવામાં આવ્યો નહતો એ મતલબનો ના. સરકાર પર એક પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૬ ના૦ મુંબઇ સરકારના ન્યાયખાતા તરફથી પત્ર આવ્યો હતો કે ખાસ સંસ્થાઓને કાઉન્સીલમાં પ્રતીનીધીની ચુંટણીનું ખર્ચ ઘણા મોટા પ્રમાણુમાં થવાનો સંભવ નહી હોવાથી અને એવી સંસ્થાઓ પોતાનો ખર્ચ ઉઠાવી શકે એવી સ્થીતીમાં હોવાથી એવી સંસ્થાઓએ પોતાનું કાઉન્સીલની ચુંટણીનું ખર્ચ પોતેજ ઉપાડવું એવું ઠરાવવામાં આવ્યું છે. આ પત્રની લેવાનો ઠરાવ થયો હતો.

૭ સભાસદોની અરજીઓ:—

નીચે જણાવેલા ગ્રહસ્થો તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાને અરજીઓ આવેલી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો તા. ૩-૧-૧૯૨૩ થી તા૦ ૧૦-૧-૧૯૨૩ સુધીના નક્કી કરવામાં આવ્યા હતા. સ્કુટીનીયર તરીકે શેઠ મોરારજી મુળરાજની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

૧ શેઠ પીરોજશા રતનજી દેશાઇ

૨ શેઠ ઇબ્રાહીમ ગુલામહુસેન કરીમભાઇ

(મેસર્સ કરીમભાઈ ઇબ્રાહીમ એન્ડ સન્સવાળા)

૮ ના૦ મુંબઇ સરકારના રેવન્યુ ખાતા તરફથી પત્ર:—

બી. આઇ. એસ. એન. કંપનીના કોંત્રાકટની નકલ પુરી પાડવામાં આવેલી હતી તે પર વીચાર કરતાં તેના સંબંધમાં શેઠ વાલચંદ હીરાચંદ તરફથી જે ભલામણો આવી હતી તે મુજબ એક પત્ર ના. મુંબઇ સરકાર પર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૯ ના૦ હીંદી સરકારના નવા ખજાનચી જે વેળા મુંબઇ મુકામે ઉતરે તે વેળા ચેમ્બરની મુલાકાતે આવવાને સારૂ તેઓને આમંત્રણ મોકલવાના સંબંધમાં વીચારતાં હાલ તુરત તે બાબતમાં કાંઇ પગલાં નહી લેવાનો ઠરાવ થયો હતો.

૧૦ ચેમ્બરનું માસીક ચલાવવામાં છેલ્લાં કેટલાક વર્ષો થયાં ખોટ જાય છે તેથી તેની ભવિષ્યની વ્યવસ્થા સબંધી વીચાર કરતાં તે બાબત નવા વર્ષની કમીટી આગળ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૧૧ ચેમ્બરના કામકાજની ખીલવણીના સબંધમાં થોડા વખત પહેલાં સેક્રેટરી તરફથી મે. પ્રમુખ ઉપર જે પત્ર લખવામાં આવ્યો હતો તે પર વિચાર કરતાં તે બાબત પણ ચેમ્બરની નવી કમીટી આગળ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૧૨ ચેમ્બરના બીલ કલેકટરથી એક બીલના રૂ. ૬૦) ગુમ થવાથી અને તે બાબતમાં કાંઇ પણ પત્તો નહી લાગવાથી બીલ કલેકટરને ભવિષ્યમાં એવી ગફલત ન થાય તેવી તાકીદ આપીને તે રકમ માંડી વાળવાનો ઠરાવ થયો હતો.

---

ધી ઈન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર તા. ૩૦ મી ડીસેમ્બર સને ૧૯૨૨ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટી.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| ઑ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ | શેઠ બી. એફ. માદન. |
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી | ,, એન. એમ. મઝુમદાર |
| ,, મનમોહનદાસ રામજી | ,, જમનાદાસ વલ્લભજી મનજી |
| ,, લાલજી નારણજી | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, માવજી ગોવિંદજી |
| ,, જહાંગીર બમનજી પીટીટ | ,, મનુ સુબેદાર |
| ,, ફાજલ ઈબ્રાહીમ રહીમતુલ્લા | ,, ગુલાબચંદ દેવચંદ જવેરી |

૧. સ્વ. શેઠ માધવજી ઠાકરસીના ખેદજનક મૃત્યુંની નોંધ લેતાં તે બાબતમાં શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીને એક આશ્વાસનપત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૨. નાગપુર મુકામે મળેલી લીબરલ કોનફરન્સમાં રાઈટ ઓનરેબલ શાસ્ત્રીએ પોતાના ભાષણમાં ચેમ્બર તરફથી કોલોનીઝમાં હીંદીઓ તરફની વર્તણુંકના સંબંધમાં જે ઠરાવ કર્યોનું જાહેર કર્યું હતું તે બાબતમાં છાપા જોગ એક યાદી પ્રગટ કરવાનો ઠરાવ થયો હતો કે એ મતલબનો ઠરાવ હજી ચેમ્બરે કર્યો નથી પણ તે બાબતમાં પુરતો વીચાર કરવા સારૂ એક સબ કમીટી નીમવામા આવેલી છે.

૩. વેપારી પેઢીઓના પ્રતીનીધીઓને પહેલા અને બીજા વર્ગમાં કનસેશનના દરથી મુસાફરી કરવા દેવાના સબંધમા ધી સધર્ન મરાઠા રેલ્વે, બી. બી એન્ડ સી. આઈ. રેલ્વે, અને જી. આઈ. પી. રેલ્વેના ટ્રાફીક મેનેજર ઉપર જે પત્રો લખવામાં આવ્યા હતા તેના જવાબના પત્રો આવેલા હતા. આ પત્રો ઉપરથી એમ માલુમ પડતું હતું કે કનસેશનની બાબતમા જુદી જુદી રેલ્વે કુંપનીઓ ઉપર જુદા જુદા કાયદા છે. સઘળા પત્રવ્યવહાર ઉપર વીચાર કરતા ઠરાવ થયો હતો કે હીંદુસ્થાનની રેલ્વે ઉપર કનસેશનની બાબતમાં એક સરખા કાયદા ઘડવાનો જરૂર છે એ મતલબનો પત્ર ના. હીંદી સરકારના રેલ્વે બોર્ડને લખી જણાવવો.

૪. રેલ્વેને લગતા સામાનની યુનાઈટેડ કીંગડમમાં ખરીદીના સબંધમાં કેટલાક વર્તમાન પત્રોદ્વારા જે આંકડા પ્રસીદ્ધ કરવામાં આવેલા હતા તે પર વીચાર કરતાં તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૫. ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટ્યુટની ગ્રાંટ બંધ કરવાના સબંધમા ધી એસોશીએશન ઓફ બ્રોટીશ ચેમ્બર્સ ઑફ કોમર્સના સેક્રેટરી તરફથી ચેમ્બરના પ્રમુખ ઉપર જે પત્ર આવેલો હતો અને ત્યાર બાદ ના૦ હીંદી સરકાર સાથે જે પત્ર વ્યવહાર કરવામાં આવ્યો હતો તે સઘળા પત્રવ્યવહાર પર વીચાર કરતાં તે સઘળો પત્રવ્યવહાર કમીટીમાં ફેરવી કમીટીના સભાસદોનો અભિપ્રાય જાણ્યા બાદ યોગ્ય જવાબ મોકલવાની મે પ્રમુખને સત્તા આપવાનો ઠરાવ થયો હતો.

૬. બોમ્બે મ્યુનીસીપલ કમીશનર તરફથી વળતરની પદ્ધતી ઉપર ટાઉન ડયુટી રાખવાને બદલે વળતર વગરનો ટરમીનલ ટેક્સ લાગુ પાડવાના સબધમાં એક પત્ર આવેલો હતો તે પર વીચાર કરતાં નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ-કમીટી નીમવાનો તથા તે સબ-કમીટીને બીજા સભાસદો કોઓપ્ટ કરવાની સત્તા આપવાનો ઠરાવ થયો હતો.

શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી.

,, મનમોહનદાસ રામજી.

ધી ગ્રેઇન મરચન્ટસ એસોસીએશનનો એક પ્રતીનીધી.

ધી રાઇસ મર્ચન્ટસ એસોસીએશનનો એક પ્રતીનીધી.

શેઠ. ફાઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લા.

,, મનુ સુબેદાર.

૭. શેઠ હૈદ્રાબાદ એડનવાળા તરફથી પત્ર આવ્યો હતો કે ૧૯૧૮ માં જ્યારે તેઓ પુને હતા ત્યારે મુંબઇ બેંકની ત્યાંની શાખામાં તેઓ રૂ ૧૦૦) ઉપરની ચલણી નોટ વટાવી શક્યા ન હોવાથી આ બાબતમાં કમીટીનું ધ્યાન ખેંચી પગલા લેવા ભલામણ કરેલી હતી પત્ર ઉપર વિચાર કરતાં મુંબઇના ડેપ્યુટી કન્ટ્રોલર ઓફ કરન્સીને એક ખુલાસાનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૮ શેઠ ગીરજાશંકર ત્રીવેદી તરફથી પત્ર આવ્યો હતો કે અત્રેની ધારાસભામાં રજુ થતા વેપારી સવાલો ઉપર ધારાસભાના સભ્યોને ચેમ્બરના મતથી વાકેફ કરવા માટે ધારાસભાની આવતી બેઠક દરમ્યાન એક વખતે ધારાસભાના સભ્યોને મળવા માટે એક સોશીઅલ ગેધરીંગની યોજના કરવી. વળી ગોદરેજની તીજોરીની ખરીદી સંબંધમાં તેઓ ધારાસભામાં જે ઠરાવ રજુ કરનાર છે તેની નકલ બીડેલી હતી અને ઠરાવમાં કાંઇ ફેરફાર કરવો હોય તો તેમ કરવાની ભલામણ કરેલી હતી. ઠરાવ સાથે કમીટી સંમત છે તે મતલબનો પત્ર તેમને લખી જણાવવાનો ઠરાવ થયો હતો તથા પત્રના પહેલા ભાગની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૯ ના મુંબઇ સરકારના રેવન્યુ ખાતા તરફથી જીનો અને પ્રેસોને લાઇસેન્સ આપવાના સંબંધમાં ઘડવામાં આવનાર કાયદા ઉપર કમીટીનો અભિપ્રાય માગવામાં આવેલો હતો આ કાયદાની યોજના સાથે કમીટી સંમત છે પણ જ્યારે તે કાયદાની હેઠળ સ્થાનીક સરકાર તરફથી નીયમો ઘડવામાં આવે ત્યારે તે ઉપર વેપારી એસોસીએશનોનો અભીપ્રાય મગાવવો એ મતલબનો પત્ર ના મુંબઇ સરકાર પર લખી જણવવાનો ઠરાવ થયો હતો

૧૦ ના. હિન્દી સરકારના નાણા ખાતા તરફથી 'ટ્રેપ' સ્ટીમર ઉપર આવક વેરો નાખવાના સંબંધમાં પત્ર આવેલો હતો તે ઉપર વિચાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ-કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી

,, મનમોહનદાસ રામજી

,, વાલચંદ હીરાચંદ

શેઠ ભાવજી ગોવીંદજી

,, એમ એ માસ્તર

૧૧ ગુજરાત હોઝીઅરી ફેકટરીના માલેક તરફથી પત્ર આવ્યો હતો કે માત્ર મુંબઇ ઇલાકામાજ હોઝીઅરી ઉપર એકસાઇઝ જકાત લેવામાં આવે છે અને બીજા ઇલાકાઓમાં લેવામાં આવતી નથી અને આ બાબતમાં યોગ્ય પગલા લેવા વિનંતી કરેલી હતી. આ બાબતમાં તેમણે ના. હિંદી સરકાર ઉપર જે પત્ર લખ્યો હતો તેની નકલ મંગાવવાનો ઠરાવ થયો હતો.

૧૨ સીંધીઆ સ્ટીમ નેવીગેશનની છેલ્લી સામાન્ય સભા વખતે તેના પ્રમુખે કરેલ ફરીઆદો સંબંધમાં ચેમ્બર તરફથી કરવામાં આવેલા તારના જવાબમાં ના હિન્દી સરકારે

તરફથી જે પત્ર મળ્યો હતો અને તેના જવાબમાં સીંધીઆ સ્ટીમ નેવીગેશન કંપનીએ ના. હિન્દી સરકાર ઉપર જે પત્ર લખ્યો હતો તેની નકલ ચેમ્બરને મોકલવામાં આવેલી હતી. પત્ર ઉપર વીચાર કરતાં બરમા રેલ્વે તરફથી બી. આઇ. એસ. એન. કું. સાથે જે કોન્ટ્રાક્ટ કર્યો હોય તેની તથા તે કોન્ટ્રાક્ટના પહેલાં પણ તે કંપની સાથે જે કોન્ટ્રાક્ટ કર્યો હોય તેની નકલ પુરી પાડવાની વીનંતી કરનારો એક પત્ર ના. હીંદી સરકાર પર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૩ શેઠ માવજી ગોવીંદજી તરફથી પત્ર આવ્યો હતો કે સાઉથ આફ્રીકાની યુનીઅન ગવર્નમેન્ટ તરફથી હિન્દીઓ પ્રત્યે જે અયોગ્ય વર્તન ચલાવવામાં આવે છે તેને લીધે સાઉથ આફ્રીકાથી હિન્દુસ્તાન અને બર્મામાં કોલસો, કોક અને બીજું બળતણ આયાત કરવાની મના કરવી એ મુજબ ભલામણ કરવા માટે વડી ધારાસભામાં ઠરાવ લાવવાને ચેમ્બરની કમીટીએ પોતાના પ્રતિનિધિને કહેવું. આ પત્ર ઉપર વિચાર કરતાં કોલોનીઝના સંબંધમાં વીચાર કરવા સારૂ જે સબ કમીટી નીમવામાં આવી છે તે સબ કમીટી ઉપર તેમની માહીતી સારૂ તે પત્ર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૧૪ ડરબનની ઇન્ડીઅન એસોશીએસન તરફથી ત્યાં હિન્દીઓની સ્થિતિના સંબંધમાં જુદા જુદા ઠરાવો કરવાની ભલામણ કરનારો એક તાર મળેલો હતો જેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

ધી ઇંડીઅન મર્ચન્ટસ ચેંબરની કમીટીની એક સભા શનીવાર તા. ૧૩ મી જાન્યુઆરી સને ૧૯૨૩ ને રોજ બપોરે ત્રણ કલાકે મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા. ચે. પ્રમુખ તથા ઉપ-પ્રમુખની ગેરહાજરીમાં તેમનું સ્થાન શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીને આપવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| શેઠ મનમોહનદાસ રામજી. | શેઠ એન. એમ. મઝુમદાર |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરશી | ,, મોરારજી મુળરાજ ખટાઉ |
| ,, મોતીલાલ કાનજી | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા | ,, માવજી ગોવિંદજી |
| ,, બી. એફ. માદન | ,, મનુ સુબેદાર |
| ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ | ,, એમ. એમ. અમરસી. |

૧ ચેંબરના વાર્ષિક રીપોર્ટના ટુંક સારનો પ્રથમ ભાગ કમીટી આગળ રજુ થતાં તે મંજુર રાખવાનો ઠરાવ થયો હતો.

૨ વર્કમેન્સ કોમ્પેનસેશન બીલ અને બોઇલર્સ બીલને લગતા ના. સરકારના પત્રના જવાબમાં સેક્રેટરી તરફથી જે ખરડા રજુ કરવામાં આવ્યા હતા તે કેટલાક સુધારાવધારા સાથે પસાર કરવાનો તથા તે ના. સરકાર પર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૩. ટાઉન ડયુટીના સંબંધમાં મુંબાઇના મ્યુનીસીપલ કમીશનર તરફથી મળેલા પત્ર ઉપર વીચાર કરવા સારૂ નીમાએલી ચેમ્બરની સબ-કમીટીનો રીપોર્ટ કમીટી આગળ રજુ કરવામાં આવ્યો હતો. ટાઉન ડયુટી અગર ટરમીનલ ટેક્સનો સીધાંત કમીટી સ્વીકારતી નથી અને એવો કર જેમ બને તેમ જલદીથી રદ કરવો એ મતલબનો પત્ર મ્યુનીસીપલ કમીશનરને લખવાનો

ઠરાવ થયો હતો. ઉપર પ્રમાણેનો મત એક સીદ્ધાંત રૂપે જણાવવા બાદ મ્યુનીસીપાલીટી હાલ તુરતની નાંણા ભીડનો ખ્યાલ કરતાં પત્રમાં જણાવેલી જુદી જુદી ચીજો ઉપરની જકાતના સંબંધમાં શા ફેરફાર સુચવવા તે ઉપર કેટલુંક વીવેચન થયા બાદ વખત પુરતો નહીં હોવાથી સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર તા. ૨૦મી જાન્યુઆરી સને ૧૯૨૩ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ-પ્રમુખ) | શેઠ એન. એમ. મઝુમદાર |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરશી | ,, વલ્લભદાસ ચ. શીવજી |
| ,, જહાંગીર બમનજી પીટીટ | ,, મોરારજી મુળરાજ ખટાઉ |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા | ,, મહમદભાઈ હાજીભાઇ લાલજી |
| ,, બી. એફ. માદન | ,, મનુ સુબેદાર |
| ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ | ,, કેકોબાદ કાવસજી દીનશાહ |

૧ તા. ૨૩ મી તથા તા. ૩૦ મી ડીસેમ્બર સને ૧૯૨૨ ને રોજની કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ કમીટીની આગલી મીટીંગમાં ટાકીન ડયુટીનું અધુરૂં રહેલું વીવેચન શરૂ કરવામાં આવ્યું હતું અને મ્યુનીસીપલ કમીશનરના પત્રમાંના કોઠામાંથી કેટલીક ચીજોને ડયુટીમાંથી કમી કરવાનો તથા બીજી કેટલીક ચીજો ઉમેરવાનો તથા બીજી કેટલીક ચીજોની જકાતના દરમાં ફેરફાર સુચવનારો એક પત્ર કમીશનરને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૩ ટ્રેમ્પ સ્ટીમર્સના ઉપર ઇન્કમટેક્ષ નાખવાની ના. સરકારની ભલામણના સંબંધમાં વીચાર કરવા સારૂ જે સબ કમીટી નીમાયેલી હતી તેનો રીપોર્ટ તૈયાર નહિં હોવાથી તે બાબત મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો. આ સબ-કમીટી ઉપર શેઠ કેકોબાદ કાવસજી દીનશાહની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

૪ ઇન્ડીઅન હાઇ કમીશનર મારફતે હિંદુસ્થાન માટે ખરીદવામાં આવતા માલના સબંધમાં પરદેશી સોંઘાં ટેન્ડરો ન સ્વીકારતાં બ્રીટીશ ટેન્ડરો શા કારણથી સ્વીકારવામા આવ્યાં હતાં તેનાં કારણો દર્શાવનારા એ છ માસીક પત્રકો ના. હીંદી સરકારના ઉદ્યોગ ખાતા તરફથી પુરાં પાડવામાં આવ્યાં હતાં. આ પત્રકોમાં જણાવેલાં કારણો સંતોષકારક નહીં લાગવાથી એ બાબતમાં ના. હીંદી સરકાર પર એક લખાણ કરવાનો ઠરાવ થયો હતો.

૫ મર્ચન્ડાઇઝ માર્ક્સ એકટમાં સુધારો કરવા માટે લેજીસ્લેટીવ એસેમ્બલીમાં જે બીલ રજુ કરવાનો ઠરાવ થયો હતો તે બીલનો ખરડો ચેમ્બરના સોલીસીટર તરફથી પુરો પાડવામાં આવેલો હતો. આ બીલ ચેમ્બરના પ્રતીનીધી શેઠ મનમોહનદાસ રામજી મારફતે એસેમ્બલી ઉપર મોકલી [illegible]પવાનો ઠરાવ થયો હતો.

૬. ચેમ્[illegible] વાર્ષીક રીપોર્ટના ટુંક સારનો બીજો ભાગ કમીટી આગળ રજુ થતાં તે મંજુ[illegible] [illegible]ના ઠરાવ થયો હતો.

---

ધી બોમ્બે ટાઇમ્સ પ્રીન્ટ[illegible] ૨૧બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

૭ ચેમ્બરની વાર્ષીક સાધારણ સભાની તારીખ નક્કી કરવાની બાબત ઉપર વીચાર કરતાં ઠરાવ થયો હતો કે ચેમ્બરના પ્રમુખ ઓ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ સી. આઇ. ઇ. ઇન્ચકેપ કમીટી ઉપર રોકાયેલા હોવાથી ચેમ્બરની સામાન્ય સભા તા ૨૪ મી ફેબ્રુઆરી ઉપર મુલતવી રાખવી અને કમીટીના આ ઠરાવ સાથે ચેમ્બરના દસ સભાસદો સંમત હશે એ મતલબનો સરક્યુલર સભાસદોમાં ફેરવવો.

૮ ચેમ્બરની કમીટીની ચુંટણીને સારૂ બે સ્કુટીનીઅરની નીમણુંકના સબંધમાં વીચાર કરતાં શેઠ ફઝલ ઇબ્રાહીમ તથા શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

૯ મુંબઇ મ્યુનીસીપાલીટી ઉપર ચેમ્બરના પ્રતી નિધીની ચુંટણીને માટે બે સ્કુટીનીઅરોની નીમણુંકના સબંધમાં વીચાર કરતાં શેઠ જી. બી. ત્રીવેદી અને શેઠ વલ્લભદાસ ચ. શીવજીની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

૧૦ મુંબઇમા જે સીટી કોર્ટ સ્થાપવાની વકી છે તે કોર્ટમાં હાઇ કોર્ટ પાસે નહીં સ્થાપવા હાલ જ્યાં આગળ સ્મોલ કોઝ કોર્ટ છે ત્યાં આગળ સ્થાપવાની ના. સરકારને ભલામણ કરવાની સુચના કરનારો એક પત્ર મી. મંગળદાસ આઇ. મ્હેતા તરફથી મળેલો હતો. ના. સરકાર તરફથી જ્યારે તે બાબદમાં કમીટીનો અભીપ્રાય પુછાવવામાં આવશે ત્યારે કમીટી પોતાનો અભીપ્રાય લખી મોકલશે એ મતલબનો પત્ર મી. મેહતાને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૧ લોખંડ ઉપર કસ્ટમ્સ ખાતા તરફથી ગેરવ્યાજબી જકાત લેવામાં આવે છે તે સંબંધમાં કમીટીનું લક્ષ ખેંચનારો એક પત્ર મેસર્સ છગનલાલ એન્ડ કું. તરફથી મળેલો હતો જેમને તે બાબતમાં લોખંડના વેપારીઓની મંડળી સાથે પત્રવ્યવહાર કરવાની ભલામણ કરવાનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો. બાદ સભા બરખાસ્ત થઇ હતી.

## (૨) સંસ્થાનોમાં વસતા હીંદીઓની સ્થીતીના સંબંધમાં વીચાર કરવા સારૂ નીમાએલી સબ-કમીટીનો રીપોર્ટ.

આ સબ-કમીટી ઉપર નીચે જણાવેલા ગૃહસ્થો સભાસદ તરીકે નીમાએલા હતા.

મેસર્સ દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ પ્રમુખ) મનસુખલાલ ઓવડભાઇ, લક્ષ્મીદાસ રવજી તેરસી, હંસરાજ આગજી ઠાકરસી, ઓ. મી. પી. સી. શેઠના, મેસર્સ નારણજી દયાળ, ત્રીકમદાસ ચકુભાઇ, રણછોડદાસ હરજીવનદાસ ગાંધી, વલ્લભદાસ લક્ષ્મીદાસ, જી. એફ. માહન, એસ. ડી. સકલાતવાળા, મનુ સુબેદાર, મનમોહનદાસ રામજી, કેકોબાદ કાવસજી દીનશા એડનવાલા, વાલચંદ હીરાચંદ, એમ. એમ. અમરશી, એન. એમ. મઝુમદાર, તથા લાલજી નારણજી.

સબ-કમીટીની તા. ૨૩-૧૨-૨૨ તથા તા. ૬-૧-૨૩ને રોજ મળેલી મીટીંગમાં સબ-કમીટી આગળ જે સવાલ હતો તે ઉપર બારીકાઇથી ચર્ચા કરવામાં આવી હતી અને નીચે

જણાવ્યા પ્રમાણેની દરખાસ્ત લેજીસ્લેટીવ એસેમ્બ્લીમાં ચેમ્બરના પ્રતીનીધીએ મુકવી અને એજ મતલબની અરજી ચેમ્બરે ના. સરકાર ઉપર મોકલવી એવો ઠરાવ થયો હતો.

બ્રોટીશ સંસ્થાનોમાં હીંદીઓ પ્રત્યે જે રીતે વર્તવામાં આવે છે તે અસંતોષકારક હોવાથી અને તે સામે હીંદી પ્રજા તથા હીંદી સરકારના પ્રયત્નો છતા એ વીષે કડની ફરીયાદો ચાલુ રહેલી હોવાથી આ સભા એવો ઠરાવ કરે છે કે હવેથી જ્યાં સુધી એ ફરીયાદો મટાડવામાં આવે ત્યાં સુધી નીચે પ્રમાણે ઉપાયો હીંદી સરકારે લેવા:-

(૧) સંસ્થાનોના વતનીઓને આ દેશમાં આવવા દેવાની પરવાનગી માટે, એવી શરતો રાખવી કે તેમના દેશમાં જતા હીંદીઓ પ્રત્યે ત્યાં જેવી રીતે વર્તવામાં આવે તેનીજ રીતે ત્યાંથી હીંદમાં આવનારાઓ પ્રત્યે વર્તવામાં આવશે.

(૨) તેઓને હીંદમાં રહેવાની તથા હીંદની પ્રજા તરીકેના હકો પ્રાપ્ત કરવાની શરતોના સંબંધમા પણ એજ પ્રમાણે કામ લેવું.

(૩) હીંદી સરકારની કે પ્રાન્તીક સરકાર અથવા કોઇ જાહેર સ્થાનીક સંસ્થા કે જેનો ખર્ચ આ દેશની મહેસુલમાંથી આપવામાં આવતો હોય તેવી કોઇ પણ નોકરીમાં તેવાં સંસ્થાનોના શહેરીઓને દાખલ થવા સામે સંપૂર્ણ મના કરવી.

(૪) સંસ્થાનોમાં સ્થપાયેલી કંપનીઓની સ્ટીમરોને અને એ સંસ્થાનોના શહેરીઓ જેમાં કામ કરતા હોય એવી સ્ટીમરોને હીંદના બંદરોએ આવવાની સખ્ત મનાઇ કરવી.

(૫) જ્યાં હીંદીઓ સામે કાંઇ પણ પ્રતીબંધ હોય તેવાં સંસ્થાનોમાંથી બધા માલની આયાત થાય તે પર જકાત બમણી લેવી.

આ રીપોર્ટથી છુટા પડીને મેસર્સ રણછોડદાસ હરજીવનદાસ ગાંધી; લખમીદાસ રવજી તેરસી; તથા ત્રીકમદાસ ચકુભાઇએ નીચે પ્રમાણે જુદી મીનીટ રજુ કરેલી છે.

અમોએ રીપોર્ટ વાંચ્યો છે. અને સબ-કમીટીએ સુચવેલાં પગલાં જો કે કેટલેક દરજ્જે સંતોષકારક છે, છતા અમારા મત મુજબ ને ખરેખરા મુદ્દાને પહોંચી વળે તેવાં નથી. અમે એમ માનીએ છીએ કે આવી બાબતોમાં આપણે જેટલી પોતાની જાતથી મદદ કરી શકીએ તેટલી મદદ બ્હારથી મેળવી શકીએ નહીં. સબ-કમીટીએ રીપોર્ટમાં જણાવેલાં પગલાં આ મુદ્દા ઉપર તદ્દન નીષ્ફળ જાય છે. જો ચેમ્બર તરફથી કાંઇ અસરકારક પગલાં સુચવીને અમલમાં મુકાવી શકાય નહી તો આ રીપોર્ટ મંજુર થાય યા ન થાય તે બધું સરખુંજ છે. આ સવાલમાં દેશનું સ્વમાન રહેલું છે. અને તેવી બાબતમાં કોઇ વ્યવહારૂ પગલા લીધા સીવાય માત્ર આપણા ભાઇઓ તરફ જે વર્તન ચલાવવામાં આવે છે તે તરફ જો ફકત દીલસોજી બતાવીને બેસી રહેવામાં આવે તો દુનીયાની નજરમાં હલકા પડવા જેવું થાય. જે જે સંસ્થાનોમાં આપણા ભાઇઓ તરફ ગેરવર્તન ચલાવવામા આવતુ હોય તે સંસ્થાનો સાથે કોઇપણ જાતનો વ્યહવાર ન રાખવાની ભલામણ ચેમ્બરે ઓછા.મા ઓછી કરવી જોઇએ. અને જો ચેમ્બર આટલું સ્વીકારવાને તૈયાર ન હોય તો આ બાબત પડતી મુકીને તે બાબતમા કાંઇ પગલાં લઇએ છીએ એવી ખોટી માન્યતા ધરાવતા બંધ થવું.

## (૩) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહીને આ માસિકમાં જૂદો વિભાગ રાખવામા આવે છે. જે ગૃહસ્થોને પોતાની ઓફીસો કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વિગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી ફી લેવામાં આવશે નહિં. અન્ય વેપારી ભાઇઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ૪ આના લેવામાં આવશે. તેજ મુજબ જે ભાઇઓ નોકરીની તજવીજમાં હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવી વિગતવાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી, જે આ વિભાગમા જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. તેમની પાસેથી દરેક વખત જાહેર ખબર આપવા માટે ફક્ત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે. જે જે વેપારી ભાઇઓ તેમજ અરજદારોને પોતાનાં નામ જાહેર કરવાની ઇચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે જણાવવા તસ્દી લેવી.

---

AN ACCOUNTANT with independent knowledge of correspon-dence desires situation in any capacity in a Limited Concern. Insurance Co. preferred. Please write to H. T. c/o Indian Chamber of Commerce.

Bombay 8th January 1923.

Hiralal Tarachand Shah.
Bhim Shroff Chawl,
BOMBAY 2.

---




### રજીસ્ટર્ડ પેકેટના સંબંધમાં ટપાલ ખાતાંની જવાબદારી.

રજીસ્ટર્ડ કાગળો માટે ટપાલ ખાતું જવાબદાર નથી એવી અફવા ઉડવાથી લંડન ચેમ્બર ઓફ કોમર્સની કમીટીએ તપાસ કરીને રીપોર્ટ દ્વારા એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે એવા કાગળો ખોવાઇ જાય તો તેને માટે નુકશાની ભરી આપવાની કાંઇ પણ જવાબદારી કાયદાની રૂયે ટપાલ ખાતાને માથે નથી પણ એમ છતા જ્યા જ્યા યોગ્ય હોય છે ત્યાં બદલો આપે છે એટલે એમા કાંઇ સુધારો કરાવવા માટે સરકારને કે ટપાલ ખાતાને પત્ર લખવા જેવી જરૂર નથી. એવા કાગળોનો વીમો ચાર હજાર પાઉંડની હદ સુધી ઉતરાવી શકાય છે. માત્ર રજીસ્ટર કરેલો પત્ર આખો ગુમાઇ જાય તો તેને માટે નુકશાનીના બદલા તરીકે બે પાઉંડ સુધીની રકમ ટપાલ ખાતું આપે છે, જો એનો વીમો ઉતરાવ્યો

---

મેટ્રીક શીલીંગની સારી [illegible] જમશે કે?

હોય, તો તે ગુમાઈ જાય ત્યારે અથવા તેને નુકશાન થાય ત્યારે ઠરાવેલો બદલો આપવામાં આવે છે જયારે એ પત્ર પર રાજ્યના કાબુમા હોય તે વેળા તેને નુકશાન થાય અથવા તે ગુમાઈ જાય જાય તો નુકશાનો આપવી કે નહીં તે નકકી કરવાનું કામ તે રાજ્યની સરકાર કરે છે. જો નુકશાનનું કારણ કાબુની બહાર હોય તો બદલો આપવાના સવાલ વીશે ટપાલ ખાતું વીચાર ચલાવે છે અને કેસના સંજોગો પ્રમાણે યોગ્ય ઠરાવ કરે છે પણ જો તેવી અસાધારણ સ્થીતી નથી હોતી તો લડાઇ શીવાય કોઇ કારણે ગુમાઇ ગયેલો અથવા નુકશાની પામેલા પેકેટ માટે બદલો આપવામાં આવે છે. સ્ટીમર "ઇજીપ્ત" ડુબી જતાં દાગીના ન મળ્યા તેનો બદલો આપવા અગાઉ વીમા કંપનીઓની માફક સંજોગોની તપાસ લેવાઈ અને તેથી ઠરાવ ઉપર આવવા અગાઉ વાર લાગી તેથી અફવા ફેલાઇ હતી; પાછળથી સરકારે બદલો આપ્યો છે.

---

આંધળાઓને કામે લગાડી શકાય એવાં કાર્યો કીયાં છે તે દર્શાવનારી વીગતો બરમીંગહામની ચેમ્બર ઓફ કોમર્સે પોતાના સર્વે સભાસદો પાસે માગી છે

કોઓપરેટીવ (ઔદ્યોગીક સહકાર માટેની) સંસ્થાઓ—જે નફો કરે તેના ઉપર પણ કર લેવાની વીનંતી બરમીંગહામની ચેમ્બર ઓફ કોમર્સે ત્યાંની સરકારને કરી છે.

પરદેશી પેઢીઓના આડત્યા પાસેથી અમુક રીતે કર લેવાની ગોઠવણ કરવા માટે કાયદામા ફેરફાર કરવાનો આસ્ટ્રેલીયાની સરકાર વીચાર કરે છે. તેમની હાલની યોજના એવી છે કે એવા આડત્યાઓ મારફતે જેટલું વેપારી કામકાજ થાય તેના પ્રમાણમાં કર લેવો આ બાબતમાં કેટલી સચ્ચાઇ છે તે વીશે તપાસ કરવાને બરમીંગહામની ચેમ્બરે ઠરાવ કર્યો છે.

ચીની દેશમાં જકાતના દરમાં ફેરફાર કરવામાં આવનાર છે એવી ખબર મળતાં બરમીંગહામ ચેમ્બરના આવનાર એક્સપોર્ટ મરચંટસ વીભાગે પત્ર લખી સભાસદોને પુછાવ્યું છે કે હાલના જે દરથી વેપાર પર ઘણી માઠી અસર થતી હોય અથવા જેના સંબંધમાં જકાતના દર ઘણા ઉંચા હોય તેના દાખલા ટાંકી બતાવવા અને તે સાથે જકાતમાં એવો ફેરફાર સુચવવો કે જે માટે ચીની દેશની સરકારને સમજાવી શકાય.

---

## હીંદમાં સ્થપાયેલી જોઇંટસ્ટોક કંપનીઓ.

ગયા નવેંબર માસમા બ્રીટીશ હીંદુસ્તાન તથા માઇસોર, વડોદરા અને ત્રાવણકોરનાં રાજ્યોમાં સ્થપાયેલી જોઇંટ સ્ટોક કંપનીઓને લગતી વીગત પરથી માલમ પડે છે કે એ મહીનામાં કુલ ૪૦ કંપનીઓ ૧૨૩ લાખ રૂપયાની થાપણ સાથે સ્થપાઇ હતી જયારે આગલે મહીને ૩૧ કંપનીઓ રૂ ૨૬૫ લાખની થાપણથી અને ગયે વરસે નવેંબરમાં ૪૩ કંપનીઓ રૂ ૨૪૭ લાખની થાપણથી સ્થપાઇ હતી. તેમાં સઉથી મોટું સ્થાન ૪૫ લાખ રૂપીયાની થાપણ સાથે સ્થપાયેલી બે કાપડ સુતરની મીલોનું હતું જયારે પરચુરણ વેપાર માટે રૂ. ૧૨૮૫૦૦૦ની, મોટરોનાં કામ તથા તેના વેપાર માટે રૂ. ૧૩ લાખ, હોટેલો માટે દસ લાખ, પરચુરણ ખાણો માટે સવા આઠ લાખ, કાચના ઉદ્યોગમાં પાંચ લાખ, નાટકશાળાઓ તથા મતગમતોના સ્થાનો માટે ત્રણ લાખ, અને ખાંડના ઉદ્યોગ માટે પાંચ લાખ રૂપયાની

---

થાપણની કંપનીઓ રજીસ્ટર થઈ હતી એ મહીનામાં બંધ પડેલી કંપનીઓની સંખ્યા
૩૧ ની હતી અને તેમની રજીસ્ટર થયેલી થાપણ રૂ ૧૮૫૮૦૪૧૪ હતી. તેમાંથી શેરો
માત્ર રૂ ૧૮૪૮૧૧૮ ની કીંમતનાજ ભરાયા હતા અને વસુલ થયેલી થાપણ માત્ર
રૂા. ૧૧૫૦૭૨૨ ની હતી. તેમાં ૧૯૧૪ ના વરસ અગાઉ સ્થપાયેલી કંપનીઓ ૭ હતી જેની
રજીસ્ટર થયેલી થાપણ રૂા ૪૬૫૦૦૦૦ ની હતી. જ્યારે ૧૯૨૦ તથા ૧૯૨૧ માં સ્થપાયેલી અને
નવેંબર ૧૯૨૨ મા બંધ પાડેલો એવી કંપનીઓની સંખ્યા ૧૬ ની હતી જેની થાપણ
રૂા. ૧૨૬૩૦૦૦૦ ની હતી એમાં સહુથી મોટી મુંબઈની ઇંડાફોરીન ત્રેડીંગ એંડ ઇંડસ્ત્રીયલ
કંપની હતી. તે તા ૧૦-૫-૨૦ ને દીને પચાસ લાખ રૂપીયાની થાપણથી સ્થપાઈ હતી પણ
તેની વસુલ થયેલી થાપણ માત્ર રૂા. ૫૯૪૩૦ જેટલી હતી.

૧૯૨૨ ના નવેંબરમાં સ્થપાયેલી કંપનીઓનાં નામઠામ વગેરે હકીકત નીચે આપી છેઃ-

| નં. | નામ | ઠેકાણું | હેતુ | થાપણ (રૂા. ૧૦૦૦) |
|---|---|---|---|---|
| ૧ | બહેરામપુર બેંક | બહેરામપુર | બેંક | ૧૦૦ |
| ૨ | મુરશીદાબાદ એજંસી | " | " | ૨૦ |
| ૩ | દટશેરપુર લોન ઓફીસ | બોગરા રાજશાહી | ધીરધાર | ૫૦ |
| ૪ | મોલનદાહા લોન " | રાજનાથ ઘોશ મેલન દાહા, મોમેન સીંગ, બંગાલ | " | ૧૦૦ |
| ૫ | કુનીયા મુથુરશ્રી રામચંદ્ર કૃપાકરનોધી | એનઃ પાલાનીયાપા નાઈકર, કોઈંબટુર | બેંકનું તથા ધીરધાર | ૧૦૦ |
| ૬ | રામનાથ પુરમરાજ કુલનીધી, | એન સંથનમ, કોઈંબટુર | " " | ૧૦૦ |
| ૭ | વીરવંદી પુથુર શ્રીજયલક્ષ્મી કૃપાવીલાસનીધી | કે. આર. નાયડુ, કોઈંબટુર | " " | ૧૦૦ |
| ૮ | ભારત મેરેજ એંડ બ્રેડ બેનીફ્રી શીયલ કું. | દેસાઈ, નાયક એંડ કું. | લગ્ન જનોઈ વીગેરે કાર્યને લગતો વીમો | ૫૦ |
| ૯ | કમર્શીયલ કેરીઈંગ કું. | કલકતા | મોટરકાર | ૮૦૦ |
| ૧૦ | ગીગદીહ મોટર કું. | " | " | ૫૦૦ |
| ૧૧ | કલકતા પોલીકલીનીક | " | પોલીકલીનીક | ૧૦૦ |
| ૧૨ | સીમેન્સ | " | ઇલેક્ટ્રીક એન્જીનીયરીંગ | ૨૦ |
| ૧૩ | હાઉરા એન્જીનીયરીંગ કું. | " | " | ૧૦૦ |
| ૧૪ | સાઉથ ઇંડીયન એન્જીનીયરીંગ | ત્રાવણકોર | એન્જીનીયરીંગ | ૧૦૦ |
| ૧૫ | પંજાબ લાઈમ વર્કસ | લાહોર | મકાન બાંધવાં | ૧૦૦ |
| ૧૬ | દીલ્હી ગ્લાસવેર મેન્યુ. વર્કસ | દીલ્હી | કાચની ચીજો બનાવવી | ૫૦૦ |
| ૧૭ | કોન્સોલીડેટેડ એજન્સીઝ | કલકતા | આડત | ૫૦૦ |

| નં. નામ | ઠેકાણું | હેતુ | થાપણુ (રૂા. ૧૦૦૦) |
|---|---|---|---|
| ૧૮ ઘેરીબ યુનીટી કું. | સીયાલકોટ | ,, | ૨૦ |
| ૧૯ બંગાલબોટ બીલ્ડીંગ એંડ ટીંબર કું | ફ્રેંડસ યુનીયન ઢાકા | લાકડાંનો વેપાર | ૨૦૦ |
| ૨૦ પબ્ના હોઝીયરી મીલ્સ | મઝુમદાર એ ડ કું, પબ્ના | હોઝીયરી બનાવવી | ૧૦૦ |
| ૨૧ જી. ડી. નાથ એંડ કું. | કલકત્તા | વેપાર | ૧૦ |
| ૨૨ વેટ બ્રધર્સ એંડ કું. | ,, | ગાંસડીઓ બાંધવી વગેરે | ૨૦૦ |
| ૨૩ એસ સુરડેન | ,, | વેપાર | ૫૦ |
| ૨૪ બી. વેંકટેશ્વરલુ એંડ કું. | ગોદાવરી, મદ્રાસ | ,, | ૧૦૦ |
| ૨૫ સાયંટીફીક એડવાન્સ કું. | ,, | શાસ્ત્રીય ઓજારો નો વેપાર. | ૫૦ |
| ૨૬ સાલેમ કું. | કે. એમ. મુદલીયર, સાલેમ, | ,, | ૨૫ |
| ૨૭ બાઉડેની | રંગુન | કપડાં બનાવવાં | ૨૦૦ |
| ૨૮ હીંદ કૃષી સંવર્ધક મંડળ | આકોલા | ખેતીની પેદાશનો વેપાર | ૨૫૦ |
| ૨૯ ન્યુવીવીંગ એંડ ટ્રેડીંગ કું. | અજમેર | ,, | ૧૦૦ |
| ૩૦ જયશંકર મીલ્સ, | બારસી | કાપડ સુતરની મીલ | ૨૦૦૦ |
| ૩૧ મહાલક્ષ્મી મીલ્સ | બીયાવર | ,, | ૨૫૦૦ |
| ૩૨ કૃષ્ણ ફ્લોર મીલ્સ | લાહોર | આટો બનાવવો | ૩૦૦ |
| ૩૩ ઇસ્ટન મર્કંટાઇલ યુનીયન | મીમેન્સીંગ | રૂ શેરડી વગેરેનો પાક કરવો | ૧૦૦. |
| ૩૪ નાસીક ગ્રેપ ગ્રોઇંગ એંડ એગ્રીકલ્ચરલ ડીવેલપમેંટ કું. | નાસીક | ખેતી વગેરે | ૧૦૦ |
| ૩૫ પન્ના ડાયમંડ સીંડીકેટ | નારણદાસ મુનસફ રતનસી, મુંબઇ, | ખાણો | ૪૦૦ |
| ૩૬ બુરચીન સીંડીકેટ | માંડલે | ,, | ૪૦૦ |
| ૩૭ ટીસ્ત્રીમ્સ | ટેવોય | ,, | ૨૫ |
| ૩૮ લાયલપુર શુગર કું. | કાનપુર | ખાંડ બનાવવી | ૫૦૦ |
| ૩૯ બાઇટર બોમ્બે | ડોમીનીક ફ્રેન્સીકા મુંબઇ | શાળા વગેરે બાંધવાનું | ૩૦૦ |
| ૪૦ ઑંડનેશનલ થીયેટર | રંગુન | સીનેમાની ફીલ્મો બનાવવાની સ્ટુડીયો | ૧૦૦૦ |

---

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ એંક આટ, ફોર્ટ મુંબઇ.

## વીસ પ્રકારના ઘરાકો.

જો આપણે નીચે દર્શાવ્યા પ્રમાણે ઘરાકોના જુદા જુદા વર્ગ પાડીયે તો તેમની સાથે કેવી રીતે વર્તવું તે દર્શાવવું મુશ્કેલ નથી:

૧ અનીશ્ચીત ઘરાકો સોદા કરવાં ડરે છે કેમકે બજારમાં શી ઉથલપાથલ થશે તે વીશે તેઓ ગભરાય છે. પ્રથમ તેમની ધાસ્તી મટાડો અને એમ દર્શાવો કે હાલમાં સોદો કરવાથી વીશેશ લાભ છે. ખરીદનારો જો તે માલ પાછો વેચવા માટેજ લેતો હોય તો તેને માલ વેચી આપે એવા માણસની મદદ આપો આટલું કરશો તો એ ઘરાક માલ ખરીદતાં અટકશે નહીં.

૨ વીચારો ફેરવતા ઘરાક વારંવાર બજારની રૂખ વીશે પોતનો મત બદલે છે. તેમની સાથે કામ પાડતી વેળાં ખાસ સંભાળ લેજો કે તેને એમ ન લાગે કે મારા ઉપર કોઈપણ પ્રકારનું દબાણ વાપરીને સોદો કરાવ્યો. પાછળથી ભાવનો વધઘટ થાય તો તે માટે જોખમ ખેડીને પણ લાભની લાલચથી સંપુર્ણ સ્વતંત્રતાથી તે સોદો કરે એવી સગવડ આપવી. એની કદર તે બહુ કરશે.

૩ અવીશ્વાસુ ઘરાકો એમજ મની લે છે કે માલ વેચનારો અપ્રમાણીક છે. પ્રથમ તેનામાં વીશ્વાસ પેદા કરવા માટે એવી વાતો રજુ કરો કે જેની સચાઈ એ ઘરાક તુરતજ સ્વકારે તે પછી બાકીની હકીકતમાંથી જેના સંબંધમાં તે જાતે ખાતરી કરી શકે એવી હોય તે જણાવો અને તેના સંબંધમા તપાસ કરવાનાં સાધનો પણ મેળવી આપો જેથી તે જોઇ શકે કે તેને ધુતવાનો મુદલ પ્રયત્ન નથી.

૪ આશાવાદી ઘરાકો હંમેશાં એવીજ વાતો કરે કે હજી ભાવ સુધરવાની આશા છે. એમની વાતમાં જ્યાં સત્ય આવે ત્યાં જણાવજો કે હા એ વાત ખરી છે. એની એ ખુશામત એવી આડકતરી રીતેજ કરજો. એની ગણતરી ખોટી હશે તો માલ વેચતી વેળા એની મેળે જાણશે. તમારે એની ભુલ ભાંગવાનો પ્રયત્ન ન કરવો.

૫ વાતોડીયા ઘરાકો એટલી વાતો કરે છે કે તેમાં છેવટે સોદો પાર ઉતરતાં રહી જાય. એની સાથે કામ પાડવાની ચીજોના ગુણદોષનાં નવા પોઈંટ કહાડો. એને ખરો રસ પડશે તો સોદો ઝટ થઇ જશે.

૬ બેદરકાર ઘરાકની સાથે પ્રથમ વાતે વળગો. એ ખુશ દીલથી વાત કરે એવું પ્રથમ કરો. જે ચીજનો સોદો કરવો હોય તેને લગતી વાતો જુદી જુદી રીતે કહાડો. જ્યારે એને તેમાં રસ પડશે ત્યારે સોદો સહેલાઇથી પાર ઉતરશે.

૭ મુંગા ઘરાકોને તો એવાજ સવાલો પુછવા કે જેનો જવાબ તેઓનાથી હા કે ના કહીને આપાય નહીં ગમે તે બાબદ પર વાતો કહાડો પણ એને વાતોમા ભાગ લેતો કરો.

૮ મુલતવી રાખનારા ઘરાકોને માત્ર એકજ વાત સમજાવી કે અત્યારેજ સોદો કરવામાં લાભ છે. અત્યારે એ ચીજની કે આ ભાવની નવાઇ છે.

૯ વહેમી ઘરાકના મનમા આપણુ વેપારની ચીજ વીશે કે તેના બજારની સ્થીતી વીશે જે વહેમ ભરાઇ ગયો હોય તે પ્રથમ મટડયા વગર સોદો નહીં ઉતર. બીજા વેપારીની માફક કાંઇપણ વહેમ વગર કામ કરે એવી એના મનની સ્થીતી લાવવાનો પ્રયત્નજ પ્રથમ કરવો જોઇએ.

૧૦ ગભરાતા ઘરાક ઘણું ખરૂં દોડાદોડીમાં હોય છે. વાતો કે કામ ઝડપથી કરે છે. તેમની સાથે વર્તનારે પણ એટલીજ ઝડપથી વાત કરવી અને તેમનું મની રીતે કે

તેમાં ખાસ ઝડપ વાપરેલી જણાય નહીં. માલ તુરત બતાવો. જવાબ આપવો પડે ત્યાં મુદ્દલ શંકા વગરના જવાબ આપો અને સોદામાં વાર ઓછી કરવા તરફ વીશેશ લક્ષ રાખો.

૧૧ બહુજ વીચાર કરી કામ કરનારા ઘરાકો સાથે તમારે પણ ધીમાશથી કામ પાડવું. તમને સોદો કરી લેવાની કાંઇજ ઉતાવળ નથી એમ જણાવું જોઇએ. સોદો તુરત કરવા માટે શાં કારણો છે તે થોડી થોડી વારે દર્શાવવાં અને તેમાં પણ બને તેટલો ક્રમ સંભાળવો.

૧૨ થાકેલા ઘરાકો સાથે સોદાની વાત કરવા અગાઉ તેમને વીશ્રાંતી આપવા તરફ પહેલું લક્ષ આપો. તેમને થાક લેવા દો. પછી વધારે સારી રીતે વાત કરશે અને સોદો સારો થશે.

૧૩ જોનારા ઘરાકો કાંઇ માલ લેવા કે વેચવા ઇચ્છતા નથી. પણ માત્ર જોવા માટેજ આવેલા હોય છે. એમને માલ દેખાડો અને તે નીરાંતે જોવા દો. કદાચ આજે જોઇને સોદો કર્યા વગર જશે તે પાછો કાલે આવશે ને સોદો કરશે.

૧૪ પદવીનું ભાન ધરાવનારા ઘરાકો પોતાને માટે શું યોગ્ય તે વીશે સ્વતંત્ર કલ્પના કરી રહેલા હોય છે તેમની સાથે ઘણી વાત કરવી નહીં. જેમ બને તેમ ચુપ રહેવું અને તમારૂં કામ કરવાની રીતભાતને વળગી રહેવા પર લક્ષ આપવું એ ઘરાક કહે કે આમ કરવું જોઇએ અને 'તેમ કરવું જોઇએ તો ટુંકા જવાબ આપજો કે ઠીક છે; જોઇશું; એમ કરવામાં મુશ્કેલી છે પણ વિચાર કરશું; વગેરે.

૧૫ મળતાવડા ઘરાકો એમજ આશા રાખે કે તમે તેમની સાથે એવાજ મળતાવડા થઇ જાઓ તો કામ કરવું ઠીક પડે. એમની આ ઇચ્છા પાર પાડવા તરફ બને તેટલું લક્ષ આપો. તેમની પ્રત્યે વીશેશ વીવેક દેખાડવાની જરૂર રહેશે.

૧૬ કરકસરીયા ઘરાકોની સાથે ભાવના સંબંધમાં બહુ તકરાર ન કરશો. માલના ટકાઉપણા તરફ ધ્યાન ખેંચવાની જરૂર ધ્યાનમાં રાખજો.

૧૭ છોકરાં માટે માલ ખરીદનારી સ્ત્રીઓ સાથે કામ પાડવાનો પ્રસંગ આવે તે વેળાએ એ છોકરાં વીશે વાત કરવાને તે સ્ત્રીને ઉત્તેજન આપજો. એમને કયો માલ વધારે અનુકુળ આવશે તે તમે એ રીતે જલદી પારખી શકશો. કદાચ ધાર્યા કરતાં વધારે માલ પણ તે ખરીદશે.

૧૮ બાળકો ઘરાક તરીકે આવે ત્યારે તેમની પ્રત્યે વીશેશ વીવેક દર્શાવજો. ઘરમાં, સ્કુલમાં બધે તેઓ તમારે માટે જાહેર ખબરની ગરજ સારશે અને આજે નાની ઉમરના હશે તે કાલે મોટી ઉમરના થશે.

૧૯ પચીસથી પચાસ વરસની ઉમરના પુરૂશો જ્યારે ઘરાક તરીકે આવે ત્યારે યાદ રાખવું કે એમની સાથેના કામમાં જેમ ઝડપ રાખશો તેમ તે તમારી સાથે વધારે સારા સોદા કરશે.

૨૦ ગુસ્સે થયેલા ઘરાકો શું કહે છે તે સાંભળતી વેળા એઓ શું માગે છે તે ઉપરજ ધ્યાન આપજો. તેમનામાં ગમે તેટલો દોષ હોય તોપણ જો તમે ગુસ્સે થશો તો તે એમ નહીં યાદ રાખે કે તમે ક્રોધ કર્યો હતો; પણ જે વેળા તમે આવેશમાં હોવાથી અયોગ્ય કે અવીવેકી શબ્દો બોલશો તે વેળા એના હૃદયમાં તેથી ઘા પડશે અને તેની અસર ઘણા વખત સુધી રહેશે.

---

## હીંદમાં રસાયણી પદાર્થો બનાવવાનો ઉદયોગ.

હીંદમાં મીઠું મળે અથવા પેદા કરી શકાય એવી જગાઓ ઘણી છે અને ત્યાં બીજા પણ રસાયણી પદાર્થો બનાવી શકાય; પણ પરદેશથી મીઠું હીંદમાં આયાત કરવા દેવામાં આવે છે ત્યારે હીંદના દેશી રાજ્યો સાથે એવા કરાર છે કે તેમણે પોતાના રાજ્યમાં મીઠાના અગરોને ઉપયોગમાં લેવાની મનાઈ કરવી. આ તફાવત કાઢી નં આવવાની જરૂર છે.

નીમકને ખાણમાંથી કાઢ્યા પછી માટીથી છુટું પાડવા માટે એક મોટા વાસણમાં પુષ્કળ પાણી સાથે ઠરવા દે છે. એ પાણી તો નીમક તથા માટીની સાથે જમીનમાંથીજ મળે છે. ઠારવાના વાસણમાં માટી તળે બેસે છે અને નીમકના ગઠ્ઠા બાઝી જાય છે તે સુકાઇ ગયા પછી કાઢી લેવાય છે એની સાથે બાકીનો પ્રવાહી પદાર્થ સુકાયા વગર રહ્યો હોય છે તેને નીતારી લેવાય છે તેને બીટર્ન કહે છે, તેમાં નીચે જણાવેલી ચીજો હોય છે:—

| ચીજો | ખારાઘોઢાના અગરમા તેનું પ્રમાણ | દરીયાના પાણીમાં તેનું પ્રમાણ |
|---|---|---|
| સોડીયમ કલોરાઇડ | ૧૪.૬૭ | ૨.૬૨ |
| મેગ્નીશ્યમ કલોરાઇડ | ૪.૬૩ | ૦.૩૩ |
| મેગ્નીશ્યમ સલ્ફેટ | ૦.૪૮ | ૦.૨૨ |
| કેલ્સ્યથ સલ્ફેટ | ૦.૪૪ | ૦.૧૩ |
| પોટાશ્યમ કલોરાઇડ | ૦.૪૧ | ૦.૦૭ |
| કેલ્સ્યમ કારબોનેટ | ૦.૦૧ | ૦.૦૧ |
| મેગ્નીશ્યમ બ્રોમાઇડ | ૦.૦૭ | ૦.૦૧ |

કેલ્સ્યમ સલ્ફેટ નામનો પદાર્થ બીટર્નમાં રહેતો નથી. પણ તે શીવાયના જે પદાર્થો ઉપર ગણાયા તે બધા એ બીટર્નમાં મળે છે. એ પદાર્થો વેપારના કામમાં ઉપયોગી હોવા છતાં લાભ લેવાની ગોઠવણ ન હતી. માત્ર ખારાઘોઢા ખાતે એ બીટર્નનો લાભ લેવાની ગોઠવણ થાય તો કેટલી બરબાદી થતી અટકે તે વીષેની તપાસને પરીણામે જણાયું કે નીચે જણાવેલી ચીજો તેમાંથી દર વરસે મળી શકે એમ હતી:—

| | ટન |
|---|---|
| મેગ્નીશ્યમ કલોરાઇડ | ૧૯૩૦૦૦ |
| મેગ્નીશ્યમ સલ્ફેટ | ૧૨૭૦૦૦ |
| પોટાશ્યમ કલોરાઇડ | ૨૦૦૦૦ |
| બ્રોમાઇન | ૧૮૦૦ |

લડાઇ અગાઉ મેગ્નીશ્યમ કલોરાઇડ માત્ર જર્મનો પાસેથી મળી શકતો. હીંદમાં તેને આયાત કરવાં દર હંડ્રેવેટ દીઠ ત્રણથી ચાર રૂપયાની કીંમત પડતી. કાપડની મીલોમાં સુતરને

જે કાંઈ ચડાવવામાં આવે છે તેમાં એ ચીજની ઘણી અગત્ય પડે છે. અમદાવાદના હવા પાણી એવાં છે કે મુંબઇની મીલો કરતાં વધારે પ્રમાણમાં એ ચીજ વાપરવાની ત્યાં જરૂર પડે છે. અમદાવાદમાં સો સાળ દીઠ દર વરસે પાંચ ટન જેટલો એ માલ ખપે છે જ્યારે મુંબઇમાં તેના ઉપયોગનું પ્રમાણું લગભગ તેનાથી અર્ધું છે.

ખારાઘોડામાં "વડ ગરૂ" મીઠું મળી શકે છે ને મેળવવા માટેની શરૂઆત "પ્રીચર્ડ સોલ્ટ વર્કસ" માં આજથી પાંત્રીસ વરસ અગાઉ થઇ હતી અત્યારે ત્યાં દર વરસે બંગાળી ચાલીસ લાખ મણ જેટલું વડાગરૂં મીઠું પેદા થાય છે.

બીટર્નનો ઉપયોગ લડાઇ અગાઉ થતો ન હતો. લડાઇ દરમ્યાન મેગ્નીશ્યમ ક્લોરાઇડ બનાવવા માટે એના ઉપયોગ તરફ નજર ગઇ. મુંબઇ સરકારે ટેન્ડરો માગ્યાં રસાયણ શાસ્ત્ર માટેના મદદનીશ પ્રોફેસર તરીકે મી. પી. વી. મેઢ મુંબઇ ખાતેની ઝેવીયર કાલેજમા તે વેળા કામ કરતા હતા તેમણે આપેલા ટેન્ડરને પરીણામે પડેલ કોન્ટ્રેક્ટ દર હંદ્રવેટ દીઠ આઠ આના જેટલા હલકા દરે ૧૯૧૫મા થોડા મહીના માટે કરવામા આવ્યું. તે પછી ફરીથી ટેન્ડરો માગીને એક વરસ માટેના કંત્રાકટ અપાયાં જે મેળવનાર કંપનીનું નામ પાયોનીયર મેગ્નીશ્યા વર્કસ છે. મી. મેઢની સાથે મી. સરદાર રૂસ્તમ જહાંગીર વકીલ એમાં ભાગીયા છે. હાલમા દર હંદ્રવેટ દીઠ દોઢ રૂપીઆનો ભાવ લેવાય છે. બીટર્નમાંથી રસાયણી પદાર્થો મેળવવા માટે પહેલી ગોઠવણ અમદાવાદમાં કરી હતી પણ પાછળથી ૧૯૧૬માં એ કારખાનું ખારાઘોડા ખાતે લઇ જવામાં આવ્યું. હજી તે ખારાઘોડામાજ છે હવે કંપનીને લાંબી મુદતનો પટો અપાયો છે અને તેમાં બજાર ભાવના પ્રમાણમા સરકારને આપવાની કીંમતમા પણ વધઘટ થાય એવી ગોઠવણ છે. ત્યાં બીટર્નમાંથી બનાવેલા રસાયણી પદાર્થો માટે કેટલાંક સારાં સરટીફીકેટો મળ્યાં છે. મેગ્નીશ્યમ ક્લોરાઇડ જરમનીથી આયાત થતી તેવીજ ચીજના કરતાં વધારે સારી હોય છે; પણ દેખાવમા જર્મન માલ વધારે સારો હોય છે. એ મુશ્કેલી દુર કરવા માટે શોધખોળ કરવામા આવે છે એ કંપનીના મુંબઈના એજંટ તરીકે મેસર્સ એચ. એમ મહેતાની કંપની કામ કરે છે. ગયે વરસે જરમન માલના ભાવ ઘટયા તેથી જરમન માલનો મોટો જથો આયાત થયો હતો અને ઇંગ્લંડના કરતાં ઓછે ભાવે તે હીંદમાં મળી શકતો હતો. એવી હકીકતથી હીંદના ઉદ્યોગોને કેવું નુકસાન જાય તે સમજવું મુશ્કેલ નથી. એની આયાત તથા પેદાશની સરખામણી નીચે આપી છે:-

| | આયાત | | ખારાઘોડા ખાતે |
|---|---|---|---|
| વરસ | ટન | કીંમત | પેદાશ |
| | | રૂપયા | ટન |
| ૧૯૧૯-૨૦ | ૮૪૮ | ૨૨૭૩૯૭ | ૧૬૪૭ |
| ૧૯૨૦-૨૧ | ૨૯૨૯ | ૮૩૯૨૧૦ | ૧૧૭૧ |
| ૧૯૨૧-૨૨ | ૨૩૩૦ | ૪૪૯૬૮૦ | ૧૦૯૯ |
| ૧૯૨૨ ના એપ્રીલથી જુલાઇ | ૧૫૧૦ | ૧૮૯૭૪૬ | * |

* પેદાશની વીગત મળી નથી. જાનેવારીથી જુલાઇ સુધીના સાત મહીનામાં છસો ટન જેટલો માલ વેચાયો હતો.

બ્રાઇન, બીટર્નસ, નીમક વગેરેને સંબંધમાં વધારે, પ્રયોગો દ્વારા શોધખોળ કરવાની ભલામણ લંડનનાં ડીપાર્ટમેંટ ઓફ સાયન્ટીફીક એંડ ઇંડસ્ટ્રીયલ રીસર્ચ તરફથી થઇ છે પણ મેગ્નીશ્યમ ક્લોરાઇડ પરના કરની પેદાશ વડી સરકારને જાય છે એટલે એના સંબંધમાં કાંઇ પણ પગલા ભરી ખર્ચમા ઉતરવા મુંબઇ સરકાર તૈયાર નથી.

નીમકનો ભાવ લઇજાના દર વીષે આ માસીકમાં વીગતવાર આંકડામાં રજુ કરીને ફરીયાદ કહાવી હતી તે વાચનારાઓને યાદ હશે. એ ફરીયાદ હજી વદન મટી નથી પણ એ દરમા ઘટાડો કરવામા આવ્યો છે એમ મી. બી. એસ. લાલ કાકા જણાવે છે.

*　　　*　　　*

છેલ્લી લડાઇ દરમ્યાન જે ચીજોનો વેપાર ચલાવી શકાયો નહીં તેના સંબંધમા શું કરવુ તે વીશે વીચાર કરવો પડ્યો. જે ચીજ પરદેશથી આવી ન શકી તેને હીંદમાં બનાવવા તરફ લક્ષ ગયું. જે કાચો માલ હીંન્થી મોટા જથ્થામાં લડાઇ અગાઉ નીકાશ થતો તેને હીંદમાંજ રાખી ઉદ્યોગો માટે ઉપયોગમા લેવાના પ્રયત્નો થયા. ખાણોમાંથી મળતી ધાતુઓ તથા રસાયણી પદાર્થોને લગતા ઉદ્યોગો તરફ વીશેષ ધ્યાન ખેંચાયું. એ ચીજોમાં, એસીડ, આલ્કલી, કોલટારમાંથી બનતા રંગો, દવાઓ, ફોટો પાડવા માટેની ચીજો, ગંદકી સાફ કરવા માટેની ચીજો અત્તરો, ખાતર, દારૂગોળો એલ્યુમીનીયમ, ક્રોમીયમ, વગેરે ધાતુઓ, તાંબુ, સીસું, જસત, લોખંડ, કાચ, દીવાસળી વગેરે ઘણી ચીજો હતી એમાથી લગભગ બધી ચીજો એવી છે કે જેની બાબતમા હીંદને પરદેશપર આધાર રાખવાની મુદ્દલ જરૂર ન રહે

પરંતુ એ ચીજોમાથી ઘણી એવી છે કે તેને બનાવવાના કામમા વીજળીના ઉપયોગની જરૂર રહે તેના નામ નીચે જણાવ્યા છે:—

૧ એલ્યુમીનીયમ
૨ કેલ્શ્યમ કાર્બાઇડ, કેલ્શ્યમ સાયનાઇડ, અને કેલ્શ્યમ નાઇટ્રેટ.
૩ ફેરો ક્રોમીયમ અને ફેરો ટંગસ્ટન
૪ કાર્બોનન્ડમ અને એલન્ડમ
૫ કૃત્રીમ ગ્રેફાઇટ ઇલેક્ટ્રોડસ

નીચે જણાવેલી ચીજની પેદાશ માટે વીજળીનો ઉપયોગ હોય તો ઇચ્છા કરી શકાય છે

૧ નાઇટ્રીક એસીડ, સાએનાઇડસ, એમોન્યા, એમોન્યમ સલ્ફેટ, અને નાઇટ્રેટ
૨ ક્લોરીન, બ્લીચીંગ પાઉડર, કોસ્ટીક સોડા,
૩ લોખંડ તથા સ્ટીલ
૪ ફેરો મેંગેનીઝ
૫ જસત
૬ મેગ્નીશ્યમ
૭ ફોસ્ફરસ

---

આ ચીજો બનાવવા માટે જોઇતા બધા કાચા પદાર્થો હીંદમાં મળે છે. એમાં એકજ પદાર્થ એવો છે કે જેની પેદાશ હીંદમાં નથી. તે એલ્યુમીનીયમ બનાવવા માટે જોઇતો ક્રીયોલાઇટ છે. બનાવટી ક્રીયોલાઇટને માટે ફ્લોરસ્પાર જોઇએ તે પણ હીંદમાં પુરતા જથામાં મળી શકતો નથી.

હીંદમાં વીજળીક બળ પેદા કરવા માટેનાં પાણીના ધોધ જેવાં સાધનો મળી શકે પણ એ માટે જોઇતું સંચાકામ તથા તાલીમ પામેલા અમલદારો અને કામદારો શરૂઆતમાં પરદેશથી લાવવા પડે તેથી બીજા દેશોના જેટલી ઓછી કીંમતે વીજળીની પેદાશ હીંદમાં થોડા વરસમાં થાય નહીં. જે પેદાશ થઇ શકે તેને માટે ખર્ચ બીજા દેશો કરતાં વધારે થાય. માત્ર સામાન્ય મજુરીના દર ઓછા હોવાથી લાભ મેળવવાની આશા રહે પણ તે લાભ પણ એ મજુરોની કાર્ય કુશળતા ઓછી હોવાથી ઘણો કીંમતી ન ગણાય એનો ઇલાજ એવો સુચવાય છે કે વીજળી પેદા કર્યા પછી મીલો, વગેરેને જે ભાવે પુરી પાડવામાં આવે તેમાં નફાનું પ્રમાણ વધારે રાખવું અને વીજળીનો થોડોક ભાગ રસાયણીક પદાર્થો બનાવવાના કામમાં સસ્તા દરે કરવો એ માટે કારખાનાં કાઢવા લાયક જગાઓ હીંદમાં કયાં છે તે વીષેની જે વીગત હીંદી સરકારના ભુસ્તરખાતાંના વડા ડૉ. એલ. લી ફરમોરે પુરી પાડી છે તે વીષે વેપારીઓએ વીચાર ચલાવવો ઘટે છે.

---

# વેપારી પુછપરછ.

ડીરેકટર ઓફ ધી કેનેડીયન કમર્શીયલ ઇંટેલીજન્સ સર્વીસ જણાવે છે કે મોંત્રીલ ખાતે એકોલ ડીસ હોટી ઇટયુડસ કમર્શીયલ્સ ( Ecoledes Hautes Etudes Commerciales ) નામની સંસ્થાને અંગે વેપારની ચીજોનું સંગ્રહસ્થાન ખોલવામાં આવ્યું છે અને લેવાલ યુનીવર્સીટી સાથે તેને સંબંધ રહેશે. એમાં હીંદની પેદાશો મુકવા માટેના નમુના મોકલવા અને તે સાથે ભાવ તથા તે માલ હીંદથી નીકાશ કરનારાઓનાં નામ પણ જણાવવાં એવી સુચના કરે છે. કેનેડામાં વેપારની ચીજો આયાત કરનારાઓનું લક્ષ પર એ નમુના તથા તે સાથેની હકીકત પર ખેંચવામાં આવશે એવી તે ખાત્રી આપે છે. ચેમ્બરના સભાસદો અગર અન્ય વેપારીઓ આ સુચનાનો લાભ લેવા માગતા હોય તેમને કાંઇ વીગત જોઇતી હોય તો ઇંડીયન મર્ચન્ટ્સ ચેમ્બરની ઓફીસમાં પુછવું.

પ્રેગ ઇંટરનેશનલ સેમ્પલ ફેરને લગતો સરકયુલર ચેંબરને મળ્યો છે તેમાં જણાવ્યું છે કે ઝેકોસ્લોવાકયાની રાજધાની પ્રેગ ખાતે તા. ૧૩ મી માર્ચ થી તા. ૨૦ મી માર્ચ ૧૯૨૩ સુધી એ પ્રદર્શન રહેશે. અગાઉ જે માલ આસ્ત્રીયામાં બનેલો હીંદમાં આવતો તે આ ઝેકોસ્લોવાકયાના મુલકમાંજ બનેલો હતો અને એ મુલકમાં રાજ્ય આસ્ત્રીયાનું હતું. હવે તે સ્વતંત્ર રાજ્ય થયું છે. તેમનો માલ એ પ્રદર્શનમાં રજુ થશે અને તે જોવા જનારને ફી વગેરેનો ખર્ચ ઓછો થાય માટે, તથા બીજી સગવડ માટે પત્રવ્યવહારથી ગોઠવણ કરી શકાશે. એ પત્ર "પ્રેગ ઇંટરનેશનલ સેમ્પલ્સ ફેર, મુંબઇ, પોસ્ટ બોકસ નં. ૩૭૫૨" ને શીરનામે મોકલાવો.

---

હાઉસ૦ ઓફ લેબરર્સ (કોમીલા,) નામનું કારખાનું સ્થપાયું છે જેમાં ઘરમાં ચલાવાય એવા ઉદ્યોગો માટેના સંચા બનાવાય છે એ શરૂ કરનાર એફ્રીસ કેળવણી પામેલા, ઉત્સાહી ગ્રહસ્થો છે. સહકારી સંસ્થાને ધોરણે કામ કરાય છે. દરેક કામદાર પોતે એ સંસ્થાનો શેર હોલ્ડર છે.

દીવાસળી માટે લાકડાની તપાસ કલકત્તા ખાતે વંદેમાતરમ મેચ ફેકટરીમાં લેવામાં આવી હતી. તેમાં એક જાત દીવાસળી માટે સળીયો બનાવવા અને બીજી જાત દીવાસળી માટે પેટીઓ બનાવવા કાજે અનુકુળ માલમ પડી હતી.

દીવાસળીઓને હુવાઈ જતી અટકાવવાના ઈલાજ આ વીષે સરકારના ઉદ્યોગ ખાતાંના ઈન્ડસ્ટ્રીયલ કેમીસ્ટની સલાહ આપવામાં આવી હતી.

દીવાસળીના ઉદ્યોગ માટેના અનુભવી મી. એ. પી. ઘોશને સરકારી નોકરીમાં લીધા છે.

ચામડાં કેળવવાનું કારખાનું કહાડવાનો બંગાળાના ચર્મકારોની હમણાં સ્થપાયેલી સહકારી મંડળી વીચાર ચલાવે છે. કલકત્તા રીસર્ચ ટેનરીના સુપરીન્ટેન્ડટની સાથે તે વીશે મસલત ચાલે છે.

ભારતી ફેકટરીએ કલકતામાં (૧૪૧, મસ્જીદ બારી સ્ત્રીટ) સ્ટીલની ટ્રંકો, કેશ બોકસ વગેરે બનાવવાની શરૂઆત કરી છે. છેલ્લી શોધ મુજબનું સંચાકામ મંગાવવાનો એનો ઇરાદો છે.

દીવાસળી બનાવવામાં હાથે વાપરવાના સંચામાં સુધારો કરવા માટે મેશર્સ ધી ઘાટક આયર્ન વર્કસ (બેહાલા, ૨૪ પ્રગણાં) અને મી. બી. સી નકી (નારાયણ ગંજ) તરફથી પ્રયત્ન કરવામાં આવે છે

બંગાલ ગ્લાસ વર્કસ. (કલકત્તા)--આ કંપનીનું કારખાનું ડમડમ ખાતે છે જ્યાં જાપાનીઝ પદ્ધતીથી કાચની ચીમનીઓ બનાવવાનું શરૂ કરવામાં આવ્યું છે જેની ચાર ભઠ્ઠીઓ છે. દરેકમાંથી લગભગ બસો ડઝન નાની લેંપની ચીમનીઓ બને છે.

રીલાયન્સ ગ્લાસ વર્કસ (સંતરાગચી) નું કારખાનું રામરાજ તોલા સ્ટેશન પાસે છે ત્યાં જાપાનીઝ પદ્ધતીથી લેટર્ન (ફાનસ) માટેની ચીમનીઓ બને છે. રોજ લેટર્નશેડ પંદર ગ્રોસ અને ૧૬ આઉંસ ચીમની દસ ગ્રોસ બને છે.

ઇંડીયા રબર વર્કસ ( કલકત્તા ) તરફથી બનાવવામાં આવતાં રબર શોલ્યુશનના નમુનાની સરકારે તપાસ લીધી હતી તેમા એ સંતોષકારક જણાયું હતું.

ઉત્તરપરા પોટરી વર્કસથી શરૂઆત મેશર્સ એમ. એન. બેનરજી તથા એસ. એન. બેનરજીએ કરી છે. હજી સુધી ત્યાં હાથથી કામ થાય છે પણ વીજળીક બળ મળી શકે એવી ગોઠવણ થનાર છે તે થયેથી તેનો લાભ લેવામાં આવશે.

કોટન ટ્રાન્સ્પોર્ટબીલ—બંગાલ સરકારનાં ઉદ્યોગ ખાતાની સલાહકારી કમીટીએ કોટન ટ્રાનસ્પોર્ટ બીલ વીષે વીચાર ચલાવી એવો અભિપ્રાય આપ્યો છે કે બંગાળ પ્રાંતમાં એવા કાયદાની જરૂર નથી.

ઉદ્યોગીક કેળવણીના સંબંધમાં અપાતી સ્કોલરશીપો માટે સલાહકારી કમીટીએ અભિપ્રાય આપ્યો છે કે રેશમનું કાપડ વણવું અને રંગવું તથા ફીનીશીંગ કરવું એ કામ શીખવવા માટે એક અને વનસ્પતીનું તથા માછલીનું તેલ મેળવવાનું તથા સાફ કરવાનું શીખવા માટે બીજી સ્કોલરશીપ આપવી.

---

રેલ્વે રેટસ ટ્રીબ્યુનલમાં વેપારી વર્ગોના પ્રતીનીધીની સાથે ઉદ્યોગોને લગતા પ્રતિનીધી માટે પણ સ્થાન રાખવાની જરૂર વીષે બંગાલની સરકારનાં ઉદ્યોગ ખાતાની સલાહકારી કમીટીએ સરકારનું ધ્યાન ખેંચવાનો ઠરાવ કર્યો છે.

કોલસા માટે ગાડાંની મુશ્કેલીનો શો ઇલાજ કરવો તે વીષે ભલામણ કરવા માટે બંગાળ પ્રાંતના ઉદ્યોગ ખાતાંની સલાહકારી કમીટી મળી હતી તેણે સરકારને એવી વીનંતી કરવાનો ઠરાવ કર્યો છે કે ઉદ્યોગોની જે કંપનીઓ કે સંસ્થાઓને માટે કોલસાની જરૂર છે એવી ઉદ્યોગ ખાતાના વડાની સરટીફીકેટ રજુ થાય તેને માટે જોઇતાં ગાડાં કોલસાનાં લાવલઇજા માટે પુરાં પાડવાં એમ કોલ ટ્રાન્સપોર્ટેશન ઓફીસરને સરકારે જણાવી રાખવું જોઇએ.

---

## ઉદ્યોગ તથા વેપારને લગતું સાહીત્ય.

### (૧) હીંદમાં સ્ટીમરોનો ઉદ્યોગ.

આ વીષય ઉપર પ્રો. એસ. એન. હાજી બેરીસ્ટરે ૫૪ પાનાનું પુસ્તક અંગ્રેજીમાં લખ્યું છે એનું નામ સ્ટેટ એડ ટુ નેશનલ શીપીંગ (State Aid to National Shipping) છે. કીંમત દર્શાવી નથી. પુસ્તક મેળવવાનું ઠેકાણું સીંધીયા સ્ટીમ નેવીગેશન કંપનીની ઓફીસનું (સુદામા હાઉસ, સ્પોટ રોડ, બેલાર્ડ એસ્ટેટ, કોટ, મુંબઇ) અગર ગ્રંથકર્તાનું ઘર (હીરજી મેન્શન, સેંડહર્સ્ટ રોડ, મુંબઇ) ગણી શકાય. એમાં હીંદનાં રક્ષણ માટે તથા હીંદની વેપાર ઉદ્યોગની ખીલવણી માટે હીંદી વેપારી કાફલાની જરૂર કેટલી છે તે દર્શાવ્યું અને ઇંગ્લંડ, ફ્રાન્સ, જાપાન, તથા યુનાઇટેડ સ્ટેટશમાં વેપારી કાફલાને કેટલી મદદ આપવામાં આવે છે તે ચાર પ્રકરણોમાં દર્શાવ્યું છે. સ્પેન, પોર્ટુગલ, ઇટલી તથા યુગોસ્લાવીયામાં એ સંબંધમાં લેવાયલાં પગલાં વીશે પણ ઇશારો કરેલો છે પણ ખાસ ધ્યાન તો યુનાઇટેડ સ્ટેટની ધારાસભા સન્મુખ થોડા મહીના પર રજુ થયેલા કાયદાના ખરડા. પ્રત્યે ખેંચવામાં આવ્યું છે. એ ખરડામાં એક ગોઠવણ એવી છે કે તે દેશની ટપાલ આ દેશમા રજીસ્ટર થયેલી કંપનીની સ્ટીમરો શીવાય બીજામાં લઇ જઇ શકાય નહીં. એ સ્ટીમરોના માલીકો એ દેશના વતની હોવા જોઇએ એટલુંજ નહી પણ એ સ્ટીમરો એ દેશમાંજ બંધાયેલી હોવી જોઇએ. એ દેશની સરકારે વેપારી કાફલાને અમુક પ્રકારે મદદ કરવી એવી પણ એમાં ગોઠવણ છે અને તે ખરડો પસાર થાય તો અન્ય દેશોના અને ખાસ કરીને ઇંગ્લંડના વેપારી કાફલા સામે જબરો હરીફ ઉભો થાય એવી વકી રાખવામાં આવે છે. દરીયા કાંઠે આવેલા કોઇ પણ દેશ માટે વેપારી કાફલો કેટલો ઉપયોગી અને આવશ્યક છે અને કેવી રીતે તેને મદદ કરી શકાય તે વીશે યુનાઇટેડ સ્ટેટસની સરકારે છેલ્લી લડાઇ પછી બાંધવા ધારેલો આ ખરડો આજદીન સુધીના ઇતિહાસમાંથી મળતા બોધનો છેલ્લો શબ્દ હોય એમ માનવામાં પ્રો. હાજી વાજબી છે. હીંદને માટે કેવાં પગલાં લેવાં જોઇએ તે દર્શાવવા માટે એમણે કાયદાનો ખરડો એ પુસ્તકમાં રજુ કર્યો છે પણ તે માટે અન્ય દેશોના કાયદાની જે જે કલમો સાથે

સરખામણી કરવાનું પુસ્તકની મારજીનમાં સુચવ્યું છે તે કલમો એ પુસ્તકમાં ફુટ નોટ રૂપે આપી હોત તો વધારે લાભકારી થઇ પડત. એ ખરડાની મતલબ એવી છે કે જે સ્ટીમરોના કારોબારમાં હીંદીઓનો હીસ્સો પોણા ભાગ કરતાં વધારે હોય તેનેજ હીંદી વેપારી કાફલામાં ગણવી અને હીંદના દરીયાઇ કોસ્તા પરનાં બંદરો વચ્ચેના વેપારમાં એ સ્ટીમરો શીવાય બીજી કોઇનો ઉપયોગ થઇ શકે નહીં એમ કાયદાથી પ્રતીબંધ કરવો અને પાછળથી રીબેટ આપવાની જે રૂઢીથી હાલમાં બ્રીટીશ ઇંડીયા વગેરે સ્ટીમર કંપનીઓ નવા હરીફને પગભર થતાં અટકાવે છે તે રૂઢી માટે પણ કાયદાથી મનાઇ કરવી. આ બેઉ ઉપાયો યોગ્ય છે અને એ પ્રમાણે કાયદો થાય તો હીંદી વેપારી વર્ગ ખુશી થશે. પણ એથી હીંદી વેપારી કાફલો પરદેશો સાથેના વેપારમાં ભાગ લેતો થાય એવી આશા રાખી નહીં શકાય. પરદેશો સાથેના વ્યવહારમાં ભાગ લેનારો હીંદી કાફલો લડાઇના સમયમાં વધુ ઉપયોગી થઇ પડયા વગર રહે નહીં અને શાંતીકાળમાં પણ હીંદી કાફલાની મદદથીજ જુદા જુદા દેશો સાથે સ્ટીમરોનો સીધો વ્યવહાર બાંધી શકાય. તેટલા માટે એ બાબદમાં પણ પગલાં ભરવાની જરૂર છે અને આ તકે સુચવવું યોગ્ય ગણાશે કે ૧૮૪૯ના વરસ અગાઉ હીંદમાં પરદેશી સ્ટીમરોમાં આવતા માલ પર વધારે જકાત લેવાની જેવી ગોઠવણ હતી તેવી ગોઠવણ કરવી અને જે માલ હીંદ આવે તે જે દેશનો હોય તે દેશની સ્ટીમરમાં આવે તો તેની ઉપર એવો વધારો ન લેવો એટલો અપવાદ રાખવો. છેલ્લા રાજકીય સુધારા પછી જુના કરારોમાં ફેરફાર કરવાનો હીંદને હક રહેવો જોઇએ અને જ્યારે યુનાઇટેડ સ્ટેટ્સ પોતાના વેપારી કાફલાને ઉત્તેજન આપવા માટેનાં પગલાં ભરે છે ત્યારે હીંદની સરકાર પણ હીંદી કાફલાને પગભર કરવા માટે આવાં પગલાં ભરે તેમાં કશું અયોગ્ય ગણાવું ન જોઇએ. વેપારી આલમનું અત્રે ધ્યાન ખેંચવું જરૂરનું છે કે આવી બાબદમાં પણ બ્રીટીશ પાર્લામેંટ હીંદને સંપૂર્ણ સત્તા આપી છે કે નહીં તે શકમંદ બાબદ છે કેમ કે બ્રીટીશ પાર્લામેંટે ઘડેલા ઇંગ્લીશ મર્ચેન્ટ શીપીંગ એક્ટની ૭૩૬ મી કલમ એમ ફરમાવે છે કે બ્રીટીશ સ્ટીમરોને પણ હીંદી સ્ટીમરોના જેટલોજ હક રહેશે. આનો અર્થ ખુલ્લો છે કે યુનાઇટેડ સ્ટેટ્સ, જાપાન વગેરે પરદેશો સાથે એવી ગોઠવણ ન કરી શકાય કે તેમનો હીંદની સ્ટીમરોમાં લાવવામાં આવે તો તે ઉપર જેટલી જકાત લેવાય તે કરતાં વધારે જકાત એજ માલ તે દેશો શીવાયના અન્ય દેશોની સ્ટીમરોમાં આવે તો લઇ શકાય. હાલની ગોઠવણ ચાલુ રહે ત્યાં સુધી પરદેશો સાથેના હીંદના દરીયાઇ વેપારમાં મોટું પ્રમાણ બ્રીટીશ સ્ટીમરોનું રહે એમાં નવાઇ નથી અને તેથી પરદેશો સાથે સ્ટીમરોનો સીધો વ્યવહાર રાખવાની ગોઠવણ મુશ્કેલ થઇ પડે છે. છેલ્લી લડાઇ પછી કેનેડાની સરકારે હીંદ સાથે સીધો સ્ટીમરોનો વહેવાર ચાલુ કર્યો હતો પણ પાછળથી તે બંધ પાડયો છે અને તેનું કારણ એ દેશ સાથેનો આપણો વેપાર ઓછો હોવાનું હોય તે કરતાં વધારે સંભવીત એ છે કે બ્રીટીશ સ્ટીમરોની હરીફાઇ તેમાં વીઘ્ન નાંખે છે. પરદેશો સાથે વેપારનો તથા નાણાંની આપલેનો સીધો સંબંધ બંધાય તો ઉદ્યોગોની તથા ચલણની ઘણીક મુશ્કેલીઓમાંથી હીંદ છુટું થઇ શકે અને તેટલા માટે એવો સીધો સંબંધ બાંધવા કાજે ઉપર જણાવ્યા પ્રમાણે કાયદો ઘડવાની સ્વતંત્રતા હીંદે મેળવવી જોઇએ. ઇંગ્લંડની સરકારે આવા કાયદા બાંધ્યા હતા અને તે ઇતીહાસમાં નેવીગેશન લો તરીકે નોંધાયા છે એ બાંધવા અગાઉ ઇંગ્લંડનો વેપારી કાફલો નજીવો હતો પણ તે પછી એ કાયદાને લાભે તે વધી ગયો ત્યાર બાદ એમાં ફેરફાર કરવામાં આવ્યો છે. આ વીશેની કાંઇક ચર્ચા આ પુસ્તકની નવી આવૃતી થાય ત્યારે તેમાં વાંચવાની આશા રાખીશું.

\+ \+ \+

---

## (૨) હીંદની જકાત સંબંધી રાજનીતી.

આ સંબંધમાં "અવર ફીસ્કલ પોલીસી" (Our fiscal Policy) નામનું પુસ્તક મુંબઈ યુનીવર્સીટીના અર્થશાસ્ત્ર વિભાગના પ્રોફેસર સી. એન. વકીલે લખેલું હમણાંજ બહાર પડયું છે. તેની કીંમત ચાર રૂપીઆ છે તેમાં હીંદની જકાતને લગતી રાજનીતીનો ઇતિહાસ આપી બ્રીટીશ સામ્રાજ્યના અન્ય વિભાગો સાથે તેની સરખામણી કરવામાં આવી છે અને બ્રીટીશ સામ્રાજ્યમાં બનેલા માલ ઉપર પરદેશી માલની સરખામણીમાં ઓછી જકાત લેવાની જે રાજનીતીથી ઇમ્પીરીયલ પ્રેફરન્સ નામથી ઓળખાય છે તેનો ટુંક ઇતિહાસ પણ એમાં આપેલો નજરે પડે છે. એના સંબંધમાં ઇંગ્લંડની પ્રજાની ઇચ્છા દર્શાવનારા જે શબ્દો મરહુમ મી. ચેમ્બરલેને ઉચ્ચારેલા હતા તે ૯૩ મે પાને ટાંકયા છે. તેમાં કહ્યુ છે કે "જ્યાં સુધી ઇંગ્લંડનો માલ તમારા દેશમાં આવતો અટકાવો ત્યાં સુધી તમે અન્ય દેશોના માલ ઉપરની જકાત કરવા કેટલી ઓછી જકાત અમારી પાસે લો છો એનો વિચાર કરવાથી અમને મુદ્દલ સંતોષ થવાનો નથી." ઇ. સ. ૧૯૦૨ માં કેનેડાએ ઇંગ્લંડ પાસે એ રાજનીતીના લાભ માગ્યા અને જણાવ્યું કે "જો તમો એ પ્રમાણે અમુક દેશને વિશેષ સગવડ આપવાનો નિયમ સ્વીકારીને કેનેડાનું અનાજ ઇંગ્લંડમા જકાત વગર આયાત થવા દેશો તો અમે ઇંગ્લંડના માલ માટે કેનેડામાં વિશેષ સગવડ આપીશું." તેના જવાબમાં ઇંગ્લંડે અનાજ ઉપરની જકાત મુદ્દલ કાઢી નાંખી જેથી કેનેડાના જેટલોજ લાભ અન્ય દેશોને પણ મળ્યો અને કેનેડા અન્યના કરતાં વિશેષ સગવડ માગતું હતું તે ન મળી. આ અને એવા અન્ય જાણવા જોગ દાખલાઓ આ પુસ્તકમાં સારી રીતે આપેલા છે પણ વેપારી કોલકરાર પરદેશી રાજ્યો સાથે કરવા માટે સીધા સંદેશા ચલાવવાની સત્તા ઇંગ્લંડની સરકારે કેનેડાની સરકારને ૧૯૨૦ ના મે માસમાં આપી તે વિષે કાંઈ ઉલ્લેખ જણાતો નથી જો કે સંસ્થાનોના દરજ્જાના સવાલના સંબંધમાં એ સત્તાનું મહત્વ ઓછું ગણવાનો ગ્રંથકારનો હેતુ હોય એમ અમે માની શકતા નથી. હીંદને એવી સ્વતંત્રતા નથી તે વિષે ૧૩૮ મા પાના પર ટીકા છે. પુસ્તકના ત્રીજા ભાગમાં છેલ્લા ઇંડીયન ફીસ્કલ કમીશનના રીપોર્ટ ઉપર ચર્ચા કરી છે અને ચોથા ભાગમાં એ રીપોર્ટનો સાર પણ આપ્યો છે. વળી પાના ૧૧૮-૧૧૯ પર ફુટનોટમાં એમણે દર્શાવ્યું છે કે મુદ્દ રીપોર્ટમાં કેટલેક ઠેકાણે શબ્દો પાઠફેર છે. એ દેખાડે છે કે તેમણે આ વિષયના માત્ર સિદ્ધાંતોનેજ નહીં પણ રીપોર્ટના શબ્દોનો પણ બારીક અભ્યાસ કર્યો છે. દેશી રાજ્યોના સંબંધમાં કમીશને કેવી વલણ રાખી હતી તે ૧૪૧ મે પાને દર્શાવ્યું છે પણ તેના સંબંધમાં શું કરવું જોઇએ તે વિશે પોતાના વિચાર વીદ્વાન ગ્રંથકારે જણાવ્યા નથી. એકંદર રીતે આ પુસ્તક વાંચવાની અમે વેપારી આલમને ભલામણ્ કરીયે એવું છે ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બરે એક પ્રસંગે એ પુસ્તકનો વખતસર લાભ લીધો છે.

* * *

## (૩) હિન્દનો નીકાશ વેપાર.

"ઇંડીયન એક્સપોર્ટ ટ્રેડ" (Indian Export. Trade) નામનું પુસ્તક મુંબઇની સીડનહેમ કોલેજ ઓફ્ કોમર્સ ઇકોનોમીકસના પ્રોફેસર આર. એમ. જોશીએ લખેલું ૧૯૨૨ માં બહાર પડેલું છે તેમાં ૧૯૫ પાનાં છે અને તેની કીંમત રૂ. ૩ા છે. એમાં પરદેશો સાથેના

હિન્દના વેપારમાં જુદા જુદા દેશોની હરીફાઇ કેટલી છે તથા દરેક ચીજનો વેપાર હિન્દની પેદાશ સાથે સરખાવતાં કેટલો છે અને જુદા જુદા દેશોમાં હિન્દના હરીફો કોણ છે તે સારી રીતે દર્શાવ્યું છે પણ આંકડા છેલ્લી મહાન લડાઇની શરૂઆત સુધીના લીધા છે. એ લડાઇ પુરી થયા પછીની સ્થિતિ અસ્થીર હોવાને લીધે રજુ કરવાનું એમને યોગ્ય લાગ્યું નહિં હશે પણ પુસ્તકના છેવટનાં ત્રણ પાનામાં આખા પુસ્તક ઉપરથી પોતે કાઢેલા નિર્ણય રજુ કર્યા છે તે એવા રૂપમાં છે કે તેને માત્ર ભુતકાળના ઇતિહાસ રૂપે ગણવા કરતાં વર્તમાન ચર્ચાના વિષય રૂપેજ ગણવા વધારે યોગ્ય ગણાય અને તેથી એ નિર્ણયો અત્યારની આપણી પરિસ્થિતિને અનુકૂળ કે પ્રતીકુળ છે તે દર્શાવવા કાજે લડાઇ પછીનાં છેલ્લાં ત્રણ વરસના આકડા રજુ કર્યા હોત તો વધારે ઉપયોગી થઇ પડત. કદાચ એ આંકડા એમણે દોરેલાં અનુમાનોથી વિરૂદ્ધ જતા હશે તેમ હોય તો પણ લડાઇ પછીની સ્થિતિ અસાધારણ છે એટલું જણાવી પોતાનો બચાવ ગ્રન્થકારથી થઇ શકત પણ વેપારી ભુગોળના અભ્યાસીઓને આ પુસ્તકમા આપેલી વીગત અને વીવેચનની પદ્ધતિ એટલી ઉપયોગી છે કે તેમાં છેલ્લામાં છેલ્લા સત્તાવાર આંકડાઓનો સમાવેશ થયલો હોય એવું જોવાની ઇચ્છા થયા વગર રહે નહીં. હજી હવે પછી પણ હિન્દના આયાત વેપારના સંબંધમાં એવીજ રીતે તપાસ લેનારૂં પુસ્તક ભુતકાળની સ્થિતિ કરતાં ચાલુ પરિસ્થિતિ પર વિશેષ ધ્યાન આપીને એઓ લખે તો વિદ્યાર્થી વર્ગ પર અને વેપારી આલમ પર ઉપકાર કરી શકે. વળી એમાં વેપારની મુખ્ય ચીજો ઉપર જેટલું ધ્યાન આપ્યું છે તેના કરતાં ગૌણ અંશે પણ અન્ય ચીજો વિષે થોડું થોડું વિવેચન કર્યું હોત તો એની ઉપયોગીતા વધારે રહેત એમ લાગ્યા વગર રહેતું નથી. લડાઇ દરમ્યાન તથા તે પછી હિન્દના ઉદ્યોગોની સ્થિતિમાં કેટલોક નોંધ લેવા જેવો ફેરફાર થયો છે તેની યોગ્ય કદર આ પુસ્તકમાં કરવાની તક પ્રો૦ જોશી જેવા વિદ્વાન ચુકે નહીં એવી આશા નીષ્ફળ ગઇ છે અને છેલ્લી લડાઇની શરૂઆતની અગાઉ લખાયેલું પુસ્તક આઠ વરસ પછી છપાયું હોય એવો આભાસ આ પહેલી આવૃત્તિ આપે છે. એ દુષણ બીજી આવૃત્તિ વેળા દુર કરવાની તસ્દી એના વિદ્વાન ગ્રન્થકાર લેશે એવી આપણે આશા રાખીશું. આટલું છતાં વેપારી ભુગોળના અભ્યાસીઓને અને વેપારી આલમને આ પુસ્તક વાંચવાની મજબુત ભલામણ કરીશું કેમ કે માત્ર આંકડાઓથી ભરેલાં સત્તાવાર પુસ્તકો ઉપરથી જ્ઞાન કેવી રીતે મેળવવું તે રીત જેમ એમાં સારી રીતે દર્શાવી છે તેમ હિન્દના વેપાર ઉદ્યોગની સ્થિતિ છેલ્લી લડાઇની શરૂઆત સુધી કેવી હતી તેનો ઘણો સારો ચીતાર એમાં આપ્યો છે અને મોટે ભાગે અત્યારની સ્થિતિ પણ તે કરતાં જુદી નથી.

* * *

## (૪) જમીન માર્ગે હીંદનો પરદેશ સાથેનો વેપાર.

આ વિષેનાં માસીક પુસ્તક સરકાર તરફથી પ્રગટ થાય છે પણ તે ઘણાં મોડાં બહાર પડે છે. ડીસેંબર માસને લગતા આંકડા દરીયાઇ વેપાર સંબંધી મળે તે વેળા પરદેશો સાથેના જમીન માર્ગના વેપાર વિષેના સપટેંબર માસના આંકડા પણ ન મળે એ અચીત શોચનીય છે એમાં કાંઇ ઝડપ આવે તો એ આંકડા વિશેષ ઉપયોગી થઇ પડે.

ગયા આગસ્ટ માસને લગતા આંકડા હમણાં મળ્યા છે તે ઉપરથી એમ જણાય છે કે વેપારમાં નીચે જણાવેલી હકીકત જાણવાજોગ છેઃ—

---

મારસેલ્સની રંગીન લાદીઓ સફાઇદાર અને મજબુત.

| આયાત | આગસ્ટ (હજાર રૂપયા) | | | એપ્રીલથી આગસ્ટ | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨: |
| ટંઠાણખાર | ૧૩૭ | ૧૫૧ | ૧૬૧ | ૧૫૭ | ૧૫૫ | ૧૬૮ |
| રૂ-ઇરાનથી | ...... | ...... | ૪૫ | ...... | ૫૫ | ૩૦૩ |
| રૂ-અન્ય દેશોથી | ૯ | ...... | ૩૦ | ૧૦૪ | ૨૨ | ૯૭ |
| કાપડ | ૨૨ | ૧૭ | ૩૧ | ૫૫ | ૭૬ | ૬૮ |
| અનાજ તથા દાળ | ૪૩૭ | ૮૬૮ | ૭૦૯ | ૮૩૬૦ | ૧૦૩૯૭ | ૮૩૦૦ |
| સીસું | ૭૨૫ | ૧૦૦૭ | ...... | ૪૯૭૧ | ૪૭૪૪ | ૫૩૫૨ |
| વુલફ્રામ | ૪૭ | ...... | ...... | ૫૨૪ | ...... | ...... |
| લોખંડ | ૧૬ | ૭ | ૧૨ | ૧૦૬ | ૧૦૮ | ૭૬ |
| રંગ-રોગાન | ૧૧ | ૩૯ | ૪૧ | ૧૬૫ | ૧૭૪ | ૨૨૪ |
| ઘી | ૪૨૮ | ૪૨૯ | ૪૦૭ | ૨૫૩૨ | ૨૭૧૪ | ૨૨૬૫ |
| અચાર (લેટપેટ) | ૨૨૮ | ૨૪૭ | ૭૦૦ | ૧૪૮૨ | ૧૪૮૫ | ૩૪૧ |
| રેલ્વેનો સામાન | ૨૦૦ | ૮૮ | ૬ | ૧૦૧૭ | ૫૯૩ | ૫૦૪ |
| નીમક | ૬૧ | ૨૯ | ૫૮ | ૧૦૪ | ૧૭૩ | ૯૭ |
| અળસી | ૩૮ | ૬૦ | ૩૧ | ૧૩૭૮ | ૧૨૦૧ | ૧૨૦૧ |
| રાઇ-સરસી | ૧૦૭ | ૮૨ | ૧૧૧ | ૧૪૯૧ | ૧૯૩૦ | ૧૪૩૫ |
| તલ | ૧૦ | ૨૩ | ૧૮ | ૧૨૭ | ૩૦૧ | ૧૨૬ |
| રેશમ કાચુ | ૪૩૫ | ૫૧૩ | ૧૨૪૯ | ૨૬૩૦ | ૧૮૪૧ | ૨૮૮૫ |
| રેશમનો માલ | ૪૩ | ૪૫ | ૯૦ | ૪૦૨ | ૨૦૩ | ૨૭૩ |
| તેજાનો | ૮૪ | ૩૯ | ૫૪ | ૬૧૭ | ૫૬૩ | ૪૯૭ |
| ચા | ૧૮૮ | ૨૬૭ | ૧૮૦ | ૨૬૭૭ | ૩૦૨૮ | ૨૭૨૮ |
| સીગારને વિંટવાનાં પાદડા | ૩૮૬ | ૨૩૫ | ૧૮૧ | ૯૩૦ | ૬૮૦ | ૬૧૭ |
| તંબાકુ | ૩૭ | ૨૨ | ૬૬ | ૧૬૩૧ | ૧૦૫૨ | ૧૩૯૫ |
| સાગ વગેરે લાકડાં | ૩૬૪ | ૫૫૨ | ૧૧૮ | ૧૮૬૦ | ૪૬૩૮ | ૧૫૩૧ |
| ઉન-કાચુ | ૭૮૩ | ૩૧૭ | ૪૮૬ | ૩૧૬૩ | ૨૩૭૨ | ૨૭૧૩ |
| ઉનનો માલ | ૬૩ | ૭૪ | ૫૩૭ | ૧૨૫ | ૫૧૯ | ૧૬૧૮ |
| કુલ આયાત | ૭૫૯૦ | ૭૩૩૪ | ૭૭૪૬ | ૫૦૬૯૦ | ૫૧૮૧૮ | ૫૦૮૬૮ |
| સોનું | ૧૮ | ૧૩ | ૧૭ | ૨૦૬ | ૨૭ | ૩૧ |
| ચાંદી | ૧:૭૩ | ૧૧૫૮ | ૧૫૨૪ | ૮૧૪૮ | ૭૭૭૮ | ૭૬૫૪ |
| **નીકાશ:—** | | | | | | |
| કોલસા | ૨ | ૧ | ૨૦૪ | ૨૦ | ૧૫૦ | ૭૬૧ |
| રૂ | ૩૩ | ૧૫ | ૧૬ | ૮૦૦ | ૪૦૦ | ૩૧૦ |
| સુતર | ૭૧૦ | ૮૦૯ | ૭૭૫ | ૪૧૦૫ | ૪૦૭૧ | ૩૯૫૭ |
| **પરદેશી કાપડ:—** | | | | | | |
| નેપાલી ખાતે | ૪૨૬ | ૩૩૩ | ૩૪૦ | ૨૨૬૮ | ૧૬૯૪ | ૨૩૦૨ |
| પશ્ચીમ ચીન | ૬૮ | ૧૬૩ | ૩૭ | ૪૨૭ | ૭૯૨ | ૭૭ |

(હજાર રૂપયા)

| | આગસ્ટ ૧૯૨૦ | આગસ્ટ ૧૯૨૧ | આગસ્ટ ૧૯૨૨ | એપ્રીલથી આગસ્ટ ૧૯૨૦ | એપ્રીલથી આગસ્ટ ૧૯૨૧ | એપ્રીલથી આગસ્ટ ૧૯૨૨ |
|---|---|---|---|---|---|---|
| સીયામ ,, | ૬૪ | ૬ | ૧૧ | ૩૯૧ | ૯૯ | ૩૪ |
| બધા દેશો કુલ | ૨૧૫૨ | ૧૫૬૨ | ૧૯૫૧ | ૧૦૯૨૦ | ૮૫૮૭ | ૧૦૫૭૪ |
| **હીંદી કાપડઃ—** | | | | | | |
| નેપાલ ખાતે | ૨૦૯ | ૧૮૭ | ૨૫૬ | ૧૦૩૧ | ૯૬૪ | ૧૨૮૭ |
| રીઝટ | ૫ | ૭ | ૯ | ૨૪૦ | ૧૩૬ | ૧૫૭ |
| બધા દેશોમા કુલ | ૭૦૧ | ૬૨૧ | ૮૧૪ | ૩૮૩૩ | ૫૧૫૪ | ૪૬૮૭ |
| ગળી | ૭૨૯ | ૧૩૨ | ૩૨૭ | ૯૪૪ | ૪૫૮ | ૬૭૯ |
| ફળ શાકભાજી | ૬૯ | ૪૨ | ૪૨ | ૪૦૦ | ૩૬૯ | ૪૬૧ |
| ઘઉં | ૩૩૬ | ૭૩૭ | ૧૨૮ | ૧૨૫૫ | ૨૪૯૬ | ૭૮૭ |
| ચોખા | ૩૩૧ | ૨૩૬ | ૨૨૫ | ૧૩૦૬ | ૧૫૮૬ | ૧૨૩૫ |
| બધા અનાજ તથા દાળ | ૮૩૪ | ૧૦૫૮ | ૪૫૪ | ૩૧૧૯ | ૪૮૧૭ | ૨૬૫૭ |
| જુટનો માલ | ૩૩ | ૩૬ | ૧૮ | ૧૪૧ | ૧૪૬ | ૧૨૪ |
| ચામડાનો માલ | ૧૪૯ | ૪૦ | ૫૯ | ૫૭૮ | ૭૦૮ | ૩૮૫ |
| વાણુ-પીતળ | ૭૬ | ૫૯ | ૭૪ | ૭૮૬ | ૫૨૨ | ૬૫૭ |
| લોખંડ | ૩૦૪૭ | ૮૯૧ | ૧૦૭૩ | ૯૬૧૫ | ૪૪૨૮ | ૯૨૬૯ |
| પેટ્રોલ્યમ | ૩૪૭ | ૫૭૪ | ૪૩૦ | ૨૨૬૩ | ૨૬૮૦ | ૨૬૮૧ |
| બીજાં તેલ | ૧૩૦ | ૭૩ | ૧૩૫ | ૮૩૮ | ૭૧૨ | ૬૨૪ |
| રંગરોગાન | ૪૭૪ | ૧૭૩ | ૨૦૩ | ૬૧૪ | ૪૦૭ | ૬૪૧ |
| રેલ્વેનો સામાન | ૮૦૦ | ૨૦૮ | ૭૧૬ | ૨૯૭૭ | ૧૯૦૭ | ૨૮૦૮ |
| નીમક | ૧૪૭ | ૧૩૯ | ૧૧૫ | ૧૦૨૧ | ૧૧૦૨ | ૯૨૮ |
| રેશમી માલ | ૨૨૫ | ૧૬૪ | ૭૧ | ૬૩૭ | ૪૩૧ | ૨૬૩ |
| તેજાનો | ૧૫૮ | ૨૦૮ | ૧૮૨ | ૯૯૦ | ૧૨૨૯ | ૧૧૦૬ |
| ખાંડ | ૪૭૭ | ૫૮૬ | ૩૬૩ | ૧૮૮૦ | ૩૩૪૭ | ૨૧૬૦ |
| ચા | ૧૩૦ | ૧૩૩ | ૬૪ | ૫૫૬ | ૮૮૬ | ૧૪૪૨ |
| તબાકુ | ૧૦૪ | ૯૯ | ૧૩૩ | ૮૦૦ | ૮૩૮ | ૧૦૧૬ |
| ઉનનો માલ | ૨૨ | ૧૬ | ૧૫ | ૧૫૩ | ૮૫ | ૨૬૮ |
| કુલ નીકાશ | ૧૩૨૫૨ | ૮૬૨૯ | ૯૫૨૫ | ૫૬૪૪૩ | ૪૯૬૦૩ | ૫૫૬૯૫ |
| સોનું | ૯ | ૬ | ૧૨ | ૫૪ | ૩૨ | ૬૧ |
| ચાંદી | ૩૦૬ | ૨૪૯ | ૩૩૮ | ૨૮૧૦ | ૨૬૦૦ | ૨૪૮૦ |

---

# વર્તમાન ચર્ચા.

(૧) હિન્દની રાજકીય ઉન્નતિ—આ ચેમ્બરના ગયા વરસના પ્રમુખ શેઠ પુરૂષોતમદાસે પોતાના ભાષણમાં દર્શાવ્યું છે તેમ વેપાર સાથે ઘાડો સંબંધ ધરાવતા રાજકીય સવાલો વિષે ચર્ચાથી દુર રહેવાનું વેપારી આલમ માટે હાનીકારક છે. અત્યારે એવા ઘણા સવાલો વિશે દેશમાં બધે સ્થળે અને તેના મધ્યસ્થળ રૂપે હિન્દની વડી ધારાસભાઓમાં જોશભેર ચર્ચા ચાલી રહી છે તે વેળા એ ચર્ચાને અંતે યોગ્ય લાગે તેવાં પગલાં હિન્દની ઉન્નતિ કાજે ભરવાની સત્તા જો એ ધારાસભાઓને ન હોય તો હિન્દની સમસ્ત પ્રજાની કે હિન્દના વેપાર ઉદ્યોગની ઉન્નતિ કેવી રીતે થઈ શકે? એટલા માટે રાજકીય સુધારા વિશે ફરીથી વિચાર કરવાની જે દરખાસ્ત હિન્દની ધારાસભાએ પસાર કરી અને હિન્દી સરકારે ઇંગ્લંડની સરકાર ઉપર મોકલી આપી હતી તેનો હિન્દી પ્રધાને મોકલેલો *જવાબ ધ્યાનમાં લઇને* વેપારી વર્ગે પણ પોતાનો અવાજ અસરકારક રીતે રજુ કરવો ઘટે છે. ૧૯૧૯ માં એ સુધારાને લગતો ગવર્મેન્ટ ઓફ ઇન્ડીયા એક્ટ થયો તે પછી અત્યાર સુધીમાં બનેલા બનાવો ઉપરથી કાંઇક વિશેષ સુધારાની ઇચ્છા હિન્દની પ્રજા રાખે છે એમ હિન્દી પ્રધાને સમજવું જોઇતું હતું. એ મુદત દરમ્યાન સરકારનો ખર્ચ અતિશય વધી ગયો છે અને પ્રજા ઉપર નવા કરનો બોજો વધ્યો છે અને તેની ઉપર કાબુ રાખવાની ધારાસભાને પુરતી સત્તા નથી એમ અનુભવે પુરવાર થયું છે. હીંદની પ્રજા તરીકે વેપારી આલમ આગ્રહપુર્વક માગણી કરે છે કે (૧) વડી સરકારના તેમજ પ્રાંતીક સરકારોના ઉપર ધારાસભાઓનો સંપુર્ણ કાબુ હોવો જોઇએ અને (૨) બ્રીટીશ સંસ્થાનોના સંબંધમાં જેટલી દરમ્યાનગીરી ઇંગ્લંડની સરકારનો સંસ્થાન ખાતાંનો પ્રધાન કરે છે તે કરતા વધારે દરમ્યાનગીરી હીંદી પ્રધાને હીંદની બાબદમાં જ્યાં સુધી ધારાસભા અને કારોબારી સરકાર વચ્ચે મતભેદ ન હોય ત્યાં સુધી ન કરવી. (૩) આ સાથે કેળવાયલો વર્ગ એમ પણ માગે છે કે આખા *સામ્રાજ્યની રાજનીતી નક્કી કરવામાં હીંદના પ્રતીનીધીઓને પણ ભેળવવા જોઇએ અને એવા* પ્રતીનીધીઓની ચુંટણી કરવાનો હક્ક હીંદની વડી ધારાસભાને રહેવો જોઇએ.

* * *

(૨) આવતા વરસનું બજેટ—આ વરસે નવા ખજાનચીએ પોતાનું પાણી દેખાડયું છે. ખરચમાં કાપકુપ કરવાનો મજબુત આગ્રહ ગયે વરસે હીંદની ધારાસભાએ દર્શાવ્યો તેને પરીણામે નીમાયેલી ઇંચકેપ કમીટીના ભલામણોમાંથી કેટલીક અમલમાં મેલવ ની ધારણાને નવા વરસના બજેટમાં અગ્રસ્થાન અપાયું છે પણ તે છતાં આવક ખરચનાં પાસાં સમતોલ કરવામાં ખજાનચી નીષ્ફળ નીવડયો છે અને તેણે નીમક ઉપરની જકાત વધારવાની કઢંગી દરખાસ્ત આણી છે. એની જગાએ કોઇ બાહોશ રાજનીતીજ્ઞ હોત તો ઇંચકેપ કમીટીની સર્વ ભલામણો સંપુર્ણ અંશે તુરત અમલમાં મેલવાનું ઠરાવત અને આ માસીકમાં અન્ય સ્થાને દર્શાવ્યા પ્રમાણે આયાતની ઘણી ચીજો ઉપરની જકાતમાં સ્હેજ વધારો કરીને પોતાની બાકીની હાજત પુરી શકત. દેશના ઉદ્યો-

---

ગોની સ્થીતી સુધારવા માટે આયાત જકાતનું ધોરણ દરવરસે થોડે થોડે પણ વધારતાજ રહેવુ પડે અને તે માટે વેપારની ચીજોની યોગ્ય પસંદગી કરવામા આવી હોય તો પણ વાધો લે એવી હીંદી પ્રજા નથી પણ એવી ખુલ્લી રીતે કામ લેવાને બદલે જાણે ભોળી અને મુર્ખ પ્રજા સાથે કામ હોય તેમ તેને છેતરવાનો પ્રયત્ન હીંદના ખજાનચી જેવા જોખમદાર અમલદારે કરેલો જોઇ અમને આશ્ચર્ય અને ખેદ થાય છે. પેટ્રોલ જેવા ખનીજ પદાર્થની નીકાશ ઉપરના કરથી આવક વધારવાની સુચના ઉપર ધ્યાન આપવામા નથી આવ્યુ અને ચામડા ઉપરની નીકાશ જકાત ઘટાડવાનુ પગલુ વીનાકારણ ભર્યું છે તથા પ્રજાની અતી આવશ્યક હાજતની ચીજ–નીમક–ની ઉપર કર વધારવાનું સુચવાયું છે તે બે વાત સાથે લઇ યોગ્ય અનુમાન દોરવામા વાર લગાડે એવી મુર્ખ હીંદી પ્રજા નથી, અને પ્રાંતીક સરકારોએ હીંદી સરકારને આપવાના ફાળામા આવને વરસે ઘટાડો કરવાની લાલચ આપી નીમકપરની વધારેલી મહેસુલ માટે મંજુરી મેળવી લેવાનો પ્રયત્ન ફાવવા દે એવી ભોળી હીંદી પ્રજા નથી એમ અમારી ખાતરી છે મદ્રાસ ઇલાકામા કોઇ કોઇ મ્યુનીસીપાલીટીએ એ પ્રાંતના બહારની પેઢીઓની જે શાખાઓ તથા આડતીયાઓ મદ્રાસ ઇલાકામા કામ કરે તેમની ઉપર અમુક કર નાખ્યા છે તે બીના હીંદી સરકારથી અજાણી હોઇ શકે નહીં જો એવાજ ધોરણે પરદેશની પેઢીઓની જે શાખાઓ હીંદમા વેપાર ચલાવતી હોય તેમની ઉપર કોઇ ખાસ કર નાખવામા આવે તો તેથી પણ સારી આવક થઇ શકે વળી હુંડીનો ભાવ બે શીલીંગનો કરવાનો પ્રયત્ન નીષ્ફળ નીવડયા પછી તે કરતા નીચો અને સોળ પેન્સથી ઉંચો એવો કોઇ વચગાળેનો દર હીંદને વધારે અનુકુળ પડે એમ છે કે નહીં તેની તપાસ પણ લેવામા આવી નથી. જો સોળને બદલે અઢાર પેન્સ જેટલો હુંડીનો દર રાખી શકાય તો એ બે પેન્સના તફાવતથી પણ હીંદી સરકારને કરોડો રૂપયાનો બચાવ થઇ શકે એવો વધારો પણ થોડા સમય માટે હીંદી વેપારી આલમ અને સામાન્ય હીંદી પ્રજાને ભોગેજ સરકાર મેળવી શકે એ હકીકતની અમે ના પાડતા નથી. પણ એ સાથે એટલું કહી શકાય કે એ રીતે થોડા વખત કામ લેવાથી જે બોજો પ્રજા ઉપર પડે તે નીમકના ભાવના વધારાથી પડતા બોજા કરતા વધારે યોગ્ય રીતે વહેંચાઇ જાય અને પ્રજાની ઓછી અપ્રીતી વહોરી લે પ્રાંતીક સરકારોને રાહત આપવાની જે લાલચ દેખાડી છે તે માટેનુ ધોરણ નક્કી કરવાના કાંઇ પણ પગલા વીશે જરા પણ ઇશારો બજેટ વેળાના હીંદના ખજાનચીના ભાષણમા નથી, તેમ ચલણના સંબંધમા કેવે ધોરણે કામ લેવુ તે વીશે પણ વિવેચન નથી સરકારી લોન કેટલી કહાડવામા આવશે તે દર્શાવતી વેળા જુની લોનની સ્થીતી સુધારવા માટે શા પગલા ભરવામા આવશે તે પણ દર્શાવ્યુ નથી. ચલણને લગતા ગોલ્ડસ્ટેન્ડર્ડ રીઝર્વનો મોટો ભાગ ઇંગ્લંડથી હીંદમા લાવવા સંબંધી કે કાઉન્સીલ બીલોના વેચાણ હીંદમા કરવા સંબંધી કાંઇ પણ વીવેચન ખજાનચીએ કરેલુ નથી એટલુજ નહીં પણ ટપાલના કેશ સરટીફીકેટોનો દર પાંચથી વધારી છ ટકાનો કરવા ધાર્યો છે તે વીશે પણ એક અક્ષર ઉચ્ચરવાનુ એને જરૂરત લાગ્યુ નથી આવા માણસ સાથે કામ લેવા કરતા મી. દાદીભા દલાલ કે ઓ શ્રી શર્મા જેવા કોઈ હીંદીને એ સ્થાને નીમ્યો હોત તો અનુભવીઓ તથા ધારાસભાના અગ્રેસરોની સલાહ ખાનગી રીતે મેળવી તેને આધારે કામ કરી પ્રજાને સંતોષ આપવાને માટે તે વધારે શકતીવાન થાત એમ લાગ્યા વગર રહેતું નથી. જુદા જુદા ખાતાની આવક તથા ખર્ચની પુરી વીગત એ ભાષણમા નથી જો કે તેના સંપુર્તી રૂપે છાપેલા પત્રકોમા તો તે આપવી પડશેજ પણ ભાષણના એક વિભાગમા ગયા વરસના બજેટ વેળા ગણેલો ખર્ચ રૂ ૧૪૨ કરોડનો દર્શાવ્યો છે અને બીજે સ્થળે એજ આંકડો 'વેપારી ખાતાઓના ચાલુ વહીવટના ખર્ચ સાથે રૂ. ૨૧૫ કરોડનો

હતો ” એમ દર્શાવ્યું છે. આવક પાસામાં એવીજ રીતે “ વેપારી ખાતાંઓની ચાલુ વહીવટની આવક ” સાથેનો આંકડો ભાષણમાં કોઇ પણ સ્થળે રજુ કર્યો હોત તો વાંચનારને સુગમ પડત પણ તેને બદલે આવતા વરસના બજેટના આવક પાસાંનો આંકડો રૂ. ૧૯૮ કરોડનો રજુ કરી તેને ૧૯૨૨–૨૩ વરસના તેવા આંકડા સાથે સરખાવવાને બદલે ૧૯૨૩–૨૪ ના વરસના ખરચ પાસા સાથેજ સરખામણી કરી છે એથી વાંચનારને ગુંચવણ ઉત્પન્ન થાય છે. એવી ગુંચવણ ઉત્પન્ન કરવાનો હેતુ હતો. એવી ખોટી અફવા ફેલાતી અટકાવવા માટે સરકારે શા ઇલાજ લીધા છે?

\+ + +

(૩) ચલણ અને હુંડી—જીનોઆ ખાતે ગયા વરસમાં મળેલાં કોન્ફરન્સમાં દેશપરદેશની સરકારોના પ્રતીનીધીરૂપે ગયેલા નાણાં શાસ્ત્રીઓએ કરેલા ઠરાવોમાં એક એવો હતો કે જો કોઇ દેશની સરકાર પ્રજાની ઉપર એટલો કર નાખે કે પ્રજાની આવકમાંથી તે આપી ન શકાય તો તે કરને લીધે પણ દેશમાં ચલણ અતીશય વધી પડે. હીંદમાં ચલણ અત્યારે પણ અતીશય છે અને તેને લીધેજ રૂપયાનો ભાવ સોનાના ધોરણ પર ટકાવવો મુશ્કેલ પડે છે. જ્યાં સુધી પ્રજા ઉપરનો કરનો બોજો ઘટાડીને એવો રાખવામાં નહીં આવે કે તે આપવાનું પ્રજાની શક્તી ઉપરાંત ગણી નહીં શકાય ત્યાં સુધી એ મામલો સંપુર્ણપણે સુધારી શકાશે નહીં; પણ ચાંદી અને સોનું એ બે વચ્ચે અમુક સ્થાયી સંબંધ બાંધવાના પ્રયત્ન ઘણા દેશોની સરકારો એકત્ર બળથી કરે તો તેને પરીણામે હીંદને પણ લાભ મળે અને રૂપયાનો ભાવ પાઉંડમાં ગણતાં સ્થીર થઇ શકે એવી માન્યતા છે અને તેને લીધે અત્યારે એવો પ્રયત્ન થાય છે કે સોનાનાં તથા ચાંદીનાં ચલણ વચ્ચે ભાવની સ્થીરતા કરવાનાં પગલાં લેવાનું હીંદની, તથા યુનાઇટેડ સ્ટેટ્સની સરકારોને સુચવવું અને સે બેઉનાં અગ્રેસરપણા નીચે અન્ય દેશોની સરકારોને પણ એકત્ર કરી કોઇ વીશાળ અને સબળ ગોઠવણ કરવી. આવો પ્રયત્ન આજે પહેલીવારનો નથી. ૧૮૫૧ થી ૧૮૯૩ સુધીમાં ઘણીવાર એવા પ્રયત્નો થયા હતા પણ તેમાં સહુથી વીશેષ આશા આપનારી કોશેશ ૧૮૯૨ ની બ્રસલ્સ કોન્ફરન્સની હતી. તે નીષ્ફળ ગયા પછી લડાઇને લીધે અને તે પછી મળેલાં કોન્ફરન્સો શિવાય એવી કોશેશ થઇ નથી. હવે તો જરમની પાસે લેવાના દંડ અને તેને અંગે યુરોપની નાણાં સંબંધી સ્થીતી અને ટર્કીના મુલકોની રાજદ્વારી સ્થીતી એ શિવાય કોઇ પણ પ્રશ્નને એટલો મહત્વનો ગણવા માટે દુનીયાની સરકારો તૈયાર નથી કે તેને માટેનાં કોન્ફરન્સમાં ભળે. હવે સોનું, ચાંદી તથા ચલણના સંબંધમાં એઓ પોતપોતાના મત વેગળા મુકી એકમત થવાના પ્રયત્નમાં ભળે છે કે કેમ તે જોવાનું છે. એની ઉપર બહુ મદાર બાંધવો યોગ્ય નથી. દરમ્યાન ઇંગ્લંડ તથા ન્યુયોર્ક ઉપરની હુંડીનો દર લડાઇ અગાઉની સ્થીતીની પાસે આવતો જાય છે અને મુંબઇ તથા લંડન વચ્ચેની હુંડીનો ભાવ પણ બે શીલીંગ વરફ વધવાની ધાસ્તી દુર થઈ છે. હવે તો માત્ર આપણી હુંડીના ભાવ અતીશય ગબડી ન જાય એ જોવું બાકી રહ્યું છે. અત્યારે હીંદમાં સોનાનો ઉઠાવ ઘણો થાય છે જેટલો માલ આવે છે તેટલો ખપી જાય છે અને તેથી હુંડીનો ભાવ વધતો અટકયો છે પણ વેપારનું પાસુ બદલતાં વાર લાગશે નહીં અને તે આપણી વીરૂદ્ધમાં જતું દેખાશે કે તુરત સોનાના ભાવ વધવા માંડશે અને હુંડીના ભાવ ઘટવા લાગશે. તે વેળા ચાંદીનો આયાત બંધ જેવી થઇ જશે તેથી ચાંદીના ભાવ હીંદમાં સ્થીર જેવા રહેશે અગર વધશે જ્યારે દુનીયાનાં બજારોમાં ચાંદીના ભાવ ઘટશે. રીવર્સ કાઉન્સીલ વેચવાનો પ્રસંગ આવતાં તે મા’ અમુક ભાવ ઠરાવીને કામ લેવાની રૂઢી ૧૯૨૦ માં નીષ્ફળ થઇ હતી તે વેળાના ઇતીહાસ ’

બોધ લઇ સરકાર હરીફાઇનાં ટેન્ડરો એવી વેળા માગે અને જેનો ભાવ ઓછો હોય તેજ સ્વીકારે એવી કબુલાત સરકાર પાસેથી માગવાનો અત્યારે વખત છે જો તેમાં ઢીલ થશે તો હજી પણ ચાર કરોડ પાઉંડ ગોલ્ડ સ્ટેન્ડર્ડ રીઝર્વમાં છે તે ખોઇ બેસવાની શીક્ષા હીંદને ખમવી પડશે.

## ઇટલી તથા હીંદ વચ્ચેનો વેપારી સંબંધ.

હીંદ અને ઇટલી વચ્ચેનો વેપારી સંબંધ ૩૦ વરસ કરતાં જુનો છે પણ એને લગતું કામકાજ કરનારી પેઢીઓ ફ્રેંચ, જરમન, સ્વીસ કે ગ્રીક હોવાથી તેનો લાભ ઇટલીને કે હીંદને મળતો ન હતો. લડાઇ દરમ્યાન સીધો સંબંધ બંધાયો એટલે હવે ઇટલીનો વેપાર ખીલવનારી સંસ્થાઓ હીંદ સાથેનો સંબંધ સુધારવા પર પણ ધ્યાન આપશે. તેમણે પડુઆ ખાતે દેશપરદેશની ચીજોનું પ્રદર્શન ભરવા ઠરાવ્યું છે તેનો લાભ લેવાની હીંદની સર્વે પેઢીઓને વીનંતી છે. પ્રદર્શનમાં એક વીભાગ હિંદ માટે જુદો રાખવામાં આવશે. દરમ્યાન ચોરસ મીટર દીઠ દસ રૂપયાના ભાડાથી એમાં જગા મેળવી શકાશે. કેટલીક જગાનો ઉપયોગ મફત કરવા દેવાની પણ ગોઠવણ રહેશે. એની મારફતે યુરોપના મધ્ય પ્રદેશો સાથે પણ વેપારી સંબંધ બાંધી શકાશે. રેલ્વેનાં ભાડાં પ્રદર્શન માટેના હીંદી માલ માટે પચાસ જેટલાં ઓછાં કરાવ્યાં છે. સ્ટીમરનાં ભાડાંમાં એવો ઘટાડો કરાવવાનો પ્રયત્ન ચાલે છે. બોંડેડ વખારોની પણ ગોઠવણ કરી છે. વેપાર માટે નાણાંની સગવડની જરૂર હોય તેમને તે મળે એવી વ્યવસ્થા પણ થઇ છે માટે પ્રતીનીધી મોકલીને અગર પ્રતીનીધી નીમીને લાભ લેવા હીંદીઓ ચુકશે નહીં એવી આશા છે. મુંબઇમાં પ્રીન્સેસ સ્ટ્રીટમાં, મી. ઇ. સ્ટેલાને આ પ્રદર્શન સંબંધી સ્થાનીક એજંટ નીમવામાં આવ્યા છે, તેમની પાસેથી અથવા આ ચેમ્બરના સેક્રેટરી પાસેથી જોઇતી સંપૂર્ણ હકીકત મેળવી શકાશે.

---

# ચેમ્બર વિભાગ.

## (૧) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની અસાધારણ સભા શનીવાર તા. ૧૭ મી ફેબ્રુઆરી સને ૧૯૨૩ ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા. ટા.) ચેમ્બરની ઓફીસમાં શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીના પ્રમુખ પણા નીચે મળી હતી. જે વેળા સંસ્થાનોમાં વસવા હીંદીઓની સ્થીતીના સબંધમાં વીચાર કરવા માટે નીમાએલી સબ કમીટીનો રીપોર્ટ રજુ કરવામાં આવ્યો હતો.

શરૂઆતમાં સભાના પ્રમુખ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી તરફથી રીપોર્ટના મુખ્ય મુદ્દાઓ ઉપર કેટલુંક વીવેચન થયા બાદ રીપોર્ટ બહાલ રાખવાની દરખાસ્ત રજુ કરવામાં આવી હતી. જેને શેઠ વાલચંદ હીરાચંદે ટેકો આપ્યો હતો.

ત્યાર બાદ દરખાસ્ત ઉપર વીવેચન શરૂ થતાં શેઠ રણછોડદાસ હરજીવનદાસ ગાંધીએ દરખાસ્તથી જૂદા પડવાં જણાવ્યું કે જો કે રીપોર્ટ કેટલેક અંશે સંતોષકારક છે પણ ખરી સ્થીતીને જોઇએ તેવી સારી રીતે પહોંચે વળે તેમ નથી. આ પ્રમાણે વીવેચન કર્યા બાદ નીચે પ્રમાણેનો સુધારો તેમના તરફ રજુ કરવામા આવ્યો હતો:-

(એ) આ રીપોર્ટ ઉપરાંત આ ચેમ્બર પોતાના દરેક સભાસદને ભલામણ કરે છે કે જે સંસ્થાનોમાં આપણા હીંદી ભાઇઓ સાથે સારી વર્તણુક ચલાવવામા નથી આવતી તેવાં દરેક સંસ્થાનોની સાથે, જ્યાં સુધી હીંદીઓ સાથે તેઓ તરફથી પુરેપુરી સારી વર્તણુંક ચલાવવામાં નહી આવે ત્યાં સુધી આપણા સભાસદોએ કોઇ પણ જાતનો વેપારી સંબંધ રાખવો નહીં.

(બી) આવાં કયાં કયાં સંસ્થાનો છે તેનું લીસ્ટ તૈયાર કરવાનું જે કમીટી નેમાઇ હતી તેને સોંપવું અને તે કમીટીએ તે લીસ્ટ એક માસની અંદર બહાર પાડવું.

(સી) તેમજ તેવા સંસ્થાનોમાં રહેતા આપણા હીંદી ભાઇઓને આ ઠરાવનો અમલ થતાં બનતાં સુધી ઓછામાં ઓછી અગવડ આવે તેવા કોઇ સંભવીત પગલા લઇ શકાય એમ હોય તો તેવા પગલાં ભરવાનો ભલામણ કરવાનું પણ ઉપલી કમીટીને સોપવુ.

શેઠ સારાભાઇ પ્રતાપરાયે ઉપલા સુધારાને ટેકો આપ્યો હતો.

ત્યાર બાદ શેઠ ગુલાબરાય દેવચંદ ઝવેરી તરફથી સુધારાનો વીરૂધ્ધમા કેટલુંક વીવેચન કરવામા આવ્યું હતુ અને શેઠ મનસુખભાઇ ઓઘડભાઇએ જણાવ્યુ કે ચેમ્બર તરફથી કોઇ પણ પ્રકારના વ્યવહારૂ પગલા જેવા કે ટાઉન હોલમા જાહેર સભા અગર તો શ્રીયુત શાસ્ત્રી તથા એન્ડ્રુઝ સાથે કોન્ફરન્સ ) ભરવી જોઇએ. આ સુચના તેઓએ ચેમ્બરની કમીટી માટે કરી હતી. વળી એમ પણ જણાવ્યું કે સુધારામા સુચવેલી ખાલી ભલામણથી કાંઇ ફાયદો જણાતો નથી પણ સબ-કમીટીના રીપોર્ટ પ્રમાણે કામ લેવામા આવે તો બરાબર થશે.

અત્રે શેઠ રણછોડદાસ ગાંધીએ પોતાના સુધારાનો છેલ્લો ભાગ પાછો ખેંચી લેવાની સભાની પરવાનગી માગી હતી જે સભાએ આપી હતી. ત્યાર બાદ શેઠ નારણજી

દયાળ તથા શેઠ લક્ષ્મીદાસ તેરસી તથા ત્રીકમદાસ ચકુભાઈ તરફથી દરખાસ્તની વીરૂધમાં તથા શેઠ કેકોબાદ કાવસજી તથા શેઠ બી. એફ. માદન તથા શેઠ એસ. ડી. સકલાતવાળા તરફથી દરખાસ્તની તરફેણમાં કેટલુંક ભાષણ કરવામાં આવ્યું હતું.

ત્યાર બાદ પ્રમુખે ચર્ચા બંધ કરતાં કેટલુંક વીવેચન કર્યું હતું અને સુધારા ઉપર મત લેવાનું જણાવ્યું હતું. સુધારા ઉપર મત લેતાં તે ૭ વીરૂદ્ધ ૧૦ મતે રદ ગયો હતો. અને મુળ રીપોર્ટ બહાલ રાખવાની દરખાસ્ત ૧૩ વીરૂધ અને ૪ મતે પસાર થઈ હતી.

ત્યાર બાદ પ્રમુખનો આભાર માની સભા બરખાસ્ત થઈ હતી.

---

## વારસીક સભા.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બરની વારસીક સભા ગઈ તા. ૨૪-૨-૨૩ ને રોજ પાછલા પહોરે, ચેમ્બરની ઓફીસમાં ઓ૦ શેઠ પરસોતમદાસ ઠાકોરદાસના પ્રમુખપણા હેઠળ મળી હતી, જે વેળાએ ચુંટી કઢાયેલી નવી કમીટીના પ્રમુખ તરીકે સર ફાઝલભાઈ કરીમભાઈ અને ઉપપ્રમુખ તરીકે દેવીદાસ માધવજી ઠાકરસી હાજર હતા.

### મી૦ દેવીદાસ માધવજી ઠાકરસીનું ભાષણ.

ચેમ્બરની મેનેજીંગ કમીટીના ઉપ-પ્રમુખ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીએ શરૂઆત કરતાં જણાવ્યું કે, ગયા વરષ દરમ્યાન આપણી ચેમ્બરની કમીટી તરફથી થયેલા કામકાજનો વાર્ષીક રીપોર્ટ અને ચેંબરનું આવક તથા ખરચનું સરવાયું જે સભાસદોમાં ફેરવવામાં આવ્યું છે તે બહાલી માટે આપની પાસે રજુ કરતાં થોડીક અગત્યની બાબતો ઉપર હું ટુંકમાં વીવેચન કરવાની રજા લઉં છું.

આપણા પ્રમુખ સાહેબ શેઠ પુરૂષોતમદાસ આપણી આ વાર્ષીક મીટીંગમાં હાજરી આપી શકે તેટલા માટે આપણી આ સભા થોડાક દીવસને માટે આપની સંમતીથી મોડી ભરવાનું આપણી કમીટીએ દુરસ્ત ધાર્યું હતું. પરંતુ અણધારેલા સંજોગોને લીધે શેઠ પુરૂષોતમદાસ જેઓ આપ સઉ જાણો છો તેમ હાલ દીલ્હીમાં રીટ્રેન્ચમેંટ કમીટી તથા કાઉન્સીલ ઓફ સ્ટેટના કામસર રોકાયલા છે તેઓ આપણી વચમાં આજે હાજર થઈ શકયા નથી. તેને માટે આપણે સહુ દીલગીર છીએ.

ગયા વરસ દરમ્યાન તેઓએ આપણી ચેંબરના કામકાજમાં ઘણો ઉલટભર્યો ભાગ પોતાના અમૂલ્ય વખતના ભોગે લઈને આપણી ચેંબરને આભારી કરી છે અને તેઓ આજે અત્રે હાજર હતે તો વધારે બંધબેસ્તું થતે.

### જકાતની રાજનીતીમાં રક્ષણનો સિદ્ધાંત.

ગયા વરસના બનાવોમાં જકાતને લગતું કમીશન, રેલ્વેઓનો કારોબાર અને રેલ્વે કમીટીનો રીપોર્ટ તથા હીંદી સરકારના ખરચમાં કરકસર કરવા માટે નામદાર વાઇસરાયને મળવા ગએલું ડેપ્યુટેશન તથા તે ઉપરથી નીમાએલી રીટ્રેન્ચમેન્ટ કમીટી તથા સંસ્થાનોમાં મુખ્યત્વે કરીને આફ્રીકામાં હિંદીઓ પ્રત્યે ચલાવવામાં આવતી વર્તણુંક આપણું ખાસ ધ્યાન ખેંચે છે. ફીસકલ કમીશનના રીપોર્ટના સબંધમાં સર ઇબ્રાહીમે દેશની જે અમુલ્ય સેવા બજાવી છે તેને માટે આપણે તેમના ઘણા આભારી છીએ. પ્રમુખ તથા બીજા ચાર સભાસદોની ડીસેંટીંગ માનીટ મુજબ લેજીસ્લેટીવ એસેમ્બલીએ જો કે એ રીપોર્ટનો અંગીકાર કર્યો

નથી તો-પણ જગાતની રાજનીતીના સંબંધમાં રીપોર્ટમાં જણાવ્યા મુજબનો રક્ષણનો સિધ્ધાંત ભવિષ્યને માટે સરકારે પોતે પણ એસેમ્બલીની સાથે કબુલ કર્યો છે. હવે એ પોલીસી ઉપર અમલ કરવાના વખતોવખત પ્રસંગ ઉપસ્થીત થતાં આપણી ચેમ્બરે સતત પ્રયત્ને જારી રાખવા પડશે. કૉમરસ ચેમ્બર મી. ઈનીસે જે આકારમાં એ રીપોર્ટ કબુલ કરી સરકારની ભવીષ્યની પોલીસી ચલાવવાનું કબુલ કર્યું છે તે પ્રમાણે પણ જો પ્રમાણિકતાથી ભવિષ્યમાં સરકાર તરફથી કામ લેવામાં આવે તો કમીશને કરેલી મહેનત આપણે સફળ થએલી સમજીશું. સરકારની એ બાબતની હવે પછીની રાજનીતી માટે ભરોંસો રાખવાને માટે આપણે તૈયાર નહીં હોઇએ એ બનવા જોગ છે કારણ કે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીથી કરીને હાલના વખત સુધી જે પોલીસી ચલાવામાં આવે છે તેને પરીણામે આપણે આપણા જુના હુન્નર ઉદ્યોગોનો નાશ થએલો જોઇએ છીયે અને આપણે આગળ વધી શકયા નથી.

આપણે જાણીએ છીએ કે એક વખત એવો હતો કે હીંદુસ્થાનની કારીગરીઓ દુનિયામાં સહુથી શ્રેષ્ઠ પંકતીમાં હતી અને હીંદુસ્થાનનાં વહાણો હીંદુસ્થાનના માલો પ્રાશ્ચત્ય પડેલા દેશોને પુરા પાડવામાં રોકાએલા હતા. ઇસ્ટ ઇંડીયા કંપનીથી કરીને તે ત્યાર પછીના બ્રીટીશ અમલ જવાબદાર છે. તે પછી સ્થીતી બગડી તે માટે પ્રજાના છુટાપણા તથા સંરક્ષણને માટે અભી માન ધરાવતી ઈંગ્લંડની પ્રજા તથા ઇંગ્લંડના રાજદ્વારીઓએ આ બાબતમાં દુનીઆની સમક્ષનાં શરમાવા જેવું છે. ઇ સ. ૧૭૦૦ ની સદીમાં જે ઉપયોગી તથા પાર્લામેંટના જે કાયદાઓથી હીંદુસ્થાનના હુન્નર ઉદ્યોગોને નષ્ટ કરવામાં આવ્યા હતા તે કૃત્યો ભુસી વાળવાને માટે હીંદુસ્તાનની સરકારે તૈયાર થઇ હવે અંગીકાર કરેલી જકાવની રાજનીતી મુજબ તરત કામ લેવાનું શરૂ કરવું જોઇએ, અને એસેમ્બલી તરફથી એકમતે સરકારની હવે પક્ષની તે બાબતની પોલીસી માટે જે કુસે ભરોંસો રાખવામાં આવ્યો છે તે ભરોંસાને પાત્ર છે એમ તરત પુરવાર કરવું જોઇએ. દેશના મોટા પ્રમાણની વસ્તીને જરૂરીઆતની ચીજો માટે ઉંચી કીંમતે ખરચવાની અશકતીને કારણે એકાએક થોડા વખતમા રક્ષણની જકાતો નાંખવામાં મુશકેલીઓ રજુ કરવામાં આવે છે. તેમાં કેટલુંક કરી શકાય તેમ છે. દાખલા તરીકે વરસો થયા હીંદુસ્થાનને ગળે હીંદુસ્થાનમાં બનતા કાપડ ઉપર એકસાઇઝ ડયુટીને નામે જે ઘંટ બાંધવામાં આવ્યા છે તે જો તરત છોડી નાખવામાં આવે તો કબુલ કરેલી રાજનીતીનું અગત્યનું પગલું લીધેલું ગણાશે. એમ કહેવામાં આવશે કે તેમ કરવાથી આવકમાં ઘટાડો થશે અને હાથ નાણાં સબંધી સ્થીતીમાં બજેટમાં મુશકેલી પડશે. પરંતુ એ ખાડો પુરવાના રસ્તા તરત મળી શકે તેમ છે દરેક જાતનાં આયાત થતા દારૂઓ, સેંટો, પેટનટ દવાઓ, રમકડાંઓ, કાચની જણસો, અને હોઝીઅરી તથા આયાત થતી રેશમી સોનેરી રૂપેરી લેસો રીબનો વગેરે ચીજો ઉપરની જગાતોમાં વધારો કરવામાં આવે તો તે વધારો આપી શકવાને શકિતવાન પ્રજાના ભાગ ઉપર તે પડશે, અને સઘળા હુન્નરોને હીંદુસ્થાનમાં આગળ વધવાને ઉત્તેજન મળી શકશે. બજેટમા અથવા તો તે પછી ટુંકા વખતમાં જો ઉપર જણાવ્યા જેવા ફેરફારો આ જકાતના સંબંધમાં કરવામાં આવે તો આપણે સમજીશું કે આ સીદ્ધાંત સરકારે કબુલ કર્યો છે તો પાર પાડવાની સરકારની પ્રમાણીક અને ખરી નીષ્ટા છે હવે સાથે સાથે આપણે કહેવું જોઇએ કે કાપડના મીલ ઉદ્યોગમાં રોકાયલા આગેવાનોની પણ ફરજ છે કે લડાઇ દરમ્યાનના અસાધારણ સંજોગોને લીધે મોટા નફાઓથી મીલોને માટે મોટા રીઝરવ ફંડો એકઠાં કરી સંતોષ માની બેમી રહેવા કરવાં તેનો ઉપયોગ ટેક્ષટાઇલની નવી શાખાઓને લગવા સંચાઓ ઉભા કરવામાં તથા રંગીન

કાપડ છાપવાના પ્રાન્ટીંગ વર્કસો ઉભા કરવાના કામમાં કરવાને શરૂ કરવું જોઇએ. બારીક સુતરના માલો તથા રંગીન અને છાપેલાં કાપડોને માટે હીન્દુસ્થાનમાં બહોળું ક્ષેત્ર પડેલું છે. કારણ કે વરસો થયા દેશની અંદરના ભાગોમાં લોકો એટલા બધા ટેવાઇ ગયેલાં છે કે બીજા માલોને મુકાબલે એવી જાતોના માલોની માગણી વધારે મોંઘે ભાવે પણ ચાલુજ રહે છે. જે આયાતના આંકડા ઉપરથી માલમ પડી શકશે. આવી જાતના માલો બનાવવાને માટે બહારના કાપુસો કેળવાએલા મજુરો અને બીજા એકસપર્ટસોની જરૂર છે તે આપણે જોઇ શકીએ છીએ પણ તે બધાને માટે પ્રયાસથી ધીમે ધીમે કામ કરી આગળ વધવાના પ્રયત્નોની જરૂર છે તે પણ ખુલ્લું છે અને તેવી જરૂર નહીં સ્વીકારવામાં આવતી હોય તો પછી ફીસકલ કમીશનોનોનો પ્રયાસ નીષ્ફળ જેવોજ રહેશે. આપણે આશા રાખીશું કે આ બાબતમાં લગતાવળગતા મોટા મીલ ઓનરસો તરફથી ઘટતું ધ્યાન રાખવામાં આવશે.

## રેલ્વેનો વહીવટ.

રેલ્વેવાળા વહીવટ સંબંધી રેલ્વે કમીટીએ બહાર પાડેલા રીપોર્ટ પછી રેલ્વેનો કારોબાર સરકારે પોતે ચલાવવો કે કંપનીઓથી ચલાવવો તે મુખ્ય સવાલોના સંબંધના નીર્ણયમાં સરકાર આપખુદીથી ઠરાવ કરવાની વેતરણમાં હતી એમ તમારી કમીટીને લાગ્યાથી તે સંબંધમાં તથા માલની અને સાંચાકામની ખરીદીએ રેલ્વેને માટે સસ્તી ગોઠવણને માટે તમારી કમીટી તરફથી રીપ્રીઝેન્ટેશન કરવામાં આવ્યું હતું. તે ઉપરાંત દેશના સરવત્ર વેપારી મંડળોનો એકજ અભીપ્રાય સરકાર સમક્ષ રજુ કરવા માટે તમારી ચેમ્બરની આગેવાની હેઠળ હીંદી ચેમ્બરોનું કોનફરન્સ ગયા આગસ્ટ માસમાં ભરવામાં આવ્યું હતું તે કોનફરન્સે ઠરેલા ઠરાવો તમો ચેમ્બરના રીપોર્ટ ઉપરથી જોઇ શક્યા હશો.

રેલ્વેનો વહીવટ સરકાર કરતાં ખાનગી કુંપનીઓ સ્હેજ વધારે કરકસરથી કહાર્ય કરી શકે અને સ્ટેટ મેનેજમેંટ સહેજ વધારે ખરચાળુ નીવડે તો પણ તેમાં પ્રજાનો મોટો અવાજ રહી શકતો હોવાથી તે વધારે આવકારદાયક છે. દેશના સ્થાનીક વેપારોના સામાન્ય લાભો સારી રીતે જળવાઇ શકે તેવી મેનેજમેન્ટ) તથા દરીયાઇ બંદરો અને બીજા બંદરોના મથકોથી દેશના અંદરના ભાગમાં માલો લાવલઇજાના દરોમાં જે ખનીયમીતપણું રેલ્વે કંપનીઓ તરફથી દેખાડવામાં આવે છે તથા દેશની અંદર અંદરના ભાગોમાં લાવલઇજા કરવાના મોટા દરો છતાં માલોના સંબંધમાં કોઇ પણ જાતની જોખમદારી નહીં સ્વીકારી દેશના વેપારને જે મોટા ખલેલ કરવામાં આવે છે તથા રેલ્વેઓના ત્રીજા વર્ગમાં મુસાફરી કરતી સામાન્ય વર્ગની પ્રજાને જે હાડમારીઓ ભોગવવી પડે છે તે સઘળાનો ઉપાય રેલ્વેનો કારોબાર સરકારના હાથમાંજ મુકાયાથીજ કરાવી શકાય તેમ છે.

માલ લઇ જનાર કેરીઅરસો તરીકે પોતાના કબજામાં માલ હોવા છતાં અને અગાઉ કરતાં ઘણા મોટા ભાડાના દરો મળવા છતાં સ્વાર્થ બુદ્ધીથી માલ વીપેની પોતાની જોખમદારી માલ મોકલનારાઓ ઉપર રેલ્વે કંપનીએ નાંખી છે તેના સંબંધમાં પણ સરકાર તરફથી એક ખાસ કમીટી નીમવામાં આવી હતી તે કમીટીને તમારી કમીટીએ વેપારના સામાન્ય લાભો તરફ પુરતું લક્ષ દઈ જે સુચનાઓ કરી હતી તેનો પણ કંઇ અમલ હજુ સુધી રેલ્વે કંપનીઓ પાસેથી અંગીકાર કરાવામાં આવ્યો નથી અને એ બાબતમાં હજી જેવી અને તેવી ફરીઆદો માલોની ગેરવ્યવસ્થા તથા ચોરાઇ જવાના સંબંધમાં ચાલુજ છે. રેલ્વેનો કારોબાર સરકારે પોતે કરવો કે કંપનીઓથી ચલાવવો તેનો નીર્ણય આવતા સોમવારે સરકાર અને લેજીસ્લે

તરફથી ચાલુ બેઠક દરમ્યાન કેમ કરવામાં આવે છે તે આપણે હવે ઈંતેજારીથી જોવાનું છે.

બીજા જે અગત્યના સવાલ ઉપર ગયા વરસમાં આખા દેશનું ધ્યાન ખેંચાઈ રહ્યું હતું એ દેશ ઉપર વધી પડેલાં ખર્ચના બોજા વીષેનું હતું તેના ઉપર આપણા પ્રમુખ શેઠ પરસોતમદાસે બારીક ધ્યાન આપી વેપારી વર્ગના એક ડેપ્યુટેશન મારફત વાઈસરોયને મળી જે હીલચાલ કરી હતી તેના પરીણામો આપ સહુ જાણો છો તેમ સરકાર તરફથી એક રીટ્રેન્ચમેન્ટ કમીટી ઉપરના સભ્યો એ કામમાં કેટલોક વખત થયાં હાલમાં રોકાયલા છે તેમનો પુરેપુરો રીપોર્ટ હજુ બહાર પડયો નથી. એ કમીટી ઉપર આપણા પ્રમુખ શેઠ પુરસોતમદાસ તથા આપણા દેશના એક બાહોશ નાણાં શાસ્ત્રી મી૦ દાદીબા દલાલ હોવાથી આપણે આશા રાખીએ છીએ કે દેશના ખર્ચમાં મુખ્યત્વે કરીને અણઘટતા અને અસહ્ય રીતે લશ્કરી ખરચો જે હીંદુસ્થાનને માટે વધારી દેવામાં આવ્યા છે તેમાં મોટી કાપકુપ કરવાની યોજના આ કમીટી તરફથી બહાર પાડવામાં આવે તેમજ રાજકારોબારની બીજી શાખાઓમા પણ જરૂરજોગી કરકસરની ભલામણો કરવામાં આવે. બીનસત્તાવાર રીતે હાલ તુરત જે વાતો બહાર આવી છે તે મુજબ પણ જો લશ્કરી અને બીજા ખર્ચોમાં આવતા વરસના બજેટમાં કાપકુપ કરવામાં આવે તો કમીટીએ લીધેલો શ્રમ આપણે પાર પાડેલો ગણીશું.

તે દરમ્યાન આપણા દેશમાં બુઝરગ આગેવાન સર દીનશા વાચ્છા કાઉન્સીલ ઓફ સ્ટેટમાં જે અગત્યની દરખાસ્ત હીંદી લશ્કરના કારોબારનો ખર્ચ જુદો કરવાને માટે લાવ્યા હતા તેનો નીકાલ ઘણોજ ખેદકારક નીવડેલો આપણે જોઇએ છીએ. હીંદુસ્થાન ઉપર નાખવામાં આવતા અણઘટતા ભારે લશ્કરી ખર્ચોના બોજામાથી બચાવવાના ઉપાય તરીકે સર દીનશાની માગણી ઘણીજ વખતસરની અને આવકારદાયક હતી. હીંદુસ્થાન પરના બ્રીટીશ લશ્કરના ખરચનો નીર્ણય કરવાનું જેમ બને તેમ હીંદુસ્થાન ઉપર ખર્ચનો બોજો ઓછો કરવાને માટે ઘણું અગત્યનું છે, જેમ હીંદુસ્થાનના હુન્નર ઉદ્યોગોને કચડી નાખવાની શરૂઆત ઇસ્ટ ઈંડીયા કંપનીના વખતથી થઇ હતી તેમ લશ્કરી ખર્ચની ધુંસરીઓ હીંદુસ્થાનને માથે નાંખવાની શરૂઆત પણ ૧૭૦૦ની સદીથી થએલી આપણે જોઇએ છીએ અને તે વખતથી શરૂ થએલી રાજનીતીને હદ ઉપરાંત વળગી રહેવાની કોશેશો કરવા કરતાં સરકારે પ્રજાની માગણી મુજબ પ્રજા ઉપરના બોજાઓ ઓછા કરવાને માટે વેળાસર તૈયાર થવું જોઇએ નહી તો સર દીનશા વાચ્છાની આપેલી ચેતવણી મુજબ ઘણા વીપરીત પરીણામો સરકાર પોતાને હાથે ઉપસ્થીત કરશે.

હવે રીટ્રેન્ચમેન્ટ કમીટીના ખર્ચમાં કાપકુપ કરવાની ભલામણોનો રીપોર્ટ જોયા પછી સરકાર આવતું બજેટ આપણી પાસે કેવું રજુ કરે છે તેની આપણે ઇંતેજારીથી વાટ જોવાની છે. દેશના હુન્નર ઉદ્યોગોની ખીલવણીને બંધબેસ્તી જકાતની રક્ષણની રાજનીતી ગ્રહણ કરવાની તથા રેલ્વેના કારોબારને પ્રજાના હકોની જાળવણી માટે પોતાને હસ્તકમાં લેવાની માગણીઓને તથા લશ્કરી અને સીવીલ ખર્ચો ઓછા કરી પ્રજા ઉપરથી કરના બોજાઓ કમી કરવાને શું પગલાં ભરવામાં આવે છે તેના ઉપર દેશના વેપારી વર્ગો તથા સમસ્ત પ્રજા બારીકીથી નજર કરી રહી છે અને સરકારે સવેળાએ ચેતી પ્રજાની માંગણીઓને અનુસરી કામ લેવાને સંમત થવું જોઇએ. ઇગ્લાંડ જે લડાઇને સબબે કરજથી ભારે દબાએલું છે ત્યાં પણ દેશના વેપારને ટેકો આપવાને માટે સઘળી બાજુએથી કાપકુપ કરી વેપાર ચલાવવાના સાધનો જેવાં કે પોસ્ટ રેલ્વે તથા શીપીંગ ફ્રેટો મજુરોના દરો વીગેરેમા ઘટાડો કરી વેપારમાં આગળ વધવામાં સતત પ્રયત્નો કરવામાં આવે છે જ્યારે તેથી ઉલટું આપણા વેપારના સાધનોના વધારેલા દરો ચાલુ રહેવાથી તથા સોનાના

ચલણ વગર હાલની હુંડીયામણની સ્થીતી અચોક્કસ અને દેશીને સામાન્ય રીતે નુકશાન કરનારી ચાલુ રહેવાથી દેશના વેપારને મોટી ખલેલ પહોંચે છે અને તેને જેમ બને તેમ જલદી રાહત મળવાની જરૂર છે.

સરકારી તથા રાજકારોબારના ખર્ચોમાં પુરતો ઘટાડો કરી પ્રજાની સામાન્ય માગણીઓને અનુકુળ થઇ દેશ ઉપરના કરના બોજા ઓછા કરી જો પ્રજાની લાગણી સંતોષવા પગલાં હવે ભરવાના ડહાપણભરેલી નીતી અખત્યાર કરવામા નહીં આવે તો વધુ અસંતોષ ઉભો થશે અને આપણે આશા રાખીએ છીએ કે સરકાર તે સ્થીતી ટાળવાને માટે ઘટતું કરશે. ચેમ્બરના કામકાજના છેલ્લા વખત દરમ્યાન આપણી ચેમ્બરે સંસ્થાનવાસીઓની બાબતોમાં જે હીલચાલ કરી છે તે સબંધમા આપણે આશા રાખીશુ કે સરકાર સમક્ષ આપણી તરફથી કરવામાં આવેલી માગણીઓ જ્યારે રજુ કરવામાં આવે ત્યારે અનુકુળપણે કામ લેવામાં સરકાર તૈયાર થશે. હીંદુસ્થાનને એમ્પાયરના એક ભાગ તરીકે જ્યારે ગણવામાં આવે છે, અને હીંદુસ્થાન એમ્પાયરના એક ભાગ તરીકે લડાઇ દરમ્યાન તથા બીજે વખતે મોટા ખર્ચોના ભોગે પોતાની ફરજ બજાવતું આવ્યું છે ત્યારે હીંદુસ્થાનના વતનીઓ તરફ સંસ્થાઓમાં એમ્પાયરના બીજા ભાગના વતનીઓના કરતાં કંઇક જુદીજ જાતની વર્તણુંકો ચલાવી હીંદુસ્થાનને જે મોટો અન્યાય કરવામા આવે છે તેનો હવે જલદીથી નીકાલ થવો જોઇએ, એમ પ્રજા ઇચ્છે છે એ બાબતો ઉપર આંખ આડા કાન કરવાની રાજનીતી હીંદુસ્થાનની સરકાર તથા બ્રીટીશ તરફથી ચલાવી લેવા જેવો મામલો નથી અને પ્રજા તાર જુદા જુદા સંસ્થાનો તરફથી સુખ્યત્વે કરી આફ્રીકાના કોલોનીયલ સરકારો તરફથી જે વર્તણુંક ચલાવવામા આવે છે, તેનો છેડો લાવવાના ઉપાય તરીકે ચેમ્બરે કરેલી ભલામણોનો હીંદી સરકારે સંપૂર્ણ રીતે અંગીકાર કરી મજબુત હાથે કામ લેવું જોઇએ.

હવે છેલ્લી બાબત ઉપર આવતા મારે જણાવવું જોઇએ કે ઇંગ્લંડમાં હીંદુસ્થાન તરફના હાઇ કમીશનની જગ્યા ખાલી થતા તમારી કમીટીએ તે જગ્યા ઉપર એક દેશીની નીમણુંક કરવાની માગણીનો તાર કર્યો હતો અને તમો જાણીને ખુશી થયા હશો કે તેજ જગ્યાએ સી. દાદીબા દલાલ જેવા એક બાહોશ ગ્રહસ્થ જેમણે અત્યાર પહેલા નાણા શાસ્ત્રી તરીકે આપણા દેશની સેવાઓ બજાવી છે તેમની નીમણુંક કરવામાં આવી છે. તેઓ થોડા વખતમાં એ ઓહદ્દાનો ચારજ લેશે, અને આપણે આશા રાખીશું કે આપણા દેશને જે મોટી રકમોની ખરીદીઓ ઇંગ્લંડમા કરવામાં આવે છે તેમા તેઓ દેશને ઘણો સારો લાભ આપી શકશે

ગ્રહસ્થો છેવટે ચેમ્બરના કારોબારની સ્થીતી વીષે હું આપનું સ્હેજ ધ્યાન ખેંચવાની રજા લઉં છું. આપણી ચેમ્બરને દેશના અને વેપારના સામાન્ય લાભો જાળવવા માટેના જે જાતના પ્રયત્નો અને લડત કરવાનો છે તેને માટે મોટા ખરચે કામ કરવું પડે છે. ગયા વરસની આવકજાવકના હીસાબ ઉપરથી જોઇ શકશો કે નાણાં સંબંધી ચેમ્બરની સ્થીતી સંતોષ માનવા જેવી નથી અને હું આશા રાખું છું કે નવી કમીટી આના ઉપર તરત પુરતું લક્ષ આપી આપણી સમક્ષ એ બાબતમાં જે સુચનાઓ લાવે તેના ઉપર આપ ઘટતું કરવાને ચુકશો નહીં.

આવતા વરસને માટે આપણે ચુંટી કહાડેલા આપણા પ્રમુખ સર. ફાજલભાઇએ પોતાના જાહેર જીંદગીના લાંબા અનુભવનો તથા હીંદુસ્તાનના વેપારી આગેવાન તરીકેના બહોળા અનુભવોનો લાભ આપણને આપવા ચેમ્બરનું સુકાન ફરી એક વખત પોતાના હાથમાં લીધું છે.

જેને માટે હું તેમને અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપું છું. અને ફરીને તમોએ કરેલી મારી ઉપપ્રમુખ તરીકેની ચુંટણી માટે તમારો આભાર માનું છું.

ગયા વર્ષ દરમ્યાન આપણા સેક્રેટરી તથા ચેમ્બરના બીજા સ્ટાફે ચેમ્બરના કામમાં ઉત્સાહ અને મહેનતથી કામ લીધું છે તેમનો પણ હું આભાર માનું છું.

## ઓન૦ શેઠ પરસોતમદાસ ઠાકોરદાસનું ભાષણ.

ત્યાર બાદ ગત વર્ષના પ્રમુખ ઓ. શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસનું ભાષણ ચેમ્બરના સેક્રેટરીએ સભાના પ્રમુખની આજ્ઞાથી વાંચ્યું હતું. તે નીચે પ્રમાણે હતું:

ખાસ કરીને આ ચેમ્બરના અને સામાન્ય રીતે હીંદી વેપારી મંડળોની સામે હાલમાં એવી ખાસ ફરીઆદ છે કે આપણે માત્ર વેપારી સવાલોનેજ હાથ ધરી બેસી ન રહેતાં રાજ્યદ્વારી બાબતોપર પણ હાથ ધરીએ છીએ. હું કહું છું કે આ ફરીઆદમાં કાંઇ પણ વજુદ નથી અને હું ખચીતજ દૃઢતાપુર્વક માનું છું કે ગયા વર્ષ દરમીઆન આવી ફરીઆદ માટે જરા પણ કારણ ન હોતું. હીંદી દ્રષ્ટી બીન્દુથી રાજયદ્વારી સવાલ હાથ ધરી તેને આગળ કરવા માટે જાહેર મંડળો અને સંસ્થાઓનો ટોટો નથી. પણ જયા ધારાસભા અથવા તો ના૦ હીંદી સરકારની રાજયકીય સત્તા ઉપર વેપારી લાભોનો આધાર રહેલો હોય અને તે બંને હજી અધુરા છે અથવા તો જયાં બીજી સંસ્થાઓના હાથમાં રહેલી રાજયદ્વારી સત્તાને લીધે હીંદના વેપારી લાભોને દેશાવરમાં હાની પહોંચતી હોય તેવી સ્થીતીમાં વેપારી મંડળોએ કેટલે દુર જઇને અટકવું તેની ચોક્કસ હદ બાંધવાનું ગમે તેવા સંભાળપુર્વક વર્તતા માણસ માટે ખચીત અશકય થઇ પડે. હીંદુસ્તાનની જગાત નીતીને લગતા પ્રશ્નોમા લેંકેશાયર તરફથી માથું મારવામાં આવે છે તે તથા સંસ્થાનોમા હીંદીઓના હકો ઉપર મારવામાં આવતી તરાપ મેં ઉપર જણાવેલા બે કથનોના અનુક્રમે બંધબેસતા દાખલાઓ છે. ગમે તેમ પણ આપણે ભુલવું જોઇતું નથી કે હીંદુસ્તાનમાં યુરોપી વેપારી લાભો પાસે લાગવગના અને પોતાના વીચારો વ્યક્ત કરવાના બીજાં સાધનો છે જે હીંદી વેપારી કોમ પાસે હજી સુધી નથી. તેથી સ્ત્ર યુરોપી વેપારી મંડળો કરતાં વધારે વાર આપણે આપણા વીચારો ના૦ હીંદી સરકાર અથવા તો સ્થાનીક સરકાર પાસે રજુ કરવાની ફરજ પડતી હોય તો આપણે વેપારી અને ઉદ્યોગીક લાભોથી તદનજ નીરાળા સવાલોજ હાથ ધરીએ છીએ એવો ખોટો ખ્યાલ કોઇએ રાખવો જોઇએ નહીં. ખચીતજ વેપારી અને ઉદ્યોગીક લાભો ઉપર રાજયદ્વારી સ્થીતી ઘણી મજબુત અસર કરે છે અને બધી દીશાઓમાં હીંદી પ્રગતી માટે હીંદના રાજયકીય દરજ્જાની સક્રાંતીના વખત દરમ્યાન હીંદી જાહેર પુરૂષોના દરેક વીભાગે પુરેપુરી ચીવટ અને સંભાળ રાખવાની જરૂર છે

## ધારાસભાઓ તોડવાની વાતો.

આટલા ઉપરથી હીંદી ધારાસભામાં તેમજ પ્રાંતીક ધારાસભાઓમાં દરેક જાતના વીચારો અને મતો ધરાવતા આસામીઓ હોવા જોઇએ એ હું બહું અગત્યનું લેખું છું. ધારાસભામાં દાખલ થઇને તેને તોડી પાડવાની અથવા તો જે દીશામાં ના૦ સરકારને હરકત નાખવાનું વ્યાજબી ન કહી શકાય ત્યાં પણ હરકત નાખવાની વાત થાય છે તે ઘણું દુઃખદાયક છે. આવા આપતીકારક પ્રસંગો ન ઉપસ્થીત થાય તે ઘણું ઇચ્છવા જોગ છે. હીંદુસ્તાને પ્રજા બંધારણની દીશામાં હજી ઘણું કરવાનું છે અને વીનાશક અથવા તો ખોટી રીતે હરકતકારક પ્રયાસોથી કાંઇ વળવાનું નથી એમા બીલકુલ સંદેહ નથી. હું પુરેપુરી રીતે સમજી શકું

છું કે જ્યારે સત્તાધારીઓ તરફથી રચનાત્મક કાર્યને ઉત્તેજન ના મળે ત્યારે બીજી બાજુને છેલ્લે પાટલે બેસી જવાની ફરફેરણી થઇ આવે. કદાચ આ મનુષ્ય સ્વભાવની સ્વભાવીક ખાસીઅત હશે પણ હું આશા રાખું છું કે લોકોનો વીચારવંત અને જવાબદાર સમુદાય આવી પ્રવત્તીઓની વીરૂદ્ધ ભવીષ્યમાં મજબુત રીતે થશે.

હાલની ધારાસભાને હજી ઘણું કામ કરવાનું બાકી છે તેમજ ઘણું કામ કર્યે રાખ્યું છે તે હું જાણું છું. કદાચ જેઓ આવી ફરીઆદ કરે છે તેઓ કેટલેક દરજ્જે સાચા છે. સામાન્ય કથના ઉપર સંતોષકારક રીતે વીવેચન કરવાનું બની શકે નહીં, પણ હું એટલુંજ જણાવીશ કે જેમ વારંવાર કહેવામાં આવે છે તેમ હાલમાં હીંદુસ્તાન જે હકો ભોગવે છે તે નાના અને નામનાજ હોય તો પણ જો તેનો ખરે વખતે ઉપયોગ કરવામાં આવે તો તે ઘણા ઉપયોગી થઈ પડે. અને આવા ઉપયોગ માટે દેશના સારામાંસારાં માણસોની જરૂર છે. હાલના બંધારણ હેઠળ આ દેશના લાભો અને આશયોની ઘણી સારી રીતે સંભાળ લેવાય છે એવી માન્યતા ધરાવનારાઓમાંનો એક હું નથી. પણ હું એમ તો ખચીતજ માનું છું કે જો આપણી સ્થીતી જોઇએ તેવી સારી ન હોય તો તે માટેની જવાબદારી આપણેજ શીર છે. મને ખાત્રી થઇ છે કે આપણા જાહેર કાર્યમાં વધારેનેવધારે પ્રમાણમાં સ્વાશ્રય અને તાલીમના ગુણો બતાવી આપવાની જરૂર છે. અને હું ધારૂં છું કે રચનાત્મક વ્યવસ્થીત અને ચાલુ પ્રયાસોથી લાંબે ગાળે હીંદુસ્તાનને પોતાની ઇચ્છીત નેમ પાર પાડવામાં મોટો લાભ થશે એમ કહેવાનું ઉતાવળીઉં થઇ પડશે નહીં.

હીંદુસ્તાનમાં ઇમ્પીરીઅલ બેંકના દરમાં ૮ ટકા સુધીના થએલા વધારાથી તેમજ વટાવના દરમાં ૧૦ ટકા સુધીના થએલા વધારાથી આ દેશના વેપારી મથકોને ખલેલ પહોંચી છે અને બધી જાતની સરકારી જામીનગીરીઓના ભાવ ગગડયા છે. આનું કારણ એ છે કે હીંદુસ્તાનમાં ચલણી નોટો કાઢવાની પદ્ધતી એવી નથી કે તેવી નોટોમાં જરૂર મુજબ ઘટાડો યા વધારો કરી શકાય, અને નાણાંના માર્ગના વખતમાં વધારે રકમમાં ચલણની જરૂર પડે તો ચલણી નોટોમાં વધારો કરવાની સત્તા મર્યાદીત છે. છેલ્લી કરન્સી કમીટીની બહુમતીએ આ મુદ્દા ઉપર ઘણી ટુંકી દૃષ્ટીથી વીચાર કર્યો હતો. તેઓએ વેપારી હુંડીઓની જામીનગીરી ઉપર પાંચ કરોડ રૂપીયા સુધી વધારાની ચલણી નોટો કાઢવાની ભલામણ કરી તે સાથે તેઓએ આવી નોટોથી ઇમ્પીરીયલ બેંકને ૮ ટકાના વ્યાજ કરતાં ઓછે દરે ન આપવાની ભલામણ કરવાની ગંભીર ભુલ કરી. આઠ ટકા જેટલા ભારે દરથી નામની મદદ આપવાથી કોઇ પણ દેશમાં રાહત મળી શકે નહીં, અને આ દેશમાં તો આવો ઇલાજ બીલકુલ બંધબેસતો થઇ પડે નહીં. આ દેશના નાણાં બજારને ખરેખરી રીતે રાહત આપવી હોય તો ઇન્ડીઅન પેપર કરન્સી એકટમાં સુધારો કરવો જોઇએ અને ઇમ્પીરીયલ બેંકના લગભગ પાંચ ટકાના વ્યાજના દરે ૧૦ અથવા તો ૧૫ કરોડ રૂપીયા સુધી ઉછીકા લેવાની સત્તા હોવી જોઇએ. હાલના સંજોગોમાં દેશના ખેડુતો જેના લાભો સારી રીતે જાળવવાના નાo સરકાર દાવો કરે છે, તેઓને ઓછે ભાવે પોતાનો માલ વેચી દેવાની જરૂર પડે છે.

દરેક ઠેકાણે એવી ફરીયાદ સંભળાય છે કે હીંદુસ્થાનના ગોલ્ડ સ્ટાનડરડ રીઝરવમાંથી તેમજ હીંદી પ્રધાનથી રોકડ પુરાંતમાંથી લાખો પાઉંડ અત્યાર લંડનમાં ૨ ટકા જેટલા વ્યાજના દરથી રોકવામાં આવે છે. જ્યારે હીંદુસ્તાનના લોકોને પોતાની ખરેખરી ઉદ્યોગીક અને વેપારી જરૂરીયાતો માટે ૮ ટકા કરતાં વધારે વ્યાજ આપવું પડે છે. હીંદુસ્તાનના ખેડુતોના,

વેપારીઓના, તેમજ ઉદ્યોગીકોના લાભોને હાનીકારક અને દુનીયાની વેપારી મંદીની અસરોમાં કરતી વધારો તેમજ ના૦ હીંદી સરકાર તથા ઇંડીઆ ઓફીસના વીશ્વાસમાં ન હોય તેવા દરેક આસામીને હીંદુસ્થાનના લાભોથી તદન વીરૂદ્ધ જણાય તેવી નીતી આ દેશ ઉપર ચલાવવામાં આવે છે એવી ફરીઆદને ઉપર જણાવેલી સ્થીતીથી મજબુતી મળે છે. પોતાનો કાચો માલ બજારમાં મુકતી વખતે વટાવનો દર ૧૦ ટકા જેટલો ઉંચો જાય છે તે સ્થીતીમાં કોઇ પણ દેશ આબાદ થઇ શકે નહીં. તેથી હીંદુસ્તાનમાં મોસમને વખતે નાણાં ભીડ અટકાવવા તથા વ્યાજના ઉંચા દર ઘટાડવા ઇલાજ લેવાનું આવશ્યક છે જેથી કરીને આ દેશનો વેપારવણજ તેમજ ખેતીવાડીને લાભ થાય તેમજ સરકાર પણ લગભગ પાંચ ટકાના વ્યાજથી નાણું ઉભું કરી શકે આ મુજબ પેપર કરન્સી એકટમાં સુધારો કરવા માટે ના૦ સરકાર બીલ રજુ કરે તે ઘણું ઇચ્છવા જોગ છે.

## ચલણનો સવાલ.

યુરોપમાં ચલણ, હુંડીઆમણ તથા નાણાંને લગતા સવાલો ઉપર પ્રમાણરૂપ ગણાતા સર બેસીલ બલેકેટના પહેલા બજેટની આખો દેશ ઇંતેજારીથી રાહ જુએ છે. એપ્રીલ-મે ૧૯૨૨ માં જીનોવા ખાતે મળેલી ઇન્ટર નેશનલ ઇકોનોમીક કોન્ફરન્સમા ફીનાનશીઅલ કમીટીના સર બેસીલ પ્રમુખ હતા તેણે અને તેના જોડીઆઓએ તેઓના કીંમતી રીપોર્ટમાં એવો અભીપ્રાય દર્શાવ્યો છે કે લડાઇ પહેલાં દેશના ચલણની કીંમત અને સોનાની કીંમત વચ્ચે જે પ્રમાણ હતું તે પાછું મેળવવામાં બેશક ફાયદા છે પણ જે દેશના ચલણના પ્રમાણમાં લડાઇ પહેલાંના પ્રમાણ પાછું મેળવવામાં આર્થીક તેમજ સામાજીક ગંભીર ગેરવ્યવસ્થા ઉપસ્થીત થાય એમ હોય તો તેઓએ એવી સુચના કરી કે "જે દેશના ચલણની કીમતમાં આટલો બધો ઘટાડો થઇ તેના ચલણમાં તેની કીંમતમાં સ્થીરતા આવી હોય કે જેથી મુળ પ્રમાણ પાછું મેળવવામાં લાંબો વખત લાગે અને મુશ્કેલી પડે તેવાનો જે હદ ઉપરાંત સ્થીરતા આવી હોય તેટલી હદે પોતાના ચલણનું પ્રમાણ ધોરણ ઉપર નક્કી કરી તાબડતોબ સ્થીરતા પ્રાપ્ત કરવાની હીંમતથી પહેલ કરશે તે દેશ પોતાનીજ નહીં પણ આખા યુરોપની આરથીક સુધારણામાં મોટો મદદકરતા થઇ પડશે" હિંદુસ્તાનમાં ૨ શીલીંગના દર ઉપર રૂપીઆની કીંમત ટકાવવાનો મોઘો અને મને કહેવાદો કે ભયંકર પ્રયોગ તદ્દન નિશફળ ગયો છે. ગયા બે મહીનાથી પાછો એક શીલીંગ ચાર પેનસના ભાવે રૂપીયો ટકી રહે એમ દીસે છે અને આ દરને પ્રમાણમા સ્થીર લેખવામાં હિંદુસ્તાન વ્યાજબી છે કે કેમ તે બાબે આપણા નવા નાણાં પ્રધાનનો અભીપ્રાય શું છે તે જાણવા આપણે ઇન્તેજાર રહીશું. જીનોઆ ખાતેથી કમીટીના પ્રમુખ તરીકે સર બેસીલે જે સીધાંતો કબુલ રાખ્યા છે તે પ્રમાણે વર્તવાની તેની પાસેથી હીંદી વેપારી કોમ વ્યાજબી રીતે આશા રાખી શકે. આ બાબતમાં ઢીલ કરવા માટે એક પણ સંગીન કારણ અથવા બહાનું હોય તે હું જાણતો નથી. ૧ શીલીંગ ૪ પેન્સના દરે એક રૂપીઆની કીંમતના ધોરણ ઉપર હીંદુસ્તાનમાં સોનાના ધોરણની જરૂર છે અને કરન્સી ઓફીસ અથવા તો ટંકશાળમાં સોનુ આપવામાં આવતાંજ સોનાની મોહરો પાડી આપવાનું ના૦ સરકારે માથે લેવું જોઇએ. (તાલીઓ.)

હવે ચેમ્બરને તેણે ચુંટી કાઢેલા નવા પ્રમુખ માટે હું મુબારકબાદી આપું છું. મારા મીત્ર સર ફાઝલભાઇને પ્રમુખપદ સોપવાનું મને દઇવયોગે આ બીજી વખત પ્રાપ્ત થાય છે અને મને ખાત્રી છે કે સર ફાઝલભાઇ પોતાના પરીપકવ અનુભવ અને સલાહનો પુરેપુરો લાભ ચેમ્બરને આપવા શકતીમાન થશે. આવતા વરસ માટે મી૦ દેવીદાસે ઉપ-પ્રમુખ થવાનું કબુલ કરવા માટે હું ખુશી થયો છું.

છેવટે ચેમ્બરના સેક્રેટરી ચેમ્બરના આખા સ્ટાફે મારા પ્રમુખપદ દરમીઆન ઘણી ઉલટથી કામ બજાવ્યું એ એ હું કમીટી વતી જણાવવાનું ચોગ્ય ધારૂં છું. (તાળીઓ.)

બાદ પ્રમુખનો આભાર માની આ સભા બરખાસ્ત થઇ હતી.

## સર ફાજલભાઇનું ભાષણ.

નવા પ્રમુખ સર ફાજલભાઇએ એ બાદ એક ભાષણ કરતાં જણાવ્યું કે, શરૂઆતમાં મારે જણાવવું જોઇએ કે ચેમ્બરના પ્રમુખના હોદ્દા માટે મને એકમતે ચુંટી કાઢીને તમોએ જે માન આપ્યું છે તે માટે તમારો હું ઘણો આભારી છું. સને ૧૯૧૪–૧૫માં ચેમ્બરના પ્રમુખ હોવાનુ માન મળ્યું હતું અને હું જોઇ શકું છું ત્યાં સુધી આવતા વર્ષ દરમીઆન પ્રમુખનું કામ વીકટ હશે. પણ તમોએ મને ચુંટી કહાડેલો હોવાથી હું પ્રમુખ તરીકેની જવાબદારી માથે લઇશ; પણ મને ભય છે કે મારૂં કામ ઘણું મુશ્કેલ થઇ પડશે અને તમારી નવી કમીટી તેમજ ચેમ્બરને સભાસદોની સહાનુભુતિ સીવાય તે કામ હું સંતોષકારક રીતે બજાવી શકીશ નહીં. લડાઇ પહેલાંના વખતમાં ચેમ્બરના પ્રમુખનો હોદ્દો માત્ર માનપ્રદ હતો, અને પ્રમુખના વખત તેમજ તેના માન ઉપર બોજારૂપ નહોતો. પણ ત્યાર બાદ ચેમ્બરના મોભામાં થયેલા વધારાથી તેમજ મુંબઇની વેપારી આલમની આરથીક સ્થીતીમાં સુધારાને લીધે ચેમ્બરનું કામ ઘણું વધી ગયું છે અને આખા દેશની સ્થીતી લડાઇ પહેલાંની સામાન્ય સ્થીતી કરતાં ઘણી બદલાઇ ગઇ છે જેને પરીણામે ઘણી મુશ્કેલીઓ, ઘણા સવાલો અને ઘણી ગુંચવણો ઉભી થાય છે.

## આર્થીક સવાલો.

તમોએ મને જે માન આપ્યું છે તે માટે તમારો આભાર માન્યા બાદ આપણે જે સવાલો હાથ ધરવા પડશે તે ઉપર થોડું વીવેચન કરવાનું હું ચોગ્ય ધારૂં છું. મને લાગે છે કે જે વખતે આ દેશ રાજકીય તેમજ આર્થીક ફેરફારોમાંથી પસાર થાય છે તેવે વખતે આવા ફેરફારોમા વખત દરમીયાન તેને કેમ અનુકુળ થઇ રહેવું તે સહુથી અગત્યનો સવાલ છે. આ સભા આગળ રાજકીય ફેરફારો ઉપર વીગતવાર ચર્ચા કરવાની જરૂર નથી; પરંતુ એટલું તો નક્કી છે કે જે હીંદુસ્તાન પોતાનો અંદરનો કારભાર પોતાનાજ હાથમાં લેવા માગે છે એટલુંજ આપણા રાજ્યકર્તાએ પીછાણે છે અને તેઓ ઓછામાં ઓછી ગેરવ્યવસ્થાથી આ ફેરફારોને અનુકુળ થઇ રહેવા માટે પ્રમાણીકપણે પ્રયાસ કરે છે. તે માટે તેમને સાબાશી ઘટે છે. બીજી બાજુ ફેરફારોના વખત દરમીયાન આર્થીક સવાલો ઘણા વીશાળ તેમજ ગંભીર હોય છે. લડાઇને લીધે થયેલા જખમોથી દુનિઆ હજી પીડાય છે અને જો કે પોતાનીજ હદમાં લડાઇ ન હોવા જેટલું હીંદુસ્તાન ભાગ્યશાળી હતું છતાં લડાઇના ખર્ચમાં તેમજ સમગ્ર લોકોએ સહન કરતાં સંકટોમાં હીંદુસ્તાનનો ફાળો સીધી રીતે તેમજ આડકતરી રીતે જેવો તેવો ન હોતો. આ ફાળા માટે ઉદાર મનના અંગ્રેજોએ વખતોવખત ખુલ્લા દીલથી એકરાર કર્યો છે. અત્યારે આપણે મુખ્યત્વે કરીને લંડન તરફથી જુના વખતથી ચાલતી આવેલી દખલગીરીથી પીડાઇએ છીએ જે દખલગીરી જુના કાળમાં કદાચ ઉપયોગી થઇ પડી હશે. પણ જે દખલગીરી હાલના જમાનામાં ઢીલ, મુશકેલીઓ તેમજ શંકાઓ ઉત્પન્ન કરે છે. આ દેશને લગતી આરથીક બાબતોમાં લંડનની આ દખલગીરીની સામે આપણે થવું જોઇએ. અને આ દખલગીરીને પરીણામે આ દેશના લોકોને કેવી હાની થાય છે તે વારંવાર ખુલ્લું કરી બતાવવાની આપણી ફરજ છે. આપણી માગણી એ છે કે

ધારાસભા દ્વારા તેમજ આપણી ચેમ્બર જેવા વેપારી મંડળો દ્વારા પ્રકટ કરવામાં આવેલા લોકમત અનુસાર દરેક આર્થીક બાબતનો ફડચો નામદાર હીંદી સરકારે ) તે પછી તે ગમે તેવી બનેલી હોય) લાવવાની ફરજ હોવી જોઇએ. હું માનું છું કે જો દૃષ્ટી બીંદુમાં ફેરફાર કરવામાં આવે અને ધારાસભા તેમજ હીંદી લોકમતી સંમતીથી નામદાર હીંદી સરકાર સાચી રીતેજ વર્તશે એવો વિશ્વાસ ના. સરકારમાં મુકવામા આવે તો ઘણા ગુંચવણભરેલા સવાલનો નીકાલ આપોઆપ આવી જાય.

આ ચેમ્બરના નામથી હું વગર શંકાએ જાહેર કરીશ કે હાલમાં હસ્તી ધરાવતા બધા લાભોને ન્યાય મળેલો જોવાને હીંદીઓ ઇન્તેજાર છે. આપણે કરારના ગંભીરપણામાં તેમજ "જીવો તેમજ જીવવા દો" ના. સીદ્ધાંતમાં આવીએ છીએ. આપણે એવી એક પણ માગણી કરીશું નહી કે આ દેશમાં હસ્તી ધરાવતા એક પણ અંગ્રેજી લાભને અન્યાયી થઇ પડે પણ તે સાથે વીશાળ આર્થીક સવાલો જેવા કે ચલણ નીતી, નાણા પ્રકરણ આયાત નીતીનો નીકાલ ધારાસભામાં તેમજ હીંદી જાહેર મતને અનુસરીને નામદાર હીંદી સરકારેજ કરવો જોઇએ, એમ તો આપણે જરૂર માગીએ.

## કરનો ભારે બોજો.

નાણાંપ્રકરણ ચલણ તથા હુંડીયામણ ખર્ચમાં કાપકુપને લગતો સવાલ, રેલ્વેઓનો વહીવટ, વહાણવટું, જગાત નીતી વીગેરે બહોળા સવાલોના વીગતોમાં ઉતરી તમારો વખત લેવાની આ યોગ્ય તક નથી. આ ચેમ્બર આ બધા સવાલો પર તો ખબરદાર રહી છે અને તેણે વખતોવખત પોતાના વીચારો મોકલી આપેલા છે જે ના. સરકાર પાસે મોજુદ છે. હીંદી પ્રધાન તથા તેની કાઉન્સીલ તરફથી નામદાર હીંદી સરકાર ઉપર લાવવામા આવેલા દબાણને પરીણામે આ વીચારો હંમેશાં માન્ય રાખવામા આવ્યા નથી. એતો હવે જાણીતી બીના છે કે ઇંગ્લંડ તરફથી લાવવામાં આવતા દબાણને લીધે ઘણી વખત, ના. હીન્દી સરકારને હીંદી પ્રજામતની અવગણના કરવાની ફરજ પડી છે અને તે સ્થીતી હજી ચાલુ રહે તો શોચનીય છે. આપણે બધા રીટ્રેન્ચમેન્ટ કમીટીના રીપોર્ટની તથા આવતા બજેટમાની દરખાસ્તોની ઇન્તેજારીથી રાહ જોઇએ છીએ. હું એવો મત ધરાવું છું કે વેપારી કોમ ઉપર એક કરતાં વધારે દીશાઓમાં કરનો બોજો વધારે પડતો છે અને આખી દુનીયામાં ફેલાએલી વેપારી મંદી આવી છે તેને પરીણામે આ કર સહન કરવાની શકતી ઓછી થએલ છે. જ્યા સુધી ગંજાવર લશ્કરી ખર્ચને અંકુશ હેઠળ લાવી દેશ વ્યાજબી રીતે સહન કરી શકે તેટલી હદમાં આણવામાં નહી આવે ત્યાં સુધી આપણે આ દેશની વેપારી કોમ ઉપર નવા કર નાંખવાનો દરેક સુચના સામે થવું પડશે. હુંડીઆમણ સબંધી કાયદાની અવ્યવસ્થીત સ્થીતીથી તમો સારી રીતે વાકેફ છો અને ના. વાઇસરોય તે માટે સંપૂર્ણ માનપૂર્વક હા કહી શકે. હુંડીઆમણના સવાલનો ફડચો આપોઆપ આવી જશે એ વાત હું માન્ય રાખી શકતો નથી. મારા નમ્ર અભીપ્રાય મુજબ હુંડીઆમણનો દર ઠરાવવાનું ઇચ્છવા જોગ નથી પણ સ્થીતી એવી છે તે દરમીઆન બેબીંગટન સ્મીથ કમીટી પાસે દર્શાવવામાં આવેલા એકત્ર હીન્દી પ્રજાઓની વીરૂદ્ધ તેમજ ઇગ્લંડના નાણાં બજારનાજ લાભમાં ચાલુ રાખવામાં આવતી હાલની જે ચલણ નીતી આ દેશ ઉપર લાવવામાં આવેલી છે તે નીભાવી લેવી જોઇતી નથી. આ દેશમાં માત્ર સોનાનીજ નહી પરંતુ 'સોવરેનની' પણ આયાત માટે કુદરતી સંજોગો આપણે માગીએ છીએ અને આ દેશનુ વેપારી પાસુ તરફેણમાં કે વીરૂધ જાય તેનું સમતોલપણું આપોઆપ સોનાની હેરવણી ફેરવણથી થઇ જાય એવું આપણે માગીએ છીએ

જ્યાં સુધી કાયદાપૂર્વક 'સોવરેન'નો ભાવ ૧૦ રૂપીયાનો છે ત્યાં સુધી તે સંભવીત નથી કારણ કે, આ દેશમાં 'સોવરેન' દીઠ ૧૦ રૂપીયા મેળવવાનું કોણ પસંદ કરશે. વળી ચલણમાં ઘટાડો કરવાના સવાલને પણ ઘણી સંભાળથી હાથ ધરવાની જરૂર છે અને વખતોવખત કાંઇ પણ પગલાં લેતાં પહેલા ના. હીંદી સરકાર ખાનગી રીતે હીંદી પ્રજામત વારંવાર જાણવાની દરકાર કરતી નથી તે દીલગીરીભરેલું છે. તેઓનું પગલું ગમે તેવા શુદ્ધ હેતુથી લેવામાં આવ્યું હોય છતાં પણ હીંદી પ્રજામતના આગેવાનોને પુછયા વિના તે લેવામાં આવેલું હોવાથી ઘણી વખત તેવાં પગલાનો ખોટો અર્થ કરવામાં આવે છે.

રેલ્વેના વહીવટના સવાલ ઉપર આ ચેંબરે પોતાના વિચારો વખતોવખત ખુલ્લી રીતે દર્શાવેલા છે અને આ ચેમ્બરે જણાવેલા વીચારોની તરફેણમાં રેલ્વે કમીટીની બહુમતી પણ છે જેમાં રેલ્વે સવાલમાં કુશળ ગણાતા તે કમીટીના પ્રમુખ સર વીલીયમ એકવરથનો પણ સમાવેશ થાય છે. આ સવાલ ઉપર ખોટી રીતે નીર્ણય કરવામાં આવે છે તે દલગીર થવા જેવું છે. તેજ પ્રમાણે સરકારી માલની ખરીદીનો સવાલ દેશ સામે ખડો છે જેની તરફ ના. હીન્દી સરકારના વલણ બાબે હીંદી પ્રજામાં ગેરસમજુતી ઉભી થએલ છે અને જે સવાલોએ અસંતોષનું એક મોટું કારણ પુરૂ પાડયું છે.

## જગાતની રાજનીતી.

વળી આપણે ટેરીફ બોરડના બંધારણ સંબંધમાં નામદાર સરકાર શું કરે છે તેમજ જગાત કમીશને સુચવેલી નીતીનો અમલ નામદાર સરકાર કેવી રીતે કરે છે તે બારીકાઇથી તપાસવાની જરૂર છે. નામદાર મુંબઈ સરકાર આ દેશમાં વીશાળ લાભો ધરાવતા વેપારીઓના મધયસ્થ મંડળ તરીકે આ ચેમ્બરનો મોભો અને દરજ્જો સ્વીકારતી થઇ છે તે ખુશી થવા જેવું છે. આ સંબંધમાં છેવટે આ ચેંબરને મુંબઇના પોર્ટ ટ્રસ્ટ ઉપર યોગ્ય પ્રમાણમાં પ્રતીનીધીત્વ મળેલ છે તે સંતોષકારક છે. હજી બીજી ઘણી દીશાઓમાં ચેમ્બરના હકો સ્વીકારવા પડશે અને તે માટે ચેમ્બર વખતોવખત નામદાર સરકારને આગ્રહ કરવામાં પછાત પડશે નહીં.

હીંદુસ્થાનનો દરીઆ સાથેનો વેપાર હજી ઉધરતી અવસ્થામાં છે અને તેનો વીસ્તાર કરવાની જરૂર છે. દુનીયાની સાથે આપણો સીધો સંબંધ ઘણો સંકુચીત અને મર્યાદીત છે. હું ઘણી વખત વીચાર કરૂં છું કે આપણા વેપારની આવી મર્યાદીત સ્થીતી આપણને હાની કરતા છે અને જો હીંદી વેપારી પ્રતીનીધીઓને દુનીયાના મુખ્ય દેશોમાં મોકલવામાં આવે તો દેશનો વેપાર ઘણો ખીલવી શકાય. ચેમ્બરે આ સવાલ તરફ વખતોવખત નામદાર હીંદી સરકારનું ધ્યાન ખેંચ્યું છે અને હું આશા રાખું છું કે નામદાર સરકાર બનતી વાકીદે આ બાબતમાં ઘટતું કરશે. નામદાર બ્રીટીશ સરકાર દરેકના સંસ્થાનના મુખ્ય શહેરોમાં એવી યોજના છે કે તેથી કરીને તે સંસ્થાના વેપારને અનેક દીશાઓમા ખીલવી શકાય, અને દુનીયાના જુદા જુદા ભાગો સાથે યોગ્ય સંબંધ બાંધવામાં આવે તો આ દેશના જે વીશાળ સાધનોનો પુરેપુરો લાભ આ દેશના લોકોને મળતો નથી તે સાધનોને સંપૂર્ણ રીતે ખીલવી શકાય.

આપણી સમક્ષ ચેમ્બરના બંધારણમાં સુધારો કરવાનો તેમજ ચેમ્બરના વધતા જતા કામને પહોંચી વળવા માટે ચેમ્બરના સાધનોમા વધારો કરવાનો સવાલ પણ મોજુદ છે. આવી પદવી ધરાવતી સંસ્થાને યોગ્ય ખરચ કરવા માટે તણાવું પડે તે યોગ્ય નથી અને

તે બીના આપણી વેપારી કોમ એકત્ર વેપારી લાભો એ શું વસ્તુ છે પણ ન સમજી શકવા જેટલી પછાત છે એમ બતાવી આપે છે આપણે વેપારી આલમના વીશાળ લાભો જાળવવાના છે અને આ દેશના વેપારી તેમજ આર્થીક જીવનને લગતા અહોળા પ્રશ્નો ઉપર વીચારો દર્શાવવાનું આ ચેમ્બર એકજ જાહેર સાધન છે અને તેથી આપણે આ ચેમ્બરનો પાયો મજબુત કરવા તેના કામકાજની ખીલવણી કરવા અને તે માટે જરૂરી નાણું એકઠું કરવા તૈયાર થવું જોઇએ. છેવટે તમોએ મને જે માન આપ્યું છે તે માટે હું તમારો ફરીથી આભાર માનુ છું અને આવતા વરસનું મુશ્કેલ કામ પાર પાડવામાં તમારી સહુની મદદ અને સહાનુભુતી ઇચ્છું છું.

બાદ ચેમ્બરનો ૧૯૨૧-૨૨ ની સાલનો રીપોર્ટ અને ઓડીટરે તપાસેલો હીસાબ, સભામાં રજુ થતા, પ્રમુખે તે ઉપર સભાની બહાલી લઇને તે પસાર થયેલો જાહેર કીધો હતો.

## નવી મેનેજીંગ કમીટી.

એ બાદ નવી મેનેજીંગની કમીટીની ચુંટણીનું પરીણામ નીચે મુજબ જાહેર કરવામાં આવ્યું હતું–પ્રમુખ સર ફાજલભાઇ કરીમભાઈ, ઉપ-પ્રમુખ મી. દેવીદાસ માધવજી ઠાકરસી, સભાસદો, મી. મનમોહનદાસ રામજી, ઓ. મી. પરસોતમદાસ ઠાકોરદાસ, ઓ. મી. લલ્લુભાઇ શામળદાસ, મી. હુંસરાજ મી ઠાકરસી, મી. લાલજી નારણજી, ઓ. ની. પ્રીસિજ સી. શેઠના મી. જહાંગીર બી. પીટીટ, મી. ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા, મી. બી. એફ. માદન, મી. ઇશ્વરદાસ લક્ષ્મીદાસ, મી. એન. એમ. મજુમદાર, મી. જી. બી ત્રીવેદી, મી. એલ. આર. તેરસી, મી. મોરારજી મુળરાજ ખટાઉ, મી. મહમદભાઇ, હા. લાલજી ની. એસ એન, પહોંચખાનાવાલા મી. એસ. બી. બીલીમોરીઆ, મી. ગુલાબચંદ દેવચંદ, મી. મોતીલાલ કાનજી, મી વેલજી લખમસી નપુ. મી. કૈકોબાદ કાવસજી દીનશાહ ની. હીરાભાઇ પ્રેમચંદ, મી જમનાદાસ વસનજી મનજી.

ઓડીટર તરીકે મી. દેવીદાસ વીઠ્ઠલદાસની ફરીથી નેમણુંક થઇ હતી.

બાદ સર ફાજલભાઇ તથા મી. દેવીદાસ માધવજી ઠાકરસીના ભાષણો થયા બાદ પ્રમુખનો ઉપકાર માની સભા વીસરજન થઇ હતી.

---

દેશી વેપારીઓનો ચેમ્બર અને ઈંડીઅન મરચન્ટ ચેમ્બરની એક ખાસ જનરલ સભા તા ૨૮-૨-૨૩ને બુધવારે બપોરે ત્રણ કલાકે મળી હતી, જે વખતે ચેમ્બરને પોર્ટટ્રસ્ટમા પાચ પ્રતીનીધીઓ નેમવાનો જે હક મળ્યો છે તે હકની રૂએ થનાર ચુંટણીનું ધોરણ અને નીયમો કે જે ચેમ્બરનો મેનેજીંગ કમીટીએ તૈયાર કર્યાં હતા તેના સબધમા વીચાર કરવામા આવ્યો હતો. એ વખતે ઓ. મ૦ ફાજલભાઇ કરીનભાઇએ પ્રમુખસ્થાન લીધુ હતુ. શરૂઆતમા સભાને લગતી જાહેર સેક્રેટરીએ વાચી બતાવ્યા બાદ, મી૦ મનુ સુબેદારે દરખાસ્ત કરી કે, મુંબઇની પોર્ટટ્રસ્ટ પર આપની ચેમ્બરને પાચ પ્રતીનીધીઓ ચુટવાના સબધમા લગભગ મેનેજીગ કમીટીએ જે નીયમો ઘડી કહાડયા છે તેને આ સભા પસદ કરે છે અને બહાલી આપે છે.

ઉપરની દરખાસ્તના સંબંધમા મી૦ વીઠ્ઠલદાસ દામોદરે એવી મતલબનો સુધારો રજુ કર્યો કે, ચેમ્બરને જે પાચ પ્રતીનીધીઓ પોર્ટટ્રસ્ટની બોડ પર ચુંટવાનો હક મળ્યો છે ત હકનો ઉપયોગ એવી રીતે કરવો કે, જેથી રૂ, કાપડ, અને અનાજના વ્યાપારીઓમાંથી એક એક પ્રતીનીધી મળી ત્રણ પ્રતીનીધી મોકલવા અને બાકીના બે પ્રતીનીધીઓની ચુંટણી ચેમ્બરે સામાન્ય સભાસદોમાંથી કરવી.

---

મી. વીઠ્ઠલદાસ દામોદરે સુધારાના સબંધમાં બોલતાં જણાવ્યું કે આપણી ચેમ્બરે ફકત ત્રણ પ્રતીનીધીઓ ચુટવાની માગણી કરી હતી, અને આપણને પાચ પ્રતીનીધીઓ ચુંટવાનો હક મળ્યો છે. આ પ્રમાણેનો વધારેનો બે સભાસદોનો હક મળ્યો છે. તેનું કારણ એ છે કે અત્યાર પહેલાં કાપડના દેશી વેપારીઓનો મંડળી, અને ગ્રેન મરચન્ટસ એસોસીએશન પોર્ટટ્રસ્ટમાં પ્રતીનીધીઓ મોકલવાનો હક ધરાવતી હતી તે હક સરકારે કાઢી નાંખી, આ ચેમ્બરને જે ત્રણને બદલે પાંચ પ્રતીનીધીઓ નેમવાનો હક આપ્યો છે એટલે કે હવે આ બે મોટા વ્યાપારના પ્રતીનીધીઓ ચેમ્બરનેજ ચુંટવાના રહ્યા માટે હું આશા રાખીશ કે દેશના આ મહાન અને અગત્યના વ્યાપારો જે હક અત્યાર સુધી ભોગવતા આવ્યા છે તે હકને આ ચેમ્બરે પણ ઇન્સાફ આપવો જોઇએ.

ઉપરના સુધારાને મી. જગનાદાસ હરખજી સંઘવીએ ટેકો આપતાં જણાવ્યું કે, આ ચેમ્બરને જે પાંચ પ્રતીનીધીઓ મોકલવાનો હક મળ્યો છે તે કાપડના વેપારીઓની મંડળીની ચળવળના પરીણામેજ મોટા ભાગે છે. તો પછી આ ચેમ્બરે જે હક મળવ્યો છે તે હકમાં, કાપડના વેપારીઓને તેનો હીસ્સો મળવો જોઇએ. તેજ પ્રમાણે અનાજના વેપારીઓ પણ પોર્ટટ્રસ્ટમા પોતાનો પ્રતીનીધી મોકલતા હતા, તો તેઓનો પણ પ્રતીનીધી પોર્ટટ્રસ્ટપર જોઇએજ. હું તેથી આશા રાખું છું કે ચેમ્બર આ સુધારાને પસાર કરશે.

"મી. ગુલાબચંદ ઝવેરીએ જણાવ્યું કે હું મી. વીઠ્ઠલદાસની દરખાસ્તથી નીયમ તરીકે વીરૂદ્ધ છું, કારણ કે તેથી જુદા જુદા વ્યાપારોના જુદા જુદા પ્રતીનીધીઓ મોકલવાનો નીયમ ખરાબ છે. એટલુંજ નહી પણ તે અવ્યવહારૂ છે. કારણ કે આ સુધારો પસાર કરીએ તો ભવીષ્યમાં ચાંદી સોના ઝવેરાત તથા ખાંડ વીગેરે અનેક ઉદયોગો ખાસ પ્રતીનીધી ચુંટવાની માગણી કરશે. હું તેથી પુછું છું કે ચેમ્બર પોતાને ગમે તે પાંચ સારામાં સારા પ્રતીનીધીઓ નેમે તે સારૂં. હું ધારૂં છું કે ચેમ્બરના પ્રતીનીધીઓ એવાજ ચુંટાશે કે બધા વ્યાપારોનું હીત જાળવી શકશે.

જે બાદ મી૦ લખમીદાસ તેરસીએ જણાવ્યું કે, મી૦ ગુલાબચંદ જે નીયમસર મી૦ વીઠ્ઠલદાસના સુધારાની વીરૂદ્ધ છે તે નીયમની હું વીરૂદ્ધ નથી ! પરંતુ નીયમોને લાગુ પડતી વખતે હકીકતો તરફ આપણે આંખ મીંચી શકીએ નહીં. આપણે યાદ રાખવું જોઇએ કે ચેમ્બરે ફકત ત્રણ પ્રતીનીધીઓની માંગણી કરી હતી, ત્યારે આ પાચ પ્રતીનીધીઓનો હક સરકારે કેમ આપ્યો ? આપણે જાણવું જોઇએ કે અત્યારે કાપડીઆઓ અને અનાજના વેપારીઓને પોર્ટટ્રસ્ટમાં પોતાના પ્રતીનીધી મોકલવાનો હક હતો તે સરકારે ચેમ્બર મારફતે તેમને આપ્યો છે.

એ વાત ખરી છે કે આપણી ચેમ્બર બધા જુદા જુદા વ્યાપારોના એક મધ્યબીંદુ તરીકે થઇ પડે તે ઘટીત છે. પરંતુ આપણી ચેમ્બરે, બીજા વ્યાપારોના હકો પર તરાપ મારે એ તેથી ઘટીત નથી. જો આપણે આ કાપડીઆ ભાઇઓ કે અનાજના વેપારીઓના હકને ઇન્સાફ નહી આપીશું, તો પરીણામ એ આવશે કે કાપડ અને અનાજના વેપારીઓ સરકારને પ્રોટેસ્ટ અરજીઓ કરી જુદા હકો માટે માગણી કરશે, અને જો તેમ થશે તો સરકારને આપણને આપેલો હક ઓછો કરવો પડશે.

## મી. નારણજીનો સુધારો.

મી. નારણજી દયાળે અત્રે એવો સુધારો રજુ કરવા ઇચ્છા દરશાવી કે ચેમ્બરને પાંચ પ્રતીનીધીઓ ચુંટવાને જે હક મળ્યો છે તે હકની રૂએ ચેમ્બરને નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી.

કાપડના દેશી વેપારીઓની મંડળીને એક પ્રતીનીધી ચુંટવાને અનાજના વેપારીઓને એક પ્રતીનીધી ચુંટવાને ઇસ્ટ ઇંડીયા કોટન એસોસીએશને એક પ્રતીનીધી ચુંટવાને જણાવવું અને બાકીના બે પ્રતીનીધીઓ આપણી ચેમ્બરે ચુંટવા.

અત્રે પ્રમુખે મી૦ નારણજીની દરખાસ્ત કાનુન બહાર એવા કારણસર જણાવી હતી કે આ હક આપણી ચેમ્બરને મળ્યો છે કાંઇ તે એસોસીએશનોને મળ્યો નથી.

મી૦ નારણજીએ અત્રે પ્રમુખના રૂલીંગને માન આપી પોતાનો સુધારો પાછો ખેંચી લેતાં જણાવ્યું કે જો કે અત્યારે હું પ્રમુખના રૂલીંગને માન આપું છું. છતાં ભવીષ્યમાં આ બાબત હું ચેમ્બરની નોટીસપર લાવવાનો મારો હક કાયમ રાખું છું.

જે બાદ મી. મનસુખ ઓઘડદાસે જણાવ્યું કે જુદા જુદા વ્યાપારીઓને હક આપવાથી ખાંડ અને લોખંડના વેપારીઓ પણ તેવા હકો માંગશે પણ સુધારો અવ્યવહારૂ છે, અને તે પસાર થતાં આપણી અંદરઅંદરજ હરીફાઇ અને તકરાર થશે.

મી૦ દેવીદાસે ત્યારબાદ સુધારાની તરફેણમાં વીચારો જાહેર કર્યા હતા.

જે બાદ મી૦ ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લાએ પણ એક જુસ્સાંદાર ભાષણ કરી મી૦ મનુસુબેદારની અસલ દરખાસ્તને ટેકો આપ્યો હતો.

જે બાદ મી૦ મનુ સુબેદાર વળતો જંવાબ આપતાં કાપડીઆ ભાઈઓની અગત્યતા પર વીવેચન કર્યું હતું.

જે બાદ પ્રમુખે પણ વીવેચન અપ કરી બંને પક્ષોની દરખાસ્તોના લાભાલાભ સમજાવ્યા હતા, જે બાદ મી૦ વીઠલદાસના સુધારા પર મત લેતાં તે ૨૨ વીરૂધ ૧૬ મતે તાળીઓના અવાજ વચ્ચે પસાર થયો હતો.

બાદ મત લેતાં તે સુધારો દરખાસ્ત તરીકે પસાર થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

## કમીટીની સભા.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર વા. ૨૭ મી જાન્યુઆરી સને ૧૯૨૩ ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા-ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ-પ્રમુખ) | શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ |
| ,, લાલજી નારણજી | ,, એન. એમ. મજુમદાર |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, મોરારજી ગુળરાજ ખટાઉ |
| ,, ફાજલભાઇ ઇબ્રાહીમ રહીમતુલ્લા | ,, મનુ સુબેદાર |
| ,, બી. એફ. માદન | ,, કેકોબાદ કાવસજી દીનશાહ |

(૧) વા. ૧૩ મી તથા વા. ૨૦ જાન્યુઆરી સને ૧૯૨૩ ને રોજની કમીટીની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

(૨) ના. હીંદી સરકારની નાણાં સબંધી રાજનીતીને લીધે દેશના વેપારને નુકસાન પહોંચવાનો સંભવ છે વીગેરે બાબતો ઉપર કમીટીનું ધ્યાન ખેંચનારો એક શેઠ બી. એફ. માદન તરફથી મળેલો હતો. પત્ર ઉપર વીચાર કરતાં શેઠ માદને જે ખરડો તૈયાર કર્યો હતો તેમાં બજારની નાણાં ભીડની બાબત વધારામાં ઉમેરીને તે ના. હીંદી સરકારના નાણા ખાતા ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો

૩ શેઠ લાલજી નારણજી તરફથી ડેવેલપમેંટ ખાતા મારફત કેટલાક સવાલના જવાબ ? વામાં આવ્યા હતા અને તે સંબંધમાં ખાતા તરફથી જે ટુંક જવાબ મળેલો હતો તે પત્રવ્યવહારની નકલ કમીટીની માહીતી સારૂ શેઠ લાલજી નારણજી તરફથી ચેંબરને ; પાડવામાં આવી હતી. પત્રવ્યવહાર ઉપર વીચાર કરતાં ના. મુંબઇના ગવરનરનો કમીટીની મુલા દરમીયાન જે ચોક્કસ શબ્દોમાં કમીટીને કહેવામાં આવ્યું હતું કે કમીટીને ખાતાને જોઇતી ખબર પુરી પાડવામાં આવશે એ શબ્દો તરફ તે ખાતાના વડાનું ધ્યાન એક પત્રનો ખરડો ચેમ્બરના સેક્રેટરીએ તૈયાર કરવાનો ઠરાવ થયો હતો.

૪ તા. ૧૬ મી ડીસેમ્બર સને ૧૯૨૨ ને રોજ મળેલી ચેમ્બરની અસાધારણ જનરલ સભા સંસ્થાનોમાં વસતા હીંદીઓની સ્થીતીના સંબંધમાં વીચાર કરવા સારૂ એક સબ-કમીટી એલી હતી અને તે સબ-કમીટીએ પોતાનો રીપોર્ટ જનરલ સભા આગળ બે માસમ કરવાનો ઠરાવ થયો હતો. આ સબ-કમીટીનો રીપોર્ટ કમીટી આગળ રજુ થતાં તે જન સભામાં રજુ કરવા સારૂ તા. ૧૭ મી ફેબ્રુઆરીને રોજ ચેમ્બરની એક અસાધારણ જન સભા બોલાવવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર તા. ૩ જી ફેબ્રુઆરી સને ૧૯૨૩ને રોજ બપોરે ત્રણ કલાકે (સ્ટા.-ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| *શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ-પ્રમુખ)* | *શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ* |
| ,, લાલજી નારણજી | ,, એન. એમ. મઝુમદાર |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, મોરારજી ગુળરાજ ખટાઉ |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી |
| ,, બી. એફ. માદન | ,, મનુ સુબેદાર |

૧ ગવર્નમેન્ટ ટ્રેઝરી ઓફીસોમાં રૂ ૧૦૦ ઉપરાંતની રકમની ચલણી નોટો વટાવવામાં મુશ્કેલી પડે છે તે સંબંધમાં શેઠ કેકોબાદ કાવસજી તરફથી કરવામાં આવેલી ફરીયાદ ધ્યાનમાં લઇને એક પત્ર લખી અત્રેના કરન્સી ખાતાના કોન્ટ્રોલરનું જે ધ્યાન ખેંચવામાં આવ્યું હતું તેના જવાબમાં તેમના તરફથી એક પત્ર આવ્યો હતો કે ફરીઆદ ઘણા જુના વખતની છે અને હાલ નોટ વટાવવામાં કોઇ પણ પ્રકારે મુશ્કેલીઓ નથી અને તે બાબતમાં જોઇતી સગવડો કરી આપવામાં આવેલી છે. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૨ ધી ગુજરાત હોઝીઅરી ફેક્ટરીના માલીક તરફથી હોઝીઅરી ઉપર એકલી મુંબઇ સરકાર-તરફથી જે એકસાઇઝ જકાત લેવામાં આવે છે તે સંબંધમાં વધુ ખુલાસો માગ-

નારો એક પત્ર આવ્યો હતો. પત્ર ઉપર વીચાર કરતાં તેમને તે સંબંધમાં મુંબઇના મીલ માલેકોની મંડળી સાથે પત્રવ્યવહાર કરવા લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૩ શેઠ મનમોહનદાસ રામજીએ મુંબઇ મુકામે એક કરન્સી કોન્ફરન્સ બોલાવવા માટે કરેલી સુચનાના સંબંધમાં કમીટીએ કરેલા ઠરાવ અનુસાર તે ઉપર કેટલાક શહેરોના અભીપ્રાય મંગાવવામાં આવ્યા હતા તેમાંથી કેટલાક શહેરોના જવાબ આવેલા હોવાથી તે ઉપર વીચાર કરતાં તે બાબદ હાલ મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૪ મેસર્સ છોટાલાલ ભીખાભાઈ તરફથી ચેમ્બરના સભાસદ તરીકેનું રાજીનામું મોકલી આપનારો એક પત્ર આવ્યો હતો જે રાજીનામું મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

૫ શેઠ લાલજી નારણજીને ડેવેલપમેંટ ખાતા સાથે થયેલા પત્રવ્યવહારના સંબંધમાં કમીટી તરફથી ખાતાના વડા ઓ. સર ચીમનલાલ સેતલવડ ઉપર જે પત્ર લખવાનો ઠરાવ થયો હતો તેનો ખરડો કમીટી આગળ રજુ થતા તેમાં કેટલાક સુધારાવધારા સાથે તે મંજુર કરવાનો તથા ના. સરકાર પર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૬ શેઠ હરીદાસ નાગજી વોરા તરફથી પત્ર આવ્યો હતો કે ચેમ્બરની કમીટીના કામકાજનો માસીક અહેવાલ જે ઇગ્રેજીમાં છપાવવામાં આવે છે તેને બદલે ગુજરાતીમાં પણ છપાવવો. ચેમ્બરના માસીકમાં એ અહેવાલ પુરેપુરો આપવામાં આવતો હોવાથી અને દર ત્રીમાસીક જનરલ સભામાં પણ ગુજરાતીમાં રીપોર્ટ રજુ થતો હોવાથી માસીક અહેવાલ ગુજરાતીમાં છપાવવાને કમીટી કાંઇ ખાસ કારણ જોતી નથી એ મતલબનો પત્ર મી. વોરાને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૭ મુંબઇના પોષ્ટ માસ્તર જનરલ તરફથી પત્ર આવ્યો હતો કે વી. પી. પારસલના સંબંધમાં હાલ ખાતાનો એવો નીયમ છે કે જો તેની પહોચના સંબંધમાં પારસલ મોકલનાર અગર તો લેનારને જો ખાતા મારફતે કાંઈ તપાસ કરાવવી હોય તો એક આનો ફ્રી ભરવી પડે છે ફી તદ્દન નાની હોવાથી અને ખાતાની તપાસણીના કામનો ખર્ચ તેમાંથી વસુલ નહીં થવાથી તે ફ્રી વધારીને ચાર આના કરવાની ભલામણ કરેલી હતી અને તે સંબધમા ચેમ્બરનો અભીપ્રાય માગેલો હતો. ખાતાની ભલામણ સાથે કમીટી સંમત્ત છે તે મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૮ મેસર્સ બીં દાસ એન્ડ કું તરફથી ચેમ્બરની જનરલ મીટીંગમાં નીચેની દરખાસ્ત રજુ કરવાની નોટીસ આવેલી હતી. "આ સભા ઠરાવ કરે છે કે જ્યારે જ્યારે દેશ અને ચેમ્બર સમક્ષ દેશહીતના ઘણાજ અગત્યના સવાલો આવે ત્યારે ચેમ્બરની કમીટીએ પોતાના અભીપ્રાયનો ખરડો ચેમ્બરના સભાસદોમા અભીપ્રાય સારૂ ફેરવવો અને તેમના તરફથી જે અભીપ્રાય મળે તે પરથી ચેમ્બરનો છેવટનો અભીપ્રાય જણાવવો"

આ દરખાસ્ત ચેમ્બરની જનરલ સભા આગળ રજુ કરવાનો તથા તે મતલબનો પત્ર મી દાસને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૯ વેપારી પેઢીઓને રેલ્વેની મુસાફરીને સારૂ કનસેશન મળવાના સંબધમાં કમીટી તરફથી જે પત્ર લખવામા આવ્યો હતો તેના જવાબમા ના હીંદી સરકારના રેલ્વે બોર્ડ તરફથી પત્ર આવ્યો હતો કે તે બાબતમા રેલ્વેના એજન્ટોને જે સત્તા છે તેમાં રેલ્વે બોર્ડ વચ્ચે પડવા માગતી નથી પણ કમીટીએ તે બાબતમાં રેલ્વે કોનફરન્સ એસોસીએશનના સેક્રેટરીને લખી જણાવવું. રેલ્વે બોર્ડની સુચના પ્રમાણે એક પત્ર રેલ્વે કોન્ફરન્સ

એસોસીએશન ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૧૦ બી. આઇ. એસ. એન. કું. અને બરમા રેલ્વે વચ્ચે જે કોન્ટ્રાકટ થયો હોય તેની નકલ કમીટીને પુરી પાડવાના સંબંધમાં ના. હીંદી સરકારના વેપાર ખાતા ઉપર જે પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે કોન્ટ્રાકટની શરતો ખુલ્લી કરવાની તેમને સત્તા નથી. આ પત્ર ઉપર વીચાર કરતાં તેની નકલ ચેમ્બરના લેજીસ્લેટીવ એસેમ્બ્લી ઉપરના પ્રતીનીધી ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૧૧ ટાઉન ડયુટીના સંબંધમાં મ્યુનીસીપલ કમીશનર તરફથી જે નોટ પ્રસીદ્ધ કરવામાં આવેલી હતી તેના જવાબમાં શેઠ રામજી બારમલ તરફથી એક નોટ પ્રસીદ્ધ કરવામાં આવી હતી અને તેની નકલ કમીટી ઉપર મોકલી આપવામાં આવી હતી. આ સંબંધમાં પ્રથમ જે ચેમ્બરની સબ-કમીટી નીમવામાં આવી હતી તે સબ-કમીટી ઉપર વીચાર કરી એક ખરડો કમીટી આગળ રજુ કરવા સારૂ સઘળો પત્રવ્યવહાર તે સબ-કમીટી ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૧૨ ઇન્ડીઅન સેન્ટ્રલ કોટન કમીટીના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે અમેરીકાનું રૂ દેશમાં આયાત થાય છે તેની સાથે તે રૂને લગતો "બોલ વીવીલ" નામનો રોગ પણ હીંદુસ્તાનમાં પેસવાનો સંભવ છે તેથી રૂ આયાત કરતી વખતે કેટલીક રસાયણીક શુદ્ધીનો પ્રયોગ કરવાની જરૂર છે અને તે કામ સહેલાઇથી થઇ શકે તેટલા સારૂ ફકત મુંબાઇ બંદરેથીજ અમેરીકન રૂ આયાત કરવા દેવું અને બીજાં બંદરો તે રૂની આયાતને સારૂં બંધ રાખવાં. આ બાબતમાં કમીટીનો અભીપ્રાય મંગાવેલો હતો. પત્ર ઉપર વીચાર કરતાં તેની નકલ ચેમ્બરના પ્રમુખ તથા ચેમ્બરના કોટન કમીટી ઉપરના પ્રતીનીધી ઉપર મોકલી અભીપ્રાય મંગાવવાનો અને તેમનો અભીપ્રાય મળ્યા બાદ કામ હાથ પર લેવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર તા. ૧૦ મી ફેબ્રુઆરી તે ૧૯૨૩ ને રોજ બપોરે ત્રણ કલાકે મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ-પ્રમુખ) | શેઠ મોરારજી મુળરાજ ખટાઉ |
| ,, લાલજી નારાણજી | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી |
| ,, બી. એફ. માદન. | ,, મનુ સુબેદાર |
| ,, એન. એમ. મઝુમદાર | ,, એમ. એમ. અમરશી |

૧ પી. એન્ડ ઓ. કંપનીને જે 'સબસીડી" આપવામાં આવે છે તેમાં દરેક દેશનો કેટલો ભાગ છે એ મતલબની વીગત કમીટી તરફથી પુછાવવામાં આવેલી હતી તેના જવાબમાં ના. હીંદી સરકારના પબ્લીક વર્કસ ખાતા તરફથી એક પત્ર આવ્યો હતો. અને તેમાં દરેક દેશ તરફથી લેવામાં આવતી સબસીડીની વીગતો જણાવેલી હતી. પત્ર ઉપર વીચાર કરવા સારૂ નીચે જણાવેલા ગ્રહસ્થોની એક સબ-કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી ઉપ-પ્રમુખ
ઓ. શેઠ લલ્લુભાઇ શામળદાસ
શેઠ વાલચંદ હીરાચંદ
,, લાલજી નારણજી
,, એન એમ. મઝુમદાર

---

૨ કોલસાની લાવલઇજાની નવી પદ્ધતીના સંબંધમાં કમીટી તરફથી જે લખાણુ કરવામાં આવ્યું હતું તેના જવાબમાં રેલ્વે બોર્ડના કોલ ટ્રાન્સપોર્ટેશન ઓફીસર તરફથી પત્ર આવ્યો હતો કે કમીટીના વીચારો સાથે તેઓ સાધારણ રીતે સંમત્ત છે પણ કમીટીનો એવો અભીપ્રાય છે કે, નવી પદ્ધતી પ્રમાણે કોલસાની વેહેંચણીથી કેટલાકને ગેર ઇન્સાફ થાય છે એ અભીપ્રાય સાથે તેઓ સંમત્ત થઈ શકતા નથી. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૩ ના. મુંબઇ સરકારના શીપીંગ માસ્તર તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં દેશી ખલાસીઓને નોકાશાળામાં કેળવણી આપવાના સંબંધમાં સ્કુલની યોજના ઉપર કમીટીનો અભીપ્રાય મંગાવેલો હતો. ના. મુંબઇ સરકારની યોજના સાથે કમીટી સંમત્ત છે તે મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૪ ના. મુંબઇ સરકારના મરીન ખાતા તરફથી પત્ર આવ્યો હતો અને જે દેશી ખલાસીઓએ ગઇ લડાઇમાં પોતાના જાન ખોએલા છે તેમના મર્ણની યાદગીરીમાં એક "ઇન્ડીઅન સેલર્સ હોમ" સ્થાપવાના સંબંધમાં કમીટીનો અભીપ્રાય મંગાવેલો હતો અને જો તે યોજના સાથે કમીટી સંમત્ત હોય તો તે સંબંધમાં ના. સરકાર તરફથી નીમાએલી કમીટી ઉપર ચેમ્બરની કમીટીના એક સભાસદની નીમણુંક કરવાની વીનંતી કરેલી હતી. ના. સરકારની યોજના સાથે કમીટી સંમત્ત છે અને તે સંબંધમાં નીમાએલી કમીટી ઉપર ચેંબરના પ્રતીનીધી તરીકે શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીની નીમણુંક કરવામાં આવી છે એ મતલબનો પત્ર ખાતા ઉપર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૫ ના. સરકાર તરફથી દેશના હુન્નર ઉદ્યોગને મદદ કરવાના સંબંધમાં મદ્રાસની સરકારે જે બીલ પસાર કર્યું છે તેવા ધોરણ પર ના. મુંબઇ સરકાર તરફથી કાંઇ બીલની જરૂર છે કે કેમ તે બાબતમાં મુંબઇ સરકારના વેપાર ઉદ્યોગ ખાતાના વડા તરફથી ઇન્ડસ્ટ્રીઝ ખાતાનો અભીપ્રાય પુછાવેલો હોવાથી ખાતા તરફથી તેમની સલાહકારક કમીટીના સભાસદોનો અભીપ્રાય મંગાવેલો હતો. આ સંબંધમાં મી. જી. બી. ત્રીવેદીને ઇન્ડસ્ટ્રીઝ ખાતાની સલાહકારક કમીટીના સભાસદ તરીકે જે પત્રવ્યવહાર પુરો પાડવામાં આવ્યો હતો તે ઉપર ચેમ્બરની કમીટીનો તેમણે અભીપ્રાય મંગાવેલો હતો. પત્ર ઉપર વીચાર કરતાં મુંબઇ ઇલાકાને સારૂ પણ મદ્રાસના જેવી કાયદાની યોજના હોય તે ઇચ્છવા જોગ છે એ મતલબનો પત્ર મી. ત્રીવેદીને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૬ ચેંબરની નાણાં સંબંધી સ્થીતીના સંબંધમાં વીચાર કરતાં ચેંબરના વાર્ષિક ખર્ચમાં કાંઇ કાપકુપ થઇ શકે તેમ છે કે કેમ તે બાબતમાં તપાસ કરવા સારૂ શેઠ બી. એફ. માદન અને શેઠ મોરારજી .મુળરાજ ખટાઉની એક સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો અને ચેંબરની હાલ તુરતની નાણાંભીડ પુરી પાડવા સારૂ ચેંબરના ઉપ-પ્રમુખ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીને રૂ. બે હજાર ઉભા કરવાની સત્તા આપવાનો ઠરાવ થયો હતો.

૭ ચેમ્બર તરફથી મુંબઇ પોર્ટ ટ્રસ્ટ ઉપર પ્રતીનીધીઓ મોકલવાના કાયદા કાનુનો કયા સીદ્ધાંત ઉપર ઘડવા તે સીદ્ધાંતો નક્કી કરવામાં આવ્યા હતા અને કાયદા કાનુનોનો ખરડો ચેમ્બરના સેક્રેટરી તૈયાર કરીને ચેમ્બરની હવે પછીની મળનારી કોઇ પણ જનરલ સભામાં રજુ કરવાની સત્તા આપવાનો ઠરાવ થયો હતો.

૮ શેઠ જી. બી. ત્રીવેદી તરફથી પત્ર આવ્યો હતો અને તે સાથે તેમણે મુંબઇની કાઉન્સીલમાં સ્ટોર્સની ખરીદીને લગતો જે ઠરાવ રજુ કર્યો છે તેની નકલ બીડેલી હતી અને ચેમ્બરના

કાઉન્સીલ ઉપરના પ્રતીનીધીનો ટેકો માગ્યો હતો અને તે બાબતમાં ચેમ્બર તરફથી ના. સરકાર પર લખાણુ કરવાની ભલામણુ કરેલી હતી. મી. ત્રીવેદીના ઠરાવ તરફ ચેમ્બરના કાઉન્સીલ ઉપરના પ્રતીનીધીનું તથા શેઠ લાલજી નારણજીનું ધ્યાન ખેંચવાનો તથા તેને કાઉન્સીલમાં ટેકો આપવાની ભલામણ કરવાનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શનીવાર તા. ૧૭ મી ફેબ્રુઆરી સને ૧૯૨૩ ને રોજ બપોરે ૨–૧૫ કલાક (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીઉપ-પ્રમુખ | શેઠ જમનાદાસ વસનજી મનજી |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, વાલચંદ હીરાચંદ |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા | ,, મનુ સુબેદાર |
| ,, બી. એફ. માદન. | ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી |
| ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ | ,, કૈકોબાદ કાવસજી દીનશાહ |
| ,, એન. એમ. મજુમદાર | ,, એમ. એમ. અમરસી |

૧ "ટીમ્બર" ની ખરીદીના સબંધમા ના. હીંદી સરકારના રેવન્યુ ખાતા ઉપર તથા બોમ્બે ડેવેલપમેન્ટ ડીપાર્ટમેન્ટ ઉપર કમીટી તરફથી જે પત્રો લખવામા આવ્યા હતા તેના જવાબમાં બંને ખાતાં તરફથી પત્રો આવેલા હતા. આ પત્રો ઉપર વીચાર કરતાં તેની નકલ તથા તેને લગતો સઘળો પત્રવ્યવહાર ચેમ્બરના ટીંબરમાં વેપાર કરવા જાણીતા સભાસદોમાં તેમના અભીપ્રાય સારૂ ફેરવીને તેમના અભીપ્રાય મળ્યા બાદ કામ ફરીથી કમીટી આગળ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૨ ઇમ્પીરીયલ ઇન્ટીસ્ટીટ્યુટની ગ્રાન્ટના સબંધમાં ના. હીંદી સરકાર સાથે થયેલા પત્રવ્યવહારનો ટુંક સાર જે થોડા વખત પહેલા કમીટીના સભાસદોમાં અભીપ્રાય સારૂ ફેરવવામાં આવ્યો હતો તે પર વીચાર કરવાં તે બાબતમાં ના. હીંદી સરકારનો જે ગ્રાંટ બંધ કરવાની તરફેણમાં અભીપ્રાય હતો તે અભીપ્રાય સાથે સંમત થવાનો તથા તે મતલબનો પત્ર લંડનની એસોસીએટેડ ચેમ્બરના સેક્રેટરીને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૩ ચેમ્બરની કમીટી તરફથી વખતોવખત ના. સરકાર પર જે લખાણો મોકલવામાં આવે છે તેની નકલ પ્રેસમાં મોકલવાના સબંધમાં ચેમ્બરે કઇ નીતી (policy) સ્વીકારવી તે બાબત ઉપર વીચાર કરતાં તે કામ ચેમ્બરની નવી કમીટી અમલમાં આવે ત્યાં સુધી મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૪ ટાઉન ડયુટી રીફંડ રૂલ્સના સબંધમાં મ્યુનીસીપલ કોરપોરેશનના પ્રમુખ ઉપર પત્રનો જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે પર વીચાર કરતાં તે મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૫ મુંબઈ સરકારની એકઝીક્યુટીવ કાઉન્સીલમાં સભાસદો કમી કરવાના સબંધમાં પ્રેસીડન્સી એસોસીએશનમાં જે ઠરાવ પસાર થયો હતો તે તરફ કમીટીનું લક્ષ ખેંચાતાં તે બાબતમાં કાંઇ પણ પગલાં નહીં લેવાનો ઠરાવ થયો હતો.

૬ અમેરીકન રૂ ફક્ત મુંબાઈ બંદરેથીજ આયાત કરવા દેવાની ભલામણ ઉપર સેન્ટ્રલ કોટન કમીટી તરફથી કમીટીનો જે અભીપ્રાય પુછાવેલો હતો તે સંબંધમાં કમીટીનો એવો ઠરાવ થયો હતો કે ચેમ્બરના પ્રમુખ તથા કોટન કમીટી ઉપરના ચેમ્બરના પ્રતીનીધીનો અભીપ્રાય મંગાવ્યા બાદ વીચાર કરવો. બન્ને ગ્રહસ્થો તરફથી પોતાના અભીપ્રાય જણાવનારા પત્રો મળેલા હતા તે પર વીચાર કરતાં જ્યાં સુધી રૂના વાપરનારાઓ તરફથી એ પદ્ધતી સામે વાંધો ઉઠાવવામાં આવે નહીં ત્યાં સુધી એ પદ્ધતી સાથે કમીટી સંમત્ત થાય છે એ મતલબનો પત્ર સેન્ટ્રલ કોટન કમીટીના સેક્રેટરીને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

## (૩) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહીને આ માસિકમાં જૂદો વિભાગ રખવામા આવે છે. જે ગ્રહસ્થોને પોતાની ઓફીસો કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વિગતવાર આ ચેમ્બરને લખી જણાવી જેથી આ વિભાગમા જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી ફી લેવામાં આવશે નહિં. અન્ય વેપારી ભાઇઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ૪ આના લેવામાં આવશે તેજ મુજબ જે ભાઇઓ નોકરીની તજવીજમા હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવી વિગતવાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી જે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે તેમની પાસેથી દરેક વખત જાહેર ખબર આપવા માટે ફક્ત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે જે જે વેપારી ભાઈઓ તેમજ અરજદારોને પોતાનાં નામ જાહેર કરવાની ઇચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે જણાવવા તસ્દી લેવી.

---

AN ACCOUNTANT with independent knowledge of correspondence desires situation in any capacity in a Limited Concern. Insurance Co. preferred. Please write to H. T c/o Indian Chamber of Commerce. Bombay 8th January 1923

Hiralal Tarachand Shah.
Bhim Shroff Chawl,
BOMBAY 2

---

**જોઇએ છીએ:**—બહારગામથી રૂ. ઉન. અનાજ. કઠોળનો ખરીદ કરવાની નોકરી આફ્રિકા બરમા, કલકત્તા, મુંબઇ પંજાબ, ગુજરાત, કાઠીઆવાડમાં સારી રીતે મુસાફરી કરી, વેપારનો સારો અનુભવ મેળવેલ છે. ઇંગ્રેજી, સ્વાહીલી, ગુજરાતિ, હીંદી ભાષા સાથે ઇંગ્રેજી ગુજરાતીમાં પત્ર વ્યવહાર, નામું અને ઓફીસને લગતા દરેક સારી માહેતી છે. ઓળખાણ પણ આપવામાં આવશે. પત્ર વ્યવહાર C/o

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર.

---

---



---

## અન્ય ચેમ્બરો.

### હિંદી રેલ્વે ઉતારૂઓની મંડળીની સભા.

### ત્રીજા વર્ગમાં મુસાફરી કરી અનુભવ લેવાની આગેવાનોને અપીલ.

હીંદી રેલ્વે ઉતારૂઓની મંડળીની ખાસ સભા પ્રમુખ મી. લલ્લુભાઇ શામળદાસની ગેરહાજરીમાં મી. એલ. રોયસ પટના પ્રમુખપણા નીચે મળી હતી. મંડળીના સેક્રેટરી મી. જીવરાજ ગોકળદાસ નેણસીએ તેનો ગયા પાંચ વર્ષનો હિસાબ અને રીપોર્ટ બહાર રાખવાની દરખાસ્ત કરી હતી.

### મી. જીવરાજ નેણસીનું ભાષણ.

આપની સમક્ષ આ મંડળીનો છેલ્લા પાંચ વર્ષનો રીપોર્ટ રજુ કરતાં મને ઘણો હર્ષ થાય છે. છેલ્લા પાંચ વર્ષોમાં આ મંડળીએ બની શકિત પ્રજાની સેવા બજાવી છે. લોકમત કેળવવા માટે ગુજરાત, કાઠીઆવાડ, તેમજ સીંધના મુખ્ય શહેરો તેમજ ગામડાંઓમાં જાહેર સભાઓ ભરવામાં આવી હતી એટલુંજ નહિં પણ નડિઆદ, સુરત, તથા આણંદ ખાતે રેલ્વે પરિષદો પણ ભરવામા આવી હતી. આ મંડળની સ્થાપના થયા પછી કલકત્તા અને મદ્રાસ ખાતે રેલ્વે ઉતારૂઓની મંડળીઓ સ્થાપન થઇ છે અને કરાચી, અમદાવાદ, ડાકોર, આણંદ, પેટલાદ, ઉમરેઠ, દરશા, મહુવા અને અડાય ખાતે શાખાઓ ખોલવામાં આવી છે. રેલ્વે ઉતારૂઓને

જુલમ ખમવો પડે છે અને ખાસ કરીને ઢોરના ડબામાં જનાવરોને પુરવામાં આવે છે તે તરફ પોતાનો તિરસ્કાર બતાવવા મુંબઇ, ગુજરાત, મહારાષ્ટ્ર, પંજાબ, મદ્રાસ, સીંધ વગેરે ભાગોમાં મળેલી પરિષદોએ તેમજ કલકત્તામાં મળેલી ધી ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસે ખાસ ઠરાવો પસાર કર્યા હતા. હિંદુસ્તાનની જુદી જુદી રેલ્વેઓ ઉપર ઉતારૂ વર્ગને શું શું મુશ્કેલીઓ નડે છે, તેમજ જુદી જુદી રેલ્વે કું. ઓએ ઉતારૂઓ માટે કેવી સગવડો રાખી છે, તેનો જાતિ અનુભવ લેવા માટે મારે બંગાળ, પંજાબ, સીંધ, કાઠિયાવાડ, તથા મદ્રાસ તરફ જવું પડયું હતું, અને જ્યાં જ્યાં સુધારાઓની જરૂર જણાઇ હતી ત્યાં તે બાબત તે તે રેલ્વે અમલદારોનું ધ્યાન ખેંચી સુધારા કરાવવામાં આવ્યા હતા. છેલ્લાં પાંચ વર્ષોમાં રેલ્વે કુંપનીઓએ ઘણીએ વખત આ મંડળીની સલાહ તથા મદદ માંગી હતી. જે વખતોવખત આપવામાં આવી હતી. પણ મારે જણાવવું જોઇએ કે, પ્રજાની વ્યાજબી માગણીઓ તરફ ઘણી વખતે રેલ્વે કુંપનીઓએ દાદ આપી નથી જે દિલગીરી ભરેલું છે. ના. સરકાર તરફથી નીમાયેલી રેલ્વે કમીટી તેમજ ડેક પેસેન્જર્સ કમિટી સમક્ષ જુબાની આપવા આ મંડળને આમંત્રણ કરવામાં આવેલું હતું. પરંતુ મુંબઇ સરકાર રેલ્વેઓને લગતાં પુસ્તકો તેમજ સરકયુલરો વગેરે આપવા ના પાડી. છે તે વખતે હીંદી સરકારે નીમેલી રેલ્વે કમીશનની સુચના મુજબ દરેક પ્રાંતમાં એડવાઇઝરી કમિટી નિમાશે ત્યારે કમતીમાં કમતી બે પ્રતિનિધિઓ આ મંડળના તેમાં નિમવા જોઇએ કે જેથી ઉતારૂ વર્ગની શું શું ફરિયાદો છે તે કમીટી સમક્ષ રજુ કરી યોગ્ય સુધારાઓ દાખલ કરી શકાય. આ મંડળમાં હાલમાં ૯૩ પેટ્રનો, ૯૬ જીંદગી સુધી સભાસદો, ૯૬ સાધારણ સભ્યો અને ૮ ઓનરરી સભાસદો મળી કુલ ૨૯૩ સભાસદો છે.

દિલગીરી સાથે જણાવવું જોઇએ કે મુંબઇના વેપારી ભાઇઓ–જેઓનો દર વર્ષે લાખો રૂપીઆનો માલ રેલ્વે રસ્તે આવે છે તેઓ માલ કમી આવવાથી, ચોરાઇ જવાથી, ગેરવલ્લે જવાથી, કે ભાવ ફેરની ભૂલને લઇને હજારો રૂપીઆનું નુકસાન થાય છે તે તેઓ સહન કરે છે. પરંતુ પ્રજાને ન્યાય અપાવવા લડત ચલાવવા બંધારણપૂર્વક કામ કરતી સંસ્થાને તેઓએ જોઇએ એટલી મદદ હજી કરી નથી. વેપારી વર્ગે ખાસ કરીને આ મંડળમાં જોડાવાની ખાસ જરૂર છે. હાલમાં આ મંડળને વાર્ષિક મદદ તરીકે ૬ થી ૭ વેપારી મંડળો મદદ કરે છે. મુંબઇમાં બીજાં અનેક મંડળો છે. તેમણે આ મંડળમાં જોડાવું જોઇએ આટલા વર્ષોથી હિંદી પ્રજા મુસાફરીમાં ત્રાસ અને અન્યાય ખમે છે તેનું ખરૂં કારણ તો મને એ લાગે છે કે પ્લેટફોર્મ ઉપર બોલનારા, જાહેર જીવન ગાળનારા, આગેવાન થવાનો દાવો કરનારા, દેશ નેતાઓ તેમજ ધારાસભામાં જનારા ભાઇઓએ ત્રીજા વર્ગોમાં મુસાફરી કરનારા હિંદી ભાઇઓ તરફ જોઇએ એટલી કાળજી બતાવી નથી, યા તપાસ કરી નથી, કેટલાક આગેવાનોને તો તપાસ કરવાની ફુરસદ પણ હોતી નથી. હિંદના નેતાઓ અને આગેવાનોની માત્ર જીભની સહાનુભુતિથી આ મુશ્કેલીઓ દૂર થઇ શકે એમ નથી. મરહુમ ઓ. સર ફીરોજશાહ મેતા, મી. હસન ઇમામ, મહાત્મા ગાંધીજી, મીસીસ સરોજીનિ નાઇડુ અને મી. એન્ડ્રુસ જેવાઓએ જાતે રેલ્વે મુશ્કેલીઓ જોઇ છે અને જાહેર પત્રોમાં તે બાબત છપાઇ ગઇ છે, જયારે આવા નામાંકિત ભાઇઓ અને બ્હેનોને રેલ્વેમાં ત્રાસ ભોગવવા પડે છે તો પછી અજ્ઞાન અને કાયદા નહિં જાણનારા મારા હિંદી ભાઇઓ તથા બ્હેનોની શું હાલત હશે, તે તમો

ભાઈઓજ વિચારી લેશો. જ્યાં સુધી ઇંગલાંડ આપણા અમેરીકાની માફક તથા દેશ નાયકો તેમજ આગેવાનો ત્રીજા વર્ગમાં મુસાફરી કરી જાતિ અનુભવ મેળવી લડત નહિ ચલાવે ત્યાં સુધી વર્ષોના પોકારો છતાં રેલ્વે કું. અને ના. સરકારની કાર્ય પદ્ધતિ બદલાશે નહિં. કેટલીક વખત તો રેલ્વે કું.ઓ ઉતારૂઓને ન છાજતી રીતે અને હિંદી પ્રજાનું અપમાન થાય તેવા જવાબો આપે છે. મારે કબુલ કરવું જોઇએ છે કે છેલ્લાં પાંચ વર્ષોમાં વડી ધારાસભામાં ઑ. મી. મનમોહનદાસ રામજી, ઑ. મી. જમનાદાસ દ્વારકાદાસ, ઑ. મી. લલ્લુભાઇ શામળદાસ, ઑ. મી. એન એમ. જોશી તેમજ ઑ. મી. જીણાએ રેલ્વે મુસાફરો માટે ઠીક લડત ચલાવી હતી. પરંતુ માત્ર ધારાસભામાં ઠરાવો પસાર થાય તેથી કાંઇ દેશને વધુ ફાયદો નથી. પરંતુ આવાં મંડળો મારફત પ્રજાની સાથે મળીને જો ઠરાવો રજુ કરવામા આવે તો આખી પ્રજા તે ઠરાવને પોતાનો ટેકો આપવા તૈયાર થાય અને તે માટે તેવા ભાઇઓએ આવાં મંડળોમાં પોતે સામેલ થઇ તેને પોતાની સલાહ તથા અનુભવનો લાભ આપનાની જરૂર છે. મને આશા છે કે આવતા વર્ષે આપણે ભેગા મળીએ તે અગાઉ આ મંડળ કાંઈ વધુ સંગીન કાર્ય પ્રજા સમક્ષ રજુ કરવા સમર્થ થશે. અને તેમ કરવામાં વેપારી પ્રજા તેમજ દેશના આગેવાનોને મદદ કરવા પોતાની ફરજ સમજશે ઉતારૂ વર્ગની મુશ્કેલીઓ ઘણા વર્ષથી ચાલી આવે છે તેમાં જોઇએ એટલા સુધારા થયા નથી. તે છતા ઉતારૂઓની મુસાફરીના દરો વધતો જાય છે તે માટે પ્રજાપોકારની કાંઇ પણ અસર રેલ્વે કું. ના બહેરા કાનન થતી નથી. વડી ધારાસભામાં રેલ્વેના ભાવો ઘટાડવા માટે રજુ થયેલી દરખાસ્ત છતાં પણ મુંબઇના પરાંઓની ટીકીટોના ભાવો વધતાજ જાય છે. મને ખબર મળી છે તે જો ખરી હોય તો મુંબઈ સરકારની મનાઇ છતાં હિંદી સરકારની રજા થીજ જી. આઈ. પી. તેમજ બી. બી. એન્ડ સી આઇ રેલ્વે કું ઓએ સીઝન ટીકીટના ભાવો વધાર્યા છે, જ્યારે વિલાયની રેલ્વેઓ તેમજ સ્ટીમર કુ. ઓએ પોતાના ભાવો ઘટાડયા છે. પ્રજાએ તેની સામે પ્રોટેસ્ટ કર્યો અને રેલ્વે અમલદારોને મળવા માટે ડેપ્યુટેશનો નીમ્યાં તો પ્રજાના ડેપ્યુટેશન ને મળવા માટે પણ જી. આઇ પી. રેલ્વેના એજન્ટોને ઠીક ન લાગ્યું. જ્યાં આવી નમુનેદાર સભ્યતા રેલ્વે કું. હિંદમાં બતાવતી હોય વખતે સ્વમાન જાળવનારી હિંદી પ્રજા તથા તેમના આગેવાનો આવું અપમાન કેટલો કવખત સુધી સહન કરશે. રેલ્વે કું. દસ માણસોની જગાએ ૨૫-૩૦ ઉતારૂઓને બેસાડી ત્રણગણો નફો કરે છે પ્રજા જાણે છે કે તેમ કરવું તે કાયદાની વિરૂદ્ધ છે છતાં પણ રેલ્વે કું. ઓની મુશ્કેલીઓ ધ્યાનમાં લઇ પોતે હાડમારી સહન કરે છે. તેના બદલામાં રેલ્વે અમલદારો આવો અપમાનકારક જવાબ આપે એ રેલ્વે કું. ને શરમભરેલુ છે. હવે તો પ્રજાએ પોતાના હકો માટે એકત્ર થઇ લડત ચલાવવાની જરૂર છે. ન મળે હિંદીઓ માટે સ્ટેશને પાણીની સગવડ, કે ન મળે ખાવા માટે ઉત્તમ ભોજનગૃહો, ન મળે વેઇટીંગ રૂમો; કે ન મળે સારા જાજરૂઓ; સારૂં બધુંજ યુરોપીઅનો માટે હોય છે. ત્રીજા વર્ગની કમાણી ૯૦ ટકા જેટલી છે તેમને ભોગે પહેલા અને બીજા વર્ગના ઉતારૂઓને સગવડો અપાય છે તે હવે મળવીજ ન જોઇએ અને ત્રીજા વર્ગના ઉતારૂઓને તે મળવી જોઇએ તે માટે લડત ચલાવવાનીપ્રજાની ફરજ છે. મને આશા છે કે પ્રજાના હકો માટે લડવ કરવા આ મંડળ પોતાથી બનતું કરશે. તેમાં તેને યોગ્ય મદદ પ્રજા તરફથી મળશે.

બાદ રીપોર્ટ તથા કમીટીએ કરેલી સુચનાઓ બહાલ રાખી પ્રમુખનો ઉપકાર માની સભા વીસરજન થઇ હતી.

---

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

# પુછપરછ.

ઝેકોસ્લોવાકયાની કારબોરન્ડમ એંડ ઇલેકટ્રીક વર્કસ તરફથી ફેડરેશન ઓફ ઝેકોસ્લોવા મેન્યુફેકચરર્સે કારબોરન્ડમ અને ઇલેકટ્રાઇટ આયાત કરનારાઓનાં નામ ઠામ માગ્યાં છે એ વીશે વધારે વીગત ઝેકોસ્લોવાકીયાના રાજ્ય તરફના મુંબઇ ખાતેના કોન્સલ પાસેથી મળી શકશે.

---

# નવા છ ટકા વ્યાજનાં પોસ્ટલ સરટીફીકેટ.

---

## સરકારી કરથી મોકળાં રહેશે.

---

હીંદી સરકાર તા૦ ૨ જી એપ્રીલથી પાંચ વરસની મુદત માટેના પોસ્ટલ કેશ સરટીફીકેટ નવાં કહાડશે અને તેનું વ્યાજ છ ટકા લેખે રહેશે. નાણાં આપવાનાં તથા પાકવાનાં નીચે પ્રમાણે છેઃ—

| પાકવાની રકમ | તે માટે આપવાની રકમ |
|---|---|
| રૂ. ૨૦ | ૧૫ |
| રૂ. ૫૦ | ૨૭ાા |
| રૂ. ૧૦૦ | ૭૫ |
| રૂ. ૫૦૦ | ૩૭૫ |

હાલમાં જે સરટીફીકેટો છે તેની ઉપર પણ એ તારીખથી એજ પ્રમાણે છ ટકા લેખે નાણાં આપવામાં આવશે એના વ્યાજ ઉપર સરકાર આવક વેરો લેશે નહી. વળી સરટીફીકેટની મુદત પુરી થવા અગાઉ કોઇપણ વેળા એનાં નાણાં તેટલા વખતના વ્યાજ સાથે મેળવી શકશે. હાલ જેમની પાસે કેશ સરટીફીકેટ હોય તેઓ તેની અગાઉ જાહેર કર્યા મુજબની કીંમત પાછી લઇને આ નવા કેશ સરટીફીકેટોમાં એ નાણાં રોકી શકશે.

---

# વેપારી ખબરો.

માલના ભાવ કસ્ટમ્સની જકાત માટે કેવી રીતે ગણવા તેના સંબંધમાં આસ્ટ્રેલીઆની સરકારે જાહેર કર્યું છે કે તા. ૧૦ મી અકટોબર ૧૯૨૨થી માલની ઉપર જકાત કીંમતના પ્રમાણમાં ગણવામાં આવશે અને માલ નીકાશ કરનારા દેશમાં સ્થાનીક વપરાશ માટે જે ભાવ હોય તે તથા આયાત થતી વેળા બંદર ઉપર આવેલા માલનો ખરીદભાવ જે હોય તે એમાંથી જે વધારે હશે તે ભાવથી કીંમત અંકાશે. અત્યાર સુધી ગોઠવણ જુદી હતી અને તે એવી હતી કે એ માલ આસ્ટ્રેલીયામાં વાપરનારાઓ જે ભાવે ખરીદે તે કરતાં વીસ ટકા વધારે કીંમત ગણાતી હવે એ ગોઠવણ રદ કરવામાં આવી છે.

---

# દેશ સેવા—Our Mission




દરેક દેશની પ્રજા નાણું સાચવવાની ટેવ ગ્રહણ કરી આગળ વધી છે.

હીંદુસ્થાનમાં પણ તે ટેવ દાખલ કરી આપણા દેશની ઉન્નતી થાય તે વિચારથી સેંટ્રલ બેંક ઓફ ઈંડીયા લીમીટેડની હોમ સેવીંગ સેફની યોજના પ્રજાના સનમુખ રજુ કરવામાં આવી છે.

ભારત માતાની કાંઇક સેવા બજાવવાના ઉત્તમ હેતુથી અને પ્રજાને પોતાનું હાલનું નાણું સાચવવાનું એટલું સાધન મળી શકે એ ધારણાથી આ યોજના રચાઈ છે તેનો લાભ મેળવો.

આ તમારા લાભની વાત છે. બેંકને તો નાની રકમનાં ખાતાઓમાં વધુ તકલીફ ઉઠાવવી પડે છે.

સો. ન. પોંચખાનાવાલા.
મેનેજીંગ ડીરેકટર.

# વેપારી આંકડા.

## (૧) સુતરની પ્રાંતવાર પેદાશ (લાખ રતલ.)

| પ્રાંત. | નવેંબરમા ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ | એપ્રીલથી નવેંબર ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ |
|---|---|---|---|---|---|---|
| મુંબઇ .... ... | ૩૮૪ | ૩૫૭ | ૪૨૯ | ૩૦૬૫ | ૩૨૫૯ | ૩૩૨૦ |
| મદ્રાસ ... .... | ૩૦ | ૪૨ | ૪૬ | ૨૭૧ | ૨૭૫ | ૩૫૯ |
| બંગાલ ... ... | ૨૯ | ૨૭ | ૨૪ | ૨૧૭ | ૨૨૨ | ૨૦૨ |
| સંયુક્ત પ્રાંતો ... | ૩૧ | ૩૫ | ૩૭ | ૨૩૪ | ૨૬૫ | ૨૭૦ |
| અજમેર-મેવાડ ... | ૨ | ૨ | ૨ | ૧૨ | ૧૭ | ૧૫ |
| પંજાબ ... ... | ૨ | ૩ | ૨ | ૧૮ | ૨૧ | ૨૦ |
| દીલ્હી ... ... | ૩ | ૨ | ૩ | ૨૫ | ૧૭ | ૨૫ |
| અન્ય પ્રાંતો તથા બીરાર. | ૨૫ | ૨૭ | ૨૬ | ૨૦૨ | ૨૧૯ | ૨૧૨ |
| દેશી રાજ્યો ... ... | ૪૦ | ૩૩ | ૩૩ | ૨૫૩ | ૨૫૯ | ૨૮૧ |
| કુલ .. .... | ૫૩૯ | ૫૩૧ | ૬૦૫ | ૪૩૦૧ | ૪૫૫૭ | ૪૭૦૫ |

## (૨) સુતરની નંબરવાર પેદાશ તથા આયાતની સરખામણી (લાખ રતલ).

| | નવેંબરમા ૧૯૨૨ પેદાશ | ૧૯૨૨ આયાત | ૧૯૨૧ પેદાશ | ૧૯૨૧ આયાત | એપ્રીલથી નવેંબર ૧૯૨૨ પેદાશ | ૧૯૨૨ આયાત | ૧૯૨૧ પેદાશ | ૧૯૨૧ આયાત |
|---|---|---|---|---|---|---|---|---|
| નં. ૧ થી ૨૫ | ૫૪૮ | ૧૦ | ૪૭૮ | ૭ | ૪૨૨૩ | ૬૩ | ૪૦૭૩ | ૩૧ |
| ,, ૨૬થી ૪૦ | ૫૫ | ૨૦ | ૫૧ | ૩૨ | ૪૬૫, | ૨૩૨ | ૪૬૪ | ૧૯૩ |
| ,, ૪૧ અને વધારે | ૧ | ૬ | ૧ | ૧૧ | ૧૫ | ૪૭ | ૧૬ | ૫૮ |

## (૩) કાપડની પેદાશ તથા આયાતની સરખામણી. (લાખ વાર)

| | જાત | નવેંબર ૧૯૨૨ | ૧૯૨૧ | એપ્રીલથી નવેંબર ૧૯૨૨ | ૧૯૨૧ |
|---|---|---|---|---|---|
| કોરાં તથા ધોયેલાં કાપડ | પેદાશ | ૧૦૮૨ | ૮૫૬ | ૮૯૭૪ | ૮૪૮૭ |
| .... ... | આયાત | ૧૨૨૦ | ૧૧૨૨ | ૮૫૩૯ | ૬૩૩૩ |
| રંગીન કાપડ | પેદાશ | ૪૨૦ | ૩૧૭ | ૩૦૦૪ | ૩૧૨૬ |
| ... ... | આયાત | ૨૭૦ | ૧૩૫ | ૧૩૬૧ | ૮૮૬ |

## (૪) કાપડ સુતરનો ઉદ્યોગ. (લાખ રતલ)

| | નવેંબર ૧૯૨૨ | નવેંબર ૧૯૨૧ | અકટોબર | એપ્રીલથી નવેંબર ૧૯૨૨ | એપ્રીલથી નવેંબર ૧૯૨૧ | એપ્રીલથી નવેંબર ૧૯૨૦ |
|---|---|---|---|---|---|---|
| સુતરની પેદાશ | ૬૦૫ | ૫૩૧ | ૫૮૬ | ૪૭૦૫ | ૪૫૫૭ | ૪૩૦૧ |
| કાપડની પેદાશ | ૩૬૨ | ૨૮૮ | ૩૧૨ | ૨૬૬૦ | ૨૭૦૬ | ૨૫૧૧ |

## (૫) કાપડની પ્રાંતવાર પેદાશ. ( આગષ્ટ માસમાં.)

| પ્રાંત. | કીંમત (લાખ રૂપીઆ.) ૧૯૨૧ | કીંમત (લાખ રૂપીઆ.) ૧૯૨૨ | વજન (લાખ રતલ.) ૧૯૨૧ | વજન (લાખ રતલ.) ૧૯૨૨ | લંબાઇ (લાખ વાર.) ૧૯૨૧ | લંબાઇ (લાખ વાર.) ૧૯૨૨ |
|---|---|---|---|---|---|---|
| મુંબઇ .... .... | ૩૪૯ | ૪૩૮ | ૨૨૨ | ૨૯૦ | ૯૪૧ | ૧૨૫૦ |
| મદ્રાસ .... ... | ૧૬ | ૨૦ | ૧૦ | ૧૪ | ૩૨ | ૪૪ |
| બંગાલ ... .... | ૪ | ૩ | ૨ | ૧ | ૧૨ | ૯ |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૪ | ૧૬ | ૧૦ | ૧૧ | ૩૪ | ૪૦ |
| અજમેર મેવાડ .. | ૨ | ૧ | ૧ | ૧ | ૫ | ૩ |
| દીલ્હી ... ... | ૨ | ૩ | ૧ | ૨ | ૩ | ૭ |
| સંયુક્ત પ્રાંતો તથા બીરાર | ૨૨ | ૨૧ | ૧૪ | ૧૪ | ૫૪ | ૫૦ |
| દેશી રાજ્યો ... | ૨૨ | ૨૨ | ૨૫ | ૨૭ | ૮૯ | ૯૬ |
| કુલ ... | ૪૩૪ | ૫૨૭ | ૨૮૮ | ૩૬૨ | ૧૧૭૪ | ૧૫૦૩ |

એપ્રીલથી નવેંબર

| પ્રાંત | કીંમત (લાખ રૂપયા) ૧૯૨૧ | કીંમત (લાખ રૂપયા) ૧૯૨૨ | વજન (લાખ રતલ) ૧૯૨૧ | વજન (લાખ રતલ) ૧૯૨૨ | લંબાઇ (લાખવાર) ૧૯૨૧ | લંબાઇ (લાખવાર) ૧૯૨૨ |
|---|---|---|---|---|---|---|
| મુંબઇ | ૩૪૬૧ | ૩૨૨૦ | ૨૨૧૩ | ૨૦૮૬ | ૯૮૩૬ | ૯૩૨૫ |
| મદ્રાસ | ૧૦૫ | ૧૫૯ | ૬૫ | ૧૦૩ | ૨૧૦ | ૩૨૪ |
| બંગાલ | ૪૬ | ૪૫ | ૨૯ | ૨૮ | ૧૪૨ | ૧૩૬ |
| સંયુક્ત પ્રાંતો | ૧૦૫ | ૧૧૭ | ૭૫ | ૫૮૨ | ૨૪૬ | ૨૮૫ |
| અજમેર–મેવાડ | ૨૦ | ૧૪ | ૧૪ | ૧૦ | ૫૨ | ૩૯ |
| પંજાબ | ૧ | .... | ... | .... | ૨ | ૧ |
| દીલ્હી | ૯ | ૨૬ | ૬ | ૧૭ | ૧૫ | ૫૧ |
| મધ્યપ્રાંતો–બીરાર | ૧૬૮ | ૧૬૬ | ૧૧૦ | ૧૦૯ | ૪૧૭ | ૪૧૨ |
| દેશી રાજ્યો | ૧૬૫ | ૧૮૬ | ૧૯૧ | ૨૧૯ | ૬૮૯ | ૧૪૦૦ |
| કુલ | ૪૦૮૨ | ૩૯૩૬ | ૨૭૦૬ | ૨૬૫૯ | ૧૧૬૧૩ | ૧૧૯૭૮ |

ધા બે.એ. ટાઇલ માટે ૨૧, [illegible], ફોર્ટ મુંબઇ.

### તા. ૩૦-૧૨-૧૯૨૨ ને દીને જુદે જુદે ઠેકાણે સરકારી વખારોમાં પડેલો માલ.

| | | બંગાલ | મુંબઇ | સીંધ | મદ્રાસ | બરમા | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| કાપડ કોરૂં (વાર) | હજાર વાર | ...... | ૧૭૨૯ | ...... | ...... | ૧૬ | ૧૭૪૫ |
| ,, ધોયેલું ,, | ...... | ...... | ૧૧૭૨ | ...... | ...... | ...... | ૧૧૭૨ |
| ,, રંગીન ,, | ...... | ...... | ૧૧૧૯ | ૩૬ | ...... | ૯૮ | ૧૨૫૪ |
| એલ–બીર–પોર્ટર | હજાર ગેલન | ૪૧ | ૧૮ | ૮૫ | ...... | ૫ | ૧૫૦ |
| બ્રાંડી | ...... | ૨૨ | ૧૧ | ૭ | ૧૧ | ૬ | ૫૮ |
| જીન | ...... | ૩ | ૩ | ૧ | ૨ | ૨ | ૧૪ |
| લીકર | ...... | ૩ | ...... | ...... | ...... | ...... | ૪ |
| રમ | ...... | ૨૫૩ | ૩ | ...... | ...... | ૯ | ૨૬૬ |
| વ્હીસ્કી | ...... | ૬૩ | ૨૩ | ૨૪ | ૧૩ | ૫ | ૧૨૯ |
| બીજા સ્પીરીટ | ...... | ૧૯ | ૭ | ૧૦ | ૯ | ...... | ૪૭ |
| વાઇન | ...... | ૧૮ | ૧૬ | ૪ | ૧ | ૩ | ૪૫ |
| કેરોસીન તેલ | હજાર ગેલન | ૪૫૬ | ...... | ...... | ...... | ...... | ૪૫૬ |
| નીમક | હજાર ટન | ૧૫૧ | ...... | ...... | ...... | ૧૬ | ૧૬૮ |
| રેશમી કાપડ | હજાર વાર | ...... | ૬ | ...... | ...... | ...... | ૬ |
| ખાંડ | હજાર ટન | ૨ | ૨૨૭ | ૮ | ...... | ૧ | ૨૩૯ |
| તંબાકુ | હજાર રતલ | ૬૫૮ | ૩૩૪ | ૯૮ | ૫૦ | ૧૮૬ | ૧૧૨૩ |




# સાનમેટો.

# SANMETTO.

આ દવા પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની જીવનશક્તિ વધારનાર એક ઉત્તમ દવા. રીકે આખી દુનીઆના પ્રખ્યાત દાક્તરો અને વૈદો મુત્રવ્યાધિના અસાધ્ય રોગોને માટે ઘણા વખતથી વાપરે છે. સાનમેટો યકૃત તથા જનનેંદ્રિય અને મુત્રાશયના રોગો માટે ઘણુંજ ઉપયોગી છે; તે લેવાથી પિશાબ સ્વચ્છ અને સાફ આવે છે. મુત્રાશયના મોં આગળના ભાગ ઉપર 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ' નામની એક નાની ગાંઠ હોય છે, તે ઘણું કરીને વૃદ્ધાવસ્થામાં મોટી થઈ જાય છે અને તે કારણથી પિશાબ સાફ આવવામાં ઘણી અડચણ આવે છે તથા રાત્ર દિવસ ઘડી ઘડી પિશાબ કરવાની શંકા થાય છે; આવી સ્થિતિમાં સાનમેટોના જેવી બીજી એક પણ દવા નથી. સાનમેટો સ્ત્રીઓના ગર્ભાવસ્થાના કાળ વખતે થતા રોગોની અંદર પિશાબ ઘણીજ ગરમ, બળત્રા થતી અને ઘણી વખત થાય છે એવા મુત્રાશયને લગતા વ્યાધિમાં બહુ ફળદાયક છે. વળી નાનાં બચ્ચાંઓ ઉંઘમાં બિછાનામાં પિશાબ કરી નાંખે છે તે રોગમાં ઘણું ઉપયોગી છે, તથા સ્ત્રી પુરૂષને પિશાબમાં થતી હરેક પ્રકારની અડચણ તથા બળતરા દુર કરે છે. આ ઉત્તમ દવા પ્રમેહ અને વિપ્રમેહના રોગ માટે ઘણા વખતથી વપરાય છે. સાનમેટો પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની શિથિલતા તથા દુર્બળતાને લગતા હરેક વિકારને માટે વિશેષ ફળદાયી છે તથા અશક્ત અને વિર્યહિન થયેલી ઇંદ્રિને તાકાદ આપી સ્ત્રી પુરૂષને નવી જુવાની બક્ષે છે.

## સાનમેટો રોગને અટકાવનારી દવા તરીકે.

ઘણાખરા લોકો જનનેંદ્રિયને રોગમાંથી બચાવવાને અને સારી તંદુરસ્તીમાં રાખવાને ઘણુંજ થોડું લક્ષ આપે છે. કોઇ પણ માણસ પરસેવા અથવા તો આંતરડાંની હીલચાલ વગર થોડા વખત લગણ જીવી શકે છે પણ જો જનનેંદ્રિય ૨૪ થી ૪૮ કલાક કામ કરતી બંધ પડે તો ઘણુંજ દુઃખ અને ઈજા થઇ આવે છે કારણ કે ઘણોજ ઝેરી કચરો જે મુત્ર વાટે બહાર નીકળી જવો જોઇએ તે રહી જાય છે; અને તેથી જનનેંદ્રિયના સઘળા અગત્યના કામ કરતાં કબજીઆતથી છુટા થવાને અને આંતરડાંની ઇજા વગર હીલચાલ માટે ઘણું વિચારવામાં આવે છે. જો હમેશ મુત્ર ઘણું વધારે અથવા થોડું નીકળે અથવા ઘણો વખત અથવા જોઇએ તે કરતાં ઓછી વખત નીકળે; જો મુત્રમાં કાંઇ કચરો હોય અથવા ભુરાસ પડતું અને પારદર્શક નહિ હોય અથવા લોહીવાળું હોય; જો મુતથી તણખ મારતી હોય કે ઈજા થતી હોય અથવા ટીપાં પડતાં હોય; જો મુત્રાશયની કોથલી આગળનો ભાગ પુરો ભરેલો છે એમ લાગતુ હોય, અને તે કાઢવાને પુરી શકિત નહિ હોય; જો કોઇને રાત્રે મુત્રને માટે વારંવાર ઉઠવું પડતું હોય; જો જનનેંદ્રિય ઉઘાડી રહેવાથી ઠંડી લાગી હોય તેથી ઇજા થતી હોય તો આ દરેક માટે એક અથવા બે ચમચા દહાડામાં જમ્યા અગાઉ અથવા પછી અને રાત્રીના સુતા વખત મળી ત્રણ ચાર વાર સાનમેટો લેવા ભુલવું નહિ.

આથી જનનેંદ્રિયને ભવિષ્યમાં ઈજાથી બચાવી દેશે અને આખી સીસ્ટમ બરાબર ચાલુ રહેશે. તે જનનેંદ્રિયને પુરેપુરી મુત્રથી ખાલી કરીને મજબૂત કરશે અને જનનેંદ્રિયમાં ખરાબ મુત્ર રહેવાથી ધીમી ફરી સિસ્ટમને દૂર કરશે

સાનમેટો ફક્ત આઠ ઔંસની બાટલીમાં વેચાય છે. દરેક બાટલીની કિંમત ત્રણ રૂપિઆ અને આઠ આના. દવા વેચનાર કેમિસ્ટ અથવા ડ્રગિસ્ટને ત્યાંથી છુટક તથા જથ્થાબંધ મળશે. કોઇ પણ કારણથી ન મળી શકે તો અમને લખી જણાવવાથી તરત મોકલવામાં આવશે.

**ઓડી. કેમીકલ કુંપની, ૬૧, બૅરો સ્ટ્રીટ, ન્યુ યૉર્ક—અમેરિકા.**

**Od. CHEM. CO., 61 Barrow Street NEW YORK.**

# ટુંકી જાહેર ખબરો.

# ઘણીક અમેરીકન તીજોરીઓ

# કચરા જેવી હોય છે એવું અમેરીકનોજ કહે છે.

—— :o: ——

વેલાતી બનાવટની તીજોરીઓ આગમાં કેની ટકે છે. તેનો હીસાબ ગોદરેજે પ્રજાને આપ્યો છે. કોટની ઇવર્ટ લેથમની આફીસની આગમાં અને કાપડ બજારની મોટી આગમાં જુદા જુદા મેકરોની સંખ્યાબંધ તીજોરીઓમાં સઘળું બળી ગયું તેની ખબર મેળવવા પછી ઇવર્ટ લેથમવાળાઓએ તેમજ સર સાસુન જે૦ ડેવીડ પોતાની હજારોની કીમતની વેલાતી મોટા જાણીતા મેકરોની તીજોરીઓ લીલાઉથી વેચી નાખી તેની જગ્યાએ ગોદરેજની તીજોરીઓ ખરીદી હતી.

હીંદુસ્તાન અને બરમાની સેવીંગ બેંકો માટે સરકારને ૩૭૨ તીજોરી જોઇતી હતી ત્યારે જુદા જુદા મેકરોની તીજોરીઓ આગમાં નાખી તપાસ કરી અને ફકત ગોદરેજ નીમાં કાગળો સલામત રહેવાથી આખો ૩૭૨ તીજોરીનો ઓડર ગોદરેજને આપ્યો હતો.

અમેરીકામાં સાન ફ્રાનસીસકોમાં થોડાં વરસ ઉપર મોટી આગ થઇ હતી અને હજારો ઘર બળી ગયાં હતાં. તે આગમાં અમેરીકન તીજોરીઓએ જે દેખાવ કર્યો તે વિષે લખતાં અમેરીકાનું હુન્નર ઉદ્યોગને લગતું સૌથી આગેવાન ચોપાન્યું નામે સાયન્ટીફીક અમેરીકન તા૦ ૨૬ મી મે ૧૯૦૬ ના અંકમાં નીચે મુજબ કહે છે :—

"મોટી દલગીરી સાથે કહેવું પડે છે કે, સાન ફ્રાનશીસકોની આગથી ઘણાક મેકરોની ફાયરપ્રુફ હોવાથી ગેરંટી સાથ લખી વેચેલી તીજોરીઓ કચરા સમાન પુરવાર થઇ છે. અમારી જાણમાં એવી વાત આવી છે કે એ બળી ગયલી તીજોરીઓ જો કે લાકડાંની પેટી કરતાં વધુ સારી હતી નહીં, તોપણ તેના બનાવનાર યા વેચનારાઓએ ફાયરપ્રુફ હોવાની મોટી મોટી વાતો કરીને વેચી હતી. આવી કચરા જેવી ચીજને તીજોરીનું નામ આપી વેચનારાઓનાં કારખાનાં અને દુકાનો સરકાર હમેશ માટે બંધ કરાવે એવું અમે ઇચ્છીએ છીએ."

**ગોદરેજનું કારખાનું:—**

(૪) ગેસ કંપની પાસ, પરેલ મુંબઇ.

---

સરકયુલર ના. ૪.

## ધી ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન

# હિંદી પ્રજાને અપીલ.

જોઇએ છે,

દરેક હિંદી રેલ્વે ઉતારૂએ જાણવુ :—

૧. કે જ્યારે એક રેલ્વે કુંપનીનો નોકર અથવા રેલ્વે પોલીસનો માણસ ઉતારૂઓના વર્ગમાં ખીચોખીચ બેસાડવાને સખ્તાઇ વાપરે ત્યારે તેને તેમ કરતો અટકાવવાને કાયદાપૂર્વક હક છે,

૨. કે આ હકના જ્ઞાનનો અજાણ ઉતારૂઓમાં ફેલાવો કરવાની દરેક ભણેલા ઉતારૂની ફરજ છે.

૩. કે પોતીકાને પોતીકા કરતાં ઓછા નસીબદાર ઉતારૂ-ભાઇના સ્વાર્થને ખાતર આ હકનો ઉપયોગ કરવાનો દરેક ભણેલા ઉતારૂની ફરજ છે.

૪. કે હિંદ દરેક તેના બેટા, ને પછી તે પહેલા વર્ગનો કે બીજા વર્ગનો ઉતારૂ હોય, તે જોય કે તેને ત્રીજા વર્ગના ઉતારૂઓ તરફ વાજબી રીતે વર્તવામાં નથી આવતું તો તેની મદદે જવા આશા રાખે છે.

૫. કે ઇન્ડિયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન નામની એક મંડળી છે તે કોઇ પણ ઉતારૂને રેલ્વે સામે ફરિયાદ કરવી હોય તો તેને ઉપલી મંડળીના ઓનરરી સેક્રેટરીને ન. ૨૯૧-૨૯૩ બોરા બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ.લખી જણાવવું.

૬. કે દરેક ઉતારૂએ રેલ્વે કાયદાઓ મુસાફરી કર્યા પહેલાં જાણવાની જરૂર છે.

બોરા બજાર સ્ટ્રીટ,
કોટ મુંબઈ,

લી૦ સેવક,
જીવરાજ ગોકલદાસ નેણશી.
ઓ. જો. સેક્રેટરી.

---

# નબળાં બૈરાં માટે.

—:o:—

**આલટ્રેઝ કોરડીયલ રીયો** એજ સ્ત્રીના તમામ દરદોપર અકસીર અને રામબાણ ઇલાજ છે. ખાસ કરીને સ્ત્રીના ગર્ભાશયના તમામ દર્દો દુર કરવાને અચુક શક્તિ ધરાવે છે. બૈરાંના ગર્ભાશયના થવા તમામ દર્દો જેવાં કે **મેનોરીયા, લ્યુકોરીયા, એમનોરીયા** અને એવાંજ દર્દો દુર કરવાની તેમાં અદ્દભુત શકિત છે. નબળી પડેલી અને લોહી વગરની ફીક્કી છોકરીઓ અને ગર્ભવંતી સ્ત્રીઓને ઉપલી ગયેલી શક્તિ પાછી લાવી આપે છે. **આલાટ્રેઝ કોરડીયલ રીયો** ગર્ભાશયના ક્રમને બરાબર ઠેકાણે લાવે છે, અને કસુવાવડ થતી અટકાવે છે. **પીઠમાંનો દુખાવો, પેઢુંમાં થતું દરદ અને કમ્મરમાં થતું અસહ્ય દુઃખ** જે બૈરાંને થતું હોય તેને ઉપલી દવા આપવી. વૈદો તથા ડૉકટરોને ઉપલી દવા ગર્ભાશય સંબંધી દરદોને દુર કરવાને ઘણી અકસીર થઇ પડશે.

જે **બાળાઓ** ૧૧ થી ૧૮ વર્ષની ઉમ્મરની અંદર હોય છે અને જેઓ બાળા મટીને સ્ત્રીની અવસ્થામાં આવતી હોય તો તેને ઉપલી **આલટ્રેઝ કોરડીયલ રીયો** તેઓના અવયવને બરાબર ખીલવવામાં ઘણી ઉપયોગી થઇ પડશે. **દવા લેવાની રીતઃ**—દહાડામાં ત્રણ વખત ચાના એક ચમચા ભર.

—:o:—

# શક્તિની દવા.

**સેલેરીના** જેઓ ઘણા નબળા હોય, જેઓને ઉંઘ આવતી ન હોય, જેને હિસ્ટીરીયા લાગુ પડ્યો હોય, જેને પચતું ન હોય અને જેઓ નબળાઇથી તવાકને ક્ષીણ થઇ ગયા હોય તેઓએ ઉપલી દવા જરૂર લેવી. **દવાની રીતઃ**—જમવા પહેલા અને સુવા જવા એક કલાક આગમજ એક ચાના ચમચાભર દવા લેવી.

**સેલેરીના** લગભગ ૪૦ ( ચાલીસ ) વર્ષ થયાં નબળા પુરૂષોને માટે શક્તિને માટે જગજાહેર થયેલી છે.

ઉપલી **આલટ્રીઝ કોરડીયલ રીયો અને સેલેરીના** હિંદુસ્તાનમાં કોઇપણ આબરૂદાર કેમીસ્ટ, ગાંધી અથવા દવા વેચનાર પાસેથી છુટક અથવા જથ્થાબંધ મળી શકશે. ઉપલી દવાની ઉપર જણાવેલાં દર્દો દુર કરવાની અચળુચ શક્તિને લીધે ઘણાં ધંધાદારી એની નકલ કરવા લાગ્યા છે; માટે જે કોઇબી ઉપલી દવા જ્યારે બી લે ત્યારે એનાપર લગાડેલું લેબલ જેના પર 'રીયો કેમીકલ કું.' નામ લખેલું છે તે વાચવું.

ઉપલી દવાનો જેને બી અજમાયેશ કરવો હોય તેને નીચે ઠેકાણેથી મફત મોકલવામાં આવશે.

THE RIO CHEMICAL Co. રીયો કેમીકલ કું.

79, BARROW STREET, ૭૯, બારો સ્ટ્રીટ,

New York, U. S. A. ન્યુયોર્ક સીટી યુનાઇટેડ સ્ટેટસ, અમેરિકા.

(3)

*Registered No. B.810.*
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

| | રૂ. આ. પા. |
|---|---|
| છુટક નકલ રોકડેથી | ૦—૬—૦ |
| „ „ વી. પી. થી | ૦—૧૦—૦ |

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

| | રૂ. આ. પા. |
|---|---|
| વાર્ષિક લવાજમ મુંબઈ | ૩—૮—૦ |
| „ „ હીંદુસ્તાન | ૪—૦—૦ |
| „ „ પરદેશ | ૪—૧૨—૦ |

અધિપતી—જયસુખલાલ કૃષ્ણલાલ મેહેતા.

પુસ્તક ૧૫ મું. VOL. XV. APRIL 1923. No. 10 એપ્રીલ ૧૯૨૩ અંક ૧૦.

## અનુક્રમણિકા.

**સુચના**—ચેમ્બરની કમીટીએ જાહેર કરેલા ન હોય એવા જે વીચારો આ માસીકમાં દર્શાવવામાં આવે તેને માટે ચેમ્બરની કમીટી જોખમદાર નથી.

આ માસીકને યોગ્ય લેખો લખી મોકલવાનું સર્વને આમંત્રણ છે. અનુકુળ લેખો ઉપકાર સાથે સ્વીકારવામાં આવશે.

---

**આ ચેમ્બરનું નામ ઇન્ડીયન મર્ચન્ટ્સ ચેમ્બર** રાખવામાં આવ્યુ છે. અગાઉ નામમાં "એન્ડ બ્યુરો" શબ્દ હતા તે કાઢી નાખવામાં આવ્યા છે.

---

# હીંદમાં ઉદ્યોગોના રક્ષણ માટે અવકાશ

(ગયા અંકથી ચાલુ.)

## (૧) રેલ્વે માટેનો સામાન.

આનાં આયાતના આંકડા નીચે પ્રમાણે છે:-

ખાનગી આયાત) (લાખ રૂપયા)

| | ડીસેંબર | | જાનેવારી | | એપ્રીલથી જાનેવારી | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| ગાડી-ગાડા | ૫૧ | ૩૫ | ૭૦ | ૪૦ | ૭૬૧ | ૪૪૬ |
| એન્જીનો | ૩૫ | ૨૫ | ૫૨ | ૧૮ | ૧૪૫ | ૧૬૭ |
| પુલનો સામાન | ૩ | ૨ | ૫ | ૧ | ૬૩ | ૨૮ |
| પાટા વગેરે | ૨૦ | ૧૧ | ૨૭ | ૬ | ૧૨૩ | ૧૧૧ |
| લોખંડના સ્લીપર | ૧૩ | ૯ | ૨૦ | ... | ૬૧ | ૧૫૧ |
| લાકડાના ,, | ૬ | ... | ૫ | ... | ૨૩ | ૨૪ |
| કુલ ખાનગી | ૧૨૭ | ૮૬ | ૧૮૭ | ૬૮ | ૧૬૩૦ | ૯૯૫ |
| એમાં ઇંગ્લંડથી | ૧૧૮ | ૮૪ | ૧૭૯ | ૬૩ | ૧૫૮૪ | ૯૩૨ |
| આસ્ટ્રેલીયાથી | ૭ | ... | ૫ | ... | ૨૦ | ૮ |
| (સરકારી આયાત) | | | | | | |
| ગાડી-ગાડા | ૪ | ૩૦ | ૧૦ | ... | ૧૨૨ | ૯૦ |
| એન્જીનો | ૨ | ૧૩ | ૨૦ | ... | ૬૨ | ૧૦૦ |
| પાટા વગેરે | .. | ૨ | ૨ | ... | ૪ | ૨૧ |
| કુલ સરકારી | ૬ | ૪૭ | ૩૩ | ૨ | ૧૯૯ | ૨૧૮ |
| હીંદમાં બનેલા માલની નીકાસ | .. | ... | ... | .. | ૬ | ૨ |

"ઓમાં એમ દેખાય છે કે ખાનગી આયાત ડીસેંબરમાં તેમજ જાનેવારીમા ગયા વરસ કરતાં ઓછી હતી જ્યારે સરકારી આયાત ડીસેંબરમા આગલા વરસ કરતા વધારે અને જાનેવારીમાં છેકજ ઓછી હતી. એ ઘટાડાનુ કારણ એમ લાગે છે કે સરકારી મહેસુલી વરસના આખર મહીના પાસે આવવાથી નવા ઓરડરો આપવામાં ઢીલ થઇ હશે. વળી આ વરસે તો ઇંચકેપ કમીટીએ રેલ્વે માટેનો એકંદર ખર્ચ ઘટાડવાની ભલામણ કરેલી હોવાથી ઓર્ડરો ફરી તપાસવા માટે બાકી રહયાં હોય એ પણ સંભવીત છે. સરકાર રેલ્વેનો જે સામાન આવકના કરે છે તેમાં થયેલો મોટો ઘટાડો આ અનુમાનને પુષ્ટી આપનારો દેખાશે.

આસ્ટ્રેલીયાથી ૧૯૨૧ના ડીસેંબરમા લગભગ સાત લાખ રૂપયાનો રેલ્વે માટેનો સામાન આવ્યો હતો જ્યારે ૧૯૨૨ના જાનેવારીમા સાડા પાંચ લાખ રૂપયા જેટલો તે હતો પણ છેલા ડીસેબર કે જાનેવારીમા એવી રકમ મુદલ ન હતી. એપ્રીલથી જાનેવારી સુધીના નવ મહીનામાં રેલ્વે માટેનો જે માલ આસ્ટ્રેલીયાથી આવેલો હતો તેની કીંમત આ વરસે માત્ર સાડા આઠ લાખ રૂપયા જેટલી હતી જ્યારે આગલે વરસે સાડી વીસ લાખ જેટલી હતી. એ આંકડા દેખાડે છે કે રેલ્વે માટેનો સામાન હીંદને પુરો પાડવાનુ હજી ઇંગ્લંડનેજ હસ્તક છે અને ચાલુ રહેવાનો સંભવ છે. એના ઉપર લેવાતી દસ ટકાની જકાતથી થયેલી આવકના આંકડા નીચે આપ્યા છે:—

| | | લાખ રૂપયા | |
|---|---|---|---|
| એપ્રીલથી જાનેવારી | ૧૯૨૦–૨૧ | ૧૯૨૧–૨૨ | ૧૯૨૨–૨૩ |
| સુધીના દર માસમાં | ૨૫ | ૩૯ | ૯૫ |

છેલ્લો આકડો ૯૯૫ લાખ રૂપયા ઉપર દસ ટકા લેખે ૯૯ા લાખ રૂપયાનો હોવો જોઇએ તેને બદલે ૯૫ લાખ છે તેનુ કારણ સમજાતુ નથી.

એ માલ ઉપર જકાત વધારવામાં આવે અને એ રીતે એની પેદાશને હીંદમાં ઉત્તેજન આપવામાં આવે તો એ ચીજોના ભાવમાં જે વધારો થાય તેને લીધે રેલ્વે સત્તાવાળાઓ એની આયાત ઓછી કરે અને પરીણામે ગાડા વગેરેની તંગીને લીધે રેલ્વેની સગવડ પ્રજાને ઓછી મળે એવો સભવ રહે તેથી એ જકાત વધારવામા કદાચ વાધો લેવાય એ સંભવીત છે પણ તે ઉપર ધ્યાન આપવું ઘટતુ નથી. એવી અગવડ પડશે તો હીંદમાં એ ચીજો બનાવવા માટેના પ્રયત્નને વધારે ઝડપ મળશે માટે એ જકાત વધારવી યોગ્ય છે. વળી એથી એ માલની કીંમતમા જે વધારો થશે તેનો બોજો પ્રથમ તો રેલ્વે ઉપર પડશે તેમાંથી જે ભાગ થાપણ ખાતે હશે તેના વ્યાજમાં એથી પડનારો ફેર માત્ર નજીવોજ હશે. જો એ વધારે ખરચ મહેસુલ ખાતે હોય અને તેનો બોજો રેલ્વે સત્તાવાળાઓ પોતના દર વધારીને વસુલ કરે તો પણ ઉદ્યોગના ઉત્તેજન માટે એવો આકરતરો બોજો ઉપડવા હીંદ તૈયાર છે એમ વડી ધારાસભામાં રક્ષણની રાજનીતીની તરફેણમા થયેલા ઠરાવ પરથી માની શકાશે. વડી ધારાસભાના સભાસદો એ જકાત વધારવાની ખટપટ કરશે?

## (૨) સ્ટીમરોના વીભાગ.

આની આયાત પણ ઘટવા માંડી એમ નીચે આપેલા આંકડા પરથી દેખાશે:—

| | | લાખ રૂપયા | |
|---|---|---|---|
| | ૧૯૨૦–૧ | ૧૯૨૧–૨ | ૧૯૨૨–૩ |
| જાનેવારી | ૧ | ૩૦ | ૧ |
| એપ્રીલથી જાનેવારી | ૧૧ | ૮૭ | ૪૩ |

હીંદી સ્ટીમરો બાંધવાનો તથા ફેરવવાનો ઉદ્યોગ હજી પગભર થયો નથી તેથી સ્ટીમરોના જે ભાગ આયાત થાય તેને જકાતમાંથી બાતલ રાખ્યા હશે એમ અનુમાન થાય પણ તે ખોટું છે અને એના ઉપર પણ દસ ટકા લેખે જકાત લેવાય છે. એ માલ હીંદમાં બની શકે એવો હોવાથી એ જકાત લેવી વાજબી છે. એની આવક ૪૩ લાખ રૂપયાની આયાત પર ચાર લાખ રૂપયા જેટલી હોવી જોઈએ પણ સરકારી આંકડામાં માત્ર ૧૨૮ હજાર જેટલીજ દર્શાવી છ (પાનું ૨૧૦)

હીંદમા સ્ટીમરો બાંધવાનો ઉદ્યોગ સારા પાયાપર શરૂ થવાને માટે યોગ્ય સમય હમણાંજ પ્રાપ્ત થયો છે. હજી તે માટે લાકડાં, સ્ટીલનાં પતરાં તથા સંચાકામ હીંદમાં સસ્તા મળવાને વાર છે અને જો એ ચીજોની આયાત પર જકાત વધે તો પછી હીંદમાં એ માલ બનાવનારાઓ વચ્ચે હરીફાઈ ઓછી હોઈ એના ભાવ વધે તો સ્ટીમરો બનાવવાનું વધારે ખરચાળું થઈ પડે. વળી સુકી ગોદી વગેરે સગવડ માટે અનુકુળ જગાઓ હીંદમા ઘણી હોવા છતાં ત્યાં એ સગવડ કરવામાં આવેલી નથી એટલે સ્ટીમરો બાંધવાં માટેના ઉદ્યોગને વધારે મદદની જરૂર રહેશે. પણ હીંદમાં મજુરી સસ્તી હોવાથી જો બીજા દેશો જેટલાજ ખરચે હીંદમાં સ્ટીમરો બાંધી શકાય તો તે બાંધનારી હીંદી કંપનીઓને હીંદના કીનારા પર તેમજ દુનીયાંના વેપારમા હરીફાઈમા મદદ કરવાની હીલચાલ ચાલી રહી છે તે ઉપયોગી થઈ પડે. આ વીશે નીર્ણય ઉપર આવવા બ્જાઉ હીંદમા સ્ટીમરો બાંધવાનો ખર્ચ હાલ કેટલો છે તેના આંકડા મેળવવાની જરૂર છે પણ તે દરમ્યાન સ્ટીમરોના વીભાગની આયાત ઉપરની જકાતમા પણ વધારો કરવામા આવે તો વાંધા જેવુ નથી. જો એથી હીંદમા સ્ટીમરોના ઉદ્યોગને હાની પહોંચતી લાગે તો તેટલે અંશે સરકાર એને સીધી રીતે મદદ આપે એ ઇષ્ટ છે, એ ચીજો હીંદમા બનાવવાના ઉદ્યોગને રક્ષણ આપવા માટે જકાત વધારવી યોગ્યજ ગણાશે.

## (૩) ઓજારો.

ઓજારોની આયાતના આંકડા નીચે પ્રમાણે છેઃ—

(લાખ રૂપયા)

| | જાનેવારી | | | એપ્રીલથી જાનેવારી | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૦ | ૧૯૨૧–૨૨ | ૧૯૨૨–૨૩ |
| વીજળીકઃ— | | | | | | |
| ઇંગ્લંડથી ... ... | ૪૭ | ૧૮ | ૧૨ | ૨૨૮ | ૨૫૦ | ૧૨૮ |
| બીજા દેશોથી ... ... | ૨૭ | ૫ | ૪ | ૮૯ | ૧૦૯ | ૫૫ |
| કુલ ... ... | ૭૪ | ૨૩ | ૧૭ | ૩૧૭ | ૩૫૯ | ૧૮૩ |
| બધી જાતના મળી કુલ ... | ૯૫ | ૩૧ | ૨૭ | ૪૪૬ | ૪૫૨ | ૨૬૭ |
| એમાંથી પાછા નીકાશ થયેલાં.— | | | | | | |
| વીજળીક ... ... | ... | ... | ... | ૨ | ૭ | ૫ |
| બીજી જાતના ... ... | ... | ... | ... | ૪ | ૪ | ૪ |
| હીંદમાં બનેલાં ઓજારોની નીકાશઃ— | .... | ... | ... | ૧ | ૧ | ૧ |

આ આયાતનો મોટો ભાગ પંદર ટકાની જકાત આપે છે એટલે એમાં ધીમે ધીમે પણ સંગીન ઘંટાડો થાય અને એ ચીજો દેશમાંજ પેદા કરાય એવો સંભવ ગણી શકાય

## (૪) સંચાકામ.

સંચાકામની આયાત કેટલી હતી તે નીચે દર્શાવી છેઃ—

(લાખ રૂપીઆ)

| | જાનેવારી | | | એપ્રીલથી જાનેવારી | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| ઈંગ્લંડથી ... | ૨૨૦ | ૨૭૯ | ૧૮૪ | ૧૩૨૪ | ૨૩૫૯ | ૧૬૯૦ |
| જરમનીથી ... | ૧ | ૩ | ૭ | ૮ | ૪૩ | ૬૬ |
| સ્વીટઝરલંડ .... | ... | ... | ૨ | ૨ | ૩ | ૧૧ |
| યુનાઇટેડસ્ટેટસ ... | ૬૩ | ૩૩ | ૬ | ૨૯૯ | ૪૧૦ | ૧૮૩ |
| બધા દેશોથી કુલ | ૨૯૦ | ૩૨૨ | ૨૦૪ | ૧૬૮૫ | ૨૮૬૭ | ૧૯૯૧ |

એ ઉપર મળેલી આયાત જકાત નીચે પ્રમાણે હતી.—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨ા ટકા લેખે ... | ૬ | ૮ | ૫ | ૩૮ | ૮૨ | ૫૩ |
| ૧૫ ,, ,, | .... | ... | ૧ | ૭ | ૬ | ૧૧ |

હીંદમાં મશીનરી બની શકે પણ હજી સુધી એ ઉદયોગમા સાહસીક ધનવાનોએ જોઇએ તેટલુ લક્ષ આપેલું લાગતું નથી તેથી આટલી જકાત છતા એમાં જાણવા જોગ ઘટાડો જલદીથી થવાની આશા નથી. પણ હવે હીંદમા લોખંડ તથા સ્ટીલ પેદા થાય છે તેથી સંચાકામ પણ હીંદમાં બનવું જોઇએ. મીલોના ઉદયોગોને અન્ય રીતે મદદની જરૂર હોય તો તે આપીને પણ સંચા કામની આયાત પરની જકાત વધારવામાં આવે તો હીંદના ઉદયોગોને એકંદર રીતે કાયમને માટે લાભ થવાની વકી રાખી શકાય.

## (૫) નીમક.

નીમકની આયાત વધતી જાય છે. હીંદમાં નીમકની પેદાશ પરનો કર વધારવામાં એક હેતુ પરદેશોની આયાતને ઉત્તેજન આપવાનો છે કે કેમ તે તપાસવા જેવો સવાલ છે. છેલ્લા બે માસ દરમ્યાન થયેલી આયાત ગયા વરસ સાથે સરખાવીને નીચે દર્શાવી છેઃ-

(લાખ રૂપીયા.)

| | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
|---|---|---|
| ડીસેંબર | ૧૧ | ૧૨ |
| જાનેવારી | ૧૩ | ૨૫ |
| એપ્રીલથી જાનેવારી સુધીના દસ માસમા | ૧૩૪ | ૧૫૨ |

નીમક જેવી ઉપયોગી અને નીભાવ માટે જરૂરની ચીજની આયાત આ પ્રમાણે વધતી જાય તે ઇષ્ટ નથી. પણ ૧૯૨૦-૨૧ ના વરસમાં ૨૧૦ લાખ રૂપયાનું નીમક એ દસ મહીનામાં આયાત થયું હતું તેટલી હદે પહોંચ્યું નથી અને એની ઉપરના આયાત જકાતનો બોજો ગરીબ લોકો તથા ઢોરો ઉપર પડે છે અને ખેતીના ઉદયોગને હાનીકારક છે તેથી એની આયાત ઉપર જકાત રૂપે બોજો વધારવા કરતા નીમકની પેદાશ હીંદમાં કરવાના ઉદયોગને સીધી રીતે ઉત્તેજન આપવું એજ વધારે યોગ્ય ગણાય. આ દષ્ટીએ નીમકની હીંદમાં જે પેદાશ થાય તેની ઉપર જે એકસાઇઝ લેવાય છે તે ઘણી વાંધો લેવા જોગ છે. વળી નીમકની

પેદાશ હીંદમાં વધે તો રસાયણી ચીજો બનાવવાનો ઉદ્યોગ હીંદમાં ઘણો વધી શકે તેમ છે માટે એ વેરો ઘટાડાવવાનો જે આગ્રહ હીંદની વડી ધારાસભાએ દર્શાવ્યો છે તે સ્તુતીપાત્રજ લેખાશે.

એ આયાતમાં જુદા જુદા દેશોનો હીસ્સો કેટલો છે તે દર્શાવ્યું છે:-

| | લાખ રૂપયા એપ્રીલથી જાનેવારી (દસ મહીના) | | |
|---|---|---|---|
| | ૧૯૨૦-૨૧ | ૧૯૯૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| ઈંગ્લંડથી | ૩૪ | ૨૨ | ૨૬ |
| જરમનીથી | ૩૩ | ૧૧ | ૧૫ |
| સ્પેનથી | ૧૮ | ૧૭ | ૧૬ |
| એડનથી | ૬૨ | ૩૯ | ૪૬ |
| ઇજીપ્તથી | ૪૪ | ૩૧ | ૨૯ |
| ઈટાલ્યન આફ્રીકા | ૧૫ | ૧૨ | ૧૮ |
| બીજા દેશો | ૨ | ... | .... |
| કુલ | ૨૧૦ | ૧૩૪ | ૧૫૨ |

આ આંકડા દેખાડે છે કે દુનીયામા નીમકની પેદાશ રૂપી ઉદ્યોગમા ખાસ પ્રવીણતાનો દાવો કરનારો એક કે બે ત્રણ દેશ હોય તેમ નથી અને નજીકના દેશથી માલ જેટલી સહેલાઇથી આવે છે તેટલીજ સહેલાઇથી દુરના ઇંગ્લંડથી અને જરમનીથી પણ આવે છે. ત્યારે શું હીંદજ એવો દેશ છે કે જ્યાં કરોડ રૂપયાનુ નીમક પરદેશથી આયાત કરવાની જરૂર પડે? દેશમાં પેદા થઇ શકે અને દેશમાંજ ખપી શકે એવી ચીજ તરીકે મહાત્મા ગાંધીજીએ કાપડને પસંદ કર્યું તે યોગ્યજ છે કેમ કે દરેક જણ પોતાની ફુરસદના સમયમાં કાપડની પેદાશનું કામ કરી શકે; પણ હીંદના ઉદ્યોગો ખીલવવા હોય તો એકજ ચીજ ઉપર ધ્યાન આપવાને બદલે આપણી સઘળી હાજતોનો સામટો વીચાર રાખવો જોઇએ અને તેમ કરીએ તો નીમકને લક્ષ બહાર રાખી શકાય નહીં. વેપારની ખીલવણી માટે રેલ્વે તથા સ્ટીમરોના સામાન બનાવવાની જેટલી અગત્ય ઉદ્યોગ માટે છે તેટલીજ નીમકની પેદાશની પણ છે. તે પ્રત્યે હીંદની પ્રજા અત્યાર સુધી સત્તાને અભાવે પોતાની ફરજ બજાવી શકી નથી; પણ હવે ઉદ્યોગોને રક્ષણ આપવાની રાજનીતીનો સ્વીકાર ધારાસભાએ કર્યા છતાં જો નીમકની પેદાશમાં વધારો કરી તેની આયાત બંધ પાડવાનો પ્રયત્ન ન થાય તો તે બેદરકારી પાપની માફક હાનીકારક નીવડશે.

નીમકની આયાત ઉપર કેટલી મોટી જકાત લેવાય છે તે પણ ધ્યાનમાં રાખવા યોગ્ય હોવાથી એની આયાત તથા તે ઉપર લેવાયેલી જકાતના આંકડાની સરખામણી નીચે દર્શાવી છે:—

| | (લાખ રૂપયા) એપ્રીલથી જાનેવારી | | |
|---|---|---|---|
| | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| આયાત | ૨૧૦ | ૧૩૪ | ૧૫૨ |
| જકાત | ૧૨૭ | ૧૪૭ | ૧૭૬ |

મેટ્રીક શીલીંગની આરી ડીઝાઇન ગમશે કે?

નીભાવવા માટે આવશ્યક એવી નીત્યની હાજતની આ ચીજ નીમક ઉપર આટલી જકાત નંખાય છે તો અન્ય ચીજો ઉપર કેટલી નાંખી શકાય તેના વીચાર કરતી વેળા આ આંકડા યાદ રાખવા જોગ છે.

આ દસ મહીનામાં હીંદી નીમકની પેદાશ ૧૯૨૦-૨૧માં રૂા. ૨૨૮૮ની, ૧૯૨૧-૨૨માં રૂ. ૧૬૧૯૮ની અને ૧૯૨૨-૨૩માં રૂ. ૧૦૩૦૧૫ ની હતી. એ આંકડા દેખાડે છે કે જો હીંદમાં નીમકની પેદાશ વધે તો તેને નીકાશ કરવા માટે પણ અવકાશ છે. કમનસીબે એ નીકાશ કયા દેશ ખાતે થઇ તે સરકારી આંકડામાં જણાવેલું નથી એટલે તે વીગત મેળવવા માટે વારસીક આંકડાનું પુસ્તક બહાર પડતાં સુધી અર્થાત કેટલાક મહીના સુધી ખોટી થવું પડશે.

નીમકના ભાવમાં થતી વધઘટ ધ્યાન ખેંચે એવી છે.

આયાત.

| | | હજાર ટન | હજાર રૂા. | ભાવ રૂા. |
|---|---|---|---|---|
| ૧૯૧૮ | માર્ચ | ૩૭ | ૨૪૯૩ | ૬૭ાા |
| ૧૯૧૯ | ,, | ૪૭ | ૧૯૬૩ | ૪૨ |
| ૧૯૨૦ | ,, | ૩૩ | ૧૪૨૦ | ૪૩ |
| ,, | નવેંબર | ૮૧ | ૨૬૧૭ | ૩૨ |
| ૧૯૨૧ | માર્ચ | ૧૯ | ૬૩૧ | ૩૩ |
| ,, | નવેંબર | ૮૫ | ૨૪૮૧ | ૨૮ાાા |
| ૧૯૨૨ | માર્ચ | ૨૯ | ૮૧૦ | ૨૭ |
| ,, | નવેંબર | ૫૧ | ૧૫૮૯ | ૩૧ |
| ,, | ડીસેંબર | ૪૭ | ૧૨૭૨ | ૨૭ |
| ૧૯૨૩ | જાનેવારી | ૮૭ | ૨૫૭૩ | ૨૯ાા |

નીકાશ.

| | | ટન | રૂા | ભાવ રૂા. |
|---|---|---|---|---|
| ૧૯૧૮ | માર્ચ | ૧૫ | ૮૦૦ | ૫૩ાા |
| ૧૯૧૯ | ,, | ૧૪૮ | ૧૦૩૦૨ | ૬૯ાા |
| ૧૯૧૯-૨૦ | બાર માસ | ૨૨૮૦ | ૧૫૪૬૯૮ | ૬૭ાાા |
| ૧૯૨૧ | જાનેવારી | ૧૧ | ૧૭૬૬ | ૧૬૦ાા |
| ૧૯૨૦-૨૧ | બાર માસ | ૧૩ | ૨૩૭૧ | ૧૮૨ાા |
| ૧૯૨૨ | જાનેવારી | ૧ | ૧૪૦ | ૧૪૦ |
| ૧૯૨૧-૨૨ | બાર માસ | ૫૯૩ | ૧૬૪૮૭ | ૨૭ાા |
| ૧૯૨૨ | નવેંબર | ૪૪૩ | ૯૧૬૦ | ૨૦ાાા |
| ૧૯૨૧ | ડીસેંબર | ૧૦ | ૭૪૫ | ૭૪ |
| ૧૯૨૨ | ,, | ૧૪૮ | ૩૨૭૪ | ૨૨ |
| ૧૯૨૩ | જાનેવારી | ૬૬૨ | ૧૩૮૧૦ | ૨૧ |

ધી બોમ્બે ટાઇમ્સ માટે, ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબાઈ.

આયાતના આંકડા દેખાડે છે કે ૧૯૧૮ ના માર્ચમાં જ્યારે ભાવ રૂ. ૬૭ાા હતો ત્યારે આયાત છેલ્લા ત્રણ માસની સરેરાશ કરતા ઓછી ન હતી. જો કે આ ત્રણ માસનો સરેરાશ ભાવ રૂ. ૨૬ નો હતો. બીજી તરફ ૧૯૨૦ ના એપ્રીલથી નવેંબર સુધીના નવ માસમાં બે ટન નીમકની નીકાશથી રૂ. ૪૫૭ ઉપજ્યા હતા. ૧૯૨૧ ના જાનેવારીમા ૧૧ ટન નીકાશ થયા તેના રૂ. ૧૭૬૬ ઉપજતા ભાવ રૂ. ૧૬૦ નો મળ્યો હતો પણ એ મોઘા ભાવનો લાભ લેવા માટે મોટો જથ્થો નીકાશ થયો ન હતો. આ રીતે આયાત હજારો ટન જેટલી દર મહીને થાય છે અને હીંદની બહાર એ ચીજની અછત હોવાથી નીકાશ કરવાનો લાગ હોય છે ત્યારે પણ તેનો લાભ હીંદને મળી શકતો નથી એવી પરાધીન અવસ્થામાં આપણે છીએ.

## (૬) કોલસો

હાલમા કોલસાની પેદાશના સાધન જડયાં છે અને તેનો લાભ લઇ એ ઉદ્યોગ જમાવવાના પ્રયત્નો થાય છે તેવી વેળાએ રેલ્વેની અગવડ તથા મોંઘા દરને લીધે પરદેશી કોલસાની આયાત વધતી જાય છે તે તરફ ધ્યાન આપવાની સર્વે હીંદીઓની ફરજ છે. એ આયાત તથા નીકાશના આંકડા નીચે આપ્યા છેઃ—

| | હજાર ટન | | | લાખ રૂપયા | | |
|---|---|---|---|---|---|---|
| આયાત | ૧૯૨૦–૨૧ | ૧૯૨૧–૨૨ | ૧૯૨૨–૨૩ | ૧૯૨૦–૨૧ | ૧૯૨૧–૨૨ | ૧૯૨૨–૨૩ |
| નવેંબર | ૪ | ૨૧૬ | ૫૨ | ૧૧ | ૮૪ | ૧૬ |
| ડીસેંબર | ૧॥ | ૧૫૨ | ૭૭ | ०॥ | ૫૮ | ૨૬ |
| જાનેવારી | ૮ | ૧૩૩ | ૬૮ | ૨ | ૫૧ | ૨૦ |
| એપ્રીલથી જાનેવારી | ૩૮ | ૧૧૬૨ | ૭૯૯ | ૧૨ | ૪૫૨ | ૨૮૨ |
| એમાં ઇંગ્લંડથી | ૧ | ૪૯૧ | ૪૭૩ | ૮૯ | ૨૦૮ | ૧૭૯ |
| નાતાલથી | ૫ | ૩૧૮ | ૨૨૪ | ૧૩૭ | ૧૧૮ | ૬૭ |
| **નીકાશ—** | | | | | | |
| એપ્રીલથી જાનેવારી | ૧૦૨૧ | ૧૦૩ | ૭૯ | ૧૩૨ | ૧૪ | ૧૧ |
| તેમા સીલોન ખાતે | ૫૬૯ | ૯૪ | ૭૯ | ૭૩ | ૧૨ | ૧૧ |

આ આંકડા દેખાડે છે કે પરદેશી કોલસાની આયાત ગયે વરસે એટલી બધી થઇ કે ૧૯૨૦–૨૧માં હીંદથી કોલસો પરદેશ જતો હતો તે બંધ થઇ ગયો અને અત્યારે હીંદી કોલસાની નીકાશ માત્ર સીલોન માટેજ થાય છે. જો રેલ્વેનાં ગાડાંની પુરતી સગવડ થાય તો હજી પણ પરદેશી કોલસાની આયાત ઘટાડી શકાય એટલુંજ નહીં પણ હીંદી કોલસો પરદેશ નીકાશ કરી શકાય. વળી કોલસાની પેદાશ ઉપર આધાર રાખે એવા ઉદ્યોગોને પણ જો હીંદમાં વધારવા હોય તો રેલ્વેનાં પુરતા ગાડાંની તથા માફકસરના દરની ગોઠવણ કરવી ઘણી જરૂરની છે.

# કાપડ સુતરનો ઉદ્યોગ.

## કાપડની આયાત.

ગયા ફેબરૂઆરી મહીનામાં હીંદમાં આયાત થયેલા કાપડના આંકડા નીચે પ્રમાણે છેઃ—

| | ૧૯૨૦–૨૧ | ૧૯૨૧–૨૨ | ૧૯૨૨–૨૩ |
|---|---|---|---|
| | | (લાખવાર) | |
| કોરૂં કાપડ (સાદુ) | ૨૬૯૯ | ૨૩૨૫ | ૪૦૦૭ |
| ,, ,, કોરવાળું | ૨૫૬૨ | ૩૬૯૪ | ૪૬૦૬ |
| કુલ | ૫૨૬૨ | ૬૦૨૦ | ૮૬૧૩ |
| એમાં મેન્ચેસ્ટરથી | ૩૭૪૬ | ૫૦૦૧ | ૭૭૨૫ |
| | | (લાખ રૂપીઆ) | |
| એની કીંમત | ૧૭૦૦ | ૧૭૫૨ | ૨૪૮૧ |
| જાપાનથી આવેલો | ૬૮૪ | ૩૧૩ | ૩૨૩ |
| | | (લાખવાર) | |
| ,, ,, | ૧૪૨૧ | ૭૬૮ | ૮૨૧ |
| મેન્ચેસ્ચેસ્ટરનું ધોયલું કાયડ | ૩૮૬૯ | ૨૭૫૪ | ૩૬૮૬ |

આ આંકડા બતાવે છે કે મેન્ચેસ્ટરની મીલોમા મજુરીના ભાવ લડાઇ દરમ્યાન તથા લડાઇ પછીના અરસામાં વધારી દેવામાં આવ્યા હતા તેમાં ઘટાડો કરવાની ફરજ પડવાથી હવે જે માલ ત્યાંથી હીંદમાં આવે છે તે સોઘો પડે છે. જો હીંદી મીલો પણ ખરચમાં કરકસર કરીને માલ સોઘો નહીં બનાવે તો પરદેશી માલની હરીફાઈમા ટકી રહેવાને હીંદની મીલો અશકત નીવડે એવો ભય દેખાય છે પણ એ ઘટાડો બધા મજુરોના દરમાં એક સરખો ઘટાડો કરીને સાધવા જતાં નુકશાનજ થશે હીંદમાં મીલોનો ઉદ્યોગ એવો જામી ગયો નથી કે કામદાર વર્ગમાં બીન અનુભવી, અનુભવી અને વીશેષ અનુભવી એવા ત્રણ વર્ગ પણ પાડી શકાય; પણ એ પ્રમાણે વર્ગ પાડવાની મુશ્કેલી છતાં જુના અને અનુભવી મજુરોને વધારે પગાર આપી એવો પ્રયત્ન કરવો જોઇએ છે કે જેથી ઓછા અનુભવવાળાને એવી ખાતરી રહે કે તેઓ પણ જો ખંતથી પોતાનું કામ કરી વીશેશ અનુભવ અને કાર્યકુશળતા મેળવશે તો વધારે પગાર પણ મેળવી શકશે. મજુરોના મંડળો સ્થાપવાનો પ્રયત્ન હાલમા પુર જોશમાં છે તેવે વખતે મજુરોના વર્ગ પાડવાનો આવો પ્રયત્ન વધારે મુશ્કેલ થઇ પડે તો પણ તે કરવાની જરૂર છે એમ એ ઉદ્યોગની ભવીષ્યની સ્થીતીનો વીચાર કરનારને લાગ્યા વગર રહેશે નહી. વળી બીજો ઇલાજ "પીસવર્ક રેટસ" યાને કામના પ્રમાણમાં મજુરી આપવાનો છે. ઘણી મીલોમા વધારે કે ઓછે દરજજે એ ધોરણ અમલમા છે પણ એને ખીલવવાનો વીશેશ પ્રયત્ન કરવાની જરૂર અગાઉ કરતાં વધારે હાલમાં છે.

## રૂ,

વીશેશ ધ્યાનથી તપાસતા એમ પણ જણાય છે કે આપણો ઉદ્યોગ પરાધીન થતો જાય છે.

રૂનાં આયાતના આકડા જોઇએ.–

| | ટન | | | કીંમત લાખ રૂા. | | |
|---|---|---|---|---|---|---|
| | ૧-૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| નવેંબર | ૫૪૫ | ૩૦૩૭ | ૪૩૪ | ૧૪ | ૪૨ | ૭ |
| ડીસેંબર | ૫૯૧ | ૧૧૮૪ | ૩૦૩ | ૧૩ | ૧૭ | ૫ |
| જાનેવારી | ૯૧૩ | ૧૫૪૪ | ૨૯૬ | ૧૩ | ૨૩ | ૬ |
| એપ્રીલથી જાનેવારી | ૪૧૦૦ | ૨૨૫૮૫ | ૯૨૬૮ | ૯૩ | ૩૧૨ | ૧૫૧ |
| એમા ઈંગ્લંડથી | ૬૧૦ | ૧૨૦૮૪ | ૨૩૨૩ | ૮ | ૧૪૫ | ૪૫ |
| કેનીયાથી | ૨૬૫૩ | ૮૧૨૨ | ૪૪૨૪ | ૭૨ | ૧૩૫ | ૭૯ |
| યુનાઈટેડ સ્ટેટસથી | | ૪૦૫ | ૪૨ | | ૬ | ... |

આવી રીતે કેનીયાથી હીંદમા રૂની આયાત મોટી થાય છે અને અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસથી રૂની સીધી આયાત નજીવીજ થાય છે અમેરીકન રૂ તો હીંદમા ઘણુ આયાત થાય છે પણ તે બધુ' ઇગ્લંડની મારફતે આવે છે અમેરીકન રૂના જેવોજ માલ હીંદમા પણ ઉગાડી શકાય છે અને હાલમા એ જાતની જેટલી પેદાશ થાય છે તેટલી પેદાશ માટે હીંદમા પુરતો ઉઠાવ ન હોવાથી એને જુદો રાખવાનો સંભાળ લેવાય એવા ભાવ એને માટે આપવામા આવતા નથી એટલે જે સારૂ રૂ ઉગાડાય છે તે પણ હીંદી રૂની હલકી જાત સાથે શેળભેળ કરી નખાય છે એટલુ છતા અમેરીકન રૂનો એટલો મોટો જથો હીંદમા આવે અને તે પણ ઈંગ્લંડ મારફતે આવે એ સ્થીતી દર્શાવે છે કે હીંદના કાપડ બનાવવાના ઉદ્યોગનું બધારણ સુધારવાની જરૂર છે જે ભાગમા રૂની પેદાશ થતી હોય તેની પાસેજ જો સ્પીનીંગ મીલ હોય તો શેળભેળ થવાનો સંભવ ઓછો રહે માટે ખેડુતોના સહકારી મંડળોની સહાયતાથી એવી સ્થાની- સ્પીનીંગ મીલોની ગોઠવણ કરવામાં આવે તો તે હીંદના લાભ સાચવનારી થઇ પડે

પરદેશી રૂની નીકાશના આકડા નીચે પ્રમાણે છે –

| | ટન | | | કીંમત લાખ રૂપયા | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૮૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| નવેંબર | — | ૩૫૮ | ૯૯૮ | — | ૬ | ૧૭ |
| ડીસેંબર | — | ૧૯૧ | ૯૧૪ | — | ૩ | ૧૬ |
| જાનેવારી | — | ૯૨૮ | ૪૯૫ | — | ૧૭ | ૮ |
| એપ્રીલથી જાનેવારી | ૮૨૮ | ૨૨૭૨ | ૫૪૦૪ | ૨૫ | ૪૧ | ૯૬ |

પરદેશ મોકલવા કાજે અન્ય દેશોથી રૂ આયાત કરવાનો વેપાર આમ વધે છે તે ખુશી થવા જોગ છે પણ હંમેશ ચાલુ રહે એવો વીશ્વાસ રાખવો ન ઘટે.

---

હીંદી રૂની નીકાશના આંકડા નીચે આપ્યા છે:—

| | હજાર ટન | | | કીંમત લાખ રૂપયા | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૧૨-૨૩ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| નવેંબર | ૨૧ | ૩૩ | ૩૬ | ૨૩૭ | ૩૫૬ | ૪૧૯ |
| ડીસેંબર | ૨૨ | ૫૧ | ૪૪ | ૨૨૨ | ૫૭૪ | ૫૨૩ |
| જાનેવારી | ૩૦ | ૫૯ | ૭૭ | ૨૯૪ | ૬૬૧ | ૬૧૯ |
| એપ્રીલથી જાનેવારી | ૨૮૮ | ૪૨૧ | ૪૨૬ | ૩૩૯૪ | ૪૧૮૮ | ૪૯૫૬ |
| એમાં ચીન ખાતે | ૨૪ | ૫૪ | ૫૯ | ૩૧૦ | ૫૭૦ | ૬૯૪ |
| જાપાન ખાતે | ૧૧૫ | ૨૫૯ | ૨૦૭ | ૧૫૫૬ | ૨૬૪૮ | ૨૪૩૯ |
| જરમની ખાતે | ૨૮ | ૩૪ | ૩૭ | ૨૮૯ | ૩૦૪ | ૪૦૭ |
| બેલજ્યમ | ૩૮ | ૨૭ | ૩૩ | ૩૮૭ | ૨૫૬ | ૩૮૪ |

હીંદી રૂનો આટલો ગંજાવર જથો હીંદમાંથી દર વરસે નીકાશ થાય એ સ્થીતી હંમેશ ચાલુ રહેવાની આશા રાખવી ન જોઈએ. ચીનમાં પણ રૂની પેદાશ થવા લાગી છે અને તે વધતી જાય છે. આસ્ટ્રેલીયા, સાઈબીરીયા, કોરીયા વગેરે મુલકોમાંથી જ્યારે રૂનો મોટો જથો જાપાન મેળવી શકશે ત્યારે તે હીંદી રૂની દરકાર રાખશે નહીં અત્યારે પણ હીંદમા રૂના ભાવ વધારે હોય તે વેળા જો અમેરીકન રૂ સસ્તો હોય છે તો તેનાથી જાપાન પોતાનું કામ નભાવે છે. એ સંજોગોમાં હીંદથી રૂની નીકાશ ઉપર જકાત નંખાય અને તેમાંથી જે ઉપજ થાય તે ખેડુતો વચ્ચે વહેંચી આપવામાં આવે તો દેશની પેદાશ દેશમાં રહેવાનો સંભવ વધારે રહે અને ખેતીને હાની પહોંચવાનો જે ભય બતાવવામાં આવે છે તે મટી જાય પણ હીંદી રૂની નીકાશ ઉપરજ જકાત નાંખવાને બદલે સરકાર તો હીંદની મીલોમાં વપરાતા રૂ ઉપર પણ જકાત નાંખવા માગે છે અને તે માટેના કોટનસેસ બીલ ઉપર ધારાસભામાં થયેલી ચર્ચા વાંચનારાઓના લક્ષમાંજ હશે. એ ગોઠવણથી હીંદના ઉદ્યોગને મદદ મળવાને બદલે હાની પહોંચશે. વળી એ જકાતની આવકનો ઉપયોગ પણ ખેડુતોને લાભ આપવાને બદલે અમેરીકન રૂ જેવો લાંબો તાર નીકળી શકે એવા રૂની પેદાશ હીંદમાં વધારવા માટે કરવા ધાર્યો છે તે હાલના આપણા સંજોગો માટે અનુકુળ નથી. રૂની જાત સુધારવામાં આવે તેની વીરૂધ અમે નથી પણ એ સુધારો એવો જોઇએ કે તેનો લાભ હીંદને મળે. આ કોટનસેસની મદદથી કરવા ધારેલો સુધારો હીંદની મીલો કરતાં ઇંગ્લંડની મીલોને વધારે લાભકારી છે તે જોતાં એ જાત સુધારવા માટેના પ્રયત્નોનો ખર્ચ ઇંગ્લંડ ઉપાડવો જોઇએ. હીંદી રૂની પેદાશમાં ઘટાડો ન થાય એવી સાવચેતી રાખીને હીંદની કાપડ સુતરની પેદાશના ઉદ્યોગને ઉત્તેજન આપવાનો જે માર્ગ ઉપર સુચવ્યો છે તે એ ઉદ્યોગની હાલની સ્થીતી જોતાં રક્ષણના ઇલાજ તરીકે ઘણો જરૂરનો છે.

## સુતર.

હીંદી સુતરની નીકાશના આંકડા નીચે પ્રમાણે છે:—

| | લાખ રતલ | | | લાખ રૂપીયા | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| નવેંબર | ૫૭ | ૫૦ | ૬૭ | ૬૮ | ૫૧ | ૬૫ |
| ડીસેંબર | ૬૩ | ૫૦ | ૪૯ | ૭૯ | ૫૧ | ૮૬ |
| જાનેવારી | ૪૯ | ૪૮ | ૨૩ | ૫૫ | ૪૬ | ૨૨ |

| | લાખ રતલ | | | લાખ રૂપીઆ | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| એપ્રીલથી જાનેવારી | ૭૨૭ | ૭૦૫ | ૪૯૬ | ૯૧૮ | ૬૭૦ | ૪૮૦ |
| એમાં ચીન ખાતે | ૫૫૯ | ૫૩૪ | ૩૬૬ | ૬૬૭ | ૪૭૭ | ૩૪૫ |
| સ્ટ્રેટના સંસ્થાનો | ૩૩ | ૨૪ | ૧૫ | ૫૭ | ૩૫ | ૧૮ |
| ઇજીપ્ત | ૩૨ | ૪૪ | ૨૮ | ૪૩ | ૩૯ | ૨૫ |
| એડન | ૨૨ | ૨૨ | ૨૪ | ૩૨ | ૨૫ | ૨૬ |
| ઇરાન | ૨૨ | ૨૮ | ૧૮ | ૩૮ | ૩૮ | ૨૨ |

આ આંકડા દેખાડે છે કે છેલ્લા ત્રણ વરસમા સુતરના ભાવ બહુ ઘટી ગયા છે અને હીંદી સુતરની નીકાશ પણ ઘટી ગઇ છે. જાવા ખાતે એપ્રીલથી જાનેવારી સુધીમા ૧૯૨૦-૨૧માં ૭૬૨ હજાર રતલ સુતરની નીકાશ થઇ તેની કીમત રૂ. ૧૪૨૩ હજાર હતી તે ઘટીને છેલ્લા દસ મહીનામા માત્ર વીસ હજાર રતલ જેટલી પચીસ હજાર રૂપીયાની કીંમતની હતી. અર્થાત જે માલ અગાઉ લગભગ બે રૂપયે વેચાતો તેના અત્યારે સરેરાશ પંદર આના ઉપજે છે. ચીન માટે ૩૬૬ લાખ રતલ સુતરની નીકાશ થઇ તેના ૩૪૫ લાખ રૂપયા મળ્યા તે તો પંદર આનાનો સરેરાશ ભાવ આપે છે. કેટલાક દેશો સવા રૂપયો પણ આપે છ.

હવે સુતરની આયાત તપાસીયે.

| | લાખ રતલ | | | લાખ રૂપયા | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| નવેંબર | ૪૯ | ૬૪ | ૪૬ | ૧૪૨ | ૧૪૧ | ૭૨ |
| ડીસેંબર | ૨૭ | ૫૨ | ૫૫ | ૯૫ | ૧૦૩ | ૭૪ |
| જાનેવારી | ૩૧ | ૬૧ | ૬૦ | ૯૩ | ૧૨૬ | ૮૦ |
| એપ્રીલથી જાનેવારી | ૪૦૪ | ૪૫૩ | ૫૧૭ | ૧૧૮૮ | ૯૩૭ | ૮૧૭ |
| એમા ઇંગ્લંડથી | ૧૯૭ | ૩૨૦ | ૨૮૭ | ૬૭૭ | ૭૧૩ | ૫૨૧ |
| જાપાનથી | ૧૭૪ | ૧૧૬ | ૨૧૪ | ૪૪૭ | ૧૮૪ | ૨૬૪ |

આ આંકડામા દેખાડે છે કે ભાવ ઘટતા ગયા છે પણ હજી સરેરાશ ભાવ રપા આના જેટલો છે તેમા ઇંગ્લંડના માલનો ભાવ ૨૭ આના છે અને જાપાનના ૧૯॥ આના છે. હીંદી સુતર જે ભાવે નીકાશ થાય છે તે કરતા ઘણા વધારે ભાવે પરદેશી સુતર આ રીતે હીંદમાં આવે છ તેનુ કારણ એજ છે કે આયાતનો મોટો ભાગ ઉંચા નંબરનો હોય છે જેને માટે રૂ સારી જાતનુ લેવું પડતું હોવાથી તથા મજુરી વધારે પડવાથી ભાવ હમેશાં વધારે ઉંચા હોય છે. જ્યા સુધી હીંદમા પણ ઉંચા નંબરનું સુતર બનાવવાના પ્રયત્નો નહીં થાય ત્યા સુધી આ સ્થીતી બદલવાની નથી; શીવાય કે શુદ્ધ સ્વદેશી ખાદીની ચળવળને લીધે લોકો બારીક કાપડને બદલે જાડું કાપડ વાપરતા થાય. તેમ થાય તો પરદેશી સુતરની આયાત ઘટે. હીંદમાં કાંઇક એવો ઘટાડો થવા લાગ્યો છે એવો દાવો કરવામાં આવે છે પણ કાપડની

આયાતના આંકડા તેની વીરૂદ્ધ અનુમાનનેજ ટેકો આપે છે. બજારમાં માલ વધારે એકઠો થતો જાય છે એવી જે અફવા છે તેની વીગત દર્શાવનારા આંકડા ન મળે ત્યાં સુધી સ્પષ્ટ નિર્ણય ઉપર આવવું મુશ્કેલ છે. પણ સુતરની તથા કાપડની વધતી જતી આયાત જોતાં સ્વદેશીની ચળવળે હીંદની પ્રજા ઉપર બહુ અસર કરેલી જણાતી નથી, એથી ઉલટું જે થોડો ઘણો ફેરફાર હીંદમાં થયો તેની અસર ઇંગ્લંડના વેપાર ઉપર ઘણી થયેલી લાગે છે કેમ કે ઇંગ્લીશ સુતરના ભાવમાં નીયમસર ઘટાડો દેખાય છે, ૧૯૨૦-૨૧ માં ૧૯૭ લાખ રતલ સુતર માટે ૬૭૭ લાખ રૂપયા લીધા તેનો સરેરાશ ભાવ લગભગ રૂા. ૩ા પડયો ત્યારે ૧૯૨૧-૨૨ માં ૩૨૦ લાખ રતલના ૭૧૩ લાખ રૂપયા ગણતાં રૂા. ૨ા પડયા અને ૧૯૨૨-૨૩ મા ૨૮૭ લાખ રતલ સુતરના ૫૨૧ લાખ રૂપયા તે પોણા બે રૂપયાની લગભગ છે. જાનેવારીમાં ઇંગ્લંડથી આવેલું સુતર ૧૧૦૮ હજાર રતલ હતું તેની કીંમત રૂા. ૨૩૭૪ હજાર જેટલી હતી તે લગભગ રૂા. ૨⅛ જેટલો થવા જાય એમ જોતાં તે દસ મહીનાની સરેરાશ કરતા વધારે છે પણ તેને લીધે એની આયાત ઘટવા માડી છે. નવેંબરમા ૨૨ લાખ, ડીસેંબરમા ૧૫ લાખ અને જાનેવારીમાં ૧૧ લાખ રતલ સુતર ઇંગ્લંડથી આવ્યું હતું જ્યારે દસ મહીનાની સરેરાશ ૨૮ લાખની હતી એ દેખાડે છે કે ઇંગ્લંડથી સુતરની આયાત ઘટવા માંડી છે. ગયે વરસે એ દસ મહીનાની સરેરાશ ૩૨ લાખ રતલ હતી. ૧૯૨૧ ના નવેંબર માસમાં ૫૯ લાખ રતલ સુતર ઇંગ્લંડથી આવ્યુ હતુ તે મહીનામા જાપાનનું સુતર માત્ર ત્રણ લાખ રતલ આયાત થયું હતું તે ૧૯૨૩ ના જાનેવારી માસમા ઇંગ્લીશ સુતરની ૧૧ રતલ જેટલી આયાતની સરખામણીમાં ૪૬ લાખ રતલ હોઇ ચારગણું દેખાય છે. જાપાનના ભાવ ઇંગ્લીશ સુતર કરતાં વધાર સસ્તા છો. છેલ્લા દસ મહીનાના આંકડા જુઓ.

| | લાખ રતલ | લાખ રૂપયા |
|---|---|---|
| ઇંગ્લંડથી | ૨૮૭ | ૫૨૧ |
| જાપાનથી | ૨૧૪ | ૨૬૪ |

આ સ્થીતી ચાલુ રહે તો ઇંગ્લંડે હીંદથી નહી પણ જાપાનથી બ્હીવાનું છે અને હીંદમાં આયાત થતા સુતર ઉપર જકાત નાખવાની જે સુચના થાય છે તેનો ખુલાસો પણ એ હરીફાઇ પરથી મળે છે. જો એવી જકાત પડે તો તે હીંદની કાપડની મીલોને હાનીકરતા થઈ પડે એવું માનવું છે તે જોતાં અત્યારે એ વીશે ઉતાવળે અભિપ્રાય આપવો મુશ્કેલ છે.

## પરદેશોની હરીફાઇ.

દુનીયામા કાપડ સુતરના ઉદ્યોગમાં ઇંગ્લંડની આગેવાની હતી તે દીવસો ગયા છે અને જ્યાં રૂની પેદાશ છે ત્યાં મીલો ઉભી થતી જાય છે. એ બાબદમા હીંદના હરીફો ઇંગ્લંડ તથા ચીન જાપાન છે. ચીન દેશમાં રૂની પેદાશ ઘણી મોટી છે ત્યા પણ કાપડ સુતરની મીલો વધતી જાય છે જેમ જેમ તે વધારે કાપડ સુતર બનાવશે તેમ તેમ હીંદથી ત્યાં કાપડ સુતરની નીકાશ ઘટશે. જાપાનમાં રૂની પેદાશ એટલી મોટી નથી. પણ ચીનનું રૂ ત્યાં સહેલાઇથી મળી શકે એમ હોવાથી જાપાનમા પણ મીલોની સંખ્યા વધતી જાય છે છેલ્લાં દસ વરસમાં ચીનમા જાપાનમા તથા દુનીયામાં સ્પીન્ડલોની સંખ્યા કેટલી ઝડપથી વધી છે તે દર્શાવનારા આકડા નીચે પ્રમાણે છેઃ—

(હજાર રુપીંડ્યો)

| | જાપાનમાં | ચીનમાં | હીંદમાં | દુનીયામાં |
|---|---|---|---|---|
| ૧૯૧૩ | ૨૪૧૪ | ૧૦૦૦ | ૬૫૯૬ | ૧૪૩૭૩૦ |
| ૧૯૧૪ | ૨૬૫૭ | ૧૦૫૦ | ૬૭૭૮ | ૧૪૪૯૮૦ |
| ૧૯૧૫ | ૨૮૦૭ | ૧૧૦૦ | ૬૮૪૮ | ૧૪૮૨૨૬ |
| ૧૯૧૬ | ૨૮૭૫ | ૧૨૫૦ | ૬૮૩૯ | ૧૪૯૯૮૫ |
| ૧૯૧૭ | ૩૦૬૦ | ૧૩૦૦ | ૬૭૩૮ | ૧૫૧૨૦૦ |
| ૧૯૧૮ | ૩૨૨૭ | ૧૪૮૦ | ૬૬૫૩ | ૧૪૬૪૦૦ |
| ૧૯૧૯ | ૩૪૮૮ | ૧૫૩૦ | ૬૬૮૯ | ૧૫૩૫૦૪ |
| ૧૯૨૦ | ૩૮૧૩ | ૧૬૦૦ | ૬૭૬૩ | ૧૫૧૩૧૩ |
| ૧૯૨૧ | ૪૧૬૧ | ૧૮૦૦ | ૬૮૭૦ | ૧૫૨૩૧૭ |
| ૧૯૨૨ | ૪૬૨૭ | ૨૩૪૪ | ૭૩૩૧ | ૧૫૪૬૦૦ |

ચીનમાં મજુરી સસ્તી હોવાથી એ ઉદ્યોગ ઝડપથી વધ્યો જાય છે. ત્યાં સુતરની પેદા તથા આયાત કેટલી થાય છે તે નીચે દર્શાવી છેઃ-

(હજાર ગાંસડી)

| | પેદાશ | આયાત | કુલ |
|---|---|---|---|
| ૧૯૧૩ | ૪૦૦ | ૯૦૦ | ૧૩૦૦ |
| ૧૯૧૪ | ૫૩૩ | ૮૩૩ | ૧૩૬૬ |
| ૧૯૧૫ | ૫૩૩ | ૮૬૬ | ૧૩૯૯ |
| ૧૯૧૬ | ૮૩૩ | ૮૦૦ | ૧૬૩૩ |
| ૧૯૧૭ | ૮૬૬ | ૬૬૬ | ૧૫૩૨ |
| ૧૯૧૮ | ૯૦૦ | ૩૬૬ | ૧૨૬૬ |
| ૧૯૧૯ | ૧૧૦૦ | ૪૬૬ | ૧૫૬૬ |
| ૧૯૨૦ | ૧૩૩૩ | ૪૩૩ | ૧૭૬૬ |
| ૧૯૨૧ | ૧૫૦૦ | ૪૦૦ | ૧૯૦૦ |

ચીન દેશમા સુતરનો ઉઠાવ દસ વરસ ઉપર ૧૩ લાખ ગાંસડી જેટલો હતો તે વધી ૧૯૩૩ ગાંસડી જેટલો લડાઇ દરમ્યાન થયો તે પછી તેમાં ૧૯૧૮ સુધી ઘટાડો થયો ત્યાર પછી પેદાશ તથા આયાત મળી કુલ માલની વધારે ગાસડી દેખાય છે પણ તે ઉઠાવ થાય છે બજારમાં એકઠો થાય છે એ કહેવાનું બાકી છે જો ઉઠાવ એટલો વધ્યો છે એમ ગણીએ તો દશ વરસમાં ખપમાં પચાસ ટકા વધારો થયો ગણાય તેટલા સમયમાં પેદાશ ત્રણગણી વધી છે જાપાનમાં સુતર જતું હતું તેમાં ૫૦ ટકા ઘટાડો થયો છે તે દર્શાવનાર આંકડા નીચે રજુ કર્યા છેઃ—

| વરસ | (હજાર ગાસડી) જાપાનથી નીકાશ કુલ | તેમાંથી ચીન ખાતે નીકાશ |
|---|---|---|
| ૧૯૧૪ | ૫૫૦ | ૪૫૫ |
| ૧૯૧૫ | ૫૪૯ | ૪૬૩ |
| ૧૯૧૬ | ૫૨૧ | ૪૪૦ |
| ૧૯૧૭ | ૪૪૩ | ૩૫૬ |
| ૧૯૧૮ | ૪૦૮ | ૨૩૧ |
| ૧૯૧૯ | ૩૧૪ | ૧૫૬ |
| ૧૯૨૦ | ૨૯૯ | ૧૬૬ |
| ૧૯૨૨ | ૨૯૨ | ૧૭૪ |
| ૧૯૨૩ | ૨૨૪ | ૧૩૨ |

ગયા જાનેવારી માસની શરૂઆતથી ચીનમા જકાતના દરમાં ફેરફાર થયો છે તેની અસર આયાતને વધુ ઘટાડનારી થશે એવી ધારતા રાખવામા આવે છે

હિંદથી ચીન જાપાન તથા યુનાઇટેડ સ્ટેટ્સ ખાતે ગયા એપ્રીલથી જાનેવારી સુધીમા થયેલી રૂની નીકાશ આગલા વરસો સાથે સરખાવીને નીચે દર્શાવી છેઃ—

| રૂ ટન | ચીન | જાપાન | યુનાઇટેડ સ્ટેટસ |
|---|---|---|---|
| ૧૯૨૦–૨૧ | ૨૪૧૭૦ | ૧૧૫૭૨૦ | ૧૬૭૧ |
| ૧૯૨૧–૨૨ | ૫૪૦૪૮ | ૨૫૯૦૪૩ | ૧૦૩૧ |
| ૧૯૨૨–૨૩ | ૫૯૭૦૫ | ૨૦૭૦૬૩ | ૨૧૪૫ |
| રૂ કીંમત | લાખ રૂપયા | | |
| ૧૯૨૦–૨૧ | ૩૧૦ | ૧૦૫૬ | ૧૯ |
| ૧૯૨૧–૨૨ | ૫૭૦ | ૨૬૪૮ | ૯ |
| ૧૯૨૨–૨૩ | ૬૯૪ | ૨૪૩૬ | ૨૪ |

સુતરની નીકાશ ચીન, જાપાન તથા ઇજીપ્ત ખાતે હતી તેના આંકડા નીચે પ્રમાણે છે —

| સુતર હજાર રતલ | ચીન | જાપાન | ઇજીપ્ત |
|---|---|---|---|
| ૧૯૨૦–૨૧ | ૫૫૯૨૬ | .... | ૩૨૫૭ |
| ૧૯૨૧–૨૨ | ૫૩૪૭૬ | ૨૫૩ | ૪૪૩૭ |
| ૧૯૨૨–૨૩ | ૩૬૬૪૭ | ... | ૨૮૪૫ |

| સુતર કીંમત લાખ રૂપયા | ચીન | જાપાન | ઇજીપ્ત |
|---|---|---|---|
| ૧૯૨૦–૨૧ | ૬૬૭ | ... | ૪૩ |
| ૧૯૨૧–૨૨ | ૪૭૭ | ૪ | ૩૯ |
| ૧૯૨૨–૨૩ | ૩૪૫ | ... | ૨૫ |

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ ૨૧ એક આર્ટ ફોર્ટ મુંબઇ.

હીંદમાંથી કાપડની નીકાશ અગાઉ ચીન તરફ ઘણી થતી હતી પણ હાલમાં તો નીચે દર્શાવેલા દેશો ખાતે ગયા એપ્રીલથી જાનેવારી સુધીમાં થઈ હતી

| | જથો (લાખવાર) | | | કીંમત (લાખ રૂપયા) | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| ટર્કી | ૨૫૬ | ૩૪૪ | ૨૯૫ | ૧૧૧ | ૧૧૧ | ૯૧ |
| ઇરાન | ૧૬૬ | ૨૭૦ | ૨૩૪ | ૭૨ | ૧૦૩ | ૮૭ |
| સીલોન | ૧૩૩ | ૧૫૫ | ૧૫૨ | ૬૫ | ૮૫ | ૭૪ |
| સ્ટ્રેટનાં સંસ્થાનો | ૧૭૧ | ૯૯ | ૧૮૨ | ૧૨ | ૧૩૧ | ૧૩૨ |
| કેનીયા | ૧૧૦ | ૮૮ | ૮૮ | ૫૫ | ૩૮ | ૩૯ |
| પોર્ટુગીઝ આફ્રીકા | ૩૮ | ૬૦ | ૬૭ | ૧૫ | ૨૩ | ૨૪ |

## (૧) સુતરની પ્રાંતવાર પેદાશ (લાખ રતલ.)

| | ડીસેંબરમાં | | | એપ્રીલથી ડીસેંબર | | |
|---|---|---|---|---|---|---|
| પ્રાંત. | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| મુંબઈ .... ... | ૪૪૨ | ૪૫૪ | ૪૫૬ | ૩૫૦૭ | ૩૭૧૩ | ૩૭૭૬ |
| મદ્રાસ ... .... | ૩૩ | ૪૩ | ૪૪ | ૩૦૫ | ૩૧૯ | ૪૦૩ |
| બંગાલ ... ... | ૩૦ | ૩૦ | ૨૨ | ૨૪૭ | ૨૫૨ | ૨૨૪ |
| સંયુક્ત પ્રાંતો | ૩૮ | ૩૯ | ૩૮ | ૨૭૨ | ૩૦૪ | ૩૦૮ |
| અજમેર-મેરવાડ ... | ૧ | ૨ | ૨ | ૧૪ | ૧૯ | ૧૭ |
| પંજાબ ... ... | ૨ | ૩ | ૨ | ૨૦ | ૨૫ | ૨૨ |
| દીલ્હી ... ... | ૩ | ૩ | ૩ | ૨૮ | ૨૦ | ૨૮ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૨૯ | ૨૭ | ૨૪ | ૨૩૨ | ૩૪૬ | ૨૩૬ |
| દેશી રાજ્યો ... ... | ૩૪ | ૩૭ | ૩૩ | ૨૮૭ | ૩૦૩ | ૩૧૯ |
| કુલ .. | ૬૦૬ | ૬૪૦ | ૬૨૬ | ૪૯૧૭ | ૫૨૦૫ | ૫૩૩૬ |

## (૨) સુતરની નંબરવાર પેદાશ તથા આયાતની સરખામણી (લાખ રતલ).

| | ડીસેંબરમાં | | | | એપ્રીલથી ડીસેંબર | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૨ | | ૧૯૨૧ | | ૧૯૨૨ | | ૧૯૨૧ | |
| | પેદાશ | આયાત | પેદાશ | આયાત | પેદાશ | આયાત | પેદાશ | આયાત |
| નં. ૧ થી ૨૫ | ૫૬૯ | ૨૩ | ૫૮૨ | ૧૪ | ૪૭૯૭ | ૮૬ | ૪૬૬૩ | ૪૬ |
| ,, ૨૬થી ૪૦ | ૫૫ | ૨૧ | ૫૬ | ૨૦ | ૫૨૦ | ૨૫૩ | ૫૨૦ | ૨૧૩ |
| ,, ૪૦ થી વધારે | ૧ | ૩ | ૧ | ૭ | ૧૭ | ૫૦ | ૧૮ | ૬૬ |

## (૩) કાપડની પેદાશ તથા આયાતની સરખામણી. (લાખ વાર)

| | | ડીસેંબર | | એપ્રીલથી ડીસેંબર | |
|---|---|---|---|---|---|
| | જાત | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ |
| કોરાં તથા ધોયેલાં કાપડ | પેદાશ | ૧૦૩૧ | ૧૦૫૩ | ૧૦૦૦૫ | ૯૫૪૦ |
| ,, ,, | આયાત | ૧૩૬૨ | ૮૮૪ | ૯૯૦૧ | ૭૨૦૭ |
| રંગીન કાપડ | પેદાશ | ૪૧૦ | ૩૬૯ | ૩૪૧૪ | ૩૫૦૫ |
| ,, ,, | આયાત | ૨૯૨ | ૧૨૨ | ૧૬૫૫ | ૧૦૦૮ |

## (૪) કાપડ સુતરનો ઉદ્યોગ. (લાખ રતલ)

| | ડીસેંબર | | નવેંબર | એપ્રીલથી ડીસેંબર | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૦ |
| સુતરની પેદાશ | ૬૨૯ | ૬૪૦ | ૬૦૫ | ૫૩૩૬ | ૫૨૦૫ | ૪૯૧૭ |
| કાપડની પેદાશ | ૩૪૮ | ૩૪૪ | ૩૬૨ | ૩૦૦૮ | ૩૦૫૧ | ૨૮૩૭ |

---

## (૫) કાપડની પ્રાંતવાર પેદાશ. (ડીસેંબર માસમાં.)

| પ્રાંત. | કીંમત (લાખ રૂપીઆ.) | | વજન (લાખ રતલ) | | લંબાઇ (લાખ વાર.) | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| મુંબઇ .... .... | ૪૧૭ | ૪૧૫ | ૨૮ | ૨૭ | ૧૧૬૪ | ૧૧૮૯ |
| મદ્રાસ .... .. | ૨૦ | ૨૦ | ૧૨ | ૧૩ | ૩૭ | ૪૨ |
| બંગાલ .. .... | ૭ | ૪ | ૪ | ૨ | ૨૧ | ૧૨ |
| સંયુક્ત પ્રાંતો . | ૧૮ | ૧૭ | ૧૩ | ૧૨ | ૪૫ | ૪૩ |
| અજમેર મેવાડ | ૧ | ૨ | ૧ | ૧ | ૪ | ૬ |
| દીલ્હી ... ... | ૨ | ૩ | ૧ | ૨ | ૩ | ૭ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર | ૨૩ | ૧૭ | ૧૫ | ૧૧ | ૫૫ | ૪૨ |
| દેશી રાજ્યો ... | ૨૪ | ૨૦ | ૨૭ | ૨૬ | ૯૯ | ૯૬ |
| કુલ ... | ૫૧૫ | ૫૦૨ | ૩૪૫ | ૩૪૮ | ૧૪૩૨ | ૧૪૪૧ |

---

એપ્રીલથી ડીસેંબર—નવ માસમાં

| પ્રાંત | કીંમત (લાખ રૂપયા) | | વજન (લાખ રતલ) | | લંબાઇ (લાખવાર) | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| મુંબઇ | ૩૮૭૮ | ૩૬૩૫ | ૨૪૮૨ | ૨૩૬૩ | ૧૧૦૦૧ | ૧૦૫૧૫ |
| મદ્રાસ | ૧૨૫ | ૧૭૯ | ૭૮ | ૧૧૭ | ૨૪૭ | ૩૬૬ |
| બંગાલ | ૫૩ | ૪૯ | ૩૪ | ૩૧ | ૧૬૪ | ૧૪૯ |
| સંયુક્ત પ્રાંતો | ૧૨૪ | ૧૩૫ | ૮૮ | ૯૫ | ૨૯૨ | ૩૨૮ |
| અજમેર–મેવાડ | ૨૧ | ૧૭ | ૧૫ | ૧૨ | ૫૬ | ૪૬ |
| દીલ્હી | ૧૧ | ૨૯ | ૭ | ૧૦ | ૧૯ | ૫૮ |
| મધ્યપ્રાંતો–બીરાર | ૧૯૧ | ૧૮૩ | ૧૨૬ | ૧૨૧ | ૪૭૨ | ૪૫૫ |
| દેશી રાજ્યો | ૧૮૯ | ૨૦૭ | ૨૧૯ | ૨૪૬ | ૭૮૮ | ૧૪૯૬ |
| કુલ | ૪૫૯૭ | ૪૪૩૮ | ૩૦૫૧ | ૩૦૦૮ | ૧૩૦૪૫ | ૧૩૪૧૯ |

આ બાબમે રાઇલ માટ ૨૧, અંક આઠ, કોટ ‐ુ બ૭

# ખેતી વગેરેને લગતા સરકારી આંકડા.

આ આંકડાના પુસ્તક દર વરસે હીંદી સરકાર છપાવે છે તેમાં ૧૯૧૯–૨૦ ના વરસ માટે ગ બે પુસ્તકની મળીને કીંમત ચાર રૂપયા છે તેમાથી પહેલામાં બ્રીટીશ મુલક વીશે અને બીજામા શી રાજ્યો વીશે વીગત છ. નીચેના કોઠામાં બ્રીટીશ તથા દેશી રાજ્યોને લગતા આંકડા આપ્યા છેઃ

## સર્વે દેશી રાજ્યોનો વીસ્તાર ( પુ. ૨ પા. ૧૨ ) (હજાર એકર)

| વરસ | સર્વે પ્રમાણે એકંદર | જેને લગતી વીગત નથી એવો | બાકી | વીગતવાર આકડા પ્રમાણે |
|---|---|---|---|---|
| ૧૯૧૦–૧૧ | ૧૮૨૭૨૦ | ૧૦૨૭૯૦ | ૭૯૯૩૦ | ૮૦૭૦૬ |
| ૧૯૧૩–૧૪ | ૧૮૬૩૬૬ | ૧૦૩૬૪૬ | ૮૨૭૨૦ | ૮૨૪૪૯ |
| ૧૯૧૪–૧૫ | ૧૮૬૦૧૯ | ૧૦૪૨૩૫ | ૮૧૭૮૩ | ૮૧૮૭૪ |
| ૧૯૧૫–૧૬ | ૧૮૬૩૧૦ | ૧૦૫૩૪૬ | ૮૦૯૬૩ | ૮૦૮૮૧ |
| ૧૯૧૭–૧૮ | ૧૮૬૩૮૬ | ૧૦૪૦૮૭ | ૮૨૨૯૯ | ૮૨૨૭૪ |
| ૧૯૧૮–૧૯ | ૧૯૪૨૦૦ | ૧૦૫૧૧૦ | ૮૯૦૮૯ | ૮૮૮૩૯ |
| ૧૯૧૯–૨૦ | ૨૪૮૩૬૯ | ૧૧૮૪૩૮ | ૧૨૯૯૩૧ | ૧૨૮૯૨૩ |

હીંદનો વીસ્તાર (હજાર એકર) (પુ. ૧ પા. ૧૭)

| વરસ | સર્વે પ્રમાણે | દેશી રાજ્યોનો વીસ્તાર | જેની વીગત નથી એવો | બાકી | વીગતવાર આંકડા પ્રમાણે |
|---|---|---|---|---|---|
| ૧૯૧૦–૧૧ | ૭૪૮૫૩૩ | ૧૨૯૯૫૧ | ..... | ૬૧૮૫૮૧ | ૬૧૫૭૧૭ |
| ૧૯૧૩–૧૪ | ૭૪૯૫૨૭ | ૧૨૯૯૩૩ | ..... | ૬૧૯૫૯૪ | ૬૧૭૧૯૦ |
| ૧૯૧૪–૧૫ | ૭૪૯૧૧૬ | ૧૨૯૭૨૩ | ...... | ૬૧૯૩૯૨ | ૬૧૭૦૧૩ |
| ૧૯૧૫–૧૬ | ૭૪૯૨૭૭ | ૧૨૯૭૫૬ | ...... | ૬૧૯૫૨૦ | ૬૧૬૩૩૮ |
| ૧૯૧૭–૧૮ | ૭૫૦૧૩૦ | ૧૨૯૭૯૫ | ..... | ૬૨૦૩૩૪ | ૬૧૭૫૦૭ |
| ૧૯૧૮–૧૯ | ૭૫૪૯૬૧ | ૧૨૯૭૯૫ | ...... | ૬૨૫૧૬૬ | ૬૨૨૩૯૨ |
| ૧૯૧૯–૨૦ | ૭૫૪૯૪૭ | ૧૨૯૭૯૮ | ...... | ૬૨૫૧૪૯ | ૬૨૨૪૬૮ |

ઉપરના બેઉ કોઠામા છેલ્લા કૉલમમાં દર્શાવેલા આંકડા એવા મુલક વીશેના છે કે જેને લગતી વીગતવાર હકીકત એકઠી કરવામાં આવેલી છે. પહેલો કોઠો દેશી રાજ્યો સંબંધી એવી વીગત રજુ કરે છે જ્યારે બીજો કોઠો બ્રીટીશ મુલક સંબંધી હકીકત દર્શાવે છે. પણ કોઈ કોઈ ઠેકાણે એ આંકડા જે ઘટાડો દર્શાવે છે તે સમજ પડે એવો નથી. શું મળેલી વીગત ગુમાઈ ગઈ હશે ?

ઉપર મુજબના દેશી રાજ્યોના વીસ્તારમાંથી કેટલો ભાગ ખેતી માટે વપરાય છે અને કેટલો પડતર છે તે વગેરે હકીકત ૧૯૧૯–૨૦ ના વરસને લગતી નીચે આપી છેઃ—

(હજાર એકર)

| રાજ્ય. | વીસ્તાર, | હકીકત નથી એવી. | ખેડાતો પાકૃવાળો | ખેડાતો પડતર | નહીં ખેડાતો. ખેડી શકાય એવો. | નહીં ખેડાતો. ન ખેડી શકાય એવો. | જંગલ. |
|---|---|---|---|---|---|---|---|
| નીઝામ હઇદરાબાદ | ૫૧૨૫૫ | ૧૩૦૧૭ | ૨૩૪૪૭ | ૫૧૫૫ | ૧૨૮૯ | ૨૭૧૬ | ૬૦૫૭ |
| માઇસોર | ૧૮૮૬૫ | ૧૪૧૬ | ૬૧૯૮ | ૧૬૬૨ | ૭૫૮ | ૬૬૧૬ | ૨૨૧૨ |
| વડોદરા | ૫૨૩૬ | ૧૦૫ | ૩૦૨૭ | .... . | ૮૬૭ | ૮૦૦ | ૪૩૬ |
| કાશ્મીર | ૫૪૦૩૬ | ૪૭૩૨૭ | ૧૭૬૪ | ૩૬૧ | ૭૭૯ | ૧૮૧૯ | ૧૯૮૪ |
| મદરાસ પ્રાંતનાં | ૬૭૯૫ | ૩૬૧ | ૨૮૬૯ | ૨.૨ | ૯૬૨ | ૫૭૧ | ૭૩૦ |
| મધ્ય હીંદુસ્તાનનાં | ૨૯૧૪૩ | ૫૯૪૮ | ૮૨૧૮ | ૨૫૬૨ | ૪૪૫૫ | ૫૦૦૦ | ૨૯૮૩ |
| રજપુતાનાનાં | ૫૮૩૭૧ | ૪૦૦૧૩ | ૬૨૧૦ | ૩૦૧૧ | ૫૦૩૫ | ૩૧૧૬ | ૯૯૬ |
| પંજાબનાં | ૨૦૬૫૮ | ૯૪૧૧ | ૫૯૨૪ | ૧૦૮૨ | ૨૧૩૬ | ૧૫૮૬ | ૫૭૯ |
| મુંબઇ પ્રાંતનાં | ૩૪૩૧ | ૬૪૦ | ૧૮૫૧ | ૮૦ | ૫૪૮ | ૧૫૯ | ૧૫૨ |
| સંયુકત પ્રાતોનાં | ૫૭૪ | ૧૯૬ | ૨૪૩ | ૨૩ | ૩૪ | ૭૫ | ... |

આ પુસ્તકોમાં આપેલી વીગતમા જામનગર, જુનાગઢ, પોરબંદર, લીમડી, મોરબી, કચ્છ, લુણાવાડા, નાંદોદ વગેરે રાજ્યોને લગતી વીગત આપી નથી. વડોદરા રાજ્યમા ચાલુ પડતર જમીન "મુદલ ન હતી" એમ જણાવ્યું છે તે આશ્ચર્યકારક છે. માત્ર જાટ વગેરે છ રાજ્યોનો વીસ્તાર આપ્યો છે જે નીચે પ્રમાણે છે. (પુ. ૨ પા. ૧૨) (હજાર એકર)

| | સર્વે પ્રમાણે | વીગત નથી એવો | બાકી | ખેડાતી પાકવાળી | ખેડાતી પડતર | ન ખેડાતી ખેડાય એવી | ન ખેડાતી ખેડાય નહીં એવી | જંગલ |
|---|---|---|---|---|---|---|---|---|
| જાટ | ૫૫૦ | — | ૫૭૦ | ૪૮૬ | ૧૨ | ૨ | ૩૧ | ૩૮ |
| ફુલ્ટણ | ૨૫૪ | — | ૨૫૪ | ૧૭૨ | ૪૨ | — | ૨૬ | ૧૩ |
| આઉંદ | ૩૨૦ | ૯ | ૩૧૧ | ૨૭૭ | — | ૨ | ૨૯ | ૩ |
| સચીન | ૨૮ | — | ૨૮ | ૨૧ | — | ૪ | ૨ | — |
| ભાવનગર | ૧૮૦૭ | ૫૪૬ | ૧૨૬૧ | ૭૭૧ | ૨૪ | ૩૬૮ | ૫૯ | ૭ |
| ધરમપુર | ૪૪૯ | ૮૪ | ૩૬૫ | ૧૨૩ | — | ૧૪૦ | ૧૦ | ૯૦ |
| કુલ. | ૩૪૩૧ | ૬૪૦ | ૨૭૬૧ | ૧૮૫૧ | ૮૦ | ૫૪૮ | ૧૫૯ | ૧૫૨ |

ભાવનગર જેવા રાજ્યમાં પાંચ લાખ એકર જેટલી જમીન વીગત વગરની હોવી ન જોઇએ.

દેશના જુદા જુદા વીભાગોમાં જમીનની મહેસુલને લગતું ખાતું પ્રાંતીક સરકારોને હસ્તક મુકાયલું હોય છતા વડી સરકારને હકીકત પુરી પાડવાની બાબદમા બધી સ્થાનીક સરકારોએ એક સરખી રીતે કામ લેવું જોઇએ, એ નાયમનો યોગ્ય અમલ થતો નથી એમ દીસે છે, કેમ કે આ પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે પડતર જમીનને કેટલા વરસ સુધી પડતર રહેલી ગણવી તે વીશે હીંદના જુદા જુદા વીભાગોમાં એક ધોરણે કામ લેવાતું નથી. એવી જમીન બે કરતાં વધારે વરસ પડતર રહે તો તેને "ખેડાય એવી પણ નહીં ખેડાતી" જમીન તરીકે ગણવામાં આવે છે. જયારે મુંબઇ પ્રાંતમાં એવી મુદત દસ વરસનો ગણાય છે.

* * *

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

# ચેમ્બર વિભાગ.

(૧) જનરલ સભા—છેલ્લી જનરલ સભામાં પ્રમુખ ઑ. શેઠ પરસોતમદાસ ઠાકોરદાસની ગેર હાજરી હોવાથી ઉપપ્રમુખ શેઠ દેવીદાસ માધવજી બીરાજ્યા હતા.

## (૨) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા બુધવાર તા. ૨૧ ફેબ્રુઆરી સને ૧૯૨૩ ને રોજ બપોરે બે કલાકે (સ્ટા—ટા) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા

| | |
|---|---|
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ-પ્રમુખ) | શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ |
| ,, મનમોહનદાસ રામજી | ,, એન. એમ. મજુમદાર |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, વાલચંદ હીરાચંદ |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા | ,, કેકોબાદ કાવસજી દીનશાહ |
| ,, બી. એફ. માદન | ,, એમ. એમ. અમરસી |

૧ તા. ૩ જી તથા તા. ૧૦ મી ફેબ્રુઆરી સને ૧૯૨૩ ને રોજ મળેલી કમીટીની મીટીં-ની મીનીટો જે સભાસદોમાં ફેરવવાના આવી હતી તે, પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ ચેમ્બરના ખર્ચમાં કાપકુપ કરવાના સંબંધમાં જે સબ કમીટી નીમાએલી હતી તેનો રીપોર્ટ રજુ કરવામાં આવ્યો હતો. આ રીપોર્ટમાંથી ચેમ્બરનું માસીક છપાવવાનું બંધ કરવાના સબંધમાં જે ભલામણ હતી તે ભલામણ શીવાય બીજી ભલામણો મંજુર રાખવાનો ઠરાવ થયો હતો. માસીકના સંબધમાં ચેમ્બરની નાણા સ્થીતી જોતા માસીક સભાસદોને મફત આપવું પોસાય તેમ નથી તેથી સભાસદોને સારૂ પણ લવાજમ રાખવાનો વીચાર છે અને તેથી લવાજમ આપીને કેટલા સભાસદો માસીકના ગ્રાહક થવાની ઇચ્છા ધરાવે છે તે મતલબનો એક સરકયુલર સભાસદોમાં ફેરવવાનો તથા પરીણામ કમીટી આગળ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૩ શેઠ વાલચંદ હીરાચંદ તથા શેઠ એમ. એ. માસ્તર તરફથી પત્ર આવ્યો હતો કે "ઇન્ડીઅન મરકેન્ટાઇલ મરીન કમીટીને જે મુદ્દાઓ ધ્યાનમાં લઇને રીપોર્ટ કરવાનું ફરમાવવામાં આવેલું છે તે મુદ્દાઓ દેશી વહાણવટાને જોઇએ તેવું ઉત્તેજન મળે તેવા નથી અને તેમાં" "ડીફર્ડ રીબેટ "ફ્રેટ વોર" વીગેરે મુદ્દાઓનો સમાવેશ થવો જોઇએ અને કમીટી પોતાનુ કામ તાકીદે શરૂ કરે એવી ચેમ્બરે ના. સરકારને ભલામણ કરવી જોઇએ. પત્ર ઉપર વીચાર કરતાં તેમાં સુચવ્યા પ્રમાણે ના. હીંદી સરકારના વેપાર ખાતા ઉપર એક પત્ર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૪ અમદાવાદના મીલમાલેકોની મંડળીના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો અને તે સાથે તેમની મંડળીએ 'ફીસ્કલ કમીશન'' ની ભલામણોના સંબંધમાં લેજીસ્લેટીવ એસેમ્બ્લીના સભાસદો ઉપર જે પત્ર લખી જણાવેલો હતો તેની નકલ બીડેલી હતી અને કમીટીનો ટેકો માગ્યો હતો. લેજીસ્લેટીવ એસેમ્બલીમાં આ વીષય ઉપર ચર્ચા પુરી થયેલી હોવાથી પત્ર ઉપર કાંઈ પણ પગલાં લેવાં જરૂરી લાગતાં નથી તે મતલબનો પત્ર મંડળીની સેક્રેટરીને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૫ શેઠ. જી. બી. ત્રીવેદી તરફથી પત્ર આવ્યો હતો કે મી. શાસ્ત્રી કે જેમણે સોનાના કસબના ઉદ્યોગનો અભ્યાસ કરેલો છે તે ચેમ્બરની ઓફીસમાં તે ઉદ્યોગ ઉપર એક લખાણ વાંચવાને તૈયાર છે. પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૬ ના. મુંબઇ સરકારની કાઉન્સીલની ગઇ બેઠકમાં એમ્પાયર એકઝીબીશનના સંબંધમાં જે ઠરાવ પસાર થયો હતો તેની રૂએ એક કમીટી નીમવામાં આવેલી હતી અને તે કમીટી ઉપર ચેમ્બરના પ્રતીનીધીનો નીમણુંક કરવાની વીનંતી કરનારો એક પત્ર ના. મુંબઈ સરકાર તરફથી મળેલો હતો. પત્ર ઉપર વીચાર કરતા તે કમીટી ઉપર ચેમ્બરના સેક્રેટરીની નીમણુંક કરવાનો તથા તે મતલબનો પત્ર ના. મુંબાઇ સરકારને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૭ નીચે જણાવેલા ગૃહસ્થો તરફથી ચેમ્બરમાં સભાસદ વરીકે દાખલ થવાને અરજીઓ આવેલી હતી જેને ગએેતા મુજબ બેલટ ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો બુધવાર તા. ૨૮ મી ફેબ્રુઆરીથી બુધવાર તા. ૭ મી માર્ચ સુધીના મુકરર કરવાનો ઠરાવ થયો હતો. સ્ક્રુટીનીઅર તરીકે શેઠ એમ. એમ. અમરસીની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

(૧) મેસર્સ નરોતમ લી. (આયાત અને નીકાશ)

(૨) શેઠ શાંતીકુમાર નરોતમ મોરારજી (મીલ એજન્ટ)

(૩) શ્રી ઇસ્ટર્ન બેંકર્સ લી. (કોલસાના વેપારી)

(૪) મેસર્સ આર. એમ. મ.શ લ એન્ડ કું. (વેપારી, અને ઇલેકટ્રીક કન્ટ્રાકટર)

(૫) મેસર્સ મીઆવકસ. સી કંબાતાની કું. (શીપીંગ, વીમા અને કમીશન એજંટો)

(૬) શેઠ હુસેનઅલી મહમદભાઇ કરીમભાઇ (વેપારી)

(૭) શેઠ મહમદભાઈ કરીમભાઈ (વેપારી)

૮ ના. મુંબઇ સરકારના રેવન્યુ ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે કોટન ટ્રાન્સપોર્ટ બીલ કયા મુલકોને લાગુ પાડવુ તે બાબતના કાયદા કાનુન ઘડવા સારૂ ના. સરકાર ગુજરાત અને દક્ષીણના પ્રતીનીધીઓ; સ્થાનીક ખેડુતો; જીન અને પ્રેસના માલેકો; અને રૂના વેપારીઓ સાથે કેટલીક ચર્ચા કરવા માગે છે અને તેને સારૂં તા૦ ૧૬ મી તથા તા૦ ૧૭ મી માર્ચ ના દીવસો ઠેરવવામાં આવેલા છે. આ બેઠકોમા ચેમ્બરના પ્રતીનીધીને તે દીવસોએ બપોરે બે કલાકે સેક્રેટરીએટમાં મોકલવાને વીનંતી કરેલી હતી. ચેમ્બરના પ્રતીનીધી તરીકે શેઠ એમ.

એમ. અમરસીની નીમણુંક કરવાનો તથા તે મતલબનો પત્ર ના. સરકારને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૯ શેઠ મનમોહનદાસ રામજી લેજીસ્લેટીવ એસેમ્બ્લી ઉપર ચેમ્બરના પ્રતીનીધી હોવાથી તેમના તરફથી "રેલ્વેના કંપની વીરૂદ્ધ સરકાર" ના વહીવટના સંબંધમા મુળ દરખાસ્ત ઉપર જે સુધારો એસેમ્બ્લીમાં રજુ કરવાની નોટીસ આપવામાં આવી હતી તે સુધારો કમીટીના અભીપ્રાય સારૂ રજુ કરવામાં આવ્યો હતો. શેઠ મનમોહનદાસના સુધારા સાથે કમીટી સંમત્ત છે તે મતલબનો ઠરાવ થયો હતો.

૧૦ ટાઉન ડયુટી રીફંડ રૂલસના સંબંધમાં મ્યુનીસીપલ કોરપોરેશનના પ્રમુખ ઉપર પત્રનો જે ખરડો તૈયાર કરવામા આવ્યો હતો તે મંજુર કરવાનો તથા તેમાં યોગ્ય ફેરફાર કરી મ્યુનીસીપલ કોરપોરેશનના પ્રમુખ ઉપર મોકલી આપવાની ચેમ્બરના સેક્રેટરીને સત્તા આપવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક ખાસ સભા શનીવાર તા. ૨૪ મી ફેબરૂઆરી સને ૧૯૨૩ ને રોજ બપોરે ૨-૩૦ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી | શેઠ એન. એમ. મઝુમદાર |
| ,, મનમોહનદાસ રામજી | ,, વાલચંદ હીરાચંદ |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, મહમદભાઇ હાજીભાઇ લાલજી |
| ,, મોતીલાલ વલ્લભજી | ,, મનુ સુબેદાર |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા | સર ફાજલભાઇ કરીમભાઇ |
| ,, બી. એફ. માદન | શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી. |
| ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ | ,, એમ. એમ. અમરસી. |

૧ રેલ્વેના "સરકાર વીરૂદ્ધ કંપની" વહીવટના સંબંધમા કેટલીક વધુ ચર્ચા ચલાવવામા આવી હતી. છેવટે આ બાબતમા શેઠ મનમોહનદાસ રામજી તરફથી લેજીસ્લેટીવ એસેમ્બ્લીમાં જે સુધારો રજુ થયો હતો તે સુધારાને ટેકો આપવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા શુક્રવાર તા. ૨જી માર્ચ સને ૧૯૨૩ ને રોજ બપોરે બે કલાકે મળી હતી. જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| ૧ સર ફાજલભાઇ કરીમભાઇ (પ્રમુખ) | ૮ શેઠ એન. એમ. મઝુમદાર |
| ૨ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ-પ્રમુખ) | ૯ ,, એસ. બી. બીલીમોરીયા |
| ૩ ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી | ૧૦ ,, ગુલાબચંદ દેવચંદ ઝવેરી |
| ૪ ,, લાલજી નારણજી | ૧૧ ,, શેઠ મોતીલાલ કાનજી |

૫ ,, ફાજલભાઈ ઇબ્રાહીમ રહીમતુલ્લા
૬ ,, બી. એફ. માદન
૭ ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ
૧૨ ,, ફેરોઆદ કાવસજી દીનશા
૧૩ ,, ડીકાભાઈ પ્રેમચંદ
૧૪ ,, જમનાદાસ વસનજી મનજી

તા. ૧૭, ૨૧, તથા ૨૪ મી ફેબરૂઆરી ને રોજ મળેલી કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ ના. હીંદી સરકારના બજેટ ઉપર ચર્ચા શરૂ કરતાં તેમાં વધારવામાં આવેલી નીમક ઉપરની જકાત સામે વાંધો ઉઠાવવાનો તથા બજેટ ઉપરથી ઉભી થતી કેટલીક આર્થીક ચર્ચાના સબંધમાં શેઠ બી. એફ. માદન તરફથી જે નોટ તૈયાર કરવામાં આવી હતી તે નોટમા જણાવેલા મુખ્ય મુદ્દાઓને આધારે એક તાર ના. હીંદી સરકારના નાણાં ખાતા ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૩ ચેમ્બરના કાયદા કાનુનના નીયમ નં. ૨૫ ની રૂએ ચેમ્બરની કમીટી ઉપર પાંચ સભાસદો "કો ઓપ્ટ" કરવાના સંબંધમાં વીચાર કરતાં નીચે જણાવેલા ગૃહસ્થોને "કો ઓપ્ટ" કરવાનો ઠરાવ થયો હતો.

૧ ધી બોમ્બે શ્રોફ એસોસીએશનના એક પ્રતીનીધી
૨ શેઠ વાલચંદ હીરાચંદ
૩ ,, મનુ સુબેદાર
૪ ,, હુરનંદરાય રામનારાયણ
૫ ,, જમનાદાસ દ્વારકાદાસ

૪ ચેમ્બરનો હાલનો કમીટીનો વખત તથા દીવસ મે. પ્રમુખને અનુકુળ નહી હોવાથી હવે પછી ચેમ્બરની કમીટીની બેઠકો દર મહીનાના બીજા અને ચોથા શનીવારે બે કલાકને બદલે દર મહીનાના બીજા અને ચોથા મંગળવારે ૭ કલાકે (સ્ટા–ટા) ગોઠવવાનો ઠરાવ થયો હતો. મંગળવાર તા. ૧૩ મી માર્ચને રોજ કમીટીની બેઠક સુધરેલા વખતે બોલાવવાનું અગવડ ભરેલું હોવાથી તે કમીટીનો મીટીંગ બુધવાર તા. ૧૪મી માર્ચને રોજ સાંજે ૪–૩૦ કલાકે સ્ટા–ટા, બોલાવવાનો ઠરાવ થયો હતો.

૫ પોર્ટ ટ્રસ્ટ ઉપર ચેમ્બર તરફથી પાંચ પ્રતીનીધીઓની ચુંટણી કરવાને સારૂ શુક્રવાર તા. ૨૩મી માર્ચ સને ૧૯૨૩નો દીવસ નક્કી કરવાનો ઠરાવ થયો હતો.

૬ મજકુર ચુંટણીના સબંધમાં મતપત્રો તપાસવા સારૂ શેઠ બી. એફ. માદન તથા શેઠ જમનાદાસ વસનજી મનજીની સ્કુટીનીઅર તરીકે નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

૭ પોર્ટ ટ્રસ્ટ ઉપર પ્રતીનીધીની ચુંટણીને લગતા કાયદાકાનુનના નીયમ નં. ૧ ની રૂએ ધંધાની વર્ગીના સંબંધમાં જે વાંધા ઉઠાવવામાં આવ્યા હોય તેની તપાસ કરવાને સારૂ શેઠ એન. એમ. મઝુમદાર તથા શેઠ બી. એફ. માદનની સબ–કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

૮ નીચેના ગ્રહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરના સભાસદ તરીકે દાખલ થવાને અરજી આવેલી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો મંગળવાર તા ૬ ઠી માર્ચથી મંગળવાર તા. ૧૩ મી માર્ચ સુધીના નક્કી કરવામા આવ્યા હતા. સ્કુટીનીઅર તરીકે શેઠ જમનાદાસ વસનજી મનજીની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

૧ મેસર્સ ધી બોમ્બે પેપર એન્ડ સ્ટેશનરી મર્ચંટસ એસોસીએશન (પેપર અને સ્ટેશનરી)

૨ મેસર્સ કરમાલી ઇબ્રાહીમ એન્ડ કુ. (વેપારી કોન્ટ્રાકટર રેલ્વે સ્ટીમસ વિગેરે)

૩ શેઠ કાશીનાથ ડી. ખોટે (ચોખાના વેપારી અને એજન્ટ)

૪ શેઠ નવરોજી એમ. કુમસીઆ (જર્નાલીસ્ટ)

૫ શેઠ હાસમ રહીમતુલ્લા (આયાત નિકાશ)

૬ મેસર્સ કેશવજી મોરારજી વસનજી એન્ડ કું. (મીલ એજન્ટ)

૭ મેસર્સ સુંદરદાસ પદમશી એન્ડ કું (કાપડના વેપારી)

૮ મેસર્સ હંસરાજ ગોકળદાસ એન્ડ કું. (વેપારી)

૯ શેઠ છોટાલાલ ભીખાભાઇ તરફથી ચેમ્બરના સભાસદ તરીકેનુ રાજીનામું જણાવનારો પત્ર આવ્યો હતો જે રાજીનામું મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા બુધવાર તા. ૧૪ મી માર્ચ સને ૧૯૨૩ને રોજ સાંજના ૪-૩૦ (સ્ટા. ટા.) કલાકે સર ફાઝલભાઇ કરીમભાઇના પ્રમુખપદ હેઠળ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| સર ફાઝલભાઇ કરીમભાઇ નાઇટ (પ્રમુખ) | શેઠ મોરારજી મુળરાજ ખટાઉ. |
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ-પ્રમુખ) | „ ગુલાબચંદ દેવચંદ ઝવેરી. |
| „ હંસરાજ પ્રાગજી ઠાકરસી | „ વેલજી લખમશી નપુ. |
| „ બી. એફ. માદન | „ કેકોબાદ કાવસજી દીનશાહ |
| „ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ | „ મનુ સુબેદાર |
| „ એન. એમ. મઝુમદાર | „ હરનંદરાય રામનારાયણ |
| „ લક્ષ્મીદાસ રવજી તેરશી | „ હીરાલાલ દેવચંદ જશાણી |
| | (ધી બોમ્બે ઓફ એસોસીએશનવાલા) |

(૧) માઇસોર ચેમ્બર ઓફ કોમર્સના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે કોફીના વાવેતર અને બનાવટ ઉપરની આવક ઉપર કર નાખવાની સૂચના ના. હિન્દી સરકાર સમક્ષ હતી તેથી ચેમ્બરની કમીટી વાકેફ હતી કે નહિ; વળી ખેતીવાડીમાંથી થતી આવક આવકવેરામાંથી

મેટ્રીક શીખેલી બીજી ગનો બોરટ્રો શોભે છે.

મુકવ હોવાથી કોફીના વાવેતર ઉપરની આવક તે વર્ગમાં ગણી શકાય કે કેમ અને આ ચેમ્બરની કમીટીએ આ પ્રશ્ન ઉપાડયો હતો કે નહિં અને તે બાબત ચેમ્બરની કમીટી શું અભિપ્રાય ધરાવે છે તે પુછાવ્યું હતું. આ પત્ર ઉપર વિચાર કરતાં માઈસોર ચેમ્બરને એવું લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે કોફીના વાવેતર ઉપરની આવક ઉપર આવકવેરો લેવાની સુચના ના. સરકાર પાસે હોય એવું કમીટી જાણતી નથી અને તે પ્રશ્ન કમીટી સમક્ષ આવ્યો નથી.

(૨) અત્રેના ધી મરચન્ટસ એસોસીએશનના ઓનરરી સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે ધી ઉપરની ટાઉન ડયુટી મુંબઈના હર મણે ૨ આના અને બંગાલી મણે ૬ આના હોવી જોઇએ અને તે મુજબ મ્યુનીસીપલ કમીશનરને લખી મોકલવા કમીટીને ભલામણ કરી હતી. આ બાબત ઉપર વિચાર કરતાં તે એસોસીએશનને એવું લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે ઉપરની ટાઉન ડયુટીમાં હજી વધારે ઘટાડો કરવાની તેઓની સુચનાને કમીટી ટેકો આપી શકતી નથી. વળી તે એસોસીએશનને ચેમ્બરના સભાસદ તરીકે જોડાવાની વિનંતી કરવાનો ઠરાવ થયો હતો.

(૩) ના. હિન્દી સરકારના ઉદ્યોગખાતા તરફથી તા ૩૧-૧૨-૧૯૨૨ને રોજ પુરા થતા છ માસ દરમ્યાન હિન્દુસ્તાન માટે કરવામાં આવેલી માલની ખરીદી સંબંધમા સસ્તામાં સસ્તાં ટેન્ડરો સ્વીકારવામાં નહોતાં આવ્યાં તેનાં કારણો દર્શાવનારો કોઠો મળ્યો હતો. આ કોઠા ઉપર વિચાર કરવાનું યોગ્ય સબ-કમીટીને સોંપવાનો ઠરાવ થયો હતો અને તે કોઠાની વધારે નકલો પુરી પાડવા માટે ના. સરકારના ઉદ્યોગખાતાને લખવાનો ઠરાવ થયો હતો.

(૪) ધી બેંગાલ નેશનલ ચેમ્બર ઓફ કોમર્સ તરફથી પત્ર આવ્યો હતો જેમાં કોલ ટ્રાન્સપોર્ટેશન ઓફીસર તરફથી કોલસાની લાવલઇજાના સંબંધમાં જે નવી યોજના 'કોલ એડવાઇઝરી કમીટી' આગળ અભિપ્રાયને સારૂ રજુ થઇ હતી તે ઉપર કમીટીનો અભિપ્રાય માંગ્યો હતો. આ બાબતમાં કાંઈપણ પગલાં ન લેવાનો ઠરાવ થયો હતો.

(૫) ચેમ્બરના કાયદાકાનુનના નીયમ નં. ૨૪ની રૂએ નીચે મુજબ સબ કમીટીઓ નીમવામા આવી હતીઃ—

### (૧) ફીનેન્સ સબ કમીટી—

(૧) પ્રમુખ (૨) ઉપ-પ્રમુખ (૩) ઓ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (૪) ઓ. શેઠ ફીરોઝ સી. શેઠના (૫) શેઠ મનમોહનદાસ રામજી (૬) શેઠ બી. એફ. માદન (૭) શેઠ એન. એમ. મઝુમદાર (૮) શેઠ મનુ સુબેદાર (૯) શેઠ એસ. એન. પોચખાનાવાળા.

### (૨) ટ્રાન્સપોર્ટ સબ કમીટી—

(૧) પ્રમુખ (૨) ઉપ-પ્રમુખ (૩) ઓ. શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસ (૪) શેઠ વાલચંદ હીરાચંદ (૫) ઓ. શેઠ લલ્લુભાઇ સામળદાસ (૬) શેઠ લાલજી નારણજી (૭) શેઠ જહાંગીર બી. પીટીટ.

### (૩) લેબર-સબ કમીટી—

(૧) પ્રમુખ (૨) ઉપ-પ્રમુખ (૩) શેઠ લક્ષમીદાસ રવજી તેરસી (૪) ઓ. શેઠ ફીરોઝ સી. શેઠના (૫) શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી (૬) શેઠ મનુ સુબેદાર (૭) શેઠ એન. એમ. મઝુમદાર.

## (૪) ઇમ્પોર્ટ એન્ડ એક્સ્પોર્ટ સબ કમીટી—

(૧) પ્રમુખ (૨) ઉપ-પ્રમુખ (૩) શેઠ લક્ષ્મીદાસ રવજી તેરસી (૪) શેઠ વેલજી લખમશી નપુ (૫) શેઠ મોતીલાલ કાનજી (૬) શેઠ ગીરજાશંકર બી. ત્રીવેદી (૭) શેઠ બી. એફ. માદન.

(૬) કોટન ટ્રાન્સપોર્ટ બીલના સંબંધમાં કાયદા કાનુન ઘડવા સારૂ તા. ૧૬ તથા તા ૧૭ મી માર્ચને રોજ ના. મુંબઇ સરકાર તરફથી મુકરર કરવામાં આવેલી મીટીંગોમાં ચેમ્બરના પ્રતિનિધિ તરીકે શેઠ એમ એમ અમરશીની નીમણુક કરવામાં આવી હતી તેના સંબંધમાં તેઓએ પત્ર લખી જણાવ્યું હતું કે કોટન એસોસીએશનના પ્રતિનિધિ તરીકે પણ તેઓની નીમણુક કરવામાં આવી હતી તેથી જો ચેમ્બરને જરૂર લાગે તો બીજા પ્રતિનિધિ નીમવાની ભલામણ કરી હતી આવા પ્રતિનિધિ તરીકે શેઠ બી. એફ. માદનની નીમણુક કરવાનો ઠરાવ થયો હતો.

(૭) પ્રોગ્રેસ વર્કીંગ કમીટીએ મહાત્મા ગાંધીજી તરફ હિન્દુસ્તાનનો પ્રેમ અને માન દર્શાવવાના હેતુથી તા. ૧૮ મી માર્ચને રોજ દેશમાં મરજીઆત હડતાળ પાડવાના કરેલા ઠરાવ તરફ બોમ્બે પ્રોવીન્શીઅલ કોંગ્રેસ કમીટીના સેક્રેટરીએ પત્રદ્વારા ચેમ્બરની કમીટીનું ધ્યાન ખેંચી ચેમ્બરની ઓફીસ તે દિવસે બંધ રાખવાની ભલામણ કરી હતી. ચેમ્બરની ઓફીસ તા. ૧૮-૩-૨૩ ને રોજ બંધ રાખવાનો ઠરાવ થયો હતો.

(૮) ઇન્ડીઅન મર્કન્ટાઇલ મરીન કમીટીના સેક્રેટરી તરફથી કમીટીએ ઘડી કાઢેલ સવાલોની યાદી મળેલી હતી જે ઉપર વિચાર કરવાનું ટ્રાન્સપોર્ટ સબ-કમીટીને સોંપવાનો ઠરાવ થયો હતો.

(૯) મુંબઇના ગ્રેન મર્ચન્ટસ એસોસીએશન તરફથી પત્ર આવ્યો હતો કે ચેમ્બર તરફથી મુંબઇ પે[illegible] ઉપર પ્રતિનિધિઓ ચુંટણીને લગતા કાયદાથી એસોસીએશનને ગેરઇન્સાફ થયો હતો અને તે એસોસીએશનને પોતાનો પ્રતિનિધિ નીમવાનો હક મળવો જોઇએ. આ બાબત ઉપર વિચાર કરતાં તેને એવું લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે ચુંટણીને લગતા કાયદા સામાન્ય સભાએ પસાર કર્યા હતા અને એસોસીએશનને પોતાના વિચારો જણાવવા પૂરતી તક મળી હતી વળી એસોસીએશનના પ્રતિનિધિઓ જે સભામાં આ નિયમો પસાર થયા તે વખતે હાજર હતા.

(૧૦) શેઠ મનમોહનદાસ રામજી તથા એ. શેઠ લલ્લુભાઇ શામળદાસ તરફથી તાર મળ્યા હતા જેમાં આવક વેરા ઉપર 'સરચાર્જ' નાખવાની દરખાસ્ત સામે સખ્ત વિરોધ તાર મારફત નાણા ખાતાના સભાસદ ઉપર મોકલી આપવાની સૂચના કરી હતી. તે મતલબનો તાર મોકલવાનો ઠરાવ થયો હતો.

(૧૧) શેઠ પુરૂષોત્તમદાસ રતનશી તરફથી ચેમ્બરના સભાસદ તરીકે આવેલું રાજીનામુ મંજુર રાખવાનો ઠરાવ થયો હતો.

(૧૨) શેઠ હીરાજ ડી. પટેલ, કાપડના વેપારીઓ તથા કમીશન એજન્ટો તથા મેસર્સ ધી કોટન એન્ડ કોમર્શીઅલ ટ્રસ્ટ લીમીટેડ તથા મેસર્સ એલ. કે. વસનજીની કું. તરફથી ચેમ્બરના સભાસદ થવા માટે અરજીઓ આવેલી હતી તે રાબેતા મુજબ બેલટ ઉપર લઇ જવાનો ઠરાવ થયો હતો. ચાલુ વર્ષ માટે નવા સભાસદોની ચુંટણીના સંબંધમાં સ્ક્રુટીનીઅર તરીકે શેઠ ગીરજાશંકર બી. ત્રીવેદીની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

---

(૧૩) ચેમ્બરના માસિકના સંબંધમાં જે સરક્યુલર કાઢવામાં આવ્યો હતો તેના જે જવાબો મળ્યા હતા તે ઉપર વિચાર કરવાનું મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

(૧૪) લંડનમાં હિન્દુસ્તાન ખાતે ઉભી કરવામાં આવતી લોનોના સંબંધમાં કમીટીના એક સભાસદે તાજનો જે ખરડો તૈયાર કર્યો હતો તે ઉપર વીચાર કરવા માટે ફીનેન્સ સબ-કમીટીને સોંપવાનો ઠરાવ થયો હતો.

---

૩ ખાસ સભાઓઃ-

હીંદી સરકારના ખજાનચી ઓ. સર જેમ્સીલ બ્રેકેટ ચેમ્બરની કમીટીની મુલાકાત માટે તા. ૪ થી એ આવનાર છે.

હીંદી સરકારના વેપાર ખાતાના વડા ઓ. મી. ચેડવીક ચેમ્બરની કમીટીના ખાસ સભાઓમાં મુલાકાત માટે તા. ૫ મી એ આવનાર છે.

---

જાણ્યે છે ઠેકાણું-આ ચેમ્બરના એક સભાસદ શેઠ મગનલાલ કલ્યાણજીનું ઠેકાણું અગાઉ હોર્નબી રોડ પાસે કૃષ્ણ બીલ્ડીંગમાં હતું તે તેઓ છોડી ગયા છે. પણ નવું ઠેકાણું ચેમ્બરને જણાવેલું નથી માટે એ નવા ઠેકાણાની ચેમ્બરને ખબર આપવાની વીનંતી કરવામાં આવે છે.

---

## (૫) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો.

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહીને આ માસિકમાં જૂદો વિભાગ રાખવામાં આવે છે. જે ગ્રહસ્થોને પોતાની ઓફીસો કારખાના અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વિગતવાર આ ચેમ્બરને લખી જણાવી જેથી આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી ફી લેવામાં આવશે નહિં. અન્ય વેપારી ભાઈઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ૪ આના લેવામાં આવશે તેજ મુજબ જે ભાઈઓ નોકરીની તજવીજમાં હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવી વિગતવાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી. જે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. તેમની પાસેથી દરેક વખત જાહેર ખબર આપવા માટે ફક્ત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે. જે જે વેપારી ભાઈઓ તેમજ ઉમેદવારોને પોતાનાં નામ જાહેર કરવાની ઈચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે જણાવવા તસ્દી લેવી.

---

## વર્તમાન ચર્ચા.

### (૧) રાજકીય સુધારાનું મહત્વ.

હીંદની પ્રજામાં અત્યારે ચર્ચાનો મુખ્ય વીષય છેલ્લા બજેટ ઉપરથી ઉપસ્થીત થયેલો ધારાસભાની પ્રતિષ્ઠાનો છે. કોઇ કટોકટીના પ્રસંગે ધારાસભાની મરજી ઉપરાંત કાંઇ કાર્ય કરવું પડે તો તે કરવા માટે નામદાર વાઇસરોયને જે સત્તા છેલ્લા રાજકીય સુધારાને અંગે અપાઇ હતી તેનો ઉપયોગ હાલના મામલામાં સરકારે કર્યો છે. નીમક ઉપરનો કર વધારવાની દરખાસ્ત અમે વકી રાખ્યા પ્રમાણે, વડી ધારાસભાએ ઉરાડી દીધી છે પણ તેની મરજી ઉપરાંત એ વધારો કરવાની હઠીલાઇ દર્શાવી સરકારે કાઉન્સીલ ઓફ સ્ટેટને ભલામણ કરી કે એ વધારો સ્વીકારવો. એઠ કાઉન્સીલના સભાસદો ઑ. સર દીનશાહ વાછા, ઑ. મી. લલ્લુભાઇ શામળદાસ વગેરેએ મજબુત લડત ચલાવ્યા છતાં કાઉન્સીલ ઓફ સ્ટેટમાં સરકારની મરજી મુજબનો ઠરાવ પસાર થયો છે. તે પછી લેજીસ્લેટીવ એસેમ્બ્લીએ ફરીથી એ નીમક ઉપરના જકાતના વધારા વીરૂદ્ધ ઠરાવ કર્યો છે. તે છતા સરકારે છેવટનો ઠરાવ બહાર પાડી વડી ધારાસભાના ઠરાવથી વીરૂદ્ધ જઇને પણ નીમક ઉપરની જકાત દર મણે અઢી રૂપીઆ જેટલી રાખી છે. તેથી પ્રજાની નજરમાં એ ધારાસભાની પ્રતીષ્ઠા હવે હલકી પડશે અને અસહકારીઓ એમજ કહેશે કે દેશની પ્રજાના ચુંટાયેલા પ્રતીનીધીઓની બનેલી ધારાસભાની પ્રતીષ્ઠા નહીં ત્યાં છેલ્લા રાજકીય સુધારાનું મહત્વ શું?

મામલો કટોકટીનો હોત તો કદાચ સરકારનું પગલું અસાધારણ સંજોગો ગણીને અપવાદ રૂપે દરગુજર કરવા લાયક ગણાત પણ હાલની સ્થીતી તેવી કટોકટીની નથી. બજેટની ચર્ચા વેળા જણાઇ ગયું છે કે સરકાર હીસાબ રાખવાની રૂઢીમાં મરજી પ્રમાણે ફેરફાર વખતોવખત કરતી આવી છે. ખર્ચમા કરકસર કરાને, અમુક ખર્ચ મહેસુલ ખાતે ઉધારવાને બદલે થાપણ ખાતે ઉધારીને, અથવા કસ્ટમ્સના જકાત આવક વેરા વગેરે કરમા વધારો કરીને, બજેટનાં બેઉ પાસાં સરખા કરવાનું મુશ્કેલ ન હતું પણ ત્રણે ઉપાયો પડતા મેલી ગરીબ વર્ગના ઉપર બોજો વધારનારો નીમક વેરો વધારવાની હઠ સરકારે લીધી તે વાજબી ઠરાવનારો સંતોષકારક ખુલાસો સરકાર તરફથી રજુ થયો નથી. તેથી પ્રજા વાજબી રીતે પુછે છે કે જો વડી ધારાસભામાં ઠરાવને સરકાર આમ બાજુપર મુકી શકે, તો એ ધારાસભાનું મહત્વ શું?

---

(૨) હીસાબની રૂઢી—સરકારનો વહીવટ સાધારણ રીતે એવો જોઇએ કે જે ખરચ થાપણ ખાતે થાય તે જો આવક આપે એવો હોય તો તેનો બોજો પ્રજા ઉપર તુરત નહીં નાંખવાં તેની આવક મળે તે વેળા નંખાય. આ રીતે રેલ્વેની એન્યુઇટી એટલે કે દર વરસે અમુક રકમ આપવાની હતી તે મહેસુલ ખાતે ઉધારીને એ રેલ્વેની આવકમાંથી આપવાની ગોઠવણ બજેટમાં હતી. આ વરસે રેલ્વેની આવકમાંથી તે નહીં આપતાં પણ થાપણ ખાતે ઉધારવી એવો આગ્રહ

---

મેટલીક રીલીંગથી બીલ્ડીંગનો ઓરડો ચોખ્ખો છે.

ધારાસભામાં કરવામાં આવ્યો હતો. તેમાં દલીલ એવી હતી કે એવું દેવું ભવીષ્યની પ્રજા આપે તેમાં કાંઇ ખોટું નથી ? કેટલાક તો એમ પણ દલીલ કરે છે કે જે થાપણ ખરચ ઉપર વ્યાજ જેટલી આવક થતી હોય તેને મહેસુલમાંથી ખરીદ ખાતે કદી પણ લખી વાળવાની જરૂર ગણાય નહીં. સરકાર અગાઉ એવા કેટલાક ખરચ મહેસુલ ખાતે ન ઉધારતાં થાપણ ખાતે ઉધારતી હતી. પણ આ વરસે નવા બજેટમાં તેવી રકમો મહેસુલ ખાતે ઉધારવાની ગણી હતી. એવી રકમો કયે ખાતે નાંખવી તે વીશે ધારાસભા પાસે નીર્ણય કરાવવા માટે અગાઉ દરખાસ્ત લાવવામાં આવેલી ન હતી. તો પછી અગાઉની રૂઢી બદલવા માટે આ વરસ ખાસ કારણ શું હતું ? હીંદી સરકારના ખજાનચીએ જણાવ્યું કે એવો ખરચ થાપણ ખાતે નહીં નાખતાં મહેસુલ ખાતે ઉધારવો જોઇએ. દલીલ તરીકે એમનું કહેવું વાજબી ગણીયે તો પણ શું એ બાબદમાં છેવટનો નીર્ણય કરવાનો ધારાસભાને અધિકાર નથી ? જો હોય તો અને તેવી રકમો થાપણ ખાતે ઉધારવાનો તે ઠરાવ કરે તો ને કાંઇ એવો તાકીદનો તથા મહત્વનો સવાલ ન હતો કે જેને માટે ધારાસભાનું માન જાળવવાની ફરજમાંથી સરકાર છુટી શકે.

(૩) સરકારની આંટ—ગયા અંકમાં વીવેચન કરતા અમે સરકારી જામીનગીરીઓ પ્રત્યે સરકારની વલણ વીશે ઇશારો કર્યો હતો. બજેટની ચર્ચા દરમ્યાન સરકારે આંટનો સવાલ રજુ કરી પોતે તે વીશે બહુ સંભાલ લેતી હોવાનો દેખાવ કર્યો હતો. પણ ખરી હકીકત જુદીજ છે. સરકારે અત્યાર સુધીમાં જે દેવું કર્યું છે તેમાં લડાઇ પછી કાઢેલી લોન પાછી વાળવા માટેની મુદત બાંધી છે, પણ તે અગાઉની ત્રણ ટકા વ્યાજની તથા સાડાત્રણ ટકાનાં વ્યાજની લોનનાં નાણાં પાછા આપવા માટે દુરની કે પાસેની કોઇ, પણ મુદત નકી કરવાની ફરજ બજાવવામાં તે નીષ્ફળ ગઇ છે. એ લોનના ભાવમાં થયેલા ઘટાડાથી તેમાં નાણા રોકનારાઓને ગયેલી ખોટને લીધે ઘણા લોકોને એવી લોનમાંથી વીશ્વાસ ઉઠી ગયો છે તેવે સમયે એના સંબંધમાં કેવી રીતે કામ લેવું તે વીશે સલાહ આપવા માટે મુંબઇમાં તેમજ કલકતામાં સરકારે નીમેલી કમીટીઓની સલાહ એવી હતી કે એ લોનોનાં નાણાં પાછા આપવા માટેની વધતામાં વધતી કાંઇક મુદત નક્કી કરવી. સરકારે એ સલાહનો અમલ કર્યો હોત તો એ લોનોના ભાવ ધીમેધીમે પણ ઠેકાણે આવવાની વધારે ખાતરી રાખી શકત. તેમ કરવામાં નીષ્ફળ નીવડવાથી સરકારે પોતાની આંટ ગુમાવી છે તે પાછી મેળવવા માટે વધારે રાહ જોવી પડશે. ધારાસભાએ અત્યારે એમ ઠરાવ કરવો જોઇએ કે જયાં સુધી એ ત્રણ તથા સાડાત્રણ ટકાનાં વ્યાજની લોનના નાણા આપવામા ન આવે ત્યાં સુધી ઇંગ્લંડમાં કોઇ પણ લોનનાં નાણાં પાછાં આપવાં નહીં. અલબત આવો ઠરાવ થાય તે અમલમા લાવવાની સતા ન હોય ત્યાં સુધી તે નકામોજ નીવડે અને ધારાસભાની પ્રતીષ્ઠા કેટલી છે તે આપણે જોઇ છે એટલે એ વીશે વીવેચન કરવું નકામું છે. પણ હીંદી વેપારી વર્ગે એ ઓછા વ્યાજની લોનોમાં નાણાં રોકનારાઓની ઉપર દયા લાવી નવી હીંદી લોનોમાં નાણાં ભરતી વેળા સરકાર ઉપર એવું દબાણ વાપરવું જોઇએ કે જેથી તેના સંબંધમાં સુચવ્યા મુજબ મુદત બાંધી આપવાને સરકાર કબુલ થાય. પણ દેશની અંદર જયારે સરકારી આંટ ગઇ છે અને હવે પછી પ્રજાની સંમતી વગર કાઢવામા આવનારી લોનોનાં નાણાં પાછાં આપવા માટે હીંદી પ્રજા બંધાયલી ગણાશે નહીં એમ પ્રજાના પ્રતીનીધીઓની બનેલી ઇંડીયન નેશનલ કોન્ગ્રેસે જાહેર કર્યું છે તે છતાં એ બાબદમાં સ્થીતી સુધારવાની દરકાર હીંદી સરકારે કરી નથી અને જે ફીનાન્સ બીલ છેવટના વાંચનમાંથી પસાર થયું નથી તેને આધારે સરકાર લોન કાઢશે તેને પ્રજાની સંમતીથી કાઢેલી ગણવાને ઇંડીયન નેશનલ કોન્ગ્રેસ તૈયાર થશે ? પરદેશમાં હીંદી

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

સરકારની આંટ ટકાવી રાખવાની જે કાળજી સરકાર દર્શાવે છે તે કેટલી પોકળ છે તે તો અન્ય દેશોની સરકારોએ પરદેશમાં ઉઘરાવેલી લોનોના ભાવ, તથા વ્યાજ સરખાવવાથી તુરત સમજી શકાશે. ખુદ ઇંગ્લંડની આંટ નબળી ગણીને તેણે માગેલી શરતોએ નાણાં ધીરવાની યુનાઇટેડ સ્ટેટસની સરકારે ના પાડી ત્યારે યુનાઇટેડ સ્ટેટસની સરકારની શરતો કબુલ કરીને ત્યાંથી નાણા મેળવવાની ઇંગ્લંડને ફરજ પડી તે દર્શાવે છે કે અમેરીકામાં ઇંગ્લંડની આંટ સારી નથી. હીંદની આંટ પરદેશમા કેટલી સારી છે તેનો તાજો પુરાવો એ છે કે ઇંગ્લંડમાં હીંદી પ્રધાન મારફતે હીંદી સરકારે કાઢેલી છેલ્લી લોન માટે બહુજ ટુંક મુદતમાં માગણી કરતા વધારે રકમની અરજીઓ આવી હતી. વળી ઇંગ્લંડની સરકારની લોનમાં નાણાં રોકનારાઓને જેટલા પ્રમાણમાં ખોટ ગઇ છે તેટલા પ્રમાણમાં ખોટ હીંદ તરફથી પરદેશમા કાઢેલી લોનમા નાણા રોકનારાઓને ગઇ નથી. આટલું છતાં જે આંટ ટકાવવા માટે છેલ્લાં પાંચ વરસ દરમ્યાન કાંઇપણ સંગીન પગલાં ભરાયા નથી અને જેને માટે નજદીકના ભવીષ્યમાં કાંઇપણ પગલાં સરકાર ભરે એવી વકી નથી તેને માટે કાળજી રાખવાનો ઢોંગ સરકારે માત્ર નીંમક ઉપરની જકાત વધારી હીંદની ગરીબ રૈયતને તથા હીંદના ઉદ્યોગને કચડવા માટેજ માંડયો છે એમ પ્રજા પોકારે છે. સરકારના મનની મુરાદ અમે પારખી શકતા નથી પણ પ્રજાનો પોકાર ઘણે અંશે વાજબી હોવાનો સંભવ અમને લાગે છે અને નીમક ઉપરની જકાત વધારવાનું પગલું કાંઇક ગુપ્ત યોજનાના એક ભાગ રૂપે હશે એમ પણ શંકા થાય છે.

(૪) ચલણ અને હુંડી–હીંદમાં ચલણનું ધોરણ સોનાનું છે એમ કહેવાય છે પણ ઇંગ્લંડમા સોનાનું ધોરણ હતું તે જેમ ચલણી નોટોને બદલે સોનાના સીકકા આપી ન શકાયા તેથી એટલો વખત બંધ પડેલું ગણાય છે. તેજ પ્રમાણે અહીં પણ ચલણી નોટ તથા રૂપેયાને બદલે જ્યા સુધી સોનાના સીક્કા આપવામાં ન આવે ત્યાં સુધી સોનાનું ધોરણ છે એમ કહી શકાય નહી. સોનાનું ધોરણ હોય એવી રીતે હુંડીના ભાવને અમુક હદની અંદર રાખવાના પ્રયત્નો હમેશા થતા રહ્યા છે. ઇ૦ સ૦ ૧૮૯૨થી ૧૯૧૭ સુધીના સમયમા એવા પ્રયત્નો મોટે ભાગે સફળ થવા હતા પણ તે પછી એવા પ્રયત્નોમાં મોટે ભાગે નીષ્ફળતાજ મળી છે. છેલ્લો પ્રયત્ન ૧૯૨૦ માં રીવર્સ કાઉન્સીલનાં વેચાણનો હતો પણ તે રીતે હુંડીના ભાવને ઘટતા અટકાવવામા એવો સખત હાર સરકારને મળી કે તે ઘણા વરસો સુધી યાદ રહેશે. ચાલુ રહેતા કાયદામ એક રૂપયાની કીંમત સોળ પેન્સની હતી તે ૧૯૨૦માં બદલીને ચોવીસ પેન્સ ઠરાવવામા આવી તેનું પણ કાંઇ પરીણામ ધારવા મુજબ આવ્યું નથી. હમણાં એમ ફરીયાદ કરવામાં આવે છે કે એ કાયદાને લીધે હીંદમાં સોનાંના સીકકા લાવવાના કામ પર અંકુશ પડે છે, પણ એ ફરીયાદ ખોટી છે. સોનાના સીકકાની આયાત વધતા કે ઓછા પ્રમાણમાં ચાલુ છે અને તે ચાલુ રહેવાનો આધાર સોનાના ભાવ પર રહયો છે. જો સોનાની લગડી માટેના ભાવના પ્રમાણમાં સોનાના સીકકા માટે વધારે ભાવ મળવાનો સંભવ હોય છે તો સીકકાનીજ આયાત થાય અને સીકકાના ભાવ કરતાં લગડી માટેનો ભાવ વધારે હોય ત્યા સીકકા ગળાઇ જાય અને લગડીને ભાવે વેચાય એ તો સમજતા પડે નહીં એવી સાદી વાત છે. હજી સુધી સીકકાનો ભાવ હુંડીના ભાવ સાથે સરખો થયો નથી. પણ એ બે વચેનો તફાવત ઘટતો જાય છે, છતાં કેટલાક નાણાં શાસ્ત્રીઓ એવી માગણી કરે છે કે ૨૪ પેન્સનો ભાવ બદલીને સોળ પેન્સનો કરવા માટે વીચાર ચલાવવાને હમણાં કમીશન નીમવું. આ માગણી માટે હાલનો વખત અનુકુળ લાગતો નથી. અત્યારે કાયદામાં જયાં એક પાઉંડને દસ

રૂપયાની કીંમતને ગણ્યો છે. જો એને બદલીને પંદર રૂપયાની કીંમતો ઠરાવાય તોપણ બજારમાં જ્યાં સુધી એની કીંમત પંદર રૂપયા અને અગ્યાર આના જેટલી ઉપજે છે તે ચાલુ રહે ત્યાં સુધી, કોઇ પંદર રૂપયાના બદલામાં પાઉંડ આપવાને તૈયાર થાય નહીં. એટલે એ ભાવ ઘટીને પંદર રૂપયાનો થાય ત્યાં સુધી, કાયદામાં ગન તે ફેરફાર કરાય તોપણ તેની બજાર ઉપર અસર થવાની નહીં; માટે હમણાં કાયદામાં કશો ફેરફાર કરવાનો ઉપયોગ નથી. જો કમીશન નીમાય તોપણ દેશપરદેશો વચેનાં હુંડીના બજારોમાં ભાવ અસ્થીર હોવાથી ઉદ્યોગોની તથા વેપારી બજારોની સ્થીતિ પણ હજુ અસ્થીર છે. તે સંજોગામાં કમીશન નીમાય તો શા આધારે મત આપે તે સમજવું મુશ્કેલ છે. એટલે એવું કમીશન નીમવા માટે પણ સમય પ્રાપ્ત થયો છે એમ માની શકાય તેમ નથી. કાયદો ફેરફવાનું ઠરે તો પણ તે માટે ધારાસભા મળે ત્યાં સુધી રાહ જોવી પડે. તટલા સમયમાં મામલો વધારે રાહ ઉપર આવે એવી આશા રાખી શકાય. હુંડીના બજારની રૂખ હમણાં તો નરમ ગણાય, કારણ કે હવે ચોમાસું પાસે આવે છે. એ વલણને કાબુમાં રાખવા માટે નાણું ભીડ કરવાનું પણ સરકારને પોષાય તેમ નથી; કારણ કે નવી લોન કાઢવાની બાકી છે તેના ભાવ, નાણા ભીડ વધે તો સારા ઉપજે નહીં. બેંક રેંટ હજી ટકી રહયો છે પણ ચોમાસું પાસે આવતું હોવાથી હવે એમા ઘટાડો થવાની આશા રાખી શકાય. ચલણી નોટો આવતા તા. ૧ લી મેથી સરકાર નવી જાતનો કાઢનાર છે.

(૫) સરકારના ખર્ચમાં કાપકુપ—આ માટે હિંદની વડી ધારાસભાના સભાસદોએ તથા હિંદનાં વપારી મંડળોએ સરકારને એટલો આગ્રહ કર્યો હતો કે તે માટે તપાસ કરી યોગ્ય લાગે તેવા માર્ગ સુચવવા માટે કમીટી નીમવાની ફરજ સરકારને પડી હતી. સરકારી ખાતાઓની રીતભાત એ કમીટી તપાસે તે વેળા ઉડાઉપણું ન દેખાય એવા હેતુથી એ તપાસ શરૂ થયા અગાઉ એ ખાતાંઓનાં ખરચમાં કાપકુપ થવા લાગી. તે પછી એ ઇંચ કેપ કમીટીની તપાસ ચાલી તે દરમ્યાન થયેલી સુચનાઓ પણ બની શકી ત્યા સુધી અમલમા મલાઈ; એટલે તપાસને પરીણામે સુચવવા જેવી કાપકુપ ઘણીજ થોડી રહેવી જોઇએ. પણ તે છતા એ કમીટીએ કરોડો રૂપયાની કાપકુપના ભલામણ કરી છે અને તેને મોટે ભાગે સરકારે સ્વીકારી છે તે પરથી દેખાય છે કે સરકાર અતીશય ઉડાઉપણે ખરચ વધારી દીધો હતો. તેમ છતાં એ કમીટીની ભલામણો માંથી કેટલીક મહત્વની હોવા છતાં હજી અમલમાં મુકાઇ નથી તેથી ખેદ થાય છે. લશ્કરમાં અંગ્રેજોને બદલે હીંદીઓને રાખવાથી જે કરકસર કરી શકાય તેની કરવામાં આવી નથી. લશ્કરમાં ઘટાડો કરવાની પણ પુરતી દરકાર રખાઇ નથી. રેલ્વેનો ખરચ કેટલો અને કેવી રીતે ઘટાડવો તેવી તેના ભલામણો ઉપર તો હજી હવે પછી વીચાર કરવાનો છે. કાપકુપ કમીટીનું કામ મોડેથી શરૂ કરવ્યું એટલે તેની ભલામણો વેળાસર ન મળવાને બહાને એવું આશ્વાસન આપવામાં આવ્યું છે કે એ કમીટીની સુચનાઓનો વીચાર કરીશું અને જેટલી બનશે તેટલી કરકસર કરાશું, પણ આ આશ્વાસનનો અમલ કરવામાં જેવી વૃત્તિ બજેટની ચર્ચા દરમ્યાન સરકારે દેખાડી નથી.

(૬) પબ્લીક સર્વીસ કમીશન—સરકારી અમલદારોની સ્થીતી છેલ્લા રાજકીય સુધારા પછી બદલાઇ એમ એ અમલદારાને લાગવા માડયું છે અને તેથી હીંદી સનંદી અમલદારોમાંથી ખાલી પડતી જગાઓ માટેના ઉમેદવારો પૂછે છે કે આજે એ નોકરીમા દાખલ થઇએ તો આજથી દસ વરસ પછી અમારી સ્થીતી કેવી રહેશે? તે વેળા મોટા પગારની ઉંચી પદવીઓ

રીતની હરીફાઈ ચાલતી અટકાવવા માટેનાં પગલાં હીંદી સરકાર સહેલાઈથી લઈ શકે. એવી અયોગ્ય હરીફાઇ માટે મનાઈ કરનારો કાયદો બાંધી શકે. અત્યારે સ્ટીમરોના ઉદયોગની બાબદમાં શું કરવું જોઇએ તે વીશે તપાસ ચલાવવા માટે સરકારે કમીટી નીમી છે પણ તેને સોંપવામાં આવેલા કામમાં તેણે પુછેલા સવાલોમાં આ હરીફાઇને કાંઇ પણ અગત્યની ગણવામાં આવેલી લાગતી નથી એ ખેદ પામવા જેવું છે. એ કમીટીની તપાસમાં મુખ્ય ધ્યાન સ્ટીમરો બાંધવાના ઉદયોગને ઉત્તેજનની જરૂર તથા તે આપવાની રીત અને સ્ટીમરો પર અમલદારની જગા મેળવવા માટે જોઈતી લાયકાત પ્રાપ્ત કરવાની સગવડ હીંદીઓને કરી આપવાના સવાલ પર વીશેશ લક્ષ અપાયું છે. સ્ટીમરો ફેરવવાના ઉદયોગને ઉત્તેજન રૂપે સરકારી મદદના અનેક પ્રકારો વીશે તપાસ કરવાનું પણ એક કમીટીને સોંપાયું છે આ તકનો લાભ લઇને હીંદીઓએ સ્ટીમરો બાંધવાના તથા ફેરવવાના ઉદયોગને સરકારે રક્ષણ તથા ઉત્તેજન આપવાની જરૂર સાબીત કરવી જોઇએ અને એ ઉત્તેજન તથા રક્ષણ આપવાના ઇલાજ બતાવવાની ફરજ અદા કરવી જોઇએ. આવો પ્રસંગ વારંવાર આવવાનો સંભવ નથી.

**(૮) સ્ટીમરો વીશે મી. શેશગીરી આયરનું બીલ**—જે કમીટી વીશે ઉપર વીવેચન કર્યું છે તેની નીમણુંક વીશે છેલ્લા થોડા મહીના દરમ્યાન વીચાર ચાલતો હતો પણ તેથી થતી ઢીલ અટકાવવા કાજે મી. શેશગીરી આયરે હીંદની વડી ધારાસભામાં સ્ટીમરોને લગતું બીલ દાખલ કર્યું છે. હાલમાં તો સ્ટીમરોમાં માલ મોકલવા માટે લીધેલા નુરમાંથી અમુક ભાગ પાછો આપવાની લાલચ આપી તેની શરત એવી રાખવામાં આવે છે કે એ માલ ચઢાવનારે પોતાનું કામ બીજી કોઇ સ્ટીમર કંપનીને સોંપવું નહી. આ ગોઠવણને લીધે નવી સ્ટીમર કંપનીઓને પુરતું કામ મેળવવું મુશ્કેલ પડે છે અને હીંદી સ્ટીમરોને ફેરવવાનો ઉદયોગ ખીલતો અટકે છે. તેથી અન્ય કેટલાક દેશોની માફક હીંદમાં પણ એવી ગોઠવણની કાયદાથી મનાઇ કરવી જોઇએ અને તે સાધવા માટે મી. શેશગીરી આયરે પોતાના ખરડામાં યોજના કરી છે. વળી નુરના દર અયોગ્ય રીતે રાખીને હરીફોને હેરાન કરવાના કે માલ મોકલનારાઓ ઉપર અતીશય બોજો નાખવાના લોભને પણ અંકુશમાં રાખવા માટે નુરના ઓછામાં ઓછા અને વધારેમાં વધારે દર નક્કી કરવાની સતા સરકારને આપવાની પણ એ ખરડામાં ગોઠવણ છે. અમે એ બીલને આવકાર આપીએ છીયે અને જો કે સરકારે તેની વીરૂદ્ધ પડવાનાં વલણ દર્શાવી છે તો પણ તેથી નહીં ડરતાં ધારાસભામાં એ બીલ પસાર કરવામાં બનતી મદદ કરવામાં પ્રજાકીય સભાસદો પોતાની ફરજ બજાવશે એવી આશા છે.

**(૯) મજુર પક્ષને ઉશ્કેરવાનો પ્રયત્ન**—મજુર વર્ગની ઉન્નતિ થાય એવા પ્રયત્નોમાં મદદ કરવાની અમે અમારી ફરજ ગણીયે છીએ. કેમ કે તેમનું હીત દેશની પ્રજાના હીતથી વીરૂદ્ધ નથી; પણ જ્યારે તેમને ખોટી રીતે ઉશ્કેરવામાં આવે ત્યારે-તેની સામે અવાજ ઉઠાવવાની ફરજ પણ અમારે બજાવવી જોઇએ, કેમકે એવી ઉશ્કેરણીથી દેશના ઉદયોગોને ભારે હાની પહોંચે છે. અત્યારે કેટલાક રાજદ્રોહીઓ સરકારની મુશ્કેલીમાં વધારો કરવા માટે દેશમાં જુદે જુદે ઠેકાણે જ્યાં લાગ મળે ત્યાં મજુરોને ઉશ્કેરી હડતાળ પડાવે છે અને તેને પરીણામે તેમની મજુરીના દર વધારવામાં આવશે એવી આશાઓ આપે છે પણ હડતાળોને લીધે ઉદ્યોગોની પેદાશ ઓછી થાય તો પગાર વધારવાનું બની ન શકે એટલી સાદી વાત પણ

અભણ મજુરો સમજી શકતા નથી, કેમકે ઉશ્કેરણી કરનારાઓ તેમને સમજાવે છે કે જેટલી પેદાશ તેમની મજુરીથી થાય છે તેનો યોગ્ય હીસ્સો તેમને ન આપવા શેઠીયાઓ થાપણ ઉપરના નફા રૂપે ઉપાડી જાય છે અને એ સ્થીતી ચાલુ રહે ત્યાં સુધી મજુરોને તેમની મહેનતનો યોગ્ય બદલો કેવી રીતે મળી શકે? આ દલીલ કયાં ભુલભરેલી છે તે નહિ સમજનાર મજુરો એથી દોરવાઇ જાય છે. ખરી હકીકત તો એ છે કે થાપણ રોકનારાઓ તેની ઉપરનું વ્યાજ અને ખોટના જોખમનો વીમો એટલું સાધારણ રીતે લે છે. કદાચ કોઇ વેળા એ રકમો અયોગ્ય રીતે વધારે લેતા હશે પણ કેટલી રકમ અયોગ્ય ગણાય તે નકકી કરવાનું જેમ મુશ્કેલ છે તેમ તેટલીજ રકમ થાપણદારોને મળે એવી ગોઠવણ કરવી પણ એટલીજ અઘરી છે. અત્યારે મજુર વર્ગને ભોગવવા પડતા અન્યાયનુ કારણ પણ એ મુશ્કેલીનુંજ છે. પણ તેનો ઇલાજ એ છે કે મજુર વર્ગે પોતે પણ થોડુંક બચાવી થાપણમાં હીસ્સો રાખવો તેમ થાય તો તે ઉદ્યોગમ ખોટ યતી અટકવાની જોખમદારીમાં તેમને પણ ભાગ રહેશે અને એ કાર્ય તેઓ સારી રીતે કરી શકશે તથા ખોટના જોખમમાં પણ તેમને એટલો હીસ્સો હોવાથી એના વીમા રૂપે કેટલી રકમ યોગ્ય ગણાય તેનુ તોલ પણ તેઓ સારી રીતે કરી શકશે. દરેક મોટી મીલમાં એક હજાર કરતા વધારે મજુરો કામ કરતા હશે. જો તેઓમાથી દરેક જણ દર વરસે બે કે પાંચ રૂપીઆ બચાવી બધાની ભેગી સોસાયટી ના નામથી તે મીલની કંપનીના શેરો ખરીદે તો આગળ જતાં પચીસ કે પચાસ વરસે તેઓ એ મીલના અરધા માલેક થઇ શકે. એ પ્રમાણે ધીમે ધીમે પણ થાપણદારોની જોખમદારી ઉપાડી લેવાને મજુર વર્ગ તૈયાર ન થાય ત્યા સુધી થાપણદ ને અતીશય નફો લે છે એમ ફરીયાદ કરવી નકામી છે. હડતાળથી એવી ફરીયાદનો ઉપાય થવાનો સંભવ નથી.

---

## ઉદયોગની ખીલવણી માટે થતા પ્રયત્નો.

### (૧) બીહાર.

ધાબળીઓ બનાવવાનું કારખાનું—ગયા ખાતે જીલ્લા બોરડે આ કારખાનું કહાડવા માટે રકમ કહાડી છે તેમાં દસ લુમ અને સંચાકામ ગોઠવ્યુ છે. એમાં દર વરસે ચારસો ધાબળીઓ બનાવવાની વકી છે. એની કીંમત બે હજાર રૂપયા થશે.

બાગલપુર સીલ્ક ઇન્સ્ટીટયુટ—આ ખાતાની શરૂઆત, મકાન ભાડે રાખીને કરવામા આવી છે. મકાન પણ બાંધવામાં આવનાર છે.

સીમેંટ—મેશર્સ માર્ટીન એન્ડ કુંપનીના ડાલ્ટનગંજ ખાતેનાં જાપલા સીમેંટ વર્કસને ખુલ્લું મેલવાની ક્રીયા નામદાર ગવર્નરે કરી હતી.

કટલરી—આવી ચીજોની બનાવટને લગતું જ્ઞાન ઇંગ્લંડમાં શેફીલ્ડના કારખાનાઓમા મેળવવા માટે મી૦ તુલસીદાસ કરમરકર (બી. એસ. સી.) બહારની પ્રાંતીક સરકારને ખર્ચે ઇંગ્લંડ ગયા છે.

**ચામડાં કેળવવાં**—આ ઉદ્યોગને લગતી તાલીમ માટે બે સ્કોલરશીપ બીહારના પ્રાતીક સરકારે કાઢી છે દર મહીને ત્રીસ રૂપયાની એક અને વીસ રૂપયાની બીજી છે. તેની મુદત બે વરસની છે.

**ઉદ્યોગોને લગતા રસાયણ શાસ્ત્રનું જ્ઞાન**—પટણા કોલેજને લગતી પ્રયોગશાળામાં મેળવવા માટે બે વરસ સુધી દર મહીને પચાસ રૂપયાની સ્કોલરશીપ બીહારની પ્રાતીક સરકારે કાઢી છે.

**કોલસાની ખાણને લગતું જ્ઞાન**—બીહારના અમુક સંખ્યા જેટલા યુવાનોને એપ્રેન્ટીસ તરીકે રાખવાની ગોઠવણ કેટલીક કોલસાની ખાણોવાળાઓ સાથે કરવામાં આવી છે.

**જમાલપુર ટેકનીકલ સ્કુલ**—આને માટેની ગોઠવણ સંપૂર્ણ થઈ અને ઇસ્ટ ઇંડીયા રેલ્વેના જમાલપુર ખાતેના કારખાનામા ઈન્જીનીયરીંગ વીભાગના ઉમેદવારોને તાલીમ આપવામા આવશે. બીહારની સરકારે અમુક મદદ કરવા સ્વીકાર્યું છે. તેના બદલામાં બીહાર પ્રાતના ઉમેદવારોની અમુક સખ્યાને એનો લાભ મળશે.

## (૨) મુંબઇ.

**ચાઈના કલે**—બેલગામ જીલ્લામાં ખાનાપુર ખાતે મળી આવેલા ચાઇના કલે વીશે સરકારનાં ભુસ્તર ખાતાવાળા મી. નાઇટ હેલોવેને રીપોર્ટ પ્રગટ કર્યો છે.

**કેસીન**—બનાવવા માટેનુ જે કારખાનુ આણંદ પાસે છે તેને એ ચીજના ભાવમા થતા વધારાથી સારો લાભ થયો છે.

**દારૂ ઉપરનો કર**—દવાઓ અથવા ટોઇલેટની ચીજો માટે જોઈતા સ્પીરીટ ઉપર દર ગેલન ચાર રૂપયાની જકાત લેવાશે એમ સરકારે જાહેર કર્યું છે.

**કોલ ગેસ અને નેપ્થેલીન**—શહેરોમા ગેસ પુરૂં પાડવાના નળમાં નેપ્થેલીન એકઠો થાય છે તેના સંબંધમા ગેસ કંપનીએ મો. એ. જે. ટનરનો સલાહ લીધી હતી. એ મુશ્કેલી દુર કરવાનો ઇલાજ ફતેહમંદ થયો લાગે છે.

## (૩) બરમા.

સરકારનું ઉદ્યોગ ખાતુ ડીવેલપમેંટ ખાતાને સોપાયું છે; લાખ, માટીની ચીજો અને કાપડ સુતરની પેદાશ ઉપર હમણા વીશેષ ધ્યાન આપવામાં આવશે. માટીની ચીજોની પેદાશના સંબંધમાં મી. એસ. એ. ની કોલસ નામના એક અનુભવીને મળીને છસો રૂપયાને પગારે બે વરસ માટે નીમ્યો છે.

એક્સ્રોયમેંટ બુરો બંધ કરવાનો પ્રાંતીક સરકારે કરેલો ઠરાવ અમલમા આવી ગયો છે.

---

# જોઈંટ સ્ટોક કંપનીઓ.

ગયા જાનેવારી માસમાં ૩૩ કંપનીઓ સ્થપાઇ હતી તેમની થાપણ ૧૮૮ લાખ રૂપયાની હતી. આગલે મહીને તેની સંખ્યા ૪૯ની થાપણ રૂ. ૩૬૬ લાખ જેટલી હતી. ૧૯૨૨ના જાનેવારી માસમાં સ્થપાયલી કંપનીઓની સંખ્યા ૫૬ ની અને તેમની થાપણ રૂ. ૩૮૦ લાખની હતી આ ઉપરથી જણાય છે કે વેપાર ઉદ્યોગ માટે નવી કંપનીઓ કાઢવાનો પવન તદન ઘટી ગયો છે.

ગયા જાનેવારી માસમાં કામ કરતી બંધ પડેલી કંપનીઓની સંખ્યા ૪૧ની હતી તેની થાપણ ૫૯૩ લાખ રૂપયાની હતી. ફડચામાં લઇ જવાનું કામ પુરૂ થવાથી કંપનીઓના લીસ્ટમાંથી કમી થયેલી કંપનીઓની સંખ્યા ૪૩ ની હતી.

જાનેવારી ૧૯૨૩માં સ્થપાયેલી કંપનીઓની વીગત નીચે પ્રમાણે છેઃ—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ઇસ્ટ બંગાલ બેંક | રેમતી એમ. સહા કોમીલા | ધીરધાર અને સરાફી | ૫૦૦ |
| ૨ | કલ્પથી પાઠશાલા બેંક | કે. એ. રામસ્વામી આયર પાલઘાટ, મદ્રાસ | ,, | ૯૦ |
| ૩ | યુનીયન બેંક ઓફ બનારસ | પાડે હવેલી બનારસ | ,, ,, | ૧૦૦ |
| ૪ | કોપા બેંક | માઇસોર | ,, ,, | ૫૦ |
| ૫ | એકનામ પેટ ધનમકુલ શાંસ્વત નીધી | એ. એમ. મુરલીયર કાંજી વરમ | ,, ,, | ૧૩૭ |
| ૬ | જનરલ શેરીમની બેનીફીટ એંડ લાઇફ ઇન્શ્યુરન્સ | મેહતા પટેલ બ્રધર્સ નવસારી | વીમો | ૫૦ |
| ૭ | આર્યન ઓટો ટેકસ્ટાઇલ | જેરામ મસ્તર એંડ કું. ૧૩ ટેમરીંડ લેન, મુંબઈ, | ટેમરીન | ૨૫૦ |
| ૮ | સ્વદેશી દુકાન | ચીંદવારા | હીંદી માલનો વેપાર | ૫૦ |
| ૯ | જનરલ મોટર્સ કોરપોરેશન | એમ. આર. નરસીંહ આયંગર. મદ્રાસ | એન્જીનીયરીંગ | ૧૦૦ |
| ૧૦ | મદ્રાસ ટેલીફોન કું. | સી. ડબલ્યુ બ્રોમહેડ મદ્રાસ | ટેલીફોન | ૫૦૦૦ |
| ૧૧ | સીંધ બ્રીક ટાઇલ, એંડ લાઇ મેન્યુ કું. | કરાંચી | ઇંટો, નળીયાં વગેરેના પેદાશ | ૫૦૦ |
| ૧૨ | બ્રુનર મોંડ એંડ કું. | કલકતા | વેપાર અને આડત | ૨૦૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૩ કેટલવેલ બુલન એંડ કું. | ,, | ,, | ૪૫૦૦ |
| ૧૪ કોન્સોલીડેટેડ કન્સ્ટ્રકશન એજન્સીઝ | ,, | ,, | ૪૫૦૦ |
| ૧૫ ડબલ્યુ એંડ એ. બેટસ | ,, | ,, | ૧૦૦ |
| ૧૬ ચીતાગોગ સ્વદેશી સ્ટોર્સ | ચીતાગોગ | ,, | ૨૦ |
| ૧૭ ગ્રેટ ઈંડીયા ડીવેલપમેંટ કું. | કલકત્તા | ,, | ૨૦ |
| ૧૮ આંધ્ર સ્લેટ વર્કસ | એમ. હુસેન, | સ્લેટ બનાવવી | ૧૦૦ |
| ૧૯ મદુરા ટ્રેડીંગ કું. | મદુરા | વેપાર | ૨૦ |
| ૨૦ અમીન પટેલ એંડ કું. | અમદાવાદ | વેપાર અને આડત | ૯૯ |
| ૨૧ કેલકર સાવંતવાડી ટોયવર્કસ | વેંગુરલા | રમકડાં, કાર્ડ વગેરે બનાવવાં. | ૧૦૦ |
| ૨૨ આલ્ટેન્ટન વેસ્ટ એંડ કું. | અન્વરગંજ. કાનપુર | વેપાર | ૨૦૦૦ |
| ૨૩ મધરલેંડ વીવીંગ એંડ ટ્રેડીંગ કુ | મુરકીપુર | હેન્ડલુમ | ૧૦૦ |
| ૨૪ નેશનલ દીનદયાળ કું. | મોન્ટગોમેરી | વેપાર અને આડત | ૧૦૦ |
| ૨૫ રાજનાથ એંડ કુ | દીલ્હી | કાપડનો વેપાર | ૨૦૦ |
| ૨૬ ચવર ટ્રેડીંગ એંડ ઇન્ડસ્ટ્રીયલ કું. | ત્રાવણકોર | કાયાની ચીજો બનાવવી | ૧૦૦ |
| ૨૭ મુરશીદાબાદ ડીવેલપમેંટ કુ | કલકતા | લાકડા વહેરવાની મીલ | ૩૦૫ |
| ૨૮ સેંટ્રલ શુગર કેન મીલ | ઘોશ ફ્રેંડસ એંડ કું. કલકતા | ખાંડ બનાવવાનું કારખાનું | ૧૦૦ |
| ૨૯ કાર્સ માઈનીંગ સીન્ડીકેટ | કલકતા | વેપાર અને ખાણોનું | ૩૦૦ |
| ૩૦ પનારા કોલ કુ. | શોવેલસ કુ. કલકતા | કોલસાનો ખાણો | ૩૦૦ |
| ૩૧ બેંગાલ તાલ્ચર કોલ કુ. | કલકતા | ,, | ૫૦૭ |
| ૩૨ ઓલ ઇંડીયા કલેમ્સ એડજસ્ટમેંટ કું. | પી સુબારાવ કામાર એંડ પી. સુબ્રમન્યમ સેંડહર્સ્ટ રોડ, મુંબઈ | દાવા વસુલ કરવા | ૫૦ |
| ૩૩ બોમ્બે બુલીયન એક્સચેંજ | એન. પોકમલ શરાફ બજાર મુંબઈ | સોના ચાંદીના વેપાર માટેનું બજાર | ૭૫૦ |

(કુલ એક કરોડ સત્યાસી લાખ સત્યાસી હજાર પુરા)

---

# પુસ્તકોનું અવલોકન

"ઇંડીયન મર્કંટાઇલ મરીન" નામનું પુસ્તક મી. એસ. એન હાજીએ બહાર પાડ્યું છે. એમાં હીંદીઓના કાબુ હેઠળ સ્ટીમરોનો વેપારી કાફલો દેશ પરદેશ વચ્ચેના વેપાર માટે ચલાવવા તથા નીભાવવા માટેના પ્રયત્નોની સ્થીતી અત્યારે શી છે અને તેને કેવી મુશ્કેલીએ નડે છે તથા એ સંબંધી જે બીલ હીંદની વડી ધારાસભામાં દાખલ કરવામાં આવ્યું છે તેમ. શો હેતુ છે તે વગેરે મુદ્દાઓ વીશે મી. હાજીયે દીલ્હી ખાતે ગઇ તા. ૧૫ મી ફેબ્રુઆરીને દીને આપેલું ભાષણ છે. એ બીલ રજુ કરનાર મી. ટી. વી. શેશગીરી આયર એ વેળા પ્રમુખસ્થાને હતા. તેમણે કરેલું વીવેચન પણ એમાં છે. આપણા વેપાર ઉપર પોતાનો કાબુ રાખવા માટે પરદેશીઓ કેવી રીતે કામ લે છે તેના તાજા દાખલા સાથે સ્થીતી સમજવામાં આ નાનું પુસ્તક ઉપયોગી થઇ પડશે. કર્તાની પાસેથી એ પુસ્તક મળી શકશે. (ઠેકાણું સીંધીયા સ્ટીમ નેવીગેશન કંપની, સુદામા હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, મુંબઇ)

"ડીફર્ડ રીબેટ, સીસ્ટમ" નામનું એક નાનું પુસ્તક પણ મી. એસ. એન. હાજીએ દીલ્હી ખાતે હમણાં પ્રગટ કર્યું છે. જુદા જુદા દેશો વચ્ચેના દરીયાઇ વેપારમાં રોકાયેલી સ્ટીમર કંપનીઓ પોતાનાં ઘરાકો સાથે "ડીફર્ડ રીબેટ" તરીકે ઓળખાતી જે ગોઠવણ કરે છે તે એવી છે કે જો એ ઘરાક બીજી કોઇ હરીફ કંપનીમાં પોતાનાં માલની લાવલઇજા ન કરે તો તેને ભરેલા નુરનો અમુક ભાગ થોડા મહીના પછી પાછો મળે. આ ગોઠવણથી એ મુદત દરમ્યાન હરીફ સ્ટીમર કંપનીને એ ઘરાકથી કામ આપી શકાતું નથી. એ ગોઠવણ ગેરકાયદે ઠરાવવા માટે જુદા જુદા દેશોની સરકારોએ કાયદાથી તથા અન્ય રીતે કરેલી વ્યવસ્થાની વીગત આ પુસ્તકમાં આપી છે. એટલુંજ નહીં પણ એ ગોઠવણ વીરૂધ જાણીતા આસામીયો વગેરેના અભિપ્રાય પણ આપ્યા છે. એ પુસ્તક બહુજ ઉપયોગી થઇ પડે એવો આ વખત છે; અને તેથી તે પ્રગટ કરવા માટે અમે મી. હાજીને ધન્યવાદ આપીયે છીયે.

# દેશ સેવા—Our Mission




દરેક દેશની પ્રજા નાણું સાચવવાની ટેવ ગ્રહણ કરી આગળ વધી છે.

હીંદુસ્થાનમાં પણ તે ટેવ દાખલ કરી આપણા દેશની ઉન્નત્તી થાય તે વિચારથી સેંટ્રલ બેંક ઓફ ઇંડીયા લીમીટેડની હોમ સેવીંગ સેફની યોજના પ્રજાના સનમુખ રજુ કરવામાં આવી છે.

ભારત માતાની કાંઇક સેવા બજાવવાના ઉત્તમ હેતુથી અને પ્રજાને પોતાનું હાલનું નાણું સાચવવાનું એટલું સાધન મળી શકે એ ધારણાથી આ યોજના રચાઈ છે તેનો લાભ મેળવો.

આ તમારા લાભની વાત છે. બેંકને તો નાની રકમનાં ખાતાઓમાં વધુ તકલીફ ઉઠાવવી પડે છે.

સો. ન. પોચખાનાવાલા.
મેનેજીંગ ડીરેકટર.



# વેપારી આંકડા.

## (૧) હિંદુસ્તાનનો દરીયાઇ વેપાર

**પરદેશી માલની આયાત—**

(લાખ રૂપયા)

| | ફેબરૂઆરી | | | એપ્રીલથી ફેબરૂઆરી | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૦ ૧ | ૧૯૨૧-૨ | ૧૯૨૨-૩ |
| માછલી | ૧ | ૧ | ૨ | ૧૮ | ૧૫ | ૨૧ |
| ફળ શાકભાજી | ૯ | ૧૩ | ૧૩ | ૧૫૯ | ૧૬૦ | ૧૭૧ |
| અનાજ દાળ લોટ | ... | ૧૭૨ | ૩ | ૪ | ૮૬૦ | ૫૩ |
| દારૂ | ૩૩ | ૨૮ | ૨૫ | ૩૮૧ | ૩૦૮ | ૨૮૦ |
| ઘી મુરબ્બા અથાણું વગેરે | ૧૯ | ૨૪ | ૨૩ | ૩૪૩ | ૨૪૪ | ૩૫૫ |
| તેજાનો | ૧૦ | ૯ | ૨૬ | ૧૭૮ | ૧૭૯ | ૨૨૮ |
| ખાંડ | ૧૩૬ | ૧૩૭ | ૨૨૨ | ૧૭૫૮ | ૨૬૨૨ | ૧૩૫૮ |
| ચા | ૩ | ૯ | ૪ | ૩૫ | ૫૧ | ,૪૭ |
| તંબાકુ | ૧૪ | ૨૨ | ૧૯ | ૨૮૭ | ૧૪૮ | ૨૧૧ |
| કોલસા | ૩ | ૫૫ | ૧૧ | ૧૪ | ૫૦૮ | ૨૯૩ |
| પથરા | ૩ | ૭ | ૧૪ | ૧૦૬ | ૧૧૧ | ૨૪૭ |
| ગુંદર લાખ | ૨ | ૪ | ૪ | ૪૫ | ૩૪ | ૫૩ |
| ચામડા (ન કેળવાયલાં) | .. | .. | ... | ૯ | ૯ | ૮ |
| કાચી ધાતુ | ૧ | ... | ... | ૧૬ | ૮ | ૧૦ |
| તેલ | ૮૯ | ૫૦ | ૨૨ | ૮૦૮ | ૬૮૨ | ૬૨૫ |
| કાગળ માટે માવો | ૮ | ૫ | ... | ૪૭ | ૩૭ | ૨૪ |
| રૂ | ૨૪ | ૨૦ | ૯ | ૧૧૭ | ૩૩૨ | ૧૬૧ |
| રેશમ | ૧૫ | ૪ | ૧૧ | ૧૫૯ | ૧૨૮ | ૧૪૭ |
| ઉન | ... | .... | .... | ૫ | ૮ | ૧૨ |
| મશીનરી | ૨૮૭ | ૨૪૮ | ૧૮૭ | ૨૧૧૪ | ૩૨૨૧ | ૨૨૫૭ |
| લોખંડની ચીજો | ૩૦૦ | ૧૮૩ | ૧૪૮ | ૨૮૬૮ | ૧૯૦૨ | ૧૬૮૬ |
| પેપર | ૫૮ | ૨૪ | ૨૮ | ૮૬૯ | ૩૦૧ | ૩૩૭ |
| રેલ્વેને | [illegible] | ૧૨૮ | ૫૬ | ૧૧૮૮ | ૧૭૫૮ | ૧૦૫૧ |
| | [illegible] | ૨૪ | ૩૬ | ૧૩૪૬ | ૪૦૮ | ૩૧૯ |
| | ૬૮૬ | ૩૯૫ | ૬૧૯ | ૯૬૫૭ | ૫૨૭૮ | ૬૫૦૦ |

## હીંદી માલની નીકાશ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| અનાજ-દાળ-લોટ | ૨૩૧ | ૨૨૮ | ૩૬૩ | ૨૨૦૯ | ૨૪૮૬ | ૩૬૬૨ |
| ચા ... ... | ૧૫૫ | ૧૫૯ | ૧૬૫ | ૧૧૧૫ | ૧૦૫૭ | ૨૧૨૩ |
| ખાવા પીવાની ચીજો કુલ | ૪૩૫ | ૪૩૭ | ૫૭૬ | ૩૮૩૯ | ૪૭૧૨ | ૬૨૨૧ |
| કોલસા ... | ૯ | ૧ | ૧ | ૧૪૨ | ૧૫ | ૧૩ |
| ગુંદર-લાખ ... | ૪૬ | ૭૧ | ૧૪૯ | ૭૪૧ | ૭૦૨ | ૯૩૩ |
| ચામડાં કાચાં .... | ૧૬ | ૬૬ | ૬૧ | ૪૯૧ | ૫૪૩ | ૫૧૫ |
| તેલ ... | ૧૭ | ૨૯ | ૩૩ | ૨૯૬ | ૨૫૩ | ૩૧૧ |
| ખોળ ... | ૮ | ૧૨ | ૧૯ | ૧૧૦ | ૧૧૭ | ૧૫૨ |
| બીયા ... | ૪૧ | ૨૬૧ | ૨૫૪ | ૧૬૦૯ | ૧૪૦૧ | ૨૪૫૨ |
| રૂ ... ... | ૪૩૧ | ૫૯૭ | ૧૧૨૬ | ૩૮૭૬ | ૪૮૨૮ | ૬૧૭૩ |
| જુટ કાચુ ... | ૮૩ | ૧૫૮ | ૧૫૬ | ૧૫૬૭ | ૧૨૭૭ | ૨૧૫૬ |
| ઉન ... | ૫ | ૧૪ | ૫૦ | ૨૧૭ | ૨૦૧ | ૪૧૧ |
| રસાયણ દવા દારૂ ... | ૩૦ | ૧૭ | ૩૬ | ૩૩૯ | ૨૫૧ | ૨૭૫ |
| ચામડાં .... | ૧૪ | ૨૯ | ૫૨ | ૩૧૬ | ૩૬૧ | ૪૬૯ |
| કાપડ ... | ૧૦૧ | ૭૦ | ૮૨ | ૧૭૩૦ | ૧૪૪૦ | ૧૨૧૧ |
| જુગનો માલ ... | ૨૮૬ | ૨૨૯ | ૨૯૩ | ૫૦૧૨ | ૨૩૩૬ | ૩૬૪૩ |

### સારાંસ.

(કરોડ રૂપીયા)

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| **ખાનગી આયાત.** | | | | | | |
| ખોરાકની ચીજો ... | ૨ | ૪ | ૩ | ૩૪ | ૪૭ | ૨૮ |
| કાચો માલ .. | ૧ | ૧ | . | ૧૫ | ૨૦ | ૧૭ |
| તૈયાર માલ .. | ૨૦ | ૧૩ | ૧૪ | ૨૫૪ | ૧૭૨ | ૧૬૫ |
| કુલ ... | ૨૫ | ૨૦ | ૧૯ | ૩૧૧ | ૨૪૪ | ૨૧૪ |
| **હીંદી માલની નીકાશ.** | | | | | | |
| ખોરાકીનો ચીજો .. | ૪ | ૪ | ૫ | ૩૮ | ૪૭ | ૬૨ |
| કાચી ચીજો .... | ૭ | ૧૨ | ૧૯ | ૧૦૦ | ૯૯ | ૧૩૯ |
| તૈયાર .. | ૪ | ૪ | ૫ | ૮૦ | ૫૪ | ૬૩ |
| કુલ ... | ૧૬ | ૨૧ | ૩૦ | ૨૨૨ | ૨૦૫ | ૨૬૭ |

---

# (૨) પરદેશો સાથેનો વેપાર.

| દેશ | ડીસેંબર | | જાનેવારી | | એપ્રીલથી જાનેવારી | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૧–૨૨ | ૧૯૨૨–૨૩ |
| **આયાત** (લાખ રૂપીયા) | | | | | | |
| ઇંગ્લંડ | ૧૦૩૧ | ૧૨૪૬ | ૧૫૧૭ | ૧૨૨૭ | ૧૨૫૯૪ | ૧૧૮૨૬ |
| એડન | ૬ | ૫ | ૬ | ૬ | ૭૦ | ૫૭ |
| મેસેપોટેમ્યા | ૧૧ | ૨૩ | ૧૩ | ૧૫ | ૭૭ | ૧૦૧ |
| સીલોન | ૧૩ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૧૯ | ૧૦૪ |
| સ્ત્રેટનાં સંસ્થાનો | ૩૦ | ૩૬ | ૨૭ | ૪૪ | ૩૪૯ | ૩૭૦ |
| હોંગકોંગ | ૧૪ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૪૬ | ૧૨૪ |
| ચીન | ૯ | ૩૦ | ૪૩ | ૨૦ | ૨૩૩ | ૨૪૨ |
| જાપાન | ૯૪ | ૧૨૭ | ૧૧૧ | ૧૮૨ | ૧૧૮૦ | ૧૨૧૪ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૧૫૫ | ૧૧૨ | ૧૯૭ | ૮૩ | ૧૯૨૭ | ૧૧૪૦ |
| ફ્રાન્સ | ૧૬ | ૧૩ | ૨૦ | ૨૦ | ૧૮૬ | ૧૬૬ |
| જરમની | ૬૮ | ૭૯ | ૬૮ | ૧૦૫ | ૫૪૭ | ૧૦૦૩ |
| ઓસ્ટ્રેલીયા | ૨૩૩ | ૬ | ૧૮૭ | ૯ | ૭૦૨ | ૮૬ |
| મોરીશસ | ૮ | ... | ૧૫ | .. | ૧૧૫ | ૮૭ |
| નોરવે | ૧ | ૮ | ૪ | ૮ | ૩૦ | ૭૧ |
| જાવા | ૧૫૫ | ૨૯ | ૨૮૯ | ૧૬૧ | ૨૨૪૯ | ૮૯૩ |
| ઇજીપ્ત | ૮ | ૧ | ૭ | ૩ | ૬૬ | ૫૮ |
| **નીકાશ** | | | | | | |
| ઇંગ્લંડ | ૫૮૯ | ૭૬૦ | ૪૪૧ | ૫૭૫ | ૩૭૪૭ | ૫૧૬૭ |
| એડન | ૧૦ | ૧૨ | ૮ | ૧૫ | ૧૨૮ | ૧૩૩ |
| મેસોપોટેમ્યા | ૧૫ | ૨૪ | ૧૪ | ૨૭ | ૨૫૭ | ૧૯૨ |
| સીલોન | ૬૬ | ૯૯ | ૧૦૨ | ૧૨૩ | ૮૮૮ | ૯૭૪ |
| સ્ત્રેટનાં સંસ્થાનો | ૫૯ | ૬૨ | ૫૯ | ૬૧ | ૫૮૫ | ૬૪૫ |
| હોંગકોંગ | ૪૩ | ૪૫ | ૫૧ | ૧૪ | ૫૧૪ | ૫૫૫ |
| ચીન | ૬૨ | ૧૯ | ૭૪ | ૭૨ | ૮૦૬ | ૯૦૮ |
| જાપાન | ૪૯૫ | ૩૧૭ | ૪૯૯ | ૫૨૭ | ૩૦૬૮ | ૨૯૨૭ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૨૧૦ | ૩૨૫ | ૨૦૮ | ૩૪૬ | ૧૯૯૧ | ૨૭૩૧ |
| દક્ષીણ અમેરીકા | ૫ | ૪૧ | ૨૮ | ૭ | ૨૦૦ | ૪૦૬ |
| ફ્રાન્સ | ૬૭ | ૧૨૦ | ૧૦૨ | ૧૪૬ | ૭૩૪ | ૧૧૯૭ |
| જરમની | ૫૩ | ૧૯૩ | ૧૨૨ | ૧૯૨ | ૧૨૩૦ | ૧૮૧૦ |
| ઓસ્ટ્રેલીયા | ૫૧ | ૫૧ | ૨૬ | ૩૯ | ૪૦૩ | ૫૨૦ |
| મોરીશસ | ૪ | ૧ | ૧૮ | ૮ | ૧૮૦ | ૧૭૦ |
| જાવા | ૧૭ | ૩૫ | ૩૬ | ૩૪ | ૩૦૫ | ૨૨૧ |
| નોરવે | ૪૪ | ૨ | ... | ૧ | ૧૩ | ૨૪ |
| ઇજીપ્ત | ૧૧ | ૫૩ | ૩૬ | ૧૨૯ | ૨૦૯ | ૫૯૦ |

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ, મુંબઇ

## (૩) સોનું, ચાંદી, તથા ચલણી નોટની આયાત તથા નીકાશ:

લાખ રૂપયા

| | ડીસેંબરમાં | | જાનેવારીમાં | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૨ | ૧૯૨૩ |
| **સોનું** | | | | |
| ખાનગી આયાત | ૧૦ | ૧૫૫ | ૮૨ | ૩૪૨ |
| સરકારી ,, | ... | .. | ... | ... |
| ખાનગી નીકાશ | ૧૯ | ૧ | .. | ... |
| સરકારી ,, | ... | .... | ... | ... |
| **ચાંદી** | | | | |
| ખાનગી આયાત | ૭૫ | ૧૬૪ | ૧૮૮ | ૨૭૪ |
| સરકારી ,, | ... | ... | ... | ... |
| ખાનગી નીકાશ | ૮ | ૪ | ૨૨ | ૬ |
| સરકારી ,, | .... | ૫ | .... | ... |
| **નોટ** | | | | |
| ખાનગી આયાત | ... | ૫ | ... | ૩૧ |
| સરકારી ,, | ... | ૩ | ... | ૪ |
| ખાનગી નીકાશ | ... | ૧ | ... | .. |
| સરકારી ,, | ... | .... | .. | |

| | ફેબરૂઆરીમા | | એપ્રીલથી ફેબરૂઆરી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૧-૨ | ૧૯૨૨-૩ |
| **સોનુ** | | | | |
| ખાનગી આયાત | ૧૧૨ | ૬૬૯ | ૧૦૩૮ | ૩૫૨૩ |
| સરકારી ,, | .... | ... | ... | ૧૦૨ |
| ખાનગી નીકાશ | ૧ | ૬ | ૧૬ | ૧૨ |
| સરકારી ,, | ... | ... | ૭ | ... |
| **ચાંદી** | | | | |
| ખાનગી આયાત | ૧૮૨ | ૪૭૬ | ૧૪૯૭ | ૧૯૩૩ |
| સરકારી ,, | ૧ | ... | ૫ | ૨૧ |
| ખાનગી નીકાશ | ... | ... | ૨૩૬ | ૨૪૧ |
| સરકારી ,, | ... | .... | ... | ૫ |
| **નોટ** | | | | |
| ખાનગી આયાત | ... | ૮ | ... | ૬૧ |
| સરકારી ,, | ... | ... | .... | ૨૯ |
| ખાનગી નીકાશ | ... | ... | ... | ૧ |
| સરકારી ,, | .... | ... | . | ૧૮ |

## (૪) પરદેશો સાથે વેપારને અંગે થયેલી લેણદેણ (લાખ રૂપિઆ.)

| | ડીસેંબરમાં | | જાનેવારીમાં | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૨ | ૧૯૨૩ |
| વેપાર બાકી | −૧૨૧ | +૮૬૦ | −૪૩૮ | +૮૦૮ |
| સોનુ ચાંદી તથા ચલણી નોટે | −૧૦૮ | −૩૪૮ | −૨૪૮ | −૬૪૨ |
| કાઉન્સીલ બીલો તથા સરકારી લોન વીગેરે | −૪ | −૧૯ | ... | +૧૨૯ |
| એકંદર | −૨૩૩ | +૪૯૩ | −૬૮૬ | +૨૯૫ |

---

| | ફેબ્રુઆરી | | એપ્રીલથી ફેબ્રુઆરી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૧−૨૨ | ૧૯૨૨−૨૩ |
| વેપાર બાકી | +૨૪૧ | +૧૨૨૩ | −૨૭૧૯ | +૭૫૩૦ |
| સોનું ચાંદી તથા ચલણી નોટો | −૨૯૩ | −૧૦૭૮ | −૬૩૯ | −૫૨૯૪ |
| કાઉન્સીલ બીલો તથા સરકારી લોન વીગેરે | +૭ | −૨૨૫ | +૧૩૦ | −૧૨૫ |
| એકંદર | −૪૫ | −૮૦ | −૩૨૨૮ | +૨૧૧૧ |

---

## (૫) કસ્ટમ્સની મહેસુલ લાખ (રૂપયા).

| | ફેબ્રુઆરી | | એપ્રીલથી ફેબ્રુઆરી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૧−૨૨ | ૧૯૨૨−૨૩ |
| નીમકની આયાતપર | ૧૫ | ૨૧ | ૧૬૩ | ૧૯૭ |
| બીજી ,, | ૨૨૩ | ૩૩૩ | ૨૪૮૨ | ૩૧૦૦ |
| નીકાશ પર | ૪૬ | ૪૩ | ૪૦૩ | ૪૭૩ |

---

ધી ક્રોનીકલ પ્રેસ, ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઈ.

## (૬) જુદે જુદે ઠેકાણે સરકારી વંખારોમાં પડેલો માલ.
### તા. ૩૧–૧–૧૯૨૩ ને દીને

| | | બંગાલ | મુંબઇ | સીંધ | મદ્રાસ | બરમા | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| કાપડ કોરૂં | હજાર વાર | ...... | ૧૧૧ | ...... | ...... | ૧૭૫ | ૨૮૬ |
| „ ધોયેલું | „ | ..... | ૧૦૨૭ | ... .. | ...... | ...... | ૧૦૨૭ |
| „ રંગીન | „ | ...... | ૧૦૫૬ | ૩૬ | ...... | ૫૬ | ૧૧૪૮ |
| „ રેશમી | „ | ...... | ૩ | ... .. | ...... | . ... | ૩ |
| દારૂ | હજાર ગેલન | ૪૩૩ | ૯૮ | ૧૨૧ | ૩૯ | ૩૪ | ૭૨૭ |
| કેરોસીન તેલ | „ | ૪૫૬ | ૯૧૯ | .. ... | ...... | ...... | ૧૩૭૬ |
| નીમક | હજાર ટન | ૧૩૮ | ...... | ...... | ...... | ૩૨ | ૧૭૦ |
| ખાંડ | સો ટન | ૧૦ | ૩૦ | ૪ | ...... | ૫ | ૫૦ |
| તંબાકુ | હજાર રતલ | ૬૭૧ | ૧૪૩ | ૧૦૬ | ૨૨ | ૧૯૧ | ૧૧૩૪ |
| લોખંડ કે સ્ટીલ | ટન | ...... | ૪૯ | .... | ...... | ૧૧૭ | ૧૬૬ |

### (તા૦ ૨૮–૨–૨૩ ને દીને.)

| | | બંગાળ | મુંબઈ | સીંધ | મદ્રાસ | બરમા | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| કાપડ કોરૂં | હજાર વાર | ... | ૩૭૮૧ | ..... | ..... | ૧૨૪ | ૩૯૦૬ |
| „ ધોયેલું | „ | ...... | ૯૭૨ | ...... | ...... | ...... | ૯૭૨ |
| „ રંગીન | „ | ...... | ૯૧૦ | ૩૬ | ...... | ૯૯ | ૧૦૪૭ |
| „ રેશમી | „ | ...... | ૨ | ..... | .. . | ...... | ૨ |
| દારૂ | હજાર ગેલન | ૩૯૧ | ૭૨ | ૬૯ | ૩૨ | ૨૬ | ૫૯૦ |
| કેરોસીન તેલ | „ | ૪૫૬ | ૪૦૫ | ...... | .. ... | ...... | ૮૬૨ |
| નીમક | હજાર ટન | ૧૦૬ | . ... | ...... | ...... | ૨૮ | ૧૩૫ |
| ખાંડ | ટન | ૪૪૬ | ૨૮૪૦ | .. .. | ..... | ...... | ૩૨૮૬ |
| તંબાકુ | હજાર રતલ | ૫૧૫ | ૧૧૩ | ૪૫ | ૧૮ | ૯૨ | ૭૮૩ |
| લોખંડ કે સ્ટીલ | ટન | ...... | ...... | ...... | ...... | ૧૧૭ | ૧૧૭ |

## (૭) ભાવની વધઘટ.

માલ વધારે છતાં કીંમત ઓછી અથવા માલ ઓછા છતાં કીંમત વધારે એવા દાખલા જાનેવારીના વેપારના આકડામાંથી નીચે આપ્યા છે:—

| આયાત. | અકટોબરમા | | રૂપીયા. |
|---|---|---|---|
| કાપડ સફેદ | +૭૫૦૦૯૪ | (વાર) | —૧૫૪૮૦૨૫ |
| સીવવાના દોરા | + ૧૩૩૦ | (રતલ) | —૨૫૬૭૭૮ |
| લોખંડ કે સ્ટીલનાં બીમ, થાંભલા વગેરે | + ૮૮૦ | (ટન) | —૫૬૦૨૧૩ |
| ટ્યુબ અને પાઇપ | + ૧૪૬ | (ટન) | —૨૮૦૪૪૦ |
| તંબાકુ | +૨૪૬૬૦૮ | (રતલ) | —૩૪૦૪૨૦ |
| મોટરો | — ૧૧ | (સંખ્યા) | +૧૧૮૭૪૦ |
| માછલી | — ૨૯૬૩ | (હંડ્રવેટ) | +૭૬૪૭૧ |
| **(નીકાશમાં)** | | | |
| નારીયેળ | + ૯૪૭૫ | (સંખ્યા) | — ૫૫ |
| કાંદા | + ૭૭૩૬ | (હંડ્રવેટ) | —૧૧૦૩૨૧ |
| સુકા ફળ | — ૯૬ | (ટન) | +૨૧૧૮૩ |
| ઘઉંનો લોટ | + ૯૬૭ | (ટન) | —૩૮૬૧૩ |
| ગાયનાં ચામડાં (કાચા) | — ૭૦ | (ટન) | + ૨૧૯૫૫૭ |
| કાપડ ધોયેલું | + ૩૦૪૬૯ | (વાર) | — ૭૬૭૨ |
| જુટ—કાચું | — ૧૧૩૮૨ | (ટન) | + ૨૫૯૫૧૬૬ |

# વેપારી ખબરો

ઝેકોસ્લોવાકે રાજ્ય તરફથી મુંબઇ ખાતે નીમાયેલા કોન્સલે ઇંડીયન મરચંટસ ચેમ્બરના સેક્રેટરી ઉપર પત્ર લખી ખબર આપી છે કે આ વરસ પણ હવે થોડા વખતમાં પ્રેગ ખાતે દુનીયાની ચીજોનું પ્રદર્શન ભરવામાં આવનાર છે યુરોપનાં વેપારી મથકોમા પ્રેગ મધ્ય સ્થળે આવેલું હોવાથી આ પ્રદર્શન ઘણું ઉપયોગી છે એમ દર વરસના અનુભવે પરદેશીઓની પણ ખાતરી થઇ છે અને તેથી કેટલીક પરદેશી સરકારોએ એમાં અમુક વીભાગ પોતાને માટે રોકી લીધો છે. ફ્રેંચ સરકારે પશ્ચિમ આફ્રીકા મધ્યેનાં પોતાનાં સંસ્થાનો માટે ત્રણ વિભાગ રોકયા છે. અમેરીકાના દક્ષીણ તથા મધ્ય વીભાગોનાં રાજ્યો તરફથી પણ એવી ગોઠવણ કરવા માટે પત્રવ્યવહાર ચાલે છે અને ઘણું કરીને થોડા વખતમાં એ ગોઠવણ થઇ જશે. હીંદની વેપારી ચેમ્બરોને ખાસ સગવડ આપવાની યોજના થઇ છે. તેના જે સભાસદોનાં નામ ચેમ્બર તરફથી એ પ્રદર્શન માટેની કમીટીને મળશે તેમને પ્રદર્શનમાં જગા રોકવા માટેના ભાડામાં, રેલ્વેના નુરમા તથા સરકારના કરમાં અમુક રીતે ઓછી રકમ આપવાની છુટ મળશે. એમા નમુના રજુ કરનારાઓ પોતાના આડત્યાઓ અગર નોકરોને તે સ્થળે રાખી શકાશે અને તેઓ માલ વેહેંચી પણ શકશે પ્રદર્શનમાં ભાગ લેનારા માટે ફી ઘણી ઓછી રાખી છે. બીયાં, હરડાં, ઝવેરાત, વનસ્પતિની દવાઓ, વગેરે જે ચીજો હીંદથી નીકાશ થાય છે તેના સબંધમાં પ્રેગ ખાતેના વેપારીઓ બહુ ધ્યાન આપે છે અને એના વેપાર માટે આડત વગેરે રીતનો સંબંધ બાંધવા માટે પણ આતુર રહે છે તેથી જેઓ હીંદથી માલ નીકાશ કરતા હોય તેમણે આ તકનો લાભ લેવો અને નમુનાઓ મોકલી આપવા એવી ખાસ વીનંતી કરવામાં આવી છે. વધુ પત્રવ્યવહાર નીચેને શરનામે કરવાનું સુચવ્યું છે:—

**Prazske Vzorkove Veletrhy Praha I**
**Staromestske radnice Czechoslovakia.**

આ ચેમ્બરના સેક્રેટરીને કે એ રાજયના અહીંના કોન્સલને (૫૬, વાલકેશ્વર રોડ, મુંબઇ) લખવાથી વીશેશ માહીતી મેળવી શકાશે.

---

# મુંબઇ સરકારના ખર્ચમાં કાપકુપ.

આ કાપકુપ કેવી રીતે કરવી તે સુચવવા માટે નીમાયેલી કમીટીએ કુલ રૂ. ૧૪૫૨૧૭૦ જેટલો ખર્ચ ઘટાડવાની સ્પષ્ટ ભલામણ કરી છે અને તે ઉપરાંત કેટલીક એવી પણ ભલામણો રજુ કરી છે કે જેને લીધે કેટલો બચાવ થઇ શકે તેના આંકડા કાઢી શકાયા નથી. વળી બચાવ કરવાની જે રીત સુચવી છે તે એવી છે કે જો તે અમલમાં આવે તો દર વરસે વીશેશ બચાવ થઇ શકે. એમાં એના આંકડા રજુ કરી શકાય એવી છે તે નીચે આપી છે:—

## સામાન્ય રાજવહીવટ

| | બચવાની રકમ રૂ |
|---|---|
| સરકારની કારોબારી કાઉન્સીલના સભાસદો તથા મીનીસ્ટરો પગાર રૂ ૫૩૩૩ છે તે ઘટાડીને રૂ. ૩૦૦૦ કરવાથી | ૧૪૦૦૦૦ |
| મહેસુલખાતાના તથા સામાન્ય ખાતાના સેક્રેટરીઓના ઓધા કાઢી નાખવાથી | ૭૦૫૦૦ |
| મહેસુલ સામાન્ય તથા સ્વદેશ ખાતાના ડેપ્યુટી સેક્રેટરીઓના ઓધા કાઢી નાખવાથી | ૭૬૦૫૦ |
| મહેસુલ ખાતાના બે, સામાન્ય ખાતાના બે અને સ્વદેશ ખાતાનો એક મળી પાચ મદદનીશ સેક્રેટરીના ઓદ્ધા કાઢી નાખવાથી | ૪૬૮૦૦ |
| ઉપર દર્શાવેલા ફેરફારોને અંગે કારકુનોની સંખ્યામા ઘટાડો કરવાથી મહેસુલ ખાતામા | ૧૦૦૦૮૦ |
| ” ” સામાન્ય અને દરીયાઇ ખાતામાં | ૯૫૨૬૦ |
| ” ” સ્વદેશ ખાતામા | ૫૧૭૬૮ |
| “બી. પ્રોસીડીંગ્સ” છપાવવાનુ બંધ કરવાથી | ૪૦૦૦૦ |
| કુલ | ૬૨૦૯૦૮ |

## ખેતીવાડી ખાતું.

| | |
|---|---|
| ત્રણ વીભાગી ઇન્સ્પેક્ટરો ૨૫૦-૨૦-૭૫૦ના પગારે છે તેમનો ઓદ્ધા કાઢી નાખવા. | ૧૮૦૦૦ |
| સાત ઇમ્પીરીયલ સર્વીસના અમલદારો ૫૦૦—૧૭૫૦ના પગાર છે તેમને બદલે સાત પ્રાંતીક સર્વીસના અમલદારો ૨૫૦-૫૦૦ના પગારે રાખવા. | ૬૩૦૦૦ |
| એક બે અનુભવીઓ ૩૫૦-૧૫૦૦ના પગારના કમી કરવા | ૨૨૨૦૦ |
| ” ૨૫૦-૭૫૦ ” ” નો કમી કરવો | ૫૭૦૦ |
| બે અમલદારોના ખાતા કાઢી નાખવા | ૧૯૨૨૧ |
| બે અનુભવી ૩૫૦-૧૫૦૦ના પગારે અને ત્રણ પ્રોફેસરો ૫૦૦-૧૭૫૦ના પગારે છે તેમને બદલે પાચ પ્રાંતીક અમલદારો ૫૦૦-૭૫૦ના પગારે રાખવા | ૨૩૭૦૦ |
| રૂ ખાતાના સાત સુપરીન્ટેન્ડન્ટો ૨૫૦-૭૫૦ના પગારે છે તેમના ઓદ્ધા કાઢી નાખવા. | ૪૨૦૦૦ |
| ખેતી કેવી રીતે કરવી તે દેખાડવા માટેના આઠ “ડેમોસ્ટ્રેશન ફાર્મ્સ” કાઢી નાખવા અને લારખાના તથા સકર ખાતેના પણ એવા ફાર્મ કાઢી નાખવા | ૧૦૬૭૨૦ |
| કુવાઓ ખોદવાનો ખર્ચ તેથી જેમને ફાયદો થતો હોય તેમની પાસેથી વસુલ કરવો. | ૫૩૭૦૦ |
| ચીજોની કિંમતના ઇન્સ્પેક્ટરો બે કમી કરવા. | ૪૧૪૦ |
| ડીરેક્ટરની આફીસના કારકુનોની સંખ્યા કમી કરવી. | ૬૫૫૮ |
| | ૩૬૪૯૩૯ |

“અપૂર્ણ”

દીવાલને માટે ટાઇલ્સની ફેન્સી ઇલ્લી ઢીંગાલનો જોયો છે?

Registered No. B.810.

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

| | રૂા. આ. પા. | | | રૂા. આ. પા. |
|---|---|---|---|---|
| છુટક નકલ રોકડેથી | ૦—૬—૦ | દેશી | વાર્ષિક લવાજમ મુંબઈ | ૩—૮—૦ |
| ,, ,, વી. પી. થી | ૦—૧૦—૦ | | ,, ,, હીંદુસ્તાન | ૪—૦—૦ |
| | | | ,, ,, પરદેશ | ૪—૧૨—૦ |

# વેપારી ચેમ્બરનું માસિક.

અધિપતી—જયસુખલાલ કૃષ્ણલાલ મેહેતા.

પુસ્તક ૧૫ મું. VOL. XV. MAY 1923. No. 11 મે ૧૯૨૩ અંક ૧૧.

## અનુક્રમણિકા.

સુચના—ચેમ્બરની કમીટીએ જાહેર કરેલા ન હોય એવા જે વિચારો આ માસીકમાં દર્શાવવા આવે તે માટે ચેમ્બરની કમીટી જોખમદાર નથી

આ માસીકને યોગ્ય લેખો લખી મોકલવાનુ સર્વને આમંત્રણ છે. અનુકુળ લેખો ઉપકાર સાથે સ્વીકારવામાં આવશે

---

# નોંધ.

## વેપારી બજારોનો ભોમીયો.

આપણી ગુજરાતિ પ્રજા વેપારી પ્રજાને નામે મશહુર છે, દરેક જાતના વેપારમા તે આગળ પડતો ભાગ લઇ દરેક દેશાવરમાં તેનુ થાણુ વ્યાપારી તરીકે સુવિખ્યાત થયેલ છે વ્યાપારમા બાહોશી દેખાડનાર રાજદ્વારી બાબતોમાં બાપોશી મેળવી શકે છે, જે આપણી રાજય કર્તા પ્રજા ઉપરથી જાણી શકીએ છીએ હવે વેપાર સબંધી હકીકત દર્શાવનારા અગ્રેજીમા ઘણા પુસ્તક, પાના અને ચોપાનીઆ નીકળે છે, તેનો ઉપાવ પણ અગ્રેજી વેપારી પ્રજા નિરંતર કરે છે. દાખલા તરીકે અંગ્રેજી ડીરેકટરની કીંમત એક પ્રતના રૂપીઆ ૫૦) હોયતો તે પણ ખરચવા તેઓ તૈયાર હોય છે. આપણી ગુજરાની વેપારી પ્રજામા એવા પુસ્તક અને વેપારી ચોપાનીઆ હજુ બહાર નથી પડતા તેનું મુખ્ય કારણ વાચનના શોખનો અભાવ અને તેથી ઉત્તેજનનો પણ અભાવ હવે જે કોઇ લાંબો કાળ મહેનત કરી યથાર્થ રૂપે તેનો નિર્દેશ કરી જોઇએ તેવી અને તેટની હકીકત બહાર લાવે તો તેનો ખરચો પણ તેટલોજ થાય આપણે આવા પુસ્તકોની કદર કરીયે તો ભવિષ્યમા આપણી પ્રજાને પણ તેનો લાભ મળતો રહે.

આપણી દરેક વ્યાપાર ની રૂઢી અને રીતભાત વીગે તથા હાજર અને વાયદાના વેપાર વીગે માહિતી ગુ તથા દેશ પરદેશોના આયાત નીકાસ સબંધી હકીકત દર્શાવનરૂં એક પુસ્તક નામે "વેપારી બજારનો ભોમીઓ" તેના કર્તા રા પ્રાણજીવન વીઠલદાસ ઠુવર તરફથી તૈયાર થયેલ છે, જે સદરહુ પુસ્તક ઘણુંજ ઉપયોગી અને વેપારી કામમા આવી જાતનું ગુજરાતિ ભાષામા પહેલુ પુસ્તક છે, અને અમોને તેમા એટલા બધા વિષયો સરળતાથી અને ઘણા અનુભવીઓના અનુભવ ઉપલબ્ધ કરીને વર્ણવ્યા છે કે નવા વેપારીને ઉપયોગી થઇ પડે એમ અમો નિસંશય કહી શકીએ છીએ.

વિલાયતમા "પરચેઝ ડીઅર્ન ગ્રેન એન્ડ ઓઇલસીડ શીપસ" એસોશીએશન છે, તે હીંદની દરેક વેપારી હકીકત મેળવવાને તડામાર મહેનત કરે છે, અને ખરચ સામું જોતી નથી, જ્યારે આપણે ત્યા બધા વેપારીની રૂપરેખા એક પુસ્તકમા તેના અનુભવીઓના હકીકત તથા બીજા આધારો લઇને તૈયાર કરી માહિતી આપે તે કેટલુ બધુ આવકારદાયક કહી શકાય આવા પુસ્તકનો ખડોળો ફેલાવો થાય એમ ધારીને પ્રગટ કર્તા તરફથી અગાઉથી ગ્રાહક થનાર પાસેથી ફકત પાંચ રૂપીઆ કીંમત લેવાનુ ઠરાવેલ છે, પણ પ્રગટ થયા પછી રૂા ૭-૮-૦ લેવાનુ નક્કી કર્યું છે હવે પુસ્તકમા કયા કયા વિષયોનો સમાવેશ થાય છે તેની ટુંક રૂપરેખા નીચે પ્રમાણે જણાવીએ છીએ, જે વાચીનેજ દરેક સમજુ વ્યકિત કબુલ કરી શકે કે કેટલું બધું ઉપયોગી પુસ્તક આ હોવુ જોઇએ.

---

રૂ. કપાસ તેની જાત ભરૂચ, ધોલેરા, ઉમરા, વેસ્ટર્ન, બંગાલ, ડુમગ, મઠીઆ, કાલાજીન વીગેરે સંબધી હકીકત; ગુડ, ફુલોગુડ, ફાઇન, સુપરફાઇન વીગેરેની સમજુતી કોટન ગ્રીનમાં હાજર માલમાં થતા અને રહેતા દરેક જાતના ભાવ તથા એની આડત દલાલી, મુકાદમી વિગેરેના ધારા, ઇસ્ટ ઇંડીઅન કોટન એસોસીએશન સંબંધી હકીકત વાયદામાં માલની તેજી મંદી અને પતાવટની હકીકત, તથા મારવાડી બજારના ધારા વીગેરે કેટલીક ઉપયોગી હકીકત આપવામાં આવી છે

સુતર—ગામઠી, વીલાયતી, જાપાની, મર્સરાઇઝડ, મેઠીકું નં. ૨થી કરીને ઉંચામાં ઉંચા સુતરની હકીકત; ચીન બર અને બજાર બરની હકીકત; તેનો ખપ અને ડબલ વેટર અને રીંગ સંબંધી વીવેચન, સુતરની ભીગ્રોની સંખ્યા, જેમાં બાંધા દોરા કેવી રીતે આવે છે તેની નોંધ; કયા કયા નંબરનું સુતર કયો દેશાવર ખાય છે તેની માહિતી વલતર વિગેરેના દરેક જાતના મુંબઇના વેપારીઓના નામ તથા એસોસીએશનના ધારા આપેલા છે.

કાપડમાં—કોરૂં, ગામઠી, ધોયેલું, વીલાયતી વિગેરેની હકીકત તેના કદ્દા, બારદાન વલતર વટાવવાના રીત રીવાજ અકબંધ અને પરચુરણના હિસાબ લેવાની મુદત વીગેરે બીજી કેટલીક હકીકત જણાવી છે.

રેશમ, ઉન, બારદાન એ દરેકની પેદાશ માલનો ખપત, કારખાનાં, તેના વેપારીઓ તથા દેશાવરોનાં તેની આયાત નીકાશ ક્યાં ક્યાં થાય છે તેની ઉપયોગી હકીકત આપી છે.

ખાંડ સાકર, ગોળની પેદાશ, તથા આયાત નીકાશ સંબંધી હકીકત. ખાંડની ટાઉન ડયુટી સંબંધી માહિતી, તેનો દરેક દેશાવરમાં થતી પેદાશ તથા તે માટેની ખીલવણી કરવાની આપણા દેશમાં રહેતી જરૂર વિગેરે વિવેચન કરેલ છે.

ઘી, તેલ, સંબંધી સામાન્ય ઉપયોગી હકીકત જણાવી છે.

ચોખા—રંગુની ગામઠી વીગેરેની જાત રંગુનના બજારમાં માલનો ટોકરીનો હીસાબ, મુંબઇની બજારની રાઇસ મર્ચન્ટસ એસોસીએશના ધારા તેમજ વટાવ અને વાયદાની હકીકત પણ લખેલ છે.

અનાજ—અને તેલ સીડસ (Wheats and seeds) ના બજારમાં માલના ધારા, તેમજ મારવાડી બજાર, ગુજરાતી વેપારીઓનો મંડળી અને ગ્રેન મર્ચન્ટસ એસોસીએશનના તે સંબંધમાં વાયદામાં અને હાજરમાં માલના રીત રીવાજ, અલસી, સરસી, તલ, ખસખસ કપાશીઆ વીગેરેના ઘટના હીસાબ શી રીતે લેવાય દેવાય છે તે હકીકત તથા ઘટ કાપવાના હિસાબની માહીતી તથા તે દરેક ચીજની આયાત નીકાશ કયે સ્થળે થાય છે તેની ઉપયોગી નોંધ લેવામાં આવી છે.

મોતી હીરા જવેરાત સંબંધી ઉત્પતિ તેનો થતો ઉપયોગ તેમજ મોતીના ઉપયોગ પડાના હિસાબ વિલાયતમાં કેવી જાતનો માલ ખપે છે તેની નોંધ, તે પાછળ, આબ જાણવાની રીત, છડા અને ચોકડાં બાંધવાની યુકિત, તેના કાનું અને હિસાબનું કોષ્ટક વીગેરે કેટલાક પાનામાં તેની હકીકત આવી છે.

ચાંદી—અને સોનું ધીબુલીઅન મર્ચન્ટસ એસોસીએશનના ધારા અને હાજર તથા વાયદાના રીતરીવાજ સોનામાં કેટલી બધી જાતની લગડી અને પાટલા આવે છે તે તથા ચાંદીના ગોપીઆ અને ૯૯૯ નંબરની આવતી દરેક દેશાવરની પાસેની હકીકત સોનીના ટચ અને વજન વિગેરેની માહીતી આપેલ છે.

---

ધી બોમ્બે ટાઇમ્સ માટે ૨૧ બેંક. ઓટ ફોર્ટ મુંબઇ.

આ સિવાય—ત્રાંબુ, પિતળ, જર્મન સોલ્વર, કલઇ, લોખંડ, લાકડ મામ, કોલસા કાગળો અને હુથી દાંતની ઉપયોગી હકીકત, બજારમાં આવતા દરેક માલની જાત તેના રોત રોસાજ અને ધોરણ વિગેરેની હકીકતથી કેટલાક પાના છે.

હુંડી—(વીલાયતી તેમજ દેશી) સંબધી બજારમાં માલની ઉપયોગી હકીકત, દુનીયાના કયા કયા દેશમાં કયું કયું ચલણ ચાલે છે તેની અને અંગ્રેજી પેંન સાથેની સરખામણી અંગ્રેજી હુંડીના હિસાબના કોઠા, દેશી હુંડીમાં પડતા સ્ટાંપની તથા નકરામણ શીકરામણ સહિતના ધારા વીગેરે દર્શાવે છે

નોટ— લોન અને શેરની પુષ્કળ હકીકત જણાવી છે; શેર કેટલી જાતના ડીફર્ડ ઓરડીનરી કીમ્યુલેટીવ પ્રેફરન્સ ડીબેંચરો વિગેરેની માહીતી તથા શેર બજારના હકીકત મીલોના શેરોની મૂળ કીંમત શાળ અને તાતોની હકીકત તેની ડીબેંચરો કે પ્રેફરન્સ શેરોની હકીકત.

આવા આવા જુદા જુદા ઘણા વિષયોની હકીકત પૂરી પાડી છે જે બધાનીનોધ લેતા પુષ્કળ જગ્યા જોઇએ પણ તમામ "કરીઆણાની" ચીજો જેવી કે એલચી અંબર કેશર કસ્તુરી કપુરથી કરીને અનુક્રમણીકા વાર સાબુચોખા સુખડ સોપારી અને હીંગ સુધીની ઘણી ચીજોની ઉત્પત્તિ તેની નીકાશ, તેનો તોલ વજનના રીતરીવાજ અને વટાવના ધારા આપેલા તે ઘણું ઉપયોગી દરેક વેપારીને થઇ પડે. તે ઉપરાંત "હાજર અને વાયદાના વેપારની ધારા અને કમીશન એજંટોની પેઢીઓ," "સટ્ટો વાયદાનો વેપાર," "દરેક ચીજ કયા કયા તોલથી વેંચાય છે તેની નોધ ૧૯૨૩થી સરકારી જગાતનું સુધારેલું ધોરણ," ફાયર, લાઈફ મરીન વીમાની હકીકત, તાર અને ટપાલ સંબંધી ઉપયોગી નાહિતી" આ વિષયો પણ ખાસ ધ્યાન ખેંચે તેવા છે અને અનુભવીઓના અનુભવ પુરવાર કરે છે. આ સીવાય કેટલાક વિષયોની તો અમો નોંધ ન લેતાં ટુંકમાંજ જણાવવાની રજા લઇએ છીએ કે આ સંબંધમાં વીશેષ હકીકત જાણવી હોય તો કર્તા પાસેથી તે પુસ્તકનું ખુલાસા પત્ર જે બહાર પડયા છે તે અમરવાડી નવી ચાલ રૂમ નંબર ૧૫૭ ના સરનામે લખવાથી મેળવી શકાશે. એકંદર પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડવા સંભવ છે.

## ઇજીપ્તનું નવું રાજબંધારણ.

ઇજીપ્તનાં નવાં રાજબંધારણની જે વીગતો તાર મારફતે મળી છે તે સ્વાભાવીક રીતે આપણને એવો વિચાર ઉત્પન્ન કરવા વગર નહી રહેતી કે આપણે કયારે એવું બંધારણ મેળવવાને નસીબદાર થઇશું. ત્યાના રાજા ફુઆદે આપખુદ સત્તા મેળવવાની તજવીજ કરી હતી, પણ અંતે તેને નમી જવાની ફરજ પડી છે, અને તેને એવી મતલબના બંધારણ ઉપર સહી કરવાની ફરજ પડી છે કે લડાઇ કે સુલેહ કરવા અથવા પરદેશો સાથે કરારનામાં કરવાની બાબતમાં, પણ તેણે પોતાની બને રાજસભાઓની સંમતી મેળવવી જોઇશે. ધારાનો કોઇ પણ ખરડો બંને રાજસભાઓ બે તૃત્યાંસ મતે પસાર કરે તે રાજાને પસંદ નહીં હોય તો પણ કાયદાનું રૂપ લેશે, અને કરો નાંખવાની એકલી સત્તા આમની સભાના હાથમાં રહેશે. ટુંકામા સઘળી પાદશાહી સત્તા પ્રજા પોતેજ તેની ચુંટી કહાડેલા બંને રાજસભામાંના પ્રતીનીધીઓ મારફતે ભોગવશે, અને રાજાની સઘળી સત્તા પ્રજા પોતાના પ્રતીનીધીઓ મારફતે જે ઠરાવ કરે અથવા કાયદા કાનુનો ઘડે તેને યોગ્ય રીતે અમલમાં મેલવાની હદમાં રહેશે. આ કરતાં વધારે સારૂં પ્રજાકીય બંધારણ બીજું હોઇ નહી શકે.

## આપણો સ્ટીમરોનો ઉદ્યોગ.

હીંદનો સ્ટીમરોનો ઉદ્યોગ ખીલવવા માટે કેવા પગલા ભરવા તે વીશે સલાહ આપવ માટે સરકારે નીમેલી કમીટીની બેઠક મુલતવી રહી છે પણ હીંદ અને પરદેશો વચ્ચે ફરતી સ્ટીમરોમાં પોતાના દેશની સ્ટીમરોનું પ્રમાણ વધારવાની ઇચ્છા પ્રદર્શીત કરવામાં આસ્ટ્રેલીયાની સરકારે વાર લગાડી નથી. મેલબોર્નથી તાર મારફતે મળેલી ખબર આવી છે કે વેપારીઓના પ્રતીનીધી મંડળને જવાબ આપવા ત્યાના કસ્ટમ્સ ખાતાંના પ્રધાને જણાવ્યું કે મુંબઇ, મદ્રાસ, કલકત્તા તથા શાંગહાઇ જેવા બંદરો સાથેનો વેપાર ખીલવવા માટે સ્ટીમરોને મદદ આપવા આસ્ટ્રેલીઆની સરકાર તૈયાર છે પણ વેપારની ખીલવણી માટેના સંજોગો સીધા છે તેની ખાતરી થવી જોઇએ.

આ ખબર હીંદના સ્ટીમરોના ઉદ્યોગ માટે આફત સમાનજ ગણવી પડશે કેમ કે પોતાના દેશની સરકાર પાસેથી મદદ મેળવતી આસ્ટ્રેલીયન સ્ટીમરોના દર એવી કાંઈ પણ મદદ નહીં મેળવનારી હીંદી સ્ટીમરોને હરીફાઇમાં કચરી નાખે એમા આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. આપણે આશા રાખીશું કે હીંદમા એ વીશે તપાસ ચલાવવા નીમાયેલી "ઇંડીયન મર્કંટાઇલ મરીન કમીટી" એ વીશે પણ યોગ્ય વીચાર કરશે. પોતાના દેશની સરકાર પાસેથી મદદ મેળવવાની પરદેશી ખાંડની આયાત ઉપર એ મદદના પ્રમાણમા ખાસ જકાત નાંખવાનું પગલુ નામદાર લોર્ડ કર્ઝન જેવા આપખુદ વાઇસરોયને પણ યોગ્ય લાગ્યું હતું અને હીંદી પ્રજાએ તેની વીરૂદ્ધ કાંઇ પણ અવાજ ઉઠાવ્યો ન હતો. એ દાખલાની નકલ હાલની સરકારે કરવી જોઇએ અને પરદેશી સ્ટીમર કંપનીઓ પોતાના દેશની સરકારની મદદથી, હીંદી સ્ટીમરોને નુકશાન કરવા તજવીજ કરે તે વેળા તેમાથી હીંદના સ્ટીમરોના ઉદ્યોગને બચાવવા માટે પગલા ભરવાં જોઇએ એમ સુચવવાનો અમે એ કમીટીને મજબુત આગ્રહ કરીએ છીએ.

---

## આપણાં બજારોની સ્થીતી.

છેલ્લા એપ્રીલ મહીનાના આખરના અઠવાડીઆ દરમ્યાન ઇમ્પીરીયલ બેંકે હીંદી હુંડીઓ સામે રૂા. બે કરોડની લોન કરન્સી ખાતા તરફથી મેળવી હતી. ઉત્તર હીંદમાથી ઘઉં અને બીયાંની નીકાશ કરવા માટે નાણાંની માગણી વધુ આવવાથી બેંકને આ પગલું પોતાની હાલની નાણાં સંબંધી સ્થીતી જોતાં ઘણુ અસુરે પણ ભરવુ પડયું હતુ. મુંબઇની તેમજ હીંદની સુતરની મીલોમા માલનો જથો વધ્યો જાય છે, તેથી પણ નાણાંની છુટ થવા સામે અટકાવ રહે છે આ સઘળા માલની કીંમત હાલમાજ રૂપીઆ પચીસ કરોડ જેટલી થઇ છે, અને તે કયારે વેચાશે તે કહી શકાતું નથી. બીજી તરફ રૂની મોસમની આખેરી આવી છે, જેથી હવે થોડા વખતમાં રૂ ઉગાડનાર જીલ્લાઓમાથી નાણાં આવવા માંડશે મોટી રકમનાં ટ્રેઝરી બીલસ પાકવાથી સરકારને મોટી રકમ પગાર કરવી પડી હતી અને સરકારનો હાલનો વ્યાજનો દર બેંકોને પરવડતો નહીં હોવાથી ત્રેઝરી બીલસના છુટેલાં નાણાં બેંકો તરફથી ૪ થી ૪।। ટકે વગર સુદતે આપવામાં આવે છે. મુંબઇના બજાર ઉપરથી આખા હીંદની સ્થીતી સમજી શકાય નહીં,

---

સરકારના હાથમાં રૂા. ૨૫ કરોડ છે તો તે એંકો કરવાં કોઇની ઓછા દર આપવા માગે. સરકારી જામીનગીરીઓના ભાવ મક્કમ રહ્યા હતા. અને કલકત્તા ખાતે એવી અફવા ઉડી રહી છે કે સરકાર પાંચ ટકાની નવી ટેક્ષ લોન ફ્રી હીંદમા કાઢનાર છે, મદ્રાસ પોર્ટ ટ્રસ્ટની લોન ૩૩૦૦૦૦ પાઉંડની એક લોન સાડાપાંચ ટકાને વ્યાજે ૯૭ ના દરે ઇંગ્લંડમાં ઉંચકાઇ ગઇ છે

ગયા માર્ચ માસના વેપારમાં હીંદની તરફેણમાં રૂા. ૭ કરોડનો વધારો દેખાય છે જેમાં રૂા. ૩૨ કરોડની નીકાશ નોંધાઇ હતી. હીંદી પ્રધાન ઉપર મોકલવાના અઢી કરોડ પાઉંડ માંથી કાંઇ પણ રકમ સરકારે એ છતાં માર્ચ માસમાં રવાના કીધી નહી તેથી અજાયબી દેખાડવામાં આવે છે અને સરકારના કોઇ અચોકસ પગલાંથી હુંડીઆમણ ઉપર વળી પાછી મોટી અસર થવાની ચીંતા રાખવામાં આવે છે.

હુંડીઆમણ ૧ શી ૪૧ પે. ઉપર સ્થીર હતું અને હુંડીની માગણીઓ સારી રહી હતી બધા સંજોગો જોતાં હુંડીનું બજાર એક બે મહીના મજબુત રહે એવો સંભવ લાગે છે પણ ચોમાસામાં તે નીચું જવાનો ભય ઘણો છે.

---

## હીંદના વેપાર ઉદ્યોગની મુશ્કેલી માટે સલાહકારી કાઉન્સીલ સ્થાપવાની હીંદી સરકારને અરજ.

દેશના વેપાર અને હુન્નર ઉદ્યોગના સંબંધમાં સરકારને સલાહ આપવા માટે વેપાર અને હુન્નર, ઉદ્યોગ સાથ અગત્યનો સંબંધ ધરાવતા હિંદી મંડળોના પ્રતિનિધિઓની એક સલાહકારી કાઉન્સીલ સ્થાપવાની જરૂરીઆતના સંબંધમાં મારવાડી એસોસીએશને હિંદી સરકારને અરજી કરી છે, અરજીમા જણાવ્યું છે કે એવા દરેક મંડળને બે સભાસદો નિમવાનું જણાવવું અને સરકાર તરફના સભાસદો પણ નિમવા. આ બધાએ વખતોવખત દીલ્હી અથવા બીજી જગ્યાઓએ દેશના હુન્નર ઉદ્યોગ અને સામાન્ય આર્થીક સવાલો ઉપર વિચાર ચલાવી તેમનો અભિપ્રાય સરકાર આગળ રજુ કરવો. હિંદના હુન્નર ઉદ્યોગને લગતા કમીશને આવી સલાહકારી કાઉન્સીલની જરૂર બતાવી છે. કારણ કે તેમ કરવાથી સરકાર પ્રજાના આર્થીક જીવનની અંદરની સ્થિતિ જાણી શકે, ઈંગ્લંડમાં જ્યારે હજુ આવી કાઉન્સીલની જરૂર જોવામાં આવે છે તો હિંદ જેવા દેશમાં કે જ્યાં દેશના વપાર અને હુન્નર ઉદ્યોગના પ્રતિનિધિઓ અને સરકાર વચ્ચે એક બીજાના વિચારો જાહેર કરવાની સગવડ નથી અને જ્યાં વેપાર અને હુન્નર ઉદ્યોગ ઘણી મુશ્કેલીના છે ત્યાં આવી કાઉન્સીલ કેમ નહી રાખવી?

## શહેનશાહી નઉકા ખાતામાં સંસ્થાનોનો હીસ્સો.

### મનવારો વગેરે નીભાવવા પાછળ સંસ્થાનોએ દેખાડેલી બેદરકારી.

છેલ્લી મોટી લડાઇ પછી બ્રીટાશ શહેનશાહતના જુદા જુદાં સંસ્થાનોએ ચોક્સ સંખ્યાની મનવારો વગેરે નીભાવવાનું માથે લીધું હતું, પણ તે તેઓએ વકી મુજબ પાર પાડયું નથી આથી શહેનશાહતનો બચાવ કરવાનું કામ પાછું ઇંગ્લંડને માથે આવી પડે તો નવાઇ નથી.

---

દક્ષિણ આફ્રિકા, ઓસ્ટ્રેલીઆ, કેનેડા અને ન્યુઝીલેંડ પોતાનો કાફલો ધરાવતા મનાતા હતા, પણ કેનેડાનો કાફલો તો ફક્ત કાગળ ઉપરજ હસ્તી ધરાવતો હતો. લડાઇ બાદ બદલા તરીકે મળેલા કેટલાક બારકસો ઇંગ્લંડની સરકારે સંસ્થાનની સરકારને આપ્યા હતા પણ મોટે ભાગે તે તો સંસ્થાનો તરફથી ભાગી નાખવામાં આસ્ત્રેલીઆને એવા ૩૩ બારકસ સપુરત કરવામાં આવ્યા હતા, જેમાંથી ફક્ત ૧૨ જ હાલમાં વાપરવામાં આવે છે. "જે" વર્ગની સઘળી સબમરીનો ઓસ્ટ્રેલીઆએ તોડી નાખી છે.

કેનેડાની સરકારને કેટલીક ઘણી કીંમતી અને જોરાવર મનવારો નીભાવવા માટે ભેટ આપવામાં આવી હતી, છતાં પણ ત્યાંના નૌકા ખાતાના વજીરે જણાવ્યું છે કે, કેનેડા ફક્ત બે મનવાર ઉપર દરીઆઇ તાલીમ આપવા સીવાય બીજા સાધનો ઉપર નાણાં ખરચનાર નથી. દક્ષિણ આફ્રિકાની સરકાર એક લાખ પાઉંડનો ફાળો આપતી હતી, પણ લડાઇ ખતમ થયા બાદ તે પણ બંધ કરવામાં આવી પોતાના મુલકમાં કેટલીક મનવારો નીભાવે છે. ફક્ત ન્યુઝીલેંડની સરકાર પોતાના કોલને વળગી રહીને શહેનશાહતના બચાવ માટે સારી સંખ્યામાં મનવારો નીભાવે છે.

---

## હીંદમાં કાપડ સુતરનો ઉદ્યોગ.

### (૧) સુતરની પ્રાંતવાર પેદાશ. (જાનેવારી માસમાં.)

| પ્રાંત | જાનેવારીમાં | | | એપ્રીલથી જાનેવારી | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ |
| મુંબઇ | ૪૧૧ | ૪૩૬ | ૪૪૨ | ૩૯૧૮ | ૪૧૫૦ | ૪૨૧૮ |
| મદ્રાસ | ૩૧ | ૩૯ | ૪૨ | ૩૩૬ | ૩૫૯ | ૪૪૫ |
| બંગાલ | ૨૬ | ૩૦ | ૨૧ | ૨૭૪ | ૨૮૨ | ૨૪૬ |
| સંયુક્ત પ્રાંતો | ૩૭ | ૩૯ | ૩૭ | ૩૦૯ | ૩૪૩ | ૩૪૫ |
| અજમેર-મેવાડ | ૧ | ૨ | ૨ | ૧૬ | ૨૧ | ૧૯ |
| પંજાબ | ૨ | ૩ | ૨ | ૨૨ | ૨૯ | ૨૪ |
| દીલ્હી | ૩ | ૩ | ૩ | ૩૨ | ૨૩ | ૩૧ |
| મધ્યપ્રાંતો-બીરાર | ૨૮ | ૨૭ | ૨૮ | ૨૬૦ | ૨૭૦ | ૨૬૪ |
| દેશી રાજ્યો | ૩૧ | ૩૬ | ૩૫ | ૩૧૯ | ૩૩૯ | ૩૫૪ |
| કુલ | ૫૭૩ | ૬૧૮ | ૬૧૪ | ૫૪૯૦ | ૫૮૨૩ | ૫૯૫૧ |

---

ધી બોમ્બે ટાઇમ્સ પ્રેસ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

આ આંકડા દર્શાવે છે કે જાનેવારી માસમાં સુતરની પેદાશ ગયા વરસ કરતાં સ્હેજ થોડી છે તો પણ ૧૯૨૧ના જાનેવારી કરતાં ઘણી વધારે છે અને દશ મહીનાના આંકડા સાથે લેતાં એમ દેખાય છે કે સુતર બનાવવાનો ઉદ્યોગ ખીલતો રહ્યો છે.

## પરદેશો સાથેની હરીફાઇ.

ગયા ફેબ્રુઆરી માસમાં કાપડ સુતરની કુલ આયાત છેલા બે વરસો સાથે સરખાવીને નીચે દર્શાવી છે:—

(લાખ રૂપયા)

| | ફેબ્રુઆરીમાં | એપ્રીલથી ફેબ્રુઆરી |
|---|---|---|
| ૧૯૨૦-૨૧ | ૬૦૬ | ૯૬૫૭ |
| ૧૯૨૧-૨૨ | ૩૯૫ | ૫૨૭૮ |
| ૧૨૨૨-૨૩ | ૬૧૯ | ૬૫૦૦ |

આ આંકડા દેખાડે છે કે ગયે વરસે આયાત ઘટી ગઇ હતી તે પાછી વધવા લાગી છે. એ હરીફાઇમાં ૧ થી ૨૫ સુધીના નંબરના સુતરમાં આયાત વધી છે જ્યારે તેની પેદાશ સ્થીર રહી છે અને ૨૬થી ૪૦ નંબરના સુતરની પેદાશ વધવા લાગી છે તથા તેની આયાત ઘટવા લાગી છે. ચાલીસ કરતાં પણ વધારે ઉંચા નંબરના સુતરની પેદાશ સ્હેજ વધે છે ત્યારે તેની આયાતમાં વધારો વીશેષ ઝડપથી થાય છે. એમ નીચે આપેલા કોઠા પરથી માલમ પડશે.

### (૨) સુતરની નંબરવાર પેદાશ તથા આયાતની સરખામણી (લાખ રતલ).

| | જાનેવારીમા | | | | એપ્રીલથી જાનેવારી | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૩ | | ૧૯૨૨ | | ૧૯૨૨-૨૩ | | ૧૯૨૧-૨૨ | |
| | પેદાશ | આયાત | પેદાશ | આયાત | પેદાશ | આયાત | પેદાશ | આયાત |
| નં.૧ થી ૨૫ | ૫૫૪ | ૨૩ | ૫૫૪ | ૯ | ૫૩૫૨ | ૧૧૦ | ૫૨૧૭ | ૫૫૧ |
| ,, ૨૬થી ૪૦ | ૫૭ | ૨૭ | ૬૦ | ૩૧ | ૫૭૮ | ૨૮૦ | ૫૮૨ | ૨૪૪ |
| ,, ૪૦થી વધારે | ૧ | ૪ | ૨ | ૧૦ | ૧૮ | ૫૪ | ૨૦ | ૭૬ |

### (૩) કાપડની પેદાશ તથા આયાતની સરખામણી. (લાખ વાર).

| | જાત | જાનેવારી | | એપ્રીલથી જાનેવારી | |
|---|---|---|---|---|---|
| | | ૧૯૨૩ | ૧૯૨૨ | ૧૯૨૨-૨૩ | ૧૯૨૧-૨૨ |
| કોરાં તથા | | | | | |
| ધોયેલાં | પેદાશ | ૧૨૩૮ | ૧૧૩૮ | ૧૧૨૪૩ | ૧૦૬૭૮ |
| ,, | આયાત | ૧૨૯૭ | ૯૦૮ | ૧૧૧૯૯ | ૮૧૮૫ |
| રંગીન | પેદાશ | ૩૯૪ | ૩૧૯ | ૩૮૦૮ | ૩૮૨૫ |
| ,, | આયાત | ૨૬૬ | ૧૪૨ | ૧૯૨૨ | ૧૧૫૦ |

આ આંકડા દેખાડે છે કે કાપડની પેદાશ હીંદમાં વધતી જાય છે અને આયાતમાં થતા રહેલા વધારાની અસરને લીધે હીંદમાં કાપડની પેદાશ ઉપર અંકુશ પડ્યા હોય એવું ગયા જાનેવારી સુધીમાં બન્યું નથી. એ આંકડા એમ પણ બતાવે છે કે કાપડની આયાતમાં થતા રહેલા ચાલુ વધારાને પરીણામે મોડે કે વહેલે આપણાં બજારોમાં માલની પુરાંત વધી પડશે તે વેળા એ ઉદ્યોગની સ્થીતી ઘણીજ બારીક થઇ પડશે. અમદાવાદ વિગેરે સ્થળોએથી તો એમ પણ જણાવવામાં આવે છે કે આપણે એવી બારીક સ્થીતીમાંથી પસાર થઇએ છીયે પણ એમાં કેટલું સત્ય છે તે દર્શાવનારા આંકડા મળવા સુધી આપણે રાહ જોવી પડશે. ફેબ્રુઆરી માસનો આખરે સરકારી વખારોમાં પડેલા આ માસીકના ગયા અંકમાં ૪૯૭ મે પાને આપેલા છે તે જોતાં એમ લાગે છે કે કોરા કાપડનો જથ્થો ઘણો વધી ગયો છે પણ ધોયેલાં તથા રંગીન કાપડનો જથ્થો ઘટતો જાય છે. હીંદમા બનતા કાપડને લગતા જે આંકડા દર મહીને સરકાર પ્રગટ કરે છે તેમાં કોરા કાપડની પેદાશના આંકડા ધોયેલાં કાપડથી જુદા પાડીને દર્શાવવામાં આવતા નથી એટલે પરદેશથી થતી આયાતના ભાવને આધારેજ કાંઇ પણ અનુમાન બાંધી શકાય. થોડા વખત પર મુંબઇની મીલોમાં ઓછા કલાક કામ લેવાની દરખાસ્ત મીલ માલેકોની મંડળીએ રદ કરી હતી તે દેખાડે છે કે કટોકટીનો વખત હજી મુંબઇની મીલોને લાગતો નથી.

## (૪) કાપડ સુતરની પેદાશની સરખામણી. (લાખ રતલ)

| | જાનેવારી | ડીસેંબર | | એપ્રીલથી જાનેવારી | |
|---|---|---|---|---|---|
| | ૧૯૨૩ | ૧૯૨૨ | ૧૯૨૨ | ૧૯૨૨-૨૩ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ |
| સુતરની પેદાશ | ૬૧૪ | ૬૧૮ | ૬૨૬ | ૫૯૫૧ | ૫૮૨૩ | ૫૪૬૦ |
| કાપડની પેદાશ | ૩૮૯ | ૩૪૧ | ૩૪૮ | ૩૩૯૭ | ૩૩૯૨ | ૩૦૯૩ |

આ આંકડા ઉપરથી એમ અનુમાન થાય છે કે હીંદની મીલોમાં બનતા સુતરના લગભગ સાઠ ટકા જેટલું સુતર હીંદની મીલો કાપડ બનાવવા માટે વાપરે છે પણ એ અનુમાન બરોબર નથી. કાપડ બનાવવા માટે હીંદી મીલોએ વાપરેલું પરદેશી સુતર કેટલું હતું તેના આંકડા મેળવીને બાદ કરીયે તોજ જાણી શકાય કે હીંદના સુતરની પેદાશમાંથી કેટલો ભાગ હીંદમાં કાપડ બનાવનારી મીલો વાપરે છે. પરદેશી સુતરની આયાતના જે આંકડા ઉપર રજુ કરેલા છે તે જો કાપડની પેદાશમાંથી બાદ કરીએ અને કાંજીના લેપને માટે પણ યોગ્ય છુટ મુકીએ તો એમ લાગ્યા વગર રહેતું નથી કે હીંદમાં સુતર બનાવનારી મીલોએ સુતરના ઉઠાવ માટે જેટલો આધાર હીંદની કાપડની મીલો ઉપર રાખી શકે તે કરતાં વીશેશ અંશે તેમણે હીંદમાં કાપડની મીલોની મદદ વગર કાપડ વણનારાઓ ઉપર તથા પરદેશોમાં હીંદી સુતર વાપરનારાઓ ઉપર આધાર રાખવો પડે છે. રેંટીયાની મદદથી ઘરમાં સુતર બનાવવાની જે પ્રવૃત્તિ હીંદમાં વધતી જાય છે તેની અસર એવી થાય છે કે મીલોમાં બનેલું સુતર પોતાને ઘેર સાળ ઉપર કાપડ બનાવનારાઓ અગાઉ કરતા ઓછા પ્રમાણમાં વાપરે છે. આ અસર ઘણી હોવા છતાં બહુ નજરે પડી નથી તેનું કારણ એ છે કે કાપડની જે પેદાશ એવી રીતે ખાનગી ઘરોમાં થાય છે તેમાં થતા રહેલા વધારાને લીધે ઉપર દર્શાવેલા ઘટાડાનો ભંગ કેટલેક અંશે

વળી રહે છે. દીવસના બાર કલાક મીલોમાં કામ કરવાને બદલે ઘરમાં ફુરસદની વખતે સુતર બનાવવામાં આવે તો તેથી ખેતી જેવા અન્ય ઉદ્યોગની ઉપર પણ યોગ્ય સમયે વીશેષ ધ્યાન આપવાનું બને તે કારણથી, તથા મીલોના મજુરોનાં દુઃખો ધ્યાનમાં લેતાં, કોઇપણ વીચારશીલ હીંદીને એમ લાગ્યા વગર નહીં રહે કે ઘરમાં રેંટીયા તથા સાળ વાપરવાની પ્રવૃતી દેશને માટે વધારે લાભદાયી છે અને અન્ય ઉદ્યોગોની સાથે એ પ્રવૃત્તી રાખનારને પણ તે લાભકારી નીવડવાની આશા રાખી શકાય કેમ કે તે પોતાનો વીશેષ સમય અનુકુળ પ્રવૃત્તિમાં રોકી શકે. કદાચ એ રીતે પેદા થતું કાપડ મીલોમાં બનતા કાપડ કરતાં વધારે મોંઘું પડે તો તેનું વીશેષ ટકાઉપણું તેનો બદલો વાળી રહે. એટલે ઘેર રેંટીયા તથા સાળ વાપરવાની પ્રવૃત્તી સર્વને લાભકારીજ નીવડવાની વકી રાખી શકાય અને તે છતાં એની પેદાશ ઉપરજ આધાર રાખીને હીંદનો પ્રજા રહી શકે નહીં એટલે હીંદની મીલોમાં બનતા કાપડ સુતરનો ઉઠાવ પણ હીંદમાં થયા વગર રહે નહીં. આ વપરાશ અત્યારે જોઇએ તેટલો નથી તેને લીધેજ હીંદમા બનતું સુતર પરદેશ જાય છે અને પરદેશી કાપડ સુતર હીંદમા આવે છે. પરદેશ ખાતે નીકાશ થયેલા હીંદી સુતરનો જથો એપ્રીલથી જાનેવારી સુધીના દસ માસમાં ૧૯૨૨–૨૩ માં પાંચ કરોડ, ૧૯૨૧–૨૨ માં સાત કરોડ દસ લાખ અને ૧૯૨૦–૨૧ માં સાત કરોડ ત્રીસ લાખ રતલ જેટલો હતો. છેલ્લાં બે વરસમા નીકાશ આ વરસ કરતાં એકતાલીસથી છેતાલીસ ટકા જેટલી વધારે હતી. એવો મોટો ઘટાડો બીજા બે પાંચ વરસ ચાલુ રહે તો હીંદની સ્થીતી કેવી બગડે તે સમજવું મુશ્કેલ નથી અને તેમ બનવાનો સંભવ પણ ચીન, જાપાન વગેરે દેશોમાં કાપડ સુતરના વધતા જતા ઉદ્યોગને લગતા જે આંકડા આ માસીકના ગયા અંકમાં આવ્યા છે તે ઉપરથી જોઇ શકાય છે. એ સ્થીતીનો ઇલાજ એકજ છે અને તે એજ છે કે હીંદમાં બનતું સુતર હીંદમાંજ કાપડ બનાવવા માટે ઉપયોગમા લેવાનું પ્રમાણ વધારતા જવું. જો રૂની ઉપર જકાત નાખવાની જરૂર લાગે તો તેમ કરીને પણ પરદેશીઓને સસ્તા હીંદી રૂનો લાભ લઇ હીંદનાજ હરીફ થતા અટકાવવામાં આવે તો હીંદમાં રૂનો ભાવ હાલના કરતાં સ્હેજ ઓછો રહે અને તેને લીધે હીંદી સુતર વધારે સસ્તું થતા પરદેશી સુતરની હરીફાઇમાં તે સુતર ટકી રહેશે અને પરદેશી સુતરની આયાત ઘટતા હીંદ સુતર વીશેષ પ્રમાણમાં હીંદમાં વપરાવા લાગશે. આ સુચના સામે એવી દલીલ લાવવામાં આવે છે કે તેથી રૂના પાકનો વીસ્તાર ઘટશે. અમને એવો ભય બહુ લાગતો નથી પણ તે તદ્દન ખોટો છે એમ અમે કહીશું નહીં. અમને તો એવી આશા છે કે એને પરીણામે રૂના પાકને બદલે અનાજના જુદના અથવા બીજા કોઇ પાક માટે જમીન ઉપયોગમા આવશે. ખેતીની પેદાશની ઘણી ચીજોના ભાવમાં ૧૯૧૦–૧૧ થી ૧૯૧૯–૨૦ સુધીના દસ વરસો દરમ્યાન વધઘટ ઘણી થઇ હતી પણ તે છતા તેની અસર રૂનાપાક ઉપર કેટલી થઇ તે દર્શાવનારા આંકડા નીચે આપ્યા છે:–

(લાખ એકર)

| | ૧૯૧૦–૧૧ | ૧૯૧૯–૨૦ | વધારાંની હદ | ઘટાડાની હદ |
|---|---|---|---|---|
| અનાજના પાક | ૨૧૪૧ | ૨૧૦૯ | ૨૧૯૭ | ૧૮૮૯ |
| બીજા ,, | ૪૧૨ | ૪૩૬ | ૪૫૭ | ૩૬૦ |
| કુલ | ૨૨૩૦ | ૨૨૨૮ | ૨૨૯૬ | ૨૦૧૩ |
| રૂ | ૧૪૪ | ૧૫૩ | ૧૫૮ | ૧૧૪ |

જે વરસમાં રૂનો પાક સઉથી વધારે કે સઉથી ઓછો હતો તે વળા બીજા પાક કેટલા હતા તે નીચે દર્શાવ્યું છે:—

| | લાખ એકર | | | |
|---|---|---|---|---|
| | રૂનો પાક | અનાજનો પાક | બીજા | કુલ |
| ૧૯૧૩-૧૪ | ૧૫૮ | ૨૦૨૪ | ૪૪૧ | ૨૪૬૫ |
| ૧૯૧૫-૧૬ | ૧૧૪ | ૨૧૪૫ | ૩૯૮ | ૨૫૪૩ |

આ આંકડા દેખાડે છે કે રૂના પાકનો વીસ્તાર ઘટશે તો તેટલી જમીન બીજા પાક માટે ઉપયોગમાં લેવાશે અને હવા પાણી અનુકુળ હોવાથી જે અસર બધા પાક ઉપર થાય છે તેની સરખામણીમાં ભાવની અસર—ઘણીજ ઓછી દેખાશે.

હીંદના જુદા જુદા ભાગમાં કાપડની પેદાશ કયે પ્રમાણે વધે છે તે નીચે દર્શાવ્યું છે.—

## (૫) કાપડની પ્રાંતવાર પેદાશ (જાનેવારી)

એપ્રીલથી જાનેવારી

| પ્રાંત | કીંમત (લાખ રૂપીઆ.) | | વજન (લાખ રતલ.) | | લંબાઈ (લાખ વાર) | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૨ | ૧૯૨૧ |
| મુંબઈ | ૪૧૩ | ૪૬૯ | ૨૬૮ | ૩૦૮ | ૧૧૯૪ | ૧૩૪૮ |
| મદ્રાસ | ૧૯ | ૨૨ | ૧૨ | ૧૫ | ૩૬ | ૪૯ |
| બંગાળ | ૭ | ૨ | ૪ | ૧ | ૨૩ | ૮ |
| સંયુક્ત પ્રાંતો | ૧૮ | ૧૭ | ૧૩ | ૧૨ | ૪૬ | ૪૩ |
| અજમેર-મેવાડ | ૧ | ૪ | ૧ | ૩ | ૬ | ૧૧ |
| દીલ્હી | ૨ | ૩ | ૧ | ૨ | ૪ | ૭ |
| મધ્યપ્રાંત-બીરાર | ૧૯ | ૨૩ | ૧૨ | ૧૫ | ૪૮ | ૫૯ |
| દેશી રાજયો | ૨૧ | ૨૯ | ૨૭ | ૨૯ | ૯૮ | ૧૦૫ |
| કુલ | ૫૧૦ | ૫૭૨ | ૩૪૧ | ૩૮૯ | ૧૪૫૭ | ૧૬૩૩ |

(લાખ એકર)

| પ્રાંત. | કીંમત (લાખ રૂપીઆ.) | | વજન (લાખ રતલ.) | | લંબાઈ (લાખ વાર.) | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| મુંબઈ .... .... | ૪૨૯૨ | ૪૧૦૪ | ૨૭૫૦ | ૨૬૭૧ | ૧૨૧૯૫ | ૧૧૮૬૪ |
| મદ્રાસ .... ... | ૧૪૫ | ૨૦૨ | ૯૦ | ૧૩ | ૨૮૪ | ૪૧૫ |

| પ્રાંત | કીંમત (લાખ રૂપયા.) | | વજન (લાખ રતલ) | | લંબાઇ (લાખ વાર.) | |
|---|---|---|---|---|---|---|
| બંગાલ ... .... | ૬૧ | ૫૨ | ૩૯ | ૩૩ | ૧૮૭ | ૧૫૭ |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૪૨ | ૧૫૩ | ૧૦૧ | ૧૦૭ | ૪૩૮ | ૩૭૨ |
| અજમેર મેવાડ | ૨૩ | ૨૧ | ૧૬ | ૧૫ | ૬૨ | ૫૭ |
| દીલ્હી ... .. | ૧૩ | ૩૩ | ૯ | ૨૩ | ૨૩ | ૬૫ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર | ૨૧૦ | ૨૦૭ | ૧૩૮ | ૧૩૭ | ૫૨૦ | ૫૧૪ |
| દેશી રાજ્યો ... | ૨૧૬ | ૨૩૬ | ૨૪૬ | ૨૪૬ | ૮૮૭ | ૧૬૦૧ |
| ... | ૫૧૦૭ | ૫૦૧૧ | ૩૩૯૨ | ૩૩૯૭ | ૧૪૩૨ | ૧૫૦૫૨ |

## કમી થઇ ગયેલી પરદેશો ખાતેની હીંદી સુતરની લડત

ચાલુ વરસના ફેબરૂઆરી મહીનામા હીંદની મીલોમા ૫૪૦ લાખ રતલ સુતર કંતાયું હતુ. અને કાપડ ૩૨૦ લાખ રતલનું વણાયું હતુ. જયારે આગલા વરસના એજ મહીનામા આંકડાઓ અનુક્રમે ૫૬૦ લાખ રતલ ૩૦૦ લાખ રતલના હતા, એટલે કે વણાયલા માલમા ૨-૩ ટકાનો ઘટાડો ૧૯૨૨ ના સપ્ટેમ્બરથી ૧૯૨૩ ના ફેબરૂઆરી સુધીના ૬ મહીનામાં સુતર કુલ્લે ૩૫૪૦ લાખ રતલ કંતાયું હતું અને કાપડ ૨૦૪૦ લાખ વણાયુ હતું. જયારે આગલા વરસની એજ મુદતના એ આંકડા અનુક્રમે ૩૫૦૦ લાખ રતલ અને ૧૯૯૦ લાખ રતલ હતા. એપ્રીલ ૧૯૨૨ થી ૧૯૨૩ ના ફેબરૂઆરીના ૧૧ મહીનામાં સુતર ૬૪૯૦ લાખ રતલ અને કાપડ ૩૭૨૩ લાખ રતલ વણાયું હતું. એપ્રીલ ૧૯૨૨ થી ૧૯૨૩ ના ફેબરૂઆરી સુધીના ૧૧ મહીનામા બ્રીટીશ હીંદમાથી પરદેશ ૫૩૦ લાખ રતલ સુતર ચડયુ હતુ. જયારે ૧૯૨૧-૨૨ અને ૧૯૨૦-૨૧ ના વરસોમા એ આંકડાઓ અનુક્રમે ૭૮૦ લાખ રતલ અને ૭૯૦ લાખ રતલ હતા.




## (૧) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા મંગળવાર તા. ૨૭ મી માર્ચ ૧૯૨૩ને રોજ સાંજના ૬ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

સર ફાજલભાઇ કરીમભાઇ (પ્રમુખ)
ઓ. શેઠ પુરૂષોતમદાસ ઠાકુરદાસ
શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી
,, બી. એફ. માદન
,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ
,, એન. એમ. મઝુમદાર
શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી
,, કૈકોબાદ કાવસજી દીનશાહ
,, કીકાભાઇ પ્રેમચંદ
,, મનુ સુબેદાર
,, વાલચંદ હીરાચંદ
,, હરીલાલ દેવચંદ જશાની

(૧) તા. ૨-૩-૧૯૨૩ તથા તા. ૧૪-૩-૧૯૨૩ ને રોજ મળેલી કમીટીની સભાઓની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

(૨) હિન્દુસ્તાન માટે ઇંગ્લંડમાં ઉભી કરવામાં આવતી સ્ટર્લીંગ લોનોના સંબંધમાં ના. હિન્દી સરકાર ઉપર જે તાર મોકલવાની સૂચના કરવામાં આવી હતી તે બાબે ફીનેન્સ સબ કમીટીએ તેવો તાર ન મોકલવાની કરેલી ભલામણ સ્વીકારવાનો ઠરાવ થયો હતો. તેમજ ઇમ્પીરીઅલ ઇકોનોમીક કોન્ફરન્સમાં હિન્દુસ્તાનના પ્રતિનિધિત્વ બાબે ના. હિન્દી સરકાર ઉપર એક તાર મોકલવાની ફીનેન્સ સબ કમીટીએ કરેલી ભલામણ મુજબ તેવો તાર મોકલવાનો ઠરાવ થયો હતો.

(૩) ચેમ્બર તરફથી પોર્ટ ટ્રસ્ટીઓની ચુંટણીના સંબંધમાં ચેમ્બરના સભાસદોની ધંધાવાર વર્ગાવર્ગીને લગતા વાંધાઓની તપાસ કરવા માટે ખાસ નીમવામાં આવેલી સબ કમીટીએ શેઠ ફાઝલભાઈ ઇબ્રાહીમ રહીમતુલ્લાનું નામ અનાજ તથા બીયાંના વેપારી તરીકે નામંજુર કરેલું હોવા સામે તેઓ તરફથી, વાંધો ઉઠાવનારો જે પત્ર આવ્યો હતો તે ઉપર વિચાર કરતાં પોર્ટ ટ્રસ્ટીઓની ચુંટણીને લગતા ચેમ્બરના કાયદાકાનુન અનુસાર કમીટી તે બાબતમાં કાંઇ પણ કરી શકે તેમ નથી એવું તેમને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

(૪) દારેસલામના એસોસીએશનની જોઇન્ટ કમીટીએ નવા ઓર્ડીનન્સોના સંબંધમાં સંતોષ ન મળે ત્યાં સુધી પરદેશથી માલની આયાત બંધ કરવાનો અને આપેલા ઓર્ડરો તાર દ્વારા રદ કરવાના કરેલા ઠરાવ સંબંધમાં ત્યાંની ઇન્ડીઅન એસોસીએશન તરફથી મળેલા તાર ઉપર વિચાર કરતા તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

(૫) ધી ઇમ્પીરીઅલ ઇન્ડીઅન સીટીઝનશીપ એસોસીએશન તરફથી કેનીઆમાં હિન્દી વાસીઓની સ્થિતિના સંબંધમાં એક જાહેર સભા બોલવવા બાબે જે પત્ર મળ્યો હતો તે ઉપર વિચાર કરતાં તે એસોસીએશનને એવું લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે આ વિષય ઉપર ના. વાઇસરોયે ઓ. સર દીનશા વાચ્છાને આપેલા જવાબ પછી પણ જો આવી જાહેર સભા બોલાવવાની જરૂરીયાત લાગતી હોય તો ચેમ્બર તેમાં ખુશીથી સામેલ થશે અને ખર્ચનો હિસ્સો આપશે.

(૬) ઝેકોસ્લોવીક રીપબ્લીકના મુંબઇ ખાતેના કોન્સલ તરફથી પ્રાગ ખાતે ભરવામાં આવનાર 'સેમ્પલ્સ ફેર'ને લગતી કેટલીક માહીતી પૂરી પાડનારો જે પત્ર આવ્યો હતો તે સભાસદોની જાણ માટે માસિકમાં પ્રકટ કરવાનો ઠરાવ થયો હતો.

(૭) ટેન્ડરો સાથે ૩½ ટકાની સરકારી જામીનગીરીઓ બહાના તરીકે આપવામાં આવે ત્યારે મુંબઇની મ્યુનીસીપાલીટી માત્ર તેની અસલ કિંમતના ૩૦ ટકા જેટલીજ કિંમત ગણે છે જ્યારે રેલ્વેઓ અને સરકારી ખાતાંઓ તેની પૂરેપૂરી કિંમત ગણે છે એ મતલબનો જે પત્ર મેસર્સ છગનલાલ એન્ડ કું. તરફથી મળ્યો હતો તે ઉપર વિચાર કરતાં તે બાબતમાં કમીટી કાંઇ પણ પગલાં લઇ શકે એમ નથી એવું તેઓને લખી મોકલવાનો ઠરાવ થયો હતો.

(૮) ધી બોમ્બે શ્રોફ એસોસીએશન તરફથી ના. હિન્દી સરકારના બજેટમાં પોસ્ટના વધારેલા દર કાયમ રાખવા સામે વાંધો દર્શાવનારો જે પત્ર મોકલવામાં આવ્યો હતો તેની તેમજ વધારાના કરો ન નાખવા માટે તેઓ તરફથી મોકલવામાં આવેલા તારની નકલો તે એસોસીએશનના સેક્રેટરી તરફથી મળી હતી જેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

(૯) કલકત્તામાં દરરોજની આયાત નીકાશની ટીપ પ્રકટ કરવાના સવાલ ઉપર ના. મુંબાઇ સરકારના રેવન્યુ ખાતા તરફથી ચેમ્બરનો અભિપ્રાય પુછાવનારો જે પત્ર આવ્યો હતો તે ઉપર વિચાર કરતાં તેને એવું લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે તે લીસ્ટ પ્રકટ કરવાનું બંધ કરવા સામે કમીટીને વાંધો નથી.

(૧૦) જુદી જુદી રેલ્વેઓ ઉપર કન્સેશનના દર સંબંધમાં જે રૂઢી ચાલુ છે તે સંબંધમાં ચેમ્બર તરફથી લખવામાં આવેલા પત્રના જવાબમાં ધી ઇન્ડીઅન રેલ્વે કોન્ફરન્સ એસોસીએશનના સેક્રેટરી તરફથી જણાવવામાં આવ્યું હતું કે દરેક રેલ્વેને પોતાની ઈચ્છા મુજબ કન્સેશનના દર આપવાની છુટ છે. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

(૧૧) કેનીઆમાં કોરા કાપડ ઉપર 'સ્પેસીફીક' આયાત જગાત નાખવામાં આવી હતી તે સામે વાંધો દર્શાવનારો જે પત્ર ચેમ્બર તરફથી ના. હિન્દી સરકારના વેપાર ખાતા ઉપર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં તે ખાતા તરફથી મળેલા પત્રના જવાબમાં જણાવવામાં આવ્યું હતું કે આ જગાતનો હેતુ હિન્દના કાપડના ઉદ્યોગોને નુકસાન કરવાનો નથી. આ પત્ર ઉપર વિચાર કરવા ફરીથી વાંધો દર્શાવનારો પત્ર લખવાનો ઠરાવ થયો હતો.

(૧૨) ના. હિન્દી સરકારના નાણાંખાતાના સેક્રેટરી મી. કુક તરફથી ના. હિન્દી સરકારના નાણાં ખાતાના પ્રધાન સર બેસીલ બ્લેકેટની ચેમ્બરની કમીટી સાથે મુલાકાત નક્કી કરવાના સંબંધમાં પત્ર આવ્યો હતો તે ઉપર વિચાર કરતાં તે મુલાકાતનો દિવસ બુધવાર તા. ૪-૪-૧૯૨૩

સાંજના ત્રણ કલાક (સ્ટા. ટા.) નક્કી કરવાનો ઠરાવ થયો હતો, અને તેની સાથે ચર્ચવા માટેના મુખ્ય મુદ્દાઓ નક્કી કરવામા આવ્યા હતા.

(૧૩) ના. હિન્દી સરકારના વેપાર ખાતાના સેક્રેટરી શ્રી. ચેડવીક તરફથી ચેમ્બરની કમીટીની મુલાકાતના સબંધમાં આવેલા પત્ર ઉપર વિચાર કરતાં તે મુલાકાત માટેનો દિવસ ગુરૂવાર તા. ૫-૪-૧૯૨૩ ને બપોરે ૧૨ કલાકે નક્કી કરવાનો ઠરાવ થયો હતો તથા તેની સાથે ચર્ચવામા આવનાર મુખ્ય મુદ્દાઓ નકકી કરવામા આવ્યા હતા.

(૧૪) હિન્દી પ્રધાનના ટુંકી મુદતના ઇન્વેસ્ટમેન્ટો ઉપર મળવા વ્યાજના દરના સબંધમા ના. હીંદી સરકારના નાણા ખાતા તરફથી માહિતી પુરી પાડનારો જે પત્ર મળ્યો હતો તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

(૧૫) જાહેર ખાતાઓમા માલ પૂરો પાડવા માટે ટેન્ડરો માગવાની રૂઢી તથા ટેન્ડરોના ફોર્મ બાબે વિચાર કરી રીપોર્ટ કરવા નીચેના ગ્રહસ્થોની એક સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો:—

(૧) પ્રમુખ (૨) ઉપ-પ્રમુખ, (૩) શેઠ બી એફ્ માદન (૪) શેઠ હાતીમ અતારી (૫) શેઠ મનુ સુબેદાર (૬) શેઠ લાલજી નારણજી (૭) શેઠ ગીરજાશંકર બી ત્રીવેદી.

(૧૬) ના. હીંદી સરકાર માટે માલની ખરીદીના સંબંધમા કમીટીના એક સભાસદ તરફથી ખરડો ના. હિન્દી સરકારને મોકલવા રજુ કરવામા આવ્યો હતો તે ઉપર વિચાર કરવાનું કમીટીની બીજી સભા ઉપર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

(૧૭) એક એસોસીએટેડ ઇન્ડીઅન ચેમ્બર ઓફ્ કોમર્સ સ્થાપવાના સબંધમા ધી દિલ્હી હિન્દુસ્તાની મર્કન્ટાઇલ એસોસીએશન, તરફથી જે પત્ર મળ્યો હતો, તે ઉપર વિચાર કરવાનું મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

(૧૮) પોર્ટ ટ્રસ્ટના લોકોની ગફલતથી એપસમ સોલ્ટના ગુણીઓમા ઘટ આવવાથી થયેલા નુકશાન બાબે ધી ઇસટર્ન મર્કન્ટાઇલ કો તરફથી પત્ર આવ્યો હતો તે ઉપર વિચાર કરવા તેઓને એમ લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે કમીટી તે બાબતમા કાંઈ પણ પગલા લઇ શકશે નહિ

(૧૯) શેઠ મોરારજી મૂળરાજ ખટાઉ તરફથી તબીઅતને કારણે કમીટીમાથી અઢી મહીનાની રજા માગનારો પત્ર આવ્યો હતો તે ઉપર વીચાર કરતા તેઓની રજા મંજુર કરવાનો તથા તેઓની રજા દરમ્યાન તેઓની જગ્યાએ શેઠ હાતીમ અતારીની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

(૨૦) ઇન્ડીઅન મર્કન્ટાઇલ મરીન કમીટીએ તૈયાર કરેલા સવાલોના જવાબમા ચેમ્બરની ટ્રાન્સપોર્ટ સબ કમીટીએ તૈયાર કરેલા ખરડા ઉપર વિચાર કરવામા આવ્યો હતો અને વખત પુરતો નહિ હોવાથી તે ઉપર વધુ વિચાર કરવા માટે કમીટીનો એક તાકીદની સભા બુધવાર તા ૨૮-૩-૧૯૨૩ને રોજ બપોરે ૧૨ કલાકે (સ્ટા-ટા) બોલાવવાનો ઠરાવ થયો હતો. કમીટી પાસે મોઢાની જુબની આપવા માટે શેઠ લાલજી નારણજી તથા શેઠ બી એફ્. માદનની નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો.

(૨૧) મુંબઈ શહેરમાં વાહનોનાં ભાડાંના દરને લગતા છેલ્લા કાયદા કાનુનો તરફ ધ્યાન ખેંચનારો એક પત્ર શેઠ સારાભાઈ પ્રતાપરાય તરફથી આવ્યો હતો તે ઉપર વિચાર કરતાં ચેમ્બરના મ્યુનીસીપાલીટી ઉપરના પ્રતિનિધિ શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ ઉપર યોગ્ય પગલાં લેવા માટે મોકલવાનો ઠરાવ થયો હતો.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક તાકીદની સભા બુધવાર તા. ૨૮-૩- ને રોજ બપોરે ૧૨ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હ

| | |
|---|---|
| સર ફાજલભાઈ કરીમભાઈ (પ્રમુખ) | શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી |
| શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી | ,, કેકોબાદ કાવસજી દીનશાહ |
| ,, લાલજી નારણજી | ,, મનુ સુબેદાર |
| ,, બી. એફ. માદન. | ,, વાલચંદ હીરાચંદ |
| ,, એન. એમ. મજુમદાર | ,, હાતીમ અત્તારી |

(૧) ધી ઇન્ડીઅન મર્કન્ટાઇલ મરીન કમીટીએ તૈયાર કરેલા સવાલોના જવાબમાં ચેમ્બરની ટ્રાન્સપોર્ટ સબ-કમીટીએ કરેલા ખરડા ઉપર વધુ વિચાર કરવામાં આવ્યો હતો ? તે યોગ્ય સુધારાવધારા સાથે પસાર કરવામાં આવ્યો હતો.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા મંગળવાર તા. ૧૦ મી એપ્રીલ ૧૯૨૩ને રોજ સાંજના ૬ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થ હાજર હતા.

| | |
|---|---|
| સર ફાજલભાઈ કરીમભાઇ (પ્રમુખ) | શેઠ ગુલાબચંદ દેવચંદ જવેરી |
| શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી (ઉપ-પ્રમુખ) | ,, કેકોબાદ કાવસજી દીનશાહ |
| ,, મનમોહનદાસ રામજી | ,, જમનાદાસ વસનજી મનજી |
| ઓ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકુરદાસ | ,, મનુ સુબેદાર |
| ,, ,, ફીરોઝ સી. સેઠના | ,, વાલચંદ હીરાચંદ |
| શેઠ બી. એફ. માદન | ,, હરિલાલ દેવચંદ જશાણી |
| ,, એન. એમ. મજુમદાર | ,, હાતીમ અત્તારી |

(૧) તા. ૨૭-૩-૧૯૨૩ તથા તા. ૨૮-૩-૧૯૨૩ને રોજ મળેલી કમીટીની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

(૨) હિન્દુસ્તાન માટે માલની ખરીદીના સંબંધમાં કમીટીના એક સભાસદ તરફથી જે ખરડો ના. હિન્દી સરકારના ઉદ્યોગખાતા ઉપર મોકલી આપવા માટે તૈયાર કરવામાં આવ્યો હતો તે વિચાર માટે "ટેન્ડર ફોર્મ્સ" સબ કમીટીને સોંપવાનો ઠરાવ થયો હતો.

(૩) રેલ્વે ઇન્ડસ્ટ્રીઝ કમીટીનો રીપોર્ટ વિચાર માટે "ટેન્ડર ફોર્મ્સ" સબ કમીટીને સોંપવાનો ઠરાવ થયો હતો.

---

(૪) ના. હિન્દી સરકારના ઉદ્યોગ ખાતા તરફથી પૂરા પાડવામાં આવેલા માલની ખરીદીને લગતા છ માસિક કોઠાઓના સંબંધમાં ચેમ્બર તરફથી જે લખાણ કરવામાં આવ્યું હતું તેના જવાબમાં ના. હિન્દી સરકાર તરફથી મળેલા પત્ર ઉપર વિચાર કરતાં તે વિચાર માટે ટેન્ડર ફોર્મ્સ સબ કમીટીને સોંપવાનો ઠરાવ થયો હતો.

(૫) રેલ્વે રીસ્કનોટ્સ સબ કમીટીના રીપોર્ટ ઉપર વિચાર કરવાનું "ટ્રાન્સપોર્ટ" સબ કમીટીને સોંપવાનો ઠરાવ થયો હતો.

(૬) એક રૂપિયાની ચલણી નોટો રદ કરવા માટે ઇન્ડીઅન રીટ્રેન્ચમેન્ટ કમીટીએ કરેલી ભલામણ ઉપર વિચાર કરવાનું 'ફીનેન્સ' સબ કમીટીને સોંપવાનો ઠરાવ થયો હતો.

(૭) ના. હિન્દી સરકારના વેપારખાતાનાં સેક્રેટરી મી. ચેડવીકે કમીટીની લીધેલી મુલાકાત ઉપરથી ઉભા થતા નીચેના સવાલો ઉપર ના. હિન્દી સરકારના વેપારખાતા ઉપર પત્ર લખી મોકલવાનો ઠરાવ થયો હતો:—

(૧) એડન જવા માટે પાસપોર્ટ લેવાની પાડવામા આવતી ફરજ.

(૨) માલની ખરીદીને લગતા વીગતવાર હેવાલો પુરા પાડવા બાબત.

(૩) પરદેશી વીમા કંપનીઓએ હિન્દુસ્તાનમાંથી મેળવેલા પ્રીમીઅમને લગતા આંકડા પ્રકટ કરવા બાબત.

(૮) એક એસોસીએટેડ ચેમ્બર ઓફ કોમર્સ સ્થાપવાના સંબંધમાં હિંદુસ્તાનની દિલ્હી મર્કન્ટાઇલ એસોસીએશન તરફથી જે પત્ર મળ્યો હતો તેના જવાબમાં એવી ચેમ્બર સ્થાપવાનું હાલ તુરત શકય નથી એ મુજબ લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

(૯) ઔદ્યોગિક ઉપયોગ માટે દારૂ બનાવવા સારૂ આયાત કરવામા આવતા ગોળ (Molasses) ઉપર ૨૦ ટકાની આયાત જગાત લેવામા આવે છે તે સંબંધમાં ધી એલેમ્બીક કેમીકલ કું. તરફથી આવેલા પત્ર ઉપર વિચાર કરતાં તે બાબે ખાંડ બનાવવાના ઉદ્યોગમાં રોકાએલા ગ્રહસ્થોના અભિપ્રાય મંગાવવાનો ઠરાવ થયો હતો.

(૧૦) ટાંગાનીકાની સરકારે વેપાર ઉપર બોજા રૂપ ત્રણ નવા કરો નાખેલા છે તે સંબંધમાં દારેસલામથી ઇન્ડીઅન એસોસીએશન તરફથી મળેલા તાર ઉપર વિચાર કરતાં તે સંબંધમાં વધારે માહિતી મેળવવા માટે તે ઉપર વધુ વિચાર કરવાનું મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

(૧૧) 'ટ્રેમ્પ' સ્ટીમરો ઉપર આવક વેરો લેવાના સંબંધમાં ના. હીંદી સરકાર તરફથી જે પત્ર મળ્યો હતો તેના જવાબમાં શેઠ વાલચંદ હીરાચંદ તરફથી તૈયાર કરવામાં આવેલા ખરડા ઉપર વિચાર કરતાં તે કેટલાક સુધારા સાથે પસાર કરવામાં આવ્યો હતો.

(૧૨) લીગ ઓફ નેશન્સની આગેવાની હેઠળ કસ્ટમ્સ ફોરમેલીટીઝના સંબંધમાં એક કોન્ફરન્સ ભરવાની સુચના કરવામાં આવી છે તે સંબંધમાં ના. હીંદી સરકારના વેપાર ખાતા તરફથી મળેલા પત્ર ઉપર વિચાર કરતાં તે વિચાર સારૂ ચેમ્બરની ઇમ્પોર્ટ એક્સપોર્ટ કમીટીને સોંપવાનો ઠરાવ થયો હતો.

(૧૩) હુંડીઓની જામીનગીરી સામે પેપર કરન્સીમાંથી નાણાં ભીડના વખતમાં ઇમ્પીરીઅલ બેન્કને લોન આપવાને લગતા કાયદામાં કેટલાક સુધારા સૂચવનારો અને તે ઉપર કમીટીનો અભિપ્રાય માગનારો એક પત્ર ના. હિન્દી સરકારના વેપાર ખાતાના સેક્રેટરી

મી. મેઠવોટર્સ તરફથી આવ્યો હતો તે ઉપર વિચાર કરતાં એવું લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે સુચવવામાં આવેલા ફેરફારો હાલની ગોઠવણ કરતાં વધારે સંતોષકારક હોવા છતાં તે સંબંધમાં ના. સરકારે હજી પણ આગળ વધવાની જરૂર છે અને તે સંબંધમાં વીગતવાર સુચનાઓ ઠરવામાં આવી હતી.

(૧૪) ઇન્ડીઅન સ્ટેમ્પ એકટ સુધારવા માટેના બીલ ઉપરના મુંબાઇ સરકારના રેવન્યુ ખાતા તરફથી કમીટીનો અભિપ્રાય પૂછાવનારા પત્ર ઉપર વિચાર કરતાં તે ફીનેન્સ સબ-કમીટીને વિચાર સારૂ સોપવાનો ઠરાવ થયો હતો.

(૧૫) તા. ૧-૬-૧૯૨૩ ને રોજથી અમલમાં મૂકવા માટે જગાત માટે ચામડાના સુધારેલા ભાવો ઉપર ડીરેકટર જનરલ ઓફ કોમર્શીઅલ ઇન્ટેલીજન્સ ડીપાર્ટમેંટ કલકત્તા તરફથી અભિપ્રાય પૂછાવવામાં આવ્યો હતો તે ઉપર વિચાર કરતાં ચામડાના જાણીતા વેપારીઓના અભિપ્રાય જાણી તેનો જવાબ લખી મોકલવાની મે. પ્રમુખને સત્તા આપવાનો ઠરાવ થયો હતો.

(૧૬) હિંદુસ્તાનના દરીઆઇ વેપારને લગતા આંકડાઓમાં કરવામાં આવેલા સુધારાઓ ડીરેકટર જનરલ ઓફ કોમર્શીઅલ ઇન્ટેલીજન્સ ડીપાર્ટમેન્ટ, કલકત્તા તરફથી મળ્યા હતા. તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

(૧૭) ઇન્ડીઅન રીટ્રેન્ચમેંટ કમીટીના રીપોર્ટ ઉપર વિચાર કરવા માટે નીચેના ગ્રહસ્થોની એક સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

(૧) મે. પ્રમુખ (૨) મે. ઉપ-પ્રમુખ (૩) શેઠ એન. એમ. મજુમદાર (૪) શેઠ મનુ સુબેદાર (૫) શેઠ બી. એફ. માદન (૬) શેઠ મનમોહનદાસ રામજી (૭) ઓ. શેઠ લલ્લુભાઇ શામળદાસ (૮) ઓ. શેઠ ફીરોજ સી. શેઠના.

(૧૮) મશીનરી કમીટીના રીપોર્ટની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

(૧૯) સાક્ષીઓની જુબાની લેવાનું હાલ તુરત મુલતવી રાખવામાં આવ્યું છે એ મતલબનો પત્ર ઇન્ડીઅન મર્કન્ટાઇલ મરીન કમીટીના સેક્રેટરી તરફથી આવ્યો હતો તે પત્રની નોંધ લેવાનો તથા જુબાની મુલતવી રહેલી હોવાથી ચેમ્બરે મોકલાવેલી લેખીત જુબાની વધુ વિચાર સારૂ પાછી મંગાવી લેવાનો ઠરાવ થયો હતો.

(૨૦) ધી બોમ્બે બુલીઅન એક્સચેન્જ લીમીટેડ તથા શેઠ અબદુલ કાદર બાવલા તરફથી ચેમ્બરના સભાસદ થવા માટે અરજી આવેલી હતી તે રાબેતા મુજબ બેલટ ઉપર લઇ જવાનો ઠરાવ થયો હતો. બેલટના દિવસ મંગળવાર તા. ૧૭ મીથી મંગળવાર તા. ૨૪ સુધીના નક્કી કરવામાં આવ્યા હતા.

(૨૧) ના. હિંદી સરકારના પોર્ટ ફ્રાલીઓમાં વેપાર ખાતુ અને રેલ્વે ખાતુ અલગ રાખવાના સવાલ ઉપર વિચાર કરતાં હાલની પોર્ટ ફ્રાલીઓની વહેંચણી બરોબર નથી એવું જણાવવાનો તથા તે સંબંધમાં વધુ વીગત મંગાવનારો તાર મોકલવાનો ઠરાવ થયો હતો.

(૨૨) ના. હિન્દી સરકારના ઉદ્યોગ ખાતાના સભાસદ ઓ. મી. એ. સી. ચેટરજીને કમીટીની મુલાકાતે આવવા વિનંતી કરવાની દરખાસ્ત ઉપર વિચાર કરતાં ઓ. મી. ચેટરજી મુંબઇ આવવાનો ક્યારે ધારણા રાખે છે તે પુછાવી લેવાનો ઠરાવ થયો હતો.

---

(૨૩) ઇન્ડીઅન સેન્ટ્રલ કોટન કમીટી ઉપર ચેમ્બરના પ્રતિનિધિનું નામ પૂછાવનારો પત્ર ના. હિન્દી સરકારના રેવન્યુ એન્ડ એગ્રીકલ્ચર ખાતા તરફથી મળ્યો હતો. તે ઉપર વિચાર કરતાં પ્રતિનિધિ તરીકે ઓ. શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસની નીમણુક કરવાનો ઠરાવ થયો હતો.

(૨૪) ચેમ્બરની નાણાં સંબંધી સ્થિતિ ઉપર વિચાર કરવાનું મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

(૨૫) ટેન્ડરો સાથે બ્હાના તરીકે ૩॥ ટકાની સરકારી જામીનગીરીઓ આપવામાં આવે ત્યારે અત્રેની મ્યુનીસીપાલીટી તેની અસલ કિંમતના માત્ર ૩૦ ટકા જેટલી કિંમત ગણે છે એવી મતલબની જે ફરીઆદ મેસર્સ છગનલાલ એન્ડ કું. તરફથી આવી હતી તે સંબંધમાં મ્યુનીસીપાલીટીના ચીફ એકાઉન્ટન્ટે મ્યુનીસીપાલીટી ઉપર ચેમ્બરના પ્રતિનિધિ શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ ઉપર પત્ર લખી જણાવ્યું હતું કે ૩॥ ટકાની નોટની અસલ કિંમતના લગભગ ૭૦ ટકા જેટલી કિંમત ગણવામાં આવે છે. તે પત્રની નોંધ લેવાનો અને તેની નકલ મેસર્સ છગનલાલની કું ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

(૨૬) હિન્દી ખલાસીઓ ને તાલીમ આપવા માટે એક નોકાશાળા મુંબઇમાં સ્થાપવાના સંબંધમા અત્રેના શીપીંગ માસ્તરે ચેમ્બરનો અભિપ્રાય પૂછાવેલો હતો તે સંબંધમાં આવી શાળા સ્થાપવા માટેના ખર્ચના ફાળામાં મેસર્સ સીંધીઆ સ્ટીમ નેવીગેશન કંપની તરફથી રૂ. ૧૦૦૦નો ચેક મોકલવામાં આવ્યો હતો જે શીપીંગ માસ્તરને મોકલી આપવામાં આવ્યો હતો જેની નોંધ લેવામાં આવી હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરની કમીટીની એક સભા મંગળવાર તા. ૧૭ મી એપ્રીલ સને ૧૯૨૩ ને રોજ સાંજના ૬ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

સર ફાજલભાઇ કરીમભાઇ (પ્રમુખ)
શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી
ઑ. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકુરદાસ
" " લલ્લુભાઇ શામળદાસ
શેઠ લાલજી નારણજી
" ફાજલભાઇ ઇબ્રાહીમ રહીમતુલ્લા
" ઇશ્વરદાસ લક્ષ્મીદાસ
" એન. એમ. મઝુમદાર
" ગીરજાશંકર બી. ત્રીવેદી
શેઠ એસ. બી. બીલીમોરીયા
" ગુલાબચંદ દેવચંદ ઝવેરી
" કેકોબાદ કાવસજી દીનશાહ
" કીકાભાઇ પ્રેમચંદ
" મનુ સુબેદાર
" વાલચંદ હીરાચંદ
" હાતીમ અટારી.
" છોટાલાલ કીલાચંદ

૧ તા. ૧૦ મી એપ્રીલને રોજ મળેલી કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨ ઇમ્પીરીઅલ બેંકને ના. હીંદી સરકાર તરફથી નાણાં બજારની તંગીને વખતે આઠ ટકે નાણું ધીરવાના સબંધમાં જે અભીપ્રાય નાણાં ખાતા તરફથી પૂછાયેલો હતો

ઇમ્પીરોયલ બેંક ઓફ ઈંડીઆ આ પગલાને અસરકારક બનાવશે નહી તો કાંઇ ઘટશે નહીં. મારી કમીટી જાણે છે ત્યાં સુધી આ વરસે અમે કોઇ પણ જાતના બીલો વીષે ચલણ ખાતા સાથે ચર્ચા કરી નથી અને તેથી હાલની સગવડનો હેતુ પણ નીષ્ફળ નીવડશે હતો. આ બાબતમાં પણ મારી કમીટી તેના તા૦ ૮ મી નવેમ્બર ૧૯૨૦ ના પત્રમાં ઉઠાવવામાં આવેલા એક બીજા મુદ્દા તરફ તમારૂં ધ્યાન ખેંચે છે. એ પત્રમાં જણાવ્યું હતું કે ભલામણ કરવામાં આવી છે તે મુજબ ઇમ્પીરીયલ બેંક ઓફ ઇંડીઆ મારફત લોન કાઢવાની મારી કમીટી બહાલી આપે છે પરંતુ તે એટલી સરતે કે બેંક પોતાના કામકાજના એ નાણાનો ઉપયોગ કરે નહીં આથી એ ભલામણ કરીએ છીએ કે આ જરૂર વખતના ફંડનો ઉપયોગ ઇમ્પીરીઅલ બેંકે તેના ઘરાકોને નાણાં ધીરવામાં કરવો નહીં.

મારી કમીટી તમોને ભલામણ કરે છે કે ઇમ્પીરીઅલ બેંકના સતાવાળાઓ સાથે આ બાબત ઉપર સંપુર્ણ વીચાર ચલાવવો અને આ બેંક માટે કામ કરવાની ચોકકસ પોલીસી ઘડી કાઢવી અને જો તે તેમ કામ નહીં કરે તો કાનુનમાં આવેલો સુધારો અમલમાં મુકાશે નહી.

એકંદર રકમના સંબંધમાં મારી કમીટી એમ માને છે કે જે નોટો કાઢવામાં આવે તેના અમુક ટકાજ નકકી કરવા આથી રકમ ઘણી મોટી થશે અને વેપારની ખરી જરૂરીયાત વેળા તેનો ઉપયોગ થઇ શકે તથા આપણી અનામતની સાથ આ તાકીદના વખતે કાઢવામા આવેલા નાણા ચોકકસ સંબંધ ધરાવશે આમ કરવાથી ચોકકસ કરાવેલી રકમ કરતાં વધુ કામ થઇ શકશે.

ખજાનચીએ અમારી કમીટીની છેલ્લી મુલાકાત લીધી ત્યારે ઓ. ગી પરસોતમદાસ ઠાકોરદાસે જણાવ્યું હતું કે જ્યારે હીંદની કાચી જણસો ખેડુતો વેચે છે અને માલની નીકાશ પુશ્કળ થાય છે અને જ્યારે આ કટોકટીના વખત દરમ્યાન નાણાંની થતી ભારે મુશ્કેલી દુર કરવામાં સરકાર મદદ કરે ત્યારે ખેડુત વર્ગને ઘણોજ લાભ થવાનો સંભવ રહે છે મારી કમીટી સુચના કરે છે કે પહેલી રૂ. ૫ કરોડની લોનનું વ્યાજ ૬ ટકા રાખવું, બીજા પાંચ કરોડ રૂપિયા માટે ૬॥ ટકા રાખવું અને બાકીની રકમ માટે ૭ ટકા રાખવું.

## (૩) ચેમ્બરનો એમ્પ્લોયમેંટ બ્યુરો.

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલો છે અને તે માટે દર મહીને આ માસિકમાં જૂદો વિભાગ રાખવામાં આવે છે. જે ગ્રહસ્થોને પોતાની ઓફીસો કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીયાત વિગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી આ વિભાગમાં જાહેર ખબરના રૂપમા દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી ફી લેવામાં આવશે નહિં. અન્ય વેપારી ભાઇઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ૪ આના લેવામાં આવશે તેજ મુજબ જે ભાઇઓ નોકરીની તજવીજમાં હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવી વિગતવાર અરજીઓ ચેમ્બરને મોકલી આપવી જે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. તેમની પાસેથી દરેક વખત જાહેર ખબર આપવા માટે ફકત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે. જે જે વેપારી ભાઇઓ તેમજ અરજદારોને પોતાનાં નામ જાહેર કરવાની ઇચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે જણાવવા તસ્દી લેવી.

---

"YOUNG MAN Seeks OVERSEAS Employment in Indian firm Specially suitable to gentlemen who, besides business, want children's education looked after. Good Correspondent and Typist. Has business experience can join immediately. Please write to V. C/o. This Journal."

વ્યાજ સરવૈયા સહિત પાકા નામાના, તથા પેઢીના કામના અનુભવી પ્રમાણિક અને પુરી ખાત્રી આપનાર અંગ્રેજી મેત્રીક સુધી જાણનાર વણીક મુનીમને યોગ્ય પગારની નોકરી જોઇએ છીએ. કામ પાડયેથી પુરતો સંતોષ થશેજ કેમકે દરેક વેપારી લાઇનથી અને હિસાબી કામકાજથી માહિતગાર છે. લખો. પી. વી. C/o ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર મુંબઈ.

## અન્ય ચેમ્બરો તથા સંસ્થાઓ.

### (૧) નીમકવેરો બેવડો કરવાની વીરૂદ્ધમાં વડી ધારાસભા અને સ્ટેટ કાઉન્સીલના મેમ્બરોએ બ્રીટીશ પાર્લામેંટની મેમ્બરો જોગ મોકલેલી સંયુક્ત અરજી.

નીમક ઉપરની જગાતમા નામદાર વાઇસરોયે ધારાસભાની ઉપરવાટ થઇને વધારો કીધો છે તે સામે અરજી સ્ટેટ કાઉન્સીલ અને ધારાસભાના સભાસદો તરફથી કરવામાં આવી છે. આ અરજીમાં જણાવવામાં આવ્યું છે કે તા૦ ૧૭ મી માર્ચ ૧૯૨૧ ને દીને હીંદી સરકારે એવી દરખાસ્ત ધારાસભાને કીધી હતી કે સને ૧૯૨૧ના ફાઇનેનસ બીલ ઉપર ધારાસભા અને સ્ટેટ કાઉન્સીલની નીમવામાં આવેલી ભેગી કમીટીએ વિચાર ચલાવવો. દરખાસ્તની સામે કેટલાક સભાસદો થયા હતા, અને તે ઉપરથી સરકારે દરખાસ્ત પાછી ખેંચી લીધી હતી. તે આગમચ ખજાનચીએ તા૦ ૧.લીને દીને ખુલ્લું ધારાસભામાં જણાવ્યું હતું કે એ દીવસથી જો સરકાર કર નાખશે તો ધારાસભા તેની તરફેણમાં મત આપવાથીજ કરશે. આથી ધારાસભા એમ ગણે છે કે (૧) દર વરસના ખરચ અને (૨) કરો જગાત વગેરે નાખવાનું કાયદેસર ઠરાવનારા વારસીક ફાઇનેન્સ બીલ પાસ કરવાની ધારાસભાની ફરજ છે કે જે બજાવવા માટે તેને હીંદી સરકારના કાયદાથી ખુલ્લી અને ખાસ સત્તા મળી છે, કે જે સતા હોવાની વાતને તા૦ ૧લી માર્ચ ૧૯૨૧ના ખજાનચીના બોલોએ ખુલ્લી બહાલી આપી છે.

(૨) ૧૯૨૧ના માર્ચમાં તેની પહેલી બેઠકમાં ધારાસભાએ ૧૯૨૧-૨૨ના બજેટ પર વીચાર ચલાવ્યો હતો, અને કસટમડયુટી, આયાત વેરા પર કર, પોરટના દર વગેરે સબળામાં વધારો કરવાની બહાલી' આપી હતી, તેજ પ્રમાણે રેલ્વે દરોમાં પણ સામટો સર ચાર્જ વધારી આપ્યો હતો, અને પાઉંડ ૧૨૩૨૦૦૦૦ની ખોટ પુરવા માટે પાઉંડ ૧૨૧૬૫૦૦૦નો વધારો કરી આપ્યો હતો.

(૩) ૧૯૨૨ના માર્ચમાં એસેમ્બલીએ ૧૯૨૨-૨૩ના બજેટને હાથમાં લીધું હતું. જે વખતે ધારવા પ્રમાણેનો પૌંડ ૨૧૧૬૬૦૦૦નો ખાડો દેખાયો હતો. કારોબારી સરકાર

ખર્ચમાં કાપકુપ કરવાને અશક્ત છે એ જોઇ ધારાસભા ગભરાઇ ગઇ હતી, અને ૩ જી ફેબરૂઆરી ૧૯૨૨ને દીને એક કાપકુપ કમીટી નેમવાની માંગણી કરી આગળ ચાલતાં એસેમ્બલીએ ૯૦૦૦૦૦૦ પૌંડની રકમ ઘટાડી હતી, અને વધુ પૌંડ ૧૬૫૦૦૦૦૦ ની જોગવાઇ કરવા બહાલી આપી હતી, પણ સરકારે તે વખતે નીમક વેરો ૧। રૂપીઆ પરથી વધારી ૨॥ રૂપીઆ કરવાની જે માગણી સરકારે ધારાસભાની સુચનાઓ કબુલ કરી હતી તે પ્રમાણે અમલ કર્યો હતો.

(૪) ગયે મહીને માર્ચ ૧૯૨૩માં ધારાસભાએ ૧૯૨૩-૨૪ના બજેટ પર વીચાર ચલાવ્યો હતો, જેમાં પાઉંડ ૨૮૪૦૦૦૦ની ખોટ અડસટવામા આવી હતી. એસેમ્બલીએ ગ્રાન્ટો માટેની માગણીઓમાં પાઉંડ ૪૬૮૦૦૦૦ની કાપકુપ કરી હતી બાકી વધતી ૨॥ કરોડ પાઉંડની ખોટ પુરવા માટે નીમકવેરો બેવડો કરવા માટે સરકારે માગણી કરી હતી, પણ ધારાસભાએ તે માટે ના પાડી હતી. સરકારના ૧૩૬॥ મીલીટરી ખર્ચમાં એટલી થોડીજ ઘટ આવતી હતી.

(એ) સરકારે ૬૭ બી કલમ પ્રમાણે, પાઉંડ ૮૧૩૦૦૦ની ગ્રાન્ટ પાછી દાખલ કરી હતી. જો કે એસબ્લીએ એ રકમ ઉડાવી દીધી હતી આ રીતે અડસટવામાં આવેલી ખોટનો આંકડો ૧૯૨૩-૨૪ માટે પાઉંડ ૨૫૪૩૦૦૦નો થયો હતો.

(બી.) વળી એસેમ્બલીએ કસ્ટમ્સ ડયુટીઝ, આવક પર કર, અને રૂપા પર કર નાખવાની ભલામણ કરી હતી, અને એ રીતે ૨॥ કરોડની ખોટ પુરવાનો માર્ગ બતાવ્યો હતો પણ તે વાત ધ્યાનમાં લેવામાં આવી ન હતી.

(સી.) મીઠા ઉપરના બેવડા કરને માટે સર્ટીફીકેશન સરકારે આપ્યું છે. અત્યારના નીમક રેટોથી ૧૯૨૨-૨૩માં પાઉંડ ૪૮૪૦૦૦૦ની આવક થઇ છે. એટલે બેવડા કરથી ૪॥ કરોડની આવક થશે. એટલે કે ૨॥ કરોડની ખોટ પુરવા માટે જે રકમ જોઇએ છે તે કરતાં વધારે છે

(૫) તમારા અરજદારો આ પ્રસંગે નીમકવેરો બેવડો કરવા સામે સખત વાંધો ઉઠાવે છે.

(એ) કારણ કે ગરીબમાં પણ એ ખરાબ કર છે (કારણ કે ૧૯૨૨ના માર્ચ મહીનામા હીંદી સરકારના વેપાર ઉદ્યોગ ખાતાના મેમ્બર મી૦ ઇનીસે તેને એવો જણાવ્યો હતો.)

(બી) લોકોની હંમેશની જરૂરીઆતી વસ્તુ જેની ઓછી ખપતથી લોકોના જીવન તત્વ પર અસર થાય તે પર કર નાંખવો વાજબી નથી.

(સી) જ્યારે હીંદનો પાક મારામાંસારો આવ્યો છે, અને વરસ સારામાસારૂં નીવડવાની આશા છે ત્યારે "કર નાંખવાના છેલ્લા સાધનનો ઉપયોગ" કરવાની જરૂર નથી (આ ખજાનચીના પોતાના શબ્દો છે).

(ડી) જ્યારે ખોટ ૨॥ કરોડની છે. ત્યારે ૪॥ કરોડની આવક થાય એવા લોકોને અકારામણા કર નાખવાની જરૂર નથી.

(ઇ) કારણ કે વળી ઓછા અપ્રીય બીજા કરોથી પણ ખોટ પુરી શકાય તેમ છે.

---

(એફ) વળી વોરડ ઇંગ્રકેપની સુચના પ્રમાણે સઘળી કાપકુપો અમલમા મુકવામા આવે તો ખોટ એની મેળે જતી રહે તેમ છે

(૬) તમારા અરજદારો જણાવવાની રજા લે છે કે ઓનરેબલ બ્રીટીશ પાર્લામેંટનો એવો તો ખ્યાલ નહી હોય કે ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ એકટની ૬૭ બી કલમને બ્રીટીશ હીંદની સુલેહશાંતી અને સલામતી માટે ઉપયોગ કરવાની સત્તા વાઇસરોયને આપવામા આવી છે તેનો ઉપયોગ તેઓ આવી ન્હાની બાબતમા લોકોની વિરૂદ્ધતા છતા કરે આવી જાતનો એવી ખાસ સતાનો ઉપયોગ શરૂઆતમાજ સુધારાની યોજનાને ફટકો મારે છે વળી જયારે ચુંટણી પાસે આવી છે, અને જે વખતે નવા સુધારાની ઉપયોગીતા બાબે સખત ટીકાઓ થવાનો સંભવ છે, ત્યારે આવી જાતનો કર નાખવો એ પ્રસંગને અનુકુળ નથી

(૭) આથી તમારા અરજદારોની એ માગણી છે કે ગ્રેટ બ્રીટન અને ઉત્તર આયરલેંડની સંયુકત પાર્લામેંટે ૧૯૨૩ ના, હીંદી ફીનેન્સ બીલને બહાલી આપી તેને નામદાર શહેનશાહની સહી માટે રજુ નહી કરવુ વળી ગવર્નર જનરલ ૧૯૨૩ના ફાઇનલ બીલને નીમક સીવાય પસાર કરવાને એઘતા પગલા લઈ શકશે

## (૨) પેસેન્જર એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન.

આ સંસ્થાની કારોબારી કમીટીની સભા તા ૧૭ મી એપ્રીલ ૧૯૨૩ને દીને તેના પ્રમુખ ઓ. મી લલ્લુભાઇ શામળદાસની આફીસમા મળી હતી જે વેળા પ્રમુખ ઉપરાંત મી. એલ આર તેરસી, મી બી એફ ભરૂચા, મી ગોવીંદજી વસનજી અને સંસ્થાના સેક્રેટરી મી જીવરાજ ગોકલદાસ નેણસી હાજર હતા

કામકાજ નીચે પ્રમાણે કરવામા આવ્યુ હતુ —

૧ મંડળની ઓફીસના સંબંધમા બ્રીટીશ બરમા પેટ્રોલ્યમ કંપની સાથે ચાલેલો પત્ર વ્યવહાર રજુ કરવામા આવતા ઠરાવ થયો કે એ વીશે મંડળના પ્રમુખ ઓ. મી લલ્લુભાઈ શામળદાસે ઇંડીયન મર્ચંટસ ચેમ્બરના પ્રમુખ સર ફાઝલભાઇને મળી એ ચેમ્બર પાસેથી કંઇ જગાની સગવડ મળે એમ છે તે વીશે તપાસ કરવી

૨ ટ્રેઝરરનુ કામકાજ બંને સેક્રેટરીઆેને સોંપવાના અને મી એલ આર તેરસીને અને મી ઇબ્રાહીમ રહીમતુલ્લાને ઉપ પ્રમુખો તરીકે નીમવાનો ઠરાવ થયો હતો

૩ મી બાવજી ગોવીંદજી શેઠને જોડયા ઓનરરી સેક્રેટરી તથા ટ્રેઝરરની જગા સ્વીકારવાને વીનતી કરવા ઠરાવ થયો હતો

૪ વારસીક રીપોર્ટ ઉપર વીચાર કરવાનુ મુલતવી રાખવામા આવ્યુ હતુ

૫ બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપનીની વીરૂદ્ધમા મંડળની મહુવાની શાખાએ કરેલી ફરીયાદોની બાબતમા ઓ. મી લલ્લુભાઈ શામળદાસે તજવીજ કરવી, એમ નક્કી થયુ હતુ.

૬ જી આઇ. પી રેલ્વેની કેટલીક ગાડીઓમા એલામ ચેન (સાંકળ) નથી રહેતી અને બ્રેક મેન પણ રહેતો નથી તે બાબદ દાદ મેળવાને પ્રયત્ન કરવાનુ પ્રમુખને સોંપવામા આવ્યુ હતુ.

૭ ઇંડીયન મર્કેંટાઇલ મરીન કમીટી પાસે જુબાની આપવા માટે મંડળના પ્રતીનીધી તરીકે મી. ફાઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લાને નીમવામાં આવ્યા હતા અને એમનો સાથે મળીને જુબાનીનો મુસદ્દો તૈયાર કરવા માટે એક કમીટી નીમાઇ હતી.

૮ બરોડા મીલ ઓનર્સ એસોસીએશનને મંડળના સભાસદ સ્વીકારવા ઠરાવ થયો હતો.

૯ રાજકોટની પ્રાણીરક્ષક પરીષદે ઉતારૂઓની ગીરદી બાબે કરેલા ઠરાવની ઉપકાર સાથે નોંધ લેવાઇ હતી.

૧૦ કાઠીયાવાડ રાજકીય પરીષદે રેલ્વેના ઉતારૂઓની ફરીયાદો બાબે સહાનુભુતિનો જે ઠરાવ કર્યો હતો તેની ઉપકાર સાથે નોંધ લેવાઇ હતી

૧૧ આકોલા ખાતે પાણી પુરૂ પાડવાના સંબંધમાં જી. આઇ. પી. રેલ્વે તરફથી આવેલો પત્ર ત્યાંની સેવા સમીતી પર મોકલવા ઠરાવ થયો હતો.

૧૨ રેલ્વેના ભાડામાં થયેલા વધારાના સંબંધમાં બી. બી એન્ડ. સી. આઇ રેલ્વેના એજંટે ડેપ્યુટેશનને મુલાકાત આપવા કબુલ્યું હતું તે પત્રની નોંધ લેવાઇ હતી.

૧૩ જી. આઇ. પી રેલ્વેની બોર્ડ ઓફ ડીરેકટર્સના પ્રમુખ સર ચાર્લ્સ આર્મસ્ટ્રોંગે ડેપ્યુટેશનને મુલાકાત આપવા કબુલ્યું હતું તે પત્રની નોંધ લેવાઇ હતી.

૧૪ દીલ્હી ખાતે શાખા ખોલવા માટે મંજુરી અપાઇ હતી અને તે માટે યોગ્ય તજવીજ કરવા માટે હકીમ અજમલખાનને સતા આપવામાં આવી હતી,

૧૫ અહાસ સ્ટેશન ખાતેના ઉતારૂઓને પડતી અગવડ બાબે બી. બી. સી. આઇ. રેલ્વે પર પત્ર લખવા ઠરાવ થયો હતો.

૧૬ બી. બી. એન્ડ. સી આઇ. રેલ્વેના મીટરગેજ વીભાગ પર મેલ ટ્રેનોમા ઇંટર કલાસ ડબા રહેતા નથી તે વીશે એ રેલ્વેને પુછતાં જવાબ મળ્યો હતો કે પહોળા માપવાળા ભાગમાં ઇંટર કલાસના ડબા રખાયા છે તેનું પરીણામ સારૂં આવશે તો સાંકડા માપ પર ગોઠવણ કરીશું. કમીટીએ ઉપકાર સાથે પત્રની નોંધ લીધી હતી.

બાદ કમીટીની સભા મુલતવી રહી હતી.

---

## નાતાલની હીંદી વેપારી કોમ ઉપર આફત.

### લાઇસન્સો માટે ઘડવામાં આવેલો નવો કાયદો.

### તે માટે હીંદી સરકારને વચ્ચે પડવાની અરજ.

નાતાલની ઇંડીયન કોંગ્રેસના સેક્રેટરી તાર મારફત ડરબનથી જણાવે છે કે નાતાલની પ્રાંતીક કાઉન્સીલે ગામડાંના વેપારીઓને છુટક અથવા જથાબંધ વેપાર કરવા દેવા માટે લાયસન્સ આપવાને લગતો જે કાયદો પસાર કર્યો છે તેથી લાઇસનસીંગ ઓફીસની જગયા બદી નાંખી લાઇસન્સ આપનારી બોરડો નેમવામાં આવનાર છે. આ બોર્ડમાં પાર્લામેન્ટના પાંચ મતદારો રહેશે. આ બોર્ડ નાતાલ માટે અથવા તેના જુદા જુદા ભાગો માટે નેમાશે આ બોરડોને સઘળી જાતની મુનસફી વાપરવા જણાવવું જે લાઇસનસીંગ બોર્ડના ચુકાદા સામે સ્પેશીયલ બોર્ડને અપીલ કરવાનો હક ફકત લાઇસન્સ ફરી ઠરાવનારાઓનેજ રહેશે અને અરજદાર આવું લાયસન્સ મેળવવા માટે અથવા આવો ધંધો ચલાવવા માટે લાયકાત ધરાવતો નથી એમ કહી ના પાડવામાં આવેલાઓનેજ એ હક આપવામાં આવ્યો છે.

---

જ્યારે આના કાયદા પ્રમાણે અરજદારને સઘળા કેસોની અપીલ બોર્ડને અને ફરી લાઇસન્સ મેળવવા માટે સુપ્રીમ કોર્ટને અપીલ કરવાનો હક છે. નવા કાયદા પ્રમાણે અપીલ બોર્ડ ધારાના હીમાયતીઓની નેમવામાં આવી નથી. આ ઉપરાંત બીજા ઘણા વાંધાઓ છે. જો આ કાયદાને મંજુરી મળશે તો હીંદી કોમ ઉપરજ ફરી આફ્ત ગુજરશે. નાતાલના હીંદીઓ હીંદ અને હીંદી સરકાર તરફ આ બાબતમાં વચ્ચે પડવાની અને દક્ષીણ આફ્રીકાની સરકારને મંજુરી નહીં આપવાનું દબાણ કરવાની આશા રાખે છે.

---

## જરમનીનો વેપાર અને ઉદયોગની સ્થિતિ.

જરમનીના ફેબરૂઆરી માસના વેપાર ઉદયોની સ્થીતી બાબત પ્રશીઆની ચેમ્બર ઓફ કોમર્સના રીપોર્ટમાં જણાવવામાં આવે છે કે ફ્રેંચોએ જરમનીના વેપાર ઉદયોગવાળા પ્રાંતોનો કબજો મેળવ્યો છે તે છતાં રૂહર તથા રાહીન અને બીજા પ્રાંતોમાં ધંધાની સ્થીતી સારી રહી છે, રૂહર જીલ્લામાં ફ્રેંચોએ કોલસાની નીકાશ અટકાવવાથી ખાણો આગળ કોલસો ભેગો કરવામાં આવે છે, અને ફ્રાન્સ તથા બેલજીયમના ફાળાનો કોલસો જતો અટકી પડવાથી રૂહર અને તેની આજુબાજુના પ્રાંતોમાં ઉદયોગ માટે સારી રીતે કોલસો ફાજલ પડી રહેતો હોવાથી એ ઉદયોગો આગળ મુજબજ નીભાવી શકાય છે. ઇંગ્લંડથી કેટલોક કોલસો આવવાથી પણ ધંધા ઉદયોગ ચાલુ રખાઇ શકાય છે. અપર સીસીલીઆમાં પીગ આયરનની તંગી પડવાથી માલની ઉપજમાં વધારો કરવામાં આવીને તેનો ખંગ વાળવામાં આવ્યો હતો. ફક્ત રૂહરમાં લોઢાના માલની તંગી ચાલુ રહી હતી.

---




### મુંબઇમાં રૂ બજારને લગતો એક અગતનો મુકદમો.

### કમીશન એજંટને માલધણી તરફથી મારજીનનાં નાણાં ન મળે તો તે માલ વેચી નાખી શકે કે ?

મેસર્સ ધરમસી જેઠા અને કંપની વીરૂધ મેસર્સ ગોરધનદાસ કીસનદાસ ભુશાવલવાલા આ કેસમા વાદી ધરમશી જેઠા એન્ડ કંપની મુંબઇમા શરાફ અને કમીશન એજંટ વરીકે કામકાજ કરે છે અને જવાબદારાએ તેમને પોતાના એજંટ તરીકે નેમી તેમના પર રૂની ગાંસડીઓ મુંબઇમા વેચવા મોકલી હતી અને તેમાં જે નાણા આવે તેની હુંડી મોકલવા કહ્યું હતું વાદી અને પ્રતીવાદી વચે હીસાબ ચાલતો હતો અનેવાદાની જવાબદારા પાસે રૂ. ૨૦૨૮-૯-૯ ની રકમ લેહેણી નીકળતી હતી એ રકમમાંથી વાદીએ તે સ્મોલ કોઝીઝ કોરટમા આવી શકે માટે ૨૦૦૦ રૂપીઆ માટે ઉપરની રકમ જતી કરી હતી.

---

પ્રતીવાદીનો મુખ્ય બચાવ એ હતો કે ૯૮ ગાસડીના વેચાણ સામે તેઓનો વાંધો હતો તેઓનુ કહેવુ' એ હતું કે વાદીઓએ જે વખતે ગાસડીઓ વેચી તે વખતે વેચવી જોઇતી ન હતી. જવાબદારોએ એ વેચાણથી બાદી દીઠ રૂ ૪૫૦નો ભાવ માગ્યો.

મી૦ આર કે. દાદાચાનજી વાદી તરફથી અને મી૦ કે કે. સ તોક પ્રતીવાદી તરફથી હાજર થયા હતા

કેસના હીસાબો માટે વાંધો હોવાથી કોરટે મી૦ ઉતમરામ લલ્લુભાઇને હીસાબ તપાસી રીપોર્ટ કરવા કમીશનર નેમ્યા હતા લ'બાણ તપાસ કરી કમીશનરે કોરટને રીપોટ કર્યો હતો જવાબદારો તરફથી દલીલ કરવામા આવી હતી કે પ્રતીવાદીએ તેમના કહ્યા વગર ગાસડીઓ રૂ ૧૫૦ના ભાવે ડેવીડ મીર્લસને વેચી નાખી હતી. જયારે વેચાણથી ૨૧૭ કે ૧૯૦ ખાડી દીઠ ઓછામા ઓછો મલવો જોઇએ

વળી તેઓએ પણ એમ પણ જણાવ્યુ હતુ' કે કમીશનરે અભીપ્રાય આપ્યો છે કે પ્રતી વાદી એ માગ્યા ત્યાર મારજીનના નાણા આપવાના નીષ્ફળ ગયા તેથી વાદીને માલ વેચી નાખવાની સતા હતી તે ખોટો છે વળી ફરી વેચાણ માટે ઘણો વીલ'બ કરવામા આવ્યો હતો

નામદાર વડા જજ' મી૦ કે એમ જવેરી એ ચુકાદો આપવા જણાવ્યુ હતુ કે મુ'બઇની રૂ બજારનો એ તો ચાલતો આવેલો રીવાજ છે કે કમીશન એજ'ટ જયારે વેચાવા આવેલો માલ ધણી તે આપવામા નીષ્ફળ જાય તો પછી તેઓને એ માલ વેચી નાખવાની સતા છે. વળી દીલથી તો પ્રતવાદીના લાભમા વેચાણ થયુ' હતુ પહેલા કોઇ ખરીદનારજ ન હોતે વાદીએ જવાબદારના માલ માટે સારો ભાવ મેળવ્યો હતો તેથી નામદાર કમીશનનો રીપોટ' બહાલ રાખી વાદીના લાભમા ૧૧૧૫ રૂપીઆની ડીકરી આપી હતી અને ૯૮ રૂપીઆ તેને કોરટનું ખર્ચ અપાવ્યુ હતું

## અર્થશાસ્ત્ર ઉદ્યોગ તથા વેપારને લગતું સાહીત્ય.

### (૧) હીંદનાં કારખાનાંને લગતો વારસીક રીપોર્ટ.

ગઇ તા. ૩૧-૧૨-૧૯૨૨ ને દીને આખર થયેલા વરસને લગતો રીપોર્ટ માર્ચ ૧૯૨૩ મા બહાર પડયો છે એ અતીશય મોડો ગણાય. એટલી ઢીલ શાને લીધે થાય છે તે જાણવાનો પ્રજાને હક છે એવા જે રેગ્યુલાક હકો છે તેનો હાલના કરતા વધારે ચીવટપણે ઉપયોગ કરવાની જરૂર છે હીંદની વડી ધારાસભાઓનો કોઇ સભાસદ એ ઢીલના કારણ પુછશે તો તેથી પ્રજાની સેવા બજાવી શકશે

રીપોટ ઉપરથી સમજાય છે કે કારખાનાઓની સ ખ્યામાં મોટો વધારો બરમામા થયો હતો. તેની સ ખ્યામાં ૬૧૭ જેટલી થઇ હતી. મુ બઇમા કારખાનાઓની સ'ખ્યા ૮૯૪ થી વધીને ૯૨૬ થઇ હતી. એ વધારાની બાબદમા મુ'બઇ પ્રાંત કરતા બ'ગાળ, બરમા તથા મદ્રાસ

વધી જાય છે. જો કે અગાઉ મુંબઇમાં કારખાનાં ઘણા હોવાથી હજી કુલ સંખ્યા એ ત્રણમાંથી હરેક પ્રાંત કરતા મુંબઇ પ્રાંતમા વધારે છે.

એન્જીનીયરીંગને લગતાં કારખાનાઓની સંખ્યા હીંદમા ૧૬૦ ની હતી તે વધીને ૨૦૮ ની થઇ હતી. ચોખાની મીલોની સંખ્યા ૫૬૯ થી વધી ૬૮૭ ની અને લોખંડ, સ્ટીલ તથા પીત્તળને લગતી ફાઉન્ડ્રીની સંખ્યા ૩૫ થી વધીને ૪૪ ની થઈ હતી. બધા કારખાનાંઓમાં મળી એકંદર ૧૨,૬૩,૬૫૮ કામદારો હતા એમાથી મુંબઇ ઇલાકામાં ૩૫૩૨૮૦ હતા જ્યારે આગલે વરસે મુંબઈ ઇલાકામા એમની સંખ્યા ૩૩૮૭૫૮ ની હતી

## (૨) રેલ્વેનું બજેટ.

આ બાબત ઉપર પુનામા નીકળતા "સવંટ ઓફ ઇંડીયા" પત્રમા "ઇકોનોમી"ની સહીથી લેખમાળા અંગ્રેજી ભાષામા પ્રગટ થઇ હતી તે હમણા પ્રો. કાળેના ઉપાદ્ઘાત સાથે રેલવે એન્ડ ધી બજેટ (Railways and the Budget) નામના નાના પુસ્તક રૂપે બહાર પડી છે આ વીષયના અભ્યાસીઓને તે ઘણી ઉપયોગી માહીતી પુરી પાડે છે આ માસીકના વાંચનારાઓને માટે એમાથી થોડી હકીકત અત્રે રજુ કરવી જરૂરની લાગે છે

રેલ્વેઓ જે આવક કરે છે તેને કર તરીકે ન ગણતા વેપારમા મળેલા નફા જેવી રકમ ગણવી જોઇએ એમ સરકાર કહે છે પણ રેલ્વે જે ખોટ કરે તે કોણ આપે? અત્યારે તો સરકાર તે આપે છે અને પ્રજાને માથે એ ખોટનો બોજો પડે છે એ રેલ્વે બંધાતી વેળા ગણત્રીમાં નફો દેખાડાય પણ પાછળથી ખોટ નીકળે તેમા કસુર કોની? અડસટો કાઢનારી કે પાછળથી નકામો ખરચ કરનારી એડન રેલ્વે માટે ગયે વરસે રૂ ૮૫૦૦ની ખોટ હીદી સરકારના બજેટમાં ગણાઈ. એ રેલ્વેની થાપણ પરના વ્યાજની રકમ તો જુદીજ ગણાય છે એ રેલ્વે શા માટે બંધાઇ તે તો સરકાર પણ જણાવતી નથી. એવી બીજી તેર રેલ્વેઓ છે તેમણે ત્રીસ કરોડ રૂપયા થાપણ રૂપે ખાધા છે, અને તેમને માટે દર વરસે એંશી લાખ રૂપયાની ખોટ આવે છે તે હીંદના કરભરનારાઓ પાસેથી વસુલ થાય છે એના નામ નીચે આપ્યા છે—(૧) જબલપુર ગોહપો, (૨) બારા કોટા પર (૩) કાનપુર બાંદા, (૪) ટ્રાન્સ ઇંડસ, (૫) નીલગીરી, (૬) મોરાપુર હોશુર (૭)તીરૂપતુર કૃષ્ણગીરી (૮) આસામ બંગાલ, (૯) થાઝી મેગિયન, (૧૦) અહમદપુર કટવા, (૧૧) આરાકાન લાઇટ, (૧૨) બાકુરા દામોદર, (૧૪) હાસઘર જમાલપુર ગંજ,

આ રેલ્વેઓનો કારભાર પણ ટીકાપાત્ર છે આસામ બંગાલ રેલ્વેનો દાખલો લો એની થાપણ માટે અઢાર કરોડ રૂપીઆ ખરચાયા છે અને થાપણ ઉપરના વ્યાજ માટે નવ કરોડ રૂપીયા અપાયા છે એ બધો ખર્ચ હીંદની પ્રજાની પાસેથી લેવાયેલા કરમાથી થયો છે. હવે એની વારસીક આવક ૨૯ લખ જેટલી થાય છે અને થાપણ પરનું વ્યાજ આઠ લાખ રૂપયા જેટલુ આપવાનું હોવાથી વરસે એકત્રીસ લાખ રૂપયાની ખોટ હીંદની પ્રજાને માથે પડે છે. કોઇ વરસે એ રકમ ચાલીસ લાખ રૂપયા જેટલી પણ હોય છે એ રેલ્વેના એજન્ટનુ ખાતું એજન્સી ખાતા તરીકે ઓળખાય છે તેને માટેનો ખર્ચ વરસે રૂ ૧૧૫૦૦૦નો હોય છે. આઉદ અને રોહીલખંડ રેલ્વેને પણ એવું એજન્સી ખાતું છે અને તેનો વારસીક ખર્ચ પણ

એટલો છે પણ આસામ રેલ્વે હજાર માઇલ છે અને એ. આર. રેલ્વે સોળસો માઇલ છે. આસામ રેલ્વેની વારસીક આવક ઓગણીસથી ઓગણત્રીસ લાખ રૂપયા છે ત્યારે એ. આર. રેલ્વેની ૧૩૭ લાખ રૂપયા છે. એક નાની અને બીજી મોટી, એક થોડી આવકવાળી અને બીજી મોટી આવક ધરાવનારી છે તે છતાં એ બેઉનાં એજન્સી ખાતાં માટેનો ખર્ચ સરખો છે અને લોકોમોટીવ, ત્રાફીક, વગેરે દરેક ખાતાંના વડા એ રેલ્વેના એજંટના હાથ નીચે હોવા છતાં એજંટના અંગત સ્ટાફમાં પણ દરેક વીભાગના ખાસ અનુભવી રાખ્યા છે. આવી રીતે બેવડા સ્ટાફની જરૂર કોણ સ્વીકારી શકે? કાંઇક પણ નવું બાંધકામ કરવું હોય તો ચીફ સીવીલ એન્જીનીયર, ચીફ મીકેનીકલ એન્જીનીયર અને એજંટ એ ત્રણેની ઓફીસો જુદા જુદા ખરડા તૈયાર કરે. આ રીતે એકજ કામ ત્રણવાર કરાવવામાં વખત, મહેનત અને નાણાંની બરબાદી થાય છે. આવી ઘણીક ફરીયાદો વીશે વીચાર ચલાવવા માટે હીંદી ધારાસભાને કેટલો અવકાશ છે? આખું બજેટ રજુ થાય પણ મત લેવા જેવી રકમો તો તેમાં થોડીજ હોય છે. ગયે વરસે ૧૬૪ કરોડની રકમો ધારાસભાની મંજુરી માટે રજુ કરવામાં આવી હતી તેમાં નાની મોટી એકસઠ રકમો મળી સાઠ કરોડ રૂપયાના ખર્ચ માટેની ચર્ચા માટે વખતનો ઘણો ભાગ રોકાયો હતો રેલ્વેને લગતી રકમોમાં એક ચુમોતેર કરોડની અને બીજી ત્રીસ કરોડની એમ બેજ માગણી હતી એના ઉપર સુધારા કેટલા સુકાય? અને તે વીશે છુટી છુટી ચર્ચા કેવી રીતે કરવી? રેલ્વેના સવાલોની સંખ્યા ગમે તેટલી મોટી હોય પણ સરકારની માગણી બેજ રકમ માટે હતી તે માટેની ચર્ચા માટે દીવસો નકી કરતી વેળા બાકીની એકસઠ રકમો માટે પણ ચર્ચાની જોગવાઇ કરવી પડે એટલે પછી ૧૦૪ કરોડ રૂપયાના ખર્ચ માટેની બે રકમો માટે અઢી કલાકમાં ચર્ચા પતાવવી પડે. આ સ્થીતીમાં રેલ્વે સંબંધી ફરીયાદોના શા હાલ થાય તે વાંચનાર સમજી શકે.

જે લેખમાળા આ નાના પુસ્તકમાં રજુ કરવામાં આવી છે તેમાંથી માત્ર પહેલાં લેખમાંથી આટલી વીગત અહીં આપી છે. રેલ્વેના હીસાબ, લશ્કરી ખર્ચ સાથે એ હીસાબની પદ્ધતીનો સંબંધ, ત્રીજા વર્ગના ઉતારૂઓની ફરીયાદો વગેરે ઘણી બાબતો આ નાનકડા પુસ્તકમાં છે અને વાંચનારને એમાંથી કેવી ઉપયોગી માહીતી મળી શકે તે ઉપર રજુ કરેલી વીગતથી જોઈ શકાશે. અમે તો સર્વને એ પુસ્તકનો અભ્યાસ કરવા ભલામણ કરીયે છીયે.

---

મોહન મોઢેઠ ટાઇપ્સની ડીઝાઇનો કર્યા જેવા મળશે.

# વેપારી ખબરો.

## હીંદી વેપારી કાફલાના કાયદો.

હીંદી વેપારી કાફલાને લગતો કાયદો તા૦ ૧લી મેથી અમલમાં મુકાશે એમ સરકારે જાહેર કર્યું છે.

---

## સરહદ પરનું લશ્કર.

### તેમાં ઘટાડો કરવાની અમલમાં ન મુકાયલી ભલામણો.

### કોહાટ ખાતેના અત્યાચારનું પરીણામ.

કોહાટ ખાતેના અત્યાચાર સંબંધી બ્રીટીશ પત્રોમા જે ટીકા થઇ તેને પરીણામે બ્રીટીશ લશ્કરમાં ઘટાડો ઠરાવવા માટેની ઇંચકેપ કમીટીની ભલામણો હજુ અમલમાં મુકાઇ નથી. અને એ ભલામણો અમલમાં મુકાશે ત્યારે પણ કોહાટ ખાઇબર અને પેશાવર ખાતેના લશકરી થાણા પરના લશકરમાં ઘટાડો થશે નહી.

---

## કેનેડાની મોટરગાડીઓની પરદેશ ખાતે મોટા પ્રમાણમાં થતી ખરીદી

કેનેડા દર મહીને ૫૦૦૦ થી ૬૦૦૦ ઉતારૂઓ માટેની મોટરગાડી નીકાશ કરે છે. સને ૧૯૨૨ ના ડીસેમ્બર મહીનામા ૩૨૫૬૦૦૦ પાઉંડની કીંમત ૫૪૭૫ મોટરગાડીઓ આયાત થઇ હતી. કેનેડાની મોટર ગાડીઓની સઉથી વધુ ખરીદી ઈંગ્લંડ કરે છે તે ઉપરાંત ઓસ્ટ્રેલીયા, ન્યુઝીલેંડ, દક્ષિણ આફ્રિકા અને હિન્દ પણ કરે છે.

---

## ખાંડનો તથા ચાનો સટો.

### ઇંગ્લેંડ અંકુશ મુકશે કે ?

આમની સભામાં પુછાયલા સવાલના જવાબમા વાઇકાઉન્ટ વોમરે જણાવ્યુ કે ખાંડના સોદા પર અંકુશ મુકવા માટેનો કાયદો ઘડવાનો સરકારનો વીચાર નથી. એવા કાયદાથી પરદેશોમાંના સોદા અટકવાના નથી.

ધી બોમ્બે ટાઇમ્સ પ્રેસ, ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

## તાર કંપનીની મુશ્કેલી.

### જરમની પાસે મેળવેલા તાર કંપનીના હક.

જતા રહ્યા.

ઈંડો યુરોપીઅન ટેલીગ્રાફ કંપનીની સભામાં પ્રમુખ મી૦ જે. એચ. થીટને જણાવ્યું કે કમનસીબ ગુંચવાડો ઉભો થવાથી કંપનીએ જરમન સરકાર પાસેથી મેળવેલા હક ગુમાવા પડયા છે અને તેથી સીધો સંબંધ સ્થાપવાના કંપનીના કામમાં ઢીલ થાય છે.

ડીરેકટરોએ મુશ્કેલી દુર કરવા માટે પોતાનાથી બનતું કર્યું છે પણ ગુંચવાડો કંપનીની શકતી બાહેરનો છે.

કંપનીને અત્યાર સુધી હીંદ તરફથી તેમજ બીજા તેમના ભાગીદારો તરફથી મદદ મળતી હતી તે બંધ થવાથી કંપની ભાગીદારોને આગળના જેટલી વહેંચણી આપી શકશે નહી, ચોરથો તહેરાન વચ્ચેનો વહેવાર ચાલુ થવા માટે પોલેન્ડ અને સોવીએટ સરકારોએ આપેલી સહાય માટે તેમનો ઉપકાર માન્યો છે.

---

## નોરવેનો વેપાર.

ગયા ફેબરૂઆરી માસમાં નોરવે દેશના વેપારની સ્થીતી કેવી હતી તે વીશે નોરવે બેંક તરફથી નીચે પ્રમાણે ખબર મળી છેઃ—

નોરવે બેંકનું સરવૈયું તા. ૨૮–૨–૨૩ ની તારીખનું પ્રગટ થયું છે તે ઉપરથી જણાય છે કે ચલણી નોટોનો ફેલાવો ૩૪૯૭ લાખથી વધી ૩૫૩૯ લાખ કરોનર જેટલો થયો હતો. કરોનર તા. ૧૫–૨–૨૩ ને દીને તે ૩૪૩૫ લાખ કરોનર જેટલો હતો.

ચીજોના ભાવ વધ્યા છે એ દર્શાવનારો આંકડો ૩૧–૧–૨૩ ને દીને ૨૧૯ હતો તે વધીને ૨૮–૨–૨૩ ને રોજ ૨૨૪ થયો હતો. સઉથી મોટો વધારો લોખંડમા હતો. બીજે નંબર કોલસાનો અને બીજી ધાતુઓનો હતો. ઘટાડો માત્ર પેટ્રોલીયમ, બેન્ઝાઇન, તથા કાપડના ભાવમાં હતો.

નોરવે તથા યુનાઇટેડ સ્ટેટસની સરકારો વચ્ચે પડેલા વાંધાનો ચુકાદો હેગની અદાલત નોરવેની તરફેણમાં આપવાથી ૧૨૦ લાખ ડોલર જેટલી રકમ યુનાઇટેડ સ્ટેટસની સરકા નોરવેના પ્રતીનીધીને વોશીંગ્ટન ખાતે આપી છે તેથી પરદેશી સાથેની હુંડીના બજારમાં ઘણ ઉથલપાથલ થઇ છે. હજી પરદેશી ચલણને માટે મજબુત લેવાલી છે.

બોંડનું બજાર ફેબરૂઆરીની શરૂઆતમાં નરમ હતું પણ પાછળથી તેમાં તેજી થઇ છે. ં પણ જે બોંડના ભાવ પાઉંડમાં બોલાતા તે ઘણા મજબુત હતા અને ઇંગ્લંડની હુંડીના ભાવ ન હોવાથી એ બોંડની લેવાલ હતી. બેંકના શેરોના ભાવ ફેરફેર થતા હતા પણ મહીનાની આખરે એ મજબુત હતા.

---

સ્ટીમર કંપનીઓના શેરો નરમ હતા; પણ અમેરીકા પાસેથી મળવાના બદલા સાથે જે કંપનીઓને સંબંધ હતો તેના ભાવ વધ્યા હતા અને તેને માટે લેવાલી બહુ હતી.

૧૯૨૨ માં નોરવેથી દેશની પેદાશનો માલ ૭૨૯૪ લાખ કરોનરની કીંમતનો નીકાશ થયો હતો. આયાત થયેલા માલમાંથી નીકાશ થયેલો ભાગ ૨૪૪ લાખ કરોનર જેટલો હતો.

૧૯૨૩ ના ફેબરૂઆરીમાં દરીયા માર્ગે આવેલા માલપરની જકાતથી થયેલી આવક ૭૧ લાખ કરોનર હતી. ગયે વરસે એ માસમાં તે ૨૯ લાખ કરોનર જેટલી હતી. નોરવેની સરકારે બધી કસ્ટમ્સ જકાતમાં વીસ ટકા જેટલો વધારો ફેબરૂઆરી મહીનામાં કર્યો છે. માત્ર કોફી, ખાંડ તથા વાઇન ઉપરની જકાત વધારી નથી. દક્ષીણ તરફથી આવતાં ફળ ઉપરની જકાત વધી નથી.

પાસીફીક મહાસાગરમાંથી પકડેલી વ્હેલ માછલીના તેલનો બાકીનો જથ્થો ગયા વરસના ભાવે હોલંડને વેચવામાં આવ્યો છે.

ઉત્તર સમુદ્રનાં બંદરો માટે કોલસા પરતું નુર સ્હેજ વધ્યું છે. પરદેશો સાથેના વેપાર માટે નુરના દર નરમ છે.

ખાણોને લગતું લાકડું ૬૨-૬ ના ભાવે મજબુત છે કેમ કે તેનો જથ્થો થોડો છે.

લંડન માટે લાલ ડીલ ૨૧ પાઉંડ અને સફેદ ડીલ ૨૦ પાઉંડે વેચાયું હતું. મુખ્ય ખરીદી કારડીફ તથા બ્રીસ્ટલની હતી. બીજા બજારો સુસ્ત હતા.

કાગળો બનાવવા માટેના માવાનું બજાર તેજ હતું. ઇંગ્લંડે ઘણી ખરીદી કરી હતી. સેલ્યુલોઝનું બજાર મજબુત હતું. ખરીદનારાઓ માત્ર પોતાની તાકીદની હાજતો માટેજ માલ ઉપાડે છે. મુખ્ય ખરીદો યુનાઇટેડ સ્ટેટસની છે. રસાયણી પદાર્થોમાં સલ્ફેટ માટે સારા સોદા થયા હતા. ભાવ વધવાની વલણ હતી. ન્યુસપેપરો માટેના કાગળોનું બજાર ફેબ્રુઆરી આખરે મજબુત હતું. ખરીદનારાઓમાં જાપાન પણ છે.

---

## તાતા કંપનીની વધુ વીકાશની ગંજાવર યોજનાઓ.

### એકાદ બે વરસમાં મજકુર કંપનીનો લોખંડનો માલ પરદેશી માલ સાથે હરીફાઇ કરી શકશે.

બંગાળ-નાગપુર રેલ્વેના એજંટ સર જ્યોર્જ ગોડફ્રે જેઓ થોડા વખતપર જમશેદપુરની મુલાકાતે ગયા હતા, તેમણે પાછાં ફરતાં નીચે પ્રમાણેનો અભિપ્રાય આપ્યો છે:-

જમશેદપુરને જોઇ મને પહેલાં તો લાગ્યું હતું કે આ અદભુત શહેર છે. અને તાતા સ્ટીલ વર્કસ માટે બરાબર આબાદ રચના અને ગોઠવણ છે, વળી દરેક ઠેકાણે જંગી રચના અને આધુનિક સાચાકામ અને વ્યવસ્થા નજરે પડે છે. અને એકાદ બે વરસમાં આ કંપની જે સસ્તુ પોલાદ મોટા જથામાં બનાવી શકે છે તે નાણાંની નજરે મોટી ફતેહ શા માટે ન મેળવે? બહારની હરીફાઇની બીક વગર તેમાં જો છુટથી નાણું નાખવામાં આવે તો હીંદી ઉદ્યોગીક વીકાશમાં આ કારખાનાઓ એક નમુના રૂપ થઇ શકે.

ગયા સપ્ટેમ્બરમાં ઘઉં અને બીજા કઠોળની નીકાશપરનો અંકુશ જે ઉઠાડી નાખવામાં આવ્યો તેથી વેપારીઓને ઘણો લાભ થયો છે. તમારી કમીટી તો એમ માનતી હતી કે એ અંકુશ વહેલો દુર થયો હોત તો વધુ ઠીક થતે અને સરકારના એ પગલા માટેની ઢીલથી વેપારીઓ અકળાવા લાગ્યા હતા; સપ્ટેમ્બરમાંજ તે દુર કરવાથી તેના સારા પરીણામો નીકાશ બાબે હમણાંજ જણાવા લાગ્યા છે.

સતલજ બીલને લગતી યોજના સારી રીતે આગળ વધે છે, મને વારંવાર લાગે છે કે આ યોજના ફતેહમંદ થતા આપણા બારાની ખીલવણી માટે અને આ પ્રદેશની નીકાસ માટે તે કેટલા અગતની છે તે હજી બરોબર જણાયું નથી હું તમને યાદ આપીશ કે આ યોજના અમલમાં આવતા ૩૦ લાખ એકર જમીનની ઉપજ આ બારામાં આવી શકશે. આ બ્રીટીશ હદમાં ૧૦ લાખ એકર જમીન સંસ્થાન વસાવવા માટે મળી શકશે. અને બીજી ૨૫ લાખ એકર જમીન ભાવલપુર અને બીકાનેર સ્ટેટમાં તઇયાર થશે.

આગળ ચાલતાં સરકારે મંજુર કરેલી બેરેજની યોજના માટે બોલતાં તેમણે જણાવ્યું હતું કે આ યોજનાના લાભો માટે અને તે અમલમાં આવતા સીંધની થનારી ખીલવણી માટે અત્યાર આગમચ એટલી બધી વાર બોલાઇ ગયું છે કે તે માટે અત્યારે ફરીથી વીવેચન કરવાની જરૂર નથી. હયકામોની ઢીલ પછી આખરે હીંદી પ્રધાનની બહાલી એ યોજના માટે મળી છે. એક વરસ પહેલાં તે માટે જણાતી ગોઠવણ અને જોગવાઇ કરવાની મુશકેલી ઉભી થઇ હતી, પણ હાલ તે જતી રહી છે. આ બાબતમાં જે હીમતથી સર જયોર્જ લોઇડે કામ લીધું છે તે માટે આપણે આભાર માનવાનો છે. ખુશી અને આનંદની વાત એ છે કે એક વખતે સીંધને માટે દરકાર કરવામાં આવતી ન હોતી. અને તેની જરૂરીઆતો તરફ ધ્યાન આપવામાં નહોતું આવ્યું અત્યારે પણ તે ઉપર વધુ ધ્યાન આપવામાં આવે છે અને તે મુંબઇનાં હાલના ગવરનરની કાળજીને આભારી છે. કરાંચીના બારાની ભવીષ્યની ખીલવણી થવાની જરૂર છે. અને નજીકના પ્રાંતો, પંજાબ અને મુંબઇ સાથે રેલ્વે રસ્તે તે વધારે સંબંધમાં આવે એમ થવાની જરૂર છે.

છેવટમાં તેમણે જણાવ્યું હતું કે ૧૯૨૧માં પોર્ટ ટ્રસ્ટમાં આયાત ૫૨૫૬૭૬ ટનની થઇ હતી અને નીકાશ ૪૪૫૧૧૦ ટનની થઇ હતી. જ્યારે ૧૯૨૨માં આયાત ૫૫૧૭૫૧ ટન અને નીકાશ ૬૧૮૪૭૯ ટનની થઇ હતી. આ આંકડાઓમાં કોલસા અને એવી બીજી સરકારી જરૂરીઆતની ચીજો આવી જતી નથી. એટલે ઉપલા વેપારના આયાત નીકાશના આંકડાઓ બતાવી આપે છે કે કરાંચીના બારાનો કેવી રીતે વીકાસ થયો છે.

---

## જુદા જુદા દેશોમાં જાવાઇ ખાંડ કેટલી ચડી?

બટેવીઆની મેનર્ડસ વેરીનીઝીંગ કંપનીના જણાવ્યા પ્રમાણે ૧૯૨૩ ફેબરૂઆરીમાં નીચે પ્રમાણે જુદા જુદા દેશો ખાતે ખાંડ ચડી હતી.

મેટ્રીક શીપીંગની સારી ઠીઝાંઇન ગંમરી કે!

| | | |
|---|---|---|
| ઈંગ્લંડ | ૮૨૩૬ | પીકલ્સ |
| ફ્રાન્સ | ૨૯૬૩૯૮ | ,, |
| યુગોસ્લાવીઆ | ૨૦૪૯૨ | ,, |
| ગ્રીસ | ૨૭૧૬૫ | ,, |
| અલેકઝાનડ્રીઆ | ૩૯૪૬૦ | ,, |
| સીંગાપોર | ૨૮૮૯૪ | ,, |
| બ્રીટીશ હીંદ | ૧૩૬૩૬૩૩ | ,, |
| સીઆમ | ૨૩૨૪૨ | ,, |
| હોંગકોંગ | ૩૭૮૧૨૪ | ,, |
| ચીન | ૨૨૮૬૬ | ,, |
| ફોરમોસા | ૫૩૬ | ,, |
| જેપાન | ૨૧૦૮૪ | ,, |
| ઓસ્ટ્રેલીઆ | ૩૫૦૦૦ | ,, |
| એડન | ૩૩૦૩ | ,, |

કુલ ચડત ફેબરૂઆરીમાં ૨૨૭૦૪૩૩ પીકલ્સ
એટલે કે ૧૪૧૯૦૨ ટન.

## ૧૯૨૨-૨૩ ના વરસની યુરોપની બીટ રૂટનો પાક.

ડો. પ્રીન્સેસ જીઅરલીમસ તા. ૧૬ મી ફેબરૂઆરી ૧૯૨૩ના પત્રમાં ૧૯૨૨-૨૩નાં વરસ માટેના યુરોપના બીટ રૂટના પાકના સમાચાર આપે છે, જેમાં જણાવે છે કે એ ૪૫૫૦૦૦૦ મેત્રીકટન જેટલો ઉતર્યો છે જે ૧૮૦૦૦૦ ટનનો ઘટાડો બતાવે છે.

| | હજાર ટન |
|---|---|
| જરમની | ૧૫૦૦ |
| ઝેકોસ્લોવાકીઆ | ૭૨૦ |
| પોલાંડ | ૨૩૦ |
| રશીઆ | ૨૦૦ |
| હોલાંડ | ૨૭૦ |
| બેલજીઅમ | ૨૮૦ |
| ફ્રાન્સ | ૪૭૫ |
| ઇટાલી | ૨૬૦ |
| સ્પેન | ૧૪૦ |
| બીજા યુરોપીઅન દેશો | ૩૪૫ |
| આખું યુરોપ | ૪૫૫૦ |

બી એ.એ. ટાઇલ માટે ૨૧, બેંક ઓફ, ફોર્ટ મુંબઇ.

## લોખંડ અને પોલાદ

લોખંડ અને પોલાદનાં બજારોમાં હજી ઘણી અચોકસતા છે અને પીગ આયરનના ખરીદનારાઓને ડીલીવરી મેળવવામાં ઘણી મુશ્કેલી પડે છે. જરમની તરફથી પીગ આયરનની ઘણી પરપુછ થાય છે, પણ આપવામાં આવેલા આરડરોનાં નાણાં પગાર થવામાં મુશ્કેલી આવતી નથી. સ્ટેન્ટન આયરન વર્કસે પોતાનાં પાઇપ બનાવનારાં ખાતા માટે ચાર ભઠીઓ ઉઘાડી છે.

કેટલાંક પઇડાં અને એવો સામાન બહાર ખરીદવામાં આવે છે. ઈંગલંડવાળા આના ભાવો કમી હોય છે. જે સલાવડના કારખાનાવાળાઓ થોડું થયા તેમના પોતાના ભાવો ઘણુ વધ્યા છે અને એક ટન બાર આયરનના ૨૧૧૦ ક્રોનન માંગે છે. તેઓને આગળથી પુષ્કળ આર્ડર મળી ગયા છે. અને હવે નવું કામ માથે લેવા ના પાડે છે. કેટલીક પહેડીઓ હવે બ્રીટીશ નાણામાં ભાવ આપે છે, અને એજ રીત ઓસ્ત્રેલીયાવાળાએ લીધી છે. દાખલા તરીકે ઓસ્ત્રીઅન આયરનના કારખાનાવાળાઓને ત્યાં ભાવ ૧૨ પાઉંડ છે. જે ટ્રાન્સપોર્ટનું અને બીજું ખરચ વધુ લાગતાં મધ્ય જરમની માટે ૧૪૦ હજાર મારક થવા જાય છે. બ્રીટીશ હેમાઈટ માટે હેમબરગ ખાતે ૧૧૦ શીલીંગે ટનનો ભાવ છે. હુંડીઆમણુની અત્યારના ભાવે તે ૬૪૦૦૦ માર્ક થાય છે. બ્રીટીશ આયરન માસ્તરો તુરત ડીલીવરી માટે વધારે ભાવ માગે છે.

## હીંદી રેલ્વેઓના ઓરડરો.

ધી મેટ્રોપોલીટન કેરેજ વેગન એન્ડ ફાઈનાનસ કુંપનીએ ઇંડીઅન રેલ્વે માટે ૧૫૦૦ ગાડાનો વધુ હપતો તૈયાર કર્યો છે.

## કારખાનાના નફામાંથી કામદારોનો હીસ્સો.

મેસર્સ રોદનત્રો નામની કંપનીએ પોતાના કામદારોને કંપનીના નફામાંથી ભાગ આપવા માટે જે યોજના કહાડી છે તે બીજી કંપનીઓ જેઓ એવા કોઇ પલાનની તપાસમાં હોય તેને ઉપયોગી થઇ શકશે. કામદારો અને માલેકોની જોઇંટ કમીટીએ ભેગા મળી વડી કહાડેલી માંગણીઓ પરથી આ યોજના તૈયાર કરવામાં આવી છે, અને તેને કામદારો અને મલેકોનાં બંનેનાં ટ્રેડ યુનીઅનઓએ ટેકો આપ્યો છે.

યોજનાનો સિદ્ધાંત એ છે કે રાજેતાના પગાર અને લવાજમો કામદારોને આપ્યા બાદ થાપણને એક ચોક્કસ નકકી કરેલો પગાર આપવો, અને તે પછી રકમ બાકી રહે તે ચોકકસ નકકી કરેલા પ્રમાણમાં સઘળાઓ વચે વહેંચી લેવો થાપણ પર ૭ા ટકાનો પગાર નકકી કરવામાં આવ્યો છે થાપણમાં જેટલાના શેરો કહાડવામાં આવ્યા હોય તે રકમ અને બાકી વધેલું રીઝર્વ ગણવાનું છે. ધંધાની ખરેખરી હાલત અને મીલકત કરતાં આ કમી થાય છે. એટલે આ યોજના માટેનો ઇન્કમટેક્ષ બાદ કર્યા પહેલાનો નફો ગણવાનો હોય છે.

નફામાંથી ૭ા ટકા થાપણ પેટે જુદા જુદા કહાડયા પછી કેટલીક અનામત જુદી રાખવામાં આવે છે. દર વરસે આ અનામત રકમમ થી ૧૦ ટકાની રકમ અથવા ૨૦૦૦૦ પાઉંડની રકમ જુદી કાઢી. આ રકમ વહેંચણીની સરખામણી માટે જુદી રાખવામાં આવશે એ ઉપરાંત

---

માારસેલ્સની રંગીન લાદીઓ સફાઇદાર અને મજબુત.

ડીરેકટરોને યોગ્ય લાગશે ત્યારે જાહેર ખબર માટે પણ કેટલીક જુદી રકમ કહાડવામાં આવશે. વળી કોઇ વખતે ખાસ સંજોગોમાં ડાયરેકટરોને વાજબી લાગે તો ખાસ રીઝર્વ પણ જુદું રાખવામાં આવશે. આ યોજનામાં એક અગત્યનો મુદ્દો છે તે એક નાના અપવાદ શીવાય સઘળા રીઝર્વને આખરે ભેગા કરવામાં આવે છે અને પછી જેઓના બાકી વધતા નફામાંથી ભાગ મેળવવાનો અધીકાર હોય છે તેઓ વચ્ચે વહેંચી નાંખવામાં આવે છે આથી વારંવાર મજુરો જે ફરીઆદ કરે છે કે કંપનીઓ મોટી રકમો રીઝર્વમાં મુકીને કામદારોને રખડાવે છે એ આક્ષેપ રહેશે નહીં.

આવા રીઝર્વ બાદ થાપણ ડાયરેકટરો અને કામદારો વચ્ચે ૫૦, ૧૦ અને ૫૦ ટકા ફાળો મળશે. ૧૮ વરસની ઉમ્મર ઉપરના સઘળા કામદારો જેઓ કંપનીમાં એક વરસ કરતાં વધુ મુદતથી કામ કરતા હશે તેને એ નફામાંથી હીસ્સો મેળવવાનો હક રહેશે. ડાયરેકટરોને એટલા માટે વહેંચણી ઉપરાંત ખાસ વધારે ૧૦ ટકા આપવામાં આવનાર છે કે ડીરેકટરોની મહેનત અને બાહોશી ઉપર એક કંપનીની ફતેહનો આધાર રહે છે. કામદારોને કંપનીના હીસાબોનો તપાસ રીપોર્ટ કરવા પોતાનો હીસાબી નેમવાની સત્તા આપવામાં આવી છે. આ યોજના હાલ તો અખતરા તરીકે છે, અને એમાંથી કોઇ પણ પારટી એક વરસની નોટીસ આપી આ યોજના રદ કરાવી શકે.

### જર્મન પાવર વરકસને સરકારી મદદ.

ધી રહાઇન મેઇન ડેનયુબ કંપની, પાસે આગળ ડાનયુબ નદી પર વોટર પાવર વર્કસ બાંધે છે. આ કારખાનું ચાર વરસમાં પુરૂ થશે. ૫૬૦૦૦ ઘોડાનું બળ તેની પાસે રહેશે. અને ૨૫૦૦૦૦ ટન કોલસો બચશે. વીજળીક બળ પુરૂ પાડવા માટે આ કંપનીએ ફ્રેનકન હાઇડ્રોવનસી વર્કસ સાથે કોલકરાર કીધા છે. ફ્રેન કનવર્કસ પાસે ૮૫૦૦૦ ઘોડાઓના બળનો પાવર છે. અને નુર નબરગની આજુબાજુના ઉદ્યોગોનું તે મથક છે. આ યોજનાને નાણાંની મદદ આપવાને ૬૦ લાખ સોનાના માર્કની લોન બજારમાં મુકી. જેને બવેરીઅન અને રીચ સરકારે ગેરંટી આપી છે.

---

### ઇટલીનું બનાવટી રેશમ

બનાવટી રેશમનો ઉદ્યોગ વીકાસ પામતો જાય છે. હજી તે પોતાના દેશની સઘળી જરૂરીઆતો પુરી પાડે તેટલો આગળ વધ્યો નથી. ચાર કંપનીઓ હસ્તીમાં છે તે દરરોજ ૨૫૦૦૦ રતલ બનાવટી રેશમ બનાવે છે. અને બીજા કારખાનાઓ રોમ અને નેપલ્સમાં ઉભા થાય છે. આ કામ માટે થોડા કારબોન બાઇસલ્ફાઇડ અને સલ્ફુરીક એસીડ જોઇએ તે ઇટલીમાંજ બનાવવામાં આવે છે.

### ગંધક માટેનું લખત.

અમેરીકા અને સીસીલીએ એક લખત કર્યું છે જેની રૂએ તેઓ બંનેએ તેને બજારો વહેંચી લીધી છે. પરીણામ એ આવશે કે ગંધકના ભાવ લડાઇ આગમચ થશે.

---

## ઇટલી જવાની સસ્તી સગવડ.

### લોઈડ ત્રીએસ્ટીની કંપનીએ કાઢેલી રીટર્ન ટીકીટો.

ધી લોઇડ ત્રીએસ્ટીની કંપનીએ જાહેર કર્યું છે કે થોડા વખતમાં તેના તરફથી તેની દર પંદર દીવસે વેનીસ અને જીનોઆ આવજાવ કરતી સ્ટીમરો મારફત ઇટાલીઅન બારોઓ માટે ચાર માસ ચાલે એવી રીટરનડ ટીકીટો કાઢવાનો ઠરાવ કર્યો છે અને તેના સંબંધમાં મેરીટમા ઇટાલીઅન કંપની સાથ ગોઠવણ કરવામા આવી છે. આ ટીકીટો કોઇ પણ કંપનીની ઇગ્લંડ તરફ જતી સ્ટીમર માટે આખું વર્ષ આપવામા આવશે. રીટર્ન ટીકીટોના દર પહેલા વર્ગ માટે પાઉંડ ૭૦ છે જે સાધારણ ભાડા કરતા ઘણુ ઓછું છે. સ્લેક સીઝનની બે વર્ષ માટે ચાલી શકે એવી ટીકીટો એજ દરે કાઢવામા આવશે.

## ઇગ્લાંડમાંની હીંદી લોન.

તા૦ ૧૫ મી એપ્રીલને દીને ઇગ્લંડમા રહેલી હીંદી લોનોના આંકડા નીચે મુજબ છે—

| | રૂપયા |
|---|---|
| ૩ ટકાની ૧૮૯૬-૯૭ ની | ૧૮,૫૪,૬૦૦ |
| ૩॥ ટકાની ૧૮૪૨-૪૩ | ૫૭૨૨,૪૦૦ |
| ,, ,, ૧૮૫૪-૫૫ | ૨,૯૦,૬૨,૬૦૦ |
| ,, ,, ૧૮૬૫ | ૧,૧૯,૭૬,૬૦૦ |
| ,, ,, ૧૮૭૯ | ૩૭,૨૯,૨૦૦ |
| ,, ,, ૧૯૦૦—૧ | ૨૨,૧૧,૩૫૦ |
| ,, ,, ૧૯૧૫-૧૬ | ૨૩,૪૦૦ |
| ,, ,, ૧૯૧૬-૧૭ | ૨,૪૦,-૨,૯૦૦ |
| ૫ ટકાની ૧૯૨૨-૪૭ | ૨૨,૨૫,૮૫૦ |
| ૫॥ ,, ૧૯૨૦ | ૧૦૦ |
| ,, ,, ૧૯૨૩ | ૧૪,૪૦૦ |
| ,, ,, ૧૯૨૫ | ૪૭,૬૦૦ |
| ,, ,, ૧૯૨૮ | ૧,૦૧,૮૭૫ |
| ૫ ,, ૧૯૪૪-૪ | ૪,૦૪,૨૦૦ |
| ૬ ,, ૧૯૩૦ | ૨૨,૮૪,૮૦૦ |
| ,, ,, ૧૯૨૬ | ૫૯,૯૩,૫૦૦ |
| ,, ,, ૧૯૩૧ | ૬૭૧૧,૧૦૦ |
| ,, ,, ૧૯૨૭ | ૩૫,૧૯,૬૦૦ |
| ,, ,, ૧૯૩૨ | ૪૦,૧૪,૬૦૦ |
| કુલ્લે | ૧૦,૪૨,૨૪ ૪૭૫ |

---

## ક્યુબાની ખાંડનો પાક

શુમાસ ખાતેના ક્યુબા ખાંડને લગતા છેલ્લા રીપોર્ટમાં જણાવ્યું છે કે ૩૬,૭૦,૦૦૦ ટ પાક ઉતરવાની વકી છે

---

## સમસ્ત હીંદ ઉદયોગીક પ્રદર્શન.
## ડીસેમ્બરમાં કલકતામાં ભરવાની ચાલી રહેલી તૈયારીઓ

લંડનમાં જે બ્રીટીશ શાહી પ્રદર્શન મળવાનું છે. તેમાં બંગાળ તરફથી જે નમુનાઓ મોકલવામાં આવનાર છે, તે હાલ તુરત તો કલકતામાં ભરાનારા પ્રદર્શનનું કેન્દ્ર બનશે. એટલે કે આવતા ડીસેમ્બરમાં ૧ લી થી ૩૧ મી ડીસેમ્બર સુધી ઓલ ઇંડીઆ ઇંડીસ્ત્રીઅલ એકઝીબીશન ત્યાં ભરાશે. ઇડનગાર્ડમાં ટાઉન હોલના દક્ષીણ છેડા પર તે ઉભું કરવામાં આવશે. અને તે માટે ત્યાંના શહેરે સુધારો ટ્રસ્ટના સરનશીન મી૦ ટી. એપરસને, બીડું ઝડપ્યું છે. મી૦ જે ટી. ડોનોવન આઇ. સી. એસ. અને મી૦ જે. એમ. મીત્ર સહકારી સોસાયટીના રેજીસ્ટારની કમીટી નેમાઇ છે તેમાં કલકતા ટરફ કલમે રૂ. ૫૦૦૦૦ ની મદદ આપવા કબુલ કર્યું છે. એજ પ્રમાણે રાજા રીશીકેશ લોએ રૂ. ૨૫૦૦૦ આપવા વચન આપ્યુ છે.

---

# હીંદની ચલણી નોટો અને સોના રૂપાના સીક્કાઓ.

તા૦ ૨૫ મી એપ્રીલે હીંદમાં ફરતી ચલણી નોટો વગેરેના સતાવાર આંકડા નીચે મુજબ છેઃ—

| | કુલે ચલણમાં ફરતી નોટો રૂપીયા | રૂપાના સીકા રૂપીયા | સોનાના સીકા અને લગદી રૂપીયા |
|---|---|---|---|
| કલકત્તા | ૫૩,૬૨,૦૯,૮૮૯ | ૧૦,૯૦,૫૮,૦૭૨ | ૪,૮૯,૮૫,૫૪૬ |
| કાનપોર | ૬,૪૭,૨૩,૧૭૫ | ૨૪૩,૦,૦૦,૩૭૪ | ૧,૦૪,૦૩,૬૨૫ |
| લાહોર | ૧૫,૮૧,૯૬,૬૪૬ | ૮,૨૯,૬૭,૨૯૬ | ૧,૩૩,૩૬,૩૧૯ |
| મુંબઇ | ૫૩,૨૩,૫૪ ૫૯૧ | ૧૮,૦૨,૯૬,૦૦૧ | ૧૪,૦૧,૮૩,૮૯૮ |
| કરાંચી | ૭,૨૦,૨૮,૩૬૮ | ૩,૪૧,૬૪,૩૨૯ | ૧૪,૬૯,૧૩૫ |
| મદ્રાસ | ૧૧,૪૪,૮૩,૬૩૫ | ૧૦,૩૫,૪૦,૬૧૫ | ૨,૪૮,૧૧,૧૨૫ |
| રંગુન | ૨૬,૬૮,૪૬,૯૨૩ | ૪,૭૪,૮૯,૭૪૬ | ૩૬,૪૩,૩૬૦ |
| કુલ્લે | ૧,૭૪,૭૮,૪૬,૬૨૭ | ૭૬,૯૦,૧૬,૪૩૬ | ૨૪,૩૧,૮૫,૯૯૯ |

એ ઉપરાંત સીક્કા પાડવા માટે કલકત્તામાં ૩,૫૭,૨૨,૯૫૬ રૂપયાની અને મુંબઇમાં ૬૮,૪૭,૩૫૫ ની રૂપાંની લગદી હતી.

---

# દેશ સેવા—Our Mission




દરેક દેશની પ્રજા નાણું સાચવવાની ટેવ ગ્રહણ કરી આગળ વધી છે.

હીંદુસ્થાનમાં પણ તે ટેવ દાખલ કરી આપણા દેશની ઉન્નતી થાય તે વિચારથી સેંટ્રલ બેંક ઓફ ઈંડીયા લીમીટેડની હોમ સેવીંગ સેફની યોજના પ્રજાના સનમુખ રજુ કરવામાં આવી છે.

ભારત માતાની કાંઇક સેવા બજાવવાના ઉત્તમ હેતુથી અને પ્રજાને પોતાનું હાલનું નાણું સાચવવાનું એટલું સાધન મળી શકે એ ધારણાથી આ યોજના રચાઈ છે તેનો લાભ મેળવો.

આ તમારા લાભની વાત છે. બેંકને તો નાની રકમનાં ખાતાઓમાં વધુ તકલીફ ઉઠાવવી પડે છે.

સો. ન. પોંચખાનાવાલા.
મેનેજીંગ ડીરેકટર.

આગલાં અઠવાડીયાં કરતાં ચલણમાં ફરતી નોટોમાં ૧,૦૩,૯૮,૪૯૪ રૂપયા જેટલો વધારો થયો હતો.

---

# મુંબઈના બંદરોમાંનો સુતર કાપડ વગેરેનો જથ્થો.

મુંબઈનાં બંદરોમાં સુતર કાપડનો જથ્થો ગઇ તા. ૩૧ મી માર્ચને દીવસે આગલાં પાંચ વરસોના એજ દીવસનાં જથ્થા સાથે સરખાવતાં નીચે મુજબ હતો:—

| | તા. ૩૧-૩-૨૩ | તા. ૩૧-૩-૨૨ | તા. ૩૧-૩-૨૧ | તા. ૩૧-૩-૨૦ | તા. ૩૧-૩-૧૯ | તા. ૩૧-૩-૧૮ |
|---|---|---|---|---|---|---|
| સુતરાઉ કાપડ, ગાંસડી | ૧૩,૨૯૮ | ૨૦,૬૬૫ | ૩૫,૮૨૫ | ૨૧,૯૬૧ | ૫૨,૪૮૩ | ૪૩૦૯૬ |
| ,, કેસ | ૧૩,૦૭૯ | ૩૦,૭૮૨ | ૫૦,૨૫૭ | ૭,૩૨૫ | ૭,૮૫૭ | ૪,૬૪૫ |
| કાપડ ગાંસડી | ૬૬૯ | ૧,૧૮૮ | ૧,૪૩૪ | ૭૭૬ | ૧,૪૫૦ | ૯૭૭ |
| રેશમી અને ગરમ કાપડ, કેસ | ૧,૮૨૬ | ૩,૪૯૨ | ૩,૭૩૬ | ૯૬૩ | ૧,૫૦૫ | ૧,૦૪૪ |
| સુતર પેકેજ | ૯,૦૦૫ | ૧૪,૪૨૨ | ૧૦,૧૫૧ | ૩,૫૩૬ | ૧૮,૩૧૩ | ૫,૭૨૧ |
| રેશમી અને ગરમ સુતર પેકેજ | ૭૬૮ | ૧,૦૧૭ | ૨,૩૯૯ | ૧,૯૨૮ | ૪,૧૫૨ | ૨,૨૦૨ |
| ત્રાંબુ ટન | ૧,૪૫૮ | ૧,૪૯૪ | ૧,૬૫૬ | ૩૭૪ | ૧૨૯ | ૬૧૪ |
| પીતળ ટન | ૧,૫૫૭ | ૧,૮૮૧ | ૧,૬૭૪ | ૭૬૮ | ૫૭૨ | ૨૦૪ |

---

# હીંદનો પરદેશ સાથેનો વેપાર.

## આયાત કરતાં નીકાશમાં થયેલો મોટો વધારો.

### વેપારનું પાસું હીંદની તરફેણમાં:

#### જાપાન ચડેલું પુષ્કળ રૂ.

૧૯૨૩ના માર્ચ માટેના બ્રીટીશ હીંદના વેપારના જે આંકડાઓ બહાર પાડયા છે તે આગલા મહીના સાથ સરખાવતો નીકાશ અને ફરી નીકાશના આંકડાઓમાં વધારો બતાવે

છે અને આયાતની કીંમતમાં ઘટાડો બતાવે છે. હીંદી બનાવટો અને માલની નીકાશ આગલા મહીનાના આકડા કરતાં પણ વધી ગઇ હતી, એટલે કે ૧૯૨૩ ના માર્ચમાં એ આંકડો રૂ. ૩૧૨૦ લાખનો હતો, આવો ઉંચો આંકડો આગળ કદી નહોતો આવ્યો. ફરી નીકાશ ૪૪ લાખ રૂપીઆની થઇ છે. ખાનગી માલની નીકાશ રૂ. ૧૮૫૪ લાખની થઇ હતી. અને તેમાં રૂ. ૮૮૨ લાખનો ઘટાડો દેખાતો હતો. ૧૯૨૩ ના માર્ચમાં આયાત આગલા વરસના એજ મહીનાની સાથ સરખાવતાં ૩૪ કરોડ રૂપીઆની કીંમતની ઘટી ગઇ હતી, એટલે કે ૧૩ ટકા જેટલી જ્યારે નીકાશ અને ફરી નીકાશ ૬૯ કરોડ એટલે ૨૮ ટકાની વધી હતી.

ખજાનો ખાનગી હિસાબે રૂ. ૭૧૯ લાખનો આયાત કરવામાં આવ્યો હતો, જ્યારે આગલા મહીનામાં એ આંકડો રૂ. ૧૦૬૮ નો હતો અને ૧૯૨૨ ના માર્ચ મહીનામાં રૂ. ૫૭૮ લાખનો હતો. ૧૯૨૨–૨૩ મા સોના રૂપાની આગલા વરસો સાથ સરખાવતાં કેટલી આયાત નીકાશ થઈ હતી તે નીચેના આંકડા પરથી જણાશેઃ–

| | વરસ ૧૯૨૨–૨૩ રૂપીઆ (લાખ | વરસ ૧૯૨૧–૨૨ રૂપીઆ (લાખ) | વધારો (–) કેટલો (લાખ રૂપયા) | કે ઘટાડો ૧૯૨૨–૨૩ના વરસમાં ટકા |
|---|---|---|---|---|
| સોનું આયાત | ૪૧૨૨ | ૧૩૮૨ | +૨૭૪૦ | +૧૯૮ |
| „ નીકાશ | ૧૩ | ૧૬૬૧ | –૧૬૪૮ | –૯૯ |
| રૂપુ આયાત | ૨૦૫૬ | ૧૭૩૩ | +૩૨૩ | +૧૯ |
| „ નીકાસ | ૨૫૪ | ૨૩૮ | +૧૬ | ×૭ |

વેપારનો માલ, ખજાનો, કાઉન્સીલ બીલો, વગેરેના આકડાઓ ધ્યાન લેતા હીંદના વેપારનું પાસુ ૧૯૨૩ના માર્ચમાં ૭૦૬ લાખ જેટલુ લાભમાં હતું. ફેબ્રુવારીમા હીંદ ની વીરૂદ્ધ ૨૧ લાખનું હતું અને એક વરસ અગાઉ એજ મહીનામા ૪૮ લાખ રૂપીઆનું હીંદની તરફ હતું. ૧૯૨૩ના માર્ચ પુરો થતાં વરસમાં હીંદની તરફેણમાં વેપારનું રૂ. ૨૮૩૨ લાખનું હતું, જ્યારે આગલા વરસમાં રૂ. ૩૧૮૦ લાખ વીરૂદ્ધ પાસુ હતું.

## આયાતમાં ફેરફાર.

૧૯૨૨ ના માર્ચ સાથ સરખાવતાં ખોરાકી પીણા તંબાકુ અને કાચી વસ્તુઓની આયાત અનુક્રમે રૂ. ૨૫ અને ૫૦ લાખ ઘટી હતી અને તઇયાર બનાવટો રૂ ૨૨૩ લાખની ઘટી હતી. ઓસ્ટ્રેલીઆથી ઘઉંની આયાત ઘણી ઘટી હતી. ખોરાકી પીણાં અને તંબાકુમા જે ઘટાડો જણાય છે તે રૂ. ૭૪ લાખ રૂપીયાનો ઘટાડો છે. ખાંડમાં ૬૩ લાખનો સુધારો હતો ને આયાત ૩૮૪૦૦ ટન પરથી વધીને ૫૪૨૦૦ ટને થઇ હતી. કાચી વસ્તુઓમા કોલસાની આયાત ૫૫ લાખ ઘટી હતી. તઇયાર માલમાં સુતરાઉ કાપડની આયાત વધી હતી. ૬૬૦ લાખપરથી ૧૨૦ લાખ વાર થયા હતા, અને કીંમત ૧૭૦ લાખ રૂપીયાપરથી વધીને રૂ. ૪૪૧ લાખની થઇ હતી. મશીનરી અને પટાઓની આયાતમા ઘટાડો થયો હતો. રેલ્વે પ્લાન્ટ અને રોલીંગ સ્ટોક ૯૭૮ લાખ રૂપયા અને (–૫૪ લાખ રૂપયા) એનીલાઇન અને એલીઝરીન રંગો (–રૂપયા ૨૨ લાખ)

## નીકાશમાં ફેરફાર

હીંદી નીકાશમાં ખોરાકી, પીણા અને તંબાકુની નીકાશ ૧૯૨૨ ના માર્ચ માસ સાથે સરખાવતાં ૮૨ લાખ રૂપયા જેટલી વધી હતી અને આ વધારો મુખ્ય રીતે ૭૨ લાખ રૂપયાનું અનાજ પરદેશ ચડયું હતું તેને આધારે છે. કાચી વસ્તુઓની નીકાશ ૩૦૫ લાખ વધી હતી તેમાં ૪૦૯ લાખ રૂપીયાનું રૂ પરદેશ ચડયુ હતું જ્યારે બીઆં અને અંબ ડીમાં ૩૨ લાખ રૂપીયાનો ઘટાડો થયો હતો. ૧૯૨૩ ના માર્ચમાં જે ૮૩૦૦૦ ટન રૂ બહારગામ ચડયું હતું. તેમાંથી ૩૮૪૦૦ ટન અથવા ૪૬ જાપાન ગયું હતું અને ૧૪૫૦૦ ટન અથવા ૧૭ ટકા ચીન ગયું હતું. જ્યારે આગલે વરસે એ આંકડાઓ અનુક્રમે ૩૮ અને ૨૫ ટકા હતા. યુનાઇટેડ કીંગડમ અને બેલજીઅમની માગણી ઘુણી વધી હતી દરેક ૫૦૦૦ ટન લીધા હતા, જરમની અને ઇટાલીએ દરેક ૬૦૦ ટન લીધા હતા તૈયાર બનવટોની નીકાશ પણ ૧૧૪ લાખ વધી હતી. અને તેનું કારણ ગુણુપાટના કોથળાઓ અને ગુણુપાટની કીંમતમાં થએલો વધારો હતો.

—:૦:—

## જાપાનનો દીવાસળીનો ઉદયોગ.

### મુંબઈ, રંગુન અને કલકત્તામાં જેપાનીશ અને સ્વીડીશ મેચીસનો સ્ટોક કેટલો છે!

### મુંબઇમાં સ્વીડનના માલ સાથે જેપાનીસ મેચીસની સખત હરીફાઇ.

ઈંગ્લંડ, બેલજીઅમ અને સ્વીટઝરલેંડ વચે નવા વેપારી તહનામાઓ થવાની ગોઠવણ થાવે છે. એજ પ્રમાણે ઝેકોસ્લાવકીઆ પણ ઇંગ્લંડ જોડે સંદેશો ચલાવે છે, અને ઝેકોસ્લાવકીની મીલકતો ઈંગલાંડમા હોય તે પાછી તેને સોંપવાની માગણી કરવામાં આવે છે. અત્યારે જે વેપારી વહનામાઓ હસ્તી ધરાવે છે તે પણ નવેસરથી કરવામાં આવશે, જેમ કે ઇટાલી, ઓસ્ટ્રીયા અને સ્પેન સાથના ઓથીઓનો બને બાજુથી હાલની કસ્ટમસ જમા કમી કરવા કોશેશ કરવામા આવશે અને એવું પણ સંભળાય છે કે હંગેરી સાથની મસલત જે થોડા વખતપર બંધ કરવામા આવી હતી તે પાછી ચાલુ કરવામા આવશે.

જાપાનના તા૦ ૨૯ મી માર્ચ ૧૯૨૩ ના એક તારના સંદેશામાં જણાવવામાં આવે છે કે જાપાનીસ મેચીસની નીકાશ દક્ષીણ ચીનમાં હમણા ઘણી થવા લાગી છે, પણ જાવાથી કાંઇ પણ ઓર્ડરો હાલ પણ મળ્યા નથી, કારણ કે ત્યા ઘણો સ્ટોક પડેલો છે. મુંબઈમાં જેપાનીસ માચીસનો સ્ટોક ૨૦૦૦૦ પેટીઓનો પડેલો છે. જેમાં ૧૩૦૦૦ પેટીઓ સ્વીડીસ મેચીઝ અને ૭૦૦૦ જેપાનીસ મેચીઝની પેટીઓ છે. કલકત્તામાં ૨૦૦૦૦ પેટીઓ પડેલી છે, અને રંગુનમાં ૧૫૦૦૦ પેટીઓ છે, જેમાં ૧૦ ટકા સ્વીડીસ અને બાકીની જાપાનીસ છે, કલકત્તા અને રંગુનમાં સ્વીડીસ મેચીઝની ઘણી અસર નથી, પણ મુંબઇમાં જાપાનીઝ દીવાસળીને સ્વીડનના માલ જોડે સખત હરીફાઇ કરવી પડે છે. અત્યારે તો હીંદ તરફથી ઘણી થોડી પરપુછ છે. પણ જુન ઓકટોબરમાં વધુ સારૂં કામકાજ થાય એવી વકી રહે છે.

—:૦:—

# વેપારી પુછપરછ.

ચીકાગો ખાતેનાં વૉન શાક બ્રધર્સ કેમીકલ વર્કસ તરફથી નાઇટ્રોસેલ્યુલોઝ સોલ્વન્ટસ તથા સોલ્યુશન્સ બનાવાય છે. ચોખો આલ્કોહોલ બનાવવાની ક્રીયાને અંગે જે ફુઝલ ઓઇલ બને છે તે ફુઝલ ઓઇલની નીકાશ કરનારાઓ સાથે તેઓ કામ પાડવા માગે છે માટે આલ્કોહોલ બનાવનારાઓનું એ પ્રત્યે લક્ષ ખેંચવામાં આવે છે. જેમની પાસે અત્યારે ફુઝલ ઓઇલ હોય તેમણે પણ જણાવવું એવી એ કારખાનવાળાઓએ વીનંતી કરી છે. પત્રવ્યવહાર એ કારખાનાંવાળા સાથે સીધો કરવો વધુ ખબર અમેરીકન કૉન્સલ પાસેથી મળશે.

હેનરીએ પારકલ (ફ્રેંકબેલા નામની પેઢીનો પ્રતીનીધી) હીંદી પેઢીઓ પાસેથી એજન્સી લેવા માગે છે તેની શરતો આ ચેમ્બરમાંથી મળી શકશે. વેપારની ચીજો તેજાનો, જુટ, કપોક, રબર, આદાનો આચાર વગેરે છે

## વેપારી બજારનો ભોમીઓ.

દરેક વેપારને લગતી હકીકતથી વાકેફ થવને પેઢીના દરેક રીતરીવાજ જાણવાને, દેશ પરદેશના વેપારની સાથે હીંદના વેપારનો મુકાબલો સમજવાને વેપારી બજારનો ભોમીઓ સર્વોતમ પુસ્તક છે તેનો ઉપયોગ કર્યેથી ઘેર બેઠા મુંબઇની અને બીજા દેશાવરોની સાથે વેપાર કરી શકાય છે તેમા કેટલી બધી બાબતો છે તે જાણવાને ખુલાસા પત્ર મંગાવો.

પ્રાણજીવન વીઠલદાસ ધ્રુવ.
અમરવાડી, નવી ચાલ, રૂમ નં. ૧૫૭
મુંબઇ નં. ૪

---

મેસ્સર્સ આર્મસ્ટ્રાંગ એંડ કંપની (૧૧-૧૩, ગ્રેટ પોર્ટલેંડ સ્ટ્રીટ, લંડન, ડબલ્યુ ૧) જણાવે છે કે સ્કેન્ડીનેવીયામાં અમારી શાખા છે અને યુરોપમાં ઘણે સ્થળે એજન્સીઓ છે. મુખ્ય વેપાર મોટરવાળી ઓટોમોબાઇલ, મોટર સાઇકલ, બાઇસીકલ, ખેતીનાં ઓજારો, એન્જીનો વગેરેનો છે. લોખંડનો માલ નીકાશ કરીએ છીએ. અને ઉનનાં તથા બીજા કાપડનો પણ વેપાર છે. જેમને યુરોપ સાથે વેપારી સંબંધ બાંધવો હોય તેમનો વતી ખરીદી તથા વેચાણ કરીશું વધુ વીગત માટે લખો સેક્રેટરી, ઇંડીયન મર્ચંટસ ચેમ્બર, બેંક સ્ટ્રીટ, મુંબઇ.

# મુંબઇ સરકારના ખર્ચમાં કાપકુપ વીશે કમીટીની ભલામણો.

### સીવીલ વેટરીનરી (ઢોરનું વૈદુ)

ઘટાડાઓ:—

| | |
|---|---|
| અમલદારોના પગારની ગ્રેડમાં ફેરફાર કરવાથી | ૬૬૦૦ |
| કારકુનો ઘટાડવાથી | ૨૭૩૦ |

## જંગલ-ખાતું.

| | |
|---|---|
| ચીફ કન્ઝરવેટરની જગા કાઢી નાંખવી ... ... ... ... | ૩૧૩૫૦ |
| તેના પર્સનલ આસીસ્ટંટની જગા કાઢી નાખવી ... .. ... | ૪૮૦૦ |
| એમનું ઓફીસ ખાતું કાઢી નાંખવું ... ... ... ... ... | ૧૧૭૯૧ |
| સીંધમાં કન્ઝરવેટરને બદલે ડેપ્યુટી કન્ઝરવેટર રાખવો ... ... ... | ૭૮૦૦ |
| લારખાના, શીકારપુર તથા સકર વીભાગોની હદમાં ફેરફાર કરી એક ડીવીઝનલ ફોરેસ્ટ આફીસરની જગા કમી કરવી ... ... ... ... | ૧૧૮૫૦ |
| સતારા તથા ધારવાડ-બીજાપુર ખાતે ઇમ્પીરીયલ ઓફીસર છે તેને બદલે પ્રાંતીક અમલદાર રાખવા .... ... ... ... .... | ૧૪૧૦૦ |
| સાત એક્સ્ટ્રા એસીસ્ટંટ કન્ઝરવેટરને ડયુટી અલાવન્સ બંધ પાડવું .. | ૮૪૦૦ |
| | ૯૦૦૯૧ |

( અપૂર્ણ )

---

## નીમક પર જગાત અને ખપત.

| વરસ. | મણ દીઠ જગાત. | ખપત કેટલા લાખ મણ. |
|---|---|---|
| ૧૮૯૧-૯૨ | | ૩૩.૩ |
| ૧૯૦૨-૦૩ | | ૩૩.૬ |
| ૧૯૦૩ | ૨—૦—૦ | ૩૮.૨ |
| ૧૯૩—૪ | ,, | ૩૮.૨ |
| ૧૯૦૪—૫ | ,, | ૩૯.૯ |
| ૧૯૦૫ | ૧—૮—૦ | ૪૧.૩ |
| ૧૯૦૬—૭ | ,, | ૪૩.૮ |
| ૧૯૦૭ | ૧—૦—૦ | ૪૧.૦ |
| ૧૯૧૨—૧૩ | ,, | ૪૮.૦ |
| ૧૯૧૩—૧૪ | ,, | ૪૭.૪ |
| ૧૯૧૪—૧૫ | ,, | ,, |
| ૧૯૧૬ | ૧—૪—૦ | ૫૧.૦ |
| ૧૯૧૬-૧૭ | ,, | ૪૪.૮ |
| ૧૯૧૭-૧૮ | | ૫૨.૦ |
| ૧૯૧૮-૧૯ | | ૪૯.૫ |
| ૧૯૧૯-૨૦ | ,, | ૫૨.૮ |
| ૧૯૨૦-૨૧ | ,, | ,, |

---